# श्रीमाळपुराण

अथवा

# स्कंदपुराण मांहेनुं श्रीमाळमहात्म्य.

ટીકા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર.


જટાશંકર લીલાધર તથા કેશવજી વિશ્વનાથ.

ગૂજરાત આર્ય ઔષધશાળા—રિચીરોડ.

અમદાવાદ.





અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કિમ્મત. રૂ. ૨ બે.

# પ્રસ્તાવના.

શ્રીમાળનગરનાં તીર્થો, ક્ષેત્રો તથા તે નગરના મહિમાનું તેમજ તેમાં વસનારા શ્રીમાળીઓનું પૌરાણિક વૃતાંત સ્કંદ પુરાણમાં આપેલું છે, જેમાં તે વૃતાંતને " શ્રીમાળમહાત્મ્ય " કહેવામાં આવેલ છે. આ પુસ્તક સ્કંદ પુરાણનું એક અંગ હોવાથી તથા લોકોમાં પણ તે હાલમાં પુરાણ તરીકે ઓળખાય છે તેથી આ ગ્રંથનું નામ "શ્રીમાળપુરાણ" રાખેલું છે.

" શ્રીમાળી શુભેચ્છક " નામનું ચોપાનિયું જે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇના મુરબી પણા નીચે અને ત્રવાડી જટાશંકર લીલાધરના તંત્રી પણા નીચે કેટલાંક વર્ષ સુધી પ્રસિદ્ધ થયું હતું, તેમાં આ શ્રીમાળમાહાત્મ્ય પણ ગુજરાતી ટીકાસાથે છપાતું હતું; પણ તે ચોપાનિયું બંધ થયું અને તેથી શ્રીમાળમાહાત્મ્ય પણ લગભગ અડધું છપાયા પછી બંધ પડયું.

ત્યાર પછી, આ સંપૂર્ણ ગ્રંથને અલગ છપાવી પ્રસિદ્ધ કરવા માટે ઘણાક શ્રીમાળી ભાઇઓ તરફથી વારંવાર સૂચનાઓ અને માગણીઓ થવા લાગી; તેથી આ કામનો ફરી આજથી આશરે બાર માસ ઉપર પ્રયાસ ચાલુ કર્યો અને ઘણી મુસ્કેલીઓ વચ્ચે અંતે તે છપાવી બહાર પાડવામાં આવેલ છે.

શ્રીમાળ પુરાણમાં કેટલા અધ્યાય છે તે નક્કી કરવા માટે તેની લખેલી પ્રતો જુદે જુદે ઠેકાણેથી મેળવવા ઘણો પ્રયાસ કરવાની જરૂર પડી, અને તેથીજ આ ગ્રંથને પ્રસિદ્ધ કરવામાં વિલંબ થયો છે. અત્રે ઘણી દીલગીરી સાથે જણાવવું પડેછે કે કેટલેક ઠેકાણે લખેલી પ્રતો હયાત છતાં, અને પેટી તથા પટારામાં ઉધૈને ભોગ પડી રહેલી છતાં અને તે મેળવવા માટે વિનતિઓ કર્યા છતાં આવા કામમાં તે ઉપયોગમાં આવી શકી નથી. જ્યાં જ્યાં આ પુસ્તકની લખેલી પ્રત હોવાના ખબર મળ્યા ત્યાં ત્યાં તપાસ કરતાં તે મેળવવામાં નિરાશા પ્રાપ્ત થયેલી છે. માત્ર એકજ ગૃહસ્થે પોતાના મનની મોટાઈ બતાવી છે તે ગૃહસ્થ સુરતવાળા ઓઝા માણેકલાલ ગણપતરામ છે જેમનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે. તેમણે મોકલેલી પ્રત જીર્ણ અને અપુર્ણ છતાં તેમાંથી તથા " શ્રીમાળ ખંડ " નામનો એક બીજો લખેલ ગ્રંથ મોકલેલો તેમાંથી કેટલોક ભાગ ઉપયોગમાં આવ્યો છે.

# પ્રસ્તાવના.

આ ગ્રંથની જે બે ત્રણ લખેલી પ્રતો મળી શકી તે ઘણી જીર્ણ હાલતમાં અને અશુદ્ધ હોવાથી તેનું ભાષાંતર કરવામાં ઘણી મુશ્કેલી પડેલી છે, અને તેથી મૂળ શ્લોક અને તેની ટીકામાં જે કાંઇ અશુદ્ધિ તથા દોષ માલુમ પડે તેને માટે ટીકાકાર દોષને પાત્ર નથી. પ્રૂફો સુધારવામાં પણ કેટલીક ભૂલો રહી જવાનો સંભવ છે, તેથી તે સુધારીને વાંચવા વિદ્વાન વાંચનારાઓને વિનતિ કરવામાં આવે છે.

આ ગ્રંથની સાથે હાલના શ્રીમાળી બ્રાહ્મણો, શ્રીમાળી વાણીયા તથા શ્રીમાળી સોની વગેરે "શ્રીમાળી" નામથી ઓળખાતા સર્વ શ્રીમાળીઓનું હાલનું વસ્તી પત્રક તથા કેટલોક જાણવા જોગ ઇતિહાસ આપવાની ઇચ્છા હતી પણ સર્વ ઠેકાણેથી એવો વિશ્વાસ લાયક ઇતિહાસ મળી શક્યો નહિ અને મૂળ ગ્રંથનું કદપણ ધાર્યા કરતાં ઘણું વધી ગયું જેથી તે ઇતિહાસ છપાવવાનું બની શક્યું નથી. જો શ્રીમાળી ભાઇઓ તરફથી મદદ મળશે અને બની શકશે તો શ્રીમાળીની ડાઇરેક્ટરી એટલે હાલના ઇતિહાસનું એક બીજું જુદુંજ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે.

પોર બંદરવાળા શા. ઝવેરભાઇ હરજીવનદાસ જેઓ મુંબઇમાં પ્રસિદ્ધ દલાલ હતા અને જેઓ ગ્રંથકર્ત્તાઓને સારો આશ્રય આપવામાં પ્રીતિ રાખતા હતા તેમના તરફથી આ કામમાં કાંઇક મદદ મળેલી છે અને ગ્રંથ તૈયાર થયા પછી વિશેષ આશ્રય મળવાની ખાત્રી હતી; પણ દરમીયાન તેમણે થોડા વખત પર સ્વર્ગવાસ કર્યો, જેને માટે અંતઃકરણથી દીલગીરી જાહેર કરવામાં આવે છે.



# અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.

## અનુક્રમણિકા.





## શ્રી મહાલક્ષ્મીનું કવિત.

ચતુર ભુજાળી ભિન્નમાળવાળી ભાળી માત,
દેવી તું દયાળી રઢીયાળી ને રૂપાળી છે;
પહેરી પનાળી ને બુટ્ટાળી સાડી, નાકે વાળી,
રૂડી રતનાળી, કાળી આંખ અણિયાળી છે;
ભાગ્યશાળી ભાળી તને વર્યા દેવ વનમાળી,
ધરમાળી કરમાળી સદા તું સુખાળી છે;
કહે છે કૃપાળી મહાકાળી ને કપાળી તને,
પાળીને શ્રીમાળી તણી પીડા તેં પ્રજાળી છે.

ક. હ. ડા.

## લક્ષ્મીનારાયણાષ્ટક.

### ઉપજાતિ વૃત્ત.

હે માનવી માનવ પિંડ પામ્યા, વળી વિશેષે સુખમાં વિરામ્યા;
આવ્યો ભલો જોગ અમુલ્ય એવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૧
ગણેશ ગંગેશ સુરેશ શેષ, જેને ભજે હેત ધરી હમેશ;
તથા ભજે તેત્રિશકોટિ દેવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૨
દેહી તણાં દુઃખ દરિદ્ર જાય, વૈકુંઠમાં અંત નિવાસ થાય;
જો હોય એ લાભ અલભ્ય લેવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૩
એનાથકી અન્ય નથી સમર્થ, એના વિના સાધન સર્વ વ્યર્થ;
જડે ન જોતાં સુર એહ જેવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૪
અહોનિશા અંતરભાવ આણી, બ્રહ્મા વખાણે વદિ વેદ વાણી;
ધરે તપસ્વી મુનિભાવ તેવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૫
મત્સાદિ જેણે અવતાર લીધા, કાપી મહાકષ્ટ અકષ્ટ કીધા;
કર્યો કૃપાએ ઉપકાર કેવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૬
જ્યારે ધરા મધ્ય અધર્મ વ્યાપે, ત્યારે ધરી દેહ સુધર્મ થાપે;
એથી બિજો ઇષ્ટ કયો કહેવો, શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૭
શ્રીમાળીના ઇષ્ટ વરિષ્ટ એ છે, અનિષ્ટને ટાળી અભિષ્ટ દે છે;
તેને ભજો સર્વ તજી કુટેવો શ્રી લક્ષ્મિનારાયણ દેવ સેવો. ૮
શિખે સુણે અષ્ટક શુદ્ધભાવે, શ્રી નાથ તેને સુખિયા બનાવે;
સકામતા દે વળી સર્વ કામે, રચ્યા સુછંદો દલપત્તરામે. ૯

# श्रीमालपुराण.

(સ્કંદપુરાણ માંહેનું "શ્રીમાળમહાત્મ્ય".)

---

મંગળાચરણ.

नमस्त्रिभुवनांभोजबोधमीलितहेतवे ।
विश्वरुपायशुद्धाय नमः श्रीवत्सधारिणे ॥ १

ત્રણ ભુવનરૂપી કમળનો પ્રકાશ અને સંકોચન એવો જેનો હેતુ છે, તેને હું નમુંછું. વિશ્વરૂપ, શુદ્ધ અને શ્રીવત્સનું ચિન્હ ધારણ કરવાવાળા વિષ્ણુને હું નમસ્કાર કરૂંછું. ૧.

## ॥ अथ प्रथमोऽध्यायः ॥

અધ્યાય ૧ લો.

### ॥ श्रीस्कंदउवाच ॥

देवदेवपुनर्ब्रूहि भूभागंकंचिदुत्तमम् ।
यत्रब्रह्मादयोदेवा वसिष्ठाद्यास्तपोधनाः ॥ २
प्रभासादीनितीर्थानि गंगाद्याःसरितस्तथा ।
ऋषयःपितरोयक्षागांधर्वाप्सरसस्तथा ॥ ३
क्रीडन्तिमातरःसर्वाःकुमारैःसहयत्रच ।
यत्रदत्तेनहव्येनसद्यस्तुष्यन्तिदेवताः ॥ ४
कव्येनपितरस्तृप्तिम् लभंतेसपितामहाः ।
यत्रक्रीडंतिगोविंदः श्रियासार्द्धमतंद्रितः ॥ ५
सावित्र्याचप्रजानाथःशैलपुत्र्यासमंभवः ॥
एतद्विस्तरतोब्रूहि यदितुष्टोऽसिधूर्जटे ॥ ६

શ્રીસ્કંદ કહે છે—હે દેવના દેવ (શંકર), પૃથ્વીનો કોઇ ઉત્તમ ભાગ મને કહો કે જ્યાં બ્રહ્માદિ દેવતાઓ, અને વસિષ્ટ આદિ તપરૂપી ધનવાળા રૂષિઓ રહેછે. ૨, જ્યાં પ્રભાસ વગેરે તીર્થો, ગંગા વગેરે નદીઓ, રૂષિયો, પિત્રિયો, યક્ષો, ગાંધર્વો, અપ્સરાઓ રહે છે. ૩. અને જ્યાં સર્વે માતાઓ પોતાના પુત્રો સહિત ક્રીડા કરે છે. જ્યાં હોમાદિ કર્યાથી દેવતાઓ તરતજ સંતુષ્ટ થાય છે. ૪. જ્યાં પિંડદાન કર્યાથી પિત્રીઓ તૃપ્ત થાય છે. જ્યાં આળસ રહિત ભગવાન લક્ષ્મીજી સહિત ક્રીડા કરે છે. ૫. અને જ્યાં બ્રહ્મા સાવિત્રી સહિત અને શિવ પાર્વતી સહિત ક્રીડા કરે છે. હે શિવ ! જો તમે પ્રસન્ન થયા હો તો મેં પુછ્યું એટલું વિસ્તારથી કહો. ૬.

इत्याकर्ण्यवचस्तस्य कुमारस्यमहेश्वरः ।
मीलिताक्षःक्षणंध्यात्वा कुमारमिदमब्रवीत् ॥ ७

એ પ્રમાણે સ્કંદનાં (કાર્તિકસ્વામીનાં) વચન સાંભળીને મહાદેવ આંખો બંધ કરી ક્ષણવાર ધ્યાન કરીને પુત્ર પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યા. ૭.

## ॥ श्रीमहादेवउवाच ॥

साधुपृष्टंत्वयावत्सभागंश्रेयस्करंभुवः ।
प्रवक्ष्यामियथातत्त्वंशृणुष्वगदतोमम ॥ ८
योवनाश्वस्यनृपतेर्ब्रह्मपुत्रोयथाब्रवीत् ।
अयोध्याधिपतिःश्रीमानासीदतुलविक्रमः ॥ ९
यौवनाश्वसुतोराजामांधातेतिश्रुतोभुवि ।
समुद्रमेखलामुर्वींयःशशासकुलैकवत् ॥ १०
तस्मिन्शासतिधर्मज्ञेप्रजाःपुत्रानिवौरसान् ।
द्रष्टुंसमागतस्तत्रवशिष्ठस्सहभार्यया ॥ ११
तमैवोर्वितलेदृष्ट्वामहीमंडलमध्यगम् ।
सन्मतिमिवकुर्वाणंदिविभानुमिवोदितं ॥ १२
अभ्युत्थानादिधिकर्तुंदूरान्नृपतिरभ्ययात् ।
समानसुभटामात्यकुमारांतःपुरैस्सह ॥ १३

तमर्घ्यादिभिरभ्यर्च्यककुस्थकुलदैवतम् ।
प्राविश्यच्चनिजंवेश्म शारदांबुजसंन्निभम् ॥ १४

तत्रदर्भासनासीनेयथाविधिमुनीश्वरे ।
उपेत्यविविशुःसर्वेसचिवाःसहपार्थिवाः ।
प्रणिपत्यमहीपालःकृतांजलिरथाब्रवीत् ॥ १५

મહાદેવ —હે પુત્ર, શુભ કરવાવાળા પૃથ્વીના ભાગ વિષે તેં બને પુછ્યું. હું તને યથાર્થ કહીશ; મારૂં કહેવું સાંભળ. ૮. યોવનાશ્વરાજાને જે પ્રમાણે નારદે કહ્યું હતું તે પ્રમાણે અયોધ્યામાં ધનવાન અને અતિ બળવાન યૌવનાશ્વ નામનો રાજા થયો. ૯. યૌવનાશ્વનો પુત્ર માંધાતા પૃથ્વીમાં પ્રખ્યાત રાજા થયો. તે સમુદ્ર સુધી વિસ્તાર પામેલી પૃથ્વીમાં જાણે કુળમાં એ એકજ થયો હોય, તે પ્રમાણે રાજ્ય કરતો હતો. ૧૦. ધર્મ જાણનારો તે રાજા પ્રજાને પોતાના પેટના પુત્રોની પેઠે પાળતો હતો, તેવામાં અરૂંધતી સહિત વસિષ્ટ રૂષિ તેને મળવા આવ્યા. ૧૧. મહીમંડળના મધ્યમાં જનાસ અને સારી બુદ્ધિ કરનારા એવા તે વસિષ્ટરૂષિને પૃથ્વી ઉપર આકાશમાં ઉગેલા સૂર્યના જેવા તેજસ્વી જોઇને.–૧૨. રાજા પોતાના જેવાજ સુભટો, પ્રધાનો, કુંવરો અને રાણીઓ સહિત દૂરથી તેમનું સન્માન કરવા સારૂં સામો ગયો. ૧૩. કકુસ્થ કુળના દૈવતરૂપ તે મુનિની અર્ધ્યાદિ સામગ્રીથી પૂજા કરીને શરદઋતુના વાદળાં જેવા શ્વેત વશિષ્ટ મુનિને તેણે પોતાના ઘરમાં પ્રવેશ કરાવ્યો. ૧૪. ત્યાં વિધિ પૂર્વક દર્ભાસને બેઠેલા મુનિશ્વર પાસે રાજાઓ સહિત સઘળા સચિવો જઇને મળ્યા. પછી પ્રણામ કરીને નમ્ર બે હાથ જોડીને રાજામાંધાતા બોલ્યા. ૧૫.

## ॥ मांधातोवाच ॥

स्वागतंतेमुनिश्रेष्ठसफलंमेऽद्यजीवितम् ।
अद्यनःसफलालक्ष्मीरद्यनःसफलंकुलम् ।
अद्यनःसफलोधर्मस्त्वयिप्राप्तेगृहंगुरो ॥ १६
संसारममतावर्त्तपरिभ्रांतस्यदेहिनः ।
भवंतित्वद्विधाब्रह्मन्नवलंबनयष्टयः ॥ १७
अग्नयःसुहुताःकच्चित्कच्चित्क्षेमंतपस्सुच ।
कच्चित्तुष्यंतिमुनयस्तपोधनतपोवने ॥ १८

रतावनविहारेपुमीयमाणाःपरस्परम्
विपदःश्वापदाःकेचिन्नाप्नुवंतिकुतस्तव ॥ १९
ब्रह्मवर्चसकामास्तेकच्चिन्मुनिकुमारिकाः ।
वयोनुरूपैःकलशैरभिषिंचंतिकिंशुमान् ॥ २०
वितन्यमानेवैतातकर्मणिकच्चिदाश्रमे ।
रक्षांसिनापराध्यंतितुभ्यंवाशमिनांवर ॥ २१
कच्चित्कल्पायुकल्याणीसबलाकामधुक्तव ।
यस्याहरणनिर्बंधोययौगोधयबंधुताम् ॥ २२
किंवाजयंतिभाग्यानिममयेनमुनीश्वर ।
मासस्साधमरुंधत्याचंद्रश्चंद्रिकयायथा ॥ २३
यतःप्राप्तोऽसिभगवन्मदेशान्मुनिवत्सल ।
तन्निवेद्यमेसर्वंश्रवणार्होऽस्मिचेन्मुने ॥ २४

હે શ્રેષ્ટ મુનિ, તમે ભલે પધાર્યા, આજ મારૂં જીવતર સફળ થયું. આજ અમારી લક્ષ્મી સફળ થઇ, આજ અમારૂ કુળ સફળ થયું, અને મારે ઘેર આપ સરખા ગુરૂના પધારવાથી મારો ધર્મ પણ આજ સફળ થયો. ૧૬. હે મુનિદેવ, સંસારની મમતામાં ભ્રમિત થયેલા પ્રાણીઓને આપ જેવા, લાકડીની પેઠે આધાર રૂપ થાય છે. ૧૭. હે મુનિ, આપના અગ્નિદેવતા કેમ સારી રીતે હોમાય છે? અને આપનો તપ નિર્વિઘ્ન તો ચાલે છે? અને તપોવનમાં મુનિયો સંતુષ્ટ રહે છે? ૧૮. વન વિહારમાં મગ્ન અને પરસ્પર પ્રીતિવાળાં વનનાં તમારાં પશુઓ પીડા તો નથી પામતા? ૧૯. મોક્ષ કામવાળી તમારી રૂષિ પુત્રિયો વય પ્રમાણે કળશો લઇને ઝાડોને પાણી પાય છે કે નહિ? ૨૦. ઇંદ્રિયોને વશ રાખનારા મુનિયો માંહે શ્રેષ્ટ મુનિ, આપના આશ્રમમાં કર્મકાંડને વિષે રાક્ષસો કદિ અડચણ તો નથી કરતા? ૨૧. કામદુઘાને હરણ કરી જવાને નિશ્ચિત થયેલો ગાધય મૈત્રિને પ્રાપ્ત થયો, તેથી કૃપાલુને વિશે કલ્યાણ કરનારી તમારી તે ગાય સબળી તો છે? ૨૨. હે મુનીશ્વર, ચંદ્ર જેમ રોહિણી સાથે, તેમ આપ અરૂંધતી સહિત પધાર્યા, તેથી શું મારાં ભાગ્યનો ઉદય તો નથી થતો? ૨૩. હે મુનિવત્સલ, જે કારણથી આપનું પધારવું થયું તે સર્વે સાંભળવાને હું આપને યોગ્ય લાગતો હોઊં તો મને કહો. ૨૪.

## ॥ वसिष्टउवाच ॥

विष्णुवत्त्वयिचक्रेणपृथिवीमनुशासति ।
सर्वतःकुशलंराजन्यतीनांगृहीणामपि ॥ २५
स्थानादागमनंयस्मादस्माकमथपृच्छसि ।
श्रूयतांराजदूलयदिकौतूहलंहिते ॥ २६
अर्बुदारण्यमतुलंतीर्थकोटिसमन्वितम्
श्रुतंयदिभवेद्भूपपृथिव्यांपावनंपरम् ॥ २८
अस्तितत्राश्रमोऽस्माकंनानामुनिजनप्रियः ।
तत्रतीर्थावगाहायप्राप्ताःसप्तर्षयोऽमलाः ॥ २९
तत्रतीर्थानिसर्वाणितैर्विगाह्यसमंततः ।
अहमभ्यर्थितोराजन्शेषतीर्थावगाहने ॥ ३०
ततोऽहंमुनिभिस्सार्धंसौगंधिकगिरिंप्रति ।
ययौसार्धमरुंधत्याऋषिभिर्ब्रह्मवादिभिः ॥ ३१
कृततीर्थावगाहानांमुनीनांभावितात्मनाम् ।
भूर्भुवेश्वरदेवस्यप्रासादेस्थितिशालिनाम् ॥ ३२
अर्घंचकारविधिवत्तीर्थयात्रागतोनृपः ।
सोमवंशोद्भवःश्रीमान्शत्रुजिन्नामविश्रुतः ॥ ३३
तस्याशिषःपरादत्वातत्रासीनाद्विजोत्तमाः ।
कथयांचक्रिरेराजन्बाष्पबिंदूंकितेक्षणाः ॥ ३४
अथाजगामदेवर्षिनारदस्सहपर्वतः ।
कृतप्रणामोभगवान्सतत्रास्माभिरादरैः ।
उवाचपरमप्रीतोब्रह्मपुत्रोविशांपते ॥ ३५

વસિષ્ઠ—વિશ્નુની પેઠે તમો પૃથ્વીને ચક્રથી શાસન કરોછો, તેથી હે રાજા, યોગીઓ તેમજ ગૃહસ્થો પણ સર્વ કુશળ છે. ૨૫. હે રાજાઓમાં સિંહરૂપ રાજા, મારે આશ્રમથી આંહી આવવાનું કારણ તું પૂછે છે, તે જો

તને આશ્ચર્ય લાગતું હોય તો સાંભળ. ૨૭. હે રાજા, પૃથ્વીમાં મહા પવિત્ર, કોઇથી તુલના ન થાય એવું, અને જેમાં હજારો તીર્થો રહેલાં છે એવું **અર્બુદારણ્ય** તેં સાંભળ્યું હશે. ૨૮. જુદા જુદા મુનિજનોને પ્રિય એવો મારો ત્યાં આશ્રમ છે. ત્યાં તીર્થમાં સ્નાન કરવાને સાત પવિત્ર ઋષિયો આવ્યા. ૨૯. હે રાજા, તેઓ સાથે સર્વે તીર્થોમાં નાહ્યા પછી બાકીનાં તીર્થોમાં નહાવા માટે તેઓએ મને કહેવાથી.-૩૦. હું પણ ત્યાંથી વેદ ભણનારા ઋષિઓ અને મુનિયો સાથે સૌગંધિક પર્વત તરફ ગયો. ૩૧. જેમના આત્મા ભાવવાળા છે, જેમણે તીર્થે સ્નાન કરેલ છે અને ભૂર્ભુવેશ્વર મહાદેવના દેવળમાં નિવાસ કરેલોછે એવા મુનિયોની-૩૨. ત્યાં તીર્થયાત્રા કરવા માટે આવેલા ચંદ્રવંશમાં જન્મ પામેલા શ્રીમાન શત્રુજીત નામના રાજાએ વિધિ પૂર્વક પૂજા કરી. ૩૩. હે રાજા, હર્ષનાં આંસુ જેમની આંખમાં આવેલાં છે એવા ત્યાં બેઠેલા ઉત્તમ બ્રાહ્મણો તેને મોટી આશિષ આપીને કથા કરતા હતા. ૩૪. પછી ત્યાં પર્વત ઋષિ સહિત નારદમુની આવ્યા. તેને અમોએ આદર સહિત પ્રણામ કર્યા. હે રાજા, ત્યારે નારદ મુની ઘણા ખુશી થઇને બોલ્યા. ૩૫.

## ॥ नारदउवाच ॥

आगच्छन्तुमुनिश्रेष्ठागच्छामोगौतमाश्रमम् ॥ ३६

इतोत्रैनातिदूरेऽस्तिपुण्यदःसर्वदान्नृणाम् ।

तीर्थोत्तमसमोवासस्सर्वदेवमयःशुचिः ॥

गौतमस्याश्रमोनामपुष्पर्द्धिफलसंयुतः ॥ ३७

यःप्रसादेनपद्मायाः पंचक्रोशप्रमाणतः ।

श्रीमालक्षेत्रमित्यस्तिविश्रुतंभूपभूतले ॥ ३८

तत्रतीर्थानिभुर्यांसितदागच्छतपश्यत ॥३९

હે ઉત્તમ મુનિયો, ચાલો આપણે ગૌતમને આશ્રમે જઇએ. ૩૬. તે ગૌતમનો આશ્રમ અહીંથી દુર નથી; તે માણસોને સદા પુણ્ય આપનારો, ઉત્તમ તીર્થના જેવો, સર્વ દેવમય અને પવિત્ર છે. અને તે ઘણાં ફુલ ને ફળથી ભરેલોછે. ૩૭. તે લક્ષ્મીની કૃપાથી પાંચ કોશના ફેલાવામાં હોવાથી હે રાજા, તે આશ્રમ **શ્રીમાળક્ષેત્ર** એવા નામથી પૃથ્વીમાં પ્રખ્યાતછે. ૩૮. ત્યાં મોટાં તીર્થો છે, તે તમે આવો ને જુઓ. ૩૯.

## ॥ वसिष्टउवाच ॥

इत्यृषिवचनंश्रुत्वावयंसप्तर्षयोनृप ।
मुदिताव्योममार्गेणगौतमाश्रममागताः ॥ ४०
संगम्यमुनिनासर्वेशतानंदपुरस्कृताः ।
श्रीमालसंज्ञितंक्षेत्रंतदद्भुततमंभुवि ॥ ४१
विगाह्यसुचिरंकालंस्नात्वापीत्वाचसर्वतः ।
यथास्थानंययुःसर्वेमुनयोदीर्घदर्शिनः ॥ ४२
गौतमानुज्ञयाराजन्नरुंधत्यान्वितोह्यहम् ।
चिरात्त्वद्दर्शनाकांक्षीहर्षादिहसमागतः ॥ ४३
तद्गौतमतपस्तोमनिर्धूतकलुषंपुरा ।
वरदानैःश्रियःपश्चात्क्षेत्रंश्रीमालमुच्यते ॥ ४४

વસિષ્ઠ—હે રાજા, એ પ્રમાણે નારદઋષિનાં વચન સાંભળીને અમે સાત ઋષિયો ખુશી થઇને આકાશ માર્ગે **ગૌતમાશ્રમ**માં ગયા. ૪૦. નારદ મુનિની સાથે શતાનંદને ( ગૌતમના પુત્રને ) આગળ કરીને સર્વે મુનિયો, પૃથ્વીને વિષે સૌથી અદ્ભુત શ્રીમાળ ક્ષેત્રમાં જઇને–૪૧. ઘણાં કાળ સુધી વસીને તથા સર્વ જગાએ ખાનપાન કરીને સર્વે દીર્ઘ દ્રષ્ટી વાળા મુનિયો પોતપોતાને સ્થાને ગયા. ૪૨. હે રાજા, લાંબો વખત થયાં તારા દર્શનની આકાંક્ષા હોવાથી ગૌતમની આજ્ઞા લઇને અરૂંધતી સાથે હું અહીં આવ્યોછું. ૪૩. પૂર્વે ગૌતમના તપથી જેનું પાપ ધોવાઇ ગયેલું હતું તે ક્ષેત્ર પછીથી લક્ષ્મીજીના વરદાનથી **શ્રીમાળક્ષેત્ર** એવા નામથી ઓળખાય છે. ૪૪.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागेतृतीयपरिच्छेदे श्रीमालमहात्म्ये वशिष्टागमन नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

એ પ્રમાણે સ્કંદપુરાણમાં એકાશી હજારમી સંહીતામાંહેના બ્રાહ્મ-વિભાગના ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાળ મહાત્મ્યનો " **વશિષ્ટનું આગમન** " નામે પહેલો અધ્યાય પુરો થયો. ૧.

# ॥ अथ द्वितीयोऽध्यायः ॥

## અધ્યાય ૨ જો.

## ॥ मांधातोउवाच ॥

कथंतदभवत्क्षेत्रंख्यातंश्रीमालसंज्ञया ।
कथंतत्रगतालक्ष्मीर्देवीतुष्टावरंददौ ॥ १
कथंतत्रतपस्तेपेगौतमोमुनिसत्तमः ।
एतदाचक्ष्वसर्वंमेप्रसन्नोऽसियदिद्विज ॥ २

**માંધાતા**--તે ક્ષેત્ર "શ્રીમાળક્ષેત્ર" એવી સંજ્ઞાથી કેવી રીતે પ્રખ્યાત થયું ? લક્ષ્મીજી ત્યાં શી રીતે ગયાં અને પ્રસન્ન થઇને વરદાન આપ્યું.? ૧. મુનિયોમાં ઉત્તમ ગૌતમે ત્યાં તપ શી રીતે કર્યું ? હે ઋષિ, જો તમે પ્રસન્ન હો તો તે બધું મને કહો. ૨.

## ॥ वसिष्टउवाच ॥

श्रुणुष्वावहितोराजन्शुचिस्तद्गतमानसः ।
धर्मश्रीतीर्थमहात्म्यंनृणांकीर्तिविवर्धनम् ।
यथाहिगौतमःपूर्वंचक्रेतत्राश्रमंनृप ॥ ३
पुरासगौतमःशिष्यैःसहवेदविशारदैः ।
आजगामाश्रमं धीमान् जैवले रालयं किल ॥ ४
सतेन विधिना सम्यक् सत्कृतःसुकृतैषिणा ।
प्रावारैःस्वर्णदानैश्च रत्नै रुच्चावचै रपि ॥ ५
सैस रात्र मथोषित्वा कथयन्विविधाःकथाः ।
जगाम हिमवत्पार्श्वे बहुमूलफलोदकम् ॥ ६
भृगुतुंगं समासाद्य चचार सुमहत्तपः ।
भृगु प्रश्रवणे रम्ये नानामूलफलोदके ॥ ७

हंसकारंडवाकीर्णे चक्रवाकोपशोभिते ॥ ८

उद्यतपुष्पगंधाढये कदलीखंडमंडिते ।

तत्राशोकतरोर्मूलमासाद्यमुनिसत्तमः ॥ ९

अशोकोऽहं भवामीति शुचिःस्नात्वा समाहितः ।

देव माराधयामास शूलपाणिं महेश्वरम् ॥ १०

पंचाग्नि साधको ग्रीष्मे जपहोमपरायणः ।

वर्षास्वाकाशशायीच हेमंते सलिलाश्रयः ॥ ११

एवंवर्षशत साग्रे गते तस्य नरोत्तम ।

परितुष्टो महादेवो महर्षे दर्शनं ययौ ॥ १२

सदृष्ट्वापुरतो देवं सूर्यकोटिसम प्रभं ।

त्रिनेत्रं वृषभारुढं जटामंडनशोभितं ।

तुष्टाव गौतमो राज न्निदं स्तोत्र मुदीरयन् ॥ १३

**વશિષ્ટ**—માણસોની કીર્તિને વધારનારાં લક્ષ્મી તીર્થના ધર્મ માહા-મહાત્મ્યને સાંભળવાને પ્રીતિવાળા હે પવિત્ર રાજા, ગૌતમે ત્યાં પૂર્વે કેવી રીતે આશ્રમ કર્યું, તે, હે નૃપ, તું સાંભળ. ૩. પૂર્વે વેદમાં કુશળ શિષ્યો સાથે બુદ્ધિમાન ગૌતમમુનિ જૈવલમુનીના આશ્રમે આવ્યા. ૪. સત્કાર્યની ઇચ્છાવાળા વિધિવડે તેમજ વસ્ત્રલંકાર અને ઉંચાં રત્નોના દાનવડે ત્યાં ગૌતમનો સારો સત્કાર થયો. ૫. પછી તે સાત રાત્રિ ત્યાં રહીને વિવિધકથા કરતા ઘણાં મૂળ, અને જળવાળી હિમાલયની તલેટિમાં ગયા. ૬. ભ્રગુતુંગ ઉપર જઇને મોટું તપ કર્યું. ૭. જાત જાતનાં મૂળ, અને પાણીથી ભરપૂર, હંસ અને કારંડવ પક્ષિયોથી ભરેલું, (ચક્રવાક) સારસપક્ષીથી-શોભિતું. ૮. પુષ્પની સુગંધીથી ભરેલું, અને કેળની વાડીઓથી શોભાયમાન: એવા ભ્રગુના રમ્ય આશ્રમમાં અશોક વૃક્ષને મૂળે બેશીને. ૯. શોકરહિત સ્નાન કરીને, પવિત્ર અને એકાગ્રવૃત્તિ રાખીને શ્રેષ્ટ ગૌતમમુનિએ શૂલપાણિ મહાદેવની આરાધના કરી. ૧૦. જપ હોમમાં નિમગ્ન થયેલા તે ઋષિ ઉનાળામાં પંચાગ્નિ તાપે છે, વર્ષાઋતુમાં આકાશ નીચે ( ખુલી હવામાં ) રહે છે, અને શિયાળામાં પાણીમાં વસે છે. ૧૧ હે ઉત્તમ રાજા ! એ પ્રમાણે તપ કરતાં સો વરસ ગયાં, ત્યારે મહાદેવ પ્રસન્ન થઇને મહર્ષિનાં દર્શન કરવા ગયા ૧૨. હે રાજા માંધાતા, કરોડો સૂર્યનાજેટલી કાંતિવાળા ત્રણ

આંખવાળા, નંદી ઉપર બિરાજેલા, અને જટારૂપી ભૂષણથી શોભાયમાન મહાદેવને પાસે ઉભેલા જોઇને ગૌતમમુનિ નિચે પ્રમાણે સ્તુતિ બોલ્યા૧.૩.

સ્તુતિ.

नमस्ते जगतां नाथ नमस्ते प्रमथाधिप ॥ १४
नमस्ते पार्वतीकांत नमस्ते वृषभध्वज ।
नमो ऽष्टमूर्तये तुभ्यं चराचरमयायच ॥ १५
न ते पारविदो देव योगिनी दिव्यचक्षुषः ।
यद्रूपं स्थूलभूतंच सदस द्रूरमात्मकम् ॥ १६
भूतं भव्यं भविष्यंच तत्सर्वं भुवनोद्भवम्
विभुति स्ते महेशान प्रसीद मदनद्विपः ॥ १७
तदादिश वनं शैलं तीर्थं वा क्षेत्र मुत्तमम् ।
यत्र स्थितो महादेव करोमि गतभि स्तपः ॥ १८
कियन्सापावधि कालःप्रियाया वर्तते मम ।
प्रसीद देवदेवेश शरणं भव मे भव ॥. १९

હે જગતના નાથ, તમને હું નમુંછું, હે પ્રમથ નામે ગણના અધિપતિ, તમને નમુંછું, હે પાર્વતીપતે, તમને હું નમુંછું, હે વૃષભધ્વજ, તમને નમુંછું, હે અષ્ટમૂર્ત્તિ, તમને નમસ્કાર કરૂંછું, અને સ્થાવર જંગમમાં વ્યાપ્ત એવા હે શંભો, તમને નમસ્કાર કરૂંછું, હે દેવ, દિવ્ય ચક્ષુવાળા યોગિયો પણ તમારો પાર પામી શકતા નથી. ૧૫. હે મહેશ્વર, સ્થૂળરૂપ, પરમાત્માનું સદસત્ રૂપ, ભૂત, ભવિષ્ય અને વર્તમાન તથા જે સર્વ પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે, તે સર્વ તમારી લીલા છે. હે કામદેવના શત્રુ, તમે મારાપર પ્રસન્ન થાઓ. ૧૬—૧૭. હે મહાદેવ, તેટલા માટે કોઇ ઉત્તમ વન, તીર્થ અથવા ક્ષેત્ર મને બતાવો કે જ્યાં રહીને હું ભય વિના તપ કરૂં. ૧૮. મારી સ્ત્રીના શાપની અવધિનો કેટલો કાળ બાકી છે? હે દેવના દેવ, તમે પ્રસન્ન થાઓ; હે શંકર, મને સહાય થાઓ. ૧૯.

## ॥ देवदेवउवाच ॥

॥ साधुगौतमभद्रंतेप्रसन्नःकथायाम्यहम् ।
सद्वात्मदर्पितंस्थानंदेवानाम पिदुर्लभम्.॥ २०

यत्र पूर्वं मया योग मास्थाय विहितं तपः ।
कामिकेन मखे नेछांत्रिपुर क्षयकांक्षिणा ॥ २१
अस्ति सौगंधिका दद्रे रुत्तरस्यां दिशि द्विज ।
वायव्या मर्बुदारण्या त्सिद्धगांधर्वसेवितम् ॥ २२
सर स्त्रैयंबकं नाम सर्वपापप्रणाशनम् ।
वांछासिद्धिकरं लोके मुनीनां भावितात्मनाम् ।
यदिच्छसि परां सिद्धिं तत्र त्वं याहि गौतम ॥ २३

**શિવ**—હે ગૌતમ, બહુ સારૂં, તારૂં કલ્યાણ થાઓ. આત્માને સદા પ્યારૂં અને દેવતાઓને પણ ઘણું દુર્લભ એવું સ્થાન હું તને પ્રસન્ન થઇ બતાવું છું. ૨૦. જે સ્થાનમાં મેં પૂર્વે યોગાભ્યાસમાં પ્રાપ્ત થઇને ત્રિપુર નામના રાક્ષસનો નાશ કરવાની ઇચ્છાથી તપ કર્યું છે. ૨૧. હે દ્વિજ, તે સૌગંધિક પર્વતથી ઉત્તરમાં અને અર્બુદારણ્યથી વાયવ્ય ખૂણામાં સર્વ પાપને નાશ કરનારૂં, સિદ્ધ ગાંધર્વથી ભરેલું, લોકોને વિષે ભાવવાળા આત્માવાળા મુનિયોની વાંછાને સિદ્ધ કરનારૂં, **ત્રૈયંબક** નામનું સરોવર છે. હે ગૌતમ, તું જો મોટી સિદ્ધિને ઇચ્છતો હોય તો ત્યાં જા. ૨૩.

## ॥ गौतम उवाच ॥

देवदेवतपस्तप्स्ये तत्राहंत्वदनुग्रहात ।
आयान्तुसर्वतीर्थानि सरितश्चसरांसिच ॥ २४
देवाब्रह्मादयःशंभो ऋषयश्चतपोधनाः ।
चिरमव्याहताप्रीति रस्तुसार्द्धमहिल्यया ॥ २५

**ગૌતમ**—હે દેવના દેવ, હું ત્યાં તમારા પ્રતાપથી તપ કરીશ, માટે સર્વ તીર્થો, નદીઓ, સરોવરો, બ્રહ્માદિક દેવતાઓ અને, હે શંભો, તપરૂપી ધનવાળા ઋષિયો તથા અહિલ્યાની સાથે તૂટે નહિ એવી પ્રીતિ, લાંબોકાળ સુધી રહો. ૨૪. ૨૫.

## ॥ वसिष्ट उवाच ॥

एवमस्तुमुनेतुभ्य मित्युक्त्वांतर्दधेहरः ।
गौतमोऽथमुनिर्भूप तच्छ्रुत्वाविस्मयान्वितः २६

तपःफलंसमाद्य आपृच्छयवनदेवताः ।
ययौशिष्यगणैःसार्द्धं यत्रत्रैयंबकंसरः ॥ २७

વસિષ્ઠ—"હે મુનિ, તારા માગ્યા પ્રમાણે થશે." એવું બોલીને શંકર અંતર્ધ્યાન થયા. પછી હે રાજા માંધાતા, ગૌતમમુનિ તે સાંભળીને વિસ્મય થયા. તપના ફળને પ્રાપ્ત થઇને તથા વનદેવતાઓની રજા લઇને શિષ્યોની મંડળી સહિત તે ત્રૈયંબક સરોવરપર ગયા. ૨૬. ૨૭.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य-विभागे तृतीयपरिच्छेदे श्रीमालमहात्म्ये "गौतम वरप्रदानं" नाम द्वितीयोऽध्यायः ॥ २॥**

એ પ્રમાણે સ્કંદપુરાણની એંશી હજારમી સંહિતામાંહેના બ્રાહ્મ્ય-વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ મહાત્મ્યનો "ગૌતમવર પ્રદાન" નામે બીજો અધ્યાય પુરો થયો. ૨.

# ॥ अथ तृतीयोऽध्यायः ॥

## અધ્યાય ૩ જો.

## ॥ मांधातोवाच ॥

तत्रागत्यमुनिश्रेष्ठ यत्कृतंगौतमेनवै ।
विस्तरेणतदाचक्ष्व परंकौतुहलंहिनः ॥ १

માંધાતા—હે શ્રેષ્ટમુનિ, ગૌતમમુનિયે ત્યાં આવીને શું કર્યું, તે મને વિસ્તારથી કહો, કારણ કે તે સાંભળવાની અમને ઘણી ઇચ્છા છે. ૧.

## ॥ वसिष्ट उवाच ॥

श्रूयतांराजशार्दूल कथांपापप्रणाशनीम् ।
यत्रतेपेतपोऽत्युग्रं गौतमःसुमहातपाः ॥ २

तत्रयातःसमंशिष्यैश्चिकीर्षुर्दुष्करंतपः ।
गौतमःपृथिवीपाल तदात्रैलोकविश्रुतम् ॥ ३
सरस्त्रैयंबकंनाम त्र्यंबकाध्युषितंसदा ।
तद्दर्शमहारम्यं स्वच्छोदकपरिप्लुतम् ॥ ४

વસિષ્ઠ—હે રાજાઓમાં સિંહરૂપ રાજા માંધાતા, પાપને નાશ કરે એવી કથા તું સાંભળ. મહાતપસ્વિ ગૌતમમુનિયે જ્યાં અતિ ઉગ્રતપ કર્યું, ત્યાં, હે ભૂપાળ, ઘણુંજ દુષ્કર તપ કરવાની ઇચ્છાથી ગૌતમ શિષ્યો સાથે આવ્યા. ત્યાં ત્રણલોકમાં પ્રખ્યાત, ત્ર્યંબક મહાદેવ આદિનો જ્યાં સદા વાસ છે, એવું અને સ્વચ્છ પાણીથી ભરપૂર મહારમણીય ત્ર્યંબકનામનું સરોવર દીઠું. ૨-૪.

तत्रपुष्पफलोपेतै र्नानाविहंगनादितैः ।
गंधवासितदिक्चक्रैः सज्जलांबुदसुंदरैः ॥ ५
सर्वत्रफलपुष्पाढयैः सिद्धगंधर्वसंश्रितैः ।
पादपैःपरितःकीर्णं तरंगोर्मिसमाकुलम् ॥ ६
मिथस्तरंगसंघट्ट संजातसुरजस्वनम् ।
भृंगझंकृतगीताढयं नृत्यन्कोकिलसितच्छदम् ॥ ७
सुगंधिसहितांभोज राजिराजितमायतम् ।
मनःप्रल्हादजनकं सर्वपातकनाशनम् ॥ ८
तद्विलोक्यमुनिःप्रीतः संप्रहृष्टतनुरूहः ।
शिष्यमुत्तंकमाहेदं हर्षगद्गदयागिरा ॥ ९

જેમાં ફળ પુષ્પો ભરેલાં છે, નાના પ્રકારનાં પક્ષિયો અવાજ કરી રહ્યાં છે, જેના સુગંધથી દિશાઓ સુગંધમય થઇ છે, જેનાપર જળીનાં ટીપાં પડવાથી સુંદર દેખાયછે, જેમાં સર્વ ઠેકાણે પુષ્પફળના ઢગલે ઢગલા છે, અને જેમાં સિદ્ધ ગંધર્વો રહેલા છે, એવાં ઝાડોથી આસપાસ ઘેરાએલ, મોજાની લહેરોથી આકુળ, મોજાનાં અરસપરસ અથડાવાથી મોટો અવાજ જેમાં થાયછે એવું, જ્યાં ભમરોના ઝણઝણાટના અવાજ થઇ રહેલા છે, નાચતાં કોકિલની પાંખોથી છવાઇ ગએલું, સુગંધીવાળાં કમળની હારોથી

શોભાયમાન, મનને આનંદ આપનારૂં અને સર્વ પાપને નાશ કરવાવાળું તે સરોવર જોઇને મુનિ ખુશી થયા, હર્ષથી રૂવાટાં ઉભાં થયાં, અને ગદ્ગદ્ કંઠે ઉત્તંક નામના શિષ્યને તેણે આ પ્રમાણે કહ્યું. ૫—૯.

## ॥ गौतम उवाच ॥

इदंममनोहारी हरनामांकितंसरः ।
सुधाकुंडमिवस्वच्छं वत्सोत्तंकविलोकय ॥ १०
विष्वक्परिवृतंसिद्धै र्मुनिभिःसंयतात्मभिः
स्वर्गापवर्गलाभाय योगिभिश्चमुमुक्षुभिः ॥ ११
इतस्ततोऽपिमेदृष्टिःस्पृहयालुःप्रवर्तते ।
यथातीर्थमयेदेशे मनोवृत्तिस्तपस्विनाम् ॥ १२
तदिहावेक्ष्यतांस्थानं विविक्तंसुखमासितुम् ।
पंककंटकविहीनं तीर्थंकोमलवालुकम्
सुच्छायफलपुष्पाढ्यं शाखिखंडावृतंशुचि ॥ १३
तन्निशम्यगुरोर्वाक्य मुत्तंकोनृपसत्तम ।
विष्वक्प्रदक्षणीकृत्य गौतमायन्यवेदयत् ॥ १४

**ગૌતમ**—હે વત્સ ઉત્તંક, મહાદેવના નામથી ઓળખાતું, અમૃતકુંડ જેવું સ્વચ્છ અને મારા મનને મનોહારી આ સરોવર તું જો. ૧૦. સ્વર્ગમોક્ષના લાભ માટે સિદ્ધ લોકો, નિયમિત આત્માવાળા મુનિયો અને મોક્ષની ઇચ્છાવાળા યોગિલોકોથી તે સરોવર ચારેદિશામાં ઘેરાએલું છે. ૧૧. જેવી રીતે તપસ્વિઓની મનોવૃત્તિ તીર્થમય દેશમાં રહેવાને ઇચ્છાવાળી થાય છે, તેવી રીતે અહીં મારી દૃષ્ટિ ચોતરફ ઇચ્છાવાળી થાય છે. ૧૨. સુખે કરીને બેસવાનું, એકાંતિક, ગારો અને કાંટા વિનાનું, સારા છાંયા ફળ અને પુષ્પથી ભરેલું, વૃક્ષનાં ચોકથી ઘેરાએલું, અને પવિત્ર એવું આ તીર્થનું સ્થાન જો. ૧૩. હે શ્રેષ્ટ રાજા, ગુરૂનું તે બોલવું સાંભળીને ઉત્તંક શિષ્યે ચારે તરફ ફરીને ગૌતમને કહ્યું. ૧૪

## ॥ उत्तंक उवाच ॥

तीरात्तीरं परिभ्रम्य वीक्षितंशतशोमया ।

त्रैयंबकंसरः श्रेष्ट मादरान्मुनिपुंगव ॥ १५
अंगुल्यर्द्धमपिस्थानं तदत्रनहिविद्यते ।
ध्यानार्पितदृशोयत्र वसंतिपरमर्षयः ॥ १६
नातिदूरेऽतिरम्याणि दृश्यंतेकाननानिवै ।
क्रियतामाश्रमस्तत्र ऋषेतेयदिरोचते ॥ १७

ઉત્તંક—હે શ્રેષ્ટ મુનિ, મેં કાંઠે કાંઠે ફરીને આ ઉત્તમ ત્રૈયંબક સરોવરને આદર સહિત સોવાર જોયું. ૧૫. ધ્યાન ધરવામાં જેની દૃષ્ટિ ગએલી છે એવા મોટા ઋષિયો વસે છે, તેથી ત્યાં અરધી આંગળી જેટલી પણ જગા ખાલી રહી નથી. ૧૬. હે ઋષિ, પાસેજ ઘણાં રમણિય વન દેખાય છે, ત્યાં આપની મરજી હોય તો આશ્રમ કરીએ. ૧૭.

## ॥ वसिष्ट उवाच ॥

तदाकर्ण्यमहीपाल गौतमो मुनिसत्तमः ।
सुचिरंचिंतयामास नशांतिमधिगच्छति ॥ १८
वृक्षाद्वृक्षांतरंयाति तीरात्तीरंवनादूनम् ।
नचकारमनःस्थातुं देशेमुनिजनान्विते ॥ १९
चिरंनिश्वसतस्तस्या श्रमच्छायामुपेयुषः
आजगामतपोराशिः कृपालुर्नारदस्तदा ॥
प्रत्युवाचास्मितंकृत्वा गौतमंप्रतिभूमिप ॥ २०

વસિષ્ઠ—હે રાજા, તે સાંભળીને ઉત્તમ ગૌતમ મુનિએ ઘણો વખત સુધી વિચાર કર્યો પણ શાંતિને પામ્યા નહિ. ૧૮. એક વૃક્ષથી બીજે વૃક્ષે, એક કાંઠેથી બીજે કાંઠે, અને એક વનથી બીજે વન ફર્યા, પણ મુનિઓથી ભરાઇ ગએલા તે દેશમાં રહેવાનું તેને મન ન થયું. ૧૯. આશ્રમની છાયામાં જઇને ઘણો વખત નિસાસા નાંખે છે; એવામાં ત્યાં મહા કૃપાલુ નારદ મુનિ આવ્યા. અને, હે રાજા, ગૌતમ પ્રત્યે સ્મિત હાસ્ય કરીને બોલ્યા. ૨૦.

## ॥ नारद उवाच ॥

कोऽयंचिंताभिषंगस्ते हृदिमोहस्तपोधन ।

इतःप्रयाहिसविधे रम्यंवरुणकाननम् ॥ २१

तत्रास्तिकुंडमतुलं पुण्यवारिसुसंभृतम् ।

तीर्थानामुत्तमंतीर्थं गुह्यंपरमपावनम् ॥ २२

यत्रपूर्वंतपस्तेपे वरुणोयादसांपतिः ।

प्रतीच्यामाधिपत्यंवै लब्धवान्परमेश्वरात् ॥ २३

નારદ—હે તપોધન, તમારા હૃદયમાં ચિંતા સાથે એવો શું મોહ થઓ છે? હે વિધિવાળા મુનિ, તમે આંહીથી રમ્ય "વરૂણકાનન"માં જાઓ. ૨૧. ત્યાં તીર્થોમાં ઉત્તમ, ગુહ્ય, મહાપવિત્ર; પવિત્ર પાણીથી ભરેલો મોટો કુંડ છે. ૨૨. જ્યાં પૂર્વે જળ જીવના પતિ વરૂણે તપ કર્યું છે અને પરમેશ્વર પાસેથી પશ્ચિમ દિશાનું અધિપતિપણું મેળવ્યું છે. ૨૩

## ॥ वसिष्ट उवाच ॥

ततःप्रीतिमनाभूप संपूज्यब्रह्मणःसुतम् ।

आपृच्छयचाश्रमंचक्रे चिरंतप्तंमहत्तपः ॥ २४

વસિષ્ઠ—હે રાજા, પછી પ્રસન્ન મનથી બ્રહ્માના પુત્ર નારદ મુનિની પૂજા કરી અને તેની રજા લઇને ત્યાં (ગૌતમે) આશ્રમ કર્યું અને લાંબો કાળ સુધી મોટું તપ કર્યું. ૨૪

पंचगव्युतिमात्रं तत्पवित्रंपितृतारकम् ।

विहितंगौतमेनेह तपोभिस्तर्पितामराः ॥ २५

તે પવિત્ર અને પિત્રીઓને તારવાવાળા આશ્રમનો દશ ગાઉનો વિસ્તાર કર્યો અને ગૌતમે ઘણાં તપ કરીને દેવતાઓને તૃપ્ત કર્યા. ૨૫.

**इतिश्री स्कंद पुराणे एकाशीति साहस्रयां संहितायां ब्राह्य विभागे तृतीय परिच्छेदे श्रीमाळ महात्म्ये गौतम त्र्यंबकसर तथा वरूण कानन गमन नाम तृतीयोऽध्यायः ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશીહજારની સંહિતા માંહેના બ્રાહ્યવિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ મહાત્મ્યનો "ગૌતમનું ત્ર્યંબક સર તથા વરૂણ કાનનમાં ગમન" એવા નામનો ત્રીજો અધ્યાય પૂરો થયો.

# ॥ अथ चतुर्थोऽध्यायः ॥

## અધ્યાય ૪ થો.

### ॥ राजा उवाच ॥

कथंचकार भगवान्तपासितपसांनिधिः ।
भूयःपवित्रतामस्य क्षेत्रस्यद्विजसत्तम ॥ १

રાજા—હે વસિષ્ઠ, ભગવાન તપોનિધિ ગૌતમે તપ કેવી રીતે કર્યો તે, અને આ ક્ષેત્રની ફરી પવિત્રતા કહો. ૧

### ॥ वसिष्ठ उवाच ॥

शृणुराजन्पुरावृत मिदमाख्यानमद्भुतम् ।
श्रुत्वायन्मानवोलोके नपापेवर्त्ततेक्वचित् ॥ २
आवृतंवारुणैर्वृक्षैर्नानाविहंगनादितम् ।
शालैस्तालैस्तमालैश्च पुन्नागैर्नालिकेरकैः ॥ ३
खर्जूरैःपनसैराम्रैर्बकुलैःकोविदारकैः ।
जंबुगर्जीवनाश्वत्थकपित्थवटपादपैः ॥ ४
अन्यैरपिसमाकीर्णं तरुभिःप्राप्यगौतमः।
कुंडानिशास्त्रतःकृत्वाःमंत्रैरग्निन्यवेशयत् ॥ ५
उत्तंकप्रमुखाःशिष्यास्त्वरयामासतत्रच ।
बर्हिषांसमिधांचैव करीषाणांचसर्वतः ॥
निचयानुत्सुकाश्चक्रु रावापान्बालशाखिनाम् ॥ ६
शाखाःशाखाभिराबध्य ब्रह्मवृक्षदलावृताम् ।
पर्णशालांचसस्रजु र्विशालांसर्वतःसमाम् ॥ ७
तीर्थोदकैरभिप्रोक्ष्य गोमयेनानुलिप्यच ।

वास्तुपुजांमुनिश्चक्रे नानापुष्पैःसुगंधिभिः ।
अर्पितैरपिनीवारै र्बलिदत्वाविधानतः ॥ ८
प्राचीनाग्रेषुदर्भेषु मुनिर्मौनायसत्वरम् ।
आदिदेशगुरुःशिष्या न्यत्नोऽत्रक्रियतामिति ॥ ९
ततोदिक्षुविनिक्षेप मंत्रैरश्वत्थकीलकान् ।
स्वयंभुवेनमस्कृत्य शंभवेविष्णवेतथा ॥ १०
दुष्करंतपआतिष्ठन्गौतमःसमहानृषिः ।
सन्निरुध्येंद्रियग्राम मूर्ध्ववाहुर्महातपाः ॥ ११
पिबन्सूर्यप्रभानेत्रै स्तस्थौगिरिरिवाचलः ।
निर्दंशमशकेदेशे तथैवातिमनःप्रिये ॥ १२
अगच्छन्दशवर्षाणि गौतमस्यतपस्यतः ।
तथापिनचतंदेवा वारयामासुरीप्सितैः ॥ १३
ततःप्राणानुपायम्य महीमंगुष्टकोटिना ।
स्पृशन्नूर्ध्वमुखोधीमान वात्सीद्विंशतिसमाः ॥ १४
तथापिनप्रसादाय कुरुतेविश्वभुग्मतिम् ।
ततःकापालिकंकृत्वा मुनिरासनमुल्बणम् ॥ १५
चक्षुर्भ्यांभास्करं पश्यन्प्राणायामपरायणः ।
तस्थौगिरिरिवाक्षोभ्यःस्थाणुभूतस्तपोनिधिः ॥ १६
स्तंभश्वाशानिलक्षोभा दुद्भुतोजठरातले ।
धूमोविनिर्ययौराजन् श्रोत्राभ्यांगौतमस्यच ॥
ततोनभस्तलंप्राप्ता चकाशेधूमपद्धतिः ॥ १७
मीनाहतासरस्तीरे यथासेवालवल्लरी ।
नार्किचिद्दृष्यतेतत्र धूमध्मामलितंनृप ॥ १८
संभ्रमभ्रांतहृदयै रुदुड्डीयतनीडजैः ।
व्यक्तंनलक्ष्यते राजन्वपुस्तस्यमहात्मनः ॥ १९

वहुलीभूतधूमत्वा द्वनेतास्मिन्तपोमये ।
हाहाकारोमहानासीत्त द्विलोक्यमुनेस्तपः १०
त्रैयंबकसरस्थानां मुनीनांदीर्घदर्शिनाम् ।
प्रवृत्ताःखेचराणांखे श्रूयंतेमधुरागिरः ॥ २१
अयंमुनिवरोनाम नाम्नाख्यातोऽत्रगौतमः ।
तपःकरोतिसुमहन्नविद्मःकेनहेतुना ॥ २२
अकालेप्रलयोनूनं भविष्यतिशरीरिणाम् ।
यदीप्सितेनदेवेशो नैनंसंयोजयिष्यति ॥ २३
अथब्रह्मादयोदेवाः पुरोधायमहेश्वरम् ।
तपोवनान्नातिदूरे व्योमक्रांतावतस्थिरे ॥ २४
ततोंभोजभवेनामो विष्णुनावासवेनच ।
प्राहप्रणोदितोवाक्य मिदंचंद्रार्धशेखरः ॥ २५

વસિષ્ઠ—હે રાજા પૂર્વેનું આ અદ્ભુત વૃતાંત તું સાંભળ. જે સાંભળીને મનુષ્ય કદી લોકમાં પાપમાં પ્રવર્ત્તતા નથી. ૨. વારૂણ વૃક્ષોથી વીંટલાએલું, નાનાપ્રકારના પક્ષિઓના નાદવાળું, સાગ, તાડી, તમાલ, પુન્નાગ, નાળીએરી, ખજુરી, ફનસ, આંબો, બકુલ, કોવિદારક, જાંબુના વનની હારે, પીંપળો, કોઠ, વડ અને બીજાં ઝાડોથી યુકત, એવા આશ્રમમાં જઈને ગૌતમે શાસ્ત્રવિધિ પ્રમાણે મંત્રોથી અગ્નિને કુંડમાં પધરાવ્યા. ૩—૫ ઉત્તક આદિ ઉત્સાહવાળા શિષ્યોએ ઝડપથી અહીં તહીંથી બર્હી, ( દર્ભ ) સમાધ, અડાયાં છાણાં, આદિ તથા હોમવાનાં વૃક્ષોના ઢગલા કર્યા. ૬. ડાળીઓ બાંધીને ( બ્રહ્મ વૃક્ષ ) ખાખરાનાં પાંદડાંથી છાજીને વિશાળ અને ચારે તરફથી સરખી ઝુંપડી કરી. ૭. તે પર્ણશાળાને તીર્થોદકથી છાંટીને, છાણથી લીંપીને તથા રાંધેલા નીવારથી વિધિ પ્રમાણે બલીદાન દઈને સુગંધીદાર નાના પ્રકારનાં પુષ્પો વડે મુનીએ વાસ્તુ પૂજા કરી. ૮. પૂર્વ તરફ રાખેલા છેડાવાળા દર્ભાસનપર બેશીને મૌન્ય રહેવા માટે મુનિયે શિષ્યોને તરત આજ્ઞા કરી કહ્યું કે હું કહું તેમ યત્ન કરો. ૯. પછી મંત્રવડે પીપળાના ખીલા દિશાઓમાં નાંખ્યા, અને બ્રહ્મા, વિષ્ણું તથા મહેશને નમસ્કાર કરીને ૧૦. તે મહાન તપસ્વી ગૌતમ ઋષિ ઊંચા હાથ કરીને સઘળી ઇંદ્રિયોને

રૂંધીને ઉગ્ર તપ કરવા બેઠા. ૧૧. ડાંસ અને મસલાં રહિત તેમજ મનને પ્રિય લાગે એવા દેશમાં નેત્રો વડે સૂર્યના તેજનું પાન કરતા તે મુનિ ગિરિની પેઠે સ્થિર ઉભા. ૧૨ તપ કરતાં ગૌતમના દશ વર્ષ વીત્યાં તોપણ દેવોએ તેને વરદાન આપીને વાર્યો નહિ. ૧૩ પછી તે બુદ્ધિમાન ગૌતમ પ્રાણોને રૂંધીને અંગુઠાની કોરથી પૃથ્વીનો સ્પર્શ કરીને ઊંચું મોં કરી વીશ વર્ષ સુધી ઉભા. ૧૪ તોપણ પરમેશ્વરે તેને વર આપવા મરજી કરી નહિ. પછી કોઇથી સહન ન થાય એવું કાપાલિક નામનું આસન કરીને. ૧૫ તપના ભંડાર અને સમાધિમાં તત્પર એવા તે મુનિ નેત્રવડે સૂર્યને જોતા, ગિરિની પેઠે અચળ ઉભા. ૧૬. હે રાજા, શ્વાસાવરોધને લીધે પવનના ક્ષોભથી ઉત્પન્ન થએલ જઠરાગ્નિનો ધુમાડો ગૌતમના કાનમાંથી બહાર નીકળ્યો; પછી આકાશમાં પહોંચેલી ધુમાડાની હાર શોભતી હતી. ૧૭. હે રાજા, સરોવરને કાંઠે માંછલાંએ હલાવેલી સેવાળની હારની પેઠે ત્યાં ધુમાડાની ઘટામાં કાંઇ દેખાતું નહોતું. ૧૮. વહેમથી ભ્રાંતિવાળાં થયેલાં પક્ષીઓ ઉડી ગયાં. હે રાજા, તે મહાત્મા ગૌતમનું શરીર ખુલ્લી રીતે દેખાતું નહોતું ૧૯ તે તપોમય વનમાં બહુ ધૂમાડો થવાથી મુનિનું તે તપ જોઇને મોટો હાહાકાર થયો. ૨૦. ત્ર્યંબક સરોવરને કાંઠે રહેનારા દીર્ઘદર્શી મુનિયોની અને આકાશમાં પક્ષિયોની એવી મધુરવાણી સંભળાતી હતી. ૨૧ કે આંહી ગૌતમ નામે પ્રખ્યાત મુનિવર મોટું તપ કરે છે. શા હેતુથી કરેછે, તે અમે જાણતા નથી. ૨૨. જો શંકર તેને ઇચ્છિત વર નહિ આપે તો પ્રાણી માત્રનો નક્કી અકાળ પ્રલય થશે. ૨૩ પછી મહાદેવને આગળ કરીને બ્રહ્માદિ દેવતાઓ આકાશ માર્ગે તપોવનની પાસે ઉતર્યા. ૨૪. પછી બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રની અરજથી શંકર નીચેનું વાક્ય બોલ્યા. ૨૫.

## ॥ देवदेव उवाच ॥

वरंवरयविप्रर्षे यत्तमनसिवर्त्तते ।
अस्माच्चतपसोघोरा त्क्षिप्रंविरमगौतम ॥ २६
एतेशक्रादयोदेवा ब्रह्मणासहकेशवः ।
अहंहितपसानेन परितोषमुपागतः ।
छंदयंतिवरेणत्वां तद्ब्रूहिमुनिसत्तम ॥ २७

શંકર—હે ગૌતમ ઋષિ, જે તારા મનની ઇચ્છા હોય, તે વર માગ, અને આ ઘોર તપમાંથી સત્વર વિરામ પામ. ૨૬. બ્રહ્મા વિષ્ણુ, આ ઇંદ્રાદિ દેવતાઓ અને હું આ તારા તપથી પ્રસન્ન થઇને તને વરદાન આપીએ છીએ; માટે હે શ્રેષ્ટ મુનિ, તું માગી લે. ૨૭

## ॥ गौतम उवाच ॥

यद्दितुष्टामहेशान ममदेवाभवन्मुखाः ।
अतोधन्यतरोनास्ति मत्तोलोकेषुकश्चनः॥२८
वृणोमिवरमेनंतु प्रीताः श्रुण्वंतुदेवताः।
आश्रमोऽयंममैवास्तु नाम्नाख्यातोजगत्रये ॥२९
तरुच्छायंचशिशिरं सरश्चसुरसंमतम् ।
ब्रह्माविष्णुमहेशानां स्थितिरत्रास्तुशाश्वती ।
श्रद्धयासमुपेतानां नृणामस्तुमहत्फलम् ॥३०

ગૌતમ— હે શંકર, જો આપ સહિત બધા દેવતાઓ મારાપર પ્રસન્ન થયા હો, તો આ લોકમાં મારા કરતાં વધારે ભાગ્યવાન બીજો કોઇ નહી. ૨૮. હે પ્રસન્ન થએલા દેવતાઓ, તમે સાંભળો; હું આ વરદાન માગું છું, કે આ આશ્રમ મારા નામથીજ ત્રણ લોકમાં પ્રખ્યાત થાઓ. ૨૯ અને આ વૃક્ષની છાયાવાળું અને શીતળ સરોવર દેવતાઓનું માનીતું થાઓ: બ્રહ્મા, વિષ્ણુ, તથા રૂદ્રનો સદાકાળ આંહી વાસ થાઓ, અને શ્રદ્ધા સહિત માણસો આંહી આવે તેને મોટું ફળ પ્રાપ્ત થાઓ. ૩૦

## ॥ श्री भगवानुवाच ॥

अत्रप्रभृतिविप्रर्षे गौतमाश्रमसंज्ञया ।
त्रिख्यातमिदमित्युच्चै स्तीर्थंलोकेभविष्यति ॥३१
माघमास्यसितपक्षे चतुर्दश्यांहियेनराः ।
अत्रस्नानंकरिष्यंति श्राद्धंदानंचशक्तितः ।
प्राप्स्यंतितेनसंदेहो मयासहत्रिलोकताम् ॥३२

શ્રી શંકર—હે વિપ્રર્ષે, આજથી આ આશ્રમ "ગૌતમાશ્રમ" નામથી લોકોમાં પ્રખ્યાત તીર્થ થશે. ૩૧. માઘ માસની અંધારી ચૌદશને દિવસે જે માણસો આ તીર્થમાં સ્નાન કરશે, તથા શક્તિ પ્રમાણે શ્રાદ્ધ અને દાન કરશે, તેઓ મારી સાથે વિષ્ણુ લોકને અવશ્ય પ્રાપ્ત થશે. ૩૨

## ॥ विष्णुरुवाच ॥

एकादशीदिनेप्राप्ते येनराभक्तितत्पराः ।
स्नास्यंतिनिवपिष्यंति तेप्राप्स्यंत्युत्तमांगातिम् ॥ ३३

વિષ્ણુ—એકાદશીને દિવસે જે ભક્તીવાળા માણસો આ ક્ષેત્રમાં સ્નાન પાન કરશે તે ઉત્તમ ગતિને પ્રાપ્ત થશે. ૩૩.

## ॥ ब्रह्मोवाच ॥

प्रतिपद्वामरेशुक्ले ब्राह्मणोयःसमाहितः ।
श्रद्धयाप्लुत्यपीत्वाच ब्रह्मलोकंगमिष्यति ॥ ३४

બ્રહ્મા—શુકલ પક્ષની પડવેને દિવસે સાવધાન થઈને જે બ્રાહ્મણ શ્રદ્ધા સહિત સ્નાન પાન કરશે, તે બ્રહ્મલોકમાં જશે. ૩૪.

## ॥ इंद्रउवाच ॥

शुक्लायामथकृष्णायां सप्तम्यांयेऽत्रगौतम ।
नराहर्विर्षिहोष्यंति समुद्दिष्यसुरोत्तमान् ॥ ३५
हयमेधशतैरिष्टं समाप्तवरदक्षिणः ।
भविष्यतिमुनिश्रेष्ट नात्रकार्याविचारणा ॥ ३६

ઇંદ્ર—હે ગૌતમ, શુકલપક્ષ અથવા કૃષ્ણ પક્ષની સાતેમને દિવસે જે મનુષ્યો આંહીં દેવતાઓને નામે હવી હોમશે, તેઓને શ્રેષ્ટ દક્ષણાથી સમાપ્ત કરેલા સો અશ્વમેધ યજ્ઞ જેટલું ફળ થશે, એમાં કાંઇ પણ સંશય નથી. ૩૫-૩૬.

## ॥ आदित्याऊचुः ॥

अत्राश्रमेगौतमस्य सर्वदेवमयेशुभे ॥ ३७

यावत्कुलानिसप्तैव सप्तजन्मानिचध्रुवम् ।
पुत्रादिपुरुजस्तेषां नभविष्यंतिगौतम ॥ ३८

આદિત્યો—હે ગૌતમ, આ સર્વ દેવમય અને શુભ ગૌતમાશ્રમમાં હમેશાં સૂર્યોદય વખત જે માણસો સ્નાન કરશે, તેઓનાં સાત કુળ અને સાત જન્માંતરમાં પુત્રાદિકને નિશ્ચે રોગ નહિ થાય. ૩૭-૩૮.

## ॥ रुद्राऊचुः ॥

चतुर्दश्यांचतुर्दश्यां रुद्रपूजापरायणाः ।
अग्रलोकानवाप्स्यंति नरारुद्रसमाश्रिताः ॥ ३९

રૂદ્રો—આંહીં જે માણસો રૂદ્રને આશ્રયે આવીને ચૌદશે ચૌદશે રૂદ્રની પુજામાં તત્પર રહેશે, તેઓ દેવલોકને પામશે. ૩૯.

## ॥ वसवऊचुः ॥

अष्टम्यांयेमुनिश्रेष्ट गौतमीयेसरोजले ।
आपःस्पृशंतिमर्त्यावै नतेषांदुष्कृताद्भयम् ॥ ४०

વસુઓ—હે શ્રેષ્ટ મુનિ, જે મનુષ્યો આઠમને દિવસ ગૌતમના સરોવરમાં જળનો સ્પર્શ કરશે તેઓને પાપનો ભય રહેશે નહીં. ૪૦

## ॥ अग्नयऊचुः ॥

योद्विजातिकृतःस्नानोवन्हावत्रहविःक्षिपेत् ।
तेनस्यादध्वरैःश्रेष्टै रिष्टंखलुशतंसमाः ४१

અગ્નિ—જે બ્રાહ્મણ આંહીં સ્નાન કરીને અગ્નિમાં હવી હોમશે; તેને સો વરસ સુધી શ્રેટ યજ્ઞો કર્યાનું ફળ ખરેખર થશે. ૪૧.

## ॥ सप्तर्षयऊचुः ॥

मेवैनभस्यपंचम्यां शुक्लायांद्विजसत्तम ।
ऋषीन्संतर्पयिष्यंति तेयास्यंत्यब्जजालयम् ॥ ४२

સપ્તર્ષિ—હે દ્વિજસત્તમ, જે મનુષ્યો અહીં ભાદ્રપદની શુદ પાંચમે ઋષિયોનું તર્પણ કરશે, તે લોકો બ્રહ્મ લોકને પ્રાપ્ત થશે. ૪૨.

## ॥ पितर ऊचुः ॥

पितरस्तर्पयिष्यंति जलैर्येगौतमाश्रमे ।
तेभ्योहिपितरस्तुष्टा दास्यंत्यक्षयसंपदम् ॥ ४३

પિત્રિયો—ગૌતમાશ્રમમાં જેઓ જળવડે પિત્રિયોનું તર્પણ કરશે, તેઓને પિત્રિયો પ્રસન્ન થઇને અક્ષય સંપત્તિ આપશે. ૪૩.

## ॥ गंधर्वा ऊचुः ॥

गौतमीयेसर श्रेष्टे स्नात्वायः सततंसुधीः ।
गंधान्दास्यंतिविप्रेभ्यो दुर्भगामाभवंतुते ॥ ४४

ગંધર્વો—જે બુદ્ધિમાન પુરૂષો ગૌતમના શ્રેષ્ટ તળાવમાં સ્નાન કરીને બ્રાહ્મણોને સુગંધી દ્રવ્ય દે, તેઓ દુર્ભાગી ન થાઓ. ૪૪.

## ॥ श्री भगवानुवाच ॥

पंचगव्यूतिमात्रोऽयं मुनिश्रेष्ठतवाश्रमः ।
गयाशीर्षसमोलोके भविष्यंतिनसंशयः ॥ ४५

શ્રી ભગવાન—હે મુનિશ્રેષ્ટ, દશ કોશમાં વિસ્તારવાળું આ તારૂં આશ્રમ લોકોમાં ગયા સમાન પ્રસિદ્ધ થશે, એમાં સંદેહ નથી- ૪૫.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्त्वांतर्दधेदेवः सहदेवैःसवासवैः ।
ममतासक्तचित्तस्य प्रबोधइवदेहिनः ॥ ४६

गौतमोऽपिमहीपाल सहशिष्यैर्महातपाः ।
स्थितिंचकारसहसा विद्योतितवनांबरः ॥ ४७

વશિષ્ટ—મમતામાં આસક્ત ચિત્તવાળા માણુસને કરેલો બોધ જેમ દેખાતો નથી તેમ, એવું કહીને ઇંદ્ર સહવર્તમાન દેવો સાથે મહાદેવ અંતર્ધાન થયા. ૪૬. હે રાજન, મહા તપસ્વિ ગૌતમ જેણે વનને પ્રકાશમાન કરેલછે, તે પણ પોતાના શિષ્યો સહિત તત્કાળ ત્યાં રહ્યા. ૪૭.

# ॥ सूतउवाच ॥

कालेनगच्छतातस्य महर्षेर्भावितात्मनः ।
शापांतेमंगताप्रीता अहिल्याधर्मचारिणी ॥ ४८
तयासहमुनिश्रेष्टास्तत्रास्तेलोकवंदितः ।
एवमासीन्महीपृष्ठे विख्यातोगौतमाश्रमः ॥ ४९.
दर्शनादेवमर्त्यानां नाशयत्यशुभंध्रुवम् ।
अत्रगाथापुरागीता देवलेनमहात्मना ।
तीर्थयात्रागतेनैव तांनरेंद्रनिशामय ॥ ५०
एकतस्त्र्यंबकंसर श्चैकतोगौतमाश्रमः ।
अत्रांतरेतनुत्यागान्न भूयोजायतेनरः ॥ ५१
इदंपवित्रमाख्यानं यःशृणोतिसमाहितः ।
तस्यनश्यंतिपापानि नैकजन्मकृतान्यपि ॥ ५२

સૂત—એ પ્રમાણે કેટલોક વખત વીત્યા પછી ભાવિ આત્માવાળા મહર્ષિની ધર્મચારિણી પ્રિયા અહિલ્યા શાપમુક્ત થતાં તેને મળી. ૪૮. લોકોથી વંદિત થએલ શ્રેષ્ટ મુની પોતાની સ્ત્રી સાથે ત્યાં રહ્યા. એ પ્રમાણે પૃથ્વિમાં ગૌતમાશ્રમ પ્રખ્યાત થયો. ૪૯. આ આશ્રમના દર્શનથીજ મનુષ્યોના અશુભનો નિશ્ચે નાશ થાય છે. આ આશ્રમમાં પૂર્વે તીર્થ કરવા ગએલ મહાત્મા દેવલ મુનિએ જે ગાથા ગાઇ છે તે, હે રાજન, તું સાંભળ. ૫૦. એક તરફ ત્ર્યંબક સરોવર છે, અને એક તરફ ગૌતમાશ્રમ છે; તે વિષે મૃત્યુ થવાથી માણસનો પુનર્જન્મ થતો નથી. ૫૧. જે કોઇ એક ચિત્તથી આ પવિત્ર આખ્યાન સાંભળશે તેનાં અનેક જન્મનાં કરેલાં પાપ નાશ પામશે. ૫૨.

इतिश्री स्कंद्रपुराणे एकाशीति साहस्त्रां संहितायां ब्राह्म्यविभागे तृतीय परिच्छेदे श्रीमालमहात्म्ये गौतमाश्रमवर्णनं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

એ પ્રમાણે સ્કંદ પુરાણની એકાશી હજારની સંહિતામાંના શ્રીમાલ માહાત્મ્યનો "ગૌતમાશ્રમવર્ણન" નામે ચોથો અધ્યાય પૂરો થયો. ॥૪॥

# ॥ अथ पंचमोऽध्यायः ॥

## અધ્યાય ૫ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

अत्राश्चर्यमभूत्पूर्व माश्रमेगौतमस्यवै ।
श्रूयतांतदशेषांहि यादकौतुहलंनृप ॥ १

વસિષ્ઠ—હે રાજા, આ ગૌતમના આશ્રમમાં પૂર્વે એક આશ્ચર્ય થયું હતું. તે સાંભળવા તારી ઇચ્છા છે તો તે બધું સાંભળ. ૧.

आसीत्पुराकृतयुगे श्रोत्रियोवेदवित्तमः ।
यज्ञशैलइतिख्यातो दिजशंखकुलोद्भवः ॥ २

પૂર્વે સતયુગમાં શ્રૌતસ્માર્ત કરવાવાળો અને વેદને જાણવાવાળો શંખ કુળમાં ઉત્પન્ન થએલો યજ્ઞશૈલ નામે બ્રાહ્મણ હતો. ૨.

सकृत्वाक्षेत्रसन्यासं श्रीमालेन्यवसच्चिरम् ।
क्षमावान्श्रद्धयायुक्तो दांतःशांतोजितेंद्रियः ॥ ३

ક્ષમાવાન, શ્રદ્ધાવાન, શરીર દમન કરવાવાળો, શાંત અને જિતેન્દ્રિય યજ્ઞશૈલ ક્ષેત્ર સન્યાસ લઇને શ્રીમાલ ક્ષેત્રમાં ઘણો કાળ રહ્યો. ૩.

प्रज्ञावान्नप्रतिग्राही भूतानामनुकंपकः ।
सगृहेषुद्विजाग्र्याणां चरित्वाभैक्ष्यमुत्तमम् ॥ ४
अश्नातिगौतमेतीर्थे तीरेनित्यंयतव्रतः ।
एकाहारतयात्रिद्वा तनूकृततनुर्नृप ॥ ५

ડાહ્યો, દાન ગ્રહણ ન કરવાવાળો, દયાળુ એવો તે વિદ્વાન યજ્ઞશૈલ શ્રેષ્ટ બ્રાહ્મણોને ત્યાંથી ઉત્તમ ભિક્ષા લાવીને, વૃત્તિઓ નિયમમાં રાખીને ગૌતમ તીર્થને કાંઠે નિર્વાહ કરતો હતો; હે રાજા, તે વિદ્વાનનું શરીર એક વખત જમવાથી દુબળું થયું હતું. ૪-૫.

सरःसैवलवल्लिभि रिवस्नायुसमावृतः ।
वल्कलाजिनसंवीतो बिभ्रद्दंडकमंडलुः ॥ ६

સેવાળની પંકિતથી ઘેરાએલ સરોવરની પેઠે તેનું શરીર સ્નાયુથી ઢંકાએલું હતું, અને વલ્કલ તથા મૃગચર્મ વીંટાળેલાં અને દંડ તથા કમંડલ તેણે ધારણ કર્યાં હતાં. ૬.

प्रणिपातेच्छयातस्मै नित्यंश्रीमालवासिनः ।
ब्राह्मणःक्षत्रियावैश्याःशुद्राश्चमनुजेश्वर ॥ ७
आगच्छंतिसरस्तीरे गौतमस्याश्रमंप्रति ।
सतैःसहसमाभाष्य कथांपुण्यांऽकरोतिहि ॥ ८

હે રાજા, શ્રીમાલવાસીઓ, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય તથા શુદ્ર તેને નમવા માટે હમેશાં ગૌતમાશ્રય તરફ સરોવરને કાંઠે આવે છે; તે તેઓની સાથે સંભાષણ કરીને પુણ્ય કથા કરે છે. ૭-૮.

एवंबभूवसुमहान्काल स्तस्यतपस्विनः ।
श्रीमालवासिनांसोऽ भूत्माणाइवबहिश्चराः ॥ ९
यज्ञशीलोद्विजश्रेष्टः शुचिरध्यात्मवित्तमः ।
द्विजैरभ्यर्थमानोपि नचक्रेदारसंग्रहम् ॥
नैष्टिकव्रतचारीणां धुरिणोऽभूत्तपःश्रिया ॥ १०

એ પ્રમાણે તે તપસ્વિનો તપ કરતાં ઘણો કાળ વીત્યો. શ્રીમાળવાસિઓને તે પ્રાણ સમાન વહાલો હતો. ૯. પવિત્ર અને અધ્યાત્મજ્ઞાનને જાણવાવાળા એવા તે શ્રેષ્ટ બ્રાહ્મણ યજ્ઞશીલે બીજા બ્રાહ્મણોએ પ્રાર્થના કરી તોપણ પાણી ગ્રહણ કર્યું નહિં (પરણ્યો નહિં). તપરૂપી ધનવડે નૈષ્ટિકવ્રત પાળનારાઓમાં તે અગ્રેસર થયો. ૧૦.

एवंनिवसस्तत्र द्विजवर्यस्यभूपते ।
राशिक्रमेणविचरन्सिंहस्थोऽभूद्बृहस्पतिः ॥ ११

कर्तुंगोदावरीस्नानं सर्वेव्यवासिनोजनाः ।
ग्रहक्षेत्रादिसंत्यज्य स्ववामस्थाविरोनृप ॥ १२
तद्विजःक्षेत्रसंन्यासाद्यज्ञशीलोबहुश्रुतः ।
विषादंपरमंप्राप तत्रगंतुमशक्नुवन् ॥ १३
ध्यानशोकपरंनित्यं जगर्हात्मानमात्मना ।
नाश्नातिचनस्वपिति नपिबेद्वार्यनुत्तमम् ॥ १४
इत्यार्त्तस्यद्विजेंद्रस्य शोकोपहतचेतसः ।
प्रवृत्तारजनीराजन्नद्रातिमिरमेदुरा ॥ १५
सरस्तीरतरोर्मूले निद्रादूरितचक्षुषः ।
निष्कंपपत्रशाखौघे निकूजन्मृगपक्षिणि ॥ १६
आश्रमेमुनिवर्यस्य मध्यरात्रेविसर्पति ।
अकस्मादेवशीतांशुःप्रभासमधिकंमहः ॥ १७
उल्लासससरोगर्भात्तमस्तोमंसमापयन् ।
सयावद्विगतमना यज्ञशीलोविलोकते ॥ १८
तावत्पश्यतिपश्यंति द्विशोदिव्यामृगादृशीं ।
शुक्लांबरधरांतन्वींमुक्तावलिविशालिनाम् ॥ १९
प्रसन्नवदनांदेवीं मातरंजगतामिव ।
बिभ्रतींदक्षिणेपाणौ नीलंकमलमुज्वलम् ॥ २०
केयमर्थमयीमाता किंचिकीर्षतिवामयि ।
देवीवादानवीवासौ यक्षीवापन्नगीतुकिम् ॥ २१
किंवाप्रसादसुमुखी ममेयंवनदेवता ।
शोकध्यानपरीतस्य दयालुर्दास्यतेवरम् ॥ २२
इतिचिंतयतस्तस्य द्विजेंद्रस्यविशांपते ।
पार्श्वमागात्तुलाकोटिनाहोन्निनाद्रितनीडजा ।
कुर्वतीप्रभयादेवी सर्वावितिमिरादिशः ॥ २३

अथासौनैष्टिकोविप्रः कंपमानतनुस्तदा ।
बद्धांजलिपुटोभूत्वा वरारोहामुवाचताम् ॥ २४

હે રાજા, એ પ્રમાણે તે શ્રેષ્ટ બ્રાહ્મણ રહ્યો છે તેવામાં રાશિક્રમથી સિંહના બ્રહસ્પતિ બેઠા. ૧૧. હે રાજા, ત્યાં ઘણા કાળના નિવાસથી સર્વે વ્યવસાયિ માણસો પોતાનાં ઘરક્ષેત્રાદિ છોડીને ગોદાવરીમાં સ્નાન કરવા જવા માટે તૈયાર થયાં. ૧૨. તે વિદ્વાન યજ્ઞશીલ ક્ષેત્ર સન્યાસને લીધે ત્યાં જવાને શક્તિવાન ન હોવાથી ઘણો પરિતાપ પામ્યો. ૧૩. ચિંતાતુર અને શોકાતુર થઇને પોતે પોતાની નિત્ય અવજ્ઞા કરેછે; ખાતો નથી, સુતો નથી, અને સારૂં પાણી પીતો નથી. ૧૪. હે રાજા, આ પ્રમાણે તે શ્રેષ્ટ બ્રાહ્મણ દુઃખી થાય છે અને શોકમાં નિમગ્ન થયેલ છે, એવામાં ઘાટી અંધારી રાત્રિ થઇ. ૧૫. જેમાં સ્થિર વૃક્ષોની ડાળીઓની ઘટા થઇ છે અને મૃગ અને પક્ષિયો શબ્દ કરે છે, એવાં તે સરોવરને તીરે ઝાડ નીચે તે યજ્ઞશીલની આંખમાં ઊંઘ આવતી નથી. ૧૬. એવામાં તેના આશ્રમમાં મધ્યરાત્રિને વખતે એકાએક પ્રકાશીત તેજવાળો ચંદ્રમા વિચરે છે. ૧૭. અંધકારના સમુદાયને દૂર કરતો ચંદ્રમા સરોવરમાંથી પ્રકાશે છે; તે ઊદાસ મનવાળો યજ્ઞશીલ જ્યારે જુએછે ત્યારે. ૧૮. દિશાઓમાં જોતી, દિવ્ય, મૃગના જેવી આંખોવાળી, સફેદ વસ્ત્ર ધારણ કરેલાં એવી, કોમળ અંગવાળી અને મુક્તાફળની માળા સરખી રૂપાળી સ્ત્રીને જુએ છે. ૧૯. જમણા હાથમાં ઉજળા લીલા કમળને ધારણ કરતી, હસમુખી, અને જાણે જગતની માતા હોયની, તેવી તે દેવીને જુએ છે. ૨૦. આ કારણ રૂપ માતા કોણ છે! મારી પાસે તે શું માગવા ધારેછે? આ કોઇ દેવી, દાનવી, યક્ષી કે પન્નગી છે! ૨૧. અથવા મારી દયાળુ વનદેવી શોકધ્યાનમાં પડેલ હું ઉપર કૃપા કરીને મને વરદાન આપશે શું ? ૨૨. હે રાજા, એ પ્રમાણે તે ઉત્તમ બ્રાહ્મણ ચિંતામાં હતો, તેવામાં જેના ઝાંઝરના નાદથી પક્ષિઓ નિદ્રા રહીત થયાં એવી તે દેવી પોતાની કાંતિથી સર્વ દીશાઓને પ્રકાશિત કરતી તેની પાસે આવી. ૨૩. તે વખત આ નૈષ્ટિક વિપ્રનું શરીર કંપાયમાન થયું હતું, તેણે બે હાથ જોડીને તે સુંદરીને કહ્યું. ૨૪.

## ॥ यज्ञशील उवाच ॥

कात्वंवदविशालाक्षि कुतोवाऽभूत्तवागमः
कर्तुमिच्छसिकिंचेह वामोरुमयिनैष्टिके ॥ २५

अहंविशोकमापन्नो निद्रांदेविलभेनहि ।
अयंनागरिकोलोकःसमस्तोयातिगौतमीम् ॥ २६
स्नानायदुर्लभांलोके सिंहस्थेचबृहस्पतौ ।
अहंहिकृपणोदीनो मंदभाग्योऽस्मिसुंदरि ॥ २७
इहयःक्षेत्रसन्यासा द्गंतुंशक्तोनगौतमीम् ।
त्वामप्यात्मगतंदेवि यत्तत्वंतत्समादिश ॥ २८

**યજ્ઞશીલ**—હે વિશાલાક્ષિ, તું કોણછે, તે મને કહે અને તારૂં ક્યાં-થી આવવું થયું છે? અને હે વામોરૂ! ઇહાં તારે શું કરવાની ઇચ્છા છે. તે મને કહે. ૨૫. હે દેવી, શોકને લીધે મને નિદ્રા આવતી નથી, કેમકે આ નગરના સમસ્ત લોક ગૌતમીએ જાય છે. ૨૬. જેનું સ્નાન સિંહના બૃહસ્પતિમાં લોકોને વિશે દુર્લભ ગણાય છે. હે સુંદરી, પણ હું કૃપણ, દીન, અને મંદભાગી છું. ૨૭. કે આંહી ક્ષેત્ર સન્યાસને લીધે ગૌતમી જઈ ન શક્યો. હે દેવી, તું પણ તારા મનની જે વાત હોય તે મને કહે. ૨૮.

## ॥ गौतम्युवाच ॥

गौतम्यहंद्विजश्रेष्ठ नभीःकार्याकथंचन ।
वीक्ष्यत्वामतिसीदंतं त्वद्गतेनैवचेतसा ॥
कृपयादर्शनंप्राप्ता कृपासाराहिसाधवः ॥ २९
इहैवत्वंकुरुस्नानं सरसिगौतमस्यहि ।
इहतिष्ठाम्यहोरात्रं गौतमस्यवशानुगा ॥ ३०
ब्रह्मर्षिगौतमोयत्र तत्राहंनास्तिसंशयः ।
विशेषादाश्रमेह्यत्र सर्वामरवराजिते ॥ ३१

**ગૌતમી**—હે દ્વિજ શ્રેષ્ઠ, હું ગૌતમી (ગોદાવરી) છું. તારે કોઇ પ્રકારે બીહીવું નહીં. તારા વિશે મારૂં ચિત્ત જવાથી તને ઘણો શોકાતુર જોઇને, કૃપા વડે હું તારૂં દર્શન પામી; કારણ કે સાધુ પુરૂષો કૃપાસાર હોય છે. ૨૯. આંહીંજ તું ગૌતમના સરોવરમાં સ્નાન કર. ગૌતમની આજ્ઞા પ્રમાણે હું રાત્ર દિવસ આંહીં રહુંછું, ૩૦ જ્યાં બ્રહ્મર્ષિ ગૌતમ રહેછે ત્યાંજ હું રહુંછું, તેમાં સંશય નથી. વિશેષે કરીને સર્વ દેવમય આ આશ્રમમાં હુંરહુંછું.૩૧.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वांतर्हितादेवि विद्युदैरावतीयथा ।
सद्विजोऽपिनृपश्रेष्ट विस्मयाविष्टमानसः ॥ ३२
स्वप्नोऽयंवाभ्रमोवास्यात् इतिचिंतामविंदत ।
अथध्वांतमनाकृत्य करेणारुणसारथिः ॥
पूर्णकुंभइवोदस्था दुत्सदोयःशरीरिणाम् ॥ ३३
सद्विजोपितदाराज न्समादायसमित्कुशान् ।
गृहितोद्भुतचिंताभ्यां सरस्तीरमुपागमत् ॥ ३४

વસિષ્ટ—આકાશમાં જેમ વીજળી અદ્રશ્ય થાય છે, તેમ તે દેવી એટલું કહીને અદ્રશ્ય થયાં. હે રાજા, તે બ્રાહ્મણ પણ વિસ્મય પામી ગયો. ૩૨ આતે મને સ્વપ્ન આવ્યું કે ભ્રમ છે, એવી તેને ચિંતા થઇ. પછી માણસોને આનંદવાળો સૂર્ય પોતાનાં કીર્ણોવડે અંધારાનો નાશ કરીને પૂર્ણ કુંભની પેઠે ઉગ્યો. ૩૩ હે રાજા, તે બ્રાહ્મણ પણ સમીધ તથા દર્ભ લઇને, ઘણો ચિંતાતુર થઇને સરોવરને કાંઠે ગયો. ૩૪

किंकरोमिक्वगच्छामि कस्यवाकथयाम्यहम् ।
रात्रौस्वप्नोमयादृष्टः प्रत्यक्षंवाभवोदीति ॥ ३५
ध्यायतोयज्ञशीलस्य व्योम्निवागशरीरिणी ।
प्रावर्त्तमहाराज दुंदुभिस्वनसंनिभा ॥ ३६
चिंताविमुंचविप्रेंद्र स्नानंकुरुसमाहितः ।
गौतमप्रीतयेह्यत्र सदागोदावरीनदी ॥ ३७
स्थितिंकरोतिविप्रर्षे नात्रकार्याविचारणा ।
येऽत्रस्नानंकरिष्यंति सिंहस्थेसुरमंत्रिणि ॥ ३८
तेषांगोदावरीस्नानं फलंपूर्णभविष्यति ।
कार्त्तिकेतुविशेषेण सिंहस्थेचबृहस्पतौ ॥ ३९
गौतम्यांचनरःस्नात्वा कुलकोटिंसमुद्धरेत् ।
दास्यंतिपितरस्तुष्टाः श्राद्धेनमनसेप्सितम् ॥ ४०

તેણે કહ્યું. શું કરૂં, ક્યાં જાઊં, અને કોને કહું ? રાત્રે પ્રત્યક્ષ બનાવ જેવું મેં સ્વપ્નુ દીઠું. હે મહારાજ, યજ્ઞશીળ એમ વિચારમાં હતો ત્યાં આકાશમાં દુંદભીના અવાજને મળતી દૈવી વાણી થઇ." હે શ્રેષ્ટ વિપ્ર, ચિંતા દુર કર, અને સ્વસ્થ થઇને સ્નાન કર. ગૌતમને ખુશી રાખવાને ગોદાવરી નદી આંહી સદા—સ્થિતિ કરે છે, એમાં કાંઇ શંકા લાવવી નહિ. જેઓ સિંહના બ્રહસ્પતિમાં આંહી સ્નાન કરે છે, તેઓને ગોદાવરીનું સ્નાન પૂર્ણ ફળ આપે છે; અને તેમાં પણ કાર્તક માસમાં સિંહના બ્રહસ્પતિમાં વિશેષે કરીને જે માણસ ગૌતમીમાં સ્નાન કરે છે, તે પોતાનાં કોટિ કુળનો ઉદ્ધાર કરેછે, અને શ્રાદ્ધ કરવાથી પિત્રિયો તૃપ્ત થઇને મનવાંછિત આપેછે. ૩૭-૪૦

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वाभारतीदिव्या ह्यदृश्याभून्नरेश्वर ।
यज्ञशीलोऽपितच्छ्रुत्वा हर्षादश्रुण्यवर्त्तयत् ॥ ४१
वीतशोकःशुचिः स्नात्वा संतर्प्यपितृदेवताः ।
तद्वृत्तंकथयामास द्विजेभ्योऽखिलमादरात् ॥ ४२
तदाकर्ण्यनिवृत्तास्ते जनाःश्रीमालवासिनः ।
चक्रुःस्नानंतदातुष्टा स्तत्रश्राद्धक्रियाश्चते ॥ ४३
दानानिचयथाशक्त्या दत्वासंतर्प्यदेवताः ।
आजग्मुःस्वगृहंसर्वे वदंतोविविधाःकथाः ॥ ४४

વશિષ્ટ—હે રાજા, એવું કહીને તે આકાશ વાણી અદ્રશ્ય થઇ. યજ્ઞશીલને પણ તે સાંભળીને હર્ષનાં આંસુ આવ્યાં. ૪૧ શોક રહિત, સ્નાન વડે પવિત્ર થઇને તથા પિત્રિયોનું તર્પણ કરીને જે હકીકત બની હતી, તે સર્વ આદર સહિત બ્રાહ્મણોને તેણે કહી. ૪૨ તે સાંભળીને સઘળા શ્રીમાળવાસી ગોદાવરી જતા અટક્યા; અને ખુશી થઇને ત્યાં સ્નાન કર્યું અને શ્રાદ્ધ કર્યાં. ૪૩ યથાશક્તિ દાન કરીને તથા દેવોને તૃપ્ત કરીને સર્વે બ્રાહ્મણો નાના પ્રકારની કથા બોલતા પોત પોતાને ઘેર આવ્યા. ૪૪.

इत्थंगोदावरीस्तोत्रं तत्रराजेंद्रनःश्रुतम् ।
स्याप्तिंयज्ञशीलेन ब्राह्मणेनतपस्विना ॥ ४५

હે રાજેંદ્ર, આં પ્રમાણે તપસ્વિ યક્ષશીલનું કહેલું ગોદાવરી સ્તોત્ર અમે ત્યાં સાંભળ્યું. ૪૫

धन्यास्तेमानवालोके श्रीतीर्थेयेवसंतिवै ।
सरस्त्र्यंबकंयत्र गौतमस्यवराश्रमः ॥ ४६

લક્ષ્મીના તીર્થમાં જ્યાં ત્ર્યંબક સરોવર છે અને ગૌતમનો શ્રેષ્ટ આ-શ્રમ તેમાં જેઓ રહેછે તેઓ આ લોકમાં ભાગ્યશાળી છે. ૪૬

तीर्थाण्यपिमहीपाल बहूनिविबिधाःसुराः ।
स्वर्गलोकेततःपूर्वं ग्रहगीर्वाणसंसदि ॥
गाथामिमांतुदाल्भ्यो विस्मयाविष्टमानसः ॥ ४७

હે રાજા, ત્યાં તીર્થોપણ ઘણાં છે, અને ઘણા દેવો છે. પૂર્વે પછી આ કથા વિસ્મય પામેલા દાલભ્ય મુનિએ ગ્રહ અને દેવોની સભામાં સ્વર્ગલો-કની પાસે કહી હતી. ૪૭.

## ॥ दाल्भ्य उवाच ॥

मयामहीपरिभ्रांता सशैलवनकानना ।
नश्रीमालसमंक्षेत्रं दृष्टंनैवनवाश्रुतम् ॥ ४८

દાલભ્ય—પર્વત, વન અને કાનનો સહિત પૃથ્વી હું ફર્યો, પણ શ્રી-માળ ક્ષેત્ર જેવું ક્ષેત્ર મેં જોયું કે સાંભળ્યું નથી. ૪૮.

अहोश्रीमालिनोधन्याः स्वर्गभोगभुजोभुवि ।
कुर्वंतिपुण्यकर्माणि तादृशानवयंपुनः ॥ ४९

અરે ! શ્રીમાળીઓને ધન્ય છે. તેઓ પૃથ્વીપર સ્વર્ગનું સુખ ભોગવે છે, અને પુણ્યનાં કામ કરે છે. અમે તેના જેવા નથી. ૪૯.

## ॥ वसिष्ठ उवाच ॥

गौतमाश्रममाहात्म्यं इतिचैकथितंमया ।
पुनस्तद्ब्रूहितत्सर्वं यत्तत्तेचस्थितंमनः ॥ ५०

આ પ્રમાણે મેં ગૌતમાશ્રમનું મહાત્મ્ય કહ્યું. હવે તારા મનમાં જે પૂછવાનું હોય તે કહે. ૫૦

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्या संहितायां ब्राह्म्य-विभागे तृतिय परिच्छेदे श्रीमाल महात्म्ये यज्ञशीलोपाख्यानं नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશી હજારમી સંહિતામાં "યજ્ઞશિલોપાખ્યાન" નામે પાંચમો અધ્યાય પૂરો થયો. ૫.

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

અધ્યાય ૬ ઠો.

### ॥ राजोवाच ॥

यथाश्रीमालतांप्राप्तो देवर्षेगौतमाश्रमः ।
तन्निवेदयमेसर्वं विचित्राणीहभाषसे ॥ १

રાજા—હે મુનિઓમાં શ્રેષ્ટ દેવર્ષિ વસિષ્ટ, ગૌતમ ઋષિનો આશ્રમ શ્રીમાળપણાને કેવી રીતે પામ્યો, તે સર્વ મને કહો; તમે આંહી વિચિત્ર પ્રકારનું બોલો છો. ૧

### ॥ वसिष्ट उवाच ॥

पुराभृगोःसमुत्पन्ना ख्याताश्रीःकिलभुपते ।
अद्वैतरुपिणीकन्या प्रबुद्धांबुजलोचना ॥ २

વસિષ્ટ—હે રાજા, પૂર્વે લક્ષ્મી નામે પ્રસિદ્ધ થએલી ભૃગુ ઋષિને એક દીકરી હતી; પૃથ્વીમાં તેના સમાન કોઇ રૂપાળું નહોતું; તેનાં નેત્ર પ્રફુલ્લિત કમળ જેવાં હતાં. ૨.

सुकेशीसुमुखीसुभ्रूःसुनासासुदतीशुभा ।
चारुबिंबाधरदला मत्तकोकिलवादिनी ॥ ३

જેના વાળ, મુખ, ભ્રકુટિ, નાસિકા, અને દાંત સુંદર હતાં, જેના અધર એટલે હોઠ ધોળા જેવા અતિ મનોહર હતા, અને જેની વાણી મત્ત થએલી કોકિલના જેવી હતી. ૩.

कंबुग्रीवागुढजत्रु पीनोन्नतपयोधरा ।
मृणालकोमलभुजा नवाशोकदलांगुलिः ॥ ४

શંખ જેવી જેની ડોક હતી, ડોકના કાંઠલાનો ભાગ ગૂઢ હતો, સ્તન કઠણ અને ઉન્નત હતાં, કમળના તંતુ જેવા હાથ હતા, અને નવાં અશોકપલ્લવ જેવી જેની આંગળીઓ હતી. ૪.

निष्कंटकारुणांभोज सनाभिकरपल्लवा ।
उरोजांतर्निपतिता रोमराजिर्विराजते ॥
विंध्याचल वनश्रेणी संगतायमुनायथा ॥ ५

નિષ્કંટક રાતા કમળના જેવા હાથ હતા; અને જેના સ્તનના મધ્ય ભાગમાં રહેલી રૂંવાડાંની પંક્તિ વિંધ્ય પર્વતની વન પંક્તિ સાથે મળેલી યમુના નદી હોય તેવી શોભતી હતી. ૫

पीनश्रोणीसुरसरि त्प्रवाहोपममेखला ।
गंभीरनाभित्रिवली तनुमध्यामनस्विनी ॥ ६

જેનો કટિ પશ્ચાતભાગ અતિ સ્થુલ હતો, અને જેની મેખલા (કંદોરો) ગંગા નદીના પ્રવાહ જેવી શોભતી હતી; તેની નાભિ અને ત્રિવલી ગંભીર હતી; મધ્યભાગ પાતળો હતો, અને પોતે મનસ્વિ હતી. ૬.

रंभागर्भमिवोरुसा श्रेष्टजानुर्नरेश्वर ।
हस्तिहस्ताग्रसंसर्प्य पद्माभचरणद्वया ॥
पृथुश्रवायथाशंभोः साक्षात्शक्तिरवस्थिता ॥ ७

હે રાજન, તેના સાથળ કદળી સ્તંભ જેવા શોભતા હતા, તેનાં ઢીંચણ સુંદર હતાં, અને તેના બે પગ હાથીની સુંઢના અગ્રભાગ જેવા, અને કમળ સરખા હતા; એવી ઉત્તમ યશવાળી તે કન્યા સાક્ષાત શંકરની શક્તિ હોય, તેમ શોભતી હતી. ૭.

यत्रयत्रमयात्येषा बालाबालार्क सान्निभा ।
उद्योतंकुरुतेराजन् तत्रतत्रभृगोःसुता ॥ ८

તે ભૃગુની કન્યા જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં પ્રાતઃકાળના સૂર્ય સમાન પ્રકાશ થઈ રહે છે. ૮.

तत्रैलोक्यमनोहारि कन्यारत्नंभृगोर्मुनेः
अनुरुपायकस्मैचिन्मया देयातुसुंदरी ॥ ९

ત્રણલોકમાં મનોહારી પોતાની કન્યાને કોઇ યોગ્યવર સાથે પરણાવવા માટે ભૃગુ મુનિએ વિચાર કર્યો. ૯.

अस्याःसमोवरःकश्चित् त्रैलोक्येनास्तिमेमतिः ।
विनासमस्तगीर्वाण नेतारंगरूडध्वजम् ॥ १०

ત્રૈલોક્યમાં સમસ્ત દેવતાના નિયંતા, વિષ્ણુ સિવાય કોઇપણ આ પુત્રીને યોગ્યવર નથી, એમ હું ધારૂં છું. ૧૦.

कन्यापितृत्वंदुःखाय धिगस्तुभुविदेहिनां ॥ ११

આ દુનિયામાં કન્યાનું પિતાપણું દુઃખરૂપ છે ( એટલે કન્યાના પિતાને અતિ દુઃખછે ) માટે તેને ( પિતાપણાને ) ધિક્કાર છે. ૧૧

यतःप्रभृतिजातेय मद्गृहेदेवरुपिणी ।
तदाप्रभृतिचित्राणि पश्याम्यनिशमाश्रमे ॥ १२

જ્યારથી આ દેવરૂપિણી કન્યાએ મારે ઘેર જન્મ ધારણ કર્યો છે, ત્યારથી અમારા આશ્રમમાં હમેશાં નિચે પ્રમાણે આશ્રર્ય જોવામાં આવેછે.૧૨.

सर्वत्रखलुसर्वर्तु फलपुष्पान्विताद्रुमाः ।
तथाहिदृश्यतेगंध गुणाकृष्टालिकोकिला ॥ १३
मंजरीसहकारेऽस्मि न्नराणांचित्तहारिणी ।
पुष्पितःपरितोभाति कदंबाशिपरीपुनः ॥ १४
नितंबिनीकरस्पर्शा त्तथापुलकितोयुवा ।
सप्तच्छदानांपुष्पाढयं -हद्यमासीत्तपोवनम् ॥ १५
मत्ताःकूजंतिमधुरं पुंस्कोकिलशिलीमुखाः ।
किन्नर्यइवगायंत्यो दिक्षुःसर्वासुभ्रमूः ॥ १६
रात्रौस्फुरंतितेजांसि देवानामिवसर्प्पताम् ।
उच्छ्लसत्यखिलंव्योम व्यापिपारिमलोमहान् ॥ १७
आक्रीडइवदृश्यंते क्वचिदप्सरसांगणाः ।
त्रिजगज्जननीचेयं तेनमन्येसमुद्यता ॥ १८

ચારે તરફ ઋતુ ઋતુનાં ફળ તથા પુષ્પયુક્ત વૃક્ષો જોવામાં આવે છે; તથા ગંધના ગુણથી ભ્રમર અને કોકિલને આકર્ષણ કરે છે, એવી મનોહર આમ્ર વૃક્ષ ઉપર મંજરી દેખાય છે; વળી સ્ત્રીના હસ્ત સ્પર્શથી પ્રફુલ્લિત થએલ ચોતરફ પુષ્પયુક્ત કોમળ કદંબ વૃક્ષ શોભે છે. સમપણે વૃક્ષનાં પુષ્પથી તપોવન અતિ પ્રિય લાગે છે. જેવી રીતે કિન્નરીગણ ગાન કરે, તેવી રીતે મત્ત કોકિલા અને ભ્રમરાઓ મધુર શબ્દ કરે છે, તેના અવાજ ચારે દિશાઓમાં સંભળાય છે. રાત્રે દેવતાના જેવાં તેજ જોવામાં આવેછે. આખુ આકાશ તથા વ્યાપી રહેલો મનોહર સુગંધી વાયુ શોભે છે. સમય વિના અપ્સરાના સમુહ કોઇ ઠેકાણે નૃત્ય કરતા જોવામાં આવે છે. તેથી, ત્રૈલોક્યની માતા રૂપ આ કન્યા ઉત્પન્ન થઇછે, એમ હું માનુંછું. ૧૩-૧૮.

## ॥ वसिष्ठ उवाच ॥

इतिचिंतयतस्तस्य महर्षेर्भावितात्मनः ।
वायुस्पर्शक्कणद्विणो नारदःखादवातरत् ॥ १९

વસિષ્ટ—ભાવી આત્માવાળા તે મહર્ષિ ભૃગુ રૂષિ એ પ્રમાણે વિચાર કરે છે, તેવામાં વાયુના સ્પર્શથી શબ્દ કરતી વીણા સહિત નારદ મુની આકાશમાંથી ઉતર્યા. ૧૯.

## ॥ नारद उवाच ॥

चिंतांविधूनयमुने नीहारमिवभास्करः ।
इयंदेवीजगन्माता लक्ष्मीविष्णोःपरिग्रहः ॥ २०
सृष्टयर्थमवतीर्णाहि त्वद्गृहेनात्रसंशयः ।
हरिरेवचभर्तास्याः पर्जन्यइवविद्युतः ॥ २१

**નારદ—**હે મુનિ, જે પ્રમાણે સૂર્ય ઝાકળનો નાશ કરે છે, તેમ તમે તમારી ચિંતા કાઢી નાંખો. ( કેમકે ) આ તમારી કન્યા, જગતની માતા, વિષ્નુની સ્ત્રી લક્ષ્મી તે. સૃષ્ટી ઉત્પન્ન કરવા સારૂ તમારે ઘેર જન્મેલાં છે, એમાં સંશય નથી. અને વીજળીનો સ્વામી જેમ મેઘ છે, તેમ આ કન્યાના પતિ સાક્ષાત્ વિષ્નું થશે. ૨૦-૨૧.

## ॥ वशिष्ट उवाच. ॥

तदाकर्ण्यभृगुर्धीमान्रोमांचिततनुस्ततः ।
हर्षबाष्पंत्यजन्तस्थौ नारदंप्रत्युभाषत ॥ २२

વસિષ્ટ—આ પ્રમાણે નારદમુનિનાં વચન સાંભળીને ભૃગુઋષિનાં રુવાડાં ઉભાં થયાં અને નેત્રમાં હર્ષનાં અશ્રુ લાવીને નારદને આ પ્રમાણે કહ્યું.૨૨.

## ॥ भृगुरुवाच ॥

स्वागतंतेमुनिश्रेष्ट ब्रह्मपुत्रजगत्प्रिय ।
येनचिंताज्वरःक्रूरो ममसंप्रतिनाशितः ॥ २३

ભૃગુ—હે જગત્પ્રિય અને મુનિઓમાં શ્રેષ્ટ બ્રહ્માના પુત્ર નારદમુની, તમે ભલે પધાર્યા; તમારા પધારવાથી આજ મારા ચિંતા રૂપી ક્રુર જ્વરનો નાશ થયો. ૨૩.

## ॥ वसिष्ट उवाच ॥

इतिसंवदतोर्भूप तयोर्देवर्षिवर्ययोः ।
विक्रीड्यसावरारोहा पितुरुत्संगमाविशत् ॥ २४
तामुवाचनमस्यंतीं नारदोदीर्घदर्शिनः ।
विष्णुपत्नीभवेत्युच्चै स्ततःसाभूदधोमुखी ॥ २५
लज्जयापहृताबाला प्रययौमातुरंतिके ।
गतायामथतन्वंग्यां प्रभायामिवभास्वतः ॥
नारदःप्रत्युवाचेदं भृगुमात्मविदंवरम् ॥ २६

વસિષ્ઠ—હે રાજા, આ પ્રમાણે બંને શ્રેષ્ઠ દેવર્ષિઓ વાત કરેછે, તેટલામાં તે સુંદર કન્યા રમતી રમતી આવીને પોતાના પિતાના ખોળામાં બેઠી. ૨૪. તેણે નારદમુનીને નમસ્કાર કર્યા ત્યારે દીર્ઘદ્રષ્ટીવાળા નારદમુનિએ તે કન્યાને ઉંચે સ્વરે આશીર્વાદ દીધો કે "विष्णुपत्नीभव" એટલે તું વિષ્ણુની સ્ત્રી થા. એ સાંભળીને તે કન્યાએ નીચું જોયું. ૨૫. તે બાળા લજ્જિત થઇને પોતાની મા પાસે જતી રહી. જેવી રીતે સૂર્યની કાંતી જ-

તી રહે તે પ્રમાણે તે કન્યા ગયા પછી આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા ભૃગુઋષિને નારદે નીચે પ્રમાણે કહ્યું. ૨૬

## ॥ नारद उवाच ॥

अयमर्थोहृषीकेशे देवदेवेजगद्गुरौ ।
निवेदनीयोहिमया साधनीयश्चनिश्चितम् ॥ २७

નારદ–"આ તમારૂં કાર્ય દેવના દેવ જગતગુરૂ ભગવાનપાસે નિવેદન કરી સિદ્ધ કરવા મેં નિશ્ચય કર્યો છે." ૨૭.

तथेत्युक्तोऽथभृगुणा भगवान्नारदोययौ ।
भृगुरप्याश्रमेतत्र तस्थौध्यायन्नधोक्षजम् ॥ २८

ભૃગુઋષિએ કહ્યું, બહુ સારૂં. પછી ભગવાન્ નારદ ગયા; અને ભૃગુ પણ ત્યાં પોતાના આશ્રમમાં વિષ્નુનું ધ્યાન કરતા બેઠા. ૨૮.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितयां ब्राह्म्यविभागे तृतीय परिच्छेद श्रीमाल महात्म्ये भृगुचिंतायां षष्टो ऽध्यायः ॥ ६ ॥

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશી હજારમી સંહિતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિછેદના શ્રીમાળમાહાત્મ્યમાં ભૃગુરૂષિની ચિંતા વિષે છઠ્ઠો અધ્યાય પૂરો થયો. ૬.

# ॥ अथ सप्तमोऽध्यायः ॥

## અધ્યાય ૭ મો.

## ॥ वशिष्ट उवाच ॥

अथासौनृपशार्दूल देवर्षिनारदस्तदा ।
जगामदुग्धपाथोधौ हृष्टुंपतगकेतनम् ॥ १
तमायांतंपरिज्ञाय चेतसासर्वगामिना ।
हरिरप्यंबुधिजला त्प्रादुरासीत्पुरोनृप ॥ २

प्रणम्यदंडपातेन ब्रह्मांडाधारमच्युतम् ।
मुनिर्विज्ञापयामास वासुदेवंसगौरवात् ॥ ३

વસિષ્ઠ કહેછે કે, હે રાજા, ત્યારપછી તે નારદમુનિ ક્ષીરસમુદ્રને ત્યાં વિષ્ણુને જોવા ગયા. ૧. હે રાજા, વિષ્ણુ પણ પ્રથમથીજ સર્વ વ્યાપી ચિત્તવડે નારદને આવતા જાણીને સમુદ્રના જળમાંથી પાસે પ્રગટ થયા. ૨. પછી બ્રહ્માંડના આધારભૂત એવા વાસુદેવ ભગવાનને મહત્તાને લીધે દંડવત્પ્રણામ કરી નારદમુનિએ જે વિજ્ઞાપના કરવાની હતી તે કરી. ૩.

## ॥ नारद उवाच ॥

देवदेवजगन्नाथ विश्वभावनकेशव ।
भृगुगेहेसमुत्पन्नां तवैवप्रेयसींस्मर ॥ ४
यादेवीसर्वभूतानां शक्तिरूपेणवर्तते ।
मर्त्यलोकेऽवतीर्णासा तवैवसहचारिणी ॥
तामुद्वहमहालक्ष्मीं लोकाभ्युदयकारिणीं ॥ ५

નારદ બોલ્યા કે, દેવના દેવ, જગતના પતિ, વિશ્વમાં વ્યાપક, હે કેશવ, ભૃગુરૂષિને ઘેર ઉત્પન્ન થએલી તમારી પત્નિને સંભારો. ૪. જે દેવી સર્વે પ્રાણિયોમાં શક્તિરૂપે વર્તેછે, તે તમારીજ સહચારિણી મત્યુલોકમાં જન્મી છે. લોકોનું ભલું કરનારી તે મહાલક્ષ્મી તમે પરણો. ૫.

## ॥ भगवानुवाच ॥

संकल्पोऽयंहृदिपुरा देवर्षेममवर्तते ।
तत्करिष्येयथार्थत्वं ममसत्याद्विजोत्तम ॥ ६
माघस्यविमलेपक्षे पुण्येएकादशीदिने ।
नक्षत्रेसोमदैवत्ये उद्वोढास्मिभृगोःसुतां ॥ ७

ભગવાન—હે બ્રાહ્મણોમાં ઉત્તમ દેવર્ષિ! જે તમે કહોછો તે વિચાર પ્રથમજ મારા હૃદય વિષે ઉત્પન્ન થયેલ છે; માટે તે બુદ્ધિવડે બરોબર થશે તેમ કરીશ. ૬. માઘ માસના શુકલપક્ષમાં અગીઆરશને દિવસે તથા ચંદ્રમાના નક્ષત્ર ( મૃગશીર ) વિષે હું ભૃગુઋષિની પુત્રીને પરણીશ. ૭.

तान्निशम्यमुनिर्वाक्यं भृगोर्गत्वान्यवेदयत् ।
ब्रह्मलोकंययौशीघ्रं ज्यामुक्तइवमार्गणः ॥ ८
तदाप्रभृतिसादेवी मुक्तशैशवलक्षणा ।
आरुढयौवनाध्यानं दधारधरणीधरे ॥ ९

( વસિષ્ઠ માંધાતાને કહેછે કે:— ) ભગવાનનું તે વાક્ય સાંભળી નારદમુનીએ ભગુઋષિપાસે જઈ નિવેદન કર્યું; અને પછી તે તુર્ત કમાનની પણછવડે ખેંચીને મુકેલા બાણની પેઠે બ્રહ્મલોક પ્રત્યે ગયા. ૮. તે દિવસથી તે ભૃગુઋષિની પુત્રી બાલ્યાવસ્થાના લક્ષણનો ત્યાગ કરી યુવાવસ્થામાં પ્રાપ્ત થયા પછી ધરણીધર ભગવાનનું ધ્યાન કરવા લાગી. ૯.

स्तंबेरमहदच्छेद पांडुगंडद्युतिर्नृप ।
पीनोन्नतस्तनीबाला नितंबभरमंथरा ॥ १०
हृदयस्थस्यानिःशेष भुवनेशस्यधारणात् ।
अंशैःसमावृतादेवी दिव्यैर्देवसुतोपमा ॥ ११
उत्कंठाविधुरातन्वी धृतिंनापतपोवने ।
क्रीडंतिमुनिकन्याभि र्बालवृक्षाभिषेचनैः ॥ १२

હે રાજા! તેના ગાલની કાંતિ હાથિના દાંત સરખી ધોળી થવા લાગી; સ્તન કઠણ તથા ઉંચાં અને કટી પશ્ચાત્ ભાગના ભારથી ગતિમંદ થવા લાગી. દિવ્ય અંશવડે યુક્ત એવી દેવપુત્રી સરખી તથા પરણવાની ઉત્કંઠાવડે આતુર એવી તે કોમળ અંગવાળી મુનિની કન્યા હૃદય વિષે રહેલા સમસ્ત જગતના ઇશ્વરના ધ્યાનને લીધે તે તપોવન વિષે ધીરજ પામતી નહતી, અને મુનિકન્યાઓ સાથે નાનાં ઝાડને પાણી પાવાની ક્રીયાથીરમતી હતી. ૧૦–૧૨.

एवंतस्याजगन्नाथसमागमसमीहया ।
कृछ्रादागछदुद्वाहवासरःशुभलक्षणः ॥ १३
अथतस्मिन्क्षणेपुण्ये सुरौघैरावृतोहरिः ।
तत्रायर्यौमहाराज क्षीरसागर रोधसः ॥ १४
ब्रह्मलोकाच्चतुर्वक्त्रः संयुतोब्रह्मदर्शिभिः ।

कैलासशिखरादेवं सगणःशशिशेखरः ॥ १५
यक्षैःपरिवृतःश्रीमानाययौनरवाहनः ।
सर्वैःपितृगणैर्युक्तो धर्मराजःसमाययौ ॥ १६
मुर्त्तिमत्कुलशैलाब्धि सिंधुशाखिपरिग्रहः ।
दिदृक्षुर्विश्वकर्त्तारं प्राप्तवान्सलिलेश्वरः ॥ १७
अग्निर्नैरृतकोणेद्रःपवनोमृगवाहनः ।
इशानोवृषभारुढः प्राप्तस्तत्रमहोत्सवे ॥ १८
गंधर्वाःकिंनरैःसार्द्धं तथाचाप्सरसांगणैः ।
आदित्यावसवोरुद्राःसिद्धाःसाध्यामरुद्गणाः ॥ १९
सर्वैःपरिवृतोनागै र्वासुकिःसमदृश्यत ।
अन्येचसर्वेमुदिता स्तमलंचक्रुरंबुधिं ॥ २०
तीर्थानामथसर्वेषां नदीनांचजलैःशुभैः ।
औषधिभिर्गिरींद्राणां चक्रेस्नानंसनातनः ॥ २१
हेमपत्रप्रतीकाशं वस्त्रद्वयमुपाददे ।
कर्पूरचंदनरसै रागमंगेष्वकल्पयत् ॥ २२
मुक्तामणिमयाश्चित्रा हारा श्चहरिणाधृताः ।
तथाचरत्नकोटिभि श्चलत्कुंडलमंडनम् ॥ २३
तदापीतांबरोभाति सविद्युदिवतोयदः ॥ २४
अथारुह्यविहंगेंद्रं सुरैःपरिवृतोहरिः ।
जगामाकाशमाक्रम्य तेजसःभासयन्दिशः ॥ २५
मणिमालार्च्चितंविष्णो र्मुखंश्रीमद्विराजते ।
मत्यूषेंऽभोलवाकीर्णं स्फुरदिंदीवरंयथा ॥ २६
ततोंऽबरेदुंदुभयःप्रणेदुर्दिशःसमस्ताःप्रतिनादयंतः ।
गंधर्वविद्याधरकिंनराणां गीतस्वनौघैरवनीचपूर्णा ॥ २७
ब्रह्मर्षिवेदध्वनिशंखनादा स्तदाभृशंभूधरकंदराणाम् ।
निपत्यगर्भेषुशिलातलेषु किलप्रभग्नाबहुलबिभुवुः ॥ २८

निस्तंद्रनीलोत्पलपेशलस्य नक्षत्रमालामधुसूदनस्य ।
रराजकंठेमुतरामुपांते बालार्कमालेवबलाहकस्य ॥ २९
छत्रंदधारास्यसहस्रनेत्रः प्रकीर्णकेदस्त्रयुगंविशुभ्रे ।
गंधान्ववौगंधवहोमहार्घ्यानबाकिरतूपुष्पचयंवसंतः ॥ ३०

એવી રીતે જ્યારે વિષ્ણુના સમાગમની ઇચ્છાવડે તે દુઃખ પામતી હતી ત્યારે કષ્ટથી શુભ લક્ષણવાળો વિવાહનો દિવસ આવ્યો. ૧૩. હે મહારાજ! એ-જ પવિત્ર વખતે દેવતાઓના સમૂહથી વિંટાએલ વિષ્ણુ ક્ષીર સમુદ્ર કાંઠે આવ્યા. ૧૪. બ્રહ્મલોકથી ચતુર્મુખ બ્રહ્મા બ્રહ્મર્ષિઓ સહિત આવ્યા. તેમજ કૈલાસ પર્વતના શિખર ઉપરથી ગણો સહિત શંકર આવ્યા. ૧૫. યક્ષોવડે વિંટાએલા કુબેર ત્યાં આવ્યા, સર્વ પિતૃના સમૂહોવડે યુક્ત એવા ધર્મરાજ ત્યાંઆવ્યા.૧૬. વિશ્વકર્તા વિષ્ણુનાં દર્શનની ઇચ્છાથી મૂર્તિમાન કુલશૈલ સમુદ્ર, નદીઓ, અને વૃક્ષોને સાથે લઇ વરૂણ ત્યાં આવ્યા. ૧૭. અગ્નિ અને નૈઋત કોણના નિ-યંતા, તથા મૃગવાહન પવન અને પોઠીઆ ઉપર બેઠેલા ઇશ્વર તે મહોત્સ-વમાં આવ્યા. ૧૮. કિંનરો અને અપ્સરાઓ સહિત ગંધર્વો, આદિત્ય, વસુ, રૂદ્ર, સિદ્ધ, સાધ્ય, અને મરૂદ્દગણ આવ્યા. ૧૯. સર્વ નાગોવડે વિંટાએલ વાસુકી નાગ ત્યાં દેખાયો, અને હર્ષ પામેલા બીજા સર્વ પણ તે સમુદ્રને શોભાવવા લાગ્યા. ૨૦. પછી પર્વતોની ઔષધીઓ લઇ વિષ્ણુએ સર્વ તીર્થ અને નદીઓના જળવડે સ્નાન કર્યું. ૨૧. સુવર્ણ પત્ર સરખાં બે વસ્ત્ર ધા-રણ કર્યાં, અને કપુર મિશ્ર ચંદન વડે અંગે લેપ કર્યો. ૨૨. મોતિ અને મણિમય એવા વિચિત્ર હાર તથા રત્નની પંક્તિઓવડે શોભિત એવાં ચં-ચળ કુંડળ ભગવાને ધારણ કર્યાં. ૨૩. તે વખતે પીળાં વસ્ત્ર ધારણ કરેલ હોવાથી જેવી રીતે વિજળી સહિત મેઘ શોભે તેવી રીતે વિષ્ણુ શોભતા હતા. ૨૪. પછી દેવતાઓ વડે વિંટાએલા વિષ્ણુ ગરૂડ ઉપર બેસી તેજવડે દિશાઓને સોભાવતા આકાશમાર્ગે ચાલ્યા. ૨૫. તે વખતે મણિમાળાવડે શો-ભિતું વિષ્ણુનું મુખ, જે રીતે સવારમાં જળના બિંદુવડે યુક્ત કંપતું કમળ શોભે, તે રીતે શોભતું હતું. ૨૬. તે વખતે પડછંદાના શબ્દ વડે સર્વ દિ-શાઓને ગજાવી મુકનારાં નગારાં આકાશમાં વાગ્યાં ગંધર્વ વિદ્યાધર અને કિ-નરના ગીતના શબ્દોથી પૃથ્વી ગાજી ઉઠી. ૨૭. બ્રહ્મર્ષિના વેદ, અને શંખના નાદ પર્વતનાં શિખરોનાં શિલાતળ મધ્યે પડછંદો પડવાથી અધિક વૃદ્ધિ પા-મવા લાગ્યા. ૨૮. તે સમયે પ્રફુલ્લિત નીળકમળ સરખી કાંતીવાળા વિષ્ણુના કંઠમાં રહેલી નક્ષત્રમાળા (સત્તાવીશ મોતીનીમાળા) જે પ્રમાણે મેઘને ફરતી

બાળસૂર્યની પંક્તિ હોય તે પ્રમાણે શોભતી હતી. ૨૯. તે વખતે ઇંદ્રે વિષ્ણુનું છત્ર ધર્યું અને અશ્વિનીકુમારોએ ઉજ્વળાં ચામર ધર્યાં હતાં, વાયુ અતિ ઉત્તમ સુગંધ આપતો હતો અને વસંત પુષ્પ વૃષ્ટિ કરતો હતો. ૩૦.

कषोपलाभेनभसिप्रवेशा ल्लेखांदधानोनिजपक्षहेम्नः ।
तार्क्ष्यस्त्रिलोकीशरणंमुकुंदं वदन्भृगोराश्रममाससाद ॥ ३१
अथार्घ्यमर्घ्यायददौमुनींद्रो भृगुर्वरेण्यायवरायतस्मै ।
त्रैलोक्यगोपःसचतेनदत्तां प्रतिग्रहीतांमधुमर्कयोग्यां ॥ ३२
मुनींद्रकन्याभिरुपाहृतानि प्रत्यंगमस्याश्चविभूषणानि ।
श्रियोऽथकन्याअपितामभिख्यां दधुर्नयावाचिपदंकरोति॥ ३३
पौष्पंकिरंतोमधुबिंदुजालं द्रुमाविरेजुःपरितस्तदानीं ॥
श्रियोऽनुरूपंवरमीक्षमाणा मुंचंतिहर्षादिवबाष्पबिंदून् ॥ ३४
निवेश्यशाखासुविहंगपंक्तिःशैवालवल्लीमभिमुंचतीति ।।
देवीविवाहोत्सवजातहर्षाःसमंततश्चित्रगताइवासन् ॥ ३५
वृंदारवृंदानिमरीचिजालै स्तपोवनंप्रावृतमावभौतत् ॥
उद्वाहकालेमुनिकन्यकाया वासोविचित्रंकिलसंदधानं॥ ३६
अथकमलसंभवानुयोगा ज्ज्वलितकृशानौसनातनोदेवः ॥
भृगुदुहितृपाणिपुंडरीकं सहमनसासंगृहीतवानीशः ॥ ३७

પછી કસોટી સરખા કાંતિવાળા આકાશ મધ્યે પ્રવેશ કરવાથી પોતાની પાંખરૂપ સુવર્ણ રેખાને ધારણ કરતો રહે ગરૂડ વિષ્ણુને ત્રણ લોકના શરણરૂપ કહેતો કહેતો ભૃગુના આશ્રમમાં આવી પહોંચ્યો. પછી ભૃગુ મુનિએ પૂજ્ય અને વરવા યોગ્ય એવા વિષ્ણુને અર્ઘનું જળ આપ્યું, અને ત્રૈલોક્યની રક્ષા કરનારા વિષ્ણુએ મધુપર્ક યોગ્ય અને ભૃગુ મુનિએ આપેલી કન્યાને ગ્રહણ કરી. મુનિ કન્યાઓએ આપેલાં જુદાં જુદાં ઘરેણાંઓ લીધાં તે વખતે વર્ણવી ન શકાય તેવી શોભા મુનિ કન્યાઓએ ધારણ કરી. વૃક્ષો ચોતરફથી પુષ્પના રસના બિંદુ વડે લક્ષ્મીને યોગ્ય વર જોવાથી જાણે હર્ષના અશ્રુ (આંસુ) ની વૃષ્ટિ કરતાં હોય, તે રીતે શોભવા લાગ્યાં શાખાઓમાં પ્રવેશ કરીને શેવાલના વેલીને મુકતી હોય તેમ પક્ષીઓની પંક્તિ શોભતી હતી. કાલીઆર મૃગો દેવીના વિવાહોત્સવના હર્ષે કરી

જાણે ચોતરફ ચિતરેલ હોય તેમ શોભતા હતા. સુંદર તુળશીની માંજરના તેજના સમૂહો વડે પરિવૃત થયેલું અને વિવાહ વખતે મુનિ કન્યાનાં વિચિત્ર વસ્ત્રને ધારણ કરનાર તે વન ચોતરફથી શોભી નીકળતું હતું. એ પછી બ્રહ્માની આજ્ઞાથી અગ્નિ સરખા પ્રકાશિત શરીરવાળા સનાતન દેવ વિષ્ણુએ ભૃગુઋષિની પુત્રીના હસ્તકમલનું મન સહિત ગ્રહણ કર્યું.૩૧-૩૭.

अनवदवनिपीठे वायुमार्गादुदग्रा ।
सुरभिकुसुमवृष्टिःशंखनादानुविद्धान् ॥
अनृतुरपिसमंता दंकपालीर्दिशंतः ।
सुरमुनिवरसंघाः सार्द्धमीशेनतत्र ॥ ३८

તે વખતે પૃથ્વી ઉપર મોટા વાયુ માર્ગથી સુગંધવાળા પુષ્પોની વૃષ્ટિ થઇ અને શંખનાદવડે યુક્ત તથા અંકમાલીને અર્પણ કરતા એવા ઉત્તમ મુનિઓ શંકર સહિત ચોતરફ નૃત્ય કરવા લાગ્યા. ૩૮

प्रदक्षणीकृत्यसवेदिमध्ये हुताशनमृश्रीरमणःस्वयंभूः
उत्संगमारोप्यभृगोस्तनूजां जगत्पतिर्गंतुमियेषराजन् ॥ ३९
अथसुर मुनिवृंदपूजितेऽस्मिन्
भृगुरपिविदधेकुलस्यकृत्यमाशु ॥
इतिपरिणीयजगद्धिताय देवीं
हरिरुरगद्विषमारुरोहराजन् ॥ ४०

હે રાજા, શ્રીપતિ સ્વયંભુ અને જગતપતિ વિષ્ણુએ વેદીના મધ્ય ભાગમાં રહેલા અગ્નિની પ્રદક્ષિણા કરી, તથા ભૃગુની પુત્રીને ખોળા મધ્યે બેસારી સિધાવવા માટે ઇચ્છા કરી. ૩૯. પછી ભૃગુ ઋષિએ પણ તરત સુર અને મુનિના સમૂહોએ પુજેલા વિષ્ણુ પ્રત્યે જે કરવા યોગ્ય હતું તે કર્યું. હે રાજા, એ રીતે જગતના હિતને માટે દેવીને પરણીને વિષ્ણુએ ગરૂડ ઉપર આસન કર્યું. ૪૦.

तदाकौतुहलंराजन् जातंतच्छृणुसर्वतः ।
शम्भुरुद्रमहेन्द्रादिदेवाःसर्वर्षयोनृपाः ॥
स्थावराजङ्गमाजीवा स्तदैवोढाइवाबभुः ॥ ४१

श्रीपाणिग्रहणाख्यान मिदंयःशृणुयान्नरः ।
तस्यसर्वेश्वरीलक्ष्मी नैजातुस्यात्पराङ्मुखी ॥ ४२

વળી વસિષ્ઠ—કહેછે કે હે રાજા તે સમયે સર્વ ઠેકાણે જે આશ્ચર્ય થયું તે સાંભળ, તે એકે જાણે શંભુ રુદ્ર અને મહેંદ્રઆદિ દેવતાઓ, સર્વે ઋષિઓ, રાજાઓ, અને સ્થાવર તથા જંગમ જીવો તે વખતેજ પરણ્યા હોય તેમ શોભતા હતા. ૪૧. જે માણસ આ લક્ષ્મિના વિવાહનું આખ્યાન સાંભળે છે તે માણસનાથી ક્યારે પણ સર્વેશ્વરી એવાં લક્ષ્મી વિમુખ ( અવળાં ) થતાં નથી. ૪૨.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये लक्ष्मीपाणी गृहणं नाम सप्तमोऽध्यायः ॥७॥

એ પ્રમાણે સ્કંદ પુરાણની એકાશી હજારમી સંહિતામાંહેના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ મહાત્મ્યનો "લક્ષ્મીજીનું પાણી ગ્રહણ એ નામે સાતમો અધ્યાય પૂરો થયો. ॥૭॥

---

# ॥ अथ अष्टमोऽध्यायः ॥

## અધ્યાય ૮ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

आदायजगतामीशोजगतामीश्वरींनृप ।
प्रतस्थेदिवमास्थाय हरिःक्षीरोदधिंप्रति ॥ १
वाताहतक्कणद्धेम किंकिणीजालनिस्वनैः ।
विमानैःपूर्णमाकाशं गर्ज्जद्भिरिवतोयदैः ॥ २
स्थितांविमानगर्भेषु भासुरादेवपङ्क्तयः ।
पर्यङ्केषुपयोदानां रेजिरेक्षणदाइव ॥ ३

विष्वक्‌विधूयमानाभि श्चामरालीभिरम्बरम् ।
कादम्बकलहंसौघैः शारदीवव्यराजत ॥ ४

ब्रह्मर्षीणांस्तुतिरवैर्गन्धर्वाणांचगीतिभिः ।
आपूरितामिदंसर्वं भूमिर्द्यौर्विदिशोदिशः ॥ ५

विद्युत्कोटिप्रभस्तार्क्ष्यो लीलयैववहन्हरिं ।
अशोभतयथापूर्वं मर्बुदोनन्दिवर्द्धनं ॥ ६
उत्सङ्गेविश्वरूपस्य श्रीःपुपोषश्रियंतदा ।
यथाबह्वृचमन्त्रस्था पावमानीविशांपते ॥ ७

इत्येवंक्रामतस्तस्य चराचरगुरोस्तदा ।
खगराजोययौतत्र यत्रत्रैय्यम्बकंसरः ॥ ८
प्रेरितोऽथगिरिशने देवर्षिःप्राहनारदः ।
उत्सङ्गार्पितलक्ष्मीकंरहःश्रीवत्सलांच्छनं ॥ ९

**વસિષ્ઠ**—બોલ્યા કે, હે રાજા ! જગતના ઇશ્વર "વિષ્ણુ" જગતની ઇશ્વરીને ગ્રહણ કરી, આકાશ રસ્તે ક્ષીર સમુદ્ર પ્રત્યે ગયા. ૧. વાયુના ઝપાટાવડે શબ્દ કરતી સોનાની ઘુઘરીઓના અવાજવાળાં વિમાનોવડે, ગર્જના કરનાર મેઘની પેઠે, આકાશ પૂર્ણ થયું. ૨. વિમાનના મધ્ય ભાગમાં શોભિ રહેલા દેવતાઓની પંક્તિઓ, મેઘની સમીપ ભાગમાં રાઓ શોભે, તે પ્રમાણે શોભતી હતી. ૩. જેવી રીતે શરદ ઋતુના રાત્રી કાદંબ અને કલહંસ પક્ષિના સમૂહોવડે શોભે તે રીતે આકાશ ચોતરફ ઢળતાં ચામરોની હારથી શોભતું હતું. ૪. બ્રહ્મર્ષિઓના સ્તુતિ શબ્દોથી અને ગંધર્વોનાં ગીતોથી આ સર્વ જગત, પૃથ્વી, સ્વર્ગ, દિશાઓના ખૂણાઓ, અને સર્વ દિશાઓ પૂર્ણ ( ભરપૂર થઇ ). ૫. ઘણી વિજળીઓના જેવી કાંતિવાળો અને લીલા વડેજ હરિને ( વિષ્ણુને ) ધારણ કરનાર ગરૂડ પૂર્વે નંદિ વર્ધનને ધારણ કરનારા અર્બુદની પેઠે શોભતો હતો. ૬. હે રાજા, તે સમયે વિષ્ણુના ખોળામાં રહેલાં લક્ષ્મી બહ્વૃચ મંત્રમાં રહેલી પાવમાની ઋચાની ( મંત્ર ) પેઠે શોભાને વધારતાં હતાં. ૭. એવી રીતે જ્યારે ચરાચર ગુરૂ વિષ્ણુ જતા હતા ત્યારે જ્યાં ત્રૈયંબક નામનું તલાવછે ત્યાં પક્ષિરાજ ગરૂડ આવી પહોંચ્યો. ૮. પછી જેણે ખોળામાં લક્ષ્મીને લીધાંછે અને

જેને શ્રીવત્સનું ચિન્હછે તે ભગવાન વિષ્ણુપ્રત્યે મહાદેવની પ્રેરણાથી દેવર્ષિ નારદ શુભ રીતે બોલ્યા. ૯.

## ॥ नारद उवाच ॥

परमात्मन्नमेयात्म न्नमस्तेविश्वभावन ।
इयंदेवीजगन्माता नात्मानंवत्तितत्वतः ॥ १० ॥
करोतुतदिहस्नानंत्र्यम्बकस्यजलाशये
येनेयंस्नानमात्रेणशुद्धदेहोल्लसद्युतिः ॥
हित्वामानुष्यकंभाव मात्मज्ञानमुपेयुषी ॥ ११ ॥

**નારદ** કહેવા લાગ્યા કે, હે પરમાત્મા, હે અતુલ આત્માવાળા, અને હે વિશ્વને ઉત્પન્ન કરનાર ( વિષ્નુ ), તમને નમસ્કાર કરી કહુંછું કે, આ જગતમાતા દેવી તત્વથી આત્માને જાણતાં નથી. ૧૦. તે માટે તે આ શંકરના જલાશયમાં સ્નાન કરે, જેવડે મનુષ્ય ભાવને તજી આ શુદ્ધ દેહથી શોભિત કાંતિવાળાં લક્ષ્મી આત્મજ્ઞાનને પ્રાપ્ત થશે. ૧૧.

## ॥ वसिष्ट उवाच ॥

इत्थंनिशम्यगोविन्द स्तथेत्याहर्षिसत्तमं ।
अथानिलाशनरिपु वैनतेयोविहङ्गराट् ॥ १२ ॥
अवतीर्याम्बरतलां गोविन्दविदिताशयः ।
विमानवृन्दानुगतःप्राप्तस्त्र्यम्बकंसरः ॥ १३ ॥
पंचक्रोशप्रमाणाभु विमानैस्तत्रभुपते ।
आवृतापरितोभाति गुणैरिवतनुःसताम् ॥ १४ ॥
त्रैयम्बकंततोदृष्ट्वा सरस्त्रैलोक्याविश्रुतं ।
पवित्रीकरणंनृणा मात्मज्ञानमिवापरं ॥
साधुसाध्वितिगीर्वाण कोटयोनृपतुष्टुवुः ॥ १५ ॥
मनःप्रह्लादजनकंनिःशेषकलुषापहं ।
हरिःसरोवरेष्टंत द्विजगाहसहश्रिया ॥ १६ ॥

तदाब्रह्मादयोदेवाः सिद्धसाध्यामरुद्गणाः ।
शिवश्चप्रमथैःसार्द्धं चक्रुःस्नानमतन्द्रिताः ॥ १७
अथतैस्नानमात्रेण तस्यामानुषचेष्टितं ।
अपागमन्महीपाल देवत्वंचाभ्यवर्त्तत ॥ १८
विश्वव्यापिनमात्मानमबवुध्यमहेश्वरी ।
हरिमात्मोद्भवंमेने ह्यात्मानंचतदुद्भवं ॥
आत्मन्यवस्थितंविश्व मात्माविश्वेत्त्वबुध्यत ॥ १९
मुहुर्मज्जन्तुमुन्मज्य सहदेवैःपितामहं ।
हरंहरिंचसातत्र वीक्ष्यप्रत्यंमुखीस्थिता ॥ २०
अष्टोपदान्यतिक्रम्य तिष्ठन्तीहरिवल्लभा ।
कृतस्नानाःसुरगणाः पूजयामासुरादृताः ॥ २१
तेजोभिःस्थगतियन्ती रोदस्योरन्तरंतदा ।
तुष्टवुश्चमुनिश्रेष्टा गन्धर्वाश्चजगुःकलं ॥ २२
राजनदेवोपनीताभि र्दिव्यगन्धिभिरादरात्
आकीर्णःपुष्पमालाभि र्भूविभागोभवत्तदा ॥ २३
अथतत्रस्मितमुखीं निमेषोज्झितलोचनां ।
वज्रासनधरांदेवीं चारुकेशांचतुर्भुजां ॥ २४
दक्षिणेमृतसम्पूर्ण माददानांकमण्डलुं ।
वामेचाक्षस्रजंदिव्यां परयोःश्वेतपङ्कजे ॥
योगेश्वरींयोगनिद्रां तुष्टवुःसहिताःसुराः ॥ २५

**વસિષ્ઠ**—બોલ્યા કે, આ પ્રમાણે સાંભળીને, વિષ્ણુએ નારદ મુનિને કહ્યું, કે ભલે તેમ કરીએ. પછી સર્પોનો શત્રુ તથા પક્ષિઓનો રાજા ગરૂડ વિષ્ણુનો અભિપ્રાય જાણી વિમાનોની પાછળ આકાશથી ઉતરીને બક નામના સરોવર પ્રત્યે પ્રાપ્ત થયો. હે રાજા, ત્યાં પંચ કોશના પ્રમાણવાળી અને ચોતરફથી વિમાનોવડે વિંટાએલી પૃથ્વી, જે પ્રમાણે ગુણોવડે સત્પુરૂષોનું શરીર શોભે તે પ્રમાણે શોભતી હતી. ૧૪. હે રાજા, ત્યાર પછી ત્રૈલોક્ય વિષે વિખ્યાત, અને જેમ બીજુ આત્મજ્ઞાન હોય તેમ, મનુષ્યોને પવિત્ર

કરનાર ત્રૈયંબક નામના સરોવરને જોઇને, “સારૂં છે,” એ રીતે દેવતાઓ વખાણવા લાગ્યા. ૧૫. મનના આનંદને ઉત્પન્ન કરનાર અને સર્વ પાપને નાશ પમાડનાર અત્યુત્તમ એવા તે સરોવર પ્રત્યે વિષ્ણુએ લક્ષ્મી સાથે પ્રવેશ કર્યો. ૧૬. તે સમયે બ્રહ્માદિ દેવ, સિદ્ધ, સાધ્ય, મરૂદ્ગણ અને પ્રમથ નામના ગણો સહિત શંકરે આળસ્ય તજીને તે સરોવરમાં સ્નાન કર્યું. ૧૭. હે રાજા, માત્ર સ્નાન વડે લક્ષ્મીની મનુષ્ય સરખી ચેષ્ટા હતી તે જતી રહી, અને દેવતાપણું પ્રાપ્ત થયું. ૧૮. મહેશ્વરી એવાં તે લક્ષ્મી આત્માને વિશ્વ વ્યાપિ જાણીને વિષ્ણુને પોતાથી થએલ અને પોતાને વિષ્ણુથી થએલ માનવા લાગ્યાં, તથા આત્મા વિષે વિશ્વ રહેલ છે અને વિશ્વમાં આત્મા રહેલ છે, એમ સમજવા લાગ્યાં. ૧૯. વારંવાર ડુબકી મારતાં લક્ષ્મી દેવતાઓ સહિત બ્રહ્મા, શિવ, અને વિષ્ણુને જોઇને આડું મુખ કરીને ઉભાં રહ્યા. ૨૦. આઠ પગલાં ઉલંઘન કરી ઉભા રહેલાં વિષ્ણુનાં સ્ત્રી લક્ષ્મીને સ્નાન કરીને સર્વ દેવતાઓ આદરથી પુજવા લાગ્યા. ૨૧. તે વખતે તેજ વડે પૃથ્વી અને આકાશના અંતરને પુર્ણ કરતાં તે લક્ષ્મીને શ્રેષ્ટ મુનિઓ વખાણવા લાગ્યા અને ગંધર્વો મનોહર ગાન કરવા લાગ્યા. ૨૨. ત્યારે હે રાજા, આદરથી દેવતાઓએ અર્પણ કરેલી અને દિવ્ય ગંધવાળી પુષ્પોની માળાઓ વડે પૃથ્વીનો વિભાગ થઇ રહ્યો. ૨૩. એ પછી હસતા મુખ વાળાં, નિમેષ ( મટકાં ) રહિત નેત્ર વાળા, હિરા જડિત આસન વાળા, સુંદર હાથ વાળા, અને જમણા હાથમાં અમૃતથી ભરેલ કમંડલુ, ડાબા હાથમાં દિવ્ય અક્ષમાળા તથા બીજા બે હાથમાં ધોળા બે કમળ ધારણ કરેલ છે એવાં યોગેશ્વરી તથા યોગ નિદ્રારૂપ લક્ષ્મીની દેવતાઓ ભેળા થઇને સ્તુતિ કરવા લાગ્યા. ૨૪-૨૫.

## ॥ देवा ऊचुः ॥

नमोदेविमहादेवि नमस्तेविश्वभाविनि ।
नमस्तेजगतांमात र्नमस्तेविष्णुवल्लभे ॥ २६
त्रैलोक्यमखिलंदेवि त्वमुत्पादयसेस्वतः ।
पाहित्वमेवचोत्पन्न मन्तेसंहरसेपुनः ॥ २७
नमस्तुभ्यंसहस्राक्षि देवानांहितकारिणि ।
त्वदाधारमिदंसर्वं यथार्केरश्मिमण्डलं ॥ २८

तेधन्यास्त्रिषुलोकेषु देवियेषांत्वमीश्वरि ।
दासत्वमपितेमात रैन्द्रादपिवरंपदात् ॥ २९
उत्तरारणिरेतेषां लोकानांमधुसूदनः ।
अधरारणिरेवत्वं नान्यथाभुवनोद्भवः ॥ ३०
शक्तिर्देविपराकाचि दिज्यतेहृदियोगिभिः ।
अदितिर्देवमातात्वं देवैःस्वर्गेनिपेव्यसे ॥ ३१
स्वाहास्वधाधृतिःक्षान्तिःशांतिरिष्टातपस्विनी ।
त्वमस्यजगतोनाभि स्त्वदाधारमिदंजगत् ॥ ३२
मातात्वंदेविलोकानां पितादेवोजनार्दनः ।
त्वमम्बेसात्विकीशक्ती राजसीतामसीतथा ॥ ३३
त्रैगुण्येनेदमाप्नोषि निर्गुणाभासितत्त्वतः ।
प्रकृतिस्त्वंपुराप्रोक्ता चेतनासर्वजंन्तुषु ॥ ३४
सबाह्याभ्यन्तरंप्रोक्तं मिदंस्थावरजंगमं ।
भृगोःकुलेसमुत्पन्ना हितायजगतामिह ॥ ३५
समादिशततोदेवि ध्यानेनेप्सितमात्मनः ।
तवप्रसादनार्थाय वरंयच्छन्ति देवताः ॥ ३६

**દેવતાઓ** બોલ્યા કે, હે દેવિ, હે મહાદેવિ, હે જગતને ઉત્પન્ન ક-રનારી, હે જગતની માતા, તથા હે વિષ્ણુની પ્રિયા અમે તમને વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૨૫. હે દેવિ, તમે પોતાનાથી સર્વ ત્રૈલોક્યને ઊ-ઉત્પન્ન કરોછો; તમે ઊત્પન્ન કરેલાંને પાળો છો અને ફરીને છેવટ તમેજ નાશ પમાડોછો. ૨૭ હે સહસ્ત્ર નેત્રવાળી તથા દેવતાઓનું હિત કરનારી, અમે તમને નમન કરી કહીએ છીએ કે આ સર્વ જગત જે રીતે સૂર્ય વિષે કિરણોનું મંડળ રહ્યું છે તે રીતે તમારા આધારથી રહ્યું છે. ૨૮. હે દેવિ, જે ઓની તું ઇશ્વરી છો તેઓ ત્રણ લોક વિષે ધન્ય (વખાણવાલાયક) છે અને હે માતા, તારૂં દાસપણું છે તે પણ ઇંદ્રના સ્થાનથી ઉત્તમ છે. ૨૯. આ લોકની ઉત્તરારણિ‡રૂપ વિષ્ણું છે અને અધરારણિરૂપ તમે છો. તેમ ન હોય તો જગ-

‡ અરણીનાં બે લાકડાં ઘશીને તેમાંથી અગ્નિ ઉત્પન્ન કરેછે. તેમાં ઉપરનું લાકડું તે ઉત્તરારણી, અને નીચેનું તે અધરારણી.

તની ઉત્પત્તિ થાય નહિ. ૩૦. હે દેવિ, યોગિ પુરૂષો કોઇ પણ ઉત્તમ શક્તિનું હૃદયમાં પૂજન કરેછે, તે રૂપ અને દેવતાની માતા અદિતિરૂપ તુંછો અને સ્વર્ગમાં દેવતાઓ તારૂં સેવન કરેછે. ૩૧. હે દેવિ, સ્વાહા, સ્વધા, ધૃતિ, ક્ષમા, શાન્તિ, અને ઇષ્ટ તપસ્વિની રૂપ તથા આ જગતની નાભિરૂપ તું છો અને આ જગત તારા આધાર વાળું છે. ૩૨. હે દેવિ, તું લોકની માતા છો, અને વિષ્ણુદેવ લોકોના પિતા છે; હે માતા, તું સત્વગુણ, રજોગુણ, અને તમોગુણની શક્તિરૂપ છો. ૩૩. હે દેવિ, ત્રિગુણપણા વડે તું આ જગત પ્રત્યે વ્યાપિ રહી છો, અને તત્વથી નિર્ગુણ ભાસે છે. પૂર્વે તને પ્રકૃતિ રૂપ કહેલ છે અને સર્વે જંતુઓ વિષે તું ચેતના રૂપે રહી છો. ૩૪. હે દેવિ, બહાર અને અંતર સંબંધિ સહિત આ સ્થાવર જંગમ રૂપ તું છો; અને જગતના હિત માટે ભૃગુકુળમાં ઉત્પન્ન થઇ છો. ૩૫. હે દેવિ, તે માટે ધ્યાન કરી. આત્માનું ઇચ્છિત કહો, કારણ કે દેવતાઓ તમારી પ્રસન્નતા માટે વરદાન આપેછે. ૩૬.

## ॥ श्री रुवाच ॥

वरदायदिमेदेवा वरार्हायदिवाप्यहं ।
तदिदंश्रूयतांदेवा ममाभिमतमुत्तमं ॥ ३७
विमानैर्भवतांयद्व दियंभूमिर्विभूषिता ।
सौधैःपरिवृतांतद्व त्कर्तुमिच्छामिसाम्प्रतम् ॥ ३८
अत्रर्षयोमहात्मानो नानागोत्रास्तपस्विनः ।
सहपत्नीभिरायान्तु पुत्रैःशिष्यैःसमावृताः ॥ ३९
इमांभूमिंप्रदास्यामिब्राह्मणेभ्यःसमाहिता ।
तत्रांशेनममैवास्तुनिवासःशाश्वतीःसमाः ॥ ४०

**લક્ષ્મી** બોલ્યાં કે હે દેવતાઓ જો મને દેવતાઓ વરદાન આપતા હોય, અને હું પણ જો વરદાનને યોગ્ય હોઊં, તો આ મારા ઉત્તમ મતને સાંભળો. ૩૭. જે પ્રમાણે તમારા વિમાનો વડે આ પૃથ્વી શોભિત છે, તે પ્રમાણે મેહેલોવડે વિંટાએલી આ પૃથ્વીને કરવા ઇચ્છુછું. ૩૮. આ ઠેકાણે જુદા જુદા ગોત્રવાળા તપસ્વિ અને મહાત્મા ઋષિઓ સ્ત્રી પુત્ર તથા શિષ્યો સહિત આવે એમ ઇચ્છુછું. ૩૯. હે દેવતાઓ, આ પૃથ્વીને સાવધાન થઇ

હું બ્રાહ્મણોને આપીશ, અને આ ઠેકાણે અંશે કરી ઘણા વરસ મારો નિવાસ થશે. ૪૦.

## ॥ श्री भगवानुवाच ॥

त्वंदेविपरमाशक्तिःसर्वदेवेष्ववस्थिता ।
यदिच्छसिकुरुक्षिप्रंकस्तेदातुंवरंक्षमः ॥ ४१
इत्याख्यायचतुर्बाहुरवोचतगणान्बहून् ।
भोभोःप्रयांतुत्वरितंदिक्षुसर्वास्वतन्द्रिताः ॥ ४२
येकेचिन्मुनयःसन्तितेषांपुत्रायशस्विनः ।
सर्वेदेवव्रतस्नाताःकृतोद्वाहाः प्रियैषिणः ।
युवानोदर्शनीयाश्चतानानयतुमाचिर ॥ ४३
पुण्यशैलेषुतीर्थेषु येकेचिन्निर्झरेषुच ।
नदीपुनदकूलेषु देवखातेषुकेचन ॥ ४४
देवाश्रयेषुयेकेचि दाश्रमेषुवनेषुच ।
पुण्यक्षेत्रेषुरम्येषु ग्रामेषुनगरेषुच ॥
तानानयंतुसमपूज्य ऋषिपुत्रान्सुवर्चसः ॥ ४५
आरोप्याशुविमानेषु शुभेषुजवनेषुच ।
देवीहरिप्रियालक्ष्मी युष्मभ्यंदास्यतेमहीं ।
वाञ्छितानिचरत्नानि धनानिचानिवेद्यतां ॥ ४६

**ભગવાન** બોલ્યા કે, હે દેવિ, તું પરમ શક્તિ રૂપ સર્વ દેવતાઓમાં રહેલી છો, માટે જે ઇચ્છે છે તે જલદી કર. કારણ કે તુને વરદાન આપવા કોણ સમર્થ છે? ૪૧. એમ કહીને ચતુર્ભુજ ભગવાને પોતાના અસંખ્ય ગણોને કહ્યું કે, અરે જલદી આળસ્યનો ત્યાગ કરી તમે સર્વ દિશાઓમાં જાઓ. ૪૨. સર્વે કોઇ મુનિઓ અને યશસ્વિ, દેવનાં વ્રત (સત્ય) માં કુશળ, પરણેલા, પ્રિય ઇચ્છનાર યુવાન અને દેખાવડા એવા તેઓના પુત્રોને વિલંબ કર્યા વિના લાવો. ૪૩. જે કોઇ પુણ્યકારી પર્વતોમાં, ઝરણાંઓને તથા નદીઓને કાંઠે, નદોને કાંઠે, દેવખાત ભૂમિમાં, દેવાશ્રયોમાં આ-

શ્રમોમાં, વનોમાં, પુણ્યદાયિ ક્ષેત્રોમાં, સુંદર ગામડાઓમાં અને શેહેરોમાં હોય તે સર્વ સુંદર કાંતિવાળા ઋષિ પુત્રોને માનસહિત લાવો. ૪૪-૪૫. તેમને સુંદર તથા વેગવાળાં વિમાનોમાં જલદી બેસારી નિવેદન કરો કે તમોને દેવી અને વિષ્ણુની પ્રિયા લક્ષ્મી પૃથ્વી, ઇચ્છેલાં રત્નો અને ધન આપશે. ૪૬.

## ॥ वसिष्ट उवाच ॥

इत्यादिष्टागणश्रेष्टाः प्रणिपत्यजनार्दन ।
यथादिष्टंगताःसर्वेसमानेतुंद्विजर्षभान् ॥ ४७
गतेष्वथगणौघेषु शङ्खचक्रगदाधरः ।
विश्वकर्माणमाहूय प्रोवाचेदंवचस्तदा ॥ ४८

વસિષ્ટ બોલ્યા કે, એ પ્રમાણે આજ્ઞા થવાથી શ્રેષ્ટ ગણો ભગવાનને પ્રણામ કરી આજ્ઞા પ્રમાણે સર્વ ઉત્તમ બ્રાહ્મણોને તેડવા ગયા. ૪૭. જ્યારે તે ગણો ગયા ત્યારે શંખ ચક્ર અને ગદાને ધારણ કરનારા વિષ્ણુએ વિશ્વ-કર્માને બોલાવીને આ પ્રમાણે કહ્યું. ૪૮.

## ॥ भगवानुवाच ॥

अत्रसौधानिदिव्यानि कुरुक्षिप्रमतान्द्रितः ।
मुमुक्षूणामपियथा हरन्तिप्रसभंमनः ॥ ४९

**ભગવાન**—મોક્ષને ઇચ્છનારાઓના મનને પણ હઠે કરી હરે તેવા દિવ્ય મહેલ આહિં આળસ્યને તજી જલદી તૈયાર કર. ૪૯.

## ॥ विश्वकर्मोवाच ॥

यथादिशतिदेवोमा मित्यालप्यकृतांजलिः ।
विदधेसौधसम्बद्धं नगरंतत्रविश्वकृत् ॥ ५०

વિશ્વકર્મા બોલ્યા કે, જેવી રીતે આપ કહોછો, તેવી રીતે કરીશ. હાથ જોડી આ પ્રમાણે કહી વિશ્વકર્માએ મેહેલોવાળું સારી બાંધણીનું શ-હેર બનાવ્યું. ૫૦.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां माहात्म्य-**

विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये आत्मप्रबोधो नाम अ-
ष्टमोऽध्यायः ॥ ८ ॥

એ પ્રમાણે સ્કંદ પુરાણુની એકાશી હજારમી સંહિતામાંહેના ભ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "આત્મજ્ઞાન" નામે આઠમો અધ્યાય પૂરો થયો. ॥૮॥

---

## ॥ अथ नवमोऽध्यायः ॥

### અધ્યાય ૯ મો.

### ॥ वसिष्ट उवाच ॥

अथनिवेशयामास देवशिल्पीपुरोत्तमं ।
तत्रस्थानंद्विजेन्द्राणां पुरंदरपुरोपमं ॥ १
यादृग्देवविमानाना मुत्सेधःपरिभासुरः ।
तादृग्निषमात्रेण विश्वकर्माविनिर्ममे ॥ २
उच्चैःसौधकदम्बानां सुधाशोभितभित्तयः ।
नभोङ्गणगताभान्ति हंसानामिवपंक्तयः ॥ ३
श्रेणयोजालकौघाना मन्तश्चित्रितभित्तयः ।
वसनानीवशोभन्ते चित्राणिसदनश्रियाम् ॥ ४
सिन्दूरपरिषिक्तानि शिरोगेहानिसर्वतः ।
विराजन्तेमहीपाल शक्रगोपाइवाम्बरे ॥ ५
हेमपादोपनद्धान्ते श्चतुर्भिस्तुषडस्त्रिभिः ।
अष्टात्रिभिर्महोच्छायैः स्तम्भैर्भूषितमन्ततः ॥ ६
विशालभञ्जिकाकंठ मौक्तिकावलिवीक्षणात् ।
दाडिमीबीजविभ्रान्तेःशुकपिच्छुभिराचितं ॥ ७
क्वचिद्दारुमयीयोषा व्यक्तनेत्रविलोकनैः ।

भ्रान्ताहसितराजीवै निपतन्तीसितच्छदा ॥ ८
नागदन्तावलिचिताः शुद्धस्फटिकभित्तयः ।
रेजुःक्वचिदिवोद्गच्छत्तरङ्गसागरोर्म्मयः ॥ ९
क्वचिच्चवलभीप्रान्ता विस्फुरत्कान्तिभित्तयः ।
नभस्तलचलद्गंग तरंगाइवरेजिरे ॥ १०
चित्रार्प्पितशरीराणां विशेषव्यंजनश्रियां ।
साक्षादप्सरसांतत्र दर्शनाद्वभ्रमुःसुराः ॥ ११
मणिमकरपूर्णानां गवाक्षाणांगृहेगृहे ।
रेजुरुच्चैःकृताःप्रान्ताःपक्षान्त्रक्षौकसामिव ॥ १२
क्वचित्कनकचित्राणि क्वचिन्मणिमयानिच ।
राजतानिक्वचिद्रेजुस्तोरणानिसमंततः १३
शरज्जलदशुभ्राणा मुत्सङ्गुमहौकसां ।
शातकुम्भमयैःस्तम्भैस्ताडिल्लेखायितुंविभो ॥ १४
मिलिताःपरितोभासःसौधानामितरेतरं ।
दृश्यन्तेमथ्यमानस्य क्षीराब्धेरिववीचयः ॥ १५
अधःस्थितानांसौधाना मुच्चैर्भस्वभुजांनृप ।
अशोभन्तविमानानि गगनेप्रतिबिम्ववत् ॥ १६
निशाकरकरश्रेणिप्रतिमद्युतिमेदुरं ।
गङ्गावर्त्तइवाक्षोभ्यं परितस्तत्पुरंवभौ ॥ १७
क्षीराम्बुधिरिवोद्वेलःशैलेन्द्रः श्रेयसामिवा ।
तत्राहश्यतराजेन्द्र सौधानामुच्छ्रयोमहान् ॥ १८
विचित्रमणिवैदूर्य मुक्ताविद्रुमकाञ्चनैः ।
व्याप्तमेतत्पुरंरेजे राजन्नुर्व्याइवांशुकम् ॥ १९
यथामरावतीस्वर्गे यथावाराणसीभुवि ।
यथालकायथालङ्कायथाराजन्मनोवती ।

यथातेजोवतीतद्व त्पुरीसासमदृश्यत ॥ २०
स्पृहणीयाभवद्राजन् देवतानामपिक्षितौ ।
यत्रसर्वेश्वरीलक्ष्मी हरिश्चजगदीश्वरः ।
नसम्पदःपरिच्छेद्या स्तत्रवाचस्पतेरपि ॥ २१
प्राकारपरिखाकीर्णांपुरीं निर्मायविश्वकृत् ।
निवेदयामासतदा मुकुन्दायसुरद्विषे ।
देव्यैचजगदम्भोजदोःस्थ्यहन्त्र्यैश्रियेनृप ॥ २२

વસિષ્ઠ કહેવા લાગ્યા કે, એ પછી દેવતાના કારિગર વિશ્વકર્માએ અતિ ઉત્તમ શેહેર બનાવ્યું; અને તેમાં ઉત્તમ બ્રાહ્મણોનું સ્થાનક ઇંદ્રના શેહેરની ઉપમા અપાય તેવું કર્યું. ૧. જેવી દેવતાઓનાં વિમાનોની ઊંચાઇ ચોતરફ શોભતી હતી તેવી નિમિષ માત્રમાં વિશ્વકર્માએ નિર્માણ કરી (બનાવી). ૨. ઊંચા મેહેલોની કળીચુનાથી શોભિત ભીતો, આકાશ રૂપી આંગણાંમાં રહેલી હંસોની પંક્તિ સમાન શોભતી હતી. ૩. જેની અંદર ચિત્રેલી ભિંતો હતી એવી જાળીઆંઓનીપંક્તિ ઘરની લક્ષ્મીનાં ચિત્રવાળાં વસ્ત્રો સરખી શોભતી હતી. ૪. હે રાજા, સિંદૂર વડે છાંટેલાં ઉપરનાં ઘરો, જે પ્રમાણે આકાશમાં ઇંદ્રગોપ નામના જીવડા શોભે તે પ્રમાણે, ચોતરફ શોભતાં હતાં. ૫. તે શેહેર સુવર્ણનાં ચિન્હોવડે શોભિત અંત ભાગવાળા છ ખુણાવાળા અતિ મોટા અઠ્યાવિશ સ્તંભોવડે છેવટના ભાગમાં શોભતું હતું અને પૂતળીઓના કંઠ વિષે રહેલી મોતિની પંક્તિઓ જોવાથી દાડિમના દાણાની ભ્રાંતિવડે આવેલા પોપટ પક્ષિનાં પિંછાંઓવડે કોઇ ઠેકાણે વ્યાપ્ત હતું. ૬–૭, કોઇ ઠેકાણે પુતળીનાં સ્પષ્ટ નેત્રોના જોવાવડે કમળ વિષે જનારી હંસપક્ષિની સ્ત્રી ભ્રાંતિ પામતી હતી. ૮. કોઇ ઠેકાણે હાથિદાંત વડે વ્યાપ્ત શુધ્ધ સ્ફટિક મણિની ભિંતો ઉછળતા તરંગવાળા સમુદ્રના મોજા પ્રમાણે શોભતિ હતી. ૯. કોઇ ઠેકાણે ચળકતી કાંતિ યુક્ત ભિંતોવાળા છાજલીઓના પડખાના ભાગો આકાશ વિષે જનારી ગંગા નદીના તરંગો સરખા શોભતા હતા. ૧૦. તે નગર વિષે વસ્ત્ર આદિ સાધનની શોભાળી ચિત્રેલી સાક્ષાત્ અપ્સરાઓનાં દર્શનથી દેવતાઓ ભ્રાંતિ પામતા હતા. ૧૧. ઘેર ઘેર મણિઓ વડે પુરાએલા ગોખના ઊંચા કરેલા ભાગો પક્ષિઓની પાંખો સરખા શોભતા હતા. ૧૨. કોઇ ઠેકાણે સુવર્ણ વડે વિચિત્ર, કોઇ ઠેકાણે મણિમય, અને કોઇ ઠેકાણે રૂપાથી રચેલાં તોરણો ચોતરફ શો-

ભતાં હતાં. ૧૩. હે રાજા, શરદ ઋતુના વાદળ સરખાં ધોળાં મોટાં ઘરોના નજીક ભાગોમાં સુવર્ણવાળા સ્તંભોએ કરી વિજળીઓની પેઠે આચરણ કરવા ચોતરફ મળેલી એક બીજા મેહેલોની કાંતિ મંથન કરતા ક્ષિર સમુદ્રના મોજા સરખી દેખાતી હતી. ૧૪-૧૫. હે રાજા, ઊંચે આકાશમાં રહેલા દેવતાઓનાં વિમાનો નીચે રહેલા મેહેલોનાં પ્રતિબિંબોની પેઠે શોભતાં હતાં. ૧૬. ચંદ્રમાના કિરણોની ઉપમા અપાય એવી કાંતિવડે વ્યાપ્ત અને ગંગાના ઘુના (ધરા) પેઠે ક્ષોભ ન પમાડાય એવું તે શેહેર ચોતરફથી શોભતું હતું. ૧૭. હે ઉત્તમ રાજા, તે શેહેરમાં મોહોટા મેહેલોની ઊંચાઇ જાણે ઉછળતો ક્ષીર સમુદ્ર હોય નહિ શું જાણે પુણ્યોનો મોટો પર્વત હોય નહિ શું તેમ દેખાતી હતી. ૧૮. હે રાજા, વિચિત્ર મણિ, વૈડૂર્ય, મોતિ, પરવાળાં, અને સેના વડે વ્યાપ્ત એવું એ શેહેર પૃથ્વીનું વસ્ત્ર હોય તેમ શોભતું હતું. ૧૯. જેવી રીતે સ્વર્ગમાં ઇંદ્રની પુરી, જેવી રીતે પૃથ્વીમાં કાશી, જેવી રીતે કુબેરની પુરી, જેવી રીતે રાવણની પુરી, જેવી રીતે ભનોવતીપુરી, અને જેવી રીતે તેજોવતી પુરી દેખાતી, તેવી રીતે, હે રાજા, તે નગરી દેખાતી હતી. ૨૦. હે રાજા, તે પુરી પૃથ્વી વિષે દેવતાઓએ પણ ઇચ્છવા યોગ્ય થએલી હતી. વળી જે ઠેકાણે સર્વનાં ઇશ્વરી એવાં લક્ષ્મી અને જગતના ઇશ્વર વિષ્ણું રહ્યા છે, તે ઠેકાણે બ્રહસ્પતિ પણ સમૃદ્ધિનું પ્રમાણ કરી શકતા નથી. ૨૧, હે રાજા, વિશ્વકર્માએ તે પુરીને ગઢ અને ખાઇ વડે વિંટાએલી બનાવીને મુર દૈત્યના દ્વેષિ વિષ્ણુને તથા જગતરૂપિ કમળના દુઃસ્થિતપણાને હણનારાં દેવી લક્ષ્મીને નિવેદન કરી. ૨૨.

## ॥ विश्वकर्मोवाच ॥

प्रसीदजगतांमात यदादिष्टंकृतंमया ।
परिभावयभद्रंते पुरमेतत्पुरांवरं ॥ २३

વિશ્વકર્મા બોલ્યા કે, હે માતા, પ્રસન્ન થાઓ. તમે આજ્ઞા કરી હતી તે પ્રમાણે મેં કર્યુંછે. માટે આ શેહેરને સર્વ શેહેરો કરતાં ઉત્તમ જાણો. ૨૩.

स्थानंत्वैर्भूमिदेवानां देवानामिवभासुरं ।
अवधारयतुश्रीमान् देवदेवश्चकेशवः ॥ २४

આ બ્રાહ્મણોનું નિવાસ સ્થાન દેવતાઓના સ્થળ જેવું શોભિતું છે, એવું દેવતાઓના પણ દેવ શ્રીમાન કેશવ ભગવાને સમજવું. ૨૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्ताजगतांमाता भृगोर्वंशविवर्धनी ।
सहदेवेनदैतेयकुलोन्मूलनकारिणा ।
पतगेन्द्रसमारूढा विक्षांचक्रेपुरोत्तमं ॥ २५
लम्बितानिविमानानि दैवतैर्वायुवर्त्मनि ।
तान्निरिक्ष्याद्भुताकारं निर्माणंविश्वकर्मणः ।
विस्मयोल्लासलोलाक्षी लक्ष्मीःपुलाकिताभवौ ॥ २६
पद्माकरइवाभासी लोचनानांमहाव्रजे ।
शोभाविकृष्टचित्तेषु पश्यत्स्वनिमिषेषुच ॥ २७
अहोरम्यमहोरम्य महोरूपमहोमहः ।
इतिगीर्वाणवृन्दानामु च्चैर्ध्वनिरजायत ॥ २८
प्रतिबिम्बैर्विमानानां सौधसंहतिसंगतैः ।
विरेजेस्पृहयादेवै रंशांशैरावृतंपुरः ॥ २९
परितुष्टातदादेवी प्रददौविश्वकर्मणे ।
हस्तसूत्राणिदिव्यानि स्रजंचकनकाम्बुजं ।
प्रददौदेवदेवोऽपि वरंतस्मैगदाधरः ॥ ३०

વસિષ્ઠ—વિશ્વકર્માથી એવી રીતે નિવેદિત થયેલાં ભૃગુના વંશને વધારનાર જગતની માતા લક્ષ્મી દૈત્યોના સમૂહને નાશ પમાડનાર વિષ્ણુ સાથે ગરૂડ ઉપર બેશીને તે ઉત્તમ શેહેરને જોવા લાગ્યાં. ૨૫. વાયુમાર્ગમાં (આકાશમાં) દેવતાઓએ આશ્રય કરેલાં વિમાનોને અને અદ્ભુત આકારવાળા વિશ્વકર્માના નિર્માણરૂપ તે શેહેરને જોઇ આશ્ચર્ય અને હર્ષવડે જેનાં નેત્રો લોલ (ચંચલ) થયેલ છે, એવાં લક્ષ્મી રોમાંચિત થયાં. ૨૬. જ્યારે શોભાવડે ચિત્ત ખેંચાવાથી દેવતાઓ જોવા લાગ્યા ત્યારે દેવતાઓનાં નેત્રોના મોટા સમૂહ વિષે કમળના સમૂહ સરખી શોભા ઉપજ થઇ. ૨૭

અહો રમ્ય છે, અહો રમ્ય છે, આશ્ચર્યકારિ રૂપ છે, અને આશ્ચર્યકારિ તેજ છે, એ રીતે દેવતાઓના સમૂહોનો મોટો શબ્દ થતો હતો. ૨૮. મેહેલની પંક્તિઓ સાથે મળેલાં વિમાનોનાં પ્રતિબિંબો વડે અને ઇચ્છાથી વિષ્ણુના અંશાંશ રૂપ દેવતાઓ વડે ચોતરફથી વિંટાએલું તે શેહેર ઘણું શોભતું હતું. ૨૯.(શેહેર જોઇને) પછી પ્રસન્ન થયેલ દેવી લક્ષ્મીએ વિશ્વકર્માને દિવ્ય હસ્તસૂત્ર, માળા, અને સોનાનું કમલ આપ્યું, તથા દેવોનાદેવ વિષ્ણુએ પણ તેને વરદાન આપ્યું. ૩૦.

## ॥ भगवानुवाच ॥

त्रिपुलोकेपुशालानां यत्कृतंशास्त्रमुत्तमं ।
धर्मशास्त्रमिवप्रीत्या पठिष्यन्तिद्विजोत्तमा ॥ ३१
त्वदाद्याःशिल्पिनःसर्वे भवितारोनसंशयः ।
लोकेनिष्पद्यमानेषु प्रासादेषुगृहेषुच ।
अर्चयिष्यन्तिमर्त्यास्त्वां सर्वकामार्थसिद्धये ॥ ३२

**ભગવાન** બોલ્યા કે, ત્રણલોકમાં તેં જે મકાનોનું ઉત્તમ શાસ્ત્ર કરેલું છે તેને, બ્રાહ્મણો જેવી રીતે ધર્મશાસ્ત્રને પ્રીતિથી ભણે છે, તેવી રીતે, લોકો ભણશે. ૩૧. સર્વ કારિગરોમાં તું નિશ્ચે પ્રથમ ગણાઇશ, તથા લોક વિષે જ્યારે મેહેલો અને ઘરો ચણાશે ત્યારે મનુષ્યો સર્વ કામ અને અર્થની સિદ્ધિ માટે તારૂં પૂજન કરશે. ૩૨.

## ॥ श्रीरुवाच ॥

शालाकर्मणिसर्वत्र जायमानेनयेनराः ।
तुभ्यंहवींषिहोष्यन्ति तेषांनश्रीःकदाचन ॥ ३३

**લક્ષ્મી** બોલ્યાં કે, જ્યારે સર્વ શાલાનું કર્મ થતું હશે ત્યારે જે માણસો 'તારે માટે ઘીનો હોમ નહિ કરે તેઓની પાસે લક્ષ્મી કદિ પણ રહેશે નહિ. ૩૩.

अथब्रह्मादयोदेवा स्तन्निरीक्ष्यपुरोत्तमं ।
बद्धांज्जलिपुठाऊचुर्जगद्धात्रींश्रियंप्रति ॥ ३४

પછી બ્રહ્માદિક દેવતાઓ તે ઉત્તમ પુરને જોઇને જગતની માતા લક્ષ્મી પ્રત્યે હાથ જોડી બોલ્યાં. ૩૪.

## ॥ ब्रह्मोवाच ॥

परमात्ममयंब्रह्म स्वंस्वरूपंमहेश्वरि ।
प्राप्तायांत्वयिदेवौ र्वैर्मालाभिर्भूरियंवृता ॥ ३५
तद्विमानैश्चपरमै स्त्वत्पद क्कै पावर्तिता ।
श्रियमुद्दिश्यमालाभि रावृताभूरियंसुरैः ३६

હે મહેશ્વરિ, જ્યારે તમે પોતાના પરમાત્મા મય એવા બ્રહ્મ સ્વરૂપને પામ્યા ત્યારે દેવતાઓની પુષ્પમાલાઓ વડે આ પૃથ્વી વીંટાઇ રહી. ૩૫. તે ઉત્તમ વિમાનો વડે અને તમારાં પગલાંનાં ચિન્હોવડે આ પૃથ્વી પવિત્ર થઇ તથા દેવતાઓએ લક્ષ્મીને ઉદ્દેશીને વરસાવેલી પુષ્પમાલાઓ વડે આ પૃથ્વી વ્યાપ્ત થઇ માટે આ શેહેર શ્રીમાળ નામથી લોકમાં પ્રસિદ્ધ થશે. ૩૬.

## ॥ वसिष्ट उवाच ॥

ततःश्रीमालनाम्नातु लोकेख्यातमिदंपुरं ।
इतिदत्वावरंदेवा देव्यैतत्रनरेश्वर ।
तस्थुःसौधकदम्बेषु समर्प्पितमनोदृशः ॥ ३७
ब्रह्माविष्णुश्चरुद्रश्च साचदेवीजगद्धिता ।
ऋषिपुत्रागमोत्कंण्ठां बिभ्रतोह्यत्रतस्थिरे ॥ ३८

વસિષ્ઠ—હે રાજા, આ પ્રમાણે ત્યાં દેવી લક્ષ્મીને વરદાન આપી દેવતાઓ મેહેલોના સમૂહો વિષે મન અને દૃષ્ટિને અર્પણ કરી ઉભા રહ્યા. ૩૭. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને જગતનાં હિતકારી દેવી લક્ષ્મી એ સર્વે ઋષિના પુત્રોની આવવાની ઉત્કંઠાને ધારણ કરી ઉભા રહ્યાં. ૩૮.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्यविभागे तृतीये परिच्छेदे श्रीमाल माहात्म्ये श्रीमालनगर निवेशो नाम नवमोऽध्यायः ॥ ९ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશીહજારની સંહિતામાંહેના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં શ્રીમાળ નગરનો નિવાસ એવા નામનો નવમો અધ્યાય પૂરો થયો. ૧

# ॥ अथ दशमोऽध्यायः ॥

## અધ્યાય ૧૦ મો.

## ॥ वशिष्ट उवाच ॥

विस्मितेष्वथदेवेषु सहब्रह्मेशकेशवैः ।
आगच्छतांविमानानां प्रादुरासीन्महाध्वनिः ॥ १
कलधौतमहस्तोमच्छन्नेवासीत्सुरेन्द्रदिक् ।
ऋषिपुत्रानुपादाय प्राप्ताहरिगणावली ॥ २
जयोजयन्तोविजयो जयत्सेनोजयध्वजः ।
चक्रपाणिर्महानदो हर्यक्षोहलकेतनः ॥ ३
वक्रनेत्रःसुरानन्दी नन्दीशोनान्दिवर्द्धनः ।
एतेचान्येचबहवः किङ्कराःकैटभद्विषः ।
आश्रमेभ्यःसमानिन्यु र्मुनिपुत्रान्सुवर्चसः ॥ ४
सर्वेवेदव्रतस्नाताः कृतदारपरिग्रहाः ।
स्रग्विणोदण्डिनःशान्ता बिभ्राणाश्चकमण्डलून् ।
कुण्डलाभरणाःसर्वे शुभवल्कलधारिणः ॥ ५
शतानिपञ्चकौशिक्या द्विजेंद्राणामथाययुः ।
विश्वामित्रोऽभ्यगाद्यत्र ब्राह्मणत्वंतपोधनः ॥ ६
गङ्गाया अयुतंचैकं यत्रेयाजभगीरथः ।
गयाशीर्षात्तथापञ्च शतानिश्रुतिशालिना ।
यत्रपिण्डेनदत्तेन पितृणामक्षयंभवेत् ॥ ७

गिरेःकालिंजिरात्सप्त शतानिक्रतुवेदिनां ।
लोपामुद्रापतिःश्रीमान् यत्रागस्त्योतपत्तपः ॥ ८
महेन्द्रादाययुस्त्रिणि शतानिधूतपाप्मनां ।
यत्नंपरममास्थाय यत्रातप्यतभार्गवः ॥ ९
सहस्रमचलेन्द्रस्य कुण्डोदस्यनदीटात् ।
आगच्छद्भूमिदेवाना माज्ञयाहरिसुश्रुवः ॥ १०
शतानिपञ्चवेणाच्च पूर्वतीरात्त्वरान्वितं ।
राजताज्वलकंल्लोला जाह्नवीयत्रसङ्गता ११
देवीसूर्पारकादष्टौ शतान्यष्टाधिकामिच ।
आगच्छन्मुनिपुत्राणां वेदवेदाङ्गवेदिनाम् ॥ १२
गोकर्णाच्चहृदश्रेष्ठात् सहस्रंभावितात्मनां ।
आश्रमोगस्त्यशिष्यस्य यत्रास्तेसत्रहृदकः ॥ १३
राजन्गोदावरीतीरा त्प्राप्तमष्टोत्तरशतं ।
सुतप्तंश्रूयतेयत्र गोतमेनमहात्मना ॥ १४
प्रभासादाययुर्विप्रा द्वात्रिंशदधिकंशतं ।
उज्जयन्तादश्मोशैला दागात्पंचोत्तरंशतं ॥ १५
पुरायत्रतपस्तेपे मुनिःकिलनिशाकरः ।
तटान्मेखलकन्यायाः शतमेकंदशोत्तरं ॥ १६
यत्रमाहिष्मतीनाथो बबन्धदशकन्धरं ।
गोमत्याःपुलिनाद्विप्रा मधिकाःसप्तसप्ततिः १७
ययाचसागरंत्रय भूमिदुर्गायदैत्यभित् ।
समीयुःसोमपाःश्रेष्ठाःसहस्रंनन्दिवर्द्धनात् ॥ १८
आनीतोयोमयापूर्वं महाविवरपूर्तये ।
शतंसौगन्धिकाद्द्रे राजग्रामाद्विजन्मनां ॥ १९
भित्वायत्रनटंदेवी प्रादुरासीन्मृडप्रिया ।

पुष्करात्पञ्चपञ्चाश दधिकाचचतुःशता ॥ २०
उर्वश्यावशमानिन्ये यत्रगाधिसुतःकिल ।
वैदूर्याशिखरादद्रेःशतान्यष्टौतथादश ॥ २१
आयातावेदविद्वांसो यत्रेजेमाधवीसुतैः ।
च्यवनस्याश्रमात्पुण्या त्पञ्चाशदधिकंशतं ॥ २२
उदुद्धारपुरामत्स्यान् कृपालुर्यत्रभार्गवः ।
गङ्गाद्वारात्सहस्रंच ऋषिपुत्राःसमाययुः ॥ २३
पुरोष्टपर्वतश्रेष्टाद् द्विसाहस्रीद्विजन्मनां ।
आययौभूभुजांश्रेष्ठ यत्रजातःपुरूरवाः ।
गङ्गायमुनयोःसङ्गा दागान्मुनिशतद्वयं ॥ २४
विशालाबदरीयत्र नरनारायणोविभुः ।
श्वेतकेतोःशतान्यष्टौ द्विजानामागमंस्तदा ॥ २५
मध्येशरवणयत्र महासेनोभ्यजायत ।
सहस्रंतुकुरुक्षेत्रा त्पृथूदकनिषेविनां ॥ २६
यत्रसर्वाणितीर्थानि सन्निपत्यावतस्थिरे ।
जामदग्न्यस्यपञ्चभ्यो हृदेभ्योष्टोत्तरंशतं ।
यत्रक्षत्रवधंकृत्वा ततृपेभार्गवःपितॄन् ॥ ॥ २७
नन्दाचापरनन्दाच नद्यौपापभयापहे ।
यत्रचाद्रिर्हेमकूटः संप्राप्तंचशतत्रयं ॥ २८
श्रीपर्वतात्त्सहस्राणि त्रीणितिग्मांशुतेजसाम् ।
यत्रदेव्यासहेशानो न्यवसात्रिदशार्चितः ॥ २९
सहस्रंतुङ्कारण्या दागतंगतपाप्मनां ।
वेदानध्यापयामास यत्रसारस्वतोमुनीन् ॥ ३०
लेभेब्रह्मार्षितायत्र विश्वामित्रोमहातपाः ।
तस्मात्त्रीणिसहस्राणिकौशिक्याह्यागमंस्तटात् ॥ ३१

मेधाविकान्नृपश्रेष्ठ शतानिनववैद्विजाः ।
प्राप्तायदम्बुसंस्पर्शा न्मेधावीजायतेपुमान् ॥ ३२
सरयूत्राःसिन्धुवर्यायाः सहस्रमधिकंशतं ।
सोमाश्रमात्तथाराजन् सहस्रंसोमपायिनां ॥ ३३
नदीशतेभ्यःपंचभ्यो गङ्गासागरसङ्गमात् ।
सहस्रेद्वेतथापंच शतानीयुर्द्विजन्मनाम् ॥ ३४
ऋचीकस्याश्रमात्पुण्या त्सहस्रंद्विशताधिकं ।
आययौभूमिदेवानां यत्रार्चीकोतपत्तपः ॥ ३५
नारीतीर्थादथप्राप्तं सहस्रंपंचभिर्युतं ।
पंचचैत्ररथाद्भूप सहस्राणिसमाययुः ॥ ३६
नरतीर्थाच्छतान्यष्टौ प्राप्तानिपरमौजसां ।
ततोविनशनादष्टौ शतानित्रीणिपंचच ॥ ३७
विशल्यायास्तथाराजन् गण्डक्याश्चद्विजन्मनां ।
सहस्रमाययौतत्र मध्यान्हार्कसमत्विषां ॥ ३८
सरितःकिम्पुनाख्यायाःसार्द्धशतचतुष्टयं ।
ब्रह्मतीर्थादुपेतानि शतानित्रीणित्रीणिच ॥ ३९
शतानिसप्ततत्रैव धर्मारण्यादथाययुः ।
शतसाहस्रकात्तीर्था दायातंतुशतत्रयं ॥ ४०
अवन्तिविषयात्पंच शतानिब्रह्मवादिनां ।
आगतंमनुजश्रेष्ट शतंकाशीनिवासिनां ॥ ४१
उपतस्थेस्वयंतत्र गौतमःसमहातपः ।
अथतानागतान्दृष्ट्वा नानागोत्रान्मनीपिणः ।
उवाचमधुरंवाक्यं देवींदैत्यकुलान्तकः ॥ ४२

વસિષ્ઠ બોલ્યા કે, પછી જ્યારે બ્રહ્મા, શંકર, અને વિષ્ણુ સહિત દેવતાઓ વિસ્મય પામ્યા ત્યારે ત્યાં આવતાં વિમાનોનો મોટો શબ્દ પ્રગટ થયો. ૧

ઇંદ્રની દિશા સુવર્ણનાં તેજના સમૂહ વડે ઢંકાએલ હોય તેમ થઇ, અને ઋષિપુત્રોને લાવીને વિષ્ણુના ગણો હાજર થયા. ૨. જય, જયંત, વિજય, જય ધ્વજ, ચક્ર પાણિ, મહાનંદ, હર્યક્ષ, હલકેતન, વક્ર નેત્ર, સુરાનંદી નંદીશ, નંદીવર્ધન એઓ અને બીજા પણ ઘણા એક વિષ્ણુના સેવકો સુંદર કાંતિવાળા મુનિઓના પુત્રોને તેમના આશ્રમોથી તેડી લાવ્યા. ૩-૪. તે સર્વે વેદ અને વ્રતવિષે કુશલ, પરણેલા, માલા પેહેરનારા, દંડ અને કમંડલુને ધારણ કરનારા, શાંત, મંગલ રૂપી આભરણવાળા અને સર્વે ધોળાં વલ્કલવસ્ત્રોને ધારણ કરનારા હતા. ૫. જે ઠેકાણે વિશ્વામિત્ર તપ કરીને બ્રાહ્મણપણાને પામ્યા, તે કૌશિકીથી પાંચસો ઉત્તમ બ્રાહ્મણો આવ્યા. ૬. જે ઠેકાણે ભગીરથ રાજાએ યજન કર્યું હતું તે ગંગા નદીથી દશહજાર અને જે ઠેકાણે પિંડ દેવાથી પિતૃનું અક્ષય ફલ થાય છે તે ગયા શિર્ષથી વેદશાલિ પાંચસો બ્રાહ્મણો આવ્યા. ૭. જે ઠેકાણે લોપામુદ્રાના પતિ શ્રીમાન્ અગસ્ત્ય મુનિએ તપ કરેલું હતું તે કાલિંજરનામના પર્વતથી યજ્ઞને જાણનારા સાતસો બ્રાહ્મણો આવ્યા. ૮. જે ઠેકાણે ભાર્ગવે (પરશુરામે) ઘણો યત્ન કરી તપ કર્યું હતું તે મહેંદ્ર પર્વતથી પાપરહિત એવા ત્રણસો બ્રાહ્મણો આવ્યા. ૯. કુંડોદ નામના ઉત્તમ પર્વતના નદી કાંઠાથી વિષ્ણુનાં સ્ત્રી લક્ષ્મીની આજ્ઞાવડે હજાર બ્રાહ્મણો આવ્યા. ૧૦. જે ઠેકાણે રૂપા સરખા ઉજ્વલ કલ્લોલ (લોઢ) વાળી ગંગાનદી મળેલીછે તે ત્રિવેણીના પૂર્વ કાંઠેથી પાંચસો બ્રાહ્મણો આવ્યા. ૧૧. દેવી સર્યાંકેથી વેદ અને વેદાંગને જાણનારા આઠસો અને આઠ મુનિના પુત્રો આવ્યા. ૧૨. જે ઠેકાણે ઘણા જલવાળો અગસ્ત્ય મુનિના શિષ્યનો આશ્રમ છે, તે ગોકર્ણ નામના શ્રેષ્ટ ક્ષુનેથી ભાવિત અંતઃકરણવાળા હજાર મુનિઓ આવ્યા. ૧૩. અને હે રાજા, જે ઠેકાણે મહાત્મા ગૌતમે તપ કરેલું સંભળાય છે તે ગોદાવરીના કાંઠાથી એકસો આઠ બ્રાહ્મણો આવ્યા. ૧૪. પ્રભાસથી એકસો બત્રીસ બ્રાહ્મણો આવ્યા. અને ઉજ્જયંત નામના પર્વતથી એકસો પાંચ બ્રાહ્મણો આવ્યા. ૧૫. જે ઠેકાણે પૂર્વે નિશાકર નામના મુનિએ તપ કર્યું હતું તે મેખલ કન્યાના એકસોદસ બ્રાહ્મણો આવ્યા.૧૬. જે ઠેકાણે માહિષ્મતીના ધણી સહસ્ત્રાર્જુને દશ મસ્તકવાળા રાવણને બાંધ્યો હતો તે ગોમતી નદીના કાંઠેથી ઓગણએંશી બ્રાહ્મણો આવ્યા. ૧૭. જે ઠેકાણે દૈત્યોને નાશ પમાડનારા રામચંદ્રે દુર્ગ(ગઢ) સારૂ સમુદ્રની યાચના કરી હતી તે નંદિવર્ધન નામના સ્થાનકથી સોમવલ્લીનું પાન કરનારા શ્રેષ્ટ હજાર બ્રાહ્મણો આવ્યા. ૧૮. મોટાં છિદ્રો પુરવા માટે

જે મેં પૂર્વે આણેલો હતોતે સૌગંધિક* નામના પર્વતથી સો બ્રાહ્મણો આ- વ્યા. ૧૯. જે ઠેકાણે વડને ભેદીને દેવી પાર્વતી પ્રકટ થયાં હતાં તે પુષ્ક- રજીથી ચારસોપંચાવન બ્રાહ્મણો આવ્યા. ૨૦. જ્યાં ઉર્વશીએ ગાધિરાજન- ના પુત્રને વશ કરેલો હતો તે વૈડૂર્ય શિખર નામના પર્વતથી આઠસો દશ બ્રાહ્મણો આવ્યા. ૨૧. અને જ્યાં માધવીએ પુત્રો સાથે યજ્ઞ કર્યો હતો તે પુણ્યકારી ચ્યવનના આશ્રમથી વેદને જાણનારા ડોઢસો બ્રાહ્મણો આ- વ્યા. ૨૨. પૂર્વે જે ઠેકાણે ભાર્ગવે મત્સ્યનો ઉદ્ધાર કર્યો હતો તે ગંગાદ્વાર- થી હજાર ઋષિપુત્રો આવ્યા. ૨૩. હે રાજાઓમાં શ્રેષ્ઠ, પુરોષ્ટ નામના શ્રે- ષ્ઠ પર્વતથી બેહજાર બ્રાહ્મણો આવ્યા અને જે ઠેકાણે પુરૂરવા જન્મ્યો હતો તે ગંગા અને યમુનાના સંગમથી બસો મુનિઓ આવ્યા. ૨૪. જે ઠેકાણે વિશાલ બદરી (બોરડી) છે અને જે ઠેકાણે વિભુ (પ્રભુ) એવા નરનારાય- ણ છે તે શ્વેતકેતુથી આઠસો બ્રાહ્મણો તે વખતે આવ્યા. ૨૫. જે ઠેકાણે મ- ધ્ય ભાગમાં શરવણ (કાંસડાનું વન) છે અને જ્યાં કાર્તિક સ્વામી ઉત્પન્ન થયા હતા તે કુરૂક્ષેત્રથી પુષ્કળ જલને સેવન કરવાવાળા હજાર મુનિઓ આવ્યા. ૨૬. જે ઠેકાણે સર્વ તીર્થો ભેળાં થઇને રહ્યાં છે અને જ્યાં ક્ષ- ત્રિઓનો વધ કરી જમદગ્નિના પુત્ર પરશુરામે પિતતૃર્પણ કરેલું હતું તે પાંચ હ્રદ (ધુના) થી એકસોઆઠ બ્રાહ્મણો આવ્યા. ૨૭. જ્યાં પાપના ભ- વને મટાડનારી નંદા અને અપરનંદા નામની નદીઓ છે તથા જ્યાં હેમકૂટ પર્વત છે ત્યાંથી ત્રણસો બ્રાહ્મણો આવ્યા. ૨૮. જ્યાં દેવતાઓએ પુજેલા શંકર દેવી પાર્વતીની સાથે વસેલા હતા તે શ્રી પર્વતથી સૂર્ય સરખા તે- જસ્વિ ત્રણ હજાર બ્રાહ્મણો આવ્યા. ૨૯. જે ઠેકાણે સારસ્વત (સરસ્વતી નદીને કાંઠે થએલા) બ્રાહ્મણે મુનિઓને વેદ ભણાવ્યા હતા તે તુંગારણ્ય થી પાપ રહિત હજાર બ્રાહ્મણો આવ્યા. ૩૦. જે ઠેકાણે વિશ્વામિત્ર મો- ટું તપ કરીને બ્રહ્મર્ષિપણાને પામ્યા હતા તે કૌશિકી નદીના કાંઠેથી ત્ર- ણહજાર બ્રાહ્મણો આવ્યા. ૩૧. હે રાજાઓમાં શ્રેષ્ઠ, જેના જલના સ્પર્શથી પુરૂષ ધારણા યુકત બુદ્ધિવાળો થાય છે તે મેધાવિક નામના સ્થાનકથી નવ- સો બ્રાહ્મણો આવ્યા. ૩૨. નદીઓમાં ઉત્તમ સરયુ નદીથી એક હજાર અને એકસોબ્રાહ્મણો આવ્યા, તથા હે રાજા, સોમાશ્રમથી સોમવલીનું

* તેનું બીજું નામ સુન્ધા પર્વત છે. અને તે આબુ પાસે છે. તેની હકીકત સન ૧૮૭૮ ના ડીસંબરના બુદ્ધિપ્રકાશ ચોપાનિયામાં "બીન માળ તથા દેવલાટીની હકીકત" એ મથાળાના વિશયમાં તથા ૭૯ ના જાનેવારીના બુદ્ધિપ્રકાશમાં "ચામુંડના મંદીરનો લેખ" એ વિષયમાં છે.

પાન કરનારા હજાર મુનિઓ આવ્યા. ૩૩.ગંગા અને સાગરના સંગમથી તથા પાંચસો નદીથી બે હજાર અને પાંચસો બ્રાહ્મણો આવ્યા. ૩૪. જે ઠેકાણે ઋચિકે તપ કર્યું હતું તે પુણ્યકારિ ઋચીકના આશ્રમથી એક હજાર અને બસો બ્રાહ્મણો આવ્યા. ૩૫. નારીતીર્થથી એક હજાર અને પાંચ બ્રાહ્મણો આવ્યા. અને એ પછી હે રાજા, ચૈત્રરથથી પાંચ હજાર બ્રાહ્મણો આવ્યા. ૩૬. નરતીર્થથી પરમ તેજસ્વિ આઠસો બ્રાહ્મણો આવ્યા અને તે પછી વિનશન નામના ક્ષેત્રથી સોળસો બ્રાહ્મણો આવ્યા. ૩૭. હે રાજા, વિશલ્યા અને ગંડકી નદીથી મધ્યાન્હના સૂર્ય સરખી કાંતિવાળા હજાર બ્રાહ્મણો આવ્યા. ૩૮. કિંપુનાખ્યા નદીથી સાડાચારસો અને બ્રાહ્મતીર્થથી બસો બ્રાહ્મણો આવ્યા. ૩૯. તેજ ઠેકાણે ધર્મારણ્ય થકી સાતસો બ્રાહ્મણો આવ્યા અને શત સાહસ્રક નામનાં તીર્થથી ત્રણસો બ્રાહ્મણો આવ્યા. ૪૦. અવંતિદેશથી વેદવાદિ પાંચસો બ્રાહ્મણો આવ્યા, અને, હે રાજા, કાશી વિષે વસનારા સો બ્રાહ્મણો આવ્યા. ૪૧. ત્યાં મહા તપસ્વિ ગૌતમ ઋષિ પોતે આવ્યા. પછી તે નોખા નોખા ગોત્રવાળા વિદ્વાનોને આવેલા જોઇ, દૈત્ય કુલનો નાશ કરનાર વિષ્ણુ દેવીલક્ષ્મી પ્રત્યે મધુર વચન બોલ્યા કે. ૪૨

## ॥ श्री भगवानुवाच ॥

समवेतानिमान्पश्य द्विजान्देवितथाज्ञया ।
कुर्वाणान्विमलंव्योम महोभिःस्वशरीरजैः ॥ ४३
येषामर्थमहादेवि पालयामिजगत्त्रयं ।
तएतेविश्वकर्त्तारो वेदाधाराद्विजातयः ॥ ४४
हवींषिसुहुतान्ये तैर्मखेषुहुतभुग्मुखे ।
आदायसवितावृष्टिं करोत्यन्नायभूतले ॥ ४५
एतैःसन्तर्पितादेवा हव्यैर्नानाध्वरेषुच ।
प्रचंडपौरुषान्दैत्यान् जयन्तिशतशःपरान् ॥ ४६
एतेभ्यःपृथिवीसृष्टा सशैलवनकानना ।
एषामर्थेनिजांशांशै रवतारान्करोम्यहं ॥ ४७
मर्त्यलोकेजनैः सर्वै रेतेपूज्याहिदेववत् ।
तेनलोकेसुरेशानि भूदेवाइतिविश्रुताः ॥ ४८

पृथिव्यांजायमानोहि ब्राह्मणःस्यादधिश्वरः ।
गोप्तावैधर्मकोशस्य शास्तासर्वशरीरिणां ॥ ४९

**શ્રી ભગવાન—**હે દેવિ, પોતાના શરીરથી થએલાં તેજ વડે આ-કાશને નિર્મલ કરતા અને તમારી આજ્ઞાવડે ભેળા થએલા બ્રાહ્મણોને જુ-ઓ. ૪૩ હે દેવિ, જેઓને માટે હું ત્રણ જગતને પાલું છું તે આ વિશ્વના કર્તા અને વેદના આધાર રૂપ બ્રાહ્મણો છે. ૪૪ આ બ્રાહ્મણોએ યજ્ઞોમાં અગ્નિના મુખમાં સારી રીતે હોમેલાં ઘીને ગ્રહણ કરી સૂર્ય અનાજને માટે પૃથ્વી તલ ઉપર વૃષ્ટિ કરે છે. ૪૫ જુદા જુદા યજ્ઞો વિષે આ બ્રાહ્મણોએ હોમનાં દ્રવ્યો વડે તૃપ્ત કરેલા દેવતાઓ ઉગ્ર પરાક્રમવાળા, વૈરી દૈત્યોને ઘણી વાર ( હજારો વાર ) જીતે છે. ૪૬ આને માટે પર્વત, વન અને કાનન સ-હિત પૃથ્વી સૃજેલી છે અને આને માટે હું પોતાના અંશાંશો વડે અવ-તારો લઉંછું. ૪૭. હે દેવિ, મનુષ્ય લોકમાં આ બ્રાહ્મણો જરૂર સર્વ જનોને દેવતાઓની પેઠે માનવા યોગ્ય છે તે માટે લોકમાં ભૂદેવ (પૃથ્વીના દેવ) એ રીતે પ્રખ્યાત છે. ૪૮. પૃથ્વી વિષે થએલો બ્રાહ્મણ રાજા થાય તો જરૂર તે ધર્મરૂપિ કોશ (ભંડાર)નો રક્ષા કરનાર અને સર્વ પ્રાણિઓનો શાસ્તા (નિ-યંતા) થાય. ૪૯.

इतित्रिजगतांनाथे प्रियांसमनुजल्पति ।
विहायवरयानानि द्विजाःप्रांजलयःस्थिताः ॥ ५०

આ રીતે જ્યારે ત્રણ જગતના નાથ વિષ્ણુ લક્ષ્મીને કેહેતા હતા ત્યારે વિમાનોને તજી દેઇ બ્રાહ્મણો હાથ જોડી ઉભા રહ્યા. ૫૦

ऊचुःपरमसंहृष्टा भार्गवींपरमेश्वरीं ।
इमेस्मसमनुप्राप्त स्त्वाज्ञावशवर्त्तिनः ॥
समादिशयथाभीष्टं मातःकिंकरवामहे ॥ ५१

પરમ હર્ષ પામેલા તેઓ ભૃગુની પુત્રી તથા પરમેશ્વરની સ્ત્રી લક્ષ્મી પ્રત્યે બોલ્યા કે, હે મા, આ અમે તમારી આજ્ઞાને વશ વર્તનારા આવ્યા છીએ, માટે શું કરીએ તે ઇચ્છા પ્રમાણે આજ્ઞા કરો. ૫૧

## ॥ वसिष्ट उवाच ॥

इतितान्मधुरालापानत्रलोक्यहरिप्रिया ।

स्वागतंवोस्त्वितिप्रोक्त्वातत्रोपावेशयनृद्विजान् ॥ ५२
आसनेषूपविष्टास्ते ददृशुःपुरतःपुरं ।
विचित्रमणिरत्नाढ्यं साट्टप्राकारतोरणं ॥ ५३
काञ्चनस्तम्भशोभाढ्यं जालवातायनावृतं ।
स्वर्गादपिमनोहारि सूर्यादपिचभासुरं ॥ ५४
अग्निकुंडसगर्भाभिरग्निशालाभिरावृतं ।
नागदन्तावलिचितं हेमकुट्टिमभूषितं ॥ ५५
वेदिकोपत्यकाकीर्णं जालान्वितमहानसं ।
पताकाध्वजशोभाढ्यं रम्भास्तम्भविभूषितं ॥ ५६
सुसंस्कृतपुरद्वारं मणिमालाशताकुलं ।
सुवर्णकलशाक्रान्त शिरोगृहतमोपहं ॥ ५७
पञ्चयोजनविस्तारं चतुरस्रंसमंततः ।
गन्धोदकनिषेकेण शान्तरेणुमहापथं ॥ ५८
प्रकीर्णकमलामोद गुणाकृष्टमधुव्रतं ।
अप्रमेयमहारूपमसंख्येयस्फुरद्गुणं ॥ ५९
तन्निरीक्ष्यमहाराज द्विजेन्द्रैःपरमामुदः ।
प्रपेदिरेतदासर्वैःसोमपानादिवाध्वरे ॥ ६०
सत्कुर्वतांप्रणमतां स्तुवतामितरेतरं ः
देवानांभूमिदेवानां समाजःसतदावभौ ॥ ६१
वयोवृद्धंतपोवृद्धं विद्यावृद्धंतपोधनं ।
गौतमंतेपुरस्कृत्य सोमपाःसमुपाविशन् ॥ ६२

समीक्ष्यतान्विप्रवरानुपागतान्
समिद्धवैश्वानरवर्चसस्तदा ॥
बभारहर्षात्पुलकाङ्कितंवपु-
र्न्यवर्त्तयच्चाश्रुदृशोर्महेश्वरी ॥ ६३

વશિષ્ટ બોલ્યા કે એવી રીતે મધુર બોલતા બ્રાહ્મણોને વિષ્ણુની પ્રિયા લક્ષ્મીએ "તમે ભલે પધાર્યા" એમ કહી ત્યાં સમીપ બેસાર્યા. ૫૨. આસનો પર બેઠેલા તે બ્રાહ્મણો, પાસે વિચિત્ર મણિ અને રત્નો વડે સમૃદ્ધિ વાળું, અગાશી ગઢ અને તોરણો યુક્ત, (૫૩) સોનાના સ્તંભની શોભા યુક્ત જાલીઆં અને ગોખ વડે વિંટાએલ, સ્વર્ગથકી પણ મનોહર, અને સૂર્ય થકી પણ શોભિત (૫૪) અગ્નિકુંડ વાળી અગ્નિશાલાઓ વડે વિંટાએલ, હાથિદાંત વડે વ્યાપ્ત, સોનાની બાંધેલી ભૂમી વડે શોભિત, (૫૫) વેદિકા અને પર્વતની સમીપની ભૂમિ વડે વિંટાએલ, જાળીઆંવાળાં રસોડાં સાથે પતાકા અને ધ્વજાની શોભા વડે યુક્ત, કેલોના સ્તંભોવડે શોભિત, (૫૬) શોભિતા દરવાજાનાં બારવાલું, સો મણિ માલાઓ વડે આકુળ, સુવર્ણના કલશ વડે ઉપરનાં ઘરના અંધકારને મટાડનાર, (૫૭) પાંચ યોજન વિસ્તાર વાળું, ચોતરફ ચોખંડું, જેમાં સુગંધવાળાં પાણીના છંટકાવથી રજ રહિત રાજમાર્ગ આવેલ છે એવું, (૫૮) વેરાએલ કમલોના ગંધરૂપિ ગુણથી જેમાં ભ્રમરાઓ ખેંચાએલ છે એવું, જેનું તેજ અને રૂપ માપી શકાતું નથી એવું, અને અસંખ્ય સારા ગુણો વાળું, એવા તે શેહેરને જોવા લાગ્યા. ૫૯. હે મહારાજ, તે શેહેરને જોઇને જે પ્રમાણે યજ્ઞમાં સોમવલ્લીનું પાન કરવાથી હર્ષ પામે, તે પ્રમાણે તે વખતે સર્વ ઉત્તમ બ્રાહ્મણો ઘણો હર્ષ પામ્યા. ૬૦. એક બીજાને સત્કાર કરતા નમતા અને સ્તુતિ કરતા એવા બ્રાહ્મણોનો તથા દેવતાઓનો તે સમાજ તે વખતે ઘણો શોભતો હતો. ૬૧. સોમવલ્લીનું પાન કરનારા તેઓ ઉમર વડે મોટા, તપવડે મોટા, વિદ્યા વડે મોટા, અને તપ એજ જેને ધન છે એવા, ગૌતમમુનિને આગળ કરી બેઠેલા હતા. ૬૨. તે સમયે, વૃદ્ધિ પામેલ અગ્નિ સરખી કાંતિવાળા તે શ્રેષ્ટ બ્રાહ્મણોને આવેલા જોઇ ભગવાન વિષ્ણુનાં સ્ત્રી લક્ષ્મીએ હર્ષથી શરીર વિષે રૂવાડાનાં ચિન્હને ધારણ કર્યું અને નેત્રનાં હર્ષાશ્રુ (હર્ષનાં આંસુ) પાડ્યાં. ૬૩.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्यविभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये श्रीमालनगर निवेशो नाम दशमोऽध्यायः ॥ १० ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશી હજારમી સંહીતામાંહેના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળમાહાત્મ્યમા "શ્રીમાળીનગરમાં બ્રાહ્મણો નો પ્રવેશ" એ નામનો દશમો અધ્યાય પૂરો થયો. ॥૧૦॥

# ॥ अथ एकादशोऽध्यायः ॥

અધ્યાય ૧૧ મો.

## ॥ वसिष्ट उवाच ॥

अथागतेषुविप्रेषु नानाश्रमनिवासिषु ।
स्मितभिन्नाधरपुटा श्रीरुवाचजनार्दनम् ॥ १

વસિષ્ઠ—પછી જુદે જુદે આશ્રમે રહેવા વાળા વિપ્ર આવ્યા, ત્યારે જરા હસવાથી હોઠ બે જુદા પડ્યા છે, એવાં લક્ષ્મી ભગવાનને કહેછે. ૧.

## ॥ श्री रुवाच ॥

अशेषभुवनाधार सर्वज्ञाननिकेतन ।
एतेषुसन्निविष्टेषु कथमर्घःप्रदीयताम् ॥ २

લક્ષ્મી—હે સમસ્ત ભુમિના આધાર અને સર્વ જ્ઞાનના સ્થાનરૂપ વિષ્ણુ, તે આવેલા બ્રાહ્મણોને અર્ઘ કેમ આપવું (તે કહો.) ૨.

## ॥ श्री भगवानुवाच ॥

उपहारैर्गृहान्पूर्वं संपूज्याविधिवत्ततः ।
प्रशंसंतिद्विजादान मितिमार्गःसनातनः ॥ ३
इत्युक्त्वाजगतांधात्री निधिनष्टौसमादिशत् ।
स्थित्यर्थंभूमिदेवानां गृहेषुनृपसत्तमे ॥ ४
निधयस्तंयथादिष्टां चक्रुर्देव्यावचस्तदा ।
वांछितैर्वसुभिःसर्वं तत्पुरंद्रमपूरयत् ॥ ५
ततोंतर्वस्तुसाराणि तानिगेहानिरेजिरे ।
उदितज्ञानसाराणि हृदयानीवयोगिनाम् ॥ ६
अत्रैवपंचकेतीर्थे गौतमीयेचसोमपान् ।
कृतस्नानानुपाचांतान् जगद्वंद्याभिवंद्यह ॥ ७

विलोकयामासमुखं जगद्भर्तुर्जगद्धिता ।
अथविज्ञापयामास नारदोमधुसूदनम् ॥ ८

**ભગવાન**—ઘરના દેવતાની પ્રથમ વિધિ પ્રમાણે મધુપર્કથી પૂજા કરીને પછી ઘરનું દાન આપવું. તે દાનની બ્રાહ્મણો પ્રસંશા કરે છે; એવો સનાતન માર્ગ છે. ૩. હે નૃપસત્તમ, એવું કહીને જગતનું પાલન કરનારાં લક્ષ્મીએ ભૂમિ દેવોનાં ઘરમાં રહેવાને વાસ્તે આઠ સંપત્તિને આજ્ઞા કરી. ૪. ત્યારે દેવીની આજ્ઞા પ્રમાણે તે સંપદાએ કર્યું, અને તે શ્રેષ્ટપૂરને વાંછિત દ્રવ્યથી ભરપૂર કરી દીધું. ૫. જ્ઞાનનો સાર ઉત્પન્ન થએલા યોગી પુરૂશોનાં હૃદય શોભે તેમ સાર વસ્તુથી ભરેલાં તે ઘર શોભતાં હતાં. ૬. પછી ત્ર્યંબક અને ગૌતમ તીર્થોમાં સ્નાન અને આચમન કરેલા તથા સોમરસને પીવાવાળા બ્રાહ્મણોને અભિવંદન કરીને જગતનું કલ્યાણ કરવાવાળાં લક્ષ્મી જગતના પાલન કરતા વિષ્ણુનું મુખ જોતાં હતાં. પછી નારદે વિષ્ણુને નીચે પ્રમાણે વિજ્ઞાપના કરીઃ-૭-૮.

## ॥ नारद उवाच ॥

अर्घदानमिदंदेव देवीकर्तुमिहेच्छति ।
सर्वेभ्योवेदविद्भ्य स्तद्भवान्कर्तुमर्हसि ॥ ९
ज्ञातासर्वस्यलोकस्य भगवान्धर्मदर्शकः ।
त्वंगतिर्जगतांविष्णो मुनीनांचमहात्मनाम् ॥ १०
माननीयामहात्मान स्तवसर्वेतपस्विनः ।
त्वयैवमानिताह्येते पूज्यंतेमानवैर्भुवि ॥ ११

**નારદ**—હે દેવ, લક્ષ્મી આ અર્ઘ પ્રદાન કરવાને ઇચ્છે છે, માટે તે સર્વ વેદ જાણનારા વિપ્રોને આપે અર્ઘ પ્રદાન કરવું ઘટેછે. ૯. હે વિષ્ણુ, આપ સર્વ લોકના ત્રાતા, ઐશ્વર્યવાન્ અને ધર્મ દર્શક છો; અને જગતની અને મહાત્મા પુરૂશોની ગતિ રૂપ છો. ૧૦. સર્વ મહાત્મા તપસ્વિઓ તમારા માનને યોગ્યછે; તેઓ તુમારાથી માન પામેલાછે માટે પૃથ્વી ઉપરનાં માણસોથી તેઓ પૂજાય છે. ૧૧.

## ॥ वसिष्ट उवाच ॥

एतत्श्रुत्वामहाराज मुरजिन्मुनिभाषितम् ।
आददे र्घंद्विजातिभ्यो विधिवद्ब्राह्मणार्घ्यिय: ॥ १२

વસિષ્ટ—હે માધાતા, બ્રાહ્મણ ઉપર પ્રીતિવાળા વિષ્ણુ નારદમુનીનું તે બોલવું સાંભળીને બ્રાહ્મણો પાસેથી વિધિ પ્રમાણે અર્ઘ (પૂજાપો) લીધો. ૧૨.

ततोगृहीतमात्रेऽर्घे ब्रह्माविष्णुमब्रोचत ।
पंचाशदिहपंचोना सहस्त्राणिद्विजन्मनां ॥
यंत्वेत्सिवरमेतेषा मर्घंतस्मैकुरुप्रभो ॥ १३

પછી અર્ઘ ગ્રહણ કર્યું ત્યારે બ્રહ્માએ વિષ્ણુને કહ્યું કે, હે પ્રભુ, આ પીસતાળીસ હજાર બ્રાહ્મણોમાં જેને તમે શ્રેષ્ટ ગણાતા હો, તેને અર્ઘ પ્રદાન કરો. ૧૩.

## ॥ श्रीकंठ उवाच ॥

अर्घ्यमेषांहिसद्वृत्त मर्घ्यमेषांहरेकुलम् ।
तदमीषुवरंमत्वा ददस्वार्घमधोक्षज ॥ १४

શિવ—હે હરિ, તેઓનું આચરણ યોગ્યછે, અને કુળપણ યોગ્યછે, માટે હે અધોક્ષજ, તેઓમાં શ્રેષ્ટ જેહને અર્ઘ આપો. ૧૪.

## ॥ बृहस्पति रुवाच ॥

वयसातपसाचैव विद्ययाचरणेनच ।
एतेयमनुमन्यंते तस्मैयच्छार्घमच्युत ॥ १५

બૃહસ્પતિ—હે અવિનાશી, તેઓ (બ્રાહ્મણો) જેને વયથી, તપથી તેમજ વિદ્યા અને આચરણથી પસંદ કરે તેને અર્ઘ આપો. ૧૫.

तन्निशम्यद्विजा:सर्वे प्रसन्नवदनांबुजा: ।
ऊचुर्यज्ञेश्वरंदेव मनंतंविश्वरूपिणम् ॥ १६

તે સાંભળીને પ્રસન્ન મુખકમળવાળા તે સર્વે દ્વિજો અનંત અને વિશ્વરૂપ યજ્ઞેશ્વર ભગવાન પ્રત્યે બોલ્યા. ૧૬.

## ॥ सारस्वता ऊचुः ॥

नहायनैर्नवलिभि र्नचास्यपलितंशिरः ।
ऋषयश्चक्रिरेधर्मं योनुचानःसनोमहान् ॥ १७

**સારસ્વતા**—વયથી, કે ચામડીનાં વળીયાં પડવાથી, કે માથે પળીઆં આવવાથી મોટો ગણવો, એવો રૂષિયોએ ધર્મ કર્યો નથી. અમારામાંથી જે સાંગવેદને ભણવાવાળો છે તેને મોટો કહેવો. ૧૭.

वयसातपसाचैव विद्ययाचरणेनच ।
देवश्रेष्ठतमोऽस्माकं गौतमोऽर्घमिहार्हति ॥ १८

હે દેવ, વયથી, તપથી, વિદ્યાથી, અને આચરણથી અમારામાં ગૌતમ શ્રેષ્ટ છે માટે તે અર્ધને યોગ્ય છે. ૧૮.

## ॥ वात्स्यायना ऊचुः ॥

सद्वृत्तास्तपतांश्रेष्ठ द्विजपुत्राःसहस्त्रशः ।
वेदानधिगुर्यस्मा दर्घमर्हति गौतमः ॥ १९

**વાત્સ્યાયના**—જે તપસ્વીઓમાં શ્રેષ્ટ છે, અને સારાં આચરણ વાળા હજારો દ્વિજપુત્રો જેના પાસેથી વેદને પામ્યા, તે ગૌતમને અર્ધ પ્રદાન ઘટેછે. ૧૯.

## ॥ वासिष्टा ऊचुः ॥

पुराकृत्वातपस्तीव्र मिमांभूमिपुनातियः ।
महार्षिःसंमतालोके गौतमोऽर्घमिहार्हति ॥ २०

વાસિષ્ઠા—પૂર્વે તીવ્રતપ કરીને જેણે આ ભૂમિને પવિત્ર કરેલ છે, તે લોકોમાં મનાએલ મહર્ષિ ગૌતમ અર્ધને યોગ્ય છે. ૨૦.

## ॥ आत्रेया ऊचुः ॥

सापराधंहरिंशप्त्वा गत्वाचतुहिनाचलम् ।
तपोलक्ष्मींपुनस्फीतां यश्चक्रेसोऽर्घ्यगौतमः ॥ २१

આત્રેયા—અપરાધી હરિ (ઇંદ્ર)ને શાપ દઇને તતા હિમાચળ પર્વત-પર જઇને જેણે ફરી તપરૂપી લક્ષ્મીને વધારી તે ગૌતમ અર્ઘને યોગ્યછે. ૨૧.

## ॥ आंगिरसा ऊचुः ॥

अयमस्मत्कुलश्रेष्टो वाग्मीवेदार्थवित्तमः ।
प्रणेताचागमार्थाना मतोऽर्घंगौतमोऽर्हति ॥ २२

આંગિરસા—આ ગૌતમ અમારા કુળમાં શ્રેષ્ટ, વકતા, વેદના અર્થને જાણવા વાળો, તથા વેદના અર્થને પ્રેરવા વાળોછે, તેથી તે અર્ઘને યોગ્ય છે. ૨૨.

## ॥ अपरे ऊचुः ॥

नारायणसुरश्रेष्ट शंखचक्रगदाधर ।
अर्हत्तमपरिज्ञाने त्वंप्रमाणमिवासिनः ॥ २३

બીજા બ્રાહ્મણો—હે શંખ-ચક્ર-ગદા ધરવા વાળા અને દેવતા-ઓમાં શ્રેષ્ટ નારાયણ, અમારામાં સૌથી લાયક જાણવાને તમે પ્રમાણછો. ૨૩.

## ॥ वसिष्ट उवाच ॥

इत्येवंसुरविप्रेंद्रैःस्तूयमानेहिगौतमे ।
ऊचुरीर्ष्यालवःकेचि त्सैंधवारण्यवासिनः ॥ २४

વસિષ્ઠ—આ પ્રમાણે દેવોએ તથા બ્રાહ્મણોએ ગૌતમની સ્તુતિ કરી તેથી સૈંધવારણ્યમાં રહેનારા કેટલાક ઇર્ષાવાળા બ્રાહ્મણો બોલ્યા. ૨૪.

भोभोगौतमकेनासिश्रेष्टोऽस्माकंगुणेनवै ।
तद्ब्रूहियदिवेदेषु प्राविण्यमवलंबसे ॥ २५

અરે ગૌતમ, જો તું વેદમાં પ્રવિણ હો તો અમારામાં કયા ગુણથી શ્રેષ્ટ છે તે કહે. ૨૫.

इतितेषांवचःश्रुत्वा हुंकारवशवार्त्तिनां ।
राजन्नांगिरसाःसर्वे शेपुस्तान्सिंधुजान्द्विजान् ॥ २६

હે રાજા, એ પ્રમાણે તેઓનાં હું પદનાં વચન સાંભળીને સર્વે આંગીરસોએ તે સિંધુપ્રદેશના દ્વિજોને શાપ દીધો. ૨૬.

## ॥ आंगिरसा उचुः ॥

यथावच्चारितंभैक्षं शतशोमुनिपुत्रकैः ।
तमृषिंद्विषतोयुष्मान्न वेदःसंश्रयिष्यति ॥ २७

આંગિરસા—જેનાવડે સેંકડો મુનિપુત્રોએ ભિક્ષાનું અન્ન ગ્રહણ કર્યું, તે ઋષિનો દ્વેષ કરવાવાળા તમોને વેદ આશરો આપશે નહિં. ૨૭.

## ॥ वसिष्ट उवाच ॥

इत्थमांगिरसैर्विप्रै र्वेदब्राह्याकृतानृप ।
सिंधुदेशंतदाजग्मुःसैंधवारण्यवासिनः ॥ २८
गतेषुतेषुविप्रेषु सैंधवेषुनरेश्वर ।
गौतमायचकारार्घ मच्युतःसर्वसम्मतः ॥ २९
विदधेविश्वकृत्तत्र गौतमाश्रमसन्निधौ ।
मंडपंविष्णुनाज्ञप्तो हेमस्तंभान्वितंशुभं ॥ ३०
वैदूर्यहेमपट्टेषु तत्रासीनान्द्विजोत्तमान् ।
नारदोभ्यर्चयामास सदारान्पुष्पचंदनैः ॥ ३१
मणिवैदूर्यसंच्छन्नै र्जांबूनदविभूषणैः ।
तानलंकारयामास सदारान्नरवाहनः ॥ ३२
पुरस्कृतस्तुतैरेव समस्तैरपिगौतमः ।
मंडपांतर्गतांवेदी माविवेशाज्ञयाहरेः ॥ ३३
सतदाहिल्ययासार्द्धं निविष्टोवेदिकांतरे ।
ग्राहितोहरिणाराज न्मधुपर्कादिकाःक्रियाः ३४
ततोहेममयींपाणौ वारिधानींहरिप्रिया ।
बिभ्राणापादशौचार्थं पार्श्वेतस्थौमधुद्विषः ॥ ३५
देवदुंदुभयोनेदु रंबरेमधुरस्वराः ।
तुंबरुप्रमुखाःसर्वे जगुःकलमतंद्रिताः ॥ ३६

दध्मुःशंखानसंख्येया न्परितोवैष्णवागणाः ।
तदाराजन्मुनींद्राणां वेदध्वनिरुदीरितः ॥
बभूवोपारिसर्वेषां तदद्भुतमिवाभवत् ॥ ३७
विधिंचकारभगवा न्ब्रह्मालोकपितामहः
अभ्यर्थितोमहाराज विष्णुनाशंकरेणच ॥ ३८
अथोवाचजगन्नाथः कुशानादायवारिच ॥ ३९

હે રાજા, આ પ્રમાણે આંગિરસ બ્રાહ્મણોએ પંક્તિ બહાર કરેલા સૈંધવારણ્યમાં રહેનારા બ્રાહ્મણો પછી સિંધુ પ્રદેશમાં ગયા. ૨૮. હે નરેશ્વર, સિંધદેશના બ્રાહ્મણો ગયા ત્યારે સર્વની સંમતિથી અવિનાશી વિષ્ણુએ ગૌતમને અર્ઘપ્રદાન કર્યું. ૨૯. પછી ત્યાં ગૌતમના આશ્રમની પાસે વિષ્ણુની આજ્ઞાથી વિશ્વકર્માએ હેમના સ્થંભોથી યુક્ત એવો શુભ મંડપ કર્યો. ૩૦. વૈદૂર્ય મણીથી યુક્ત સુવર્ણના પાટલા ઉપર બેઠેલા ઉત્તમ બ્રાહ્મણોની તેઓની પત્નિઓ સહિત પુષ્પ ચંદનથી નારદે પૂજા કરી. ૩૧. વૈદૂર્ય મણિથી જડિત એવાં સુવર્ણનાં આભૂષણોથી કુટુંબ સહિત તે બ્રાહ્મણોને વિષ્ણુએ શણગાર્યા. ૩૨. તે બધાએ અગ્રણી કરેલા ગૌતમ હરિની આજ્ઞાથી મંડપના અંતર્ગત ભાગની વેદીમાં દાખલ થયા. ૩૩. પછી તે ગૌતમ અહિલ્યા સહિત વેદિમાં દાખલ થયા, અને હે રાજા, વિષ્ણુએ મધુપર્કાદિ સામગ્રી આપી. ૩૪. પછી વિષ્ણુ-પ્રિયા લક્ષ્મી પગ ધોવાને માટે સુવર્ણની ઝારી હાથમાં લઇને વિષ્ણુની પાસે ઉભાં. ૩૫. આકાશમાં મધુર સ્વરથી દેવદુંદુભા વાગ્યાં અને તુંબરૂ ગંધર્વ જેમાં મુખ્યછે એવા ગંધર્વોએ સાવધ થઇને મધુર ગાયન ગાયાં. ૩૬. વિષ્ણુના ગણોએ અસંખ્ય શંખનાદ ચારે તરફ કર્યા, અને હે રાજન્ ત્યારે ત્યાં મુનિયોના વેદધ્વનિ સર્વથી ઊંચે સંભળાતા હતા તે અદ્ભુત જેવું લાગતું હતું. ૩૭. હે રાજા, ઐશ્વર્યવાન અને લોકપિતામહ બ્રહ્માએ વિષ્ણુ તથા શંકરની પ્રાર્થનાથી વિધિ કરી. ૩૮. પછી દર્ભ તથા જલ લઇને વિષ્ણુ બોલ્યા. ૩૯.

## ॥ भगवानुवाच ॥

सर्वोपस्करपूर्णानि गृहाणीमानिगौतम ।
एतेभ्योद्विजवर्येभ्यो दास्यामिश्रेयसेश्रियः ॥ ४०

**ભગવાન**—હે ગૌતમ, સર્વે રાચરચીલાંથી ભરપૂર આ ઘરો આ ઉત્તમ બ્રાહ્મણોને લક્ષ્મીના કલ્યાણને અર્થે આપું છું. ૪૦.

**सर्वदेवमयोविष्णुः श्रीनिवासंतथागृहं ।**
**ततोवैगृहदानेन मीतः स्याद्धरणीधरः ॥ ४१**
**एतानिसोपहाराणि गृहाणिविविधानिच ।**
**वेदविद्भ्योद्विजेंद्रेभ्यः मददेश्रेयसेश्रियः ॥ ४२**

સર્વ દેવમય વિષ્ણુ છે, તેમજ ઘર તે લક્ષ્મીનો નિવાસ છે. માટે ઘરનું દાન કરવાથી ધરણીધર પ્રસન્ન થાઓ, અને આ વિવિધ પ્રકારનાં રાચરચીલાંથી ભરેલાં ઘરો વેદને જાણનારા ઉત્તમ બ્રાહ્મણોને લક્ષ્મીના કલ્યાણને અર્થે હું આપું છું. ૪૧-૪૨.

## ॥ वसिष्ट उवाच ॥

**इत्युच्चार्यचतुर्बाहु गौतमस्यतपस्विनः ।**
**पाणौजलंमाचिक्षेप सहराजन्कुशाक्षतैः ॥ ४३**

**વસિષ્ઠ**—હે રાજા, ચતુર્ભુજ વિષ્ણુએ ગૌતમમુનિને એવું કહીને કુશ અને અક્ષત સાથે હાથમાં પાણી આપ્યું. ૪૩.

**ततःमीतमनादेवी द्विजेंद्रानिदमब्रवीत् ॥ ४४**

પછી પ્રસન્ન મનવાળાં દેવી લક્ષ્મી બ્રાહ્મણો પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યાં. ૪૪.

## ॥ श्री रुवाच ॥

**विष्णुर्ब्राह्मणरूपेण पुनातिजगतिमिमां ।**
**पूजितेषुद्विजेंद्रेषु पूजितःस्याज्जनार्दन ॥ ४५**
**अनेनब्रह्मपुरीणां दानेनममसोमपाः ।**
**मीतोस्तुसततंविष्णुःमसादाद्भवतांमम ॥ ४६**

**લક્ષ્મી**-વિષ્ણુ બ્રાહ્મણ રૂપે આ જગતને પવિત્ર કરે છે, અને ઉત્તમ બ્રાહ્મણોની પૂજા થવાથી વિષ્ણુની પુજા થાયછે. ૪૫. હે બ્રાહ્મણો, આ બ્રહ્મપુરીના દાનવડે આપના પ્રસાદથી વિષ્ણુ મારાપર સદા પ્રસન્ન રહો. ૪૬.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तेजगतांमात्रा द्विजाऊचुस्तथास्त्विति ॥ ४७
प्रददौमधुहातेभ्य श्वतस्रोनृपतेदिशि ।
कोटिकोटीःसुवर्णस्य रत्नसंख्यानविद्यते ॥ ४८
अलंकृतामणिस्रग्भिः कांचनाभरणैस्तथा ।
दुकूलवाससःसर्वे पुष्पचंदनचार्च्चिताः ॥ ४९
मंत्रपूतैःश्रियासार्द्धं हरिंसिषिंचुरक्षतैः ।
भृंगमालानुगाव्योम्नःपुष्पवृष्टिःपपातह ॥ ५०
जातरूपभवैःछत्रैःहंसपक्षतिसन्निभैः ।
पद्मायितामिवमहीं कुर्वाणाविविशुर्गृहान् ॥ ५१
तदादेवाद्विजेंद्राश्च ब्रह्मेशानजनार्दनाः ।
मुदिताजगदुर्देवाःप्रसन्नमुखदृष्टयः ॥ ५२

વસિષ્ઠ—જગતની માતા લક્ષ્મી એમ બોલ્યાં ત્યારે બ્રાહ્મણોએ કહ્યું, "તથાસ્તુ." ( એમ થાઓ ) ૪૭. હે રાજા, વિષ્ણુએ ચારે દિશામાં તેમને કરોડો સોના મહોરો અને અસંખ્ય રત્નો આપ્યાં. ૪૮. મણિની માળા તથા સુવર્ણ આભુષણથી શણગારેલા, રેશમી વસ્ત્ર પેહેરેલાં, તથા પુષ્પ ચંદનથી ચર્ચિત એવા તે સર્વ બ્રાહ્મણોએ મંત્રવડે પવિત્ર કરેલા અક્ષત ( ચોખા ) લક્ષ્મી સહિત હરિ ઉપર છાંટયા. પછવાડે ભ્રમરોની હાર લાગેલી એવી પુષ્પની વૃષ્ટિ આકાશમાંથી થઇ. ૪૯–૫૦. પછી તેઓ હંસની પાંખો જેવાં સફેત રૂપાથી બનેલાં છત્રોવડે પૃથ્વીને જાણે કમળવાળી હોય એવી કરતા પોતાના ઘરોમાં પ્રવેશ કરવા લાગ્યા. ૫૧. પછી દેવો, વિપ્રો, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ હર્ષ પામીને પ્રસન્ન વદનથી દેવી પ્રત્યે બોલ્યા. ૫૨.

## ॥ देवाउचुः ॥

अंशांशेनवयंदेवि सर्वेस्थास्यामहेध्रुवं ।
श्रीमालेप्रवरेक्षेत्रे प्रीतयेतववैष्णावि ॥ ५३

यत्रश्रीमालिनोविप्रान्पूजयिष्यंतिमानवाः ।
तेषामभीप्सितान्कामा न्साधयिष्यामहेवयम् ॥ ५४
हवींषियत्रहोष्यंति जनाःश्रीमालवासिनः ।
तत्रब्रह्मादयोदेवा देविदास्यंतिवांछितम् ॥ ५५
श्रीमालिनोद्विजाः श्रेष्ठाः सत्कृताःसर्वदैवतैः ।
येऽर्चयिष्यंतिदेवेशि तेषांस्वर्गोनदुर्लभः ॥ ५६
श्रीमालिनोद्विजान्श्राद्धे प्रीणयिष्यंतियेनराः ।
संतुष्टाःपितरस्तेभ्यो दास्यंतिमनसेप्सितान् ॥ ५७
श्रीरस्यजगतोमूलं देवतानांहितैषिणी ।
तयास्तुयेद्विजामान्या स्तेभ्योनास्त्याधिकंभुवि ॥ ५८
येत्रश्रीमालमासाद्य यजिष्यंतिमनीषिणः ।
तेभ्योविष्णुर्निजंलोकं परितुष्टःप्रदास्यति ॥ ५९

દેવો–હે દેવિ, હે વિષ્ણુ પત્નિ, તને પ્રસન્ન કરવાને અમારા અંશવડે અમે સર્વે નક્કી ઉત્તમ શ્રીમાળક્ષેત્રમાં રહેશું. ૫૩. જ્યાં મનુષ્યો શ્રીમાળી બ્રાહ્મણોની પૂજા કરશે તેઓની ઇચ્છિત કામનાઓ અમે પૂરી પાડશું. ૫૪. શ્રીમાળક્ષેત્રમાં વસનારા માણસો જ્યાં હવિ હોમશે ત્યાં હે દેવિ, બ્રહ્માદિ દે-વતાઓ વાંછિત ફળ આપશે. ૫૫. શ્રીમાળનગરના બ્રાહ્મણો શ્રેષ્ટ અને સ-ર્વ દૈવતથી સત્કાર પામેલા છે, હે દેવિ, તેમની જેઓ પૂજા કરશે તેમને સ્વર્ગ દુર્લભ નથી. ૫૬. જે મનુષ્યો શ્રાદ્ધમાં શ્રીમાળી બ્રાહ્મણોને પ્રસન્ન કરશે તેઓને તૃપ્ત થએલ પિત્રિઓ મનનું ઇચ્છિત આપશે. ૫૭. લક્ષ્મી આ જગતનું મૂળ છે અને દેવતાઓનું હિત ઇચ્છવાવાળાં છે. જે બ્રાહ્મણો તેના માનિતા છે તેમનાથી પૃથ્વીમાં કાંઇ અધિક નથી. ૫૮. જે માણસો શ્રી-માળક્ષેત્રમાં જઇને યજ્ઞ કરશે તેમનાપર વિષ્ણુ સંતુષ્ટ થઇને તેમને પોતા-ના લોકની ( વિષ્ણુ લોકની ) પ્રાપ્તી કરાવશે. ૫૯.

## ॥ ब्रह्मोवाच ॥

भूतानिभूतधात्रीयं यावद्देवित्रधारिष्यति ॥
स्थास्यामितावदत्राहं प्रीतयेतवभार्गवि ॥ ६०

બ્રહ્મા—હે દેવિ ભાર્ગવિ ( ભૃગુ પુત્રી ), જ્યાં સુધી આ ભૂધાત્રી પંચમહાભૂતને ધારણ કરશે ત્યાં સુધી તને પ્રસન્ન કરવાને હું આંહી રહીશ.૫૦.

## ॥ विष्णु रुवाच ॥

अत्रस्थितिंकारिष्यामि केनचित्कारणेनवै ।
अवतीर्णोवरारोहे मीणनायशरीरिणाम् ॥ ६१

વિષ્ણુ-હે સુંદર અંગવાળી, માણસોને પ્રસન્ન કરવાને અવતાર લઇને હું કોઇ કારણને લીધે આંહી વાસ કરીશ. ૫૧.

## ॥ रुद्र उवाच ॥

यदाचंडोमहादैत्यः पृथिवींतापयिष्यति ।
तदाहंतद्वधार्थाय वत्स्यामीहसुरेश्वरि ॥ ६२

રુદ્ર—હે સુરેશ્વરી, જ્યારે ચંડ નામનો મહાદૈત્ય પૃથ્વીને તપાયમાન કરશે ત્યારે તેનો વધ કરવાને હું આંહી રહીશ. ૫૨.

इतिश्रुत्वाततोदेवी द्विजानाहशुभांगिराम् ॥ ६३

એવું સાંભળીને પછી દેવી લક્ષ્મી દ્વિજોને શુભ વાણીથી કહેવા લાગ્યાં ૫૩.

## ॥ देव्युवाच ॥

वरदाहंद्विजश्रेष्टा वरंवृणतमाचिरं ।
दास्यामितन्नसंदेहो यद्यपिस्यात्सुदुर्लभम् ॥ ६३

દેવી—હે શ્રેષ્ટ બ્રાહ્મણો, હું તમને વર આપુંછું, માટે તરત માગો: તે વરદાન દુર્લભ હશે તોપણ હું તમને નક્કી આપીશ. ૫૪.

## ॥ द्विजाऊचुः ॥

नमस्तेदेविदेवेपि वरदोविश्वरूपिणि ।
यदिदेयोवरोऽस्माकं तदिदंकुरुसत्तमः ॥ ६५

હે દેવી, હે દેવેશિ, વરદાયી, અને વિશ્વસરૂપિણી દેવી, તને અમે નમસ્કાર કરીએ છીએ; હે શ્રેષ્ટ દેવી, જો અમને વર આપવાનો હોય તો આ પ્રમાણે કરો. ૬૫.

इयंब्रह्मपुरीमात स्त्वयात्याज्यानहिकाचित् ।
त्वयिसंतिष्ठमानायां सर्वास्तष्ठंतिदेवताः ॥ ६६

હે માતા, આ બ્રહ્મપુરી તારે કદી પણ છોડવી નહિં. તારા રહેવાથી સર્વ દેવો પણ આંહી રહેશે. ૬૬.

इयंतुपृथिवीमात स्त्वयादत्ताद्विजन्मनां ।
नहिपालयितुंशक्ता ब्रामणादेविमेदिनीं ॥ ६७

હે માતા, તેં આ પૃથ્વી બ્રાહ્મણોને આપી છે, પણ હે દેવી, બ્રાહ્મણો તે પૃથ્વીને પાળવાને શક્તિમાન નથી. ૬૭.

तपःस्वाध्यायनिष्ठानां द्विजानांविष्णुवल्लभे ।
गावःश्रेष्ठाःपशूनांहि यज्ञियंपरमंधनं ।
गवांचब्राह्मणानांच कुलमेकंद्विधाकृतम् ॥ ६८

હે વિષ્ણુવલ્લભે દેવી, તપમાં અને ભણવામાં નિષ્ટ બ્રાહ્મણોને તો પશુઓમાં ગાય શ્રેષ્ટ છે અને યજ્ઞિયધન મોટું છે; ગાયો અને બ્રાહ્મણોનું કુળ એકજ છે માત્ર દ્વિધા કરેલું છે. ૬૮.

तस्माद्गावःप्रदेयास्ते पृथिव्यादेविनिष्क्रतिः ।
एतदिच्छंतिभूदेवा स्त्वयाकृतमनिंदिते ॥ ६९

હે અનિંદિત દેવી, તેટલા માટે પૃથ્વીના મૂલમાં ગાયો આપવી જોઈએ, એટલું ભૂદેવો તારી પાસેથી ઇચ્છે છે. ૬૯.

## ॥ देव्युवाच ॥

सदाहमत्रवत्स्यामि निजांशेनाद्विजोत्तमाः ।
हितायसर्वदेवानां युष्माकंहर्षवृद्धये ॥ ७०
इहस्थितांमांयेनित्यं नमिष्यंतिनरोत्तमाः ।
कदाचिदपिमातेषां गृहेदौस्थ्यंभविष्यति ॥ ७१

श्रीमालेऽहंनिवत्स्यामि श्रीमालंदयितंमम ।
श्रीमालेयेनिवत्स्यंति तेभविष्यंतिमेप्रियाः ॥ ७२
इत्युक्त्वातान्द्विजान्देवी गोविंदमिदमब्रवीत् ।
वांछंतिनिष्कृतिंदेव पृथिव्याःसोमपायिनः ॥
तदर्थंगोप्रदानंहि एतेषांकुरुकेशव ॥ ७३

**દેવી**—હે ઉત્તમ બ્રાહ્મણો, સર્વે દેવોના હિતને માટે અને તમારો હર્ષ વધારવાને માટે હું આંહી અંશે કરીને સદા રહીશ. ૭૦. જે માણસો આંહીં મને નમશે, તેઓના ઘરમાં કદી પણ દુઃખ થશે નહિં. ૭૧. શ્રીમાળનગર મને વહાલું છે, માટે શ્રીમાળનગરમાં હું વસીશ. જેઓ શ્રીમાળનગરમાં રહેશે તેઓ મારા પ્રિય થશે. ૭૨. દેવી તે બ્રાહ્મણોને એવું કહીને વિષ્ણુને આ પ્રમાણે કહેછેઃ દેવ, બ્રાહ્મણો પૃથ્વીનું મૂલ ઇચ્છે છે, તેટલા માટે હે કેશવ, તેમને ગાયોનું દાન કરો. ૭૩.

## ॥ वशिष्ट उवाच ॥

तच्छ्रुत्वाविदधेध्याना द्योगिध्येयोजनार्दनः ।
धेनूनांचतुरोलक्षा न्नानावर्णान्नरेश्वर ॥ ७४

**વસિષ્ટ**—હે રાજા, યોગીઓથી ધ્યાન કરવા યોગ્ય ભગવાન વિષ્ણુએ એવું સાંભળીને ભિન્ન ભિન્ન વર્ણની ચાર લાખ ગાયો ધ્યાનવડે કરી. ૭૪.

ताःसवत्साःसुपुष्टांग्यो हुंकृतिध्वस्तपातकाः ।
चक्रुर्विचित्रितांभूमिं श्रीमालस्यसमंततः ॥ ७५

સવત્સી, પુષ્ટ, અને હુંકાર શબ્દવડે પાપ ધોવાવાળી તે ગાયોએ શ્રીમાળનગરની આસપાસની ભૂમિને વિચિત્ર કરી. ૭૫.

प्रददौद्विजवर्येभ्यो देवीभृगुतनूद्भवा ।
तांप्रपद्यद्विजन्मानःस्मितभिन्नोष्ठसंपुटाः ॥
स्वगृहाणिययुःप्रीताःस्तुवंतःपरमेश्वरीम् ॥ ७६

ભૃગુ પુત્રી લક્ષ્મીએ શ્રેષ્ટ બ્રાહ્મણોને ગાયો આપી, અને બ્રાહ્મણો તે લઈને પ્રસન્ન વદને ખુશી થતા અને તે પરમેશ્વરીની સ્તુતી કરતા ઘેર ગયા. ૭૬.

देवाअपिदिवंजग्मुः सहशक्रेणविस्मिताः ।
अवतीर्यनिजांशेनब्रह्मालोकपितामहः ॥ ७७
ब्रह्मलोकंययौराजन्नावृतोब्रह्मवादिभिः ।
शिवश्चसहपार्वत्याकैलाशशिखरंगतः ॥ ७८

દેવો પણ વિસ્મિત થઇને ઇંદ્રની સાથે આકાશમાં ગયા—હે રાજા પોતાને અંશે અવતરીને લોકોના પિતામહ બ્રહ્મા મૂળસ્વરૂપે બ્રહ્મવાદિઓથી પરિવૃત બ્રહ્મલોકમાં ગયા; અને શંકર પાર્વતી સાથે કૈલાશ પર્વતપર ગયા.૭૭–૭૮.

देवीतत्रवीभज्यांशमेकंतस्थौसदानृप ।
बिभ्राणाशाश्वतंरूपंविश्वरूपाऽविनाशनी ।
हरेरुत्संगमासाद्यविष्णुलोकंजगामह ॥ ७९.

હે રાજા, વિશ્વરૂપા અને અવિનાશી લક્ષ્મી ત્યાં સદા પોતાનો એક અંશ જૂદો પાડીને રહ્યાં અને વિષ્ણુને ખોળે બેશીને વિષ્ણુ લોકમાં ગયાં. ૭૯.

ततःप्रभृतिभूपालख्यातंश्रीमालसंज्ञया ।
क्षेत्रमासीद्विजेंद्राणांस्थानंसुरपुरोपमं ॥ ८०

હે રાજા, તે વખતથી શ્રેષ્ટ વિપ્રોનું સ્થાન અને ઇંદ્રપુરી જેવું ઉત્તમ શ્રીમાળનામનું પ્રખ્યાત ક્ષેત્ર હતું ૮૦.

इदंयः श्रुणुयान्मर्त्योदेव्याब्राह्मणपूजनं ।
श्रीमालस्यप्रतिष्ठानंनसदुर्गतिमाप्नुयात् ॥ ८१

જે માણસ આ દેવી અને બ્રાહ્મણોનું પૂજન અને શ્રીમાળ નગરની સ્થાપના સાંભળે તે દુર્ગતિ પામે નહીં. ૮૧.

इदंश्राव्यंप्रयत्नेनब्राह्मणानांचसंसदि ।
धर्म्यंयशस्यमायुष्यंकामदंकीर्तिवर्धनम् ॥ ८२

ધર્મ, યશ, આયુષ્ય અને ઇચ્છીત ફળને આપવાવાળું અને કીર્તિને વધારનારૂં આ આખ્યાન બ્રાહ્મણોની સભામાં પ્રયત્નવડે સાંભળવું જોઇએ. ૮૨.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्यविभागे तृतीय परिच्छेदे श्रीमाल माहात्म्ये द्विजप्रतिष्ठापनो नाम एकादशोऽध्यायः ॥ ११ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશી હજારની સાંહિતામાંનો માહાત્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મમાં "દ્વિજપ્રતિષ્ઠાપન" નામનો અગીઆરમો અધ્યાય પૂરો થયો. ॥૧૧॥

# ॥ अथ द्वादशोऽध्यायः ॥

અધ્યાય ૧૨ મો.

## ॥ वसिष्ट उवाच ॥

गौतमंतेपुरस्कृत्यनानागोत्राद्विजालयः ।
ईजिरेविविधैर्यागैःसमाप्तवरदक्षिणैः ॥ १
उदीच्यांदिशिगोवाटान्गौतमाश्रमसंन्निभौ ॥
शतशश्चक्रिरेविप्राःप्रदत्तानांश्रियागवां ॥ २
केतकीस्रवणाज्जातास्रावंतीनामसानदी ।
तस्यांपिवंतिसततंगावोराजन्घटस्रवाः ॥ ३
प्रत्यूषेब्रह्मघोषेणदेवशंखस्वनेनच ।
गवांहुंकारशब्देनवत्सानांवासितेनच ॥
श्रीमालमभवद्रूपसबाह्याभ्यंतरशुचि ॥ ४
मणिमौक्तिकसोपानैःप्रवालमयजालकैः ।
हेमदिप्तानिहर्म्याणिद्विजानांरेजिरेभृशम् ॥ ५
होमशालासहस्राणि रम्याणिशुचिमंतिच ।
हविर्गंधैर्दिशांभागान्सुरभिचक्रिरेभृशम् ॥ ६
धर्मशास्त्राण्यनुच्यंतेसरहस्यानिसर्वतः ।
सहोपनिषदोवेदाःछंदोव्याकरणानिच ॥ ७
परस्परंप्रीयमाणाद्विजवर्याःसुमेधसः ॥
कृतेश्रीमालमासाद्यविचेरुःसोदराइव ॥ ८

यद्यदिच्छंतिमनसातत्तत्सिध्यंतितत्क्षणात् ।
स्वयंश्रीर्वरदानित्यंतेभ्यःसाधयतीप्सितम् ॥ ९
श्रीमालमनुयातानामतिथीनांवनांतरात् ।
समूहैराव्रतामार्गाहंसैःपद्माकराइव ॥ १०
गृहेगृहेह्यतिथयःप्रीतायांतियथेप्सितम् ।
प्रशंसंतोद्विजाग्र्याणांसत्क्रियाविधिवत्कृताः ॥ ११
स्वयंभूमिश्चधान्यानिकालेसूतेवसुंधरा ।
कालेवर्षतिपर्जन्योयावदिच्छंतिवैद्विजाः ॥ १२
भूषितंसौधमालाभिःश्रीमालंशुशुभेभुवि ।
शरत्कालेसितांभोदवृंदैरिवनभस्तलम् ॥ १३
नरोगोनमनःपीडादौस्थ्यंचनभयंक्वचित् ।
नलोभोनचमात्सर्यंश्रीमालेक्वचिदीक्ष्यते ॥ १४
हव्यैःप्रीताःसुरश्रेष्ठाःकव्यैश्चपितरोनृप ।
दानैरतिथयोत्यर्थंस्तदाश्रीमालवासिनाम् ॥१५
दिविदेवानराभुमौपन्नगाश्चरसातले ।
स्पृहांश्रीमालवासस्यसदाकुर्वंतिभूमिप ॥ १६
भुंजंतेवांछितान्भोगान्रमंतिचहरिप्रियां ।
भवेभवेभवेमास्यद्विजाःश्रीमालवासिनः ॥ १७
त्रैयंबकस्यसरसोमौतमीयस्यचाभितः ।
तटेयूपांकिताभातिहर्षाद्रोमांचितेवभूः ॥ १८
अथक्रमेणतत्रासन्देवतीर्थानिभूरिशः ।
सार्धकोटिश्चतीर्थानांतत्रजल्पंतिसूरयः ॥ १९
देवाश्चमुनयःसिद्धाःपुण्याःसर्वेजलाशयाः ।
पंचोनाखलुपंचाशत्सहस्राणिद्विजन्मनाम् ॥ २०
अष्टादशशतान्यासन्गोत्राणांतत्रभूपते ।
अष्टादशतथादुर्गानवबाह्यानवांतरे ॥ २१

ब्रह्मशालासहस्राणिचत्वारितद्विधामठाः ।
पण्यविक्रयशालानामष्टसाहस्रिकंनृप ॥ २२
सभाकोटीषुसन्नद्धाद्युतिमन्मत्तवारणाः ।
आसन्साग्रंसहस्रंचसभ्यानामुपवेशितुम् ॥ २३
साप्तभौमिकसौधानांलक्षमेकंमहोजसां ।
तथाषष्टिसहस्राणिचतुःषष्ठ्यधिकानिच ॥ २४
धन्याःश्रीमालमासाद्यतीर्थयात्रांव्रजंतिये ।
अनुक्रमेणभूपालतेसुरानतुमानुषाः ॥ २५
येऽपिशृण्वंतिमाहात्म्यंश्रीमालस्यनरोत्तमाः ।
तीर्थयात्राकृतंपुण्यंतेषांभवतिनिश्चितम् ॥ २६

**વસિષ્ટ**—જુદાં જુદાં ગોત્રના તે બ્રાહ્મણો ગૌતમને મુખી કરીને ઉત્તમ દક્ષિણા વડે સમાપ્ત કરેલાં વિધવિધ યાગથી દેવતાઓને ભજતા હતા. ૧. ગૌતમાશ્રમની નજીક ઉત્તર દિશામાં લક્ષ્મીજીએ આપેલ ગાયોના સેંકડો રસ્તા બ્રાહ્મણોએ કર્યા. ૨. હે રાજા, કેવડાના ઝરણમાંથી ઉત્પન્ન થયેલી સ્રવંતી નામની નદીમાં ઘડો ઘડો દૂધ કરનારી ગાયો હમેશાં પાણી પીતી હતી. ૩. હે ભૂપ, પ્રાતઃકાળમાં બ્રાહ્મણોના ઘોષથી, દેવતાઓના શંખનાદથી, ગાયોના હુંકાર શબ્દોથી અને વાછડાંના વાસથી શ્રીમાળ નગર બહાર અને અંદર પવિત્ર થયું. ૪. મણી અને મોતીનાં પગથીઆં વડે અને પરવાળાં મય જાળીયાં વડે સુવર્ણથી પ્રકાશિત થએલાં બ્રાહ્મણોનાં ઘર ઘણાં શોભતાં હતાં. ૫. રમણિક અને પવિત્ર હજારો હોમશાળાઓ હવિના ગંધવડે દિશાઓના ભાગોને અતિ સુગંધીમય કરતી હતી. ૬. સર્વ ઠેકાણે અર્થ સહિત ધર્મશાસ્ત્ર ઉપનિષદ સાથે વેદ છંદ તથા વ્યાકરણના ઉચ્ચાર થતા હતા. ૭. સારી બુદ્ધિવાળા અને પરસ્પર પ્રિતિમાન બ્રાહ્મણો સતયુગમાં શ્રીમાળ નગરમાં આવીને ભાઇભાંડુની પેઠે વિચરતા હતા. ૮. તેઓ મનથી જે જે ઇચ્છે છે તે તતક્ષણ સિદ્ધ થાયછે; લક્ષ્મી, પોતે વર્દાયિ છે, તે નિત્ય તેઓને માટે વાંછિત પાર પાડે છે. ૯. હંસો વડે જેમ સરોવર આવૃત હોયછે તેમ બીજાં વનથી શ્રીમાળ નગરમાં જતા અતિથિયોના સમુહો વડે માર્ગ ભરાઇ ગયાછે. ૧૦. બ્રાહ્મણોયે વિધિ પ્રમાણે કરેલ સત્કારની ઘેર ઘેર પ્રશંસા કરતા અને પ્રસન્ન થતા અતિથિઓ મરજી પ્રમાણે ફરેછે. ૧૧.

વસુ એટલે દોલતને ધારણ કરવાવાળી પૃથ્વી પોતાની મેળે સમય થાય છે ત્યારે ધાન્ય ઉત્પન્ન કરેછે; અને બ્રાહ્મણો ઇચ્છે તે પ્રમાણે વખતસર વરસાદ થાય છે. ૧૨. શરદકાળમાં ધોળાં વાદળીના સમુહો વડે આકાશ શોભે તેમ મેહેલોની હારથી શણગારેલું શ્રીમાળ નગર પૃથ્વીમાં શોભતું હતું. ૧૩. શ્રીમાળ નગરમાં કદિપણ આધિ, વ્યાધિ, ઉપાધિ, ભય, લોભ કે અદેખાઇ જોવામાં આવતાં નથી. ૧૪. હે રાજા, શ્રીમાળ નગરનાં રહેવાશીઓના હવ્ય બલિદાનથી દેવતાઓ પ્રસન્ન થાયછે, અને કવ્ય બલિદાનથી પિત્રિઓ પ્રસન્ન થાયછે; અને અત્યંત દાનવડે અતિથિઓ પ્રસન્ન થાયછે. ૧૫. હે રાજા, આકાશના દેવો, પૃથ્વીનાં માણસો અને પાતાળના નાગ શ્રીમાળ નગરમાં વાસ કરવાની ઇચ્છા રાખેછે. ૧૬. તેઓ (બ્રાહ્મણો) વાંછિત ભોગ ભોગવે છે, અને લક્ષ્મીને નમેછે, માટે આપણે પણ ભવોભવ શ્રીમાળવાસી બ્રાહ્મણો થઇએ એવી ઇચ્છા કરેછે. ૧૭. ત્ર્યંબક અને ગૌતમ સરોવરની આસપાસ કાંઠા ઉપરની પૃથ્વી યજ્ઞના થાંભલાઓથી અંકિત થયેલ હતી તે જાણે હર્ષથી રોમાંચિત થયેલીહોય તેમ દીસતી હતી. ૧૮.અને ઘણાં દેવતીર્થો ત્યાં ક્રમ પ્રમાણે આવેલાં હતાં; તથા ત્યાં કોટિ ઉપરાંત તીર્થો થયાં. એવું વિદ્વાન માણસો કહેછે. ૧૯. દેવો, મુનિયો, સિદ્ધો તથા સર્વ પવિત્ર જલાશય ત્યાં હતાં; અને પીસતાળીસ હજાર બ્રાહ્મણો રહ્યા. ૨૦. હે રાજા, ત્યાં બ્રાહ્મણોનાં ૧૮૦૦ ગોત્ર હતાં, અને નવ બહાર અને નવ માંહે એમ અઢાર દેવીનાં સ્થાન હતાં. ૨૧. હે રાજા, ત્યાં હજાર બ્રહ્મશાળા હતી, અને ચાર હજાર મઠ હતા; વેપારની આઠ હજાર શાળા એટલે દુકાનો હતી. ૨૨. સભાની બાજુઓમાં સભ્યોને બેસવા માટે સાજ વાળા, શોભાયમાન અને મોટા હાથીઓ હજાર કરતાં વધારે હતા. ૨૩. એક લાખ સાઠ હજાર અને ચોસઠ મહા તેજ વાળા અને સાત માળના મેહેલો હતા. ૨૪. જેઓ શ્રીમાળમાં જઇને તીર્થયાત્રા કરે, તેઓને ધન્ય છે; હે રાજા, તેઓ અનુક્રમે દેવો છે, માણસો નથી. ૨૫. જે ઉત્તમ માણસો શ્રીમાળ માહાત્મ્ય સાંભળે છે, તેઓને નક્કી તીર્થયાત્રા કરવા જેટલું પુણ્ય થાયછે. ૨૬.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये श्रीमाल प्रशंसा नाम द्वादशमोऽध्यायः ॥ १२ ॥**

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશી હજારમી સહિતા માંહેના બ્રાહ્મ્ય

વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "શ્રીમાળ નગરની પ્રશંસા" એ નામે બારમો અધ્યાય પૂરો થયો. ૧૨.

---

# ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

## અધ્યાય ૧૩ મો.

## સોની તથા વણિકની ઉત્પત્તી.

## ॥ वसिष्ट उवाच ॥

तदाश्चर्यमभूद्भूपतस्मिन्नुत्सवमंडपे ।
स्थानिभूतेषुदेवेषुसिद्धविद्याधरेषुच ॥ १
आसीनानांद्विजेंद्राणांपूजितानांयथाविधि ।
आलोकनायलोकेशाश्चकारदूरतःस्थितिम् ॥ २
अष्टोत्तरसहस्रस्यपद्मानांहेमशालिनाम् ।
दत्तांजलाधिपेनैवमालांवक्षसिबिभ्रती ॥ ३
विशालेषुदलौघेषुदंपतीप्रतिबिंबिते ।
ददर्शजगतांमातामुहुर्मुहुरवैक्षत ॥ ४
एकैकस्मिन्पुंडरिकेदलान्यष्टौतदंतरे ।
प्रतिबिंबानिजातानिसदाराणांद्विजन्मनाम् ॥ ५
तानिव्यक्तानिसंवीक्ष्यबहिःपद्मांतरेष्वपि ।
देवीप्रमुदिताराजन्नततर्पाविलोकनैः ॥ ६
तस्याःप्रमोदबाष्पांबुसंभृताक्ष्याःपुनःपुनः ।
वीक्षणात्पुंडरिकेभ्योमिथुनानिबहिर्ययुः ॥ ७
तथाभूतानिकौशेयरत्नहेमार्चितानितु ।
पुष्पमालाविशोभीनिचंदनच्छुरितानिच ॥ ८

द्विजानांप्रतिबिंबानिसमीभूतानितान्यथा ।
देविंविज्ञापयामासुर्बद्धामौलौनृपांजलिम् ॥ ९
वयंकिंकुर्महेदेविदेहिनामानिवःशुभ ।
वर्त्तितव्यंकयास्माभिःकलयाकुत्रचस्थितिः ॥ १०
दृष्ट्वातानीतिवादीनोभूतधात्रीसमादिशत् ॥ ११

**વસિષ્ટ**—હે રાજા, દેવતાઓ અને સિદ્ધ, વિદ્યાધર, આદી ગણો સ્થાનકસર થયા, પછી તે ઉત્સવ મંડપમાં તે વખત એક કૌતક બન્યું. ૧. યથાવિધિ પૂજાએલા અને બેઠેલા ઉત્તમ બ્રાહ્મણોને જોવા સારૂ દિક્પાળ દેવો છેટે આવી ઉભા. ૨. સુવર્ણ જેવાં પદ્મનાં ૧૦૦૮ પુષ્પની વરણે આપેલી માળા લક્ષ્મીજીએ છાતી ઉપર ધારણ કરેલી છે, અને વિશાળ પત્રના સમુહમાં બ્રાહ્મણોનાં જોડાં પ્રતિબિંબિત થએલ છે. જોડાંને માતાજી વારંવાર જોયા કરેછે. ૩—૪. આ એક એક કમળમાં આઠ પત્ર છે, તેમાં બ્રાહ્મણોનાં તેઓની પત્નીઓ સહિત પ્રતિબિંબ ઉત્પન્ન થયાં; તે બહાર તેમજ માંહે ખુલ્લાં જોઇને લક્ષ્મીજી હર્ષ પામ્યાં ને જોવાથી તૃપ્ત થયાં નહિ. ૫—૬. હર્ષથી આવેલાં આંસુથી ભરાઇ ગએલાં નેત્રો વાળાં લક્ષ્મીજીના વારંવાર જોવાથી કમળોમાંથી પ્રતીબીંબરૂપે જે જોડલાં દેખાતાં હતાં તે સજીવન થઇને બહાર નીકળ્યાં ૭. હે રાજા, એ પ્રમાણે ઉત્પન્ન થએલાં જોડાં રેશમી વસ્ત્ર, રત્ન તથા હેમથી અર્ચિત, પુષ્પની માળાથી શોભતાં, ચંદનથી વ્યાપ્ત એવાં બ્રાહ્મણોનાં જેવાં થએલાં પ્રતિબિંબ મસ્તક પાસે હાથ જોડીને દેવી લક્ષ્મીને વિજ્ઞાપના કરેછે. ૮—૯. હે દેવી, હે શુભે, અમે હવે શું કરીએ ? અમારાં નામ પાડો, કયી કળાથી અમારે વર્તવું તથા કયાં રહેવું. ? ૧૦. એવું બોલતાં તેઓને જોઇને પ્રાણી માત્રને ઉત્પન્ન કરવા વાળાં લક્ષ્મીજીએ આજ્ઞા કરી. ૧૧.

## ॥ देव्युवाच ॥

कलयावर्त्तितव्यंहिभवद्भिःस्वर्णपद्मजैः ।
श्रीमालेऽत्रततोयूयंकलादावेभाविष्यथ ॥ १२
भूषणानिद्विजेंद्राणांपत्नीभ्योरत्नवंतिह ।
कर्त्तव्यानिमनोज्ञानिसंसेव्याश्चद्विजोत्तमाः ॥ १३

દેવી બોલ્યાં—સ્વર્ણ પદ્મમાંથી ઉત્પન્ન થએલા છો માટે તમારે કળા (હુન્નર)થી વર્તવું; પછી આંહીં શ્રીમાળ નગરમાં તમે નિશ્ચે કળા* આપનાર સોની થશો. ૧૨. બ્રાહ્મણોની સ્ત્રીઓને માટે તમારે સુંદર રત્ન જડિત ઘરેણાં કરવાં; અને ઉત્તમ બ્રાહ્મણોની સેવા કરવી. ૧૩.

## ॥ वशिष्ट उवाच ॥

तेषामष्टौसहस्राणिचतुःषष्ट्यधिकानिच ।
आसन्भूपकलादानांश्रीमालेश्रीप्रियंकरे ॥ १४
यस्यप्रतिकृतेर्यो भूत्तद्गोत्रंसोन्वपद्यत ।
तेकलादाःसमंदारैर्यथाभागंययुर्गृहान् ॥ १५

વસિષ્ટ—હે રાજા, લક્ષ્મીને પ્રિય શ્રીમાળ નગરમાં તેવા સોની લોકો બ્રાહ્મણના પ્રતિબિંબમાંથી આઠ હજારને ચોસઠ થયા. ૧૪. જે બ્રાહ્મણના પ્રતિબિંબથી જે સોની થયો તે તેના ગોત્રને પ્રાપ્ત થયો. તે સોનીઓ પોતાની સ્ત્રીઓ સાથે ભાગે પડતા જઈ રહ્યા. ૧૫.

पुनश्चिंतापरादेवीबभूवनृपसत्तम ।
श्रीमालीनांद्विजानांकोधनधान्यानिभूरिशः ।
पालयिष्यतिविप्रेषुतपःसुनिरतेष्विति ॥ १६

હે નૃપસત્તમ, ફરી લક્ષ્મીજી ચિંતા યુક્ત થયાં કે, તપમાં રહેનારા શ્રીમાળી બ્રાહ્મણોનાં આટલાં બધાં ધન ધાન્યનું રક્ષણ કોણ કરશે. ૧૬.

ततोमनोगतंज्ञात्वादेव्यादेवोजनार्दनः ।
ऊरुंविलोकयामाससर्गकृत्येकृतादरः ॥ १७

પછી ભગવાન વિષ્ણુએ દેવી લક્ષ્મીની મરજી જાણી લઈને, સૃષ્ટિ કર્યમાં આદર કરીને સાથળ તરફ જોયું. ૧૭.

यज्ञोपवीतिनःसर्वेवणिजोऽथविनिर्ययुः ।
दंडमौदुंबरंराजन्बिभ्राणाःशुभ्रवाससः ॥ १८

* જેમ ચંદ્રને તેજની કળા છે, અને મોરને પીંછાની કળા છે, તેમ માણસોને આભૂષણ રૂપી કળા ઘડી દેનારા તે કલાદ કહેવાય.

હે રાજા, પછી સર્વેએ યજ્ઞોપવિત એટલે જનોઇ ધારણ કરેલાં, ઊંબરાના દંડ ધારણ કરેલ એવા અને ધોળાં વસ્ત્રવાળા **વણિક** સાથળોમાંથી નીકળ્યા. ૧૮.

तेप्रणम्यचतुर्बाहुमिदमूचुरतंद्रिताः ।
अस्मानादिशगोविंदकर्मकांडियथोचिते ॥ १९

તે વણિક ચાર ભુજવાળા વિષ્ણુને પ્રણામ કરીને સાવધાન થઇ આ પ્રમાણે બોલ્યાઃ હે ગોવીંદ, અમને યોગ્ય કામની આજ્ઞા આપો. ૧૯.

तच्छ्रुत्वाप्रणतान्विष्णुर्वणिजःप्राहतानिदम् ।
विप्राणामाज्ञयानित्यंवर्त्तितव्यमशेषतः ॥ २०
पशुपाल्यंकृषिर्वार्त्तावाणिज्यंचेतिवःक्रियाः ।
अध्येष्यंतिद्विजावेदान्यजिष्यंतितथामखैः ॥ २१
तपस्यंतिमहात्मानो यजिष्यंतिसमाधिना ।
गृहभारंसमारोप्य युष्मासुप्रवीणेषुच ॥ २२

પ્રણામ કરેલા તે વણિકોનું એવું બોલવું સાંભળીને વિષ્ણુએ તેમને કહ્યું કે તમારે હમેશાં બ્રાહ્મણોની આજ્ઞામાં પૂર્ણ રીતે રહીને વર્તવું. ૨૦. પશુ પાળવાં, ખેતી, જીવિકા ( વ્યાજ ) અને વેપાર એ તમારાં કામ સમજવાં. બ્રાહ્મણો વેદનું અધ્યયન કરશે, અને યજ્ઞોવડે યજન કરશે. ૨૧.

તે મહાત્મા બ્રાહ્મણો ઘરનો ભાર તમો ડાહ્યા વણિકો પર મુકીને તપ કરશે અને સમાધી વડે યજન કરશે. ૨૨.

तथेत्युक्त्वाथवणिजो यथाभागंद्विजोत्तमैः ।
आहूतांविविशुःसर्वे विश्वकर्मकृतान्गृहान् ॥ २३
दशोनलक्षमेकंहि श्रीमालेवणिजोऽभवन् ।
यस्यप्रतिग्रहेयो भूत्तद्गोत्रंसोन्वपद्यत ॥ २४
प्राग्वाटादिशिपूर्वस्यां दक्षिणस्यांधनोत्कटाः ।
श्रीमालिनःप्रातिच्यांवैउत्तरस्यांतथाविशन् ॥ २५
सर्वेकनककोटीरकुंडलाभरणोज्वलाः ।
प्रीतिपात्रंजगन्मातुर्निधीनामाश्रयाहिते ॥ २६

तेषांपुत्राश्चपौत्राश्चयेबभुवुर्महाधनाः ।
नतेषांविद्यतेसंख्याकेनचिन्नृपसत्तम ॥ २७

**વણિકોએ** કહ્યું કે બહુ સારૂ; પછી બ્રાહ્મણોએ બોલાવેલાં સર્વે વણિકો વિશ્વકર્માએ બનાવેલાં ઘરોમાં ભાગે પડતા દાખલ થયા. ૨૩. શ્રીમાળ નગરમાં નેવુ હજાર વાણિઆ થયા; જે બ્રાહ્મણોને દાન દેવા માટે જે થયો તેના ગોત્રમાં તે પ્રાપ્ત થયો. ૨૪. જે પૂર્વ દિશામાં વસ્યા તેઓ **પોરવાડ** થયા, અને દક્ષિણ દિશામાં રહ્યા તે **ધનોત્કટા** તેમજ પશ્ચિમમાં અને ઉત્તર દિશામાં **શ્રીમાળી વાણિઆ** દાખલ થયા. ૨૫. તે સર્વે વણિકો સોનાનાં કુંડળ આભુષણથી શોભતા હતા. જગતની માતા લક્ષ્મીજીના પ્રીતિપાત્ર હતા, અને ધનના આશ્રય રૂપ હતા. તેઓના પુત્ર પૌત્રાદિક ઘણા ધન વાળા થયા. તેઓની તો હે રાજા, કોઇ પ્રકારે સંખ્યા પણ જાણવામાં નહોતી. આવતી. ૨૬-૨૭.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्त्र्यां संहितायां ब्राह्म्य विभागेतृतीयपरिच्छेदे श्रीमालमहात्म्ये वणिक्कलादोत्पत्तिर्नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

એ પ્રમાણે શ્કંદપુરાણની એકાશી હજારમી સંહિતામાંહેના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "વાણીઆ તથા સોનીની ઉત્પત્તિ" એવા નામનો તેરમો અધ્યાય પૂરો થયો. ॥૧૩॥

# ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

## અધ્યાય ૧૪ મો.

## ॥ राजोवाच ॥

कानितीर्थानिविप्रेंद्रकेदेवाःकेवराश्रमा : ।
देवखाताःकतिकाश्चदेवास्तत्रावतास्थिरे ॥ १
एतदाचक्ष्वमेब्रह्मन्परंकौतूहलंयतः ।
नहिश्रीमालमाहात्म्यंशृण्वतस्तृप्तिरास्तिमे ॥ २

રાજા—હે વિપ્રેંદ્ર, ત્યાં કેટલાં તીર્થો છે, કેટલા દેવતાછે, ને કેટલાં-આશ્રમ છે. ? ત્યાં કેટલાં દેવખાતો[1] છે, કે જેમાં દેવો રહેછે ? ૧. હે બ્રહ્મન. તે મને કહો, કેમકે મને મોટું આશ્ચર્ય લાગે છે; શ્રીમાળ માહાત્મ્ય સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ૨.

## ॥ वसिष्ट उवाच ॥

श्रूयतांराजशार्दूलतीर्थानुक्रममादितः ।
यतःप्रभृतितीर्थानि कर्त्तव्यानिनरैरिह ॥ ३
त्रैयंबकसर श्रेष्ठेकर्त्तव्यंस्नानमादितः ।
पितृन्देवांश्चसंतर्प्यपूजनीयोमहेश्वरः ॥ ४
अत्रपूर्वंतपस्तेपेत्रिपुरक्षयहेतुनां ।
गणैःपरिवृतोराजन्दंडपाणिर्महेश्वरः ॥ ५

વસિષ્ઠ—હે રાજ શાર્દૂલ, જ્યાંથી આરંભીને માણસોએ આંહીં તીર્થો કરવાં જોઇએ ત્યાંથી પ્રથમથી તીર્થનો ક્રમ સાંભળો. ૩. પ્રથમ શ્રેષ્ટ ત્ર્યંબક સરોવરમાં સ્નાન કરવું જોઇએ; અને પિત્રિયોનું તથા દેવોનું તર્પણ કરીને શંકરની પૂજા કરવી જોઇએ. ૪. હે રાજા, ગણોથી પરિવૃત અને હાથમાં દંડ ધારણ કરેલ એવા મહેશ્વરે ત્રિપુર નામના દૈત્યનો નાશ કરવા માટે આંહિં પૂર્વે તપ કર્યુંછે. ૫.

## ॥ राजोवाच ॥

कथंचकारदेवेशस्तपांसिद्विजसत्तम ।
तपःफलप्रदोयस्मादन्येषामपिशंकरः ॥ ६

રાજા--હે દ્વિજસત્તમ, દેવના દેવ શંકર તો બીજાને તપનું ફળ આપવા વાળા છે. તો પોતે તપ શા માટે કર્યું ? ૬.

## ॥ वसिष्ट उवाच ॥

पूर्वमासीन्महीपालात्रिपुरोनामदानवः ।

[1] દેવસ્થાન પાસે સહજ બનેલું જળાશય.

तस्माल्लोकाःसमुद्विग्नाःशंकरंशरणंययुः ॥ ७

વશિષ્ટ—હે રાજા, પૂર્વે ત્રિપુર નામનો દાનવ હતો, તેનાથી ઉદ્વેગ પામીને લોકો શંકરને શરણે ગયા. ૭.

कैलासशिखराभ्यासेसंस्तुतःप्राहतानिदं ॥ ८

કૈલાસ પર્વતના શિખરપર (લોકોએ) સારી રીતે સ્તુતિ કર્યાથી શંકરે તેઓને આ પ્રમાણે કહ્યું. ૮.

## ॥ देवदेव उवाच ॥

हंतशक्रादयोदेवाःकिमिच्छंतिमनोगतं ।
किंवाघातयितुंदैत्यमीहंतेदुष्टचारिणं ॥ ९

શંકર—અરે, શક્રાદિ દેવો શું ઇચ્છે છે? તેઓ દુષ્ટ આચારણવાળા-દૈત્યને મારવાને ઇચ્છે છે? ૯.

## ॥ देवाऊचुः ॥

त्रिपुरेणवयंदेवत्वयादत्तवरेणवै ।
संतप्तानधृतंजातुत्रैलोकेऽपिलभेमहि ॥ १०
उपद्रुतामहात्मानोमुनयःशंसितव्रताः ।
तस्मैहवींषियच्छंतिभीतायज्ञेषुवैहर ॥ ११
त्रैलोक्यंत्याजितादेवबलिनादुर्बलावयं ।
त्रीणितस्यपुरेंद्राणिपर्यटंतिनभस्तले ॥
दुर्निरीक्षाणितेजोभिस्तेषांभंगकथाःकुतः ॥ १२
यएकेनैवबाणेनत्रिपुरिभेदकृद्भवेत् ।
सहंतित्रिपुरंदैत्यंनभोगणविहारिणं ॥ १३
त्वयादत्तवरोदैत्यस्त्वयैवतुविहन्यते ।
इतिनिश्चित्यदेवेशदेवास्त्वांशरणंगताः ॥ १४

દેવો—હે દેવ, તમે ત્રિપુર દૈત્યને વરદાન આપેલ છે, તેનાથી અમે તપાયમાન થઇને ત્રૈલોકમાં પણ કદિ હિમત ધરી શકતા નથી. ૧૦. હે શંકર, તીવ્રવ્રતવાળા મહાત્મા મુનિયો ઉપદ્રવ પામવાથી યજ્ઞમાં ધાસ્તીથી તેને (ત્રિપુરને) હવિ આપેછે. ૧૧. હે દેવ, તે બળવાન ત્રિપુરથી અમે દુર્બલ ત્રિલોકથી તજાએલા છીએ; તેના તેજથી સામું ન જોવાય એવી તેની ત્રણપુરિ આકાશમાં પર્યટન કર્યા કરેછે. તેઓને ભાંગવાની અમારાથી વાત પણ થઇ શકે ? ૧૨. જે માત્ર એકજ બાણથી ત્રણ પુરિને ભાંગવા વાળો હોય, તે આકાશરૂપી આંગણામાં વિહાર કરનારા ત્રિપુર દૈત્યને મારે. ૧૩. તમે તેને વરદાન આપ્યું છે, અને તમારાથીજ તે હણાય. હે દેવના દેવ, એવો નિશ્ચય કરીને દેવતાઓ તમારે શરણું આવ્યાછે. ૧૪.

## ॥ देवदेव उवाच ॥

माभैष्टत्रिपुराद्देवादानवेंद्राद्दुरात्मनः ।
अचिरात्तंहनिष्यामिवृतःसर्वैःसुरोत्तमैः ॥ १५
अहंत्वैपरमंयोगंकिंचित्कालमुपास्म्यहं ।
सर्वेगच्छंतुभद्रंवोयथास्थानंदिवौकसः ॥ १६

શંકર—હે દેવો, દુરાત્મા દાનવ રાજા ત્રિપુરથી તમે બીશો નહિ; સર્વ દેવતાઓથી પરિવૃત થઇને હું તેને હમણાંજ મારીશ. ૧૫. થોડો કાલ હું મોટા યોગની ઉપાસના કરૂંછું, તમે સૌ દેવો સૌસૌ ને સ્થાને જાઓ અને તમારૂં કલ્યાણ થાઓ. ૧૬.

## ॥ वसिष्ट उवाच ॥

तन्निशम्यतदाराजन्देवदेवस्यभाषितं ।
जग्मुर्यथागतंदेवास्तथेत्युक्त्वात्रिलोचनं ॥ १७
देवानाश्वास्यदेवोपियोगिध्येयोवृषध्वजः ।
विविक्तमिदमासाद्यभूप्रदेशंगणैःसह ॥ १८
स्थितिंचकारभगवान्हितायजगतांविभुः ।

भूमिशोधनहेत्वर्थमग्नीन्स्थापयतिविभुः ॥ १९
गृहीत्वावार्षिकींदीक्षामयजद्बहुभिर्मखैः ।
हव्यैःसंतर्पितादेवाबभुवुर्बलशालिनः ॥ २०
अथसंवत्सरस्यांतेताःसमाप्यमखक्रियाः
दंडेनैवाभ्यहन्भूमिंसम्मतंतुविशोधितां ॥ २१
उदितिष्टत्ततोवारिस्वच्छंस्वादुनिरामयं ॥ २२
भद्रकर्णप्रभृतयःप्रमथास्तत्रतत्क्षणात् ।
आदेशाद्देवदेवस्यबबंधुःसेतुमंततः ॥ २३
ततोनिक्षिप्यतत्पार्श्वेशंभुस्तान्प्रमथाधिपान् ।
अंतर्विवेशनीरस्यतदायोगेश्वरोहरः ॥ २४
स्वशरीरार्धहारिण्यासहशक्त्याजगत्प्रभुः ।
परमंयोगमातिष्टद्बाह्यंशिवसंज्ञकं ॥ २५
परमानंदसंलीनमानसेवृषभध्वजे ।
गतेबहुतिथेकालेसुराऊचुर्बृहस्पतिं ॥ २६

વસિષ્ઠ—હે રાજા, પછી શંકરનું તે બોલવું સાંભળીને, અને "બહુ સારૂ" એવું મહાદેવને કહીને સૌ સૌને સ્થાને ગયા. ૧૭. યોગીઓથી ધ્યાન કરવા યોગ્ય મહાદેવ પણ દેવોને દિલાસો આપીને અને પોતાના ગણો સાથે એકાંત ભૂપ્રદેશમાં પ્રાપ્ત થયા અને જગતના હિતને માટે ભગવાન શંકરે ત્યાં સ્થિતિ કરી તથા ભૂમિ શોધવાના હેતુથી અગ્નિની સ્થાપના કરી. ૧૮ ૧૯. એક વરસની દિક્ષા લઇને ઘણા યજ્ઞવડે યજન કર્યું. તેના હવિર્થી તૃપ્ત થયેલા દેવો બળ વાળા થયા. ૨૦. પછી વર્ષ પૂરૂં થયેથી તે ક્રિયા સમાપ્ત કરીને યજ્ઞ વડે શોધાએલી ભૂમીને દંડવડે ભેદી. ૨૧. પછી તેમાંથી સ્વચ્છ સ્વાદિષ્ટ અને નિરોગી પાણી નીકળ્યું; ૨૨. ભદ્રકર્ણ આદી શિવના ગણોયે શિવની આજ્ઞાથી અંત સુધી તતક્ષણ પાજ બાંધી. ૨૩. પછી તે પાસે ગણોને મૂકીને યોગેશ્વર મહાદેવ પાણીની અંદર પેઠા. ૨૪. પોતાની અર્ધાંગના શક્તિ પાર્વતીની સાથે જગતના પ્રભુ મહાદેવે શિવ એ-ટલે કલ્યાણ સંજ્ઞા વાળી પરમ સમાધી કરી ૨૫. જ્યારે મહાદેવજીનું મન પરમાનંદમાં લીન થયું ત્યારે ઘણો કાળ વીત્યે દેવો બૃહસ્પતિ પ્રત્યે બોલ્યા ૨૬.

## ॥ देवाऊचुः ॥

परमार्त्तिरहोलोकेमुनीनांभावितात्मनां ।
पीडितात्रिपुरेणेहयागभागापहारिणा ॥ २७
किंकुर्महेक्वगच्छामस्त्वमस्माकंपरागतिः ।
मंत्रंदेहितदस्माकंयत्कर्त्तव्यंबृहस्पते ॥ २८

દેવો—અરે આત્મજ્ઞાન વાળા મુનિયોને જગતમાં પરમ દુઃખ છે; આંહી યાગના ભાગનું હરણ કરવા વાળા ત્રિપુર દૈત્યથી અમે પીડાયેલા છીએ ૨૭. માટે શું કરીયે, ને ક્યાં જઈએ; તમે અમારી પરમગતિછો; તેટલા માટે, હે બૃહસ્પતિ, અમારે શું કરવું તેની તમે સલાહ આપો. ૨૮.

## ॥ बृहस्पतिरुवाच ॥

अंतकालोऽस्यदैत्यस्यसांप्रतंवर्त्ततेसुराः ।
तदागच्छतगच्छामोयत्रयोगपरःशिवः ॥ २९
तेनसंवत्सरंपूर्णइष्ट्वायूयंहितर्पिताः ।
अधुनातुजलांतस्थःपुण्यमासाद्यभूतलं ॥
मेवतेपरमंयोगंगच्छामस्तत्रमाचिरम् ॥ ३०

હે દેવતાઓ, આ દૈત્યનો અંતકાળ હાલ પાસે આવે છે, માટે આવો, ચાલો આપણે શિવ જ્યાં સમાધી ધરેછે ત્યાં જઈએ. ૨૯. આખું વર્ષ યજ્ઞ કરીને તેણે તમને તૃપ્ત કર્યા, અને હમણાં જળમાં પ્રવેશ કરીને પવિત્ર ભૂતળને વિષે પ્રાપ્ત થઈને મોટા યોગની સેવના કરેછે, ત્યાં ચાલો આપણે તરત જઈએ. ૩૦.

## ॥ वसिष्ट उवाच ॥

अथनिश्चिसदेवेंद्रःपुरोधायबृहस्पतिं ।
सहदेवैर्जगामाशुयत्रदेवोजलाशये ॥ ३१
निविष्टास्तस्यसरसस्तीरेदेवाःसवासवाः ।

तुष्टुवुःसहितास्तत्रदेवदेवमतंद्रिताः ॥ ३२

વસિષ્ઠ— પછી નિશ્ચય કરીને ઇંદ્ર બૃહસ્પતિને આગળ કરીને જ્યાં મહાદેવ જળાશયમાં હતાં ત્યાં દેવો સહિત ગયા. ૩૧. તે સરોવરને તીરે ઇંદ્ર સહિત દેવો દાખલ થઇને, તેમને ત્યાં સાવધાન થઇ શંકરની સ્તુતિ કરી. ૩૨.

## ॥ देवा ऊचुः ॥

नमःपरमदेवायशाश्वतायमहात्मने ।
अव्यक्तव्यक्तरूपायपरायपरमायच ॥ ३३
यंगृणंतितपोनिष्ठाश्चितयंतिचयोगिनः ।
परमंब्रह्मरूपंतंनमामःपरमेश्वरं ॥ ३४
शाश्वतंरूपमज्ञेयंमनोयत्तमनामयं ।
परमंनिष्कलंब्रह्मतस्मैज्ञानात्मनेनमः ॥ ३५
पवित्रंयःपवित्राणांमंगलानांचमंगलं ।
तेजसामद्वयंतेजस्तस्मैश्रेष्ठात्मनेनमः ॥ ३६
प्रधानायमहेशायषडूर्मिरहितायच ।
नमोऽसत्सदनंतायभूतानांपतयेनमः ॥ ३७
यतःप्रवर्ततेसर्वंपर्वतेभ्यइवापगाः ।
तंनताःस्ममहाबाहुमजमक्षयमव्ययं ॥ ३८
योमहीसलिलाकाशतेजोवायुस्वरूपधृक्
चंद्रार्कयजमानाख्यायोबिभर्त्तिपरास्तनुः ॥
तस्मैब्रह्मांडगर्भायनमस्त्रिमूर्त्तिधारिणे ॥ ३९
यःपालयतिभूतानिसंहरत्यतिपर्यये ।
यत्रप्रतिष्ठितंविश्वंतस्मैसर्वात्मनेनमः ॥ ४०
अश्वमेधादिभिर्यागैर्येयजंतिद्विजातयः ।
अशेषजगदीशायतस्मैहव्यभुजेनमः॥ ४१
नमस्तेव्योमकेशायव्योमरूपायतेनमः ।

नमस्तेमन्यवेरुद्ररुद्राणांपतयेनमः ॥ ४२
यन्निमेशोखिलोत्पत्तिरनिमेषाखिलात्ययः ।
स्थितिमलय कारायतस्मैविश्वात्मनेनमः ॥ ४३
शंकरायनमस्तुभ्यंशंभवायभवायच ।
गिरिष्टायवरिष्टायश्रेष्टायमहसेनमः ॥ ४४
सुगंधिनेसुबोधायत्र्यंबकाययजामहे ।
नीलग्रीवायनीलायनमस्तेलोहितत्विषे ॥ ४५
रूपातीतायदीप्यायकृतरूपायतेनमः ।
भुवनार्तिहरोभीमोभवानेकश्वराचरे ॥ ॥ ४६
अतस्त्वांशरणंप्राप्तास्त्रिपुरार्त्तादिवौकसः ॥ ४७

**દેવો**—શાશ્વત મહાત્મા, નિરાકાર સાકાર રૂપ, પર અને પરમ એવા દેવને નમીએ છીએ. ૩૩. તપસ્વિયો જેને ભજેછે, અને યોગીયો જેનું ચિંતવન કરેછે, એવા પરમ બ્રહ્મરૂપ પરમેશ્વરને અમે નમીએ છીયે. ૩૪. શાશ્વત, જાણી ન શકાય મનવડે ઉપાસના કરવા જેવા, શુદ્ધ અકળ અને જ્ઞાની એવા પરબ્રહ્મને નમસ્કાર છે. ૩૫. જે પવિત્રમાં પવિત્ર અને કલ્યાણ છે એવા, અને તેજમાં [1]અદ્વય તેજ વાળા શ્રેષ્ટ આત્માને નમસ્કાર છે. ૩૬. [2]છ ઊર્મિયો રહિત, સૂક્ષ્મ, સ્થુળ રૂપ, અને અનંત એવા ભૂતપતિ મહાદેવને નમીયે છીયે. ૩૭. પર્વતમાંથી જેમ નદીઓ વહેછે, તેમ જેમાંથી સર્વે પ્રવર્તે છે એવા મહાબાહુ, અજન્મા, અક્ષય અને અવિનાશી મહાદેવને નમસ્કાર છે. ૩૮. જે પ્રથ્વી, પાણી, આકાશ, તેજ, તથા વાયુનાં સ્વરૂપ ને ધારણ કરનાર છે, ચંદ્ર સૂર્ય, યજ્ઞકર્ત્તા એવા નામની શ્રેષ્ટ મૂર્ત્તિઓને જે ધારણ કરેછે, અને જેના ગર્ભમાં બ્રહ્માંડછે, એવા ત્રિમૂર્તિ ધારી શંકરને નમીયે છીયે. ૩૯. જે પ્રાણીઓને પાલેછે ને પ્રલય કાળે સંહાર કરેછે, અને જેમાં વિશ્વ રહેલું છે, તે સર્વાત્માને નમસ્કાર છે. ૪૦. અશ્વ મેધાદિ યાગવડે જેનું દ્વિજાતિ યજન કરેછે, એવા હવિ ભુક્તા અને અખિલ જગતના ઇશને નમસ્કાર છે. ૪૧. આકાશરૂપ, વ્યોમકેશ, અને રૂદ્રોના પતિ મહાદેવને નમસ્કાર છે. ૪૨. જેના નિમેશ માત્રથી બ્રહ્માંડની ઉત્પત્તિ અને

૧. એના જેવું બીજું નહિ. ૨ છ ઊર્મિ—ક્ષુધા, પિપાસા, શોક, મોહ, જરા, મૃત્યુ.

અનિમેશથી નાશ થાયછે, એવા સ્થિતિ પ્રલય કરવા વાળા વિશ્વાત્માને નમસ્કાર છે, ૪૩. વરિષ્ટ, શ્રેષ્ટ, તેજરૂપ, અને ગિરિષ, શંભુ, મહાદેવને નમસ્કાર છે. ૪૪. સુગંધરૂપ, અને સુબોધરૂપ, મહાદેવને અમે ભજીયે છીએ: રક્ત કાંતિવાળા અને શ્યામરૂપ, નીલકંઠ મહાદેવને નમસ્કાર છે. ૪૫ રૂપરહિત, દીવ્ય અને મરજી પ્રમાણે રૂપ ધારણ કરનારને નમસ્કાર છે; ચરાચરને વિશે તમે એક, ભુવનનું દુઃખ હરવા વાળા અને ભયંકર રૂપછો. ૪૬. તેટલા માટે અમે દેવતાઓ ત્રિપુર દૈત્યથી દુઃખ પામીને તારે શરણે આવેલા છીએ. ૪૭.

## ॥ वसिष्ट उवाच ॥

स्तूयमानःसुरैरित्थंदेवदेवोमहेश्वरः ।
उदतिष्टज्जलात्तस्माद्योगशक्तिविहायतां ॥ ४८
अथवीक्ष्यमहादेवमव्यक्तंव्यक्ततांगतं ।
बद्धांजलिपुटाःसर्वेप्रणेमुःपरमेश्वरं ॥ ४९

**વસિષ્ઠ**—દેવતાઓએ આ પ્રમાણે પ્રાર્થના કરવાથી દેવના દેવ મહાદેવ યોગ શક્તિને તજીને તે પાણીમાંથી બહાર આવ્યા. ૪૮. પછી અદ્રસ્ય મહાદેવને દ્રસ્ય ગતિ પામેલા જોઇને સર્વેએ હાથ જોડીને પરમેશ્વરને પ્રણામ કર્યા. ૪૯.

## ॥ देवदेव उवाच ॥

स्वागतंवोऽस्तुवैदेवाःसाधयामिकिमिप्सितं ।
भस्मीभवतुवाकोऽद्यद्वेष्टास्वर्गनिवासिनां ॥ ५०

**મહાદેવ**—હે દેવો, તમે ભલે પધાર્યા, તમારી જે ઇચ્છા હશે તે હું પારપાડીશ; અથવા સ્વર્ગવાસી દેવતાઓનો દ્વેષ કરનારો આજ જે કોઇ હોય તે નાશ પામો. ૫૦.

## ॥ देवाऊचुः॥

उक्तमेवास्तुनोदेवरिपुनाशस्त्वयाकृतः ।
प्रतिश्रुतंत्वयापूर्वंहानष्येत्रिपुरंत्विति ॥ ५१

तत्रसाधयभूतेषत्रिपुरक्षयमद्यवै ।
यथाहतेत्वयादैत्येमोदंतेदिविदेवताः ॥ ५२
अददानेमुनींद्रेभ्योहव्यानित्रिपुरेबलात् ।
त्वयादेवमखस्तोमैरिहसंप्रीणितावयं ॥ ५३
त्रैयंबकमितिख्यातंलोकेतस्मादिदंसरः ।
भविष्यतिपरंतीर्थंदेवानामपिदुर्लभम् ॥ ५४

**દેવતાઓ**—હે દેવ, એમજ હો. તમે અમારા શત્રુનો નાશ કરેલોછે; ત્રિપુરને મારીશ, એવું પૂર્વે તમે વચન આપેલું છે. ૫૧. હે પ્રાણી માત્રના ઇશ, ત્રિપુરનો ક્ષય હવે હમણાંજ કરો, જેથી તમારાથી તે દૈત્ય મરાયાથી આકાશના દેવતાઓ ખુશી થશે. ૫૨. હે દેવ, મુનીઓ પાસેથી બળાત્કારે ત્રિપુર દાનવ હવ્ય લઇ જતાં, તમે અમને આંહીં ઘણા યજ્ઞો વડે તૃપ્ત કરેલા છે. ૫૩. તેટલા માટે આ ત્ર્યંબક સરોવર એ પ્રમાણે લોકોને વિષે દેવતાઓને પણ દુર્લભ એવું મોટું તીર્થ થશે. ૫૪.

## ॥ वशिष्ट उवाच ॥

इत्युक्तवत्सुदेवेषुपुरतोवन्हिरेतसः ।
प्रादुरासीज्जलात्तस्माद्योगशक्तिर्महामयी ॥ ५५
तांदृष्ट्वातुष्टुवुःसर्वेप्रणेमुश्चसविस्मिताः ।
देवींदेवगणाराजन्स्फारीकृतदृशस्तदा ॥ ५६
गंधर्वावसवोरुद्राःसिद्धाःसाध्यामरुद्गणाः ।
मुनयश्चमहात्मानोयोगिनःसमदर्शनाः ॥ ५७
तामुवाचमहादेवोयोगशक्तिंनृपात्मज ।
इहैवतिष्ठदेवेशियावद्धन्मिसुराद्विषं ॥ ५८
बलादाक्रमतोदेविममदैत्यवधैषिणः ।
नशक्तापृथिवीसोढुंभारमद्यकथंचन ॥ ५९
ततोभारान्निमज्जंतींरक्षत्वमवनिमिमां ।

तथेत्युक्त्वाजगद्धात्रीतस्थौऽन्यैवंकेतटे ॥ ६०
अथब्रह्मामुकुंदश्चतत्राजग्मतुराद्रतौ ।
हरंत्रिपुरनाशायप्रेरयामासतुर्भृशम् ॥ ६१
रथंवसुमतींचक्रेचक्रेचंद्रदिवाकरौ ।
वृषौविष्णुविहगेंद्रौसारथींचपितामहं ॥ ६२
अभीशुंनागराजानंयोक्त्रेतक्षककंबलौ ।
इतिसर्वंसमासाद्यतमारुह्यरथोत्तमं ॥
पिनाकंकार्मुकश्रेष्ठमाददेधूर्जटिस्तदा ॥ ६३
अनुजग्मुर्महेशानंवासवेनसहामराः ।
बद्धगोधांगुलित्राणावरयानेनगामिनः ॥ ६४
चकंपेमेदिनीराजन्सशैलवनकानना ।
आवृतंगगनंमेघैश्चुक्षुभेमकरालयः ॥ ६५
परित्रस्ताभूतगणाःसंकुलाःखेचरैर्दिशः ।
शिघ्रंगगनमास्थायस्वस्तिजेपुर्महर्षयः ॥ ६६
अशिवंचाशिवानेदुरग्निज्वालाकुलैर्मुखैः ।
संहारइवभूतानामकालविहितःकिल ॥ ६७
आसीत्तदामहीपालपराक्रमतिशूलिनि ।
पुराणितस्यदैत्यस्यभ्रशंव्योमनिरेजिरे ॥ ६८
अब्धौविधूयमानानिपत्राणीवनभस्वता ।
तदासीत्तुमुलंयुद्धमतिघोरंक्षयावहं ॥
देवानांदानवानांचहरत्रिपुरसंगमे ॥ ६९
पुराणिविपमस्थानिनानिहंतुंनगोचरे ।
भवंतिव्योमकेशस्यलक्षेन्यस्तदृशोह्यपि ॥ ७०
देवैःसंमर्दितादैत्यादैत्यैश्चशतशःसुराः ।
रेणुक्रीडीकृतेव्योम्निनैतिदृष्टिपथंरविः ॥ ॥ ७१
अंधकाराद्वृतोलोकोनप्राज्ञायतकिंचन ।

कांश्चिद्वज्रेणदेवेंद्रःप्रजघानाशुदानवान् ॥ ७२
कांश्चिद्देवाःकृतोत्साहागणाःकांश्चनभूरिषः
निपेतुःशतसोराजन्नंबरेशक्रविद्विषः ॥ ७३
त्रिपुर्याश्चप्रकोटिस्थादैवैर्युयुधिरेऽसुराः ।
महाबलामहोत्साहावक्रदंष्टाःकरालिनः ॥ ७४
पुराणांसन्निधौराजन्मयेननिर्मितंसरः
सुधापूर्णमभूत्तत्रनभसींदुरिवोज्वलः ॥ ७५
तज्जलेनिहितादैत्याप्लावितास्त्रिपुरानुगैः ।
चक्रिरेपुनरुत्थानंप्रातःसुप्तोत्थिताइव ॥ ७६
एवंतैर्मृतजीवद्भिस्त्रिदशः विधुराकृताः ।
ततश्चुक्रोधभगवानादिदेवोजनार्दनः ॥ ७७
सहसायुगमुत्सृज्यनादैर्व्याकुलयन्नभः ।
तेनैववृषरूपेणत्रासयामासदानवान् ॥ ७८
वित्रास्यदानवानीकंविषाणक्षेपणैःप्रभुः ।
पपौसरःसुधापूर्णमगस्तरिवसागरं ॥ ७९
पीत्वातत्सहसाविष्णुमिषतांचसुरद्विषां ।
आजगामरथंशंभोःश्येनपातवदच्युतः ॥ ८०
तद्दृष्टासुमहत्कर्मकेशवस्यमहात्मनः ।
तुष्टुवुऋषयोदेवाःसाधुसाध्वितिचाब्रुवन् ॥ ८१
सुधासरसिपीतेवैविष्णुनाप्रभविष्णुना ।
वैलक्षंपरमंप्रापत्रिपुरोदानवेश्वरः ॥ ८२
अथदेवैर्लब्धलक्षैर्दानवाबहुशोर्दिताः ।
पुरप्राकारमारूढाःकृच्छ्राद्युयुधिरेनृप ॥ ८३
देवानांकरनिर्मुक्तैःशूलैप्रासैःपरस्वधैः ।
भिंडिमालिभिरायस्कैर्मुशलैःपरिघैस्तथा ॥ ८४

चक्रैःपाशैर्महाखड्गैःशक्तिसायकतोमरैः ।
पुराणामंतरेराजन्दैत्यसैन्यानिजघ्निरे ॥ ८५
केतनानिप्रभग्नानिगोपुराणिचसर्वतः ।
अथतस्मिन्महायुद्धेवर्त्तमानेऽतिभीषणे ॥ ८६
लब्धलक्षोहरःक्रुद्धोभृकुटीकुटिलाननः ।
संधायशरमाग्नेयमाचकर्षमहद्धनुः ॥ ८७
आकृष्यमाणेबाणाग्रेतत्रभूतापहारिणा ।
सर्वव्याकुलतामापजगत्स्थावरजंगमं ॥ ८८
स्वस्त्यस्तुसुरवृंदेभ्यइत्यूचुःखेमहर्षयः ॥ ८९
अथमुक्तोमहेशेनमहेषुर्वन्हिदैवतः ।
युगांताग्निरिवोद्भूतःप्रददाहपुरत्रयं ॥ ९०
दह्यमानाहुताशेनवायुनुन्नेनदानवाः ।
विविशुःसागरंकेचित्केचित्पातालमाश्रयन् ॥ ९१
निपेतुःक्षतशीर्णांगाःअर्धदग्धाश्चभूतले ।
तत्पुरत्रयमाप्लुष्टंसहदैत्यैःसदानवैः ।
निपपातपयोराशौताक्ष्यर्मुक्तमहाहिवत् ॥ ९२
ततःशांतादिशःसर्वाःप्रसन्नोऽभूद्दिवाकरः
ववौचशिशिरोवायुःसुगंधिर्विमलःशिवः ॥ ९३
संस्तूयमानोदेवौघैर्गंधर्वोरगकिन्नरैः ।
चारणैर्मुनिभिःसिद्धैर्ब्रह्मणाविष्णुनातथा ॥
आययौप्रमथैःसार्द्धमिहैवत्रिपुरांतकः ॥ ९४
दंडाभिघातसंभूतवारिपूर्णेसरोवरे ।
निममज्जमहादेवःसहसर्वैःसुरोत्तमैः ॥ ९५
कृतस्नानंचभूतेशंविश्राणपरमंमहः ।
संस्तूयविविधैस्तोत्रैरभ्यर्च्यकुसुमोत्तमैः ।
इदमुक्तंमहिपालदेवैर्देवकृतादरैः ॥ ९६

વસિષ્ઠ—દેવો એ પ્રમાણે બોલ્યા ત્યારે પાસેના અગ્નીનું વીર્ય છે જેમાં એવાં તેજસ્વી યોગશક્તિ પ્રગટ થયાં. ૫૫. હે રાજા, ત્યારે તે દેવીને જોઇને સર્વે દેવગણ વિસ્મય પામીને તથા હર્ષથી ખુલી આંખે તેને ( દેવીને ) પ્રણામ કર્યો. ૫૬. ગંધર્વો, વસવો, રૂદ્રો, સિદ્ધો, સાધ્યો, મરૂદ્ગણો મહાત્મા મુનીઓ તથા સમદર્શિ યોગીઓએ તે દેવીને પ્રણામ કર્યા. ૫૭. હે રાજા, તે યોગશક્તિને મહાદેવ કહેછે કે, હે દેવિ, દેવતાઓના શત્રુ ત્રિપુરને હું મારૂં ત્યાંસુધી તમે ઇહાંજ રહો. ૫૮. હે દેવિ, દૈત્યને વધ કરવાની ઇચ્છાયે મારા ચાલવાના બળથી પૃથ્વી ભાર સહન કરવાને કોઇ પણ પ્રકારે શક્તિમાન નથી. ૫૯. તેટલા માટે ભારથી બુડતી આ પૃથ્વીને બચાવો. પછી "બહુ સારૂં" એવું કહીને જગતને ધારણ કરવાળાં દેવી ત્ર્યંબક સરોવરને કાંઠે ઉભાં ૬૦. પછી બ્રહ્મા અને વિષ્ણુ મહાદેવ પાસે આવ્યા અને ત્રિપુરના નાશને માટે આદર સહિત. ઘણાજ ઉશકેર્યા. ૬૧ પૃથ્વીનો રથ કર્યો અને સૂર્ય ચંદ્ર બે પૈડાં કર્યા; વિષ્ણુ તથા ગરૂડ એને બળદ કર્યા અને બ્રહ્માને સારથી કર્યા ૬૨. નાગ રાજાની રાશ કરી અને તક્ષક તથા કંબલ એવા નામના બે નાગનાં જોતનાં કર્યાં; એ પ્રમાણે તૈયારી કરીને તથા તે ઉત્તમ રથમાં બેશીને મહાદેવે પિનાક નામનું શ્રેષ્ટ ધનુષ્ય લીધું. ૬૩. ઘોનાં ચર્મથી હાથની આંગલીઓ બાંધીને ( મોજાં પહેરીને) દેવતાઓ શ્રેષ્ટ વાહનમાં બેશીને ઇંદ્રની સાથે મહાદેવની પછવાડે ગયા. ૬૪. હે રાજા, પર્વતો, વન, અને કાનનો સાથે પૃથ્વી કંપાયમાન થઇ; મેઘથી ગગન ઘેરાઇ ગયું; અને સમુદ્રને ક્ષોભ પામ્યો. ૬૫. ભૂતગણો ત્રાસ પામ્યા, દિશાઓ પક્ષીઓથી વ્યાપ્ત થઇ ગઇ; અને ઋષિયો જલથી આકાશમાં જઇને "કલ્યાણ" એવો જપ કરવા લાગ્યા. ૬૬. અગ્નિ જ્વાળાથી આકુળ મુખથી શિવા એટલે કોળિડીઓ અપશુકનના ઉચ્ચાર કરતી હતી; પ્રાણીઓનો જાણે ખરેખર અકાળ સંહાર થતો હોય તેમ લાગતું હતું. ૬૭. હે રાજા, મહાદેવ એવું પરાક્રમ કરવા લાગ્યા ત્યારે તે દૈત્યનાં શેહેરો આકાશમાં ઘણાંજ શોભતાં હતાં. ૬૮. પછી સમુદ્રમાં દેવો અને દૈત્યોનું મહાદેવને ત્રિપુર વચ્ચે પવનથી ધૂજાવેલાં પાંદડાંની પેઠે અતિઘોર અને નાશકારક ઘાડું યુદ્ધ થયું. ૬૯. તે શેહેરો મારવાને વાસ્તે નિશાની પર દ્રષ્ટિ રાખતાં પણ તે શેહેરો વિષમ સ્થળમાં હોવાથી મહાદેવની દ્રષ્ટિયે આવતા નથી, ૭૦. દેવોએ દૈત્યોનો અને દૈત્યોએ સેંકડો દેવતાઓનો સંહાર કર્યો; આકાશમાં ધુળ ઉડવાથી સૂર્ય નજરે પડતો નહોતો. ૭૧. અંધકારથી વીંટલાયેલા લોકોએ કાંઇ જાણ્યું નહિ; અને દેવેંદ્રે કેટલાક દાનવોને વજ્રવડે જ-

લઈ હણ્યા, ૭૨, હે રાજા, ઇંદ્રના શત્રુઓને કેટલાકને ઉત્સાહ વાળા દેવોએ અને કેટલાકને ગણોએ સેંકડો મોઢે આકાશમાં હણ્યા. ૭૩. મહાબળવાન, ઉત્સાહ વાળા, વાંકીદાઢવાળા અને ઉગ્ર અસુરો ત્રિપુરીના અગ્રભાગમાં રહીને દેવોની સાથે લડ્યા. ૭૪. હે રાજન્, શેહેરોની પાસે આકાશમાં ઉજ્વલ ઇંદુની પેઠે, મય નામના દાનવથી અમૃતથી ભરપુર સરોવર ત્યાં થયું. ૭૫. ત્રિપુરનાં ચાકરોએ દૈત્યોને તે સરોવરના જળમાં બોળ્યા તેથી તેઓ, સુતેલા સવારમાં ઉઠે તેમ, ફરીથી ઉભા થયા. ૭૬. એ પ્રમાણે તે મરેલાં દાનવોએ ફરી જીવતાં થઇને દેવતાઓને વિખેરી નાખ્યા તેથી આદિ દેવ ભગવાન વિષ્ણુ ગુસ્સે થયા. ૭૭. તરતજ ધુંસરાને ફેંકી દઇને પોતાના નાદ વડે આકાશને વ્યાકુળ કરતા વિષ્ણુએ તેજ વૃષના રૂપમાં દાનવોને ત્રાસ ઉપજાવ્યો. ૭૮. શિંગડાના મારથી દાનવોને ત્રાસ ઉપજાવીને અગસ્ત જેમ સમુદ્રનું પાન કરી ગયા તેમ અમૃતથી ભરેલું સરોવર પીગયા. ૭૯. ભગવાન વિષ્ણુ દાનવો જોતાં છતાં તરતજ તે સરોવરને પીને શકરાની પેઠે શંકરના રથ પાસે આવી પહોચ્યા. ૮૦. માહાત્મા વિષ્ણુનું તે મહાન કાર્ય જોઇને કલ્યાણ કલ્યાણ એમ બોલતા ઋષિઓ તથા દેવાતાઓ વખાણ કરવા લાગ્યા. ૮૧. અમ્રતના સરોવરનું પાન થયું ત્યારે મહા વિષ્ણુથી દાનવોનો રાજા ત્રિપુર મોટા વિલક્ષણ પણાને પ્રાપ્ત થયો. ૮૨. હે રાજા, પછી શેહેરના કિલ્લા ઉપર ચડેલા દેવોએ નિશાન મેળવીને ઘણા દાનવોને માર્યા તેથી તેઓ મુશિબતથી લડતા હતા. ૮૩. હે રાજા, દેવતાઓના હાથથી મૂકાએલાં શસ્ત્રો, જેવાંકે શલ, ભાલાં, ફરશી, ગોળા, લોઢાનાં મુશળ, ભોગળ, ચક્ર, પાશ, મહા ખડગ, સાંગ, સાયક, તોમર આદિ મોટાં શસ્ત્રો વડે તે શેહેરો વચ્ચે દૈત્ય સૈન્ય નાશ પામવા લાગ્યું. ૮૪–૮૫. ચોતરફ તેઓનાં ઘર અને દરવાજા ભાગી નાખ્યા. પછી આવું ભયંકર યુદ્ધ થતું હતું ત્યારે ક્રોધાયમાન થઇ તથા ઉગ્ર ચેહેરો કરી નિશાન મેળવીને અસ્રાસ્ત્ર સાંધ્યું, અને મોટુ ધનુષ્ય ખેંચ્યું. ૮૬–૮૭. પૃથ્વીનું સંકટ હરવા વાળા શિવે જ્યારે બાણ ખેંચ્યું, ત્યારે આખું સ્થાવર જંગમ જગત્ આકુળ વ્યાકુળ થયું. ૮૮. દેવતાઓનું કલ્યાણ થાઓ, એવું આકાશમાં મહર્ષિઓ બોલ્યા. ૮૯. પછી મહાદેવે વન્હિ દૈવત નામનું બાણ મુક્યું, તેણે યુગને અંતે ઉત્પન્ન થયેલ અગ્નિની પેઠે ત્રણે શેહેરોને બાળી નાખ્યાં ૯૦. વાયુથી વૃદ્ધિ પામેલ અગ્નિથી બળતા દાનવો કેટલાક સમુદ્રમાં પેઠા અને કેટલાક પાતાળમાં ગયા. ૯૧. શરીર કપાયેલા અને અર્ધદગ્ધ થયેલા કેટલાક પૃથ્વીપર પડ્યા; તે ત્રણ શેહેરો દૈત્યો અને દાનવો સહિત બળી ગયાં અને ગરૂડ પાસેથી મુક્ત થ-

એલા મોટા સર્પની પેઠે મહાસાગરમાં પડયાં. ૯૨. પછી સર્વ દિશાઓ શાંત થઇ ગઇ, સૂર્ય પ્રસન્ન થયા, અને શિતળ સુગંધિ, સ્વચ્છ તથા સારો વાયુ વાયો. ૯૩. દેવતાઓનાં ટોળાંઓથી, ગંધર્વો સરપો અને કિન્નરોથી, ચારણોથી, સિદ્ધ મુનીઓથી બ્રહ્માથી અને વિષ્ણુથી સ્તુતી કરાયેલા શંકર ગણો સાથે ત્યાં આવ્યા. ૯૪. દંડના પ્રહારથી થયેલાં પાણીથી ભરપુર સરોવરમાં સર્વ દેવતાઓ સહિત મહાદેવે ડુબકી મારી. ૯૫. હે રાજા, સ્નાન કરવાથી પરમતેજવાળા શંકરની વિધ વિધ મંત્રથી સ્તુતિ કરીને તથા ઉત્તમ પ્રકારનાં પુષ્પોથી પૂજા કરીને મહાદેવથી સત્કાર પામેલા દેવતાઓ આ પ્રમાણે બોલ્યા. ૯૬.

## ॥ देवाऊचुः ॥

किमस्माभिर्महेशायदत्तंस्यादिहतुष्टये ।
तथापितन्मनोभीष्टंकृत्वादेशेनदेवतैः ॥ ९७

દેવો—મહાદેવને પ્રસન્ન કરવાને માટે અમારાથી શું અપાય ? તો-પણ દેવતાઓએ તેના મનની ઇચ્છા પ્રમાણે કર્યું. ૯૭.

## ॥ देवदेवउवाच ॥

इदंममनोहारिवारिपूर्णमहत्सरः ।
त्रैयंबकमितिख्यातंप्रयातिभुवनेत्रये ॥ ९८
तत्राहंनिवसिष्यामियोगशक्त्यासहानया ।
दधानःपरमांतुष्टिंसर्वलोकहितायवै ॥ ९९
इहयःश्रद्धयायुक्तोवृषभदास्यतेपुमान् ।
पूरयिश्यामितस्याहंसर्वान्कामान्यथेप्सितान् ॥ १००
कृष्णपक्षेचतुर्दश्यांअत्रयःश्रद्धयायुतः ।
तिलांदास्यतिविप्रायतस्यसंततिरक्षया ॥ १०१
भूक्तिमूक्तिरहंदेवाःसर्वत्राग्निममहितले ।
इच्छन्वांछाधिकंनृणांपापानिचहरंस्तथा ॥ १०२

त्र्यंबकेसरःश्रेष्ठजपन्नव्यक्तरूपवान् ।
योगेश्वरेऽहमनिशंस्थास्याम्यत्रनसंशयः ॥ १०३
इयंयोगेश्वरीदेवीयोगशक्तिःपरामम ।
मनुष्यायेनमिष्यंतिकिंचित्तेषांनदुर्लभम् ॥ १०४
इयंविश्वस्यजननीविश्वस्यास्थितिकारिणी ।
योगेश्वरीमुमूक्षूणांमुक्तिदानात्रसंशयः ॥ १०५
सर्वेषांमपितीर्थानामिदंश्रेष्ठंभविष्यति ॥ १०६
त्र्यंबकेनमंत्रेणजपिष्यंतिचयेद्विजाः ।
आपदस्तेतरिष्यंतिसत्यमेतद्ब्रवीमिवः ॥ १०७

મારા મનને આનંદ આપનારૂં, અને પાણીથી ભરપૂર આ ત્ર્યંબક નામનું મોટું સરોવર ત્રણ ભુવનમાં પ્રખ્યાત છે. ૯૮. સર્વલોકના કલ્યાણ અર્થે પરમ તુષ્ટિને ધારણ કરીને આ યોગશક્તિની સાથે હું ત્યાં વાસ કરીશ. ૯૯. જે માણસ આંહીં શ્રદ્ધાથી બળદનુ દાન દેશે, તેની યથેચ્છિત સર્વ કામનાઓ હું પૂર્ણ કરીશ. ૧૦૦. અંધારી ચૌદશને દિવસ આંહી જે શ્રદ્ધાથી વિપ્રોને તલનું દાન કરશે તેની સંતતિ ( પ્રજા ) અમર રહેશે. ૧૦૧. હે દેવતાઓ, આલોક અને પરલોકમાં સુખરૂપ હું માણસોના અધિક અધિક મનોરથને ઇચ્છતો, અને તેઓનાં પાપને હરતો પૃથ્વીમાં સર્વ ઠેકાણે રહું છું. ૧૦૨ શ્રેષ્ઠ ત્ર્યંબક સરોવરમાં અવ્યક્તરૂપે જપ કરતો હું યોગેશ્વર અહર્નિશ આંહીં રહીશ, એમાં સંશય નથી. ૧૦૩. આ મારા પરમ યોગ શક્તિ આ યોગેશ્વરી દેવી છે તેને જે માણસો નમશે તેને કાંઇ કામ દુર્લભ થશે નહીં. ૧૦૪. આ જગજ્જનુની અને વિશ્વનાં બનાવનાર યોગેશ્વરી મોક્ષની ઇચ્છા કરનારાઓને મોક્ષ આપવા વાળાં છે, તેમાં સંશય નથી. ૧૦૫. સર્વ તીર્થોમાં આ તીર્થ શ્રેષ્ઠ થશે. ૧૦૬. જે બ્રાહ્મણો "ત્ર્યંબક" એ મંત્રથી જપ કરશે તેઓ દુઃખ તરી જશે એ તમને ખરૂં કહુંછું. ૧૦૭.

## ॥ देवाऊचुः ॥

एवमस्तुमहादेवयत्तेऽभिरुचितंविभो ।
यत्रत्वंतत्रतीर्थानियत्रत्वंतत्रदेवताः ॥ १०८

દેવો—હે મહાદેવ, હે વિભુ, જેમ આપની ઇચ્છા હોય તેમ થાઓ જ્યાં તમે છો ત્યાં તીર્થોછે, ને જ્યાં તમે છો ત્યાં દેવતાઓ છે. ૧૦૮.

## ॥ वसिष्ट उवाच ॥

अथप्रणम्यहराजर्षेदेवायोगेश्वरंप्रभुं ।
योगेश्वरींचतांदेवींविज्वरास्त्रिदिवंययुः ॥ १०९
इत्थंराजन्सरश्रेष्ठंत्र्यंबकमितिश्रुतं ।
श्रीमालस्योदितंतत्तुदेवानामपिदुर्लभम् ॥ ११०
यत्रयोगेश्वरीदेवीयत्राव्यक्तश्चशंकरः ।
तत्रत्रैयंबकेतीर्थेकोनमुच्येतपातकात् ॥ १११
अयमर्थोमयापूर्वमर्बुदेपर्वतोत्तमे ।
कथितःसर्वतीर्थानामुनीनांचमहात्मनां ॥ ११२
तदाप्रभृतितीर्थानिसर्वाण्यर्बुदपर्वतात् ।
आगत्यस्नांतितीर्थेस्मिन्मुहूर्तेब्रह्मदैवते ॥ ११३
प्रातरुत्थाययःकुर्यात्स्नानंत्रैयंबकोदके ।
सर्वतीर्थकृतंस्नानंजायतेतस्यदेहिनः ॥ ११४
वाच्यमानमिदंमर्त्यास्तीर्थमाहात्म्यमुत्तमं ।
शृण्वंतियेसमाधायमुच्यंतेतेपिपातकात् ॥ ११५

હે રાજા, પછી સંતાપથી મુક્ત થયેલા દેવતાઓ યોગેશ્વર ભગવાનને તથા તે યોગેશ્વરી દેવીને પ્રણામ કરીને સ્વર્ગમાં ગયા. ૧૦૯. હે રાજન, શ્રીમાળ ક્ષેત્રમાં ત્ર્યંબક નામનું સરોવર આ પ્રમાણે દેવોને પણ દુર્લભ એવું થયું. ૧૧૦. આ ત્ર્યંબક તીર્થમાં જ્યાં યોગેશ્વરી દેવી અને અવ્યક્તરૂપે શંકર રહેલાછે ત્યાં પાપથી કોણ મુક્ત થતો નથી. ૧૧૧. સર્વ તીર્થો અને મહાત્મા મુનીઓનો આ વૃતાંત મેં પૂર્વે ઉત્તમ અર્બુદ પર્વત ઉપર કહેલો હતો. ૧૧૨. તે વખતથી માંડીને સર્વ તીર્થો અર્બુદ પર્વત ઉપરથી ઉતરીને આ તીર્થમાં બ્રહ્મ[1] મુહુર્ત ને વખતે સ્નાન કરેછે. ૧૧૩. પ્રાતઃકાળમાં ઉ-

---

૧ ત્રણ ઘડી રાત્રિ બાકી હોય તે પ્રાતઃકાળના વખતને બ્રાહ્મ મુહૂર્ત કહેછે.

કીને જે ત્ર્યંબક સરોવરના પાણીમાં સ્નાન કરે, તે માણસને સર્વે તીર્થોમાં કર્યા જેવું સ્નાન થાયછે. ૧૧૪. આ તીર્થનું ઉત્તમ માહાત્મ્ય જે માણસો ધ્યાનથી સાંભળે છે તેઓ પણ પાપથી મુક્ત થાયછે. ૧૧૫.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये श्रीमाल त्र्यंबक सरो माहात्म्य नाम चतुर्दशोऽध्यायः ॥ १२ ॥**

આ પ્રમાણે સ્કંદપુરાણ માંહિની એકાશી હજારની સંહિતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "ત્ર્યંબક સરોવરનું માહાત્મ્ય" એવે નામે ચૌદમો અધ્યાય પૂરો થયો. ॥૧૪॥

# ॥ अथ पंचदशोऽध्यायः ॥

અધ્યાય ૧૫ મો.

## ॥ वसिष्ट उवाच ॥

**योगेश्वर्याजगन्मातुर्माहात्म्यंशृणुपार्थिव ।**
**श्रवणाद्यस्यवंध्यानांपुत्राःस्युर्दीर्घजीविनः ॥ १**
**श्रीमालक्षेत्रमासाद्यगार्हस्थमनुपालयन् ।**
**अहिल्ययासुरूपिण्यासहविक्रीडगौतमः ॥ २**
**अक्षय्ययौवनाराजन्नहिल्यादेवतोपमा ।**
**तपोभिस्तुमुनिःक्लिश्यनासीदासन्नवार्धुकः ॥ ३**
**अपश्यन्पुत्रवदनंदीनाश्चिंतितरानिति ।**
**मनसाविजनेतिष्ठन्मध्येऽग्निहसंश्रितानलः ॥ ४**
**इयंममनोभिष्टाश्रेष्ठासर्वमृगीदृशाम् ।**
**अहिल्यापुनरद्यापिविंदतेसुतमौरसम ॥ ५**
**पुत्रंविनागतिर्नास्तिनफलंसुकृतस्यच ।**
**यःप्ररोहतिनोलोकेतमाहुःपातितंबुधाः ॥ ६**

तस्माद्यत्नोमयाकार्यःपुत्रोत्पादनकर्मणि ।
तत्तपःसजपोवास्तुहोमोवाद्यमयाकृतः ॥ ७
येनपुत्रस्यसंप्राप्तिरनुरूपस्यजायते ।
इतिचिंतयतस्तस्यबुद्धिरेषाभ्यवर्त्तत ॥ ८
इयंयोगेश्वरीदेवीमुक्तिभुक्तिफलप्रदा ।
तस्मादाराधयिष्यामि देवीमात्मजहेतवे ॥ ९
ततोऽहिल्यान्वितःशिष्यान्नाहूयशतशोमुनिः ।
त्रैयंबकेतटेप्रापयोगशक्तेर्निकेतनम् ॥ १०
तत्राराधविधिवत्गौतमःपरमेश्वरीम् ।
पुलोमजाप्रतिमयाप्रिययानुगतस्थितः ॥ ११
तत्रत्रिषवणंस्नानंतीर्थेकृत्वासमाहितः ।
जुहोत्यग्नौपरंहव्यंषष्ठेकालेपिबेज्जलम् ॥
शिष्याःपुष्पाणिहृद्यानियच्छंतिचसमित्कुशान् ।
तैरर्चयतिगंधाद्यैर्गौतमोभुवनेश्वरीम् ॥ १३
अनुव्रताचभर्त्तारमहिल्यासलिलाशनैः ।
सुकृशाभून्महाराजपक्षादाविवचंद्रिका ॥ १४
एवंतपस्यतस्तस्यसदारस्यमनीषिणः ।
गार्हपत्यादथोदस्थात्ज्वालारूप्यइवोज्वला ॥ १५
तन्मध्यान्निर्ययौहैमंकरेदंडंचबिभ्रती ।
शुक्लांबरधराकन्याशुक्लामाल्यानुलेपना ॥ १६
प्रसन्नवदनासुभ्रूस्मितभिन्नोष्ठसंपुटा ।
कोटीरकुंडलधरारत्नांगदविभूषणा ॥ १७
विशाललोचनातन्वीपीनोन्नतपयोधरा ।
मुष्णंतिप्रभयादृष्टिंनिशीथेगौतमस्यहि ॥ १८
कश्यपश्यकुलेपूर्वंसप्ततंतुरभूद्द्विजः ।
तस्यपुत्रोमहाराजसुनीथोनामवेदवित् ॥ १९

तपस्वाध्यायनिरतःशुचिःक्रतुविशारदः ।
वेदानधीत्यविधिवत्क्लेशांतेगुर्वनुज्ञया ॥
कन्यांगौतमगोत्रीयाउपयेमेयथाविधि ॥ २०
सानुरूपासदाचाराभर्तुःप्रीतिकरानृप ।
श्वश्रुःश्वसुरयोर्नित्यंपादवंदनतत्परा ॥ २१
सुनंदानामविख्यतासुहृदानंदायिनी ।
आरुढयौवनाराजन्पतिपर्यचरत्प्रियं ॥ २२
सततंप्रियवादेनपादसंवाहनेनच ।
यथादिष्टकरीबालापतिचित्तानुगामिनी ॥ २३
परिचारेणकांतस्यतस्याःकालोमहानभूत् ।
नचपश्यतिगर्भस्यसंभवंसातनूदरा ॥ २४
सुनीथोपिद्विजोराजन्विषादाकुलमानसः ।
चिंतयामासमेधावीपुत्रोत्पादनकंप्रति ॥ २५
सुरूपायाःकुलीनायाःप्रियाया आत्मसंभवं ।
प्रियंपुत्रमपश्यन्वैलोकेयास्यामिधिक्कृति ॥ २६
पुत्रंविनागतिर्नास्तिलोकेजातुशरीरिणां ।
यःप्ररोहतिनक्षेत्रेतमाहुर्मोघरेतसं ॥ २७
तस्मादद्यमयाकार्यःपुत्रोत्पादनकर्मणि ।
अनुत्पाद्यसुतान्मर्त्योनमोक्षंगंतुमिच्छति ॥ २८
तत्तपःसजपोवास्तुहोमोवाद्यमयाकृतः ।
येनपुत्रस्यसंप्राप्तिरनुरूपस्यजायते ॥ २९
एवंचिंतयतस्तस्यबुद्धिरासीन्नरोत्तम ॥ ३०
इयंयोगेश्वरीदेवीमुक्तिभुक्तिफलप्रदा ।
तस्माद्वाराधयिष्यामिदेवीमात्मजहेतवे ॥ ३१
ततःसुनंदयासार्द्धंप्रियमाभुक्तिमुक्तया
त्रैयंवकीतटेप्रापसुनीथःपुत्रलिप्सया ॥ ३२

तत्रयोगेश्वरींदेवीमारराधयिषुर्द्विजः ।
तस्थौपर्णकुटिंकृत्वावन्हिनर्पयचरन्नृप ॥ ३३
तत्रत्रिकालमाप्लुत्यश्रंभुतीर्थेसमाहितः ।
जुहोत्यग्नौपरंहव्यंषष्ठेकालेपिबेज्जलं ॥ ३४
तीर्थोदकेनस्नात्वाचसुमनोभिःसुगंधिभिः ।
नित्यमर्चयतिश्रीसाःसुनीथःपरमेश्वरीं ॥ ३५
अनुवृत्ताचभर्त्तारंसुनंदामलिलाशनैः ।
सुकृशाभून्महाराजपक्षादाविवचंद्रिका ॥ ३६
एवंतपस्यतस्तस्यसदारस्यमनस्विनः ।
गार्हपत्यादथोदस्थात्सुधाधारेवदीधितिः ॥ ३७
तन्मध्यान्निर्ययौहैमंकरेदंडंचबिभ्रती ।
शुक्लांबरधराकन्याशुक्लमाल्यानुलेपना ॥ ३८
प्रसन्नवदनासुभ्रूःस्मितभिन्नोष्ठसंपुटा ।
कोटीरकुंडलधरारत्नांगदविभूषणा ॥ ३९
विशाललोचनादेवीपीनोन्नतपयोधरा ।
सुवर्णाभिप्रभयादृष्टिंभास्करस्येवदीधितिः ॥ ४०
सुनीथोपिनिशीथेतांनिरीक्ष्यद्युतिमत्तरां ।
इतिदेवींविनिश्चित्यस्तोत्रमेतदकल्पयत ॥ ४१

**વસિષ્ઠ**—હે રાજા, યોગેશ્વરી એવાં જગતની માતાનું માહાત્મ્ય સાંભળો; જે સાંભળવાથી વંધ્યા સ્ત્રીઓને પણ દીર્ઘાયુષ વાળો પુત્ર થાય. ૧. શ્રીમાળ ક્ષેત્રમાં રહીને ઘણાં સ્વરૂપવાન અહિલ્યા સહિત ગૌતમમુનિ ગૃહસ્થાશ્રમ પાળતા ક્રીડા કરતા હતા. ૨. અક્ષય યૌવનવાળાં અહિલ્યા દેવીના ઉપમા લાયક હતાં, અને ગૌતમમુનિ તપથી ક્લેશ પામીને વૃદ્ધાવસ્થાને પામ્યા હતા. ૩. મધ્યાન્હકાળને વખતે એકલા અગ્નિની પાસે બેઠા બેઠા પુત્રવદન ન દેખવાથી દીન થયેલા મુનિ મનમાં આ પ્રમાણે ચિંતા કરેછે. ૪. આ અહિલ્યા મને પ્રિય અને સર્વ મૃગનયની સ્ત્રીયોમાં શ્રેષ્ઠ છે, તે હજુ પણ ઔરસ પુત્રને પામે. ૫. પુત્ર વિના ગતિ નથી; જે પ્રજા ઉત્પન્ન નથી કરતો તેને ડાહ્યા માણસો પાપી કહેછે. ૬. તેટલા માટે પુત્ર ઉત્પન્ન કરવા

માટે મારે યત્ન કરવો; તે કાર્યમાં જપતપ તથા હોમ જોઇએ તે આજ સુધી મેં કર્યો નથી. ૭. જેણે કરીને યોગ્ય પુત્રની પ્રાપ્તિ થાય, એવો વિચાર કરતાં આ પ્રમાણે તેને બુદ્ધિ પ્રાપ્ત થઇ. ૮. આ યોગેશ્વરી દેવી (પાર્વતી) આ લોક પરલોકમાં ફળ દેનારી છે માટે પુત્ર વાસ્તે હું તે દેવીની આરાધના કરીશ. ૯. પછી ગૌતમમુનિ સેંકડો શિષ્યો અને અહિલ્યા સાથે ત્ર્યંબકસરના કાંઠાપર યોગશક્તિના મંદીરમાં ગયા. ૧૦ ઇંદ્રાણી સરખાં પોતાની સ્ત્રી અહિલ્યા સાથે ગૌતમે ત્યાં પાર્વતીનું વિધિ પ્રમાણે આરાધન કર્યું. ૧૧. ત્યાં ગૌતમમુની તીર્થમાં ત્રણ વખત સ્નાન કરી એકાગ્ર ચિત્તથી અગ્નિમાં હવિનો હોમ કરેછે; અને સાંજે જલપાન કરે છે. ૧૨. શિષ્યો સુંદર પુષ્પો તથા સમિધ અને દર્ભ લાવી આપેછે, તે વડે ગૌતમમુનિ ગંધાદિથી પાર્વતીની પૂજા કરેછે. ૧૩. અહિલ્યા પોતાના ભર્તારની આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે, અને હે રાજા, પક્ષના આદિમાં ચંદ્રમાની કળાની પેઠે જલાશનથી શરીરે કૃશ થઇ ગયાંછે. ૧૪. બુદ્ધિમાન ગૌતમ સ્ત્રી સહિત એ પ્રમાણે તપ કરેછે, તેટલામાં ગાર્હપત્ય નામના અગ્નિના કુંડમાંથી તેજરૂપી ઘણી સ્વરૂપવાન કન્યા ઉત્પન્ન થઇ. ૧૫. સોનાનો દંડ હાથમાં ધારણ કરેલ ધોળાં વસ્ત્ર પહેરેલા અને ધોળાં પુષ્પ અને ચંદનનું લેપન કરેલ છે એવી કન્યા તેમાંથી બહાર નીકળી. ૧૬. પ્રસન્ન વદન વાળી, સુંદર ભમર વાળી, સ્મિત હાસ્યથી જેના હોઠ ઉઘડેલા છે, ઉત્તમ કુંડળ ધારણ કરેલ છે, અને રત્નના બાજુબંધનું ઘરેણું પહેરેલું છે. ૧૭. મોટાં નેત્રછે, શરીરે પાતળી છે, પુષ્ટ અને ઉંચી છાતી છે એવી તે કન્યા પોતાની પ્રભાથી રાત્રીને વખતે ગૌતમની દ્રષ્ટિને ચોરેછે ૧૮. હે મહારાજ, પૂર્વે કશ્યપના કુળમાં સપ્તતંતુ બ્રાહ્મણ થયો. તેનો પુત્ર વેદને જાણવાવાળો સુનીથ થયો. ૧૯. તપ તથા અધ્યયનમાં તત્પર, પવિત્ર, યજ્ઞમાં કુશળ, વિધિ પ્રમાણે વેદ ભણીને બ્રહ્મચર્ય વ્રતને અને ગુરૂની આજ્ઞાથી ગૌતમ ગોત્રની કન્યા વિધિ પ્રમાણે પરણ્યો. ૨૦. હે રાજા, તે કન્યા સુંદર, સદાચરણી, પતિ ઉપર પ્રીતી રાખનારી, તથા સાસુ સસરાના ચરણમાં નમવામાં તત્પર હતી. ૨૧. તેનું નામ સુનંદા હતું; તે સગાં વહાલાંને આનંદ દેવા વાળી હતી; હે રાજા, યૌવન અવસ્થા વાળી તે કન્યા પ્રિયપતિની સેવા કરે છે. ૨૨. હમેશાં પ્રિય ભાષણથી અને પાદ સેવનથી તે બાળા આજ્ઞા પ્રમાણે ચાલીને પતિની મરજી સાચવતી હતી. ૨૩. પતિની સેવા કરતાં ઘણો લાંબો કાળ વીત્યો, પણ તે પાતળા પેટવાળી સ્ત્રી પોતાને ગર્ભ રહેવાનો સંભવ જોતી નથી. ૨૪. હે રાજા, સુનીથ બ્રાહ્મણનું મન પણ વિષાદથી આકુળ થયું; તે ચતુર બ્રાહ્મણે પુત્ર ઉત્પત્તિને માટે વિચાર

કર્યો. ૨૫. રૂપાળી અને કુલિન એવી પોતાની પ્રિયાને પોતાથી ઉત્પન્ન થ-એલ એવો પ્રિય પુત્ર ન દેખવાથી લોકોમાં હું ધિક્કારને પામું છું. ૨૬. પુત્ર વિના કદાચિત માણસોની લોકોમાં ગતિ નથી; જે પ્રજા ઉત્પત્ર નથી કરતો તેનું વીર્ય વૃથા જાયછે, એમ લોકોમાં કહેવાયછે. ૨૭. તેટલા માટે પુત્ર ઉત્પત્તિને માટે મારે યત્ન કરવો જોઇએ; માણસ પુત્ર ઉત્પન્ન નથી કરતો તે મોક્ષ ગતિની ઇચ્છા કરી શકતો નથી. ૨૮. પુત્ર ઉત્પન્ન કરવા વાસ્તે જપ, તપ, હોમ મેં કર્યા નથી, કે જેથી કરીને યોગ્ય પુત્રની પ્રાપ્તિ થાય. ૨૯. હે નરોત્તમ, એ વિચાર કરતાં તેને બુદ્ધિ પ્રાપ્ત થઇ. ૩૦. આ યોગેશ્વરી દેવી આ લોકમાં ફળ દેવા વાળીછે, તેટલા માટે પુત્ર પ્રાપ્તિને માટે દેવીની આરાધના કરીશ. ૩૧. પછી પોતાની પ્રિયા સુનંદા જેણે ભોગ છોડી દીધોછે તેની સાથે સુનાથ પુત્રની ઇચ્છાથી ત્ર્યંબકસરને કાંઠે ગયો. ૩૨. હે રાજા ત્યાં યોગેશ્વરી દેવીની આરાધના કરવાની ઇચ્છાથી તે બ્રાહ્મણ પ-ર્ણકુટી બાંધીને અગ્નિ પ્રદક્ષિણા કરતો બેઠો. ૩૩. ત્યાં ત્રણ વખત સ્નાન કરીને મહાદેવના તીર્થમાં એકાગ્ર ચિત્તથી અગ્નિમાં હવિ હોમેછે અને દિ-વસને અંતે પાણી પીએછે. ૩૪. તીર્થોદક સ્નાન કરીને સુંદર સુગંધી પુષ્પો વડે નિત્ય પ્રીતિ વડે સુનાથ દેવીની પૂજા કરેછે. ૩૫. હે રાજા, ભરતારની આજ્ઞા પ્રમાણે ચાલવા વાળી સુનંદા જળાહારથી પક્ષના આદિમાં ચંદ્રની કળાની પેઠે શરીરે કૃશ થઇ ગઇ. ૩૬. તે બુદ્ધિમાન સુનાથ એ પ્રમાણે સ્ત્રી સહીત તપ કરતો હતો એવામાં ગાર્હપત્યના કુંડમાંથી અમૃતની ધારાની પેઠે દીધિતિ ઉત્પન થયા. તેમાંથી હાથમાં સોનાના દંડ વાળી ધોળાં વસ્ત્ર વાળી અને ધોળાં પુષ્પ અને ચંદનના લેપન વાળી કન્યા તે મધ્યેથી નીકળી. ૩૮. (તે કન્યા) પ્રસન્ન વદનવાળી, સુંદર ભ્રમરો વાળી હાસ્ય કરવાથી ભિન્ન થયેલાં હોવાથી ઉત્તમ કુંડળ વાળી અને રત્નમય બાજુબંધનું ઘરેણું ધારણ કરવા વાળી છે. વિશાળ લોચનવાળી, તથા પુષ્ટ અને ઉન્નત છાતીવાળી તે દેવી પોતાની પ્રભાથી સૂર્યની કાંતિની પેઠે દ્રષ્ટિને હરેછે. ૪૦. સુનાથ પણ મધ્યરાત્રિએ તેને વધારે કાંતિવાન જોઇને તે દેવીછે એવો નિશ્ચય કરીને આ સ્તોત્ર મનમાં બોલ્યો. ૪૧.

## સુનાથનું સ્તોત્ર.

दुर्दांतदनुजानीकभारार्त्ताभूरियंपरा ।
लीलयैवोद्धृतादेविविभ्रत्यासौकरंवपुः ॥ ४२

सत्क्रियात्वंसतामंतः स्थिसानित्यंसुरेश्वरि ।
आप्यायसिभूतानिकालेवृष्टिरिवक्षितौ ॥ ४३
महार्णवजलाधाराआक्रांताकुलपर्वतैः ।
विभ्रतीलोकसंघातंप्राप्यत्वांननिमज्जति ॥ ४४
रुधिरास्थिवपाकीर्णमांसपिंडमयंवपुः ।
कुंडलिन्याःस्वरूपेणस्थिताचेष्टयसेभृशं ॥ ४५
शरीरिणांशरीराणिनाडिभिस्त्वमिडादिभिः
करोषिरसपुष्ट्यायैननानाविंदुरंशुभिः ॥ ४६
नित्यंनाशोदयोदृष्टाधनादीनांहिदेहिनः ।
नमोहात्प्रतिवर्त्तंतबद्धामायागुणेनवै ॥ ४७
करैःप्रोतमिवार्कस्यविश्वमेतच्चराचरं ।
त्वद्विभूतिभिराव्याप्तंब्रह्मपर्यंतमंबिके ॥ ४८
स्वधारूपेणपितरःस्वाहारूपेणदेवता ।
श्राद्धयागादिसंबंद्धात्पुष्णासिसततंभुवि ॥ ४९
मेरुश्रुंगेपुराशंभुर्योगिनीभिःपशुःकृतः ।
त्वयादेविपरित्रातःक्षिप्रमेत्याशिवाचलात् ॥ ५०
गायत्रिदेवमातास्त्वंश्रुतिस्त्वंलोकपावनी ।
शब्दात्मिकात्वमेवासिमातःसदसदात्मिके ॥ ५१
यत्किंचिद्वस्तुभूतंहिविश्वतोत्रिगुणात्मकं ।
योगेश्वरीसमस्तंतत्त्वदिच्छाशक्तिसंभवं ॥ ५२
पुत्रलिप्सुरहंदेवि संततिच्छेदशंकया ॥
अथत्वांसरणंप्राप्तः प्रसीदपरमेश्वरि ॥ ५३

સુનીથ—હે દેવી, લીલાવડે વારાહ રૂપ શરીર ધારણ કરીને દુષ્ટ દૈત્યોની સેન્યના ભારથી પીડાતી આ મોટી પૃથ્વીનો તેં ઉદ્ધાર કર્યોછે. ૪૨ હે સુરેશ્વરી, તું સત્કાર સહીત સજ્જન માણસોના અંતઃકરણમાં નિત્ય વાસ કરી રહીછો. વખતપર પૃથ્વીને વિષે વૃષ્ટિ વડે પ્રાણીઓને તું તૃપ્ત કરેછે.

૪૩. મહાસાગરના જળને ધરવા વાળી, શ્રેષ્ટ પર્વતોથી આક્રાંત થએલી અને લોકના સમુહને ધારણ કરતી પૃથ્વી તને પ્રાપ્ત થવાથી ડુબતી નથી. ૪૪. રૂધિર, અસ્થિ, અને ચામડીથી પરિવૃત્ત અને માંસમય શરીરની કુંડલીની શક્તિ સ્વરૂપે તું ઘણી ગતિ આપેછે. ૪૫. ચંદ્રના કીરણોથી જેમ ઝાડમાં રસ પુષ્ટિ થાયછે, તેમ માણસોના શરીરમાં *ઇડાદિ નાડી વડે રસની પુષ્ટી તું કરેછે. ૪૬. માણસો ધનાદિનો નિત્ય નાશ અને ઉદય જોઇને માયા ગુણથી બાંધેલા હોવાથી પાછાં વળતાં નથી. ૪૭. હે અંબિકે, સૂર્યના કીરણોથી ઘેરાએલું હોય તેમ આ ચરાચર વિશ્વ બ્રહ્મ પર્યંત તારી લીલાથી વ્યાપ્ત થયુંછે. ૪૮. સ્વધા રૂપે પિત્રિયોનું, અને સ્વાહા રૂપે દેવતાઓનું શ્રાદ્ધ યાગાદિથી કરીને હમેશાં પૃથ્વીમા પોષણ કરેછે. ૪૯. પૂર્વે મેરૂ પર્વતના શિખર ઉપર દેવીઓએ મહાદેવને પશુ કર્યા હતા, ત્યારે હે દેવી, તેં શિવાચળ પર્વતપરથી જલદી આવીને તેને બચાવ્યા હતા. ૫૦. તું ગાયત્રિ દેવતાઓની માતા, શ્રુતિ, લોકને પાવન કરવાવાળી, વેદ રૂપ, તથા સ્થૂળ સૂક્ષ્મ રૂપવાળી છો. ૫૧. હે યોગેશ્વરી, જે કાંઇ ત્રિગુણાત્મક વસ્તુ છે, તે સર્વ તારી ઇચ્છા શક્તિથી થયુંછે. ૫૨. હે દેવિ, વંશ જવાની શંકાથી હું પુત્રને માટે આતુરછું તથા આર્ત્ત તારે શરણે આવ્યોછું, માટે હે પરમેશ્વરી, પ્રસન્ન થા. ૫૩.

## ॥ श्री योगेश्वरी उवाच ॥

पुत्रस्तेभवितावत्स वित्ताध्ययनसंयुतः ।
याज्ञकोविदांश्रेष्ठःसुहृल्लोचनचंद्रमा ॥ ५४

હે વત્સ, તારે ધન અને વિદ્યાથી સંયુક્ત, યજ્ઞાદિ કરવાવાળો, વિદ્વાનોમાં શ્રેષ્ટ, અને સગાંનાં નેત્રને ચંદ્રમા તુલ્ય એટલે આનંદ દેવાવાળો પુત્ર થશે. ૫૪.

इदंभवत्कृतंस्तोत्रं पठतःपुरतोमम ।
संततिःपुत्रपौत्रस्य भविष्यतिनसंशयः ॥ ५५

આ તારૂં કરેલું સ્તોત્ર મારી આગળ બોલનારને નિશ્ચે પુત્ર પૌત્રાદિ સંતતિ થશે. ૫૫.

इतिसुनीथविरचितं श्रीयोगेश्वरीस्तोत्रं ॥

સુનીથનું રચેલું શ્રી યોગેશ્વરી સ્તોત્ર સંપૂર્ણ.

---

* ત્રણ નાડીછે, ઇડા, પીંગળા અને શુષુમ્ણા.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वांतर्दधेदेवी योगेशायोगिनांप्रिया ।
सुनीथोऽपिततोमूर्ति देव्यास्त्रैयंबकेतटे ॥ ५६
अर्चयामासविविधैःपुष्पगंदानुलेपनैः ।
विस्मयोत्फुल्लनयनः संप्रहृष्टतनूरुहः ॥ ५७
ततःसुनंदयासार्द्धं जगामनिजमालयं ।
अथसंवत्सरेप्राप्ते पुत्रस्तस्यमहात्मनः ॥ ५८
योगेश्वरीप्रसादेन जातोवंशविवर्द्धनः ।
यूपैःपुलकितंचक्रे येनत्रैयंबकंसरः ॥ ५९
एवंप्रभावासादेवी जगन्नित्याजगद्धिता ।
त्रैयंबकीसरस्तीरे चिरंवसतिभूमिप ॥ ६०
धन्यास्तेमानवालोके कीर्तनीयामनीषिणां ।
येषांयोगेश्वरीदेवी कुलेऽभूदधिदेवता ॥ ६१
माहात्म्यमिदमीशाया योगेश्वर्याःशृणोतियः ।
नतस्यपुत्रदौस्थ्येन वैमनस्वंभवेत्क्वचित् ॥ ६२

**વસિષ્ઠ**—એવું કહીને યોગેશા અને યોગિયોને પ્રિય દેવી અંતર્ધ્યાન થયાં, અને પછી સુનીથે પણ વિસ્મય પામવાથી નેત્ર ખુલ્લાં કરીને તથા હર્ષથી રોમાંચિત થઇને વિધ વિધ પુષ્પ અને સુગંધિ પદાર્થો વડે ત્રૈયંબક-સરને કાંઠે દેવીની મૂર્તિની પૂજા કરી. ૫૬–૫૭. પછી સુનંદાની સાથે પો-તાને ઘેર ગયો. એક વર્ષ પછી યોગેશ્વરીની કૃપાથી વંશને વધારવા વાળો પુત્ર તે મહાત્મા સુનીથને થયો; તેણે યજ્ઞથંભોથી ત્ર્યંબકસરને શોભાયમાન કર્યું. ૫૮–૫૯. હે રાજા, એવાં પ્રભાવવાળાં અને જગતમાં નિત્ય એવાં તે દેવી ત્ર્યંબકસરને તીરે લાંબો કાળ સુધી વાસ કરેછે. ૬૦. જેઓના કુળમાં યોગેશ્વરી દેવી અધિદેવતા છે, તે માણસો લોકને વિષે ધન્યછે; તેઓ વિદ્વા-નોથી પણ વખાણ કરવા લાયકછે. ૬૧. પાર્વતી એવાં યોગેશ્વરી દેવીનું આ મહાત્મ્ય જે સાંભળેછે, તેને પુત્રના દુઃખ વડે કદિ પણ ઉદાસ થવું પડતું નથી. ૬૨.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्यविभागे तृतीय परिच्छेदे श्रीमालमाहात्म्ये योगेश्वरी महात्म्यं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

એ પ્રમાણે સ્કંદપુરાણની એકાશી હજારની સંહિતા માંહેના બ્રાહ્મ્યવિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળમાહાત્મ્યમાં "યોગેશ્વરી માહાત્મ્ય" નામે પંદરમો અધ્યાય પૂરો થયો. ૧૫.

---

# ॥ अथ शोडशमोऽध्यायः ॥

## અધ્યાય ૧૬ મો.

## ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्महाराज तीर्थपापप्रणाशनं ।
दुर्लभंमनुजानां हिकृष्णनामाङ्कितंसरः ॥ १
पुरादैवेनदैत्येयान् निहत्यजगतीपते ।
स्वेदबिन्दुपरीतेन यत्रास्नायिमधुद्विषा ॥ २
दैत्योरुतटनिक्षेपात् विस्पन्दिरुधिरप्लुतं ॥
चक्रंपक्षालयामास कैटभारिररिंदम ॥ ३
नाम्नाकृष्णसरस्तेन गीयतेमुनिसत्तमैः ।
तत्रर्षयःप्रशंसन्ति मधुदानंसपायसं ॥
विप्रायवेदविदुषे दक्षिणांधेनुरूपिणीं ॥ ४
यस्तत्रकुरूतेस्नानं राजन्नेकादशीदिने ।
शुक्लेनतस्ममाघस्य पक्षेशुद्धमतिपुमान् ॥ ५
सुभुक्त्वाविपुलान् भोगान्भुविकीर्तिमवाप्यच ॥
स्तूयमानःसुरगणैर्विष्णुलोकंसगच्छति ॥ ६
तदेवकृष्णसरःश्रेष्ठंकाकवाराहसेवनात् ।
अद्यापिकीर्त्यतेमर्त्यैःकाकवाराहसंज्ञया ॥ ७

वसिष्ठ बोल्या के, हे महाराज, त्यार पछी पापने नाश पमाडनार तीर्थ मनुष्योने दुर्लभ अने कृष्णना नामवाळां सरोवर प्रत्ये जवुं. १ ज्यां हे राजा दैत्योने हणी परशेवानां बिंदुवडे युक्त एवा देव श्री कृष्णे स्नान कर्युं हतुं. २ हे शत्रुने दमनार, जे ठेकाणे कैटभ दैत्यना शत्रु श्री कृष्णे दैत्यना साथळ रूपि कांठा उपर पडवाथी वहेता रुधिर वडे भिंजाएलुं चक्र धोयुं हतुं. ३ तेथी श्रेष्ट मुनिओ नामथी तेने कृष्णु सरोवर कहे छे अने ते तीर्थमां ऋषिओ, वेद जाणनारा ब्राह्मणने घ्रत सहित मधनुं दान करवुं, तथा गायनी दक्षिणा आपवी, तेने वखाणे छे. ४ हे राजा, जे शुद्ध बुद्धिवाळो माणुस त्यां माघ मासना शुक्लपक्षमां एकादशीने दिवसे स्नान करे छे, ते पृथ्वीमां मोहोटा भोग भोगवी, तथा कीर्ति पामीने देवताओना समूहोए वखाणेला विष्णु लोकमां जाय छे. ५–६ तेज श्रेष्ट कृष्णु सरोवर कागडा अने वराहना सेववाथी आज पण मनुष्यो तेने काक वाराहनी संज्ञावडे बोलावे छे.

## ॥ मान्धातोवाच ॥

कथंकृष्णसरोराजन्काकवाराहतांगतम् ।
एतदाचक्ष्वसर्वंमेपरंकौतूहलंहितत् ॥ ८

मांधाता बोल्या के, हे राजा, कृष्णु सरोवर केवी रीते काकवाराह पणाने पाम्युं, ए सर्व मने कहो, कारणु के ते मोटुं कौतुहल छे. ८

## ॥ वसिष्टउवाच ॥

श्रुणुराजन्कथांदिव्यांविस्मयानन्दकारिणीं ।
यांपुराकथयामासदेवर्षिर्ममनारदः ॥ ९
आसीच्छतधनुर्नामधार्मिकःपृथिवीपतिः ।
तस्यपत्नीविशालाक्षीनाम्नाशैब्येतिविश्रुता ॥ १०
पतिभक्तिपरासाध्वीमहाभागाप्रियंवदा ॥ ११
सकदाचित्तयासार्द्धंराजाराजीवलोचन ।
भागीरथ्याजलेस्नातुंकार्तिक्यामगमत्किल ॥ १२

मुकुन्दचरणाम्भोजभ्रमरीभूतमानसः ।
ददर्शजलकल्लोलमालिनीमथजान्हवीं ॥ १३
सुधावत्सुमनोहारिवारिविक्षेपतींमुहुः ॥
सारसानांतटस्थानांलोलकल्लोलपाणिभिः ॥ १४
स्वागतंकिलजल्पन्तींमुनिभ्योहंसकूजितैः ।
सुप्तपङ्केरुहव्याजाद्बन्धाञ्जलिमिवस्थितां ॥ १५
पापपंकौघनिमग्नमुद्धरन्तींजगद्बलात् ।
तामुपेत्यनृपस्नानंचकारसहशैब्यया ॥ १६
सन्तर्प्यतत्रपितरोदेवानभ्यर्च्यभक्तितः ।
दत्वादानानिविप्राणामुत्ततारनदीजलात् ॥ १७
आगच्छताथमार्गेणनगरंप्रतिभूभुजा ।
तेनपाखण्डिनासार्द्धंचक्रेसम्भाषणंनृप ॥ १८
राज्ञीत्वधोमुखीभूयदूरेगत्वाव्यतिष्ठत ।
तस्यपापस्यसंलापाद्विष्णुभक्तोपिभूपतिः ॥ १९
राजन्देहान्तरेसोथवियोनिंसमपद्यत ।
तमन्वगाद्वरारोहाशैब्यामेतंनरेश्वर ॥ २०
राज्ञीजातिस्मराजाताविदर्भाधिपतेर्गृहे ।
दयितस्यस्मरन्तीसानवृणोतिवरंपरं ॥ २१
यत्रयत्रवियोनिस्थंभर्त्तारंवेत्तिसुन्दरी ।
तत्रतत्राभिगम्यासौमबोधयतिसूनृतैः ॥ २२
वियोनित्वक्रमेणैवराजाकाकात्वमागतः ।
आचारीसचपाखण्डीग्रामसूकरतांगतः ॥ २३
अथतौनृपशार्दूलसमेयातांपरस्परं ।
श्रीमालंक्षेत्रमासाद्यतत्रापिचसरस्तटे ॥ २४
काकोपिभक्षमादाय... शन्तीमूशिकांनृप ।
काककृष्णसरस्तीरेन्यग्रोधतरुमाश्रितः ॥ २५

क्रोशन्तींकम्पमानांतांमूषिकांप्राणशङ्कया ।
यावत्काकःपदाक्रम्यहन्तिचंचुपुटेनवै ॥ २६
तावत्सघुर्घुरारावंकुर्वाणोग्रामसूकरः ।
कर्दमस्तोमलिप्तांगःप्राप्तस्तत्रविशांपते ॥ २७
आरावमथशुश्रावन्यग्रोधेमूषकीकृतं ।
तत्रहन्तुमुपक्रान्तंवनकाकंददर्शच ॥ २८
सतस्यालोकनादेवमूषक्याग्रामशूकरः ।
परिशीलितयापूर्वंमूषक्याविवशीकृत ॥ २९
यदभ्यस्तंभवेत्पूर्वंमनोवाक्कायकर्मभिः ।
भवान्तरसहस्रेपिराजंस्तत्त्वातिवर्त्तते ॥ ३०
तमुवाचततःकोलःकाकोलंमांसलोलुपं ।
उच्चैर्मानुष्ययावाचादयाधर्मार्थयुक्तया ॥ ३१

वसिष्ठ બોલ્યા કે, હે રાજા, દિવ્ય અને વિસ્મય તથા આનંદને કરવાવાળી કથા સાંભળો, જે કથા પૂર્વે મને દેવર્ષિ નારદે કહી હતી. ૯ શતધનુ નામે ધાર્મિક રાજા હતો, અને શૈબ્યા નામે વિખ્યાત વિશાલ નેત્રવાળી તેની સ્ત્રી હતી; તે પતિની ભક્તિ કરવામાં તત્પર, મહા ભાગ્યવાળી, પ્રિય બોલનાર અને પતિવ્રતા હતી. ૧૦ ૧૧ હે કમળ સરખાં નેત્રવાળા રાજા, તે રાજા કોઇ વખતે તે શૈબ્યા સાથે કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે ગંગાના જળમાં સ્નાન કરવા ગયો. ૧૨ શ્રી કૃષ્ણના ચરણ કમળમાં ભ્રમર સરખાં મનવાળા તે રાજાએ, જળના મોજા રૂપિ માળા વાળાં, કાંઠા ઉપરનાં સારસ પક્ષિઓ તરફ ચંચળ મોજા રૂપિ હાથવડે અમૃત સરખાં અતિ મનોહર જળને વારંવાર ઉડાડતાં, હંસના શબ્દોવડે મુનિઓને સ્વાગત પ્રશ્ન પુછતાં, બીડાઇ ગએલાં કમલોના મિષથી જેમ હાથ જોડી રાખેલા હોય તેમ રહેલાં, અને પાપ રૂપી ગારામાં બુડેલાં જગતને બળથી બહાર કાઢતાં, એવાં ગંગા જોયા. હે રાજા, તે પ્રત્યે જઇ તે રાજાએ શૈબ્યા સહિત સ્નાન કર્યું. ૧૩ ૧૬ ત્યાં ભક્તિથી પિતૃનું તર્પણ કરી, દેવતાઓનું પૂજન કરી, તથા બ્રાહ્મણોને દાન આપી, નદીના જળમાંથી તે રાજા બહાર નીકળ્યો. ૧૭ હે રાજા, માર્ગમાં આવતાં તે રાજાએ શેહેર પ્રત્યે એક

પાખંડિ માણસની સાથે ભાષણ કર્યું. ૧૮ ત્યારે રાજાની સ્ત્રી તો નીચું મોઢું કરી દૂર જઇ ઉભી રહી. હે રાજા, તે પાપી માણસની સાથે ભાષણ કરવાથી વિષ્ણુનો ભક્ત છતાં તે રાજા બીજા દેહમાં ખરાબ યોનિને પામ્યો; અને સુંદર અંગવાળી શૈબ્યા પણ રાજાના પ્રેત પાછળ ગઇ. ૧૯ ૨૦ તે રાણી પોતાની જાતિનું સ્મરણ કરી વિદર્ભ દેશના અધિપતિને ઘેર ઉત્પન્ન થઇ, અને પોતાના પ્રિય પતિને યાદ કરતી તે સ્ત્રી બીજા વરને વરતી નથી. ૨૧ અને જ્યાં જ્યાં બીજી યોનિને પામેલા પતિને સુંદરી ( શૈબ્યા ) જાણે છે, ત્યાં ત્યાં જઇને એ સત્ય અને હિતકારી વચનો વડે બોધ કરે છે. ૨૨ વિયોનીપણાના ક્રમે કરીને રાજા કાગડાપણાને પામ્યો અને આચારી એવો તે પાખંડી ભુંડપણાને પામ્યો. ૨૩ એ પછી, હે રાજા, તે બેઉ શ્રીમાલ ક્ષેત્રને પામ્યાં, તેમાં પણ તલાવને કાંઠે જઇ એક બીજાને મળ્યાં. ૨૪ હે રાજા, કાગડો પણ એક બુમો પાડતી ઉંદરડીને ભક્ષ માટે પકડી, કાક કૃષ્ણ સરોવરને કાંઠે વડના ઝાડનો આશ્રય કરી બેઠો. ૨૫ પ્રાણના ભયવડે બરક્તી અને કંપતી તે ઉંદરડીને પગવડે દાબીને ચાંચથી કાકડો મારવા જાય છે એટલામાં હે રાજા, ઘુર ઘુર શબ્દ કરતો અને અંગે ગારાથી ભરેલો ભુંડ પણ ત્યાં આવ્યો. ૨૬ ૨૭ આવીને વડ આગળ ઉંદરડીએ કરેલો શબ્દ સાંભળ્યો તથા ત્યાં મારવાને તૈયાર થઇ રહેલા વનના કાગડાને જોયો. ૨૮ પૂર્વે પ્રાપ્ત થયેલ ઉંદરડીએ વશ કરેલો તે ભુંડ તે ઉંદરડીને જોતાંજ વશ થઇ ગયો. ૨૯ હે રાજા, પૂર્વે જે મન, વાણી, શરીર, અને કર્મવડે અભ્યાસ કરેલું હોય, તે હજારો જન્મ વિષે પણ જતું નથી. ૩૦ પછી માંસમાં લુબ્ધ થયેલા કાગડા પ્રત્યે દયા અને ધર્મના અર્થવડે યુક્ત એવી મનુષ્યની વાણીથી ઊંચે સ્વરેથી ભુંડ બોલ્યો. ૩૧

## ॥ शूकरउवाच ॥

मुञ्चमुञ्चदुराचारकाकमूषकबालिकां ।
प्राणिनांवधकर्त्तारःसुखंविन्दन्तिनक्कचित ॥ ३२
व्यथायथात्मनोदेहेप्रहारैःकाकजायते ।
तथाभवेत्परस्यापिकोहिंसेत्प्राणिनस्ततः ॥ ३३
उदर्ककङ्कादस्मात्वंहिंसाद्विरमकर्मणः ।
अस्यामांसेनतेमृढतृप्तिर्नात्यन्तिकीभवेत् ॥ ३४

अन्यैरन्नादिभिरपिप्रीयमाणस्यदेहिनः ।
नप्रशंसन्तिविद्वांसोमांसार्थेप्राणिनावधं ॥ ३५
अस्थिरस्यशरीरस्यपुष्ट्यर्थेकःपुमानिह ।
हिंस्रेणकर्मणाकाकहन्याल्लोकमिमंक्वचित् ॥ ३६
कर्मोर्मिभिरसंख्येयैःकुर्वतोऽस्यगतागतं ।
संसारेसुलभःकायःपुण्यमेकंहिदुर्लभम् ॥ ३७
कृच्छ्राणियःपरस्यार्थेप्राप्नोतिसुमहान्त्यपि ।
स्पृहयन्तिसदातस्मैसाधवःसर्वदेहिनः ॥ ३८
पापेनकर्मणाकाककाकत्वमभवत्तव ।
पुनःपापानिकुर्वाणोगन्तानारकिणींगतिं ॥ ३९
धर्मशास्त्रार्थसंयुक्तमाकर्ण्यवचनंमम ।
शुभेच्छायदितेकाकमुञ्चतन्मूषिकामिमां ४०

ભુંડ બોલ્યો કે, હે દુરાચારી કાગડા, ઊંદરડીને મુકી દે! મુકી દે! કારણ કે પ્રાણિઓનો વધ કરનારા નરો ક્યાંઇ પણ સુખ પામતા નથી.૩૨ હે કાગડા, જે રીતે પોતાના દેહમાં પ્રહારોવડે પીડા થાય છે, તે રીતે બીજાને પણ થાય; માટે કોણ પ્રાણિને હણે? ૩૨ હે મૂઢ, આવતા વખત વિષે કંટક (કાંટા) ૩૫ અને હિંસાવાળાં એવાં આ કર્મથી વિરામ પામ, અને આનાં માંસવડે તને અતિ તૃપ્તિ નહિ થાય. ૩૪ બીજાં અન્ન આદિ પદાર્થોવડે કરીને પણ પોષણ કરાતા દેહિને (પ્રાણિને) માંસને માટે પ્રાણિનો વધ કરવો, તેને વિદ્વાન્ પુરૂષો વખાણતા નથી. ૩૫ હે કાગડા, અસ્થિર શરીરનાં પોષણ માટે કયો પુરૂષ અહિં હિંસાવાળાં કર્મે કરી કોઇ ઠેકાણે પણ આ લોકને હણે છે? ૩૬ અસંખ્ય કર્મ રૂપિ મોજાઓવડે જાવું આવવું કરનારા માણસને સંસારમાં શરીર સુલભ છે પણ એક પુણ્ય દુર્લભ છે. ૩૭ જે માણસ પરને માટે અતિ મોટાં પણ દુઃખ પામે છે, તેની સર્વે સારાં પ્રાણિઓ નિરંતર ઇચ્છા કરે છે—ચાહે છે. ૩૮ હે કાગડા, પાપ કર્મ વડે તને કાગડાપણું થયું છે, અને ફરીને પણ તું પાપ કરે છે, માટે તું નરકની ગતિને પામીશ. ૩૯ હે કાગડા, ધર્મશાસ્ત્રના અર્થવડે યુક્ત મારૂં વચન સાંભળી, જો તને કલ્યાણની ઇચ્છા હોય તો આ ઊંદરડીને મુકીદે.૪૦

## ॥ वायसउवाच ॥

भक्षोयंविहितःपूर्वमस्माकंखलुवेधसा ।
ग्रामशूकरजीवामोवयंतेनवैनान्यथा ॥ ४१
नतथातृप्तिरस्माकंबलिभिर्गृहमेधिनां ।
पिशितेनयथालोकेस्यादतोहन्मिमूषिकां ॥ ४२

કાગડો બોલ્યો કે, હે ભુંડ, પૂર્વે બ્રહ્માએ આજ અમારૂં ભક્ષણ (ખાવાનું) કરેલું છે અને અમે તેથીજ જીવીએ છીએ, બીજે કોઇ પ્રકારે જીવતા નથી. ૪૧. જેવી રીતે જગતમાં માંસવડે અમને તૃપ્તિ થાય, તેવી રીતે ગૃહસ્થોના આપેલાં બલિદાનોવડે પણ તૃપ્તિ ન થાય, એટલા માટે ઊંદરડીને મારૂંછું. ૪૨.

## ॥ वसिष्ठउवाच ॥

एवंविवदतोस्तत्रकाकशूकरयोस्तयोः ।
उवाचमूषिकाराजन्मन्दंमन्दंभयातुरा ॥ ४३

વસિષ્ઠ—હે રાજા, એ પ્રમાણે જ્યારે તે કાગડો અને ભુંડ વાદ કરતા હતા, ત્યારે ભયવડે આતુર ઊંદરડી ધીરે ધીરે બોલી. ૪૩

## ॥ मूषकयुवाच ॥

मुञ्चमांकाकमाहिंसिमुमुक्षन्तीमसूनस्वयं ।
निर्विण्णास्मिभृशंपापादस्मान्मूषकजन्मनः ४४
अस्मिन्नेववरेतीर्थेकृष्णस्यदयितेशुभे ।
त्यक्ष्याम्यहंनसन्देहःपापदग्धंकलेवरं ॥ ४५

ઊંદરડી હે કાગડા, મારી મેળે હું પ્રાણને તજી દેવા ઇચ્છુંછું. માટે મને મારમાં. વલિ આ અતિ પાપી ઉંદરના જન્મથી હું વૈરાગ્ય પામીછું.૪૪ કૃષ્ણને પ્રિય, કલ્યાણકારી, અને ઉત્તમ એવા આ તીર્થમાં હું પાપ વડે દાઝેલાં શરીરને છોડી દઇશ. ૪૫.

## ॥ वसिष्ट उवाच ॥

निशम्यवचनंराजन्तस्यावायसशूकरौ ।
प्रागल्भमित्रजल्पन्तींविस्मयादिदमूचतुः ॥ ४६

વસિષ્ટ બોલ્યા કે, હે રાજા, તેનું વચન સાંભળી કાગડો અને ભુંડ બડાઇનું વચન, બોલતી બોલતી ઊંદરડીની પ્રત્યે વિસ્મયથી આ વચન બોલ્યા. ૪૬.

## ॥ वायसशूकरावूचतु ॥

मौषिकयोनिमासाद्यतथास्वल्पमिदंवयः ।
प्रगल्भभाषमाणासिब्रूहित्वंकासिकस्यवा ॥ ४७

કાગડો તથા ભુંડ—તું ઊંદરથી જન્મ પામેલી છે તથા આ તારૂં વય ન્હાનું છે છતાં મોટાઇવાળું બોલેછે માટે તું કોણ, અને કોની છો તે કહે. ૪૭.

## ॥ मूषक्युवाच ॥

इतोजन्मनिपूर्वेहमभूवंब्राह्मणीशुभा ।
कुलशीलसमाचाराभर्त्तुःशुश्रूषणेरता ॥ ४८
साकदाचिद्वयस्याभिःसममेकादशीदिने ।
गतादेवंनमस्कर्त्तुमिहवाराहरूपिणम् ॥ ४९
सख्यस्ताविविधान्गन्धानाहर्तान्हरिहेतवे ।
समर्प्यममलोलाक्ष्योवीक्षितुंनर्त्तकींययुः ५०
गतासुतासुबालासुदेवतार्थमुपाहृतं ।
कर्पूरमहमेतस्याहत्वाक्षिपवतीमुखे ॥ ५१
तेनपापेनजातास्मिश्रीमालेऽत्रवैमूषिका ।
एतद्वांकथितंसर्वंपूर्वजन्मनियत्कृतम् ॥ ५२

ઊંદરડી-બોલી કે, આ જન્મથી પૂર્વ જન્મમા હું કુલનાં આચાર પ્રમાણે ચાલવા વાળી સ્વામિની સેવામાં પ્રીતિ વાળી, સારી બ્રાહ્મણી હતી.

૪૮. એવી હું કોઇ વખતે અગીઆરશને દિવસે સમાન સમાન સાહેલીઓ સાથે અહિં વરાહરૂપ ધારણ કરનારા દેવને નમસ્કાર કરવા આવી હતી. ૪૯. પછી ચંચળ નેત્રવાળી તે સખીઓ ભગવાનને માટે આણેલા જુદી જુદી જાતના સુગંધવાળા પદાર્થો મને સોંપી નૃત્ય કરનારી વેશ્યાને જોવા ગઇ. ૫૦. જ્યારે તે બાલકીઓ ગઇ ત્યારે દેવતાને માટે આણેલા એના કપૂરને લેઇ મેં મોઢામાં નાંખ્યો. ૫૧. તે પાપે કરીને હું આ શ્રીમાળ ક્ષેત્રમાં ઉંદરડી થઇછું. આ સર્વ પૂર્વે જન્મમાં જે કર્યું હતું તે તમોને કહ્યું. ૫૨.

## ॥ तावूचतुः ॥

तथापिकर्मणाकेनस्वजातिस्मरणंतव ।
मूषकत्वेल्पचित्तेपिजातंतद्ब्रूहिनौशुभे ॥ ५२

તે બેઉ બોલ્યા કે—હે શુભ આચરણવાળી, તો પણ કયા કર્મ-વડે નહાના ચિત્તવાળાં ઉંદરપણામાં જાતિ સ્મરણ થયું, તે અમને કહે. ૫૩.

## ॥ मूषक्युवाच ॥

पायसंमधुसंयुक्तंविप्रायात्मविदेपुरा ।
मयादत्तमिहव्यक्तंजाताजातिस्मराततः ॥ ५४

ઉંદરડી બોલી કે, પૂર્વે મેં આત્મને જાણનારા બ્રાહ્મણને મધયુક્ત દૂધ આપેલ હતું, તેથી અહીં હું સ્પષ્ટ જાતિ સ્મરણવાળી થઇછું. ૫૪.

## ॥ वसिष्ट उवाच ॥

तस्यास्तुवचनंश्रुत्वाविस्मितौकोलवायसौ ।
वायसोपिततोऽमुञ्चन्मूषिकांजातकौतुकः ॥ ५५
सापिमुक्ताथकाकेनमुमूर्षुस्तत्रपल्वले ।
पतनायोत्सुकाराजन्वटशाखान्तमभ्यगात् ॥ ५६
एतस्मिन्नन्तरेराज्ञीगौर्व्याशतधनुःप्रिया ।
आगत्यप्रतिबोधायकाकी[illegible]तस्यपण्डिता ॥ ५७
साहोवाचवरारोहावायसंवटसंस्थितं ।
पश्यत्याःकृष्णसर्पाभिमुखक्याःशूकरस्यच ॥ ५८

वसिष्ठ બોલ્યા કે તેનું વચન સાંભળી ભુંડ અને કાગડો બેઉ વ-સ્મય પામ્યા અને ત્યાર પછી આશ્ચર્ય પામેલા કાગડાએ પણ ઊંદરડીને મુકી દીધી. હે રાજા, કાગડાએ મુકી દીધા પછી તે તલાવમાં મરવાની ઇચ્છાથી તે ઊંદરડી તલાવમાં પડવા ઉત્સાહવાળી થઇને વડની ડાળના અંત ભાગમાં ગઇ. ૫૫-૫૬. એટલામાં શતધુની રાજાની પ્રિયા તે પંડિતા શૈબ્યારાણી કાગડારૂપ થએલા શત ધનુને બોધ આપવા માટે કૃષ્ણ સરોવર ઉપર આવી અને ઊંદરડી તથા ભુંડના દેખતાં વડ ઉપર બેઠેલા કાગડા પ્રત્યે બોલી. ૫૭-૫૮.

## ॥ शैब्योवाच ॥

स्मर्यतांतन्महाराजयत्कृतंपूर्वजन्मनि ।
पाखन्डिनंसमाभाष्यतीर्थस्नानादनन्तरं ॥ ५९
अत्रेषाभूभृतःपूर्वंयत्रयस्मैवलिंददुः ।
सत्वंकाकत्वमापन्नोजातोद्यवलिभुक्प्रभो ॥ ६०

શૈબ્યા—હે મહારાજ, પૂર્વ જન્મમાં તીર્થે સ્નાન કર્યા પછી પાખંડીને બોલાવીને જે કર્યું હતું, તે યાદ કરો. ૫૯. હે સ્વામી, પૂર્વે જ્યાં સર્વ રાજાઓએ જેને બલિદાન આપ્યું હતું ત્યાં કાગડાપણાને પામેલા તમે આજે બલિદાન ખાનારા થયાછો. ૬૦.

## ॥ वसिष्ठउवाच ॥

इतिसंस्मारितोराजाकाकत्वेप्रिययानृप ।
ध्यानार्पितमनस्तत्थौक्षणंजातस्मृतिर्नृपः ॥ ६१
पश्यतामथसर्वेषांक्षणंध्यात्वानृपोत्तम ।
निपपातजलेतस्मिन्मुमुचुस्तत्कलेवरं ॥ ६२
निमज्जतोजलेतस्यवायसस्यविशांपते ।
मृदङ्गघोषश्रवणाच्चक्रेतारस्वरंशिखी ॥ ६३
तेनध्यालंमयूरस्यमाण न्तेनृपतेरभूत् ।
अतःप्राप्तोमयूरत्वंर...शतधनुस्तदा ॥ ६४

सात्रशैब्यासरस्तीरेजलेदृष्ट्वापतिंमृतं ।
आग्नैःसंस्कारयामासचन्दनागुरुदारुभिः ॥ ६५
गमनायमनोराजंस्तयादृष्ट्वातित्वरम् ।
उवाचविस्मितोदंष्ट्रीप्रश्रयान्मधुरंवच ॥ ६६

વસિષ્ઠ—હે રાજા, આ પ્રમાણે કાગડાપણા વિષે પોતાને સ્મરણ દેવાથી તે રાજા ધ્યાનમાં મન અર્પણ કરી ઉભો રહ્યો અને ક્ષણ પછી તેને સ્મૃતિ થઈ. ૬૧. હે ઉત્તમ રાજા, એ પછી સર્વના દેખતાં ક્ષણ વાર ધ્યાન કરી તે શરીરને તજી દેવાની ઇચ્છાથી તે કાગડો તે જલમાં પડ્યો. ૬૨. હે રાજા, જ્યારે તે કાગડો જલમાં બુડતો હતો ત્યારે મૃદંગનો ઘોષ સાંભળવાથી મયૂરે મોટો સ્વર (શબ્દ) કર્યો. ૬૩. તેથી રાજાને પ્રાણના અંત વખતે મોરનું ધ્યાન થયું અને એથી શતધનુરાજા મોરપણાને પામ્યો. ૬૪. અને તે શૈબ્યા રાણીએ તલાવને કાંઠે જલમાં પતિને મરી ગએલો જોઇ મળેલાં ચંદન અને અગુરૂના લાકડાંઓ વડે સંસ્કાર કર્યો. ૬૫. હે રાજા, પાછળ જવા માટે અતિ ઉતાવળું તે રાણીનું મન જોઇ વિસ્મય પામેલો ભુંડ વિનયથી મધુર વચન બોલ્યો. ૬૬.

## ॥ शूकरउवाच ॥

यदिजानासिमेभीरुचरितंपूर्वजन्मनः ।
तदाचक्ष्वविरक्तोस्मिजीवनात्क्रोडसंश्रयात ॥ ६७
किंमयानकृतंपूर्वंदानमध्ययनंतपः ।
येनाहंकुत्सितामेतांशौकरींयोनिमागतः ॥ ६८

ભુંડ બોલ્યો કે, હે ભીરૂ સ્ત્રિ, જો મારાં પૂર્વ જન્મનાં ચરિત્રને જાણતી હો તો કહે, કારણ કે હું ભુંડનાં આશ્રયવાળાં જીવવાથી વૈરાગ્ય પામ્યોછું. ૬૭. શું મેં પૂર્વે દાન, અધ્યયન, કે તપ નથી કર્યું, કે જેથી હું આ નિંદિત ભુંડની યોનિને પામ્યોછું. ૬૮.

## ॥ राज्ञीउवाच ॥

त्यक्तधर्मोभवानासीत्[illegible]न्मनि ।
यस्यालापेनमेभर्त्ताविमोनिम्रा[illegible] ॥ ६९

येत्यजन्तित्रयींमोहाद्वालिशाहेतुवादिनः ।
प्रेत्येहपापिनोयान्तिनरास्तेनरकंध्रुवम् ॥ ७०
तस्मादेकोभुविख्यातस्तडागःकृष्णवल्लभः ।
एनमाश्रयनिसंत्वंयदीच्छसिशुभांगतिं ॥ ७१
इत्याख्यायतदाराज्ञीनिजंस्वानगरंययौ ।
विषादेनवराहोऽपितत्रप्राणानमुंचत ॥ ७२
अथसामूषकीराजन्प्राणदंवीक्ष्यशूकरं ।
परासुमुदकस्यान्तेजगादभृशदुःखिता ॥ ७३

राणी बोली के, अहो तुं पूर्व जन्ममां धर्मजववावाळो एवो पाखंडी हतो, के जेना बोलवाथी मारो स्वामी खराब योनिने पाम्यो. ६९. जे हेतुवादी मूढ पुरुषो मोहथी वेदनो त्याग करेछे, ते पापी पुरुषो आ लोकमां नाश पामी जरूर नरक प्रत्ये जायछे. ७०. ते माटे पृथ्वीमां कृष्णने प्रिय एवुं आ एक तलाव प्रसिद्ध छे, तेनो जो तुं शुभ गतिने इच्छतो हतो निरंतर आश्रय कर. ७१. आ प्रमाणे ते वखते कही ते राणी पोताना शेहेर प्रत्ये गइ अने भुंडे पण खेदवडे त्यां प्राण मुकी दीधा. ७२. हे राजा, ए पछी प्राण आपनार भुंडने प्राण रहित जोइ अति दुःख पामेली ते ऊंदरडी जळना अंतरमां आ रीते बोली ७३.

## ॥ मूषक्युवाच ॥

अहोममहत्कष्टंयदसौग्रामशूकरः ।
मदर्थेसुप्रियान्प्राणान्परित्यजातिदुःखितः ॥ ७४
तन्मयाकिंविधेयंस्यादधुनास्यहितायवै ।
नाऽयंनचपरोलोकःकृतघ्नस्यमशस्यते ॥ ७५
परद्रोहरतानांहिपरद्रव्यहृतामपि ॥
निःकृतिर्विहितालोकेकृतघ्ननास्तिनिःकृति ॥७६
कामप्रदमिदंतीर्थसदासकृत्यतेबुधैः ।
तदिहास्योपकारायकरिष्येदेहसाधनां ॥७७

ઊંદરડી બોલી કે, અહો મને મોહોટું દુઃખ છે, કે મારે અર્થે આ ભુંડ અતિ પ્રિય પ્રાણનો દુઃખ પામીને ત્યાગ કરે છે. ૭૪. માટે મારે હવે આના હિત માટે શું કરવું જોઇએ ? કેમકે કૃતઘ્ન માણસનો આ લોક અને પરલોક સારો કહેવાતો નથી. ૭૫. લોકમાં પરદ્રોહમાં પ્રીતિ વાળાઓનો અને પર દ્રવ્ય હરનારાઓનો પણ નિવારણનો ઉપાય કહ્યોછે પણ કૃતઘ્ન માણસ માટે પ્રાયશ્ચિત્ત કહ્યું નથી. ૭૬. વળી આ તીર્થને ડાહ્યા પુરૂષો કામનાઓને આપનારૂં કહેછે, માટે હું આહિં એના ઉપકાર સારૂ દેહ સાધના કરીશ. ૭૭.

## ॥ वसिष्टउवाच ॥

इत्थंविलप्यबहुधाकृतघ्नामूषकीनृप ।
संवीक्षमाणमार्तण्डमुवाचेदंवचस्तदा ॥ ७८

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, આ રીતે બહુ પ્રકારે વિલાપ કરી તે કૃતઘ્ન ઊંદરડી તે સમયે સૂર્યને જોઇ આ વચન બોલી. ૭૮.

## ॥ मूषक्युवाच ॥

शृण्वन्तुदेवताःसर्वास्तीर्थेस्मिन्निवसन्तिया: ।
अयंचसाक्षीलोकानांभगवानुष्णदीधितिः ॥ ७९
अयंमत्प्राणनाथोस्तुयत्रतत्रापिशूकरः ।
भवेयंप्राणदास्याहंयथासौममवायसात् ॥ ८०

ઊંદરડી બોલી કે, જેઓ આ તીર્થમાં વસેછે તે સર્વે દેવતાઓ, અને લોકોના સાક્ષી આ સૂર્ય ભગવાન્ સાંભળો. ૭૯. જ્યાં ત્યાં આ ભુંડ મારો પ્રાણનાથ હો, અને જેવી રીતે એ કાગડાથી મારા પ્રાણને આપનાર થયો, તેવી રીતે હું તેના પ્રાણને આપનારી થાઉં. ૮૦

## ॥ वसिष्ठउवाच ॥

इत्थंविलप्यराजेन्द्रन्यग्रोधादपतज्जले ।

भक्षिताचसमभ्येत्यपरितोमत्स्यकच्छपैः ॥ ८१

अथतीर्थप्रभावेणपरितःपृथिविभुजः ।

गृहेजातःसराजाभूद्बलोनाममहाबलः ॥ ८२

मूषकीसाचभार्यात्वैमाहिषीतस्यवल्लभा ।

वामदेवात्परित्रातोययाकिलसभूपतिः ॥८३

इत्थंतेकृष्णसरोमाहात्म्यंकथितंमया ।

काकवाराहतांप्राप्तंयथापश्चान्नरेश्वर ॥ ८४

वसिष्ठ બોલ્યા કે હે રાજેંદ્ર, આ રીતે વિલાપ કરી તે વડ ઉપરથી પાણીમાં પડી; અને ચોતરફથી આવી માછલા અને કાચબાઓએ તેને ખાધી ૮૧. પછી તીર્થના મહિમા વડે યુક્ત થઇ તે ભુંડ રાજાને ઘેર પેદા થયો, અને મહાબલવાન્ બલનામે રાજા થયો. ૮૨. અને તે ઊંદરડી તે રાજાની સ્ત્રી વાહાલી પટરાણી થઇ કે જેણે તે રાજાની વામદેવથકી રક્ષા કરી. ૮૩. હે રાજા, આ પ્રમાણે જેવી રીતે પાછળથી કાકવારાહ પણાને પામ્યું તેવી રીતે કૃષ્ણ સરોવરનું માહાત્મ્ય મેં તને કહી સંભળાવ્યું. ૮૪.

यःपठेदिदमाख्यानंशृणुतेवासमाहितः ।

अहोरात्रकृतात्पापान्मुच्यतेसननसंशयः ॥ ८५

જે માણસ આ આખ્યાનને એકચિત્ત થઇ કહે, અથવા સાંભળે, તે દિવસ રાત્રિમાં કરેલાં પાપથી મુકાઇ જાયછે, એમાં સંશય નથી. ૮૫.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये काकवाराह माहात्म्यं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥**

એ પ્રમાણે સ્કંદ પુરાણની એકાશી હજારમી સંહિતામાંહેના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં " કાકવારાહ માહાત્મ્ય " નામે સોળમો અધ્યાય પૂરો થયો. ૧૬.

---

# ॥ अथ सप्तदशोऽध्यायः ॥

## અધ્યાય ૧૭ મો.

## ॥ वसिष्ठउवाच ॥

ततोब्रह्मसरोगच्छेद्ब्रह्मणानिर्मितंपुरा ।
यत्रस्नात्वाचपित्वाचमुच्यतेपातकैर्नरः ॥ १
पर्वमेकार्णवीभूतेनष्टेस्थावरजंगमे ।
जनलोकंमयात्प्राप्तामहर्लोकनिवासिनः ॥ २
संहृत्यसर्वभूतानिस्थावराणिचराणिच ।
महार्णवजलोत्सङ्गेसुष्वापकमलोद्भवः ॥ ३
चतुर्युगसहस्राणिसुप्त्वालोकपितामहः ।
प्रबुद्धःपरिबभ्रामदिदृक्षुःकिमपिस्थितं ॥ ४
स्वशरीरजतेजोभिरन्धकारमिवाऽक्षिपत् ।
नवनीलमणिप्रख्याद्ददर्शपुरतोरुचः ॥ ५
महांसिनिजदेहस्यमत्यावृत्तानिभूरिशः ।
वीक्ष्याथचिन्तयामासकिमेतादितिलोककृत् ॥ ६
अस्मिन्चराचरेनष्टेसर्वतःसम्प्लुतोदके ।
मांविनाकःपदार्थोयंयस्येदंदृश्यतेमहः ॥ ७
भूतानामहमेकोस्मिप्रलयोत्पत्तिकारणं ।
तत्कोऽयमवासिष्टोभूयोनैवज्ञायतेमया ॥ ८
इतिचिंतयतस्तस्यब्रह्मणोऽव्यक्तजन्मनः ।
प्रादुरासीन्महीपालशङ्खचक्रगदाधरः ॥ ९
नीलोत्पलदलश्यामःप्रबुद्धकमलेक्षणः ।
पीताम्बरधरोदेवोमुकुटोद्भासिताम्बरः ॥
परापराणांपरमःपुराणःपरमेश्वरः ॥ १०
तंनिरीक्ष्याभिदुद्राववेगेनजगतांपतिं ।

कोसिकोसीतिविक्रुष्यन्नाभिमर्षात्पितामहः ॥ ११

तमेवंवादिनंदृष्ट्वात्वरमाणंचतुर्मुखं ॥

सज्जीकृत्यकरेचक्रंमहस्यमाहकेशवः ॥ १२

**વસિષ્ટ** બોલ્યા કે, ત્યાર પછી, જ્યાં સ્નાન કરીને તથા જલનું પાન કરીને માણસ પાપથી મુક્ત થાયછે, તે પૂર્વે બ્રહ્માએ બનાવેલા બ્રહ્મ સરોવર પ્રત્યે જવું. ૧. જ્યારે પૂર્વે સ્થાવર અને જંગમ પ્રાણીઓ એક સમુદ્રરૂપ થએલા હતા, અને મહર્લોક વિષે વસનારા લોકો જ્યારે જનલોક પ્રત્યે ગએલા હતા, ત્યારે સ્થાવર અને જંગમ એવાં સર્વ પ્રાણિઓને નાશ પમાડી કમલથી ઉત્પન્ન થએલા બ્રહ્મા મહા સમુદ્રના જલ મધ્યે સુતા. ૨. ૩. હજારો ચતુર્યુગ સુધી સુઇને જાગેલા બ્રહ્મા જોવાની ઇચ્છાથી આસ પાસ ફરવા લાગ્યા. ત્યાં અંધકારનો તિરસ્કાર કરતું હોય તેમ કંઇપણ જોવામાં આવ્યું. વળી તેની પાસેની નવા નીલમણિ સરખી કાંતિ અને અતિ ફેલાએલાં પોતાના દેહના તેજને જોઇને આ શું હશે તેનો બ્રહ્મા વિચાર કરવા લાગ્યા. ૪ ૫ ૬. સર્વ ઠેકાણે વ્યાપ્ત થએલાં જલમાં આ ચરાચર પ્રાણિઓ નાશ પામ્યા છે અને આ જેનું તેજ દેખાયછે, તે મારા સિવાય આ કયો પદાર્થ છે. ૭. પ્રાણીઓના પ્રલય તથા ઉત્પત્તિનું કારણ હુંજ છઉં, અને જેને હું પણ નથી જાણતો એવો આ વળી કોણ શેષ (પાછળ) રહ્યોછે. ૮. હે રાજા, એ રીતે અવ્યક્ત (અસ્પષ્ટ) જન્મવાળા તે બ્રહ્મા વિચાર કરતા હતા, ત્યારે શંખ ચક્ર અને ગદાને ધારણ કરનાર નીલ કમલનાં પાન સરખા સ્યામ, કમળ સમાન નેત્રવાળા પીળાં વસ્ત્રને ધારણ કરનાર, મુકુટ વડે જેનાં વસ્ત્ર શોભિત છે એવા, પરાપર પ્રાણિઓ વિષે ઉત્તમ અને પુરાણ પરમેશ્વર એવા દેવ વિષ્ણુ જાગૃત થયા. ૯–૧૦. તે જગતના પતિ વિષ્ણુને જોઇ "કોણ છો કોણ છો" એવી ક્રોધથી બૂમ પાડતા બ્રહ્મા વેગ વડે દોડ્યા, અને એવી રીતે બોલતા તથા ઉતાવળા બ્રહ્માને જોઇ કેશવ ભગવાન હાથમાં ચક્રને સજ્જ કરી હસીને આવું બોલ્યાં. ૧૧–૧૨.

## ॥श्री भगवानुवाच॥

अहमेकःपुमान्लोकेलोकानांसृष्टिकारकः ।

अहमेवयुगस्यान्तेसंक्षिपामिचराचरम् ॥ १३

हिरण्यकशिपुमुख्यादैत्यायेनसहस्रशः ।
लोकहेतोरणेध्वस्तास्त्वंमांजानासिनोहरिम् ॥ १४

**શ્રી ભગવાન** બોલ્યા કે, જગતમાં હું એકલો લોકોની સૃષ્ટિ કરનારો પુરૂષ છું અને હુંજ યુગના અંત વિષે ચરાચરને નાશ પમાડુંછું ૧૩. વળી જેણે લોકો માટે હિરણ્યકશિપુ સરખા હજારો દૈત્યોને રણ ભૂમિમાં મારેલા છે, તે મને હરિને તું જાણતો નથી! ૧૪.

## ॥ ब्रह्मोवाच ॥

धातारंसर्वलोकानांवेदानामाश्रयंपरं ।
वचनानुभवंमूढनत्वंमांक्षिप्तुमर्हसि ॥ १५

**બ્રહ્મા** બોલ્યા કે હે મૂર્ખ! સર્વ લોકોને ધારણ કરનાર વેદોના આશ્રયરૂપ અને વચન વડે જેનો અનુભવ કરી શકાયછે, એવો જે હું તેને તું તિરસ્કાર કરવા લાયક નથી. ૧૫.

## ॥ विष्णुरुवाच ॥

भाषसेभहुसम्बन्धमसह्यमिहमानिनां ।
चतुमुर्खगृहाणास्त्रंयावच्चक्रंनधावति ॥ १६

**વિષ્ણુ** બોલ્યા કે, હે બ્રહ્મા, આ લોકમાં માની પુરૂષોએ ન સહન કરાય એવું બહુ સંબંધ વગરનું તું બોલેછે, માટે જ્યાં સુધી મારૂં ચક્ર નથી દોડતું ત્યાં સુધી અસ્ત્ર ગ્રહણ કર. ૧૬.

## ॥वसिष्टउवाच॥

ततःप्रववृतेयुद्धंतदानींराजसत्तम ।
सम्वत्सरशतंसाग्रंतयोस्त्रैलोकनाथयोः ॥ १७
नम्लानिर्नचनिर्वेदोयदाकस्याप्यजायत ।
ततोराजंस्तयोर्मध्येलिङ्गमाविरभून्महत् ॥ १८
अम्भोदध्वनिगम्भीराव्योम्निदिव्याचभारती ॥ १९

वसिष्ठ बोल्या के, हे श्रेष्ठ राजा, त्यार पछी ते बेउ त्रैलोक्यना नाथनुं ते समयथी मांडी हजारो वर्ष सुधी युद्ध थवा लाग्युं. तोपण, हे राजा, ज्यारे क्रोधने म्लानि के वैराग्य न थयो, त्यारे ते बेओना मध्यमां मोटुं लिंग प्रकट थयुं अने आकाशमां मेघना शब्द सरखी गंभीर दिव्य वाणी थइ. १७–१९.

## ॥ वागुवाच ॥

भोभोब्रह्मनृषीकेशनयोद्धव्यंकथंचन ।
प्राप्स्यतेयोस्यलिङ्गस्यप्रान्तंसप्रवरोयुवाम् ॥ २०

आकाश वाणी बोली के, हे ब्रह्मा, हे कृष्ण, तमारे कोइ पण रीते युद्ध न करवुं; तमारा बेउमांथी जे आ लिंगना अंतने पामशे ते उत्तम. २०.

## ॥ वसिष्टउवाच ॥

एवंनिशम्यतौराजन्जनार्दनचतुर्मुखौ ।
अधश्चोर्द्धंचवेगेनद्रष्टुंलिङ्गमधावतां ॥ २१
चक्रेणसप्तपातालान्भित्वाप्याहत्यकेशवः ।
नापश्यत्प्रान्तमीशस्यलिङ्गपार्श्वमुपाविशत् ॥ २२
अपिवर्षाण्यनेकानिगत्वोर्द्धंकमलोद्भवः ।
निवृत्तःसहहंसेनमालामादायमार्गतः ॥ २३
तत्रागतोमहीपालददर्शमधुसूदनम् ।
लिङ्गपार्श्वेह्युपासीनमीशानस्तुतितत्परम् ॥ २४

वसिष्ठ बोल्या के, हे राजा, ते कृष्ण अने ब्रह्मा एवुं सांभळीने, लिंगने जोवा सारु निचे अने उंचे वेग वडे दोड्या. २१. केशव भगवान सात पाताळने भेदी विहार करीने ईश्वरना अंतने जोइ शक्या नहि अने लिंगने पडखे बेठा. २२. ब्रह्मा पण अनेक वर्ष सुधी उंचे जइने हंसनी साथे मार्गथी माळा लइ निवृत्त थया (पाछा वळ्या.) २३. हे राजा

બ્રહ્મા આવીને લિંગ પાસે બેઠેલા અને શંકરની સ્તુતિમાં તત્પર એવા શ્રી કૃષ્ણને જોવા લાગ્યા. ૨૪.

## ॥ ब्रह्मोवाच ॥

दृष्टःप्रान्तोमहेशस्यमयाव्योमगतेनवै ।
अभिज्ञानमिदंकृष्णपुष्पमालावृतोरसि ॥ २५

બ્રહ્મા બોલ્યા કે, હે કૃષ્ણ, મેં આકાશમાં જઈને મહાદેવનો અંત જોયો, અને છાતીમાં વિંટાએલી આ ફુલની માળા તેની નિશાની છે. ૨૫.

## ॥ श्री कृष्णउवाच ॥

नान्तोमयामहेशस्यदृष्टोनन्तस्यकुत्रचित् ।
वन्द्यस्त्वमसिमेनूनंयःशम्भोरन्तमाप्तवान् ॥ २६
इतिसम्वदतस्तस्यकेशवस्यमहात्मनः ।
आजगामवृषारूढःशूलपाणिर्महेश्वरः ॥ २७
ललाटेभृकुटिंकृत्वाब्रह्माणमिदमब्रवीत् ॥ २८

શ્રીકૃષ્ણ બોલ્યા કે, અંત રહિત એવા મહાદેવનો અંત મેં કોઈ ઠેકાણે જોયો નહિ, અને તું શંકરના અંતને પામ્યો, માટે જરૂર તું મારે નમવા યોગ્ય છો. ૨૬. આ રીતે જ્યારે તે મહાત્મા શ્રીકૃષ્ણ કહેતા હતા. ત્યારે શુલ જેના હાથમાં છે એવા મહાદેવ પોઠીઆ ઉપર બેસીને ત્યાં આવ્યા. ૨૭. કપાળમાં ભ્રકુટી (ભમર) કરી (ચડાવી) બ્રહ્મા પ્રત્યે (તે) આ પ્રમાણે બોલ્યા. ૨૮.

## ॥ देवदेवउवाच ॥

ब्रह्मन्मिथ्यापवादेनसापराधोऽसिमेऽधुना ।
असत्यवादिनेतुभ्यंतस्माच्छापंददाम्यहं ॥ २९
कर्त्तात्वमसिसर्वेषांलोकानांप्रभुरीश्वरः ।

तथापिसिद्धिकामास्त्वांपूजयिष्यन्तिनप्रजाः ॥ ३०
इयंमच्छिरोभ्रष्टापुष्पमालामहीतले ।
असत्यवचनात्पापात्पुंसांत्याज्याभविष्यति ॥ ३१
ब्रह्माणमर्चयिष्यन्तियेनराःपापमोहिताः ।
मालांचेमांधरिष्यन्तितेनयास्यन्तिमत्पदम् ॥ ३२
साधुसाधुमहाबाहोसत्यप्रियगदाधर ।
सत्यवाक्यात्परांलोकेभवान्पूजामवाप्स्यति ॥ ३३

**દેવના દેવ** મહાદેવ બોલ્યા કે, હે બ્રહ્મા, તું આજ મિથ્યા બોલવાથી મારો અપરાધી થયો છે; માટે તુને અસત્ય બોલનારાને હું શાપ આપુંછું. ૨૯. જો કે તું સર્વ લોકોનો કર્ત્તા પ્રભુ અને ઇશ્વર છો, તોપણ સિધિની ઇચ્છા વાળી પ્રજા તને પૂજશે નહિ. ૩૦. મારા મસ્તકથી પડેલી આ પુષ્પોની માળા પૃથ્વી વિશે અસત્ય વચન રૂપિ પાપથી પુરૂષોને તજીદેવા લાયક થશે. ૩૧. વળી પાપ વડે મોહ પામેલા જે પુરૂષો બ્રહ્માને પૂજશે, અને જેઓ આ માળાને ધારણ કરશે તેઓ મારા પદને પામશે નહિ. ૩૨. સારૂં, સારૂં, હે મહા બાહુ, સત્ય જેને પ્રિયછે એવા હે ગદાધર કૃષ્ણ, તમે સત્ય વચનથી લોકમાં ઉત્તમ પૂજા પામશો. ૩૩.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्त्वाविश्वकर्त्तारंपुष्पमालांहरिंचसः ।
स्वप्नलब्धार्थवद्रूपदेवदेवास्तिरोदधे ॥ ३४
अथत्रैलोक्यसर्गायव्याकुलेपरमेष्टिनि ।
ययौक्षीरोदधिंकृष्णःस्तुवन्देवमहेश्वरम् ॥ ३५
चातुर्वर्ण्यंविनिर्मायराजन्विश्वमिदंविभूः ।
गतेबहुतिथेकालेब्रह्माचिन्तितवानिदं ॥ ३६

વસિષ્ટ બોલ્યા કે, એ રીતે દેવના દેવ મહાદેવ બ્રહ્માને તથા કૃષ્ણને પુષ્પની માળાને નિવેદન કરી સ્વપ્નમાં મળેલા અર્થની પેઠે અંતર્ધાન થઇ ગયા. ૩૪. એ પછી બ્રહ્મા ત્રણ લોકની સૃષ્ટિ માટે વ્યાકુલ થયા

અને કૃષ્ણ મહાદેવની સ્તુતિ કરતા કરતા ક્ષીર સમુદ્ર પ્રત્યે ગયા. ૩૫. ચાર વર્ણ અને આ વિશ્વને (જગતને) બનાવીને જ્યારે ઘણી તિથિઓ વાળો કાળ ગયો ત્યારે હે રાજા, પ્રભુ બ્રહ્મા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા.૩૬.

## ॥ ब्रह्मा ॥

असत्यंहिमयाप्रोक्तंपुरालोकविपर्य्यये ।
सन्निधौदेवदेवस्यसमक्षंशार्ङ्गधन्वन ॥ ३७
इत्येवाकृततीर्थस्यनचित्तादपसर्प्पति ।
कदाचिदपिचेद्दैवात्सद्भिःपापकृतंभवेत् ।
तन्मनोव्यथयेन्नित्यंकुक्षिशूलमिवोल्वणम् ॥ ३८
ततोयास्यामिश्रीतीर्थेक्षेत्रेश्रीमालसंज्ञके ।
आराध्यतंमहादेवंकरिष्येशापमोक्षणम् ॥ ३९

**બ્રહ્મા**—પોતાના મન સાથે બોલ્યા કે, પૂર્વે લોકના પ્રલય વિષે મેં શંકરની સમીપ તથા શ્રી કૃષ્ણની સમક્ષ અસત્ય (ખોટું) કહેલું હતું. ૩૭ જો દૈવયોગથી કદી સારા પુરૂષોએ પાપ કરેલું હોય, તો તે સ્પષ્ટ પેટનાં શુલની પેઠે મનને દુઃખ પમાડે છે; તથા જે રીતે તીર્થ કર્યા વિના હત્યા નથી મટતી. તે રીતે અસત્ય મારા ચિત્તથી દૂર જતું નથી. ૩૮. માટે હું શ્રીમાલ નામના શ્રી તીર્થ ક્ષેત્રમાં જઇશ અને મહાદેવની આરાધના કરી શાપની મુક્તિ કરીશ. ૩૯.

## ॥ वसिष्ठउवाच ॥

इतिध्यात्वाचिरंकालंब्रह्मालोकपितामहः ।
इहागतस्तपस्तप्तुंश्रीमालेश्रीनिकेतने ॥ ४०
तत्रागत्यविविक्तेऽसौभित्वासनमकरोन्नृप ।
प्राणायामपरोनित्यंतस्थौध्यायन्वृषध्वजं ॥ ४१
चतस्रोदिशआस्थायप्राणानायच्छतःक्रमात् ।
रेचकैरेणुविक्षेपाज्जातःसेतुःसमंततः ॥ ४२

अथप्रीत्यापितुःप्राप्तातत्रदेवीसरस्वती ।
तद्गर्भंपूरयामासविमलैःसलिलैःक्षणात् ॥ ४३
स्थितःपयांसिविक्षोभ्यतन्मध्येकमलासनः ।
कल्याणोदयमाकाङ्क्षन्पद्मकन्दइवप्रभुः ॥ ४४
अथमासाधिकेवर्षेब्रह्मणोव्यक्तजन्मनः ॥
आगत्यसहपार्वत्याप्रत्यक्षोभून्महेश्वरः
स्मयमानोऽतिमधुरंवचनंचेदमब्रवीत् ॥ ४५

**વસિષ્ઠ**—બોલ્યા કે, ઘણો વખત ધ્યાન કરી લોકના પિતામહ બ્રહ્મા આ લક્ષ્મીના નિવાસ રૂપ એવા શ્રીમાલ ક્ષેત્ર વિષે તપ કરવા આવ્યા. ૪૦. હે રાજન, બ્રહ્મા ત્યાં આવીને એકાંત સ્થાનમાં પૃથ્વીને ભેદી આસન કરવા લાગ્યા, અને નિરંતર પ્રાણાયામ કરવામાં તત્પર થઇને શંકરનું ધ્યાન ધરી બેઠા. ૪૧. ચાર દિશાઓ પ્રત્યે બેશી ક્રમથી પ્રાણુને નિયમમાં રાખતા એવા બ્રહ્માના રેચક નામના પ્રાણાયામો વડે રેણુ (રજના) ઉડવાથી ચોતરફ પાળ બંધાણી. ૪૨. પછી પિતાની પ્રીતિ વડે સરસ્વતી દેવી ત્યાં આવ્યાં, અને ક્ષણવારમાં નિર્મળ જળ વડે તેના મધ્ય ભાગને પૂરી દીધો. ૪૩ અને પ્રભુ બ્રહ્મા જળને ક્ષોભ પમાડી કલ્યાણના ઉદયની ઇચ્છા કરતા કમલના કંદની પેઠે તેના મધ્યમાં બેઠા રહ્યા. ૪૪. પછી એક વર્ષ ને એક માસ થયો ત્યારે એ સ્પષ્ટ જન્મ વાળા બ્રહ્માની પાસે પાર્વતી સહિત આવી મહાદેવ પ્રત્યક્ષ થયા અને હસતા હસતા અતિ મધુર વચન બોલ્યા. ૪૫.

## ॥ देवदेव उवाच ॥

वरंवरयलोकेशयत्तेमनसिवर्त्तते ।
वरदःसर्वदेवानांभवान्किंप्राप्तुमिच्छति ॥ ४६

**મહાદેવ** બોલ્યા કે, હે બ્રહ્મા, જે તમારા મનમાં છે તે વરદાનને માગો સર્વ દેવતાઓના વરદાનને આપનાર તમે શું મેળવવાને ઇચ્છોછો ?૪૬.

## ॥ ब्रह्मोवाच ॥

असत्यवचनाद्देवदत्तःशापःपुरामम ।

नलोकापूजयिष्यन्तित्वांकदाचीदितिप्रभो ॥ ४७
तन्मेशापमपाकर्तुमपकीर्तिकरंपरं ।
प्रसीददेवदेवेशयदिदेयोवरोमम ॥ ४८
पूजयन्तिनरालोकाःसर्वार्थस्पृहयालवः ।
देवेन्द्रस्यापियेनेहदेवत्वंव्यर्थतांव्रजेत् ॥ ४९

**બ્રહ્મા** બોલ્યા કે, હે સમર્થ દેવ, પૂર્વે ખોટું બોલવાથી તને ક્યારે પણ લોક પૂજશે નહીં" એ રીતે તમે મને શાપ આપ્યોછે. ૪૭. માટે હે દેવના દેવ, હે ઇશ્વર, જો મને વરદાન આપવું હોય તો પ્રસન્ન થાઓ અને અતિ અપકીર્તિ કરનારા મારા શાપને મટાડો ૪૮. સર્વ અર્થને ઇચ્છનારા મનુષ્યો (મને) પૂજે અને આ લોકમાં દેવેંદ્રનું દેવપણું પણ વ્યર્થપણાને પામે. ૪૯.

## ॥ देवदेव उवाच ॥

मद्वचोनवृथाब्रह्मन्लोकेभवितुमर्हति ।
परमेतंनियंस्यामिस्थानमात्रावलम्बनात् ॥ ५०
यत्रब्रह्मपुरीब्रह्मन्यत्रवेदचतुष्टयी ।
शासितारोद्विजायत्रतत्रपूज्योभविष्यसि ॥ ५१
एतद्ब्रह्मसरोनामतीर्थंलोकेभविष्यति ॥ ५२
येऽत्रस्नानंकरिष्यन्तिश्रावण्यांसुसमाहिताः ।
ऋषींश्चतर्पयिष्यन्तिनतेयास्यन्त्यसद्गतिम् ॥ ५३

**મહાદેવ** બોલ્યા કે, હે બ્રહ્મા, મારૂં વચન લોકમાં વ્યર્થ થવા યોગ્ય નથી; તોપણ સ્થાન માત્રના આશ્રયથી એ વચનને નિયમમાં લાવીશ. ૫૦. હે બ્રહ્મા, જ્યાં બ્રહ્મપુરી હશે; જ્યાં ચાર વેદ હસે; અને જ્યાં બ્રાહ્મણો શાસન કરનારા હશે, ત્યાં તમે પૂજાશો. ૫૧. આ બ્રહ્મસર તીર્થ લોકમાં પ્રસિદ્ધ થશે. ૫૨. જેઓ શ્રાવણી તિથિ વિશે અહીં સમાહિત ચિત્તથી સ્નાન કરશે તથા ઋષિઓનું તર્પણ કરશે તેઓ અસદ્ગતિ પામશે નહિ. ૫૩.

## ॥ ब्रह्मोवाच ॥

मदर्थपुष्पमालासौशप्तादेवतदात्वया ।
तामुद्धरजगन्नाथयथावन्द्याभवेद्भवि ॥ ५४

બ્રહ્મા બોલ્યા કે, હે દેવ, જગતના નાથ, તમે ત્યારે મારે માટે આ પુષ્પોની માળાને શાપ આપ્યો હતો માટે તેનો ઉદ્ધાર કરો, કે જેથી તે પૃથ્વીમાં નમવા યોગ્ય થાય, ૫૪.

## ॥ शम्भुरुवाच ॥

नवृथासर्वथाशापोभवेन्ममचतुर्मुख ।
तथाप्यनुग्रहंतस्यादास्यामिवचनात्तव ॥ ५५
सदास्वायंभवेलिङ्गेपितामहवसाम्यहं ।
वृषेणसहगौर्य्याचनन्दिकेशादिभिर्गणैः ॥ ५६
स्वायंभवस्यलिङ्गस्यपुष्पमालांशिरश्च्युतां ।
धारयन्तुतथामूर्तेःस्थापितस्यनतुक्वचित् ॥ ५७
श्रीमालेयेऽर्चयिष्यन्तिभवन्तंकमलोद्भव ।
वियोनिंतेनयास्यन्तिनराःपापशतैरपि ॥ ५८

શંકર બોલ્યા કે, હે બ્રહ્મા, મારો શાપ સર્વ પ્રકારે વૃથા ન થાય; તોપણ તમારા વચનથી તે માળાનો અનુગ્રહ કરીશ. ૫૫. હે બ્રહ્મા, હું નિરંતર સ્વયંભુનાં લીંગ વિષે પોઠીઆ સહિત તથા પાર્વતી અને નંદિ આદિ ગણો સહિત વસું છું. ૫૬. જે શિવલીંગ (નર્મદામાં) પોતાની મેળે થએલું એવું મતલબ કે ભોંયમાં સ્થાપન કરેલું નહોય, તેના મસ્તક ઉપરથી તથા શિવની મૂર્તિ ઉપરથી ઉતરેલી પુષ્પની માળા ધારણ કરો. ૫૭. હે બ્રહ્મા, જેઓ શ્રીમાળક્ષેત્રમાં તમને પૂજશે તેઓ હજારો પાપ કરીને પણ ખરાબ યોનિને પામશે નહિ. ૫૮.

## ॥ वसिष्टउवाच ॥

इतिदत्वावरान्देवस्तत्रैवान्तरधीयत ।
ब्रह्मापितत्रभारत्यासार्द्धमंशेनतस्थिवान् ॥ ५९

વસિષ્ઠ બોલ્યા કે, એ રીતે વરદાન આપી શંકર અંતર્ધાન થઇ ગયા, અને બ્રહ્મા પણ સરસ્વતીની સાથે અંશ વડે ત્યાં રહ્યા. ૫૯.

तदाप्रभृतिभूपालतीर्थंब्रह्मसरोऽभवत ।
अत्रदानंप्रशंसन्तिद्विजन्मानःकमण्डलोः ॥ ६०

હે રાજા, ત્યારથી આ બ્રહ્મસર તીર્થ થયું અને આ ઠેકાણે બ્રાહ્મણો કમંડળના દાનને વખાણે છે. ૬૦.

श्रीमालेयोर्चयेद्राजनूपद्मभुस्तस्यतुष्यति ॥ ६१

હે રાજા, જે શ્રીમાલ તીર્થ વિષે પૂજન કરશે તેને બ્રહ્મા પ્રસન્ન થશે. ૬૧.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमाल माहात्म्ये ब्रह्मसरो माहात्म्यं नाम सप्तदशोऽध्यायः ॥ १७

એ પ્રમાણે સ્કંદ પુરાણની એકાશી હજારમી સંહીતામાંહેના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "બ્રહ્મસરોવર માહાત્મ" એવા નામનો સતરમો અધ્યાય પૂરો થયો. ૧૭.

---

## ॥ अथ अष्टादशोऽध्यायः ॥

### અધ્યાય ૧૮ મો.

ततोगच्छेन्महाराजदेवींसर्वार्थसिद्धिदां ।
त्रिषुलोकेषुविख्यातांवरुणाविमितिप्रभो ॥ १

त्रैयंम्बकस्यसरसःकूलमुत्तरमाश्रिताम् ।
यस्याःसंदर्शनादेवनरःपापात्प्रमुच्यते ॥ २
पुरासीद्वरुणोनामब्राह्मणःशास्त्रवित्तमः ।
शान्तोदान्तःशुचिर्धिमान्तपस्वीवाग्विदांवरः ॥ ३
वनेतपस्यतस्तस्यसुवर्णगिरिसन्निधौ ।
कुलमुत्सादितंसर्वंराक्षसैःक्रुरकर्मभिः ।
मच्छापपरिभूतस्यसौदासस्यानुगामिभिः ॥ ४
सन्निरीक्ष्यद्विजश्रेष्ठोराक्षसैर्भक्षितान्सुतान् ।
बन्धून्भ्रातृन्सपत्नीकान्विललापसुदुःखितः ॥ ५

હે સમર્થ મહારાજ, ત્યાર પછી જેનાં દર્શનથીજ માણસ પાપથી મુકાઈ જાયછે, તે સર્વ અર્થની સિદ્ધિને આપનાર, ત્રણ લોક વિખ્યાત, અને ત્રૈયંબક નામના સરોવરના ઉત્તરકાંઠાં પ્રત્યે આશ્રય કરી રહેલાં, વરૂણાવિ નામનાં દેવી પ્રત્યે જવું. ૧–૨. પૂર્વે શાસ્ત્રને જાણનાર, શાંત ઇંદ્રિયજિત પવિત્ર, બુદ્ધિમાન, તપ કરનાર, અને વાણીને જાણનારાઓમાં ઉત્તમ વરૂણ નામે બ્રાહ્મણ હતો. ૩. તે બ્રાહ્મણ સુવર્ણ પર્વતની સમીપ વનમાં તપ કરતો હતો ત્યારે ક્રુર કર્મ વાળા અને મારા શાપ વડે પરાભવ પામેલા સૌદાસને અનુસરનારા રાક્ષસોએ તેનું સર્વ કુલ નાશ પમાડયું. ૪. રાક્ષસોથી સ્ત્રી સહિત ભક્ષણ થયેલા પુત્રોને, બંધુઓને, ભાઇઓને જોઇને બ્રાહ્મણોમાં શ્રેષ્ટ વરૂણ અતિ દુઃખથી વિલાપ કરવા લાગ્યો. ૫.

## ॥ वरुणउवाच ॥

इमेदाराःसुताश्चेमेभ्रातरोबान्धवाश्चये ।
राक्षसैर्भक्षिताःसर्वेक्रोशन्तःपश्यतोमम ॥ ६
नास्तिशास्ताद्विजेन्द्राणांत्रिषुलोकेषुकश्चन ।
नधर्मोविद्यतेनूनंनचारिततपसांफलम् ॥
यत्रमेराक्षसैर्दुष्टैःकुलच्छेदःकृतोऽधुना ॥ ७
किंकरोमिक्कगच्छामिकस्यवाकथयाम्यहं ।

राक्षसेभ्यःपरित्रातुंशक्तिःकस्यापिनास्त्युत ॥ ८
अनेनापिगिरीन्द्रेणपार्श्वेनिवसतःसदा ।
जङ्गमांमूर्त्तिमास्थायनत्राणंविहितंमम ॥ ९
एतेवैदेवतात्मानःश्रूयन्तेभुविपर्वताः ।
धारयन्तिमहींकृत्स्नामिमांसागरमेखलाम् ॥ १०
तस्माच्छापंप्रदास्यामिद्विजानत्राणतोगिरेः ॥ ११

**વરૂણ** બોલ્યા કે, આ સ્ત્રીઓ, આ પુત્રો, આ બાઇઓ, અને આ બાંધવો, તે કલકલાટ કરતા સર્વને મારા જોતાં રાક્ષસોએ ભક્ષણ કર્યા. ૬. ત્રણ લોકમાં કોઇપણ બ્રાહ્મણોનો શાસન કરનારો નથી, ધર્મ નથી અને તપનું ફળ પણ જરૂર નથી, જેથી આ ઠેકાણે દુષ્ટ રાક્ષસોએ મારા કુળનો નાશ કર્યો. ૭. હું શું કરૂં, ક્યાં જાઊં, અને કોને કહું, કારણ કે રાક્ષસોથી રક્ષા કરવા માટે કોઇની પણ શક્તિ નથી. ૮. વળી આ મોટા પર્વતે પણ જંગમ શરીર ધારણ કરીને મારૂં નિરંતર પડખે વસનારાનું રક્ષણ ન કર્યું. ૯. આ પર્વતો પૃથ્વીમાં દેવતાના આત્મા રૂપ સંભળાય છે, અને સમુદ્ર રૂપી મેખલા વાળી આ સકળ પૃથ્વીને ધારણ કરે છે, માટે બ્રાહ્મણોની રક્ષા ન કરનારા પર્વતને શાપ આપીશ. ૧૦-૧૧.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वासद्विजोराजन्वरुणोमुनिपुङ्गवः ।
क्रुद्धःशशापतंशैलंसुवर्णाख्यंमनोहरं ॥ १२

**વસિષ્ઠ**—હે રાજા, એમ કહી મુનિઓમાં શ્રેષ્ટ તે વરૂણ બ્રાહ્મણે તે સુવર્ણ નામના મનોહર પર્વતને ક્રોધ પામી શાપ આપ્યો. ૧૨.

## ॥ वरुणउवाच ॥

हन्तस्वर्णगिरेविप्रानुपान्तेशरणंगतान् ।
नाभिरक्षसिरक्षोभ्यःशृणुतस्माद्वचोमम ॥ १३

उत्पत्स्यन्तेनतरवःफलपुष्पान्वितास्त्वयि ।
एतेसर्वेपिसुजलाःशोषंयास्यन्तिनिर्झराः ॥ १४
स्नुहिप्रायाणिशृङ्गाणिस्थलप्रायानितम्बभूः ।
भविष्यंतिनसन्देहोवचनान्मेशिलोच्चय ॥ १५

વરૂણ-અફસોસ ! હે સુવર્ણ પર્વત, પાસે શરણ પામેલા બ્રાહ્મણોની તું રાક્ષસો થકી રક્ષા કરતો નથી; માટે મારૂં વચન સાંભળ. ૧૩. હે પર્વત, તારા વિષે ફળ અને પુષ્પો વાળા વૃક્ષો પેદા થશે નહિ; તથા આ સર્વ સારાં જળવાળાં ઝરણાંઓ સુકાઇ જશે; વળી મારાં વચનથી તારાં શિખરો શાખા વાળી જમિન સરખાં થશે; અને પડખાની ભુમિ જમીન સરખી થશે, એમાં સંદેહ નથી. ૧૪-૧૫.

## ॥ वसिष्टउवाच ॥

इतिदत्त्वामुनिःशापंश्रीमालेसमहातपाः ।
तत्रसंस्कृतवान्बन्धून्शोचन्राक्षसभक्षितान् ॥ १६
तदाप्रभृतिभूपालसुवर्णाख्योनगोत्तमः ।
वृतःकंटकिभिर्वृक्षैःस्नुहिमात्रैरजायत ॥ १७
शुष्काणिनिर्झराम्भांसिभूमिर्जाताबहुस्थला ।
परित्यज्याथतंदेशंवरुणोदुःखविह्वलः ।
श्रीमालंपुनरेवासौतपस्तप्तुमुपागमत् ॥ १८
तत्रैत्र्यंम्बकंप्राप्यसरस्तत्रमनोहरं ।
ददर्शभ्रातृपुत्रौघैःसम्वृतान्परितोमुनीन् ॥ १९
तपःस्वाध्यायनिरतान्वल्कलाजिनवाससः ।
ततःस्मृतसुहृत्पुत्रोव्यलपद्वरुणःपुनः २०

**વસિષ્ઠ**—એ પ્રમાણે શાપ આપીને, રાક્ષસથી ભક્ષણ થયેલાઓનો શોક કરતા તે મહા તપસ્વી વરૂણ મુનીએ તે શ્રીમાળ ક્ષેત્રમાં બંધુઓનો સંસ્કાર કર્યો. ૧૬. હે રાજા ત્યારથી સુવર્ણ નામનો ઉત્તમ પર્વત કંટકવાળાં અને માત્ર

શાખા વાળાં ઝાડો (ઉજડ) થયો. ૧૭. અને ઝરણાંઓનાં જળ સુકાઇ ગયાં તથા જમીન બહુ સ્થલવાળી થઇ. પછી દુઃખ વડે વિહ્વલ થયેલો તે વરૂણ તે દેશને તજી ફરીને તપ કરવા માટે શ્રીમાળ ક્ષેત્રમાંજ આવ્યો. ૧૮. વૃક્ષો વડે મનોહર ત્રૈયંબક સરોવર ઉપર જતાં ત્યાં પોતાના ભાઇયો અને પુત્રો વડે ચોતરફ વીંટાએલા, તપ તથા પોતાના અભ્યાસ (વેદ)માં પ્રીતિ વાળા, અને વલ્કલ તથા ચર્મનાં વસ્ત્રો વાળા મુનિઓને જોવાથી સંબંધિઓ અને પુત્રોનું સ્મરણ થવાને લીધે વરૂણ ફરીને વિલાપ કરવા લાગ્યો. ૧૯-૨૦.

## ॥ वरुण उवाच ॥

क्कमेशिष्याःक्कमेपुत्राःक्कदाराःक्कचबान्धवाः ।
अहमासंमुदायुक्तःसम्वृतोयैस्तपोवने ॥ २१
स्विन्नाङ्गमग्निशालायामात्मजैर्ब्रह्मचारिभिः ।
नपश्यामिस्वमद्याहंवीज्यमानंपटाञ्चलैः ॥ २२
बाहूनुद्धूयमानानांशिरांसिचतपस्विनां ।
गात्राणिममबन्धूनांभक्षितानिनिशाचरैः ॥ २३
अद्यशून्यामिमामुर्वींपश्यामिसवनाचलां ।
विनातान्प्रियसम्भाषान्प्रियबन्धुसुहृत्सुतान् ॥ २४
अहोदुष्कृतसंसारःकृतोयःपूर्वजन्मनि ।
येनपूर्णममाद्यापिहृदयंनविदीर्यते ॥ २५
एकोनार्हतिगार्हस्थमेकोनार्हतिसत्क्रियाम् ॥
सञ्चिनोतिनचैकोर्थानेकोयातिपराजयम् ॥ २६
सोहमेकःकृतोहन्तदैवेनाद्यदुरात्मना ।
क्कयन्तास्मिभृशंदीनःशोकव्याकुलचेतनः ॥ २७
इत्थंविलपतस्तस्यमुनयोदीर्घदर्शिनः ।
आश्वास्यकृपयाविष्टावरुणंप्रत्यबोधयन् ॥ २८

વરૂણ—જેઓ વડે વીંટાએલો હું તપોવનમાં હર્ષ યુક્ત હતો, તે મારા

શિષ્યો ક્યાં ગયા, તે મારા પુત્રો ક્યાં ગયા, તે મારી સ્ત્રી ક્યાં ગઈ, અને તે મારા બાંધવો ક્યાં ગયા! ૨૧. અગ્નિ શાળામાં પરશેવા વાળું અંગ થવાથી બ્રહ્મચારી એવા મારા પુત્રો વસ્ત્રો વડે મને વાસર નાંખતા, એવો હું આજ પોતાને જોતો નથી. ૨૨. ખભાઓને હલાવતા તપસ્વીઓના મસ્તકને તથા રાક્ષસોએ ભક્ષણ કરેલા બંધુઓનાં શરીરોને હું દેખુંછું. ૨૩. આજ વન અને પર્વત સહિત આ પૃથ્વીને પ્રિય બોલનારા વહાલા સગાસ્નેહિઓ અને પુત્રો વિના શુન્ય દેખુંછું. ૨૪. અહો! પૂર્વે જન્મમાં જે ખરાબ સંસાર કરેલ છે તેણે કરી આજ પણ મારૂં હૃદય પુરૂં ફાટી પડતું નથી. ૨૫. એકલો માણસ ગૃહસ્થપણાને યોગ્ય નથી, એકલો સારી ક્રિયાને યોગ્ય નથી, એકલો માણસ અર્થનો સંચય કરતો નથી, અને એકલો પરાજયને પામે છે. ૨૬, હાય! મને આજ દુષ્ટ આત્મા વાળા દૈવે એકલો કર્યો. માટે અતિ દીન, અને શોક વડે જેની વ્યાકુળ બુદ્ધિ છે એવો હું ક્યાં જાઊં?૨૭. એવી રીતે જ્યારે તે વિલાપ કરતો હતો, ત્યારે કૃપા વડે યુક્ત દીર્ઘ દૃષ્ટિવાળા મુનીયો વરૂણને આશ્વાસના કરી બોધ દેવાલાગ્યા. ૨૮.

## ॥ मुनयऊचुः ॥

माविषीदमुनिश्रेष्ठसर्वशास्त्रविशारद ।
गतागतंयतोलोकेसर्वेकुर्वन्तिजन्तवः ॥ २९
नदेहस्यात्मनःकिंचिन्नदेहस्यतथात्मनि ।
लोहभ्रामकसम्बन्धेमतयोर्विद्धिसत्तम ॥ ३०
वस्तुजातमिदंनास्तिप्रेक्ष्यमाणमपिद्विज ।
मृगतृष्णाजलानीवचित्तभ्रान्तिनिबन्धनं ॥ ३१
आहारायविहङ्गस्यकुलायंत्यजतोयथा ।
लीलातथात्मनोदेहंविहायान्यत्रगच्छतः ॥ ३२
वहिरिन्द्रियसङ्गीनिवस्तूनिशतशोबहिः ।
नास्मानंतानिपश्यन्तितत्कःशोकस्तदत्यये ॥ ३३
यथालीढंश्वभिःपात्रंसद्भिर्दूरेनिरस्यते ।

इन्द्रियैर्दूषितंदेहंमुनिश्रेष्ठतथात्मना ॥ ३४
नात्मनोदेहसङ्गोस्तिनप्राप्तिःसुखदुःखयोः ।
वयोवस्थाक्रमोनैवनचदाराःकुतश्चन ॥ ३५
उत्पद्यन्तेविनाशायसर्वेजगतिजन्तवः ।
नाशंतेषामतःपश्यन्शोकंकुर्यान्नपण्डितः ॥ ३६
यंविषादोभिभवतिविषमेसमुपस्थिते ।
तेजसातस्यहीनस्यपुरुषार्थोनविद्यते ॥ ३७
तस्माद्धर्मार्जनेयत्नंदिवारात्रमतन्द्रितः ।
कुरुहोमैर्जपैर्ब्रह्मन्वेदाभ्यासेनचप्रभो ॥ ३८

**મુનિયો** બોલ્યા કે, હે સર્વ શાસ્ત્રમાં કુશળ મુનિ શ્રેષ્ઠ, જગતમાં સર્વ જંતુઓ આવાગમન કરેછે માટે ખેદ કર માં. ૨૯. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! દેહનું આત્માને કાંઇ નથી અને તે રીતે આત્મા વિષે દેહનું કાંઇ નથી; તે બેકનો સમ્બંધ લોહ અને લોહચુમ્બક સરખો જાણ. ૩૦. હે બ્રાહ્મણ આ વસ્તુઓનો સમૂહ દેખાતો એવો પણ છે નહિ, અને મૃગતૃષ્ણાનાં (ઝાંઝવાનાં) જળની પેઠે ભ્રાંતિને કરનારછે. ૩૧. આહાર માટે માળાને તજી જનારા પક્ષિની લીલા છે તે પ્રમાણે દેહને તજી બીજે જનારા આત્માની લીલા છે. ૩૨. બાહેરની ઇંદ્રિઓના સંગવાળી હજારો વસ્તુઓ બાહેર છે અને તે આત્માને દેખતી નથી, ત્યારે તેના જવા વિષે શું શોક કરવો ? ૩૩. જેવી રીતે કુતરાઓએ ચાટેલ હામને સત્પુરૂષો દૂર કાઢી નાંખે છે, તેવી રીતે, હે મુનિશ્રેષ્ઠ, આત્મા ઇંદ્રિઓ વડે દોષ પામેલા દેહને દૂર કાઢી નાંખે છે. ૩૪. આત્માને દેહનો સંગ નથી, સુખ દુઃખની પ્રાપ્તિ નથી, વય તથા અવસ્થાનો ક્રમ નથી, અને કોઇ ઠેકાણે સ્ત્રી પણ નથી. ૩૫. જગતમાં સર્વ જંતુઓ નાશ માટે ઉત્પન્ન થાયછે, તેથી તેઓના નાશને જોનારા પંડિતે શોક ન કરવો. ૩૬. વિષમ વખત આવે ત્યારે જેને ખેદ પરાભવ પમાડે છે, તે તેજ રહિત માણસ પુરૂષાર્થ કરી શકતો નથી. ૩૭. હે સમર્થ, બ્રાહ્મણ તે માટે દિવસ રાત્રિ આલસનો ત્યાગ કરી હોમવડે, જપવડે, અને વેદાભ્યાસ વડે ધર્મ મેલવવામાં યત્ન કર. ૩૮.

## ॥ वसिष्टउवाच ॥

इत्याश्वास्यद्विजश्रेष्ठाःसर्वेजग्मुर्यथागतं ।
वरुणोपिद्विजोराजंस्तदाशोकममुंचत ॥ ३९
आश्वस्तश्चिन्तयामासकथंपुत्रोभवेदिति ।
कुलच्छेदोऽतिदुःखायपितॄणांस्यादितिश्रुतिः ॥ ४०
अथत्र्यम्बकात्तीर्थादुत्तरस्यांमहत्ततः ।
कुर्वन्नाराधयिष्येहंदेवींत्रिभुनेश्वरीम् ॥ ४१
इतिकृत्वामतिंदेवोवरुणोनृपसत्तम् ।
चकारस्थंडिलंचारुविशालंवालुकामयं ॥ ४२
अथत्र्यम्बकेतीर्थेस्नात्वासन्तर्प्यदेवताः ।
आगमोक्तैर्महामन्त्रैस्तत्रदेवींन्यवेशयत् ॥ ४३
स्वयंशीर्णानिपत्राणिगृहीत्वासपरेऽहनि ।
अश्नातिवरुणोराजंस्त्रिकालंस्नानमाचरन् ॥ ४४
चत्वारोवार्षिकामासाव्यपक्रान्तामहात्मनः ।
एवंतपस्यतस्तस्यततोभूच्छिशिरोदयः ॥ ४५
जलाहारपरोनित्यमपचक्रामतानपि ।
निराहारोथनैदाघंमुनिःकालमकालयत् ॥ ४६
पुनःप्राप्तासुवर्षासुप्राणरोधंविधायवै ।
तप्यमानस्यदीनस्यशरत्कालःकिलाययौ ॥ ४७
पुष्पैर्गन्धैस्तथाधूपैर्वन्यैर्मूलफलैरपि ।
स्तवैर्ध्यानैर्जपैर्होमैर्देवीमाराधयाच्चिरं ॥ ४८
अथाश्विनस्यमासस्यशुक्लपक्षेद्विजन्मनः ।
कृपयापरयादेवीप्रत्यक्षाभून्महेश्वरी ॥ ४९
सूर्यकोटिप्रतीकाशाश्वेतरूपधरातथा ।

विशालॅलोचनादेवीस्फुरत्कोटीरकुण्डला ॥ ५०
बिभ्राणास्थविरंरूपंपलिताक्रान्तमस्तका ।
स्थण्डिलोपरिविन्यस्तांपुष्पपूजामुदस्यत्रै ॥ ५१
मध्याद्विनिर्ययौराजन्देवीभक्तार्तिहारिणी ।
दृष्ट्वाथतांजगन्मातांतुष्टाववरुणोद्विजः ॥ ५२

**વસિષ્ઠ** બોલ્યા કે, હે રાજા, આ રીતે આશ્વાસના કરી શ્રેષ્ઠ મુનિઓ આવ્યા હતા તેમ ગયા, અને વરૂણ બ્રાહ્મણે ત્યારે શોક મુકી દીધો. ૩૯. આશ્વાસના કરાએલો તે બ્રાહ્મણ પુત્ર કેવી રીતે થાય તે વિચારવા લાગ્યો, કારણ કે કુલના નાશથી પિતૃઓ અતિ દુઃખ પામે છે એ પ્રમાણે શ્રુતિછે. ૪૦. હે શ્રેષ્ઠ રાજા, પછી ત્રૈયંબક નામના તીર્થથી ઉત્તર દિશામાં મોટું તપ કરીને હું ત્રણ જગતની ઇશ્વરી દેવીનું આરાધન કરીશ, એવો વિચાર કરી સમર્થ વરૂણ બ્રાહ્મણે સુંદર અને વિશાલ રેતી વાલું સ્થંડિલ કર્યું. ૪૧-૪૨. પછી ત્રૈયંબક તીર્થમાં સ્નાન કરી, દેવતાઓનું તર્પણ કરી, શાસ્ત્રમાં કહેલા મહા મંત્રોવડે ત્યાં દેવીનું સ્થાપન કર્યું. ૪૩. હે રાજા, ત્રણ કાળ સ્નાન કરનારો વરૂણ બ્રાહ્મણ પોતાની મેળે પડેલાં પાંદડાઓને લેઇ એકાંતરે દિવસે ખાવા લાગ્યો. ૪૪. એ પ્રમાણે તપ કરતાં તે બ્રાહ્મણના ચોમાસાના ચાર મહીના ચાલ્યા ગયા પછી શિશિર કાલનો ઉદય થયો. ૪૫. વરૂણ મુનિએ નિરંતર જલનો આહાર કરી શિશિર કાલના દિવસો પણ કાઢ્યા અને તે પછી આહાર (ભોજન) વિના ગ્રીષ્મ (ઉનાલાનો) કાલ કાઢ્યો. ૪૬. ફરીને વર્ષા ઋતુ આવી ત્યારે પ્રાણનો રોધ કરી જ્યારે તે દીન વરૂણ તપ કરતો હતો ત્યારે શરદ કાલ પણ આવ્યો. ૪૭. પુષ્પ, ધૂપ, વપનાં મૂલ તથા ફલ, સ્તોત્ર, ધ્યાન, જપ, અને હોમ વડે ઘણીવાર વરૂણ બ્રાહ્મણ દેવીનું આરાધન કરવા લાગ્યો. ૪૮. પછી આશ્વિન માસના શુકલ પક્ષમાં પરમ કૃપા વડે પાર્વતી દેવી તે બ્રાહ્મણને પ્રત્યક્ષ થયાં. ૪૯. હે રાજા, કરોડો સૂર્ય સરખાં, શ્વેત રૂપને ધારણ કરનાર, વિશાલ નેત્ર વાળાં, શોભિતી કોટીર અને કુંડલ વાળાં વૃદ્ધ રૂપને ધારણ કરનાર, પળીયાં યુક્ત મસ્તકવાળાં, અને ભક્તની પીડાને હરનાર, એવાં દેવી સ્થંડિલની ઉપર રાખેલી પુષ્પોની પૂજાને દુર કરી મધ્યમાંથી નિકળ્યાં અને તે જગતનાં માતાને જોઇ વરૂણ બ્રાહ્મણ તેની સ્તુતિ કરવા લાગ્યો. ૫૦-૫૧-૫૨.

## ॥ वरुणउवाच ॥

प्रसन्नवदनांभोजेध्रुवंदेविपरापरे ।
तुभ्यंशुंभासुरहरेनमोदेविजगन्मये ॥ ५३
यथाव्याप्तमिदंविश्वमात्मशक्त्याचराचरं ।
स्तोष्यामितामहंकेनविशेषणेनकिंचन ॥ ५४
महात्ययेसुरव्यग्रंदंष्ट्राकोटिगतंजगत् ।
व्यावृत्यप्रकृतिंनींतत्वयादुष्टनिबर्हिणे ॥ ५५
त्वमेतत्सर्वभूतानांदेवानांत्राणकारिणी ।
आर्तानांशरणंदेवित्रैलोक्येसचराचरे ॥ ५६
त्वयैकार्णवसम्भूतेमधुकैटभशङ्कितः ।
हरिंप्रबोध्यसहसात्रातःकिलपितामहः ॥ ५७
प्रबुद्धकनकाम्भोजत्वन्नेत्रकिरणाऽमृतेः ।
सिक्तादेविनबाध्यन्तेनराःपापशतैरपि ॥ ५८
नचिन्तावांच्छितार्थेषुतेषांमनसिजायते ।
येषांसर्वार्थप्रभवादेवित्वंध्यानगोचरा ॥ ५९
गृहेषुतेषुशर्वाणिनशोकःकुरुतेपदं ।
मङ्गलायतनंमातःपूज्यसेयत्रमानवैः ॥ ६०
कौपीनमात्रवासोभिःस्वकैरर्चितासियैः ।
दुकूलपरिधानास्तेयजन्तेविविधैर्मखैः ॥ ६१
इच्छाशक्तिमयीमातःपरस्यपरमेष्ठिनः ।
जगत्त्रियरुपेणत्वमेकैवविजृम्भसे ॥ ६२
नत्वांविनाविधिःस्रष्टुंशक्तस्त्रातुंनचाच्युतः ।
नसंहर्तुंमहेशानोजगन्तिजगतांप्रिये ॥ ६३
इहत्रिलिङ्गनिर्देश्यंयत्किंचिदपिविद्यते ।

सकलंतत्त्वमेवैकाव्याप्यविश्वंव्यवस्थिता ॥ ६४
वन्ध्यानांपुत्रदासित्वंभर्तृदाबालसुभ्रुवाम् ।
पत्निप्रदाकुमाराणांदरिद्राणांचवित्तदा ॥ ६५
सोहंहतसुहृत्पुत्रस्त्वामम्बशरणंगतः ।
त्राहिमांभक्तिसंयुक्तमंघ्रिपङ्कजसङ्गतं ॥ ६६

**વરૂણ** બોલ્યા કે, પ્રસન્ન મુખ કમલ વાળી, સ્થાવર જંગમરૂપ, નિશ્ચલ, શુંભાસુરને મારનાર, જગતમય, હે દેવિ હું તમને નમસ્કાર કરૂંછું. ૫૩. આત્માની શક્તિ વડે આ ચરાચર વિશ્વ વ્યાપેલું છે તેથી હું તેની કોઇ પણ વિશેપણે કરીને કશી સ્તુતિ કરી શકીશ નહિ. ૫૪. હે દુષ્ટને નાશ પમાડનારિ, મહા પ્રલયને વખતે દેવતાઓ વડે વ્યગ્ર અને દાઢના આગલા ભાગમાં રહેલ જગતને વિસ્તારિ તમે પ્રકૃતિ રૂપ પમાડ્યું હતું. ૫૫. હે દેવિ, તું આ સર્વ પ્રાણિઓની અને દેવતાઓની રક્ષણ કરનારી છે અને ચર અચર સહિત એવા ત્રણ લોકમાં પીડિત માણસોનાં શરણ રૂપ છો. ૫૬. જ્યારે એક સમુદ્ર રૂપં સર્વ થયું હતું, ત્યારે તમે વિષ્ણુને જાગૃત કરી મધુ કૈટભ દૈત્યથી શંકા પામેલા બ્રહ્માની તત્કાળ રક્ષા કરી હતી. ૫૭. હે દેવિ, પ્રફુલ્લિત કમલ સરખાં તમારાં નેત્રનાં કિરણ રૂપી અમૃત વડે છંટાએલા પુરૂષો હજારો પાપ વડે પણ બાધ પામતા નથી. ૫૮. હે દેવિ સર્વ અર્થને ઉત્પન્ન કરનારાં તમે જેઓના મનમાં વસોછો તેઓને ઇચ્છિત અર્થમાં ચિંતા થતી નથી. ૫૯. હે માતા પાર્વતિ, મંગલનાં સ્થાનક રૂપ એવાં તમે જ્યાં માણસોથી પુજાઓછો તે ઘરોમાં શોક ઠેકાણું કરતો નથી. ૬૦. વસ્ત્રમાં માત્ર લંગોટી વાળા પુરૂષોએ પોતાના હાથ વડે તમારી પૂજા કરેલી છે તેઓ હિરાગલ વસ્ત્ર વાળા બની જુદા જુદા પ્રકારના યજ્ઞો વડે યજન કરેછે. ૬૧. હે મા, પરમ પરમેશ્વર ઇચ્છા શક્તિમય એવાં એક તમેજ ત્રણ જગત રૂપે વૃદ્ધિ પામોછો. ૬૨, હે જગતનાં પ્રિય દેવિ, તમારા વિના જગતને સ્રજવાને બ્રહ્મા સમર્થ નથી, પાલન કરવાને વિષ્નુ સમર્થ નથી, અને સંહાર કરવાને મહાદેવ સમર્થ નથી. ૬૩. આ લોકમાં જે કોઇ પણ ત્રણ લિંગ વડે કેહેવાતું છે તે સર્વ રૂપ તમે એકજછો, અને સકળ જગત પ્રત્યે વ્યાપી રહ્યાંછો ૬૪. તમે વાંઝીઆઓને પુત્ર આપનારાં, કન્યાઓને પતિ આપનારાં, છોકરાંઓને કન્યા આપનારાં, અને દરિદ્ર લોકોને ધન આપનારાં છો, ૬૫. માટે હે મા, જેનાં સ્નેહિઓ અને પુત્ર હણા-

એલ છે એવો હું તમારે શરણે આવ્યો છું, માટે ભક્તિયુક્ત અને તમારા ચરણકમલને પામેલાની મારી રક્ષા કરો. ૬૬.

## ॥ श्री देव्युवाच ॥

वरंवरयभद्रंतेयत्सुरैरपिदुर्लभं ।
परितुष्टाप्रदास्यामिभक्तायद्विजवर्यते ॥ ६७

દેવી—હે ઉત્તમ બ્રાહ્મણ તારૂં કલ્યાણ થાઓ; દેવતાઓને પણ દુર્લભ એવું વરદાન માગ. તું ભક્ત ઉપર પ્રસન્ન થવાથી હું તને તે આપીશ. ૬૭.

## ॥ वरुण उवाच ॥

राक्षसैर्भक्षितंदेविकुलंममसुरेश्वरि ।
जरयाजीर्णदेहस्यकथंतन्मेकुलोदयः ॥ ६८

વરૂણ બોલ્યો કે, હે દેવતાઓની નિયંતા દેવિ, રાક્ષસોએ મારાં કુલને ભક્ષણ કરેલું છે, માટે જરા વડે જીર્ણ દેહ વાળો હું તેના કુળનો ઉદય કેમ થાય તે કહો. ૬૮.

## ॥ श्री देव्युवाच ॥

पुत्रस्यतेकनिष्ठस्यपत्नीराक्षसशङ्कया ।
गिरिकन्दरमध्यास्तेतस्यागर्भोस्तिनिश्चितं ॥ ६९
पतिशोकसमाक्रान्ताबन्धुस्वजनवर्जिता ।
क्लिश्यमानासगर्भासादुःखंजीवतिपर्वते ॥ ७०
द्वाभ्यामनन्तरंत्रिप्रमासाभ्यांवेदवित्तम ।
प्रसविष्यतिसापुत्रंनात्रकार्याविचारणा ॥ ७१
इदंश्रीमालमासाद्यसर्वतीर्थमयंशुभं ।
स्थितिंत्वम्नकरिष्यामियावदाहूतसंप्लवं ॥ ७२

દેવી બોલ્યા કે, તારા નાના પુત્રની સ્ત્રી રાક્ષસોના ભયથી પર્વતની

ગુફામાં રહે છે, અને જરૂર તેને ગર્ભ છે. ૬૯. પતિના શોક વડે વ્યાપ્ત, બંધુ અને સગાઓથી તજાયેલી, ક્લેશ પામતી તથા ગર્ભ વાળી એવી તે સ્ત્રી પર્વતમાં દુ:ખથી જીવે છે. ૭૦. હે સર્વોત્તમ વેદ જાણનારા બ્રાહ્મણ, તે સ્ત્રી બે માસ પછી પુત્ર જણશે, એમાં તારે શંકા ન કરવી. ૭૧. હે બ્રાહ્મણ, સર્વ તીર્થમય એવાં સુંદર આ શ્રીમાલ તીર્થ પ્રત્યે આવી જ્યાં સુધી પ્રલય આવશે ત્યાં સુધી હું સ્થિતિ કરીશ. ૭૨.

## ॥ वरुण उवाच ॥

यदितुष्टासिमेदेविस्थातव्यमिहचेत्त्वया ।
तदम्बममनाम्नावैविश्रुताभवभूतले ॥ ७३

વરૂણ બોલ્યો કે, હે દેવિ, જો મારાપર પ્રસન્ન થયાં હો, અને જો અહિં તમારે રેહેવું હોય, તો હે માતા મારાં નામે કરી પૃથ્વીમાં પ્રખ્યાત થાઓ. ૭૩.

## ॥ श्री देव्युवाच ॥

वरुणंविक्ष्यदुःखार्तमाविर्भूताऽस्मियद्भुवि।
वरुणाविरितिख्यातंनामतन्मेभविष्यति ॥ ७४
श्रीमालवासीनांभक्त्यातुष्टादास्यामिवाञ्छितं ।
पुत्रान्दास्याम्यपुत्राणांकन्यानांचपतींस्तथा ॥ ७५
येमाघस्यसिताष्टम्यांचैत्रस्याश्वयुजस्यवा ।
अर्चयिष्यन्तिबलिभिस्तेभविष्यन्तिभूभुजः ॥ ७६

**દેવી**–દુ:ખથી પીડા પામેલા વરૂણને જોઇ પૃથ્વીમાં હું પ્રગટ થઇ છું માટે વરૂણાવિ એ રીતે મારૂં નામ પ્રખ્યાત થશે. ૭૪. શ્રીમાલમાં વસનારાઓની ભક્તિ વડે પ્રસન્ન થએલી હું ઇચ્છિત ફલને આપીશ તથા પુત્રહીન માણસોને પુત્ર અને કન્યાઓને પતિ આપીશ. ૭૫. જેઓ માઘ, ચૈત્ર અથવા કાર્તિક માસના શુકલપક્ષની આઠમને દિવસે બલિદાન વડે મને પૂજશે તેઓ પૃથ્વીને ભોગવનારા થશે. ૭૬.

## ॥ वसिष्टउवाच ॥

इतिदत्वावरंदेवीप्रेषयामासतंद्विजं ।
यत्रास्तेऽद्रितटान्तेसालीनाभीताद्विजस्नुषा ॥ ७७
गत्वाद्विजोपितत्राशुसोत्साहहृदयोनृप ।
आश्वासयततामार्तांपतिशोकानुगांस्नुषां ॥ ७८
सगर्भातामुपादायवरुणोद्विजसत्तमः ।
श्रीमालेन्यवसद्देवींवरुणावीमुपासितुम् ॥ ७९
ततोदेव्यायथोद्दिष्टेकालेतस्यस्नुषानृप ।
प्रयताजनयत्पुत्रंगुणज्ञंपुण्यलक्षणं ॥ ८०
ततस्तस्यद्विजेन्द्रस्यद्विजैःश्रीमालवासिभिः ।
आगत्यसदनंहृष्टैःपुत्रनामकृतंनृप ॥ ८१

**વસિષ્ઠ** બોલ્યા કે, આ રીતે વરદાન આપીને જે પર્વતના કાંઠાના અંતભાગમાં તે બ્રાહ્મણના છોકરાની સ્ત્રી ભય પામી છુપાએલી હતી ત્યાં તે બ્રાહ્મણને દેવીએ મોકલ્યો. ૭૭. હે રાજા, ઉત્સાહવાળું જેનું હૃદય છે એવો બ્રાહ્મણ પણ ત્યાં જલ્દી જઇને પીડા પામેલ અને પતિના શોક વાળી તે પોતાના પુત્રની વહુને આશ્વાસના કરવા લાગ્યો. ૭૮. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ વરૂણ પોતાના પુત્રની સગર્ભા વહુને લેઇને વરૂણાદિ દેવીની ઉપાસના કરવા માટે શ્રીમાલ ક્ષેત્રમાં વસવા લાગ્યો. ૭૯. હે રાજા, ત્યારપછી દેવીએ કહ્યું હતું તે વખતે યત્ન વાળી તે બ્રાહ્મણના છોકરાની સ્ત્રીએ ગુણ જાણનારા અને પુણ્યકારિ લક્ષણવાળા પુત્રને જણ્યો. ૮૦. હે રાજા, તે પછી હર્ષ પામેલા શ્રીમાલ વિષે વસનારા બ્રાહ્મણોએ તે બ્રાહ્મણને ઘેર જઇ પુત્રનું નામ પાડ્યું. ૮૧.

## ॥ द्विजाऊचुः ॥

भक्षितंपितृनाथेनकुलमस्यद्विजन्मनः ।
देवीभयात्पुनर्वान्तंवान्तस्तस्माद्भवत्यसौ ॥ ८२

**બ્રાહ્મણો** બોલ્યા કે, પિતૃનાથે (યમે) આ બ્રાહ્મણના કુળનું ભક્ષણ

કર્યું, અને દેવીના ભયથી (વાન્ત કર્યું) બહાર કાઢયું માટે આ પુત્રનું નામ વાન્ત થશે. ૮૨.

## ॥ वसिष्ठउवाच ॥

इत्युक्त्वातेद्विजाःसर्वेमुदिताःस्वगृहान्ययुः ।
वरुणस्यकुलंराजंस्ततःस्फीतिमविन्दत ॥ ८३
ततोयेवान्तसंज्ञस्यद्विजस्यात्रकुलेऽभवन् ।
वान्ताइतिसमाख्याताःश्रीमालेऽद्यापितेद्विजाः ॥ ८४
तदाप्रभृतिसादेवीलोकानांवाञ्छितप्रदा ।
वरुणाविरितिख्याताश्रीमालेस्थितिमातनोत् ॥ ८५
तत्राश्चर्यमिदंराजन्नद्यापिखलुदृश्यते
पुरस्ताज्जगतांमातुर्वनेमुनिजनप्रिये ॥ ८६
कृतेभवन्तिपुन्नागास्त्रेतायांदेवदारवः ।
अशोकाद्वापरेमासेकलौकंटकिनोद्रुमाः ॥ ८७
एतत्तेकथितंराजन्वरुणाविकथानकंः ।
इदंयःशृणुयाद्भक्त्यानस्यात्तस्यकुलत्रुटिः ॥ ८८

વસિષ્ઠ બોલ્યા કે હે રાજા, આ પ્રમાણે કહી હર્ષ પામેલા તે સર્વ બ્રાહ્મણો પોતાને ઘેર ગયા અને તે પછી વરૂણનું કુલ વૃદ્ધિ પામવા લાગ્યું. ૮૩. પછી વાન્ત નામના બ્રાહ્મણના એ કુળ વિષે જેઓ થયા તે બ્રાહ્મણો આજ પણ વાન્ત એ નામે શ્રીમાલમાં પ્રખ્યાત છે. ૮૪. ત્યારથી લોકોનાં ઇચ્છિતને આપનારાં અને વરૂણાવિ એ રીતે ખ્યાતિ પામેલાં તે દેવીએ શ્રીમાલમાં સ્થિતિ કરી. ૮૫. હે રાજા, ત્યાં આજ પણ આશ્ચર્ય દેખાય છે કે, મુનિજનોને પ્રિયવનમાં જગતના માતા વરૂણાવિ દેવીની પાસ સત્ય યુગમાં પુન્નાગ ઝાડ થાય છે, ત્રેતા યુગમાં દેવદારૂનાં ઝાડ, દ્વાપર યુગમાં અશોક નામનાં ઝાડ, અને કલિયુગ આવે ત્યારે બાવલનાં ઝાડ થાય છે. ૮૬–૮૭. હે રાજા, આ વરૂણાવિ દેવીનું કથાનક કહ્યું તે જે માણસ ભક્તિ વડે સાંભળે તેના કુલનો નાશ ન થાય. ૮૮.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य-

विभागे तृतीय परिच्छेदे श्रीमालमाहात्म्ये वरुणावी महात्म्यं नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥

એ પ્રમાણે સ્કંદ પુરાણની એકાશી હજારમી સંહીતામાંહેના બ્રાહ્મવિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "વરૂણાવી માહાત્મ્ય" એ નામનો અઢારમો અધ્યાય પૂરો થયો. ૧૮.

# ॥ अथ एकोनविंशोऽध्यायः ॥

## અધ્યાય ૧૯ મો.

## ॥ वसिष्ठउवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठसरःकैरातमुत्तमं ।
यत्रस्नानादपिनरोरूपंप्राप्नोत्यनुत्तमं ॥ १
किरातोझिंझिरोनामपूर्वमत्रार्बुदाचलात् ।
आगात्प्रियङ्गुपुष्पाणिविक्रेतुंसहभार्य्यया ॥ २
आरात्श्रीमालमुद्वीक्ष्यभार्यामिदमुवाचसः ।
प्रियेशुक्लाण्यपीमानिमहार्घाणिभवन्तिवै ॥
गन्धर्वस्तूपयोगीनिजायन्तेइतिनःश्रुतम् ॥ ३
एतद्भवेनवित्तेनकारयिष्यामिसायकान् ।
तैःकरिष्येऽथपापर्द्धिंसुखेनैवार्बुदेगिरौ ॥ ४
इत्युक्त्वाथप्रियांभार्यांकिरातोझिंझिरस्तदा ।
प्रविवेशपुरद्वारिसुविस्तीर्णंचतुष्पदं ॥ ५
पूर्वस्यांपणसंस्थायसंबाधंसममायतं ।
क्रयविक्रयसङ्कीर्णमापणश्रेणिमण्डितम् ॥ ६
दीनारैर्दशभिर्दत्वापुष्पाणिवणिजेनृप ।

ततोययौप्रियायुक्तोवीक्षितुंपुरसत्तमं ॥ ७
गच्छन्तमथतंद्वारिद्वारपालोऽभ्यभाषत ॥ ८

વસિષ્ટ બોલ્યા કે હે શ્રેષ્ટ રાજા, તે પછી ઉત્તમ કૈરાત સરોવર પ્રત્યે જવું કે જ્યાં સ્નાન કરવાથી પણ માણસ ઉત્તમ રૂપને પામે છે. ૧ પૂર્વે ઝિંઝિર નામે કિરાત (ભિલ્લ) અર્બુદાચલ (આબુ પર્વત) થકી અહિં પ્રિયંગુ-ઝાડનાં પુષ્પ વેંચવા સારૂ સ્ત્રી સહિત આવ્યો હતો. ૨. તે શ્રીમાલ તીર્થને સમીપ જોઇ, પોતાની સ્ત્રી પ્રત્યે આ પ્રમાણે કેહેવા લાગ્યો:–કે હે પ્રિયા, ધોળાં એવાં પણ આ પુષ્પો મોટાં મૂલ્ય વાળાં થાય છે, અને સુગંધ વાળી વસ્તુઓ વિષે ઉપયોગી થાય છે એ પ્રમાણે અમારાં સાંભળવામાં છે. ૩. આ પુષ્પોથી થએલાં ધન વડે બાણ કરીશ અને તે બાણ વડે સુખે કરી આબુ પર્વતમાં પાપની વૃદ્ધિ કરીશ. ૪. એ રીતે પ્રિય સ્ત્રીને કહી ઝિંઝિર નામનો ભિલ્લ તેજ વખતે શેહેરના દરવાજાની પાસેના અતિ વિસ્તાર વાળા, પૂર્વ દિશામાં હાટની સ્થિતિ વડેના બાંધા વાળા, સમાન લાંબા ક્રયવિક્રય પદાર્થો વડે સાંકડા અને હાટની હાર વડે શોભિતા એવા ચૌટામાં દાખલ થયો. ૫–૬. હે રાજા, ત્યાર પછી દશ દીનાર (નાણું) લઇને વાણિઆને પુષ્પો આપી સ્ત્રી સહિત અતિ સુંદર શેહેર જોવા ચાલ્યો. ૭. પછી દ્વાર વિષે જતાં તે ઝિંઝિર નામના ભિલ્લ પ્રત્યે દ્વારપાલ (દરવાન) આ પ્રમાણે બોલ્યો. ૮.

## ॥द्वारपालउवाच॥

नागन्तव्यमहोमध्येबहिरेवस्थितिंकुरु ।
वसन्तीहश्रियःपूज्यादेवानांचद्विजोत्तमाः ॥ ९
नप्रवेशोस्तितेमूढश्रीमालेदेवतास्थले ।
वर्णसङ्करजातानांक्षुद्राणांपापचेतसां ॥ १०
पिशुनानांकृतघ्नानांमूर्खाणामतपस्विनां ।
नास्तिकानांनृशंसानांतथाप्राकृतवादिनां ॥ ११
वेदविद्याविहीनानांपरवैभाष्यशीलिनां ।
परदाररतानांचनिर्वीरार्थोपजीविनां ॥ १२

पाखण्डिनांकदर्याणामनार्याणामनात्मनां ।
श्रीमालेनप्रवेशोऽस्तित्वादृशस्यचकाकथा ॥ १३

દ્વારપાલ બોલ્યો કે અરે, તારે અંદર આવવું નહિ, તું બાહેરજ ઉભોરહે, કારણ કે અહિં લક્ષ્મીને તથા દેવતાઓને પુજવા લાયક ઉત્તમ બ્રાહ્મણો વસે છે. ૯. હે મૂઢ, દેવતાનાં સ્થલ શ્રીમાલક્ષેત્રમાં તારો પ્રવેશ નહીં થવાનો, કારણ કે વર્ણસંકરથી થયેલા, ક્ષુદ્ર (હલકા), પાપી ચિત્ત વાળા, ચાડીઆ, કૃતઘ્ની, મૂર્ખ, તપ રહિત, નાસ્તિક, ક્રૂર, પ્રાકૃત બોલનારા, વેદના જ્ઞાન રહિત, પારકાનું ભુરૂં બોલનારા; પર સ્ત્રી વિષે પ્રીતિ વાળા, નિર્વીર પુરૂષના પૈસા વડે જીવનારા, પાખંડિ, લોભી, અપ્રમાણિક અને અધીર પુરષોનો શ્રીમાલમાં પ્રવેશ કરવો યોગ્ય નથી, ત્યારે તું સરખાની તો વાતજ શું કરવી ! ૧૦—૧૧—૧૨—૧૩.

## ॥ किरातउवाच ॥

विक्रेतुमहमायातःप्रियङ्गुकुसुमान्युत ।
नजानामिपुरस्यैतन्माहात्म्यंश्रीकृतस्यवै ॥ १४

કિરાત બોલ્યો કે, હું પ્રિયંગુ ઝાડનાં ફુલ વેંચવા માટે આવ્યોછું, અને લક્ષ્મીએ રચેલાં પુરનું આ મહાત્મ્ય જાણતો નથી. ૧૪.

## ॥वसिष्टउवाच॥

इत्युक्त्वाझिञ्झिरोराजन्किरातोभार्ययासह ।
व्यपसर्पद्भयात्तस्यद्वारपालस्यसत्वरम् ॥ १५
अथतस्यसखाकाश्चिदाभीरःसङ्गतस्तदा ।
सतेनसममालापंमुहूर्तंझिञ्झिरोऽकरोत् ॥ १६
किरातीचतृषाक्रान्तानातिदूरेऽग्रामह ॥ १७
दृष्ट्वाबककुलाकीर्णमखातायांक्षितौपयः ।
उत्सुकापातुकामासापिच्छिलेपतितान्नृप ॥ १८

पङ्कमध्याज्जलक्लिन्नाकृच्छ्रादुत्थायभामिनी ।
वीक्षतेयावदात्मानंवैलक्ष्यंपरमंगता ॥ १९
तावत्कनकवर्णानिपश्यसंगानिसर्वतः ।
मौक्तिकान्यभवनगुञ्जाःकौशेयानितरुत्वचः
भृङ्गास्थीनिचहैमानिसद्योजातानिपार्थिव ॥ २०।२१
अथाजगामतांद्रष्टुंझिञ्झिरीजीवितेश्वरी ।
पुरमार्गसहस्रेस्मिन्नसौमांप्राप्नुयादिति ॥ २२
ततोवारितटेतन्वींपद्मपत्रनिभेक्षणां ।
बिम्बोष्ठींविपुलश्रोणींपीनोन्नतपयोधरां ॥ २३
चन्द्रबिम्बमुखींश्यामांसंहतोरूंमनोरमां ।
मुक्तामणिमयांमालांबिभ्रतींस्वर्णभूषणाम् ॥
ददर्शविस्मितमनाःकिरातस्तामवोचत ॥ २४

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, આ પ્રમાણે કહી તે દ્વારપાલનાં ભયથી ભીલ પોતાની સ્ત્રી સાથે જલ્દી ભાગ્યો. ૧૫. એ પછી કોઇ તેનો મિત્ર ભિલ ત્યાં આવ્યો, અને તે ઝિંઝિર તેની સાથે મુહૂર્તવાર વાત કરવા લાગ્યો. ૧૬. તૃષાથી વ્યાકુળ થયેલી ભીલની સ્ત્રી પાસેને ઠેકાણે પાણીપીવા ગઇ. ૧૭. હે રાજા, અખાત ભૂમિમાં બગલાના સમૂહવડે વિંટાએલાં જલને જોઇ તે પીવાની ઇચ્છાથી ઉત્સાહવાળી ભીલની સ્ત્રી ગારા વાળી જગ્યામાં પડી. ૧૮. ગારાના મધ્યમાંથી જલવડે ભીજાએલી અતિ વિલક્ષણપણાને પામેલી તે સ્ત્રી દુઃખથી ઉભી થઇ, પોતાને જુવેછે તો. ૧૯. હે રાજા, તત્કાળ તેના સર્વ અંગ સોનાના વર્ણ સરખા વર્ણ વાળાં થયાં, ચણોઠીઓનાં મોતી થયાં, ઝાડની છાલનાં હિરાગલ વસ્ત્ર થયાં અને ભ્રમરનાં હાડકા હતાં તે સોનાનાં થયાં ૨૦–૨૧ પછી ઝિંઝિર ભિલ શેહેરના હજાર માર્ગ વાળાં તે સ્થાનક વિષે એ સ્ત્રી મને કેમ પામે એવા કારણથી તે સ્ત્રીને જોવા આવ્યો. ૨૨. પછી જલ કાંઠે કોમલ કમલ પત્ર સમાન નેત્ર વાળી, બિંબ ફ્લ સરખા હોઠવાળી, મોટી કેડ વાળી, જાડાં અને ઊંચા સ્તન વાળી, ચંદ્રનાં બીંબ સરખાં મુખ વાળી, શ્યામ, મળેલા સાથળ વાળી મનોહર, મોતી અને મણિમય માલાને ધારણ કરતી, તથા સુવર્ણનાં ઘરેણાં વાળી, તે સ્ત્રીને જો-

વા લાગ્યો અને વિસ્મય પામેલ મનવડે તે ભીલ્લ તેને આ પ્રમાણે કેહેવા લાગ્યો. ૨૩-૨૪.

## ॥ झिञ्झिरउवाच ॥

देविकाचित्किरातीहद्रष्टायदिभवेत्त्वया ।
तदाचक्ष्वविशालाक्षिप्रसादसुमुखीभव ॥ २५

ઝિંઝિર બોલ્યો કે, હે વિશાળ નેત્ર વાળા દેવી, અહિં તેં કોઇ પણ ભીલ્લની સ્ત્રી જોએલી હોય તો પ્રસન્ન થઇને મને કહે. ૨૫.

## ॥ किरात्युवाच ॥

अहंनाथप्रियाभार्यांतवसायांतुप्रच्छसि ।
तृषार्तात्रजलंपातुमागतापतितापुनः ॥ २६
तीर्थस्यास्यप्रभावेणरूपमेतदभून्मम ॥ २७
तद्भवानपितीर्थेऽस्मिन्करोतुस्नानमादृतः ॥
एवंरूपगुणोपेतोयथाभवतिनिश्चितम् ॥ २८

**ભીલ્લની** સ્ત્રી બોલી કે, હે નાથ, જેને તમે પુછોછો તે હું તમારી પ્રિય સ્ત્રી છું અને તૃષા વડે પીડાવાથી જલ પીવા અહિં આવેલી, તે અહીં પડી ગઇ. ૨૬. આ તીર્થના પ્રભાવ વડે મારૂં આ રૂપ થયું. ૨૭. માટે તમે પણ આદરથી આ તીર્થમાં સ્નાન કરો તો તમે પણ જરૂર એવા રૂપ અને ગુણ વાળા થશો. ૨૮.

## ॥ वसिष्ठउवाच ॥

तदाकर्ण्यप्रियावाक्यंझिञ्झिरोरूपलीप्सया ।
निममज्जजलेतस्मिन्स्मरन्देवंमहेश्वरं ॥ २९
निर्गतोऽथजलात्तस्मादात्मानंतादृगेवहि ।
वीक्षमाणःपरंखेदमगमद्व्यर्थतालयः ॥ ३०

सुचिरंचिन्तयामासशोकव्याकुलितेन्द्रियः ।
अहोसन्तिनैनपुण्यानिममन्दस्यकर्हिचित् ॥ ३१
श्रद्धास्नातस्यमेयस्मान्नजातंरूपमीदृशम् ।
इयंतृषार्त्तापतिताजलेऽस्मिन्कर्दमाकुले ।
भावहीनापिदिव्याङ्गीजातातेनास्मिपापभाक् ॥ ३२
एकत्रापिनरौस्यातामल्पभाग्यानुभाग्यवौ ।
नसिद्धिर्मन्दभाग्यस्यबहुभाग्यस्तुसिध्यति ॥ ३३
ततोऽहंदुःखविधुरःकथंद्रक्ष्यामितन्मुखम् ।
तांनिरीक्ष्यसरोजाक्षींस्पृहयन्त्यपिभूभुजः ॥ ३४
तस्मादिहत्वमोक्ष्यामिप्रियान्प्राणानसंशयः ।
भवान्तरेपियेनस्यान्ममकल्याणमुत्तमम् ॥ ३५

વસિષ્ટ બોલ્યા કે, પ્રિયાનું વાક્ય સાંભળી રૂપ પામવાની ઇચ્છાથી ઝિંઝિર શંકર દેવનું સ્મરણ કરી તે જલમાં સ્નાન કરવા લાગ્યો. ૨૯. પછી જલથી બાહાર નીકળી વ્યર્થપણાનાં સ્થાન રૂપ એવો તે ભીલ પોતાને આગળના જેવોજ જોઇ ઘણો ખેદ પામ્યો. ૩૦. ઘણી વાર શોક વડે વ્યાકુલ ઇંદ્રિયો સહિત તે વિચારવા લાગ્યો કે, અહો મારાં મંદના કોઇ ઠેકાણે પુણ્ય નથી. ૩૧. હું શ્રદ્ધા વડે નાહ્યો હતો પણ મારૂં આવું રૂપ ન થયું, અને આ સ્ત્રી ભાવરહિત તૃષાથી પીડાએલી ગારા વાળાં આ જલમાં પડીને દિવ્ય અંગવાળી થઇ, માટે હું પાપી છઊં. ૩૨. એકજ ઠેકાણે અલ્પ ભાગ્ય વાળો અને અનુકૂલ ભાગ્ય વાળો એ બેઉ હોય તેમાં મંદ ભાગ્ય વાળાને સિદ્ધિ નથી. અને બહુ ભાગ્ય વાળો સિદ્ધ થાય છે. ૩૩. ત્યારે દુઃખથી વિયોગી એવો હું તે સ્ત્રીનાં મુખને કેમ જોઇ શકીશ, કેમ જે કમલ સમાન નેત્ર વાળી આ સ્ત્રીને રાજાઓ પણ ઇચ્છેછે. ૩૪. માટે હું નક્કી અહિંજ પ્રિય પ્રાણને તજીશ કે જેથી બીજા જન્મમાં પણ મારૂં ઉત્તમ કલ્યાણ થાય. ૩૫.

## ॥ वसिष्टउवाच ॥

इतिध्यात्वाकिरातोऽसौझिञ्झिरोमनुजेश्वर ।

वेगात्पपाततीर्थेस्मिन्गाढंबध्वागलेशिलां ॥
अथसात्वरितामैवमैवमित्युक्तिवादिनी ।
प्राप्तासुचरितातावत्पपातचममारच ॥ ३७
ततःसाकृष्यबाहुभ्यांशोकार्तापङ्किलाज्जलात् ।
बहिश्चकारदयितंमृतंविवृतलोचनं ॥ ३८
कम्पमानतनुस्तन्वीनिषादंसक्तजीवितं ॥
अवाङ्मुखंपतिंवीक्ष्यविललापसुदुःखिता ॥ ३९

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, એ ઝિંઝિર ભિલ્લ આ પ્રમાણે વિચાર કરી ગલામાં દૃઢ શિલા બાંધી વેગથી તે તીર્થમાં પડ્યો. ૩૬. પછી (પડો) નહિ (પડો) નહિ એમ કેહેતી તે સારા ચરિત વાળી ભિલ્લની સ્ત્રી ઝડપથી ત્યાં આવી એટલામાં ભિલ્લ પડ્યો અને મરી ગયો. ૩૭. ત્યાર પછી શોક વડે પિડાએલી તે સ્ત્રીએ બહાર નીકલી પડેલ નેત્રવાળા મરિ ગએલા પતિને બે હાથ વડે ખેંચી ગારા વાળાં જલમાંથી બહાર કાઢ્યો અને જીવિત વિનાના અને નીચે નમી પડેલા મુખ વાળાં પોતાના પતિને જોઇ શરીરે કંપતી અને અતિ દુઃખિત થતી તે સ્ત્રી વિલાપ કરવા લાગી ૩૮-૩૯.

## ॥ किरात्युवाच ॥

अहोझिञ्झिररूपेणकिमनेनकरोम्यहं ।
त्वांविनाप्राणनाथंहिवृथाभूतेनसम्प्रति ॥ ४०
एतन्मेनिष्फलंजातंरूपमद्भुतदर्शनम् ।
यथारूपंकुमुद्वत्याःपक्षेहन्तासितेतरे ॥ ४१
इयंमनोहरावाणीमत्तकोकिलमञ्जुला ।
विविक्तेकस्यचाटूनिकरिष्यातिममाधुना ॥ ४२
कुरूपोऽपिकिरातोऽपिदरिद्रोऽपिभवान्मम ।
किरातगतिरेकास्तियतोवपुरिदंतव ॥ ४३
मितंददातिहिपितामितंभ्रातामितंसुतः ।
अमितस्यचदातारंभर्त्तारंकानपूजयेत् ॥४४

सुहृदोऽबुर्दशृङ्गस्थामार्गमागच्छतस्तव ।
आर्तांविलोकयिष्यन्तिपितरौचजरातुरौ ॥ ४५
वित्तंमियङ्गुपुष्पाणामाबद्धंयत्पटाञ्चले ।
तत्तथैवास्तिमेनाथतेनकारयसायकान् ॥ ४६
कोमेमायूरपिच्छस्यगुञ्जाफलमयस्यच ।
गुहागृहेनिविष्टायाभूषणस्यविधानकृत् ॥ ४७
अहंतस्मात्त्वयाहीनानयास्यामिगृहंप्रति ।
इहैवभवतासार्द्धंप्रवेक्ष्यामिहुताशनम् ॥४८

**ભિલ્લની સ્ત્રી** બોલી કે, અહો ઝિંઝિર તમો પ્રાણનાથનાવિના હાલ વ્યર્થ થએલા આ રૂપને હું શું કરૂં. ૪૦. અરે ! જે પ્રમાણે કૃષ્ણ પક્ષમાં ચંદ્રવિકાશિ કમલિનીનું રૂપ થાય છે, તે પ્રમાણે, હાય! આ આશ્ચર્યકારી દર્શન વાલું મારૂં રૂપ નિષ્ફળ થયું. ૪૧. મત્ત કોકિલ સરખી સુંદર આ મનોહર મારી વાણી એકાંતમાં હમણાં કેની પાસે પ્રિય શબ્દ કરશે. ૪૨. હે કિરાત, કુરૂપ, ભિલ્લ, અને દરિદ્ર, એવા પણ તમે એક મારી ગતિછો, કારણ કે આ શરીર તમારૂં છે. ૪૩. પિતા, ભાઇ, અને પુત્ર ભાગે પડેલું થોડું થોડું આપે છે. પણ જેનું પ્રમાણ નહિ એટલું બધું આપનારા પતિને કોણ ન પૂજે ? ૪૪. અર્બુદાચલનાં શિખરપર વસનારા તારા સ્નેહિ લોકો માર્ગમાં આવતા તમારાં વૃદ્ધાવસ્થાવડે આતુર માતપિતાને પીડાથી જોઇ શકશે. ૪૫. હે નાથ, પ્રિયંગુ પુષ્પોનું જે ધન મારાં લુગડાં વિષે બાંધેલ હતું તે તેમજ છે, માટે તેના વડે બાણ કરાવો. ૪૬. ગુફારૂપી ઘરમાં રહેલ એવી હું, તેને માટે મોર પિછાંવાળાં અને ચણોઠીવાળાં ઘરેણાની વિધિ તમારાવિના કોણ કરશે. ૪૭. તે માટે તમારા રહિત થયેલી હું ઘર પ્રત્યે જઇશ નહિ, અને અહિંજ તમારી સાથે અગ્નિ પ્રત્યે પ્રવેશ કરીશ. ૪૮.

## ॥ वसिष्ठउवाच ॥

इत्थंविलप्यबहुधाकिरातीझिञ्झिरप्रिया ।
चितांचकारतत्राशुशुचिःस्नात्वासमाहिता ॥ ४९

अथागाद्ब्राह्मणश्रेष्ठःकौशिकोवेदविन्मुनिः ।
कमण्डलुधरोदण्डीवल्काजिनसम्भृतः ॥
अब्रवीच्चवरारोहांपतिशोकसमाकुलाम् ॥ ५०

वसिष्ठ બોલ્યા કે, આ રીતે બહુ પ્રકારે વિલાપ કરીને સ્નાન કરી પવિત્ર અને સાવધાન થયેલી ઝિંઝિર ભિલ્લની પ્રિય સ્ત્રીએ ત્યાં જલદી ચિતા તૈયાર કરી. ૪૯. પછી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, વેદને જાણનાર, કમંડલુને ધારણ કરનાર, દંડ વાળા, તથા વલ્કલ અને મૃગચર્મ વડે વિંટાએલા કૌશિક મુનિ આવ્યા, અને સુંદર મુખ વાળી તથા પતિના શોક વડે આકુલ ભિલ્લની સ્ત્રી પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યા. ૫૦

## ॥ कौशिकउवाच ॥

मापुत्रिसाहसंकार्षीस्तीर्थमेतदनुत्तमं ।
स्नान्तियेसिद्धियोगेनजलेस्मिन्पावनेपरे ॥
प्राप्नुवन्तिवरंरूपंतेनरानात्रसंशयः ५१
यदात्वंपतिताचास्मिन्सिद्धियोगस्तदाभवत् ।
सिद्धियोगेत्वतिक्रान्तेस्नातस्तेदयितःपतिः ॥ ५२
तेनास्यनाभवद्रूपंयादृशंतवभामिनि ।
साम्प्रतंपतिसंस्कारंकुरुवत्सेयथाविधि ॥ ५३
ततस्त्वंसर्वतीर्थेषुस्नान्तीप्राप्स्यसिसद्गतिं ॥ ५४

કૌશિક મુનિ બોલ્યા કે, હે પુત્રિ, સાહસ ન કર; આ ઉત્તમ તીર્થ છે, અને સિદ્ધિ યોગ વખતે જે મનુષ્યો પવિત્ર કરનારાં આ જળમાં સ્નાન કરે છે તેઓ ઉત્તમ રૂપને પામે છે, એમાં સંશય નથી. જ્યારે તું આમાં પડી હતી ત્યારે સિદ્ધિ યોગ હતો અને જ્યારે સિદ્ધિ યોગ જતો રહ્યો હતો ત્યારે તારો પ્રિયપતિ નાહ્યો હતો. ૫૨. હે સ્ત્રી, તેથી જેવું તારૂં રૂપ છે તેવું આનું થયું નહોતું. હે પુત્રિ, હવે વિધિ પ્રમાણે પતિનો સંસ્કાર કર. ૫૩. તે પછી સર્વ તીર્થોમાં સ્નાન કરતી કરતી તું સદ્ગતિ પામીશ. ૫૪.

## ॥ किरात्युवाच ॥

ब्रह्मन्नतेनहीनायाममसम्प्रतिकिञ्चन ।
नकार्यंविद्यतेतीर्थैःस्नानैर्वापिद्विजोत्तम ॥ ५५
तीर्थमेकंहिनारीणांनन्दन्तिभुविसोमपाः ।
शुश्रूषाजीवतोभर्त्तुर्मृतस्यानुगतिर्ध्रुवं ॥ ५६
अतोऽहमनुवर्त्तिष्येपतिंलोकान्तरेगतं ।
शिवास्तेसन्तुपन्थानोयाहिविप्रनमोस्तुते ॥ ५७

**ભિલ્લની સ્ત્રી** બોલી કે, હે બ્રાહ્મણોમાં ઉત્તમ કૌશિક મુનિ, આ પતિ વડે હીન એવી હું તેને હવે તીર્થોનું અને સ્નાનનું પણ કશું કામ નથી. ૫૫. કારણ કે દેવતાઓ નારીનાં એકજ તીર્થને વખાણે છે તે એકે જીવતા ધણીની સેવા કરવી અને મરી ગએલાની પાછળ જવું. ૫૬. માટે બીજા લોકમાં ગએલા ગતિને હું અનુસરીશ. હે વિપ્ર, તમારા માર્ગ કલ્યાણકારિ હો; અને મારા નમસ્કાર તમને હો. ૫૭.

## ॥ कौशिक उवाच ॥

वरंवरयभद्रंतेवत्सेयन्मनसिस्थितं ।
निकषंतमयाज्ञातुमिदमुक्तंपतिव्रते ॥ ५८

**કૌશિકમુનિ** બોલ્યા કે, પતિવ્રતા પુત્રિ, મેં તારી કસોટી જાણવા માટે આ કહ્યું હતું, તેથી હવે જે તારા મનમાં હોય તે વરદાન માગ, અને તારૂં કલ્યાણ થાઓ. ૫૮.

## ॥ किरात्युवाच ॥

यदितुष्टोसिमेब्रह्मन्वरार्हायदिवाप्यहं ।
तीर्थमेतद्धिविख्यातमस्तुमद्भर्त्तृसंज्ञया ॥ ५९

**ભિલ્લની સ્ત્રી** બોલી કે, હે બ્રાહ્મણ, જો તમે પ્રસન્ન થયા હો અને

જો હું વરદાનને યોગ્ય હોઉં તો આ તીર્થ મારા પતિના નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ હો. ૫૯.

## ॥ कौशिक उवाच ॥

कैरातमितिनाम्नावैसरःख्यातिंगमिष्यति ।
कृतंयतःकिरातेनतीर्थेस्मिन्कालसाधनं ॥ ६०
अनेनसहकान्तेनकिरातेनतवानघे ।
भविष्यत्यक्षयोलोकोगन्धर्वाणांपतिव्रते ॥ ६१
इमांयःश्रृणुयान्मर्त्यःकथांपापप्रणाशिनीं ।
नसप्राप्स्यतिदौर्भाग्यंनरकंचनहियास्यति ॥ ६२

કૌશિકમુનિ બોલ્યા કે, આ સરોવર કૈરાત નામથી પ્રસિદ્ધિ પામશે. કારણ કે આ તીર્થમાં કિરાતે (ભિલ્લે) કાળનું સાધન કર્યું છે. ૬૦. હે પાપ રહિત પતિવ્રતા સ્ત્રિ, આ તારા પતિ ભિલ્લની સાથે તારો ગંધર્વોનો અક્ષય લોક થશે. ૬૧. જે માણસ પાપને નાશ પમાડનારી આ કથા સાંભલશે, તે દુર્ભાગ્ય પણાને પામશે નહિ અને નરક પ્રત્યે જશે નહિ. ૬૨.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वाकौशिकोविप्रःस्वंजगामनिवेशनम् ।
तमादायपतिंसाध्वीसाप्रविष्टाहुताशनम् ॥ ६३
पतिमुद्धृत्यलोलाक्षीविमानवरमास्थिता ।
स्तूयमानाऽप्सरोभिश्चगान्धर्वंलोकमागता ॥ ६४
एतत्तेकथितंराजन्कैरातंतीर्थमुत्तमम् ।
अवगाह्यजलंयत्रसिद्धियोगेनरोत्तम ॥
नारीप्राप्नोतिसौभाग्यंनरःपापात्प्रमुच्यते ॥ ६५

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહી કૌશિક મુની પોતાના રેહેઠાણ પ્રત્યે ગયા, અને તે પતિવ્રતા સ્ત્રીએ પતિને લેઇ અગ્નિમાં પ્રવેશ કર્યો.૬૩

ચપલ નેત્ર વાળી તે સ્ત્રી પતિનો ઉદ્ધાર કરી ઉત્તમ વિમાનમાં બેઠી અને આપ્સરાઓની સ્તુતિ વચ્ચે ગંધર્વ (દેવ) લોક પ્રત્યે ગઈ. ૫૪. હે મનુષ્યોમાં ઉત્તમ રાજા, આ ઉત્તમ કૈરાત નામે તીર્થ કહ્યું, કે જે ઠેકાણે સિદ્ધિ યોગ વિષે જલ પ્રત્યે પ્રવેશ કરવાથી નારી સૌભાગ્યને પામે છે અને નર પાપ થકી મુકાય છે. ૫૫.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये कैरातसरो माहात्म्यं नाम एकोनविंशोऽध्यायः ॥ १९ ॥**

આ પ્રમાણે સ્કંદ પુરાણમાંહેની એકાશી હજારમી સંહીતાના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "કૈરાત સરોવર માહાત્મ્ય" નામે ઓગણીસમો અધ્યાય પૂરો થયો. ૧૯.



# ॥ अथ विंशोऽध्यायः ॥

## અધ્યાય ૨૦ મો.

## ॥ वसिष्ठउवाच ॥

ततोगच्छेन्नरश्रेष्ठतीर्थंजगतिविश्रुतं ।
सर्वसिद्धिकरीदेवीयत्रास्तेवटयक्षिणी ॥ १
भूतमातेतिविख्यातापुराराजन्महेश्वरी ।
आययौसानिवासायश्रीमालंक्षेत्रमुत्तमम् ॥ २
सर्वतःपरिबभ्रामवीक्षमाणानिजाश्रयम् ।
शून्यंकिञ्चिदपिस्थानंनददर्शसमंततः ॥ ३
नतत्सरोनसावापीनकूपोनसुरालयः ।
यत्रसन्तिनदेवांशाःस्थिताःश्रीमालसीमनि ॥ ४

एवंपरिभ्रमन्तीसासुचिरंभूतमातृका ।
निरैक्षतघनच्छायंवटमेकंमहोन्नतम् ॥ ५
निवत्स्याम्यहमत्रैवसुखमित्थंविचिन्त्यवै ।
आययौनृपभूतानांशतैःपञ्चभिरावृता ॥ ६
यदोपविशतिप्रीतासातीर्थबुद्धापरंतप ।
तावदाविर्बभौयक्षःपिङ्गाक्षःशक्तिभृद्बली ॥
यक्षैःपरिवृतोदेवीमिदंवचनमब्रवीत् ॥ ७

**वसिष्ठ** બોલ્યા કે, હે નરશ્રેષ્ઠ રાજા, ત્યારપછી જ્યાં સર્વ સિદ્ધિને કરનારી વટ યક્ષિણી દેવી રહીછે, તે જગતમાં પ્રખ્યાત થએલાં તીર્થ પ્રત્યે જવું. પૂર્વે "ભૂત માતા" એ નામથી પ્રસિદ્ધ થએલી, મોટાં સામર્થ્ય વાળી, તે (દેવી) નિવાસ કરવા માટે ઉત્તમ શ્રીમાલક્ષેત્રમાં આવી. ૧—૨. સર્વ ઠેકાણે પોતાના આશ્રયને જોતી તે ફરવા લાગી, પણ ચોતરફ કોઇ પણ ખાલી જગ્યા દીઠી નહિ. ૩. શ્રીમાલ ક્ષેત્રના સિમાડામાં એવું કોઇ તલાવ, વાવ, કુવો, કે દેવસ્થાન નથી, કે જ્યાં દેવતાઓના અંશ નથી રહેલા. ૪. એ રીતે ઘણીવાર ફરતી તે "ભૂત માતા" યક્ષણિ ઘાટી છાયાવાળા અતિ ઉંચા એક વડને જોવા લાગી. ૫. હે રાજા, "હું અહિંજ સુખે કરી રહિશ," એ પ્રમાણે વિચારીને પાંચસો ભૂત સાથે લેઇને આવી. ૬. હે રાજા, તીર્થની બુદ્ધિથી પ્રસન્ન થએલી યક્ષિણી ત્યાં પ્રવેશ કરે છે તેટલામાં શક્તિમાન તથા બલવાન પિંગાક્ષ નામનો યક્ષ પ્રકટ થયો, અને યક્ષોવડે પરિવ્રત થયેલો તે યક્ષ દેવીયક્ષિણી પ્રત્યે આ વચન બોલ્યો. ૭.

## ॥पिङ्गाक्षउवाच॥

नात्रस्थेयत्वयादेविपूर्वोऽयंमत्परिग्रहः ।
वसाम्यहमहंयक्षैरावृतःपञ्चभिःशतैः ॥ ८

**પિંગાક્ષ** બોલ્યો કે, હે દેવિ, આ પ્રથમ મારો ગ્રહણ કરેલો છે માટે તારે અહિં રેહેવું નહિ, હું પોતેજ પાંચસો યક્ષો સહિત વસુંછું. ૮.

## ॥ भूतमातोवाच ॥

मरिभ्रान्तंमयासर्वंश्रीमालेयक्षसत्तम ।
नशून्यंदृश्यतेकिञ्चित्स्थितिर्यत्रचिरंभवेत् ॥ ९
अतस्त्वमन्यतोगच्छवसयक्षैःसहद्रुतम् ।
यतोऽहमत्रतिष्ठामितुष्टस्तेभविताहरः ॥ १०

**ભૂત માતા** બોલી કે, હે ઉત્તમ યક્ષ, શ્રીમાળ ક્ષેત્રમાં મેં સર્વ ભ-ણિ જોયું, પણ જ્યાં ઘણો વખત સ્થિતિ થાય તેવું કશું પણ ખાલી દેખાતું નથી. ૯. માટે તું યક્ષોની સાથે જલ્દી બીજે જા અને હું અહીં રહીશ, તેથી શંકર તને પ્રસન્ન થશે. ૧૦.

## ॥ पिङ्गाक्षउवाच ॥

भूतमातर्नतेयुक्तमात्मार्थेमन्निराकृतिः ।
सर्वेपरिवृतावृक्षाःश्रीमालेदेवयोनिभिः ॥ ११
किङ्करोऽहंकुवेरस्यसख्युरन्धकविद्विषः ।
अतस्त्वमन्यतोयाहितवतुष्यतिशङ्करः ॥ १२

**પિંગાક્ષ** બોલ્યો કે, હે ભૂત માતા, તારા પોતા માટે મારો તિરસ્કાર થાય છે તે યોગ્ય નથી, શ્રીમાલક્ષેત્રમાં સર્વ વૃક્ષો દેવતાઓના અંશો વડે પરિવૃત થયેલાંછે. ૧૧. હું અંધકાસુરના દ્વેષિ શંકરના સખા કુબેરનો ચાકર છઊં, માટે તું બીજેજા અને તેથી તુને શંકર પ્રસન્ન થશે. ૧૨

## ॥ भूतमातोवाच ॥

लोकानामीश्वरीयक्षप्रियाचाहंकपर्दिनः ।
न्यग्रोधोमेभवत्वेषस्त्वमतोव्रजमाचिरं ॥ १३

**ભૂત માતા** બોલી કે, હે યક્ષ, હું લોકની ઇશ્વરી અને શંકરની માનીતી છઊં, માટે આ વડ મારો થાઓ, અને તું જલદી અહિંથી જા. ૧૩.

## ॥ पिङ्गाक्षउवाच॥

प्रियःसर्वोपिलोकेस्मिन्सर्वस्यप्रणतोजनः ।
स्थितस्यसर्वकर्तृत्वेनास्तिशम्भोःप्रियाप्रियं ॥ १४
भेदभिन्नास्मृताःशास्त्रेचामुण्डाकोठयोनव ।
यदिस्युकामचारास्तास्तत्किंजीवेदिदंजगत् ॥ १५

**पिंगाक्ष** બોલ્યો કે, આ લોકમાં સર્વ નમ્ર માણસ સર્વને પ્રિય થાયછે, અને સર્વ કર્તાપણાં વિષે રહેલા શંકરને પ્રિય અપ્રિય નથી. १४. શાસ્ત્રમાં ભેદ વડે જુદી એવી તો નવકરોડ ચામુંડાઓ કહેલી છે. જો તે-ઓ ઇચ્છા પ્રમાણે ચાલનારી હોય તો આ જગત્ કેમ જીવે ? १५.

## ॥ भूतमातोवाच॥

वोवामःकिमितिप्रोक्तोयक्षान्सविदधेविधेः ।
ननीतिस्तेषुनोलज्जायाहियक्षजिजीविषुः ॥ १६
जातासित्वंयथामूत्राद्भूतैःसार्द्धदुरात्मभिः ।
तथाजानामिभूतांवैकिमित्थंबहुकत्थसे ॥ १७

**ભૂત માતા** બોલી કે, બ્રહ્માએ કહેલા શંકરે તમને યક્ષોને શા માટે કરેલા છે ? યક્ષોમાં નીતિ પણ નથી અને લાજ પણ નથી; માટે હે યક્ષ, જો જીવવા ઇચ્છતો હોતો જા. १६. તું દુરાત્મા ભૂતોની સાથે મૂત્રમાંથી થ-એલછો તે હું જાણુંછું, આ પ્રમાણે બહુ બકવાદ શા માટે કરે છે ?. १७.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्त्वासातदादेवीभूतमातासहानुगा ।
क्रुद्धाललाटेभ्रूकुटीबध्वापिङ्गाक्षमब्रवित् ॥ १८

**વસિષ્ઠ** બોલ્યા કે, આ પ્રમાણે કહીને તે વખતે ચાકરો સહિત તે દેવી ભૂતમાતા ક્રોધથી લલાટ વિષે ભમર ચડાવી, પિંગલાક્ષ યક્ષને આવું કહેવા લાગી. १८.

## ॥ भूतमातोवाच ॥

नतेपादस्यशिरसोभेदकश्चनविद्यते ।
मूढमामेवमश्लीलैर्वाक्यैर्यदभितर्ज्जसि ॥ १९
तिष्टतिष्ठततोदुष्टशक्तिःकापियदस्तिते ।
ममतृप्यन्तुभूतानिमांसैरद्यहतस्यते ॥ २०

હવે ભૂતમાતા બોલી કે, હે મૂઢ, આ રીતે મને અયોગ્ય વચનો વડે તરછોડે છે, માટે તારા પગનો અને માથાનો કશો ભેદ નથી. (મતલબ તું અજ્ઞ છો.) ૧૯. માટે હે દુષ્ટ, જો કાંઇ તારી શક્તિ હોય તો ઉભો રહે, અને આજે તારાં નાશ પામેલાનાં માંસો વડે ભૂતો તૃપ્તિ પામો. ૨૦.

## ॥ वसिष्टउवांच ॥

भूतमातुर्वचःश्रुत्वापिङ्गाक्षोयक्षराट्ततः ।
सहयक्षैःकरालास्यैर्वटस्थोयोद्धुमुद्यतः ॥ २१
भूतान्यपिमहीपालभूतमात्रासमंतदा ।
विवृत्तदंष्ट्रनेत्राणिचक्रुधुर्यक्षतर्ज्जनात् ॥ २२
ततःप्रववृतेयुद्धंतुमुलंलोमहर्षणं ।
सेनयोर्भूतयक्षाणांतत्रन्यग्रोधहेतवे ॥ २३
पाषाणैलगुडैर्दण्डैःकाष्टैःशूलपरश्वधैः ।
शक्तिभिर्मुशलैरौद्रैर्दन्तैश्चनखचर्वणैः ॥ २४
पाणिपादतलाघातैर्मुष्टिभिश्चपरस्परम् ।
तदायुयुधिरेराजन्कुञ्जलाविलैर्मुखैः ॥ २५
देवीक्रुद्धाथपिङ्गाक्षमहनत्तीक्ष्णशक्तिभिः ।
पिङ्गाक्षोपिभृशंक्रुद्धोदेवीमभ्यहनच्छरैः ॥ २६
अथब्रह्मालयाद्ब्रह्मासरसःप्राप्तवान्विभुः ।
न्यवारयच्चतौराजन्क्षताङ्गौशोणितोक्षितौ ॥ २७

વસિષ્ઠ બોલ્યા કે, ભૂતમાતાનું વચન સાંભળી પછી તે પિંગાક્ષ યક્ષ-રાજા ભયંકર મુખ વાળા યક્ષોની સાથે વડમાં રહીને યુદ્ધ કરવા માટે તૈયાર થયો. ૨૧. હે રાજા, તે સમયે યક્ષને તરછોડવાથી ભૂતો પણ દાઢ અને નેત્ર કાઢીને ભૂત માતાની સાથે ક્રોધ કરવા લાગ્યાં. ૨૨. પછી ત્યાં વડ વાસ્તે ભુત અને યક્ષોની સેનાઓનું રૂવાડાને હર્ષ પમાડનારૂં ભારે યુદ્ધ થયું. ૨૩. હે રાજા, તે વખતે ક્રોધ પામેલા યુદ્ધાઓ પાણાઓ, દંડ, લાકડીઓ, લાકડાં, શુલ, ફરશીઓ, શક્તિ, ભયંકર મુસલ, દાંત નખના પ્રહાર, હાથ પગનાં તલાના પ્રહાર, અને મુઠીઓ તથા જ્વાલાથી મલિન મુખવડે, એક બીજા સાથે યુદ્ધ કરવા લાગ્યા. ૨૪-૨૫. પછી ક્રોધ પામેલાં દેવી ભૂતમાતાએ તીક્ષ્ણ શક્તિઓ વડે પિંગાક્ષ યક્ષને પ્રહાર કર્યો અને અતિ ક્રોધ પામેલા પિંગાક્ષ યક્ષે પણં બાણો વડે દેવી ઉપર પ્રહાર કીધો. ૨૬. હે રાજા, પછી બ્રહ્માના નિવાસ રૂપ સરોવર થકી પ્રભુ બ્રહ્મા આવ્યા અને લોહિવડે ભિંજાએલ તથા ધાયલ થયેલ ભૂત માતા અને પિંગાક્ષને યુદ્ધથી વારવા લાગ્યા. ૨૭.

## ॥ ब्रह्मोवाच ॥

किंकर्त्तुमुद्यतादेवित्वमिदंलोकगर्हितं ।
पुत्रस्तवमहेशानियक्षःकिंतत्रकुप्यसि ॥ २८
अहोवीरसुभद्रंतेपिङ्गाक्षध्याहिचेतसा ।
भूतमात्राजगन्मातुःपार्वत्याभूतहेतवे ॥ २९
अवतारोयंभुविख्यातस्त्रिदशैरपिवन्दितः ।
अतःप्रसाद्यदेवेशांशीघ्रंन्यग्रोधमर्पय ॥ ३०

બ્રહ્મા બોલ્યા કે, હે મહેશ્વરી સ્ત્રિ, હે દેવિ, તમે આ લોકનિંદિત કરવા તઇયાર થયાંછો. યક્ષ તમારો પુત્રછે માટે તે ઉપર કેમ કોપ કરોછો. ૨૮. અહો વીર પિંગાક્ષ, ચિત્તવડે કલ્યાણનું ધ્યાન કર, અને જગતની માતા પાર્વતીનો ભૂતને માટે દેવતાઓએ પણ વંદન કરેલ એવો આ (ભૂતમાતાનો) અવતાર, પૃથ્વીમાં પ્રસિદ્ધ છે, માટે દેવેશ્વરીને પ્રસન્ન કરી જલ્દી વડને અર્પણ કર. ૨૯-૩૦.

## ॥ वसिष्ठउवाच ॥

तच्छ्रुत्वाब्रह्मणोवाक्यंपिङ्गाक्षःपृथिवीपते ।
यक्षांन्निवार्यसङ्ग्रामादिदंदेवीमथाब्रवीत् ॥ ३१

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, બ્રહ્માનું એવું વચન સાંભળી પિંગાક્ષ યક્ષોને યુદ્ધથી વારી, દેવી પ્રત્યે આ વચન બોલ્યો. ૩૧.

## ॥ पिङ्गाक्ष उवाच ॥

प्रसीदभूतमातस्त्वं गृहाणेमंमहाद्रुमम् ।
वयमन्यत्रयास्यामोमानयन्तः पितामहं ॥ ३२
त्वंमाताजगतांदेवी कस्त्वांयोद्धुंक्षमोभवेत्
बाल्यादत्रकृतंयन्मेतन्मातः क्षन्तुमर्हसि ॥ ३३

પિંગાક્ષ–હે ભૂતમાતા તમે પ્રસન્ન થાઓ અને આ મોટાં ઝાડને ગ્રહણ કરો અમે બ્રહ્માનું માન રાખી બીજે જઇશું. ૩૨. હે દેવિ, તમે જગતની માતાછો, માટે તમપ્રત્યે યુદ્ધ કરવા કોણ સમર્થ થાય ? હે માતા, બાળબુદ્ધિથી મેં અહિં જે કરેલું હોય તે તમે માફ કરવા યોગ્યછો. ૩૩.

## ॥ वसिष्ठउवाच ॥

इतिप्रसाद्यपिङ्गाक्षः समक्षंपद्मजन्मनः ।
न्यग्रोधादपचक्राम भूताम्बांप्रणमन्मुहुः ॥ ३४
तुष्टातस्यततोराजन्नुवाचेदंसुरेश्वरी ॥ ३५

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, આ રીતે બ્રહ્માની સમક્ષ ,ભૂતમાતાને પ્રસન્ન કરી તથા ઘણીવાર પ્રણામ કરી પિંગાક્ષ વડથી બહાર નિકળ્યો અને તેથી પ્રસન્ન થએલ દેવી ભૂતમાતા આ પ્રમાણે બોલી. ૩૪–૩૫.

## ॥ भूतमातोवाच ॥

वरंवरयपिङ्गाक्ष यत्तेमनसिवर्त्तते ।
सान्त्वनात्तवतुष्टा स्मिसहभूतगणैरपि ॥ ३६
कारणात्कोपमुत्पन्नं निगृह्णन्तितथैवये ।
प्रबोधिताःपरेणापि नतेस्युर्यक्षदुःखिनः ॥ ३७

ભૂતમાતા બોલી કે, હે પિંગાક્ષ, તારા સમાધાનથી હું ભૂતગણો સહિત પ્રસન્ન થએલી છું, માટે જે તારા મનમાં હોય તે વર માગ. ૩૬. હે યક્ષ, બીજાએ બોધ કરેલ એવા પણ જે પુરૂષો આવી રીતે કારણથી ઉત્પન્ન થએલા ક્રોધને દબાવે છે તેઓ દુઃખિ થતા નથી. ૩૭.

## ॥ पिङ्गाक्षउवाच ॥

यदितुष्टासिमेदेवि दास्यसेमनसेप्सितं ।
नामास्तुवटयक्षस्य ततस्तेलोकविश्रुतम् ॥ ३८

પિંગાક્ષ બોલ્યો કે, દેવિ, જો તમે પ્રસન્ન થયાંછો અને મનવડે ઇચ્છિત આપો છો, તો તમારૂં નામ વટયક્ષને નામે લોક પ્રસિદ્ધ થાઓ ૩૮.

## ॥ श्री देव्युवाच ॥

पिङ्गाक्षतवनाम्नाहं विख्यातावटयक्षिणी ।
अत्रस्थिताप्रदास्यामि भक्तानामभयंपरं ॥ ३९
इमंयेकीर्त्तयिष्यंन्ति लोकाःसंवादमावयोः ।
भूतेभ्योनभयस्तेषांलोकेयक्षभविष्यति ॥ ४०

ભૂતમાતા બોલી કે, હે પિંગાક્ષ, હું તારા નામવડે વટયક્ષિણી એ રીતે પ્રસિદ્ધિ પામીશ અને અહિં રહેલી હું ભક્તોના પરમ અભયને અપીશ. ૩૯. હે યક્ષ, જે લોકો જગતમાં આપણો આ સંવાદ બોલશે તેઓને ભૂતોથી ભય થશે નહિ. ૪૦.

## ॥ वासिष्टउवाच ॥

तथेत्युक्त्काथपिङ्गाक्षःस्थानमन्यज्जगामह ।
ब्रह्मामाहमहाराजसान्त्वयन्भूतमातरम् ॥ ४१

**વસિષ્ઠ** બોલ્યા કે, હે મહારાજ, પછી "તેમ થાઓ" એમ કહી પિંગાક્ષ બીજા સ્થાન પ્રત્યે ગયો, અને ભૂતમાતાને શાંત કરવા બ્રહ્મા આવું વચન બોલ્યા. ૪૧.

## ॥ ब्रह्मोवाच ॥

देविकिंतेकरोम्यद्यवाञ्छितवटयाक्षिणि ।
त्वयामद्वचनाच्चण्डियतः शान्तिरुपाश्रिता ॥ ४२

**બ્રહ્મા** બોલ્યા કે, હે ચંડિદેવિ, હે વટયક્ષિણિ, તમે મારા કહેવાથી શાંતિનો આશ્રય કર્યો માટે હું તમારૂં શું વાંછિત સિદ્ધ કરૂં? ૪૨.

## ॥ देव्युवाच ॥

भूतानामिहयक्षाणां युद्धतामितरेतरम् ।
पदघातैर्नताभूमि र्दृश्यतेकमलासन ॥
इदमस्तुसरोदिव्यं तीर्थंकामप्रदभुवि ॥ ४३
अत्रत्वैरथदानेन भोज्यदानेनमानवाः ।
प्राप्नुवन्तुपरंकामं प्रसादात्तेपितामह ॥ ४४

**દેવી** ભૂતમાતા બોલ્યાં કે, હે બ્રહ્મા, અહિં પરસ્પર યુદ્ધ કરનારા ભૂત અને યક્ષોના પગના ઘસારાથી પૃથ્વી નમિ ગએલી દેખાયછે માટે તે સ્થાને એક સરોવર પૃથ્વીમાં દિવ્ય તથા કામનાઓને આપનારૂં તીર્થ થાઓ. ૪૩. હે બ્રહ્મા, આ ઠેકાણે તમારી પ્રસન્નતાથી રથના દાનવડે અને અન્નના દાનવડે મનુષ્યો ઉત્તમ કામનાને પામો. ૪૪.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्तःमययौब्रह्मा ब्रह्मालय मथमभुः ।
तदामभृतिसादेवी विश्रुतावटयक्षिणी ॥ ४५
तस्याःसरसिभूपालस्नानं कुर्वन्तियेनराः ।
यच्छन्तिचरथंविमेन तेषांविपदःक्वचित ॥ ४६

વસિષ્ઠ બોલ્યા કે, પછી બ્રહ્મા બ્રહ્માના સ્થાન પ્રત્યે ગયા અને ત્યારથી તે દેવી ભૂતમાતા વટયક્ષિણી એ નામથી વિખ્યાત થયાં. ૪૫. હે રાજા, તે વટક્ષિણીની સમીપ રહેલા સરોવરમાં જેઓ સ્નાન કરેછે અને રથનું દાન કરેછે તેઓને ક્યાંપણ દુઃખ થતું નથી. ૪૬.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्येवटयक्षिणि माहात्म्यं नाम विंशोऽध्यायः ॥ २०

આ પ્રમાણે સ્કંદ પુરાણમાંહેની એંકાશી હજાર શ્લોકની સંહીતાના બ્રાહ્મ્ય વિભાગ વિષે ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં વટયક્ષિણી મહાત્મ્ય નામે વીસમો અધ્યાય પૂરો થયો. ૨૦.

# ॥ अथ एकविंशोऽध्यायः ॥

## અધ્યાય ૨૧ મો.

## ॥ मान्धातोवाच ॥

निषिद्धास्तेथन्यग्रोधाद् भूतमात्रातपोधन ।
यत्रयक्षाःस्थितिंचक्रु स्तन्मेकथयसुव्रत ॥ १

માન્ધાતા રાજા બોલ્યા કે, હે સુંદર વ્રતવાળા તપોધન વસિષ્ઠ, ત્યાર પછી ભુતમાતાએ વડથી પાછા વાળેલા યક્ષોએ કયાં સ્થિતિ કરી, તે મને કહો. ૧.

## ॥ वसिष्ट उवाच ॥

पिङ्गाक्षंतेपुरोधाय यक्षावाक्यात्स्वयंभुवः ।
स्थलंकिंचित्समाश्रित्य स्थितिंचक्रुरतन्द्रिताः ।
उत्तरांदिशमाश्रित्य नदूरेगौतमाश्रमात् ॥ २
कदाचिदथतेसर्वेराजन् सम्भूयगुह्यकाः ।
बद्धाञ्जलिपुटाः शूरंपिङ्गाक्षमिदमब्रुवन् ॥ ३

વસિષ્ઠમુનિ બોલ્યા કે, બ્રહ્માના કહેવાથી યક્ષો પિંગાક્ષને આગળ કરી ઉત્તર દિશા પ્રત્યે જઇ ગૌતમના આશ્રમથી દુર નહિ એવા કોઇ પણ સ્થાનનો આશ્રય કરી નિરાલસ્ય થઇને રહેવા લાગ્યા. ૨. હે રાજા, પછી કોઇ વખતે તેઓ સર્વ યક્ષો ભેળા થઇ શુરા પિંગાક્ષ પ્રત્યે હાથ જોડીને આ વચન બોલ્યા. ૩.

## ॥ यक्षाउचुः ॥

अत्रतीर्थान्यनेकानि समेतानिजगत्त्रयात् ।
तेषुदेवाःसमायान्ति ऋषयश्चतपोधनाः ॥ ४
नदेवैःकलहोयुक्तः पिङ्गाक्षतदिहात्मनः ।
तथाकुर्मोयथाकश्चिन्ना वरोहायतेस्थलात् ॥ ५

યક્ષો બોલ્યા કે, આ ઠેકાણે અનેક તીર્થો મળેલાં છે અને ત્રણ લોકથકી તે તીર્થોમાં દેવતાઓ અને તપરૂપી ધનવાળા ઋષિયો આવે છે. ૪. હે પિંગાક્ષ, દેવતાઓ સાથે કલહ થાય તે અહિં આપણને પોતાને યોગ્ય નથી, માટે કોઇ પણ આ ઠેકાણેથી ન ઉતરી શકે તેવી રીતે કરીએ. ૫.

## ॥ पिङ्गाक्षउवाच ॥

आराधयिष्येदेवेशं भवद्भिःसहगुह्यकाः ।
तुष्टंतमर्थयिष्यामिवासमत्रैवनिश्चलं ॥ ६

પિંગાક્ષ બોલ્યો કે, હે યક્ષો, હું તમારી સાથે દેવતાનું આરાધન કરીશ. અને પ્રસન્ન થએલા દેવ પ્રત્યે અહિંજ નિશ્ચય નિવાસ માગીશ. ૬.

## ॥ वसिष्टउवाच ॥

तथेत्युक्तःसपिङ्गाक्षो यक्षराट्पिङ्गलोचनः ।
आस्थायरहसिश्रीमान् तपःकर्त्तुसमुद्यत ॥ ७
उपवासपरोदान्तः कृतध्यानोजितेन्द्रियः ।
जपन्षडक्षरंमन्त्रं प्राणायामपरोभवत् ॥ ८
एवंतस्यतपोत्युग्रं कुर्वतोन्रूपसत्तम ।
गतेबहुतिथेकाले शंभुर्यातिनदर्शनम् ॥ ९
सतुलिङ्गंप्रतिष्ठाप्य विमलंस्थलमूर्द्धनि ।
पुष्पैर्गन्धैस्तथाधूपै नैवेद्यैःकुरुतेर्चनम् ॥ १०
स्नात्वात्रिकालंपिङ्गाक्षो जपन्सूक्तमतन्द्रितः ।
हृत्पद्मकर्णिकामध्ये बभारचिरमीश्वरम् ॥ ११
एवंतपस्यतस्तस्य प्रसादसुमुखोहरः
कृत्वायक्षाङ्गनारुपंप्रत्यक्षोऽभूत्स्थलान्तिके ॥ १२
कुर्वन्तीनुपुरारावं नितम्बभरमन्थरा ।
विशाललोचनातन्वी चचारस्थलसीमनि ॥ १३
नुपूरध्वनिमाकर्ण्य मत्तहंसरवोपमं ।
मुमोचसहसाध्यानं पिङ्गाक्षोविस्मयान्वितः ॥ १४
पदानिस्थलपद्मानि बिभ्राणांयक्षकामिनीम् ।
तांदृष्ट्वाचिन्तयामास पिङ्गाक्षोयातविस्मयः ॥ १५
केयंकस्यकुतःप्राप्ताकिंनाम्नी यक्षकन्यका ।
कर्त्तुमिच्छतिकल्याणीकिं वाममसमीपगा ॥ १६
एवंचिन्तयतस्तस्य यक्षीप्राप्तातदन्तिके ।

पुंस्कोकिलध्वनिकल्पं पिङ्गाक्षंवाक्यमब्रवीत् ॥ १७

**વસિષ્ઠ** બોલ્યા કે, ને "બહુ સારૂં" એવું યક્ષો બોલ્યા પછી, દિવાના વર્ણ સરખાં નેત્રવાળો શોભાયમાન યક્ષરાજા પિંગાક્ષ એકાંતમાં બેસી તપ કરવા તત્પર થયો. ૭. ઉપવાસ વિષે તત્પર થઇને ઇંદ્રિયો નિયમમાં રાખીને, ધ્યાન ધરીને ઇદ્રિયો જીતીને ૭ અક્ષરવાળા મંત્રનો જપ કરતો તે પ્રાણાયામ વિષે તત્પર થયો. ૮. હે **રાજા,** એ પ્રમાણે અતિઉગ્ર તપ કરતાં ઘણો વખત ગયો: અને શંભુ તેના દર્શન માટે પ્રાપ્ત થતા નથી તોપણ તે યક્ષ સ્થલના ઊંચા ભાગમાં નિર્મળ લિંગની પ્રતિષ્ઠા કરી, પુષ્પ, ગંધ, ધુપ, તથા નૈવેદ્યવડે તેનું અર્ચન કરે છે. ૯-૧૦. ત્રણ કાળ સ્નાન કરી, નિરાલસ્ય, અને સૂક્ત જપતો પિંગાક્ષ હૃદયરૂપિ કમળની કલિકાના મધ્યમાં ઘણો વખત ઇશ્વરને ધારણ કરવા લાગ્યો. ૧૧. એવી રીતે તેના તપ કરવાથી પ્રસન્ન થએલા શંકર યક્ષની સ્ત્રીનું રૂપ ધારણ કરી તે સ્થાનની નજીક પ્રત્યક્ષ થયા. ૧૨. ઝાંઝરનો શબ્દ કરતી, વિશાળ નેત્રવાળી, કટિપશ્ચાત ભાગવડે મંદ ગતિવાળી, અને કોમળ શરીરવાળી સ્ત્રી તે સ્થાનકના સીમાડા વિષે ફરવા લાગી. ૧૩. મત્તહંસના શબ્દની જેને ઉપમા અપાય એવા ઝાંઝરના શબ્દને સાંભળી વિસ્મયવાળા પિંગાક્ષે જલ્દી ધ્યાન છોડી દીધું. ૧૪. સ્થળ કમળરૂપિ પગલાને ધારણ કરતી એવી તે યક્ષની સ્ત્રીને જોઇ વિસ્મય પામેલો પિંગાક્ષ વિચાર કરવા લાગ્યો. ૧૫. આ કલ્યાણ કરનારી યક્ષ કન્યા કોણછે, કેની છે, ક્યાંથી આવીછે, શું નામવાળી છે, અને મારી સમીપ આવીને શું કરવા ઇચ્છે છે ? ૧૬. એ રીતે તે યક્ષ વિચાર કરતો હતો ત્યારે યક્ષરૂપ ધારણ કરનારી સ્ત્રી તેની સમીપ આવી અને કોકિલના શબ્દ સરખું મનોહર વાક્ય પિંગાક્ષ યક્ષને કહેવા લાગી. ૧૭.

## ॥ यक्ष्युवा - ॥

यक्षराजनमस्ते स्तुमुञ्चेदंदुष्करंतपः ।
अनन्यपूर्वांकामार्त्तां कुमारींमांसमुद्वह ॥ १८
गान्धर्वेणविवाहेन कृत्वापाणिग्रहंमम ।
तवार्थयत्नृपस्यन्तीं स्थलशय्यागतामपि ॥ १९

**યક્ષી** બોલી કે હે, યક્ષરાજ, તમને નમસ્કાર છે. આ દુઃખે કરાય

એવું તપ મુકી દો તથા જેણે પૂર્વે બીજો પતિ નથી કરેલ એવી અને કામવડે પીડિત એવી મને કુંવારી સ્ત્રીને પરણો. ૧૮ ગાંધર્વ વિવાહ વડે મારૂં પાણિ ગ્રહણ કરીને તારા મૈથુનને ઇચ્છતી અને સ્થાનરૂપિ શય્યાને પણ પામેલી એવી હું તેને પરણો. ૧૯.

## ॥ पिङ्गाक्षउवाच ॥

लोलाक्षिमाविषीदत्वं रूपंतेह्यतुलंयतः ।
भर्त्तातेभविताचान्यो नत्वहंतपसिस्थितः ॥ २०

**પિંગાક્ષ** બોલ્યો કે, હે ચપળ નેત્રવાળી, તું ખેદ કરમાં, કારણ કે તારૂં રૂપ તુલના ન થાય તેવું છે, માટે તારો બીજો કોઇ સ્વામી થશે, પણ તપ વિષે રહેલો હું નહિં થાઉં. ૨૦.

## ॥ यक्षकन्योवाच ॥

तपःकुर्वन्तिमुनयः सिद्धाराजर्षयस्था ।
स्वर्गाङ्गनापरिष्वङ्ग सुखलुब्धामहीतले ॥ २१

**યક્ષ કન્યા** બોલી કે, પૃથ્વીમાં સ્વર્ગની સ્ત્રીઓના સંગના સુખના લોભથી મુનિઓ, સિદ્ધ, અને રાજર્ષિઓ તપ કરે છે. ૨૧.

## ॥ पिङ्गाक्षउवाच ॥

सत्यमुक्तंत्वयाभद्रे स्त्रियोदिव्यास्तपःफलं ।
प्राप्तस्यतपसःपारं फलंतन्नपुनर्मम ॥ २२
यथेच्छयाहियस्मात्त्वं भर्त्तारंवरयापरं ।
तपसोनानिवर्त्तिष्ये विनाधूर्जटिदर्शनम् ॥ २३

**પિંગાક્ષ** બોલ્યો કે, હે કલ્યાણકારી કન્યા, દિવ્ય સ્ત્રિઓ તપનું ફળ છે, એ તેં સાચું કહ્યું, પણ તપના પારને પામેલ એવો હું તેને એ ફળ નથી. ૨૨ માટે ઇચ્છા પ્રમાણે તું બીજા સ્વામીને વર, હું શંકરનાં દર્શન વિના તપથી નિવૃત્તિ પામીશ નહિ. ૨૩.

## ॥ वसिष्टउवाच ॥

इतियक्षींनिराकृत्य पिङ्गाक्षःशरणप्रदं ।
कृतवान्नियमंराजन् तस्थौमीलितलोचनः ॥ २४
अथतस्यपरिज्ञाय हृदयंदृढमात्मनि ।
प्रत्यक्षोभून्महादेवः शूलपाणिर्वृषध्वजः ॥
उवाचवचनंचेदं स्मयमानःकलाक्षरं ॥ २५

**વસિષ્ઠ** બોલ્યા કે, હે રાજા, આ પ્રમાણે યક્ષ કન્યાનો અનાદર કરી પિંગાક્ષે શરણને આપનારો નિયમ ધારણ કર્યો અને તે નેત્રમિંચી બેઠો. ૨૪ પછી આત્મા વિષે તેનાં હૃદયને દૃઢ જાણી શૂલ જેના હાથમાં છે અને પોઠિઓ જેના ધ્વજમાં છે એવા મહાદેવ પ્રત્યક્ષ થયા અને હસતા હસતા સુંદર અક્ષરવાળું આ વચન બોલ્યા. ૨૫

## ॥ देवदेव उवाच ॥

वरंवरयपिङ्गाक्ष शङ्करोस्मिविलोकय ।
क्षोभायतवयक्षेन्द्र यक्षीरूपंकृतंमया ॥ २६

**દેવના દેવ** શંકર બોલ્યા કે, હે પિંગાક્ષ, વર માગ જો હું શંકર છું. હે યક્ષોના અધિપતિ, મેં યક્ષકન્યાનું રૂપ તુને ક્ષોભ પમાડવા માટે ધારણ કર્યું હતું. ૨૬.

## ॥ वसिष्ठउवाच ॥

तदाकर्ण्यविभोर्वाक्यं तथात्रिपुरविद्विषः ।
उन्मील्यलोचनेयक्षः शिरसाजगतीययौ ॥ २७
बद्धाञ्जलिपुटोराजन्सम्प्रहृष्टतनूरुहः ।
स्तुत्वाप्रोवाचदेवेशं हर्षपर्याकुलेक्षणः ॥ २८

**વસિષ્ઠ** બોલ્યા કે, આ રીતે પ્રભુ અને ત્રિપુરાસુરના દ્વેષિ એવા શં-

કરવું તે વચન સાંભળી નેત્ર ઉઘાડીને યક્ષ મસ્તક નમાવવા લાગ્યો. ૨૭. હે રાજા, તે યક્ષ હાથ જોડીને હર્ષથી રોમાંચિત થઇને અને આનંદવડે આતુર નેત્ર કરીને દેવતાના ઇશ્વર શંકરની સ્તુતિ કરી નીચે પ્રમાણે બોલ્યો. ૨૮.

## ॥ पिङ्गाक्षउवाच ॥

प्रसन्नोसियदीशत्वं देयोमेवाञ्छितोवरः ।
अयमस्तुस्थलोस्माकं लोकेख्यातंस्तुपुण्यदः ॥ २९.
मयात्रस्थापितेलिङ्गे सदाशम्भोस्थितिंकुरु ॥ ३०

પિંગાક્ષ બોલ્યો કે, હે ઇશ, જો તમે પ્રસન્નછો અને મને ઇચ્છિત વર આપવો છે તો આ અમારૂં સ્થાન લોકમાં પુણ્યને આપનારૂં પ્રસિદ્ધ થાઓ, હે શંભુ, મારાં સ્થાપેલાં લિંગ વિષે તમે સદા સ્થિતિ કરો. ૨૯ ૩૦.

## ॥देवदेव उवाच॥

एषयक्षस्थलोलोके पुण्यदःसर्वदानृणां
पिङ्गाक्षमेप्रसादेन भविष्यतिनसंशयः ॥ ३१.
त्वयात्रस्थापितेलिङ्गे सदावत्स्याम्यहंपुनः ।
दास्यामिचपरामृद्धिं येर्चयिष्यन्तिभक्तितः ॥ ३२
येचदानंकरिष्यन्ति महिष्यावैद्विजन्मने ।
परितुष्टःप्रदास्यामि तेभ्योयक्षसमीहितं ॥ ३३

શંકર બોલ્યા કે, હે પિંગાક્ષ યક્ષ, મારા અનુગ્રહવડે આ સ્થળ પૃથ્વીમાં હમેશાં મનુષ્યોને પુણ્ય આપનારૂં થશે, એમાં સંશય નથી. ૩૧. અહીં તારાં સ્થાપેલા લિંગ વિષે હું નિરંતર વાસ કરીશ અને વળી જેઓ ભક્તિથી મારૂં અર્ચન કરશે તેને ઉત્તમ સમૃદ્ધિ આપીશ. ૩૨, હે યક્ષ, જેઓ બ્રાહ્મણને ભેંશનું દાન આપશે, તેને પ્રસન્ન થઇ હું ઇચ્છિત ફળ આપીશ. ૩૩.

## ॥ वसिष्ठउवाच ॥

इत्युक्त्वाभगवान् शम्भुर्महाराजतिरोदधे ।
पिङ्गाक्षोप्यनुगैः सार्द्धंतस्थौतत्रमुदान्वितः ॥ ३४
ततःप्रभृतिभूपाल जातोयक्षस्थलोभुवि ।
श्रीतीर्थेपुण्यदोनित्यं नराणांभक्तिचेतसां ॥ ३५

વસિષ્ઠ બોલ્યા કે, હે મહારાજ, ભગવાન શંકર એમ કહી અંતર્ધાન પામી ગયા અને પિંગાક્ષ પણ પોતાના ચાકરો સાથે ત્યાં હર્ષયુક્ત રહ્યો. ૩૪. હે રાજા, ત્યારથી પૃથ્વીમાં લક્ષ્મી તીર્થ વિષે યક્ષસ્થળ નિરંતર ભક્તિમાં ચિત્તવાળા મનુષ્યોને પુણ્યને આપનારૂં થયું. ૩૫.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्येयक्षस्थल माहात्म्यं नाम एकविंशोऽध्यायः ॥ २१

આ પ્રમાણે સ્કંદ પુરાણમાંહેની એકાસી હજાર શ્લોકની સંહીતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્યમાં "યક્ષસ્થલ માહાત્મ્ય" નામે એકવીશમો અધ્યાય પૂરો થયો. ૨૧.

# ॥ अथ द्वाविंशोऽध्यायः ॥

### અધ્યાય ૨૨ મો.

## ॥ वसिष्ठउवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठ यक्षकूपमनुत्तमम् ।
यत्रतुस्नानमात्रेण सर्वपापैःप्रमुच्यते ॥ १
पुरायत्रकुबेरेण सुचिरंपरितोषितः ।

महाबलैःसभंयक्षै स्तपस्तस्त्वापितामहः ॥ २

વસિષ્ઠ બોલ્યા કે, હે નૃપ-શ્રેષ્ટ, ત્યાર પછી ઉત્તમ યક્ષકૂપ પ્રત્યે જવું, કે જ્યાં સ્નાન માત્રથી સર્વે પાપ થકી મુક્તિ મળે છે. ૧. જ્યાં પૂર્વે કુબેરે ઘણો વખત મહા બળવાન યક્ષો સાથે તપ કરી બ્રહ્માને સંતોષ પમાડ્યો હતો. ૨.

## ॥ मान्धातोवाच ॥

कुबेरोपितपस्तप्तुं कथंश्रीमालमागतः ।
हेतुनाकेनविप्रेन्द्र किमस्याभूत्सुदुर्लभम् ॥ ३
सर्वमेतन्ममाचक्ष्व प्रसन्नोसियदिद्विज ॥ ४

માંધાતા બોલ્યા કે, હે ઉત્તમ બ્રાહ્મણ, કુબેર પણ તપ કરવા માટે કયા કારણથી અને શા માટે શ્રીમાલક્ષેત્ર પ્રત્યે તપ કરવા આવ્યા હતા, અને એને શું અતિદુર્લભ હતું. ૩. હે દ્વિજ જો તમે પ્રસન્ન હોતો એ સર્વે મને કહો. ૪.

## ॥ वसिष्ठउवाच ॥

पुरात्रेतायुगेराजन् दशग्रीवेणरक्षसा ।
गिरिंकैलासमारुह्य शम्भोर्वित्रासितागणाः ॥ ५
युद्धंचकारसुमहत्सहवैश्रवणेनसः ।
भग्नंयक्षबलंतत्र निर्जितश्चधनेश्वरः ॥ ६
रत्नैरनेकैर्मणिभिर्दैव योग्यैर्विभूषणैः ।
पूर्णंपुष्पकमादाय विमानंव्योम्निराक्षसः ।
ययौलङ्काभिमुखःस सहनैऋतकोणपैः ॥ ७
गतेतस्मिन्महारौद्रे रावणेलोकरावणे ।
विषादंपरमंप्राप्तो हतस्वोनरवाहनः ॥ ८
चिन्तयामासमेधावी राजन्विश्रवसःसुतः ।
किंकरोमिक्वगच्छामि कस्यवाकथयाम्यहं ॥ ९

रावणस्यनहन्तास्ति त्रैलोक्येसचराचरे ।
तपसाराधयाम्येनं ब्रह्माणंचपितामहं ॥ १०
असाध्यंतपतांयस्मान्नास्तिकिंचिज्जगत्रये ।
एवंसबहुधाध्यात्वा भुजङ्गइवनिश्वसन् ॥ ११
जगामतत्रयत्रास्तेपौलस्त्योविश्रवामुनिः ॥ १२
तपन्तंतंपदाम्भोजे वीक्ष्यपुण्यजनेश्वरम् ।
प्रम्लानंहृतसर्वस्व माददेविश्रवावचः ॥ १३

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, પૂર્વે ત્રેતાયુગમાં કૈલાશ પર્વત ઉપર ચડી રાવણ નામના રાક્ષસે શંકરના ગણોને ત્રાસ પમાડયો હતો. ૫ તેણે કુબેર સાથે ઘણું મોટું યુદ્ધ કર્યું હતું, અને તેમાં યક્ષોનું સૈન્ય ભાગ્યું હતું તથા કુબેરજી જીતાયા હતા ૬. દેવતાઓને યોગ્ય ઘરેણાંઓ, અનેક રત્ન, અને મણિઓ વડે ભરેલાં પુષ્પક નામના વિમાનને લેઇ નૈરૃતના અધિપતિ એવા રાક્ષસો સાથે આકાશ માર્ગમાં રાક્ષસ રાવણ લંકા સમીપ ચાલ્યો. ૭ મહા ભયંકર તથા લોકને રોવરાવનાર એવો તે રાવણ ગયો ત્યારે જેનું ધન નાશ પામેલ છે એવા કુબેર ઘણો ખેદ પામ્યા. ૮ હે રાજન, ધીર બુદ્ધિવાળા કુબેર વિચારવા લાગ્યા કે હું શું કરૂં, ક્યાં જાઊં, અને કેને કહું. ૯ ચરાચર સહિત એવા ત્રણ લોકમાં રાવણનો હણનાર કોઇ નથી, માટે જગતના પિતામહ એવા આ બ્રહ્માની તપવડે આરાધના કરૂં. ૧૦ ત્રણ જગતમાં તપ કરનારાઓને કાંઇ પણ અસાધ્ય નથી. આવી રીતે બહુ પ્રકારે ધ્યાન દેઇ સર્પની પેઠે નિશ્વાસ નાંખતો તે કુબેર જ્યાં પુલસ્ત્યના પુત્ર વિશ્રવામુનિ બેઠા હતા ત્યાં ગયો. ૧૧-૧૨ જેનું સર્વ ધન હરાએલ છે અને પોતાના પદ કમળ વિષે તપ કરતા એવા કુબેરને મ્લાનિ પામેલા જોઇ વિશ્રવામુનિ વચન બોલ્યા. ૧૩.

## ॥ विश्रवोवाच ॥

शोकापहारिणःपुंसां शोकोवत्सकथंतव ॥
दृश्यतेममदुःखाय लोकानामहितायच ॥ १४
अकृत्यंवाभवेत्किंचि त्कृतमज्ञानतस्त्वया ।

कोपितोवामुनिःकश्चिद्दूरात्मात्मोद्यसङ्गमात् ॥ १५

किंवाकुलकलङ्केन स्वगृहोत्थितमन्युना ।

रावणेनापरामृश्य हृदिदाहःकृतस्तव ॥ १६

विषादमवधूयाशु ब्रूहिवत्सयथातथं ।

नशोकस्त्वादृशानांहि वत्ससंश्रयतेमनः ॥ १७

शोकाम्बुधौसुदुःपारे वत्समुक्तिपदैषिणः ।

बुद्धिप्लवंसमासाद्य ननिमज्जन्तिपण्डिताः ॥ १८

आश्वास्यतन्ममाचक्ष्व सर्ववैम्लानिकारणम् ॥ १९

**વિશ્રવામુની** બોલ્યા કે, પુરૂષોના શોકને હરનાર એવો તું, તેને મારાં દુઃખ માટે અને લોકોનાં હિત માટે શોક કેમ દેખાય છે. ૧૪ શું તેં અજ્ઞાનથી કંઇ ન કરવાનું કરેલું છે, અથવા ન મળવાથી દુર દેશથી આવેલા કોઇ મુનિ કોપ પામેલા છે.? ૧૫ અથવા પોતાના ઘરથી જેને ક્રોધ ઉત્પન્ન થએલ છે એવા અને કુળના કલંકરૂપ એવા રાવણે વિચાર વિના શું તારા હૃદયમાં દાહ કરેલો છે.? ૧૬ હે વત્સ (પુત્ર), જલ્દી ખેદને તજી યથાર્થ કહે, કારણ કે, હે પુત્ર, તું સરખાઓના મનનો શોક આશ્રય કરતો નથી. ૧૭ હે પુત્ર, અતિ દુઃખે કરી જેનો પાર પમાય એવા શોક રૂપિ સમુદ્રમાં મુક્તિનાં પદને ઇચ્છનારા પંડિતો બુદ્ધિ રૂપિ વાહાણને પામી બુડતા નથી.૧૮ માટે આશ્વાસના પામી તે સર્વમ્લાનિનું કારણ મને કહે.૧૯

## ॥ वैश्रवणउवाच ॥

प्रसह्याहंपराभूत स्तातसङ्ग्राममूर्द्धनि ।

महेशवरतुष्टेन रावणेनदूरात्मना ॥ २०

गतःपुष्पकमादाय निर्मितंविश्वकर्मणा ।

साराणिचमहार्हाणि रत्नानिसुबहून्यपि ॥ २१

अतोऽहंभवतःपार्श्वे दीनस्तवसमाययौ ॥

किंकरोम्यविनामर्थं मृत्युंनाप्नोतितेसुतः ॥ २२

किंवृथातेनजातेन मातुर्यौवनहारिणा ।

यःपरेणपराभूतःप्रतिकर्त्तुनवाञ्छति ॥ २३

तस्मादहंतपस्तप्स्ये सहयक्षैर्महात्मभिः ।
अचीर्णतपसांतात विपदोहिपदेपदे ॥ २४

કુબેર બોલ્યા કે, હે પિતા, શંકરનાં વરદાનવડે સંતોપ પામેલા દુરાત્મા રાવણે બળાત્કાર કરી સંગ્રામના અગ્ર ભાગમાં મારો પરાભવ કર્યો.૨૦. વિશ્વકર્માએ બનાવેલા પુષ્પક વિમાનને તથા સારરૂપ મહા મૂલ્યવાન્ અને અતિ ઘણાં એવાં રત્નોને પણ તે લેઇ ગયો. ૨૧. માટે દીન હું તમારી પૂજ્યની પાસે આવેલોછું, અને તમારો પુત્ર ધન વિના મૃત્યુ પામતો નથી, માટે શું કરૂં. ૨૨. શત્રુએ પરાભવ પમાડેલો જે માણસ સામો પરાભવ કરવા ઇચ્છતો નથી તે માતાના યૌવનને હરનારા માણસના વૃથા જન્મથી શું? ૨૩. હે તાત, જેણે તપ કરેલ તથી તેઓને પગલે પગલે વિપત્તિ આવે છે, માટે હું મહાત્મા યક્ષોની સાથે તપ કરીશ. ૨૪.

## ॥ विश्रवोवाच ॥

लोकःसन्तापितस्तेन तथाधनदरक्षसा ।
अचिरेणयथानाशं यास्यत्येपनसंशयः ॥ २५

पापेनचसम्रृद्धिःस्याद् गृहेषुकलुषात्मनां ।
साप्राणान्तकरीज्ञेया शोकेनस्थूलतायथा ॥ २६

ततोमुञ्चविषादंत्वं किन्नरेश्वरमाशुच ।
श्रीमालमथवायाहितपःसिद्धियदीच्छसि ॥ २७

क्षेत्राणामुत्तमंक्षेत्रं तीर्थानांतीर्थमुत्तमम् ।
श्रीमालंभारतेवर्षे सिध्यन्तीहतपस्विनः ॥ २८

વિશ્રવા મુનિ બોલ્યા કે, હે કુબેર, જે રીતે જે રાક્ષસે (રાવણે) લોકોને સંતાપ કરેલછે તે રીતે તે થોડા વખતમાં નાશ પામશે એમાં સંશય નથી. ૨૫ સ્થુલપણું જે પ્રમાણે શોકથી નાશ પામે છે, તે પ્રમાણે મલિન અંતઃકરણવાળાઓના ઘરમાં પાપવડે જે સમૃદ્ધિ થાય તે પ્રાણાન્ત કરનારી જાણવી. ૨૬. હે કુબેર, માટે ખેદને તજી દેને શોક ન કર; અથવા જો તપની સિદ્ધિ ઇચ્છતો હોતો શ્રીમાલક્ષેત્રમાં જા. ૨૭. કારણ કે ભરત-

ખંડનાં ક્ષેત્રોમાં ઉત્તમ ક્ષેત્ર અને તીર્થોમાં ઉત્તમ તીર્થ એવું શ્રીમાલ છે અને એ ક્ષેત્રમાં તપ કરનારાઓ સિદ્ધિ પામે છે. ૨૮.

## ॥ वसिष्टउवाच ॥

निशम्यैतत्पितुर्वाक्यं हितंविश्रवसोमुनेः ।
समणम्यजगामाशु श्रीमालंतपसेनृप ॥ २९
मणिभद्रप्रभृतिभिर्यक्षैरनुगतस्तदा ।
उत्तराशाधिपःश्रीमान्देवैरिवपुरंदरः ॥ ३०
श्रीमालंप्राप्यभूपाल धनाध्यक्षोनुगैःसह ।
वित्तेशविवरंकृत्वा तप्तुंरावणशङ्कितः ॥ ३१
प्रज्वाल्यपावकंतत्रहोमंकुर्वन्महायशाः ।
राजन्नाराधयामास ब्रह्माणंकमलोद्भवम् ॥ ३२
पुष्पैर्धूपैःसनैवेद्यै र्बलिभिश्चपृथग्विधैः ।
वेदगर्भैस्तथास्तोत्रै र्देवमर्च्चयतश्चिरात् ॥३३
उपवासपरस्यास्य कृशंधमनिसंयुतम् ।
वीक्ष्यदेहंधनेशस्य यक्षाविव्यथिरेनृप ॥ ३४
तेपरस्परमामन्त्र्य दुःखार्त्तागुह्यकोत्तमा ।
ऊचुःप्रणम्यभर्त्तारं कदाचिन्मधुरागिरः ॥ ३५

**વસિષ્ટ** મુનિ બોલ્યા કે, હે રાજા, પિતા વિશ્રવા મુનિનું એ હિતકારિ વચન સાંભળી, પ્રણામ કરી, તે જલ્દી તપ સારૂ શ્રીમાલ ક્ષેત્રમાં ગયો. ૨૯ અને તે વખતે જેમ દેવતાઓ ઇંદ્રની પાછળ જાય તેમ મણિભદ્ર આદિ યક્ષો ઉત્તર દિશાના અધિપતિ શોભાયમાન કુબેરની પાછળ ચાલ્યા. ૩૦ હે રાજા, નોકરો સહિત કુબેર શ્રીમાલ પ્રત્યે જઇ રાવણની શંકાથી ભોંયરૂં કરી તપ કરવા માટે પેઠા. ૩૧ હે રાજા, તે સ્થાનમાં અગ્નિને પ્રજ્વલિત કરી હોમ કરતો એવો મહા યશસ્વી તે કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્માની આરાધના કરવા લાગ્યો. ૩૨ હે રાજા. પુષ્પ, ધુપ, નૈવેદ્ય સહિત જુદા જુદા પ્રકારના બલિદાન અને વેદના ગર્ભમાં રહેલા સ્તોત્રો વડે ઘણો વખત

દેવને પુજતો અને ઉપવાસમાં તત્પર રહીને કુબેર નાડી સહિત કૃશ (દુર્બલ) થએલા દેહને જોઇ, યક્ષો વ્યથા પામવા લાગ્યા. ૩૩. ૩૪. કોઇ વખત તે દુઃખે કરી પીડા પામેલા ઉત્તમ યક્ષો પરસ્પર વિચાર કરી સ્વામિ કુબેરને પ્રણામ કરી મધુર વાણી બોલ્યા. ૩૫.

## ॥मणिभद्र उवाच॥

तपसो भीषणादस्मान्नाथचेतोनिवर्त्तय ।
यत्तपोदेहनाशाय नतदर्हन्तिपण्डिताः ॥ ३६

મણિભદ્ર બોલ્યો કે, હે નાથ, આ ભયંકર તપથી ચિત્તને નિવૃત્ત કરો, કારણ કે જે તપ દેહના નાશ માટે થાય છે તે તપને પંડિતો યોગ્ય નથી. ૩૬.

## ॥ स्थूणाक्ष उवाच ॥

इदंतपोमहावीर्यं राजराजविराजते ।
दरिद्रस्यनतेनाथ सख्युश्चन्द्रीकरीटिनः ॥ ३७

સ્થુણાક્ષ નામનો યક્ષ બોલ્યો કે, હે નાથ, કુબેર, શંકરના મિત્ર અને દરિદ્ર એવા તમે, તેને મહા વીર્યવાળું આ તપ શોભતું નથી. ૩૭

## ॥ महाघोण उवाच ॥

विरम्यतामितोनाथ तपसोद्यतपोधन ।
त्वामाराधयतेसर्वो लोकोहिस्वार्थसिद्धये ॥ ३८

મહાઘોણ નામે યક્ષ બોલ્યો કે, હે તપરૂપિ ધનવાળા નાથ, આ તપ થકી તમે વિરામ પામો. કારણ કે સર્વ લોક સ્વાર્થની સિદ્ધિ માટે તમારૂં આરાધન કરે છે. ૩૮.

## ॥पिङ्गाक्षउवाच॥

जगतामपकाराय वर्त्तमानोदशाननः ।

वृन्तादिवफलंपक्वं स्वयमेवपतिष्यति ॥ ३९

પિંગાક્ષયક્ષ બોલ્યો કે, જગતના અપકાર માટે વર્ત્તણુક કરતો રાવણ જે રીતે ડીટાં ઉપરથી પાકી ગએલું ફલ પડે તે રીતે પોતાની મેળેજ પડશે. ૩૯.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्तोपिसयक्षेन्द्रः प्रणतैर्यक्षपुङ्गवैः ।
शम्भुध्यानार्पितमना नतेषांवाक्यमाददे ॥ ४०
एवंतपःपरस्यास्य ग्रीष्मकालःसमाययौ ।
चण्डांशुकिरणश्रेणि कृष्यमाणमहीरसः ॥ ४१
तस्मिन्नृतौनरश्रेष्ठ निर्गत्यविवराद्बहिः ।
उपचक्रामयक्षेन्द्रः कर्तुंपञ्चाग्निसाधनम् ॥ ४२
परितस्तस्यपञ्चाग्नी नित्यंसाधयतोभृशम् ।
कदाचित्सुमहान्वायुर्ववौकर्कशकर्कशः ॥ ४३
स्थगयन्गगनंराज न्नुत्थितैरेणुसञ्चयैः ।
पिधायपाणिपद्माभ्यां लोचनानिसमंततः ।
माणिभद्रप्रभृतयो यक्षास्तस्थुरधोमुखाः ॥ ४४
अथपार्श्वेकुशानांहि स्रस्तरासनपङ्क्तयः ।
उद्धूतान्यपतन्वन्हौ ततोज्वालाभ्यवर्त्तत ॥ ४५
ततोपिपावकज्वाला कुलेतत्रधनेश्वरः ।
नासनाच्चलितःकिञ्चिद्ध्यानसङ्गतलोचनः ॥ ४६
तेनाभूज्जगतांस्रष्टापरितुष्टःपितामहः ।
वेगात्समीपमागत्यब्रह्मलोकात्कमण्डलोः ।
सिषेचसलिलैरग्निज्वालाकोठीकृतांहितम् ॥ ४७

अथशान्ततनुराजन्नुंन्मीलितदृशंतदा ।
पितामहःसमाश्वास्यप्रोवाचेदंधनेश्वरं ॥ ४८

વશિષ્ઠ બોલ્યા કે, ઉત્તમ યક્ષોએ નમન કરીને આ પ્રમાણે કહ્યા છતાં શંભુના ધ્યાનવિષે જેણે મન અર્પણ કરેલ છે એવા કુબેરે તેઓનું વચન ગ્રહણ કર્યું નહિ. ૪૦. આ રીતે એ તપ કરેછે એટલામાં સૂર્યનાં કિરણોવડે પૃથ્વીનો રસ ખેંચવા વાળો ગ્રીષ્મકાલ આવ્યો. ૪૧. હે રાજા, તે ઋતુમાં કુબેર પંચાગ્નિનું સાધન કહવા ભોંયરાથી બાહાર નીકળી આરંભ કરવા લાગ્યા. ૪૨. જ્યારે નિરંતર ચારે તરફથી પંચાગ્નિનું તે અતિસાધન કરતા હતા ત્યારે એક વખતે કાંકરા સરખો કઠણ અતિ મોહોટો વાયુ વાવા લાગ્યો. ૪૩. અને તે વાયુ ઉડતાં રેણુનાં સમૂહોવડે આકાશને ઢાંકવા લાગ્યો ત્યારે માણિભદ્ર આદિયક્ષો હાથરૂપિ કમલોવડે ચો તરફથી નેત્રને ઢાંકી નીચું મુખ રાખી બેઠા. ૪૪. પછી વાયુએ દર્ભની શય્યાઓ અને આસનની પંક્તિઓ ઉડીને અગ્નિમાં પડી અને તેથી જ્વાળા અધિક થઇ. ૪૫. તે અગ્નિની જ્વાળાવડે આકુળ થયા તોપણ ધ્યાન વિષે નેત્ર રાખી બેઠેલા કુબેર જરાપણ આસનથી ચળ્યા નહિ ૪૬. તેથી જગતના સરજ-નારા બ્રહ્મા પ્રસન્ન થયા, અને વેગથી બ્રહ્મ લોકથી આવી કમંડલુના જલ-વડે અગ્નિની જ્વાળાવડે વિંટાયલા કુબેરને સેચન કરવા લાગ્યા. ૪૭. હે રાજા પછી તે વખતે શાંતિ પામેલા અને ઉઘાડાં નેત્રવાળા કુબેરની આ-શ્વાસના કરી બ્રહ્મા આ વચન બોલ્યા. ૪૮.

## ॥ ब्रह्मोवाच ॥

वत्सकोयंदिगिन्द्रत्वेतपस्कर्तुंतवाग्रहः ।
आरात्प्रज्वलितंशस्ये नवेत्तिसज्वलनंयतः ॥ ४९
भूयःकिन्तेचिकीर्षास्ति प्राप्तुंवादुर्लभंपदम् ॥
दुर्ज्जयंतेरिपुंजेतुं वरंवरयसुव्रत ॥ ५०

બ્રહ્મા બોલ્યા કે, હે પુત્ર, દિશાના ઇંદ્રપણા માટે તપ કરવાને આ તારો કેવો આગ્રહ છે, જેથી પાસે ઘાસ વિષે બળતા અગ્નિને પણ જાણ-તો નથી. ૪૯ અથવા ફરીને શું દુર્લભ પદ પામવાની તારી ઇચ્છા છે?

અથવા દુર્જય શત્રુને જીતવા ઇચ્છા છે ? તે કહે. હે સુંદર વ્રતવાળા, વરદાન માગ. ૫૦.

## ॥ वैश्रवणउवाच ॥

अस्तिदेवदुराचारोरावणोरक्षसांपतिः
तेनागत्यगृहान्नाथजित्वायुधिहृतंधनं ॥ ५१
विमानंपुष्पकंनामगृहीतंममपश्यतः ॥
ततोपमानितमनाःसहयक्षैःप्रियैषिभिः ॥
अत्रागत्यभयात्तस्यप्रविष्टोविवरान्तरम् ॥ ५२
तस्मात्त्राहिचतुर्वक्त्रमामनाथंकृपायदि ॥
माहिमानंराप्यासद्यल्लोकेत्वदनुग्रहात् ॥
रक्षसोवरदर्पिष्ठाज्जीवेत्कःप्राप्यदुर्दशाम् ॥ ५३

કુબેર બોલ્યા કે હે નાથ, દુરાચરણવાળો રાક્ષસોનો પતિ રાવણ છે તેણે આવી મને યુદ્ધમાં જીતી ઘરમાંથી ધન હરિલીધું. ૫૧. તેણે મારા દેખતા પુષ્પક નામે વિમાન લેઇ લીધું તેથી અપમાન પામવાથી હું મારા પ્રિય ઇચ્છનારા યક્ષો સહિત અહીં આવી તેના ભયથી બાંખરામાં પેઠો છઉં. ૫૨. માટે, હે ચતુર્મુખ બ્રહ્મા, જો કૃપા હોય તો મારી અનાથની રક્ષા કરો; કારણ કે તમારા અનુગ્રહથી મહિમાને પામી અતિ ગર્વ પામેલા રાક્ષસ થકી દુર્દશા પામી કોણ જીવે ? ૫૩.

## ॥ ब्रह्मोवाच ॥

माभैषीःपुत्रतस्मात्त्वंयाहियक्षैःसहालकां
पुष्पकस्यापहारोयंतत्रचैवविमानना ॥
राक्षसेन्द्राद्दशग्रीवाद्दृष्टमेतत्पुरातने ॥ ५४
इक्ष्वाकोर्विपुलेवंशेराज्ञोदशरथाध्धुनम्
भवितैतद्वधार्थायरामोनाममहाबलः ५५
विष्णोरंशावतारोसोनचिराद्दारहारिणम्

तंहनिष्यतिदुर्धर्षंप्राप्स्यसिपुष्पकंतदा ॥ ५६
पूर्वमेवमहाबाहोसांम्बिज्ञैरमरैस्ततः
सूत्रितोयमुपायोस्तिबरंत्वमपरवृणु ॥५७

**બ્રહ્મા** બોલ્યા કે, હે પુત્ર, તું તેનાથી ભય પામીશ માં. તું યક્ષો સાથે અલકાપુરીમાં જા. તારૂં રાક્ષસના અધિપતિથી રાવણે પુષ્પકવિમાન હરી લીધું ને અપમાન કર્યું તે પ્રથમ વખતેજ અમે જોએલું હતું. ૫૪. ઇક્ષ્વાકુરાજાના મોહોટા વંશમાં તેના વધ સારૂ દશરથ રાજાથકી રામ નામે મહા બળવાન પુત્ર જરૂર ઉત્પન્ન થશે. ૫૫. જ્યારે વિષ્ણુના અંશાવતાર એવા એ રામ થોડા વખતમાં સ્ત્રીને હરનારા અને દુઃખે કરી પરાભવ પમાડાય એવા તે રાવણને મારશે ત્યારે તું પુષ્પકવિમાનને પામીશ. ૫૬. હે મહાબાહુ, પૂર્વેજ ભય પામેલા દેવતાઓ સાથે આ ઉપાય વિચાર કરી રાખેલો છે માટે તું બીજો પણ વર માગ. ૫૭.

## ॥ धनेश्वर उवाच ॥

यदिदेयोवरोदेववरार्होयदिवाप्यहम्
मन्नाम्नातदिदंतीर्थंख्यातमस्तुमहीतले ॥ ५८

કુબેર બોલ્યા કે, હે દેવ, જો વર આપવો હોય અને હું વરદાનને યોગ્ય હોઊં તો આ તીર્થ પૃથ્વીમાં મારાં નામવડે પ્રસિદ્ધ હો. ૫૮.

## ॥ ब्रह्मोवाच ॥

धनेशयन्मयात्रारित्त्वयिक्षिप्तंकमण्डलोः
तेनायंविवरःपूर्णोनिलिल्येयत्रगुह्यकैः ॥ ५९
तस्मात्तीर्थमिदंलोकेयक्षकूपइतिश्रुतम्
विश्रुतंत्रिषुलोकेषुभविष्यतिनसंशयः ॥ ६०
येत्रस्नानंकरिष्यन्तियक्षकूपेमनीषिणः
नापमानकृतिस्तेषामाधिरुत्पत्स्यतेह्लादि ॥ ६१
यश्चयक्षालयेयक्षानर्चयिष्यंतिभक्तितः

यक्षकूपेजलंस्पृष्ट्वावाञ्छितंसमवाप्स्यते ॥ ६२
धनेश्वरतवप्रीत्यारथंदास्यान्तियेत्रवै
विमानवरमारुढाविचरिष्यन्तितोचिरम् ॥ ६३
पितृणांश्राद्धदानेनपरातृप्तिर्भविष्यति
कृष्णपक्षेऽश्विनिमासेचतुर्दश्याधनाधिप
येत्रस्नानंकरिष्यन्तितेषांवंशेननिर्धनाः ॥ ६४

બ્રહ્મા બોલ્યા કે, હે કુબેર, મેં કમંડલથી તારે વિષે જે જળ ફેંક્યું તેણે કરી આ ભોંયરાનો ભાગ પાણીથી પૂર્ણ થયો, કે જેમાં યક્ષો સંતાએલા હતા. તે માટે આ તીર્થ લોકમાં યક્ષ કૂપ એ નામથી બોલાય છે તે ત્રણ લોકમાં પ્રખ્યાત થશે, એમાં સંશય નથી. ૫૯–૬૦. બુદ્ધિમાન પુરૂષો આ યક્ષનાકૂપ (કુવા)માં સ્નાન કરશે તેઓને કદિ અપમાન અને હૃદય વિષે પીડા થશે નહિ. ૬૧. જે ભક્તિથી યક્ષકૂવામાં જળનો સ્પર્શ કરી યક્ષનાં સ્થાનમાં યક્ષોને પૂજશે તે ઇચ્છિતને પામશે. ૬૨. હે કુબેર, જેઓ અહિં તને ખુશી કરવાને રથ આપશે, તેઓ ઉત્તમ વિમાનમાં બેસી ઘણો વખત ફરશે. ૬૩. હે કુબેર, આશ્વિન માસનાં કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે પિતૃનું શ્રાદ્ધ દાન કરશે તેઓને ઉત્તમ તૃપ્તિ થશે અને જેઓ અહીં સ્નાન કરશે તેઓના વંશમાં નિર્ધન થશે નહિ. ૬૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इतिदत्वावरंदेवःकुबेरायप्रजापतिः
अदृश्योभून्महाराजमन्त्रग्रामइवाशुच ६५
अथप्रीतमनाराजन्राजराजस्त्वरान्वितः
तत्रांशेनस्थितिंकृत्वायथागतमितोगतः ॥ ६६
ततःप्रभृतितत्तीर्थंयक्षकूपमितिश्रुतम्
श्रीतीर्थेद्यापिराजेन्द्रहन्तिपापानिदेहिनाम् ॥ ६७

વસિષ્ઠ બોલ્યા કે હે મહારાજ, આ પ્રમાણે બ્રહ્મદેવ કુબેરને કહી

જલદી મંત્રના સમૂહની પેઠે અદૃશ્ય થયા. ૫૫. હે રાજા, પછી ત્વરાયુક્ત એવા કુબેર પ્રસન્ન મનથી ત્યાં અંશવડે સ્થિતિ કરી જે પ્રમાણે આવ્યા હતા તેમ ત્યાંથી ગયા. ૫૬. હે શ્રેષ્ટ રાજા, ત્યારથી તે તીર્થ "યક્ષકૂપ" એ રીતે સંભળાય છે અને તીર્થ (શ્રીમાલ) માં આજપણ પ્રાણિઓનાં પાપને મટાડે છે. ૫૭.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्मय विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये यक्षकूप माहात्म्यं नामद्वाविंशोऽध्यायः ॥ २२ ॥

આ પ્રમાણે સ્કંદ પુરાણમાંહેની એકાશી હજારથી સંહીતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાળ માહાત્મ્ય માં "યક્ષકૂપ માહાત્મ્ય" નામે બાવીશમો અધ્યાય પૂરો થયો. ૨૨.

---

# ॥ अथ त्रयोविंशोऽध्यायः ॥

## અધ્યાય ૨૩ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठतीर्थंपापहरंभुवि
कश्यपेश्वरनाम्नावैयक्षकुपस्यदक्षिणे ॥ १
यत्रपूर्वंतपस्तेपेकश्यपोमुनिसत्तमः
हितायसर्वलोकानांमहाकारुणिकोमुनिः ॥ २
कश्यपेश्वरमभ्यर्च्यनमस्कृत्यचकश्यपम्
एकोपवसनान्मर्त्योराजन्भूयोनजायते ॥ ३

વસિષ્ઠ—હે શ્રેષ્ઠ રાજા, પછી યક્ષ કૂપની દક્ષિણે પૃથ્વીમાં પાપને હરનારૂં "કશ્યપેશ્વર" નામે તીર્થ છે ત્યાં જવું. ૧. જે ઠેકાણે મુનિઓમાં

શ્રેષ્ઠ અને ઘણી દયાવાળા કશ્યપ મુનિએ પૂર્વે લોકોના હિત માટે તપ કર્યું હતું. ૨. હે રાજા, કશ્યપેશ્વરને પૂજીને તથા કશ્યપને નમસ્કાર કરી એક ઉપવાસ કરવાથી માણુસ ફરીને ઉત્પન્ન થતો નથી. ૩.

## ॥ मान्धातोवाच ॥

कथंचकारभगवान्कश्यपस्तपउत्तमम्
प्रत्यक्षोभूत्कथंतस्यशङ्करोलोकशङ्करः ॥ ४

માંધાતા રાજા બોલ્યા કે, ભગવાન કશ્યપે કેવી રીતે ઉત્તમ તપ કર્યું અને લોકનું કલ્યાણ કરનારા શંકર તેને કેમ પ્રત્યક્ષ થયા, ૪.

## ॥ वसिष्ठ उवाच ॥

श्रूयतामभिधास्यामिकथांपापप्रणाशिनीम्
यांश्रुत्वामानवोलोकेसद्यःपापात्प्रमुच्यते ॥ ५
आकाशादभवद्ब्रह्मामरीचिर्ब्रह्मणःसुतः
मरीचेःकश्यपोजातःपुत्रोब्रह्मविदांवरः ॥ ६
आदिष्टःसर्गकर्तृत्वेसपूर्वंपद्मयोनिना
प्रजावत्सत्वयाकार्याकल्पस्यादौचतुर्विधा ॥ ७
इत्थंनिशम्यलोकेशात्कश्यपोमुनिसत्तमः
सृष्ट्वाचतुर्विधाँल्लोकान्पिताभूज्जगतामसौ ॥ ८
चाक्षुषस्यान्तरेपूर्वंमनोःसर्गेकृतादरः
श्रीमालक्षेत्रमासाद्यतपश्चक्रेमहातपाः ॥ ९
शीर्णपर्णाशनोभूत्वादशवर्षाणिपञ्चच
ततोनिरशनोराजंस्तस्थौमीलितलोचनः ॥ १०
श्रीवृक्षबहुलेरम्यआश्रमेमुनिपुङ्गवः
आराधयन्महादेवंमुनिर्वाचंयमोऽभवत् ॥ ११
दक्षिणेनैवपादेनसव्यमाक्रम्यतिष्ठतः

गतानिबहुवर्णाणिकाश्यपस्यमहात्मनः १२
तथापिनमहेशानस्तस्मैयच्छतिवांछितम्
ततोतिविव्यथेराजन्सर्वमाश्रममण्डलम ॥ १३
कालेहवींषिशिष्यास्तेस्नात्वाजुहुतिवन्हिषु
कुर्वन्तोवेदवादांश्चशुश्रूषन्तेमुनीश्वरान् ॥ १४
तपस्यतोमुनेस्तस्यस्नानमासीद्धनाम्बुभिः
शरीरावरणंचास्यवल्मीकोभूत्समंततः ॥ १५
कुशैरभ्युद्गतेदेहःसम्वृतोनचदृश्यते
नश्वासोलक्ष्यतेतस्यस्पन्दनंवपुषोनच ॥१६
पश्यन्नपिनचक्षुर्भ्यांवीक्षतेमुनिसत्तमः
तदद्भुततमंदृष्ट्वाविपेदुर्ब्रह्मचारिणः ॥१७
नानुस्मरन्तिवेदानांनसिञ्चन्तिमहीरुहान्
नकुर्वतेग्निशुश्रूषांफलान्यश्नन्तिनकाचित् ॥ १८
श्वापदैरपिभूपाल्वनचर्यानिराकृता
नस्वपन्तिन हृष्यन्तिनखादन्तेतृणान्यपि ॥ १९
वाताक्षदलविभ्रंशात्क्रन्दन्तइवपादपाः
आसंस्तत्रतदाध्यानलीनचेतासिकश्यपे ॥ २०
निरुच्छ्वासंनिरुत्साहंनिरानन्दंनिरुद्यमम्
अनुल्लासितशाखाग्रमासीदाश्रममण्डलम् ॥ २१
अथवर्षसहस्रान्तेदुःखशोकसमाकुला
बिभ्राणापरमंरूपमाजगामवसुन्धरा ॥ २२
आश्रमेतत्रभूपालतपोभिशङ्कितापितुः
पश्यतांमुनिपुत्राणामिदंवचनमब्रवीत् ॥ २३

વસિષ્ઠ મુનિ બોલ્યા કે, સાંભળો, પાપને નાશ પમાડનારી કથા કહું છું, કે જે સાંભળી આ લોકમાં મનુષ્ય જલદી પાપથી મુકાયછે. ૫. આકાશથી બ્રહ્મા ઉત્પન્ન થયા બ્રહ્માના પુત્ર મરીચિ થયા અને મરીચિના પુત્ર

વેદ જાણનારાઓમાં ઉત્તમ કશ્યપ થયા. ૬. પૂર્વે બ્રહ્માએ તેને સૃષ્ટિ કરવા માટે આજ્ઞા કરી કે હે પુત્ર, તારે પ્રલયના આદિ વખતમાં ચાર પ્રકારની પ્રજા કરવી. ૭. એ પ્રમાણે બ્રહ્માની આજ્ઞા સાંભળી, ચાર પ્રકારના લોકોને સૃજી, મુનિઓમાં શ્રેષ્ટ કશ્યપમુનિ જગતના પિતા થયા. ૮. પૂર્વે ચાક્ષુષ મનુની સૃષ્ટિ વિષે જેણે આદર આપેલ છે એવા મહા તપસ્વી તે મુનિ શ્રીમાલક્ષેત્ર પ્રત્યે આવી તપ કરવા લાગ્યા. ૯. હે રાજા, પંદર વરસ સુધી ખરી પડેલાં પાંદડાનો આહાર કરીને પછીથી આહાર રહિત થઇ આંખો મીંચીને બેઠા. ૧૦. શ્રીવૃક્ષથી ભરપુર રમણીય આ આશ્રમમાં મુનિઓમાં શ્રેષ્ટ કશ્યપમુનિ મહાદેવનું આરાધન કરતા કરતા વાણીને નિયમમાં રાખવા લાગ્યા. ૧૧. કે જમણા પગવડે ડાબા પગને દાબીને ઉભા રહેતા મહાત્મા કશ્યપનાં ઘણાં વર્ષો ગયાં તોપણ શંકરે તેને ઇચ્છિત વર આપ્યો નહીં ત્યારે, હે રાજન, સર્વ આશ્રમ મંડળ અતિ વ્યથા પામવા લાગ્યું. ૧૨-૧૩. હોમવાને વખતે શિષ્યો સ્નાન કરી અગ્નિ વિષે ઘ્રુતનો હોમ કરતા હતા, અને વેદ-વાદ કરતાં તેઓ મુનીશ્વરોની સેવા કરતા હતા. ૧૪. તપ કરતાં એવા તે મુનિને વનનાં જળવડે સ્નાન થતું હતું, અને શરીરનાં ઢાંકણુ રૂપ ચોતરફ રાફડો થયો હતો. ૧૫. ઉગેલા દર્ભોવડે વિંટાએલો તેનો દેહ દેખાતો નથી, શ્વાસ જણાતો નથી, અને શરીરનું ફરકવું પણ જણાતું નથી. ૧૬. નેત્રોવડે જોતાં છતાં મુનિઓમાં શ્રેષ્ટ કશ્યપમુનિ કાંઇ દેખતા નથી, એવું અતિ આશ્ચર્ય જોઈ બ્રહ્મચારિઓ ખેદ પામ્યા. ૧૭. તે વેદને સંભારતા નથી, વૃક્ષોને પાણી પાતા નથી, અગ્નિની સેવા કરતા નથી, અને ક્યરે પણ ફળ ખાતા નથી. ૧૮. હે રાજા, પશુઓએ પણ વનમાં ફરવાનો ત્યાગ કર્યો છે. તેઓ સુતાં નથી હર્ષ પામતાં નથી, અને ખડ પણ ખાતાં નથી. ૧૯. જ્યારે તે કશ્યપમુનિ શંકરના ધ્યાનમાં લીન ચિત્તવાળા થયા ત્યારે વૃક્ષો વાયુવડે પ્રાપ્ત થએલા પાંદડાંના ઝપાટાથી જાણે બુમ પાડતાં હોય તેવાં થયાં. ૨૦. શ્વાસ રહિત, ઉત્સાહ રહિત, આનંદ રહિત, ઉધમ રહિત, તથા જેઓની શાખાના અગ્રભાગ શોભતા નથી, એવું આશ્રમ મંડલ થયું. ૨૧. પછી હજાર વર્ષને અંતે દુઃખ અને શોક વડે આકુલ તથા પરમ રૂપને ધારણ કરનારી પૃથ્વી આવી. ૨૨. હે રાજા, તે (પૃથ્વી) આશ્રમ વિષે પિતાનાં તપ વડે ભય પામીને મુનિપુત્રોના દેખતાં આ વચન બોલી. ૨૩.

## ॥ वसुन्धरोवाच ॥

क्रियतेकिमिदंतातसुदुःपारंत्वयातपः

येनलोकाइमेसर्वेप्राणसंशयमागताः ॥ २४
नाहंशक्नोमिभंवतोभारमुद्वोढुमद्यवै
प्रजात्वत्तःसमुत्पन्ननाशंमन्येगमिष्यति ॥ २५
त्वंप्रभुःसर्वलोकानांसर्गकर्त्तातथाविभो
त्वांविनातेनलोकस्यस्थातुंशक्तिर्नविद्यते ॥ २६
विमुच्यतामिदंतस्मात्तपोलोकभयावहम्
इत्थंविलप्यबहुधाभुतधात्रीनरेश्वर ॥ २७
अशृण्वतिमुनिश्रेष्ठेययौखिन्नायथागतम् ॥ २८
अथतत्रागताराजन्नदितिःखेदसङ्कुला
काष्ठीभूतंमुनिंयत्रसेवन्तेमुनिसत्तमाः ॥
व्रतंनिरशनंकृत्वावल्मीकान्तमुपाविशत् ॥ २९
एवंवर्षसहस्रेद्रुजातेतस्यतपस्विनः
विभिद्यसप्तपातालान्पुरस्ताल्लिङ्गमुत्थितम् ॥ ३०
अकस्मादेवपायोदःप्रववर्षजलंबहु ॥ ३१
कश्यपस्यमुनीन्द्रस्यप्रभूतजलसेचनः
वल्मीकःशतधाभूतोधौतंचवपुरस्यच ॥ ३२
पुरस्तादीक्षतेयावदुन्मीलयनयनेमुनिः
तेजोराशिगतंतावल्लिङ्गमुत्तममैक्षत ॥ ३३
तंदृष्ट्वाविस्मयाविष्टोमुनिःस्तोत्रमिदंजगौ ॥ ३४

પૃથ્વી બોલી કે, હે તાત આ અતિ દુઃખથી પાર પડે એવું શું તપ તમે કરેછો, કે જેથી આ સર્વ લોકો પ્રાણના સંશયને પામેલા છે. ૨૪. હું આજે તમારો ભાર ધારણ કરવા શક્તિવાળી નથી, અને હું માનું છું કે તમારાથી ઉત્પન્ન થએલી પ્રજા નાશ પામશે. ૨૫. હે પ્રભુ, લોકોની સૃષ્ટી કરવામાં તમે સમર્થ, અને તે કારણથી તમારા વિના સ્થિતિ કરવા લોકની શક્તિ નથી. ૨૬. માટે લોકના ભયને કરનારૂં આ તપ છોડી દ્યો. હે રાજા, આ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કરી મુનિશ્રેષ્ઠ કસ્યપે તેનું ન સાંભળવાથી ખેદ પામેલી પૃથ્વી જેમ આવી હતી તેમ ગઈ. ૨૭. ૨૮. હે રાજા,

પછી જ્યાં નિરશન વ્રત કરી મુનિઓમાં શ્રેષ્ઠ કસ્યપ રાફડાની અંદર બેઠા હતા અને જ્યાં લાકડારૂપ જેનો દેહ થએલ છે એવા મુનિને મુનિઓ સેવે છે, ત્યાં ખેદ વડે આકુલ થએલી અદિતિ ( દેવમાતા ) આવી. ૨૯. આવી રીતે તે મુનિને તપ કરતાં બેહજાર વર્ષ થયાં ત્યારે સાત પાતાલને ભેદી પાસે લિંગ ઉત્પન્ન થયું. ૩૦. અને અકસ્માત્ મેઘ ઘણું જળ વર્ષવા લાગ્યા. ૩૧. ઘણાં જલના સિંચન વડે કસ્યપ મુનિના રાફડાના સો વિભાગ થયા, અને એ મુનિનું શરીર ધોવાયું. ૩૨. મુનિ નેત્ર ઉઘાડી જોવા પાસે જુવેછે, ત્યાં તેજના સમૂહને પ્રાપ્ત થએલું ઉત્તમ લિંગ દીઠું, અને તેને જોઇ વિસ્મયવાળા મુનિ આવ સ્તુતિ ગાવા લાગ્યા. ૩૩ ૩૪.

## ॥ कश्यपउवाच ॥

नमःशिवायशान्तायशम्भवेप्रभविष्णवे
नमोनेदीयसेतुभ्यंनमस्तेस्तुदवीयसे ॥ ३५
नमस्तेपञ्चवक्त्रायपञ्चभूतात्मनेनमः
जगदुत्पत्तयेमौलौधृतंचन्द्रकलामृतम् ॥ ३६
जगत्संहृतयेवन्हिस्तथानेत्रेतृतीयके
पालनायकरेदण्डतेनासित्वंत्रयीमयः ॥ ३७
पृथग्भूतायभूतायशर्वेसर्वात्मनेनमः
कामरूपायकामायतुभ्यंकामभिदेनमः ॥ ३८
वाङ्मयागोचरेयस्यवर्त्ततेपरमंमहः
भूतानांहृदिसर्वेषांनमस्तेपरमात्मने ॥ ३९
नमःसर्वरसायतिरसानांपतयेनमः
नमोभूवनभावायजगतामभयायच ॥ ४०
व्यक्ताव्यक्तस्वरूपायनमस्तुभ्यंस्वयंभुवे
कृमिकीटपतङ्गादियत्किञ्चिज्जगतीतले
तदेतन्निखिलंनाथत्वदिच्छापरमाणवः ॥४१
वृषोहिभगवान्धर्मःकृतस्तेयानमात्मनः

इयंदेवीपराशक्तिर्जङ्गमाजङ्गमात्मिका ॥ ४२
तवैवात्मोद्भवाशक्तिर्ययातजगत्त्रयम्
शतांशेनापितेशंभोःसदृशस्तेपुरंदरः ॥ ४३
जगतामीश्वरःकर्त्ताजगतामीश्वरःपतिः
जगतामीश्वरःकालेसंहर्त्तानाथनान्यथा ॥ ४४
एतावतैवपर्याप्तंतपःफलमुमापते
यदृष्टोसिमहेशानमयात्वंचर्मचक्षुषा ॥ ४५

કશ્યપમુનિ બોલ્યા કે, શાંત શંભુ અને સમર્થ એવા શંકરને નમસ્કાર છે; અતિ સમીપ એવા તમોને નમસ્કાર હો, અને અતિ દૂર એવા તમોને નમસ્કાર હો. ૩૫. પાંચ મુખવાળા એવા તમોને નમસ્કાર હો, તથા પાંચ મહાભૂત રૂપ તમોને નમસ્કાર છે મુકટવિષે તમે ચંદ્રકળા રૂપ અમૃત ધારણ કરેલ છે. અને જગતના સંહાર માટે ત્રીજા નેત્રમાં વન્હિ ધારણ કરેલ છે અને પાલન કરવાને હાથમાં દંડ છે, માટે તમે ત્રણ દેવરૂપ વા વેદરૂપ છો. ૩૬. ૩૭. હે શિવ, સર્વાત્મા રૂપ અને વળી પ્રથક એવા તમોને નમસ્કાર તથા તમે પોતે કામદેવ તથા કામરૂપ તેમજ કામદેવને ભેદનાર તમોને નમસ્કાર છે. ૩૮. સર્વ પ્રાણિઓના હૃદય વિષે જેનું પરમ તેજ વાણીના વિષયમાં નથી એવા તમો પરમાત્માને નમસ્કાર છે. ૩૯. સર્વ રસરૂપને નમસ્કાર, રસોના પતિને નમસ્કાર, જગતને ઉત્પન્ન કરનારને તથા જગતના અભયરૂપને નમસ્કાર છે. ૪૦. વ્યક્ત ને અવ્યક્ત રૂપ અને સ્વયંભુ એવા તમોને નમસ્કાર છે. હે નાથ. કૃમિકીટ અને પક્ષિ આદિ જે કાંઇ પૃથ્વીમાં છે તે આ સર્વ તમારી ઇચ્છાના પરમાણું છે. ૪૧. ભગવાન એવા ધર્મને તમે તમારૂં પોઠીઆ રૂપ વાહન કર્યુંછે જેણે કરી આ ત્રણ જગત થયાં છે તે આ જંગમ અને સ્થાવર પ્રાણિરૂપ દેવી એવી પરમ શક્તિછે તે તમારાજ આત્માથી થએલી શક્તિછે, માટે તમો શંભુની તુલ્ય ઇંદ્ર સોમા ભાગે પણ નથી. ૪૨. ૪૩. હે નાથ, તમે જગતના કરનાર ઇશ્વર છો. તમે જગતના પતિ ઇશ્વર છો, અને તમે પ્રલય વખતે જગતનો સંહાર કરનાર ઇશ્વર છો, બીજો કોઇ નથી. ૪૪. હે પાર્વતીના પતિ મહાદેવ, મેં ચર્મચક્ષુ વડે તમને જોયા એટલા વડેજ તપનું ફળ પુરૂં મળ્યું. ૪૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंस्तुतवतस्तस्यकश्यपस्यमहात्मनः
मेघध्वनिसमाव्योम्निवागुवाचाशरीरिणी ॥ ४६
वरंवरयभद्रंतेचिरादस्तियदीप्सितम्
तत्तेदास्याम्यहंब्रह्मन्तपसापरितोषितः ॥ ४७

વસિષ્ઠમુનિ બોલ્યા કે, આ રીતે તે મહાત્મા કશ્યપ સ્તુતિ કરતા હતા, ત્યારે આકાશમાં મેઘના શબ્દ સરખી શરીર રહિત વાણી થઇ. ૪૬. હે બ્રાહ્મણ, તારૂં કલ્યાણ થાઓ; જે ઘણા વખતની તારી ઇચ્છા હોય તે માગ તારા તપ વડે હું પ્રસન્ન થયો છું તેથી હું આપીશ. ૪૭.

## ॥ कश्यपउवाच ॥

ब्रह्मणासर्गकर्त्तुत्वमादिष्टंममशङ्कर
स्त्रष्टव्यास्तेनमेलोकाभूतेशसचराचराः ॥ ४८
ततोहंतोषितान्देवानात्मनःपुत्रतांगतान्
वाञ्छामिभवतोदत्तान्शम्भोर्वैवस्वतान्तरे ॥ ४९

કશ્યપ મુનિ બોલા કે, હે ભૂતપતિ શંકર, બ્રહ્માએ મુને સ્ટષ્ટિ કરવાપણું શોંપેલું છે, માટે મારે સ્થાવર જંગમ સહિત લોક જેવા છે. ૪૮. તેથી, પ્રસન્ન થએલા તમો શંભુના આપેલા દેવતાઓ વૈવસ્વતમન્વંતર વિષે મારા થાય એવું હું ઇચ્છુંછું. ૪૯.

## ॥ देवदेवउवाच ॥

तवपुत्राभविष्यन्तितोषितावैप्रजापते
इहैवश्रीप्रियेतीर्थेश्रीमालेमुनिसत्तम ॥ ५०
तपस्तप्त्वाव्रजिष्यन्तिदेवलोकायकश्यप
पुनर्ब्रूहिवरंब्रह्मन्देवानामपिदुर्लभम् ॥ ५१

वरेणैकेननानृण्यंतषसस्तेभवेन्मयि ॥ ५२

દેવનાદેવ શંકર બોલ્યા કે, હે પ્રજાપતિ, મુનિઓમાં શ્રેષ્ટ કસ્યપ, તમને આજ લક્ષ્મિનાં પ્રિય શ્રીમાલ તીર્થમાં પ્રસન થએલા પુત્રો થશે. ૫૦. હે કસ્યપ, તેઓ તપ કરી દેવલોક પ્રત્યે જશે, હે બ્રાહ્મણ, દેવતાઓને પણ દુર્લભ એવો ફરી વર માગ. કારણ કે એક વરદાન વડે તારાં તપનું અનૃણિપણું મારે વિષે થાય તેમ નથી. ૫૧. ૫૨.

## ॥ कश्यपउवाच ॥

आश्रमेत्रत्वयादेववस्तव्यशाश्वतीःसमाः
प्रीत्याममनुष्याणांपापान्यपहरन्हर ॥ ५३

કશ્યપમુનિ બોલ્યા કે, હે શંકર, દેવ પ્રીતી માટે તમારે આ આશ્રમમાં મનુષ્યોનાં પાપ હરવા ઘણાં વર્ષો સુધી વસવું. ૫૩.

## ॥ देवदेव उवाच ॥

इहवत्स्यामिसततंतवप्रीत्यावराश्रमे
स्तुतोदास्यामिभक्तेभ्यःसर्वान्कामानयथोप्सितान् ॥५४
कश्यपस्यतपोत्युग्रंकुर्वतोलिङ्गमुत्थितम्
कश्यपेश्वरनाम्नावैततःख्यातिगमिष्यति ॥ ५५
येत्रस्नानंकरिष्यन्तिमनुजाभक्तिभाविताः
तेयास्यन्तिपरंस्थानंदेवानामपिदुर्लभम् ॥ ५६
प्रीतयेतवयेचात्रनरादास्यन्तिवाससी
तेषांतुष्टीःप्रदास्यन्तिपितरःश्रियमुत्तमाम् ॥ ५७
पितृपक्षेयपक्ष्यभ्यांयोत्रस्नानंकरिष्यति
यास्यन्तिपितरस्तुष्टास्तस्यब्रह्मसलोकताम् ॥५८

દેવના દેવ શંકર બોલ્યા કે, હું તારી પ્રીતિથી નિરંતર આ ઉત્તમ

આશ્રમ વિષે વશીશ, અને સ્તુતિ કરવાથી ભક્તોને ઇચ્છા પ્રમાણે સર્વ કામનાઓ આપીશ. ૫૪. અતિ ઉગ્રતપ કરતાં કશ્યપ મુનિની પાસે લિંગ ઉત્પન્ન થયું, માટે તે કશ્યપેશ્વર એવે નામે પ્રસિદ્ધિ પામશે. ૫૫. જે મનુષ્યો ભક્તિભાવ સહિત અહિં સ્નાન કરશે તેઓ દેવતાઓને પણ દુર્લભ એવાં ઉત્તમ સ્થાનને પામશે. ૫૬. જે મનુષ્યો તારી પ્રીતિ માટે અહિં એ વસ્ત્રોનું દાન કરશે તેઓને પ્રસન્ન થએલા પિતૃ ઉત્તમ લક્ષ્મી આપશે. ૫૭. જે માણુસ પિતૃના પખવાડીઆમાં, પાંચમને દીવસે અહિં સ્નાન કરશે તેના પિતૃ પ્રસન્ન થઇ બ્રહ્મલોકમાં જશે. ૫૮.

## ॥ वसिष्ठउवाच ॥

इत्युक्त्वाभारतीदिव्याविररामनरेश्वर
कश्यपोपिमुदायुक्तस्तस्थौतत्रवराश्रमे ॥ ५९
इतिपूर्वंमहीपालतपोऽतप्यतकश्यपः
श्रीमालेयस्यनाम्नास्तिविख्यातःकश्यपेश्वरः ॥६०
अद्यापितत्रराजेन्द्रभिक्षुवेषेणकश्यपः
श्रीमालेविचरत्येकोद्विजगेहेषुपर्वसु ॥ ६१
अजानन्नपियस्तस्मैग्रासमात्रंप्रयच्छति
बहूनिधनधान्यानिगृहेतस्यभवन्तिवै ॥६२
कश्यपेश्वरमाहात्म्यमिदंयःशृणुयान्नरः
सप्तरात्रकृतंपापंतस्यनाशमुपैतिहि ॥ ६३

વસિષ્ઠ મુનિ બોલ્યા કે, હે રાજા, આ પ્રમાણે દિવ્ય વાણી કહી વિરામ પામી કશ્યપમુનિ પણ હર્ષ યુક્ત તે ઉત્તમ આશ્રમમાં રહ્યા. ૫૯. હે રાજા, આ રીતે પૂર્વે કશ્યપ મુનિએ તપ કર્યું હતું, જેના નામ વડે શ્રીમાળમાં કશ્યપેશ્વર મહાદેવ પ્રખ્યાત છે. ૬૦. હે રાજેંદ્ર આજ પણ તે શ્રીમાલક્ષેત્રમાં બ્રાહ્મણોના ઘરમાં પૂર્વના દિવસોમાં કશ્યપમુનિ એકલા ભિક્ષુના વેષે ફરે છે. ૬૧. અજાણ્યો અજાણ્યો પણ જે કોઇ તે મુનિને કોળીઓ માત્ર આપે છે, તેના ઘરમાં જરૂર ઘણાં ધન અને ધાન્ય થાય છે. ૬૨. જે માણસ આ કશ્યપેશ્વરનાં મહાત્મ્યને સાંભળે છે તેનું સાત રાત્રિનું કરેલું પાપ જરૂર નાશ પામેછે. ૬૩.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्येकश्यपेश्वर माहात्म्यं नात्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

આ રીતે શ્રી સ્કંદપુરાણની એકાશી હજારમી સંહિતાના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદના શ્રીમાલ માહાત્મ્ય વિષે કશ્યપેશ્વર માહાત્મ્ય એવે નામે ત્રેવીશમો અધ્યાય પૂરો થયો. ૨૩.

## ॥ अथ चतुर्विंशोऽध्यायः ॥

અધ્યાય ૨૪ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठचामुण्डांलोकविश्रुतां
हत्वादैत्यंबकंयत्रदेवीचक्रेबकस्थलीम् ॥ १
तस्याःसन्दर्शनादेवनरःसिध्यतितत्क्षणात्
अर्चनाल्लभतेराजन्निर्वाणपदमुत्तमम् ॥ २

વસિષ્ઠ—હે શ્રેષ્ઠ રાજા પછી જ્યાં દેવીએ બક નામના દૈત્યને મારી બકસ્થલી કરી હતી ત્યાં લોકમાં પ્રખ્યાત થયેલાં ચામુંડા દેવીનું દર્શન કરવા જવું. ૧. હે રાજા, તે દેવીનાં ઉત્તમ દર્શનથીજ માણસ તેજ ક્ષણે સિદ્ધ થઇ જાય છે, અને અર્ચન કરવાથી ઉત્તમ મુક્તિનાં પદને પામે છે. ૨.

### ॥ मान्धातो उवाच ॥

कथंबकःपुरादैत्योहतोदेव्यातपोधन
श्रीमालक्षेत्रमास्थायतन्मेकथयसुव्रत ॥ ३

માંધાતા હે તપરૂપ ધનવાળા સદાચારવાન મુનિ, પૂર્વે શ્રીમાલક્ષેત્રમાં

આવી દેવીએ કેવી રીતે બકાસુરને હણ્યો હતો તે મને કહો. ૩.

## ॥ वसिष्ठ उवाच ॥

पूरासीत्पृथिवीपालबाष्फलिर्नामदानवः
तस्यपुत्रोबकोनाममहाबलपराक्रमः ॥ ४
तपस्तप्त्वाहरिक्षेत्रेसपुराकमलासनम्
पर्यतोषयदुग्रेणदेवशत्रुःसमाधिना ॥ ५
अभेद्योभूत्सदेवानांमनुष्याणांचमानिनां
अभिमानेनपूर्णोसौनययाचेवरंत्रिसः ॥ ६
तेनदेवाःसगन्धर्वाःसिद्धायक्षाश्चकिन्नराः
अर्दिताःशतशोराजन्परित्रेसुःसुरालयात् ॥ ७
आक्रम्यमेरुश्रृङ्गाणितेनभग्नानिकोटिशः
विलुप्तानिविमानानिदेवानांदनुजेनवै ॥ ८
आश्रमाश्चमहर्षीणामुन्मूलितमहाद्रुमाः
उत्खातानलकुण्डानिकृताःश्वापदवर्जिताः ॥ ९
स्वाहाकारस्वधाकारवषट्कारादिकाःक्रियाः
निवृत्तभूतलेभूपप्रणष्टेषुमहर्षिषु ॥ १०
उच्छिन्नेषुमखौघेषुदेवादुर्बलतांययुः
बभूवुर्बलिनोदैत्याबकस्यवशवर्त्तिनः ॥ ११
अथदेवाःपरित्यज्यमेरुपृष्ठंभयातुराः
हिमाचलस्यशिखरंसौवर्णमृषभंययुः
अगाधकन्दरेतस्यप्रविष्टास्तस्थुरन्वहम् ॥ १२
सोपिदैत्यःसहानीकैरप्सरोभिश्चदर्पितः
प्राप्यत्रैलोक्यसाम्राज्यंशैलश्रृङ्गेषुक्रीडति ॥ १३
कदाचिद्भ्रममाणोथदानवेन्द्रोरिरंसया

तंदेवशिखरंप्राप्तोयत्रतेत्रिदिवौकसः ॥ १४
विज्ञायबकमायान्तंरथाश्वपदशब्दितैः
कन्दरस्थाविषेदुस्तेराजन्देवाःसत्रासवाः ॥ १५
हन्तजातंमहदुःखमस्माकंदानवेश्वरात्
यदिज्ञास्यतिदुष्टोयमस्मान्हन्यात्क्षणेनतत् ॥ १६
इतिचिन्ताकुलाश्चक्रुर्नश्वासमपिपुष्कलम्
मुखंपिधायपाणिभ्यांस्थितामौनावलम्बिनः ॥ १७
एवंचिन्तयतांतेषांदुःखार्तानांकथंचन
क्रीडित्वासुचिरंकालंययौदैत्योऽमरावतीम् ॥ १८
ततस्तेसङ्गताःसर्वेमन्त्रयित्वापरस्परं
देवाःश्रीमालमागत्यतपस्तेपुरतन्द्रिताः ॥ १९
तत्रकृत्वामहाकुण्डंवज्रेणविमलोदकम्
परिवृत्यसुराःसर्वेउपाचेरुःसुरेश्वरीम् ॥ २०
शीर्णपर्णाशनाःकेचिद्वायुभक्षास्तथापरे
दन्तोलूखलिनःकेचिदश्मकुट्टाश्चकेचन ॥ २१
अंबुभक्षाःभक्षरहिताःस्नानहोमादिभिर्नृप
देवीमाराधयामासुर्देवाबकवधेप्सवः ॥ २२
अथतत्राश्रमेरम्येबहुपादपसङ्कुले
कुण्डमध्यान्महोदाररूपमाबिभ्रतीन्नृप ॥ २३
आविर्बभूवचामुण्डाचण्डमुण्डनिबर्हिणी
त्रिशूलखट्वाङ्गधरामुण्डमालाविभूषणा ॥ २४
दंष्ट्राकरालवदनाशुष्कक्षामनितोदरी
आदायदक्षिणेपाणौसिंहमद्भुतदर्शनम् ॥ २५
कुर्वतीनिजतेजोभिर्वनंपिञ्जरितद्रुमं
तांदृष्ट्वादेवताःसर्वाःप्रोचुःप्राञ्जलयःस्थिताः ॥ २६
त्राहित्राहीतिनोमातःशतशोबकशङ्किताव

इत्येवमवदन्देवानपरं क्षुद्रचेतसः ॥ २७

વસિષ્ઠ હે રાજા, પૂર્વે બાષ્કલિનો પ્રસિદ્ધ થએલો દાનવ હતો, તેનો પુત્ર મહાબલ અને પરાક્રમવાળો બક નામે પ્રસિદ્ધ હતો. ૪. તેણે પૂર્વે દેવતાનાં શત્રુપણાને લીધે હરિક્ષેત્રમાં તપ કરી ઉગ્ર સમાધિવડે બ્રહ્માને પ્રસન્ન કર્યા હતા. ૫. ને તે માનવાળા દેવતા તથા મનુષ્યોથી ન ભેદી શકાય તેવો થયો હતો, અને એ અભિમાનવડે પૂર્ણ હોવાથી સ્ત્રીનાં વરદાનને માગતો નહોતો. ૬. હે રાજા, તેણે ઘણીવાર પીડેલા દેવતાઓ ગંધર્વો, સિદ્ધ, યક્ષો અને કિંનરો સ્વર્ગલોકમાંથી પણ ભય પામતા હતા. ૭. તે દાનવે કરોડો વખત આવી મેરૂપર્વતનાં શિખરો ભાગ્યાં હતાં અને દેવતાઓના વિમાનોને પાયમાલ કર્યાં હતાં. ૮. અને મહર્ષિઓનાં આશ્રમોના મોટાં ઝાડ ખોદી કાઢયાં, અગ્નિના કુંડોને ઉખેડી કાઢ્યા, અને આશ્રમોને પશુઓ વિનાનાં કર્યાં. ૯. હે રાજા, જ્યારે મહર્ષિલોકો નાશ પામવા લાગ્યા ત્યારે પૃથ્વી વિષે સ્વહાકાર અને સ્વધાકાર અને વશટકારવાળી ક્રિયાઓ (યજ્ઞવિગેરે) બંધ પડી. ૧૦. જ્યારે ઘણા યજ્ઞો નાશ પામ્યા ત્યારે દેવતાઓ દુર્બલપણાને પામ્યા, અને બકાસુરને વશવાર્ત્તિ જે દૈત્યો હતા તેઓ બલવાન થયા. ૧૧. પછી ભયવડે આતુર થએલા દેવતાઓ મેરૂ પર્વતનાં શિખરને તજી હિમાચલનાં ઉત્તમ અને સૌવર્ણ નામનાં શિખર પ્રત્યે ગયા. અને તેની અગાધ ગુફા વિષે નિરંતર વસવા લાગ્યા. ૧૨. ત્રણ લોકના અધિપતિપણાને પામી ગર્વ પામેલો તે દૈત્યપણ સૈન્યસહિત અપ્સરાઓ સાથે પર્વતનાં શિખરો વિષે ક્રીડા કરવા લાગ્યો. ૧૩. પછી તે દાનવોનો અધિપતિ ફરતો ફરતો રમવાની ઇચ્છાવડે જ્યાં તે દેવતાઓ હતા, તે દેવતાનાં શિખરને ત્યાં ગયો. ૧૪. હે રાજા, રથના અને ઘોડાના પગના શબ્દોવડે બકાસુરને આવતો જાણી ગુફામાં રહેલા તે દેવતાઓ ઇંદ્રસહિત ખેદ પામવા લાગ્યા. ૧૫. અરે માર્યા ! આપણને દાનવોના અધિપતિથી મોટું દુઃખ થયું. જો એ દુષ્ટ આપણને જાણશે તો ક્ષણવારમાં મારી નાંખશે. ૧૬. એ રીતે ચિંતાથી આકુલ થએલા તેઓ શ્વાસપણ પૂરો લેતા નહોતા, અને મુખને હાથવડે ઢાંકી ( મોઢા આડો હાથ દઈ ) મુંગા બેઠા હતા. ૧૭. એવી રીતે દુઃખે પીડાએલા તેઓ વિચાર કરતા હતા ત્યારે કોઇપણ રીતે ઘણીવાર ક્રીડા કરી તે દૈત્ય ઇંદ્રની રાજધાની અમરાવતી પ્રત્યે ગયો. ૧૮. તે પછી તે સર્વ દેવતાઓ ભેળા થઇ વિચાર કરી શ્રીમાલક્ષેત્રમાં આવી આલસ્યને તજી તપ કરવા લાગ્યા. ૧૯. ત્યાં વજ્રવડે મોટા કુંડને તથા નિર્મળ જળને બનાવી ભેળા થઇ સર્વ દેવતાઓ દેવીની ઉપાસના કરવા લાગ્યા. ૩૦. હે રાજા, કેટલાંક ખરીપડેલાં

પાંદડાં ખાનાર, કેટલાક વાયુ ભક્ષણ કરનારા, કેટલાક દાંતરૂપિ ઉલૂખલ ( ખાણિઆ ) વાળા, કેટલાક પાષણવડે ભંગાય તેવા પદાર્થો ખાઇ જીવનારા, કેટલાક જળનો અહાર કરનારા, અને કેટલાક ભક્ષરહિત એવા સર્વ મુનિઓ બકાસુરના વધની ઇચ્છાથી સ્નાન અને હોમ આદિવડે દેવીની આરાધના કરવા લાગ્યા. ૨૧. પછી ઘણાં વૃક્ષોવડે વિંટાએલા તે આશ્રમમાં મોટાં ઉદાર રૂપને ધારણ કરનારાં ચંડ અને મુંડ દૈત્યને નાશ પમાડનારાં ત્રિશૂલ તથા ખટ્વાંગને રાખનારાં મુડદાનાં મસ્તકની માળાવડે શોભનારાં દાઢવડે ભયંકર મુખવાળાં સુંદર કેશવાળાં નમ્ર ઉદરવાળાં અને જમણા હાથમાં આશ્ચર્યકારક દેખાવવાળા સિંહને લેઇ પોતાના તેજવડે વનને પિંજર કાંતિવાળું કરતાં એવાં ચામુંડા દેવી હે રાજા કુંડના મધ્ય ભાગથી પ્રકટ થયાં તેને જોઇ સર્વ દેવતાઓ બે હાથ જોડી બેઠા. અને નીચે પ્રમાણે કેહેવા લાગ્યા. ૨૩–૨૭ હે માતા હજારોવાર બકાસુરે શંકિત કરેલા અમોને તમે રક્ષા કરો ( પાળો) એ રીતે દીનચિત્તવાળા દેવતાઓ બોલ્યા બીજું કશું બોલી શક્યા નહિ.૨૮.

## ॥ देव्युवाच ॥

नभेतव्यंनभेतव्यमहोदेवाःकुतश्चन
अचिरात्तंहनिष्येहंयतोवःशङ्कितंमनः ॥ २८

**દેવી** બોલ્યાં કે, અહો દેવતાઓ, તમારે કોઇથી બીવું નહિ, કોઇથી બીવું નહિ. કારણ કે જેનાથી તમારૂં શંકિતમન છે તેને હું થોડા વખતમાં હણીશ. ૨૮.

## ॥ देवाऊचुः ॥

यदित्वंदेवितुष्टासिपालनीयावयंयदि
विहायतदिदंरूपंतिष्ठमर्त्यवधूरिव ॥ २९

**દેવતાઓ** બોલ્યા કે, હે દેવિ, જો તમે પ્રસન્ન થયાં છો અને જો અમને પાળવાછે તો તે આ રૂપને તજી મનુષ્યની સ્ત્રી હોય તેમ ઉભાં રહો. ૨૯

## ॥ वसिष्टउवाच ॥

तथेत्याभाष्यभूपाल चामुण्डामरुतांगणान्

सामान्यरूपमास्थाय स्थितिचक्रेवराश्रमे ॥ ३०
सामान्यमपितद्रूपं प्रियायास्त्रिपुरद्विषः ॥
अंत्यशेतसमस्तानां रूपाणिभुविसुभ्रुवाम् ॥ ३१
पिहितोपिदहेदग्नि स्तपेदर्कोघनावृतः ॥
स्तम्भितोऽपिचलेद्वायुर्धूनोतीन्दुःकृशोपिसन् ॥ ३२
सुसंवृतमपिव्यक्तं जगन्मातुर्महोमहत् ॥
लक्ष्यतेऽन्तर्गतंलोके काचपात्रेजलंयथा ॥ ३३
अथतत्राश्रमेदेव्याः क्रीडन्त्याःकश्चिदाययौ ॥
बकस्यानुचरोराजन् करालोनामदानवः ॥ ३४
विहरन्कामरूपिण्या स्थूलाक्ष्याभार्ययासह ॥
हविर्गन्धानुसारेण तत्रागत्यनभस्तलात् ॥
कस्यायमाश्रमोस्तीति परिबभ्रामदानवः ॥ ३५
ततस्तत्रवरारोहां दोलाखेनतत्परां ॥
आवृतांदेवकन्याभि स्तामैक्षतभासुरां ॥ ३६
ज्वालामिवहुताशस्य धूमसंहतिसम्वृतां ॥
लेखामिवमृगाङ्कस्य नीहारपटलावृतां ॥ ३७
प्रभामिवदिनेशस्य बलाहकतिरोहितां ॥
असामान्यगुणांदेवीं मत्तमातङ्गगामिनीं ॥ ३८
पद्मपत्रविशालाक्षीं पीनश्रोणिपयोधरां ॥
मुनिकन्याकृतितन्वीं जगत्त्राणार्थमागतां ॥ ३९
वल्कलाजिनसम्वीतां पद्मकर्णावतंसकां ॥
त्रस्तैणशावकदृशं मृणालवलयांशुभां ॥ ४०
तांनिरीक्ष्यदुराचारः करालःकालनादितः ॥
दधानस्तापसंरूपं देवीपार्श्वमुपागमत् ॥ ४१
जातकामस्तदाराजन् देवीमिदमवोचत ॥

**दोलयामिविशालाक्षि त्वामहंबलवानिह ॥**
**नोत्सहन्तिकुमार्यस्ते दोलांचालयितुंत्विमां ॥ ४२**

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા, "તમે કહોછો તેમ કરીશ" એ રીતે દેવતાઓને કહી ચામુંડા દેવીએ સાધારણ રૂપ ધારણ કરી ઉત્તમ આશ્રમ વિષે સ્થિતિ કરી. ૩૦. સામાન્ય એવું પણ શિવની પ્રિયાનું તે રૂપ પૃથ્વી-વિષે સમસ્ત સ્ત્રીઓનાં રૂપને નીચે કરતું હતું. ૩૧. ઢાંકેલ એવો પણ અગ્નિ બાળે, વાદળાંવડે ઢંકાએલ એવો પણ સૂર્ય તાપ કરે, અને સ્તંભિત કરેલ એવો પણ વાયુ ચળિત થાય અને કૃશ એવો પણ ચંદ્રમા તાપને હરે. ૩૨. તમે અતિ ખેંચી લીધેલ એવું પણ જગતની માતા ચામુંડાનું સ્ફુટ અને મોટું એવું તેજ જે રીતે કાચનાં પાત્રમાં પાણી જણાય તે રીતે લોકવિષે ભાસતું હતું. ૩૩. હે રાજા, પછી તે આશ્રમમાં કોઈ વખતે દેવી ક્રીડા કરતાં હતાં ત્યારે બકાસુરનો ચાકર કરાલનામે દાનવ આવ્યો. ૩૪. અને ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનારી સ્થૂલાક્ષી નામની પોતાની સ્ત્રી સાથે ક્રીડા કરતો કરતો તે દાનવ ધીના ગંધને અનુસરી આકાશથી તે આશ્રમમાં આવી આ કેનો આશ્રમ છે એમ કહી ચોતરફ ફરવા લાગ્યો. ૩૫. ત્યાં સુંદર આસનવાળાં હિંચકો હલાવવામાં તત્પર, દેવકન્યાઓવડે વિંટાએલાં: ધૂમના સમૂહવડે વિંટાએલી અગ્નિની જ્વાળા સરખી શોભિત હિમવડે વિં-ટાએલી ચંદ્રમાની રેખા સરખી શોભિત, અને મેઘવડે ઢંકાએલી સૂર્યની કાંતિ સરખી શોભિત, અસાધારણ ગુણવાળી, મત્ત હાથિની પેઠે ચાલનારી કમળ સરખાં વિશાળ નેત્રવાળી, સ્થુલ કમ્મર અને સ્તનવાળી, મુનિકન્યાની. આકૃતિ સરખી, કોમલ શરીરવાળી, જગતની રક્ષા કરવા માટે આવેલી વલ્કલ અને ચર્મવડે વિંટાએલી, કમલ રૂપિ કાનવિષે ભૂષણવાળી ભય પામેલાં મૃગ સરખાં નેત્રવાળી, અને કમલરૂપિ વલયવાળી એવી તે કલ્યા-ણકારી દેવીને જોવા લાગ્યો. તેને જોઈ કાળે પ્રેરેલ, અને દુષ્ટ જેનો આ-ચાર છે, એવો કરાલ દૈત્ય તાપસનું રૂપ ધારણ કરી દેવીને પડખે આવ્યો. ૪૧. હે રાજા તે સમયે કામ ઉત્પન્ન થએલો તે કરાલ દેવી પ્રત્યે બોલ્યો કે, હે વિશાળ નેત્રવાળી, હું બલવાન છું. માટે તમને હું હિંચકાવું, અને આ કુમારીકાઓ તમારા હિંચકાને ચલાવવા શકિતવાળી નથી. ૪૨.

## ॥ देव्युवाच ॥

**उपवासकृशोसित्वं दूरादभ्यागतोधुना ॥**

अर्चनीयोसिकन्यानामेतासांतापसोत्तम ॥ ४३
मुनीनांचवयंकन्या कुलशीलसमान्विताः ॥
दोलाक्षेपमपीच्छामो नपरेणकृतंमुने ॥ ४४
तूर्णंतस्माद्‌तोयाहि सन्तीहमुनिपुङ्गवाः ॥
हृष्टाःप्रतिग्रहीष्यन्ति भवन्तमतिथिवरम् ॥ ४५

देवी बोल्यां के, हे तापस, पुरुषोमां उत्तम तमे उपवास वडे कृश (दुबळा) थया छो, हमणांज दूरथी आवेला छो, अने आ कन्याओने पूजवा लायक छो. ४३. वळि, हे मुनि, अमे कुळना सदाचार वाळी मुनिनी कन्याओ छीए माटे बीजाए करेला पण हिंचकाने इच्छतां नथी, तेथी तमे अहिंथी जल्दी जाओ, अने अहिं श्रेष्ट मुनिओ छे. ते हर्ष पामी तमने उत्तम अतिथि जाणी सत्कार करशे. ४४-४५.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याकर्ण्यजगन्मातुर्वचनंमधुराक्षरं ॥
करालोविह्वलीभूतः कामबाणार्दितोहृदि ॥
करंग्रहीतुमीशायाः सत्वरंसमुपाद्रवत् ॥ ४६
राजंस्तेनैवरूपेण दुर्निरीक्ष्येणमानवाः ॥
आयान्तमथतंवीक्ष्य करालंभीषणाकृतिं ॥ ४७
पलायांचक्रिरेकन्या देवानांभयविह्वलाः ॥
दैत्योयमितएहीति भाषमाणामहीपते ॥ ४८

वसिष्ट मुनि बोल्या के आ रीते जगन्मातानुं मधुर अक्षरवाळुं वचन सांभळी हृदय विषे कामबाण वडे पीडित अने विव्हल थएलो कराल दैत्य चामुंडानो हाथ झालवा माटे त्वरासहित दोडयो. ४६. हे राजा, दुःखथी जोइ शकाय एवा तेज रुपवडे आवता ते भयंकर आकारवाळा कराल दैत्यने देखी मनुष्यो भागवा लाग्या, अने हे नरपति, आ दैत्य अहिं आवे छे एे प्रमाणे केहेती एवी देवताओनी कन्या भयवडे विव्हल थइ गइ. ४७-४८.

## ॥ देव्युवाच ॥

माभैष्टनिहनिष्यामि दैत्यमेनंहिलीलया ॥
ईदृशानांसहस्राणि निहतानिमयापुरा ॥ ४९
इत्थंदोलासनस्थायां ब्रुवत्यांविश्वमातरि ॥
सव्यंमहिषहन्तारं पादंजग्राहदुर्मतिः ॥ ५०
अङ्गुष्ठाग्रेणपादस्य तस्यैवनृपसत्तम ॥
स्मयमानाथचिक्षेपकरालंसासुरेश्वरी ॥ ५१
सचाङ्गुष्ठाग्रनिष्पेण भग्नदेहास्थिपञ्जरः ॥
उद्वमन्शोणितंवक्त्रात्पपातचममारच ॥ ५२
ततस्तंपतितंवीक्ष्य दयितातस्यखेचरी ॥
प्रयातादिवमाक्रम्य बकोयत्रास्तिदानवः ॥
कथयामासतत्सर्वं करालस्यविचेष्टितम् ॥ ५३

દેવી બોલ્યાં કે, તમે બીઓમાં હું આ દૈત્યને લીલા વડે નિશ્ચે હણીશ, કારણ મેં પૂર્વે આવા હજારોને હણ્યા છે. ૪૯. આ રીતે હીંચકા ઉપર બેઠેલાં જગતની માતા ચામુંડા બોલતાં હતાં ત્યારે દુષ્ટ બુદ્ધિવાળા કરાલ દૈત્યે મહિષાસુરને હણનારા દેવીના ડાબા પગને ગ્રહણ કર્યો. ૫૦. હે રાજાઓમાં શ્રેષ્ઠ, તેજ પગના અંગુઠાના ભાગ વડે હાસ્ય કરતાં એવાં તે દેવીએ કરાલ દૈત્યને ફેંકી દીધો. ૫૧. તે દૈત્ય અંગુઠાના અગ્રભાગના દાબ વડે દેહરૂપિ હાડકાનું પાંજરૂં ભાંગિ મુખથી લોહી ઓકતો પડ્યો અને મરણ પામ્યો. ૫૨. પછી તેને પડેલો જોઇ આકાશ વિષે ફરનારી તેની પ્રિયા જ્યાં બક નામનો દાનવ છે ત્યાં આકાશ માર્ગને અનુસરીને ગઇ. અને તે સર્વ કરાલ દૈત્યનું ચેષ્ટિત ( આચરણ ) કહી સંભળાવ્યું. ૫૩.

## ॥ खेचर्युवाच ॥

दानवेन्द्रमहाबाहो करालस्यतवाज्ञया ॥
स्वैरंविचरतोभूमौ यदभूत्तन्निशामय ॥ ५४

मर्त्यलोकेद्विजस्थान मस्तिश्रीमालसंज्ञया ॥
देवीहरिप्रियायत्र स्वयमास्तेसहामरैः ॥ ५५
तस्यदक्षिणदिग्भागे देवाःसंतिकृताश्रमाः ॥
मुनिवेषधराकाचिद्बालाकमललोचना ॥ ५६
अधिष्ठात्रावलोकाना मवतीर्णानितम्बिनी ॥
त्वदर्थेतांसमानेतुं त्वरमाणःपतिर्मम ॥ ५७
करालोनिहतस्तत्र निजाङ्गुष्ठाग्रपीडनात् ॥
ध्वस्तकेशोविरूपाक्षो भूतलेसतथाहतः ॥ ५८
शेतेशोणितदिग्धाङ्गः प्रियोमेवायसैर्वृतः ॥
शल्यमेतत्कुलेजातं दानवानांदनूद्भव ॥ ५९
वेगादुद्धरदुर्द्धर्ष यदितेस्तिवलंमहत् ॥ ६०

કરાલની સ્ત્રી બોલી કે, હે દાનવોમાં શ્રેષ્ટ મહાબળવાન તમારી આજ્ઞા વડે ઇચ્છા પ્રમાણે પૃથ્વીમાં ફરનારા કરાલ દૈત્યનું જે થયું તે સાંભળો. મનુષ્યલોકમાં શ્રીમાલ નામવડે પ્રસિદ્ધ થએલું બ્રાહ્મણોનું સ્થળ છે, જ્યાં વિષ્ણુની પ્રિયાદેવી પોતે દેવતાઓ સહિત રહેછે. તેના દક્ષિણ ભાગમાં દેવતાઓ આશ્રમ કરી રહ્યા છે, ત્યાં મુનિની કન્યા સરખો વેષ ધારણ કરનારી કમલ સરખાં નેત્રવાળી, સોળ વર્ષની સ્ત્રી કોઇપણ લોકોની નિયંતા અવતરેલી હોય તેમછે, તેને તમારે માટે લાવવા મારો પતિ કરાલ ઉતાવળો થતો હતો. તેને ત્યાં તે સ્ત્રીએ પોતાના અંગુઠાના અગ્ર ભાગવડે દાબવાથી માર્યો, તેના કેશ વિખરાઇ ગએલ છે, નેત્ર વિરૂપ થઈ ગએલ છે. શોણિતવડે અંગ લીપાએલ છે, એવો મારો પ્રિય કાગડાઓવડે વિંટાએલો પૃથ્વી ઉપર સુતોછે. એ દાનવોના કુળવિષે શલ્ય (સાલ) થયું છે, માટે જો તમારૂં મોટું બળ છે. તો હે દુઃખે કરી સહન કરાય તેવા દાનવ, તમે વેગથી તેનો ઉદ્ધાર કરો. ૫૫–૬૦.

## ॥ वसिष्टउवाच ॥

तच्छ्रुत्वाखेचरीप्रोक्तं वज्रपातोपमंवचः ॥

बकःक्रोधात्प्रजज्वाल घृतसिक्तइवानलः ॥ ६१
आदिदेशतदाराजन् दानवानामनीकिनीं ॥
श्रीमालक्षेत्रमुद्दिश्य दानवेन्द्रउपाद्रवत् ॥ ६२
आयान्तीसामहासेना विचित्रध्वजमालिनी ॥
गगनंपूरयामास हस्त्यश्वरथपत्तिभिः ॥ ६३
बिडालाक्षामृगेन्द्राक्षाः खरनेत्राःप्रहारिणः ॥
केचिदुष्ट्रमुखाराजन् केचित्खरमुखास्तथा ॥ ६४
हस्तिव्याघ्रमुखाःकेचित् केचिच्चतुरगाननाः ॥
केचित्क्रोडमुखारौद्रा बिडालवदनास्तथा ॥ ६५
अनेकविविधैर्वक्त्रैः शूलमुद्गरपाणयः ॥
स्थगयन्तोदिशःसर्वा राजंस्तत्राययुःक्षणात् ॥ ६६
धूलीधूसरितंव्योम कम्पिताचवसुंधरा ॥
व्यक्तादिशोनवीक्ष्यन्ते ययौक्षोभंमहोदधिः ॥ ६७
परित्रस्ताःसुराःसर्वे द्विजाश्चमनुजेश्वर ॥
त्वरिताःशरणंजग्मु श्चामुण्डामभयप्रदां ॥ ६८
लोकेशांलोकजननीं लोकत्राणपरायणाम् ॥
भुवनार्त्तिहरांदेवीं शरणागतवत्सलाम् ॥ ६९
अथदेवान्द्विजेन्द्रांश्च दृष्ट्वाबकभयार्दितान् ॥
जगादोच्चैर्महादेवी माभैष्टेतिमुहुर्मुहुः ॥ ७०
चकाराथमहाराजस्वंरूपंभुवनेश्वरी
निहताबैपुरायेनदैत्यादैतेयवाहिनी ॥ ७१
बबन्धहेमकोटीरंमूर्ध्निरत्नशताचितम्
कर्णयोःकुण्डलेशुभ्रेचक्रेश्वतरकम्बलौ ॥७२
केयूरतक्षकानन्तौकङ्कणेकालपिङ्गलौ
शलापादककर्कोटौतुलाकोटिपदेधृतौ ॥७३

देवीललाटमालायांनागेन्द्रंविदधेन्नृप
शेषश्चनिर्मितोहारःसहस्रफणमण्डलः ॥ ७४
अष्टादशभुजादेवीप्रबुद्धकमलेक्षणा ॥
दन्डंडमरुकंघण्टांत्रिशूलंतर्ज्जनींशरं ॥ ७५
पाशंशक्तिंकृपाणंचबिभ्रतीदक्षिणेकरे ॥
पद्मंचक्रंहलंशूलंगदामस्त्रंकमण्डलुं ॥ ७६
पानपात्रंखेटकंचकृत्वावामकरेन्नृप ॥
मत्तसिंहवरंदेवीदेवानामथपश्यताम् ॥
आरूढादानवानीकंहन्तुंकामामहेश्वरी ॥ ७७
ततोवैदेवखातस्यकुण्डस्यविमलाम्भसः ॥
कोणतःप्रगृहीतास्त्राःसन्नद्धावरवाहनाः ॥ ७८
कोटीरकुण्डलधराभासयन्तोदिशोदश ॥
सहायार्थंजगन्मातुर्निपेतुःसप्तशक्तयः ॥ ७९
ताभिःपरिवृतादेवीदैत्यान्हन्तुंप्रचक्रमे ॥
स्तूयमानामहादेवीदेवगन्धर्वकिन्नरैः ॥ ८०
बहिर्गत्वाश्रमात्तस्मात्पादपभ्रंशशङ्किता ॥
आजुहावरणेदैत्यंबकमुग्रपराक्रमम् ॥ ८१
ततस्तेदानवादैत्याश्चामुण्डांशक्तिभिःसह ॥
तेजोदीपितदिक्कोणांवीक्ष्यजाताभयातुराः ॥ ८२
वाराहीघुर्घुराराबैर्नारसिंहीमहारवान् ॥
कुर्वन्त्यौदैत्ययोद्धानांबलहानिंप्रचक्रतुः ॥ ८३
अथवीक्ष्यसमेतास्तादानवोदेवकण्टकः ॥
सिंहनादंपरंचक्रेपूरयन्ककुभोबकः ॥ ८४
ततःप्रववृतेयुद्धंमातॄणांदानवैःसह ॥
देवागगनमास्थायतस्थुर्देवीजयैषिणः ॥ ८५
यथावर्षतिपर्ज्जन्योवारिधाराभिरम्बरं ॥

तथैवदानवानीकमप्यवर्षन्महेषुभिः ॥ ८६
सायकैःकर्णनालीकैर्नाराचैर्भल्लतोमरैः ॥
वत्सदन्तैर्विषाणाग्रैःक्षुरप्रैरर्द्धचन्द्रकैः ॥ ८७
भिण्डिपालैश्चमुशलैर्दोर्दण्डैःपरिघैस्तथा ॥
आवृतारोदसीराजन्विमुक्तैर्दैत्यदानवैः ॥ ८८
शक्तयोथमहासैन्यंदानवानांदुरासदं ॥
बिभिदुःशस्त्रपातेनघनाःसेतुमिवाम्बुभिः ॥ ८९
ब्रह्माणीब्रह्मदण्डेन निजघानमहासुरान् ॥
शाम्भवीचत्रिशूलेन योधान्विव्याधविद्विषां ॥ ९०
वैष्णवीचक्रपातेन चूर्णयामासकोटिशः ॥
कौमारीशक्तिभिर्भिन्ना निपेतुःपरितोभुवि ॥ ९१
ऐन्द्रीकुलिशधाराभिः पिपेपातिलशोद्विषः ॥
वाराहीतीक्ष्णदंष्ट्राभि र्द्विधाचक्रेबकानुगान् ॥ ९२
नारसिंहीकरालास्यारथांश्चरथिभिःसह ॥
सारोहान्कुंजरेन्द्रांश्चतुरंगान्सहसादिभिः
करेणाकृष्यचिक्षेपलीलयामुखगह्वरे ॥९३
शोणितैःसर्वतःशान्तंपादोद्धतंमहीरजः ॥
आकीर्णासायकैर्भूमिःकुशैरिवमहामखः ॥९४
छिन्नपादकरग्रीवाकर्णनासौष्ठलोचनाः ॥
छिन्नहृत्पिञ्जराःकेचिन्निपेतुरमराद्विषः ॥९५
देवींचापितदाजघ्नुःक्रुद्धादैत्येयदानवाः ॥
रथाश्वैःकोष्टकीकृत्यचामुण्डाशक्तिभिःसह ॥९६
दानवेन्द्रोबकस्तूर्णंहन्यमानेतदाबले ॥
अभ्यधावत्सुसंरब्धःकालिकांकालनोदितः ॥९७
तमापतन्तंवेगेनदेवीशूलेनवक्षसि ॥
तस्यतत्हृदयंभित्वानिममज्जमहीतले ॥९८

वैलक्ष्यादथशस्त्राणिभिन्नमर्माबकोनृप ॥
दुर्मतिर्दूरमाक्षिप्यप्राद्रवच्चण्डिकामनु ॥९९
वेगादापततस्तस्यमार्गेसिंहोरूरोधवै ॥
वाममुष्टिप्रहारेणदैत्येन्द्रस्तमपातयत् ॥१००
देवींगृहीतुकामोसौ प्रसह्यमदनातुरः ॥
समीप्यंप्राप्यभूपाल पाणिंकेशार्द्धमाक्षिपत् ॥ १०१
ततस्तंखड्गमाकृष्य कान्तिजालसमाकुलं ॥
हुङ्कृत्यजगतांमाता मूर्द्धिदेशेभ्यताडयत् ॥ १०२
सहितेनप्रहारेण द्विधाकृततनुस्तदा ॥
निपपातमहीपृष्ठेमूलच्छिन्नइवद्रुमः ॥१०३
दानवेन्द्रेहतेतस्मिन्बकेपरबलार्द्दिनि ॥
आययुस्त्वरितादेवाहर्षबांष्पाकुलेक्षणाः ॥१०४
शक्तिहुंकारनिर्दग्धादानवेन्द्रमहाचमूः ॥
जातारणाजिरेतत्रराजन्भस्ममयीस्थली ॥१०५
विविशुःकेपिपातालंकेचिद्भग्नादिशोययुः ॥
प्रविष्टाःसागरेकेचिद्भयार्तानिहतेबके ॥१०६
ततःशान्तादिशःसर्वाःप्रसन्नपवनोववौ ॥
प्रससारदिनेशस्यविमलाकिरणावली ॥१०७
अथदेवाद्विजेन्द्राश्चतुष्टुवुस्तांमहेश्वरीं ॥१०८

वसिष्ठ બોલ્યા કે, વજ્રપાત સરખું એ ની નામની કરાલની સ્ત્રીનું કહેલું તે વચન સાંભળી બકાસુર ઘી નાખેલા અગ્નિના પેઠે ક્રોધથી અતિ તપ્ત થયો. ૯૧. અને તેજ વખતે દાનવોની સેનાને જવા માટે આજ્ઞા કરી; તથા હે રાજા, દાનવોનો અધિપતિ બકાસુર શ્રીમાલ ક્ષેત્રને મનમાં ધારી તે તરફ ચાલ્યો. ૯૨. વિચિત્ર ધ્વજાઓની પંક્તિ જેમાં રહિછે, એવી તે આવતી મોટી સેનાએ હાથિ ઘોડા રથ અને પાયદળોવડે આકાશને પૂર્ણકરી દીધું ૯૩. હે રાજા, કેટલાક ભીંદડા સરખી આંખવાળા, કેટલાક સિંહ સમાન નેત્રવાળા, કેટલાક ગધેડા સરખાં નેત્રવાળા, કેટલાક ઊંટ જેવાં મુખવાળા,

કેટલાક ગધેડાંની બરોબર મુખવાળા, કેટલાક હાથ અને વાઘનાં મુખવાળા, કેટલાક હાથિ અને વાઘનાં મુખવાળા, કેટલાક ઘોડાના મુખ જેવા મુખવાળા, કેટલાક ભુંડનાં મુખ સરખાં મુખવાળાં, કેટલાક મીંદડાના મોઢાં સરખાં મોઢાવાળા. અને શલ તથા મુદ્‌ગલ જેના હાથમાં છે એવા જુદી જુદી તરેહનાં મુખવડે ભયંકર અને સર્વ દિશાઓને સ્થિર કરતા એવા યોદ્ધાઓ હે રાજા ક્ષણવારમાં ત્યાં આવ્યા. ૬૩. ૬૬. આકાશ ધૂળથી ધૂસર રંગવાળું થઈ ગયું, પૃથ્વી કંપવા લાગી, દિશાઓ સ્પષ્ટ દેખાતી બંધ પડી, અને મહાસાગર ક્ષોભ પામવા લાગ્યો. ૬૭. હે રાજા, ભય પામેલા સર્વે દેવતા અને બ્રાહ્મણો ઉતાવળથી અભયને આપનારાં, લોકનાં નિયંતા, લોકનાં માતા, લોકની રક્ષા કરવામાં તત્પર, ભુવનની પીડાને હરનારાં, અને શરણ આવેલા વિષે પ્રીતિ કરનારાં, દેવી ચામુંડાને શરણ ગયા ૬૮–૬૯. એ પછી દેવતા અને બ્રાહ્મણોને બકાસુરના ભયવડે પીડ પામેલા જોઈ મોટાં દેવી બીઓમાં એવી રીતે વારંવાર ઉંચે સ્વરે કેહેવા લાગ્યાં. ૭૦ હે મહારાજ, પછી જગતની માતા દેવીએ જે રૂપવડે દૈત્યોની સેના પૂર્વે હણી હતી તે પોતાનું રૂપ રચ્યું. ૭૧. માથામાં સો રત્નોએ સેવેલો સોનાનો મુકુટ બાંધ્યો, અને કાનમાં અશ્વતર અને કંબલરૂપિ શુભ કુંડલ (તંગલ) ધારણ કર્યાં. ૭૨. તક્ષક અને અનંત નાગરૂપિ બાજુબંધ કાલ તથા પિંગલરૂપિ કડાં અને શલાપાદક તથા કર્કોટરૂપિ તુલાકોટિ (ઝાંઝર) નામનાં આભૂષણ ધારણ કર્યાં. ૭૬. હે રાજા, દેવીએ કપાળની માળાવિષે નાગેંદ્રને ધારણ કર્યો, અને હજાર ફણવાળા શેષનાગરૂપિ હાર કર્યો. ૭૩. હે રાજા, પ્રફુલિત કમલ સરખાં નેત્રવાળાં અઢાર ભુજાવાળાં અને જમણા હાથમાં દંડ, ડમરૂં, ઘંટા, ત્રિશલ, તર્જની, શર, પાશ, શક્તિ, અને કૃપાણ (તરવાર) તથા ડાબા હાથમાં પદ્મ, ચક્ર, હલ, શલ, ગદા, અસ્ત્ર, કમંડલું પાનપાત્ર, અને ખેટકને ધારણ કરનારાં દેવી મહેશ્વરી દેવતાઓનાં દેખતાં દાનવોનાં સૈન્યને હણવાની ઇચ્છાથી શોભિત મત્ત સિંહ ઉપર બેઠાં. ૭૪–૭૭. ત્યારપછી નિર્મલ જળવાળા દેવખાત કુંડના ખુણાને ત્યાંથી જેણે અસ્ત્રો ધારણ કરેલ છે, જેઓનાં ઉત્તમ વાહનો છે, જેણે બક્તર પેરેલાં છે, એવી કોટીર અને કુંડલને ધારણ કરનારી દશ દિશાઓને શોભાવનારી સાત શક્તિઓ ( દેવીઓ ) જગતની માતા ચામુંડાની સહાય સારૂ નીકળી. ૭૮–૭૯. અને દેવ ગંધર્વ તથા કિંનરોએ સ્તુતિ કરેલી ને સાત શક્તિઓથી વિંટાએલી મહાદેવની સ્ત્રી ચામુંડા દેવીએ દૈત્યોને હણવાનો આરંભ કર્યો. ૮૦. અને વૃક્ષોના વિનાશ થવાની શંકાથી તે આશ્રમથી બાહાર જઈ ઉગ્ર પરાક્રમવાળા બકાસુરને રણવિષે (યુદ્ધ-

સારૂ) બોલાવ્યો.૮૧. ત્યારે તેજવડે જેણે દિશાઓ અને ખુણાને પ્રકાશિત કરેલ છે એવાં ચામુંડાને શક્તિઓ સાથે જોઇ તે દાનવો અને દૈત્યો ભયથી ચિંતાતુર થયા.૮૨.ઘુર્ઘુર શબ્દ કરનારી વારાહીદેવી અને મોટા શબ્દો કરનારી નારસિંહી દેવી, એ બેઉ દૈત્યના યોદ્ધાઓનાં સૈન્ય સંહાર કરતી હતા. ૮૩. પછી તે દેવીઓને એકઠી થએલી જોઇ દેવના ક્ષુદ્ર શત્રુ બકાસુરે શબ્દથી દિશાઓને પૂરી મોટો સિંહનાદ કર્યો. ૮૪. તે વખતે માતાઓનું દાનવો સાથે યુદ્ધ પ્રવૃત થયું અને દેવીના જયને ઇચ્છિનારા દેવતાઓ આકાશ પ્રત્યે જઇ બેઠા અર્થાત આકાશ વિષે વિમાનમાં રહી યુદ્ધ જોવા લાગ્યા. ૮૫. જેવી રીતે પાણીની ધારાઓ વડે મેઘ આકાશ પ્રત્યે વર્ષે છે તેવી રીતેજ દેવીઓ પણ મોટાં બાણો વડે દાનવોનાં સૈન્ય પ્રત્યે વૃષ્ટિ કરવા લાગી. ૮૬. તેમજ હે રાજા, દૈત્ય અને દાનવોએ મૂકેલાં સાયક, કર્ણનાલીક, નારાચ, ભલ્લ, તોમર, વત્સદંત, વિપાણાગ્ર, ક્ષુરપ્ર, અર્ધચંદ્ર, ભિંડિપાલ, મુશલ, દોર્દંડ, અને પરિઘો વડે આકાશ પૃથ્વી છવાઈ રહી. ૮૭-૮૮, પછી જે પ્રમાણે મેઘ જળવડે પાજને તોડી નાંખે તે પ્રમાણે શક્તિઓ (દેવીઓ) દુઃખે પામી શકાય એવાં દાનવોનાં મોટાં સૈન્યને શસ્ત્રપાતવડે ભેદવા લાગી. ૮૯. બ્રહ્માણીએ બ્રહ્મ-દંડવડે મોટા દૈત્યોને હણ્યા અને સાંભવી દેવીએ ત્રિશલવડે શત્રુઓના યોદ્ધા-ઓને વિંધ્યા. ૯૦. વૈષ્ણવી શક્તિએ ચક્રપાતવડે કરોડો દૈત્યને ચૂરી નાંખ્યા અને કુમાર સંબંધી શક્તિઓએ ભેદેલા દૈત્યો ચોતરફ પૃથ્વા વિષે પડ્યા. ૯૧. ઇંદ્રની શક્તિએ વજ્રધારાઓવડે શત્રુઓના તલ તલ જેવડા કડકા કર્યા, અને વારાહી શક્તિએ તીક્ષ્ણ દાઢવડે બકાસુરના ચાકરોના બે બે કટકા કરી નાખ્યા. ૯૨. કરાલ મુખવાળી નારસિંહી શક્તિએ રથના હાંકનારા સહિત રથો ને માવતો સહિત મોટા હાથિઓને અને ઘોડે સ્વારો સહિત ઘોડાઓને હાથે ખેંચી લીલાવડે મુખરૂપિ ગુફામાં ફેંક્યા. ૯૩. પગ પડવાથી ઉડેલી પૃથ્વીની ધુલ સર્વ તરફ લોહીવડે શાંત થઈ અને જેમ દર્ભોવડે યજ્ઞ છવાઇ જાય તેમ ભૂમિ બાણોવડે છવાઈ ગઈ. ૯૪. કેટલાક દૈત્યોના પગ હાથ ડોક કાન નાક હોઠ અને નેત્ર છિન્ન થઈ ગયાં; અને કેટલાક હૃદયરૂપિ પાંજરૂં ભાંગી જવાથી પડ્યા. ૯૫ તે વખતે ક્રોધ પામેલા દૈત્ય અને દાનવો પણ રથ અને ઘોડાઓવડે કોટક કરી ચામુંડા દેવીને શક્તિઓ સહિત પ્રહાર કરવા લાગ્યા. ૯૬. જ્યારે પોતાનું સૈન્ય હણાવા લાગ્યું ત્યારે અતિ ક્રોધ પા-મેલો દાનવોનો પતિ બકાસુર કાલની પ્રેરણાથી જલ્દી કાલિકા (ચામુંડા) પ્રત્યે દોડ્યો. ૯૭. વેગવડે સમીપ આવતા તે દૈત્યને છાતિ વિષે અને તેનાં હૃદયને શૂલવડે ભેદી દેવી પૃથ્વીતલવિષે મગ્ન થઇ ગયાં. ૯૮. હે રાજા, ત્યાર પછી

વિલક્ષણ પણાથી શસ્ત્રોને દૂર ફેંકી જેનું મર્મસ્થાન ભેદાએલ છે એવો દુષ્ટ બુધ્ધિવાળો બકાસુર ચંડિકા પાછળ દોડયો. ૯૯. ત્યારે વેગથી આવનારા તે દૈત્યનો માર્ગ સિંહે રૂંધ્યો, અને દૈત્યપતિએ ડાબી મુઠીના પ્રહારવડે તેને પાડયાં. ૧૦૦ હે રાજા, બળાત્કારથી દેવીને ગૃહણ કરવાની ઇચ્છાથી મદનાતુર થએલો એ દૈત્ય સમીપ આવી કેશના અર્ધભાગ પ્રત્યે હાથ નાંખવા લાગ્યો. ૧૦૧. ત્યારે ઘણી કાંતિવાળું ખડ્ગ ખેંચી હુંકાર કરી જગતની માતાએ તેને માથાના ભાગમાં પ્રહાર કર્યો. ૧૦૨. તે પ્રહારવડે શરીરના બે કટકા થવાથી મૂળ કપાવાથી વૃક્ષની પેઠે પૃથ્વી ઉપર તેજ વખતે પડયો. ૧૦૩. અને દાનવોના પતિ શત્રુનાં બળને પીડા પમાડનારો તે બકાસુર હણાયો, ત્યારે જલદી હર્ષાશ્રુવડે જેનાં આકુલ નેત્રો થએલાં છે, એવા દેવતાઓ ત્યાં આવ્યા. ૧૦૪. હે રાજા, રણભૂમિ વિષે દાનવપતિની મોટી ફોજ શકિતના હુંકારવડે બળી ગઇ, અને ત્યાં ભસ્મમય ( રાખવાળી ) જગ્યા થઇ રહી. ૧૦૫. બકાસુરના હણાવવાથી કેટલાક ભયવડે પીડા પામેલા.પાતાળ પ્રત્યે પેઠા, કેટલાક દિશાઓ પ્રત્યે ભાગી ગયા, અને કેટલાક સમુદ્ર પ્રત્યે પેઠા. ૧૦૬. ત્યારે દિશાઓ શાંત થઇ પ્રસન્ન થએલો પવન વાવા લાગ્યો. અને સૂર્યનાં કિરણોની પંકિત નિર્મલ થએલી ફેલાણી. ૧૦૭. એ પછી દેવતાઓ અને શ્રેષ્ટ બ્રાહ્મણો તે મહેશ્વરી દેવીની સ્તુતિ કરવા લાગ્યા.

## ॥ देवा ऊचुः ॥

नमोनमस्तेखिललोकमात ॥
येयोद्धृतंशल्यमिदंसुराणां ॥
यत्राच्युतब्रह्ममहेश्वराणां ॥
कुण्ठीबभूवुःप्रबलायुधानि ॥१०९
कदेविदेवामुनयोपिकुत्र ॥
कचेयमुर्वीकचचन्द्रसूर्यौ ॥
देवीप्रसन्नाकृपयानतीर्ये ॥
नदैत्यनाशंभवतीकरोति ॥११०
प्रसीदकुंन्देन्दुमृणालशुभ्रां ॥

दृष्टिंदधानाप्रणतेषुनित्यं ॥
प्रसीदविश्वेश्वरिलोकमाला ॥
मिमामवन्तीविविधावतारैः ॥११११
दृशोभवत्याःशशिसूर्यबिम्बे ॥
ययोःकृतःस्याज्जगतिप्रकाशः ॥
समस्तगीर्वाणमहःकथंवै ॥
त्वमम्बजाताजगताहिताय ॥११२
समस्तदेवायुधसारकृष्टै ॥
वैरायुधैःपासिचविश्वमेतत् ॥
त्वमाकरश्चण्डिचतुर्विधस्य ॥
सर्गस्यनित्यंकथितामुनीन्द्रैः ॥११३
कल्पान्तकालेनिलयंप्रजाना ॥
मेकैवमातस्त्वमपामिवाब्धिः ॥
त्वंभैरवीपापकृतांनितान्त ॥
प्रजस्वधर्माश्रयिणांत्विमार्या ॥११४
स्वर्गापवर्गातिनिबंन्धनाय ॥
त्वमिज्यसेदेविमहर्षिवृन्दैः ॥
लक्ष्मीस्त्वमुत्सङ्गमुपैषिविष्णो ॥
र्जीवातुरार्त्तस्यजगत्त्रयस्य ॥११५
सुखात्मिकाखेलसिचित्तवृत्तौ ॥
शरीरिणामम्बचराचराणां ॥
विद्यात्मिकाप्रीणयसेनितान्तं ॥
निर्वाणदानेनवनेमुमुक्षून् ॥११६
स्वाहास्वधात्वंसुमनाःपितृणा ॥
माह्लादयित्रीसततंसुरेशं ॥
जगत्त्रयीपादपराषमुला ॥

दून्मुलितोद्रागभविष्यदेतैः ११७
यदिप्रसन्नाजगतांहिताय ॥
नरूपमाविष्कुरूषेत्वमुग्रं ॥
पादेनपिष्टोमहिषासुरेन्द्रः ॥
पुरापुरारेरपिदुःप्रधृष्यः ॥११८
रणेजिघृक्षुःसचधूम्रनेत्रो
हविःकृतोहुंकृतिधूमकेतौ ॥
शक्तिःपराकाचिदचिन्त्यरूपा ॥
त्वंपासिलोकानभितोविपद्भ्यः॥११९
मातेवदुर्भिक्षहतानक्षुधार्तान् ॥
प्रीणासिशाकम्भरिशाकवर्षैः ॥१२०
त्वदिच्छालवसम्भूतास्त्वत्पदाम्भोजसेविनः
बकदैत्यांबुधौमग्नाहेलयैवोद्धृतास्त्वया ॥१२१
एवमेवसुरारीणांक्षयःकार्यस्त्वयाम्बिके ॥
सर्वज्ञानमयिदेविप्रसीदपरमेश्वरि ॥१२२

દેવતાઓ બોલ્યા કે, હે મા, જેને વિષે વિષ્નુ બ્રહ્મા અને મહાદેવનાં પ્રબલ આયુધો બુઠાં થએલાં હતાં; એ દેવતાઓનું શલ્ય જેણે કાઢી નાંખ્યું તે તમોને વારંવાર નમન કરીએ છીએ. ૧૦૯. હે દેવિ, દેવતાઓ ક્યાં! મુનિયો પણ ક્યાં! આ પૃથ્વી ક્યાં! અને આ ચંદ્ર સૂર્ય ક્યાં! તોપણ પ્રસન્ન થએલાં દેવી તમે કૃપાવડે અવતાર લઇ દૈત્યનો નાશ ક્યાં નથી કરતાં. ૧૧૦. હે વિશ્વેશ્વરિ ! નોખા નોખા અવતારોવડે આ લોકોની રક્ષા કરનારાં, અને નિરંતર નમેલાએ વિષે ડોલર, ચંદ્રમા, અને કમલ સરખી શુભ દૃષ્ટિ કરનારાં, તમે પ્રસન્ન થાઓ. ૧૧૧. હે માત, જેનાથી જગતમાં પ્રકાશ થાય છે તે ચંદ્ર અને સૂર્યનાં બીંબરૂપ તમારી એ દૃષ્ટિ છે, અને સર્વે દેવતાઓનાં તેજરૂપ તમે છો, તે જગતનાં હિત માટે કેવી રીતે ઉત્પન્ન થયા? ૧૧૨. હે ચંડિ, તમે સમસ્ત દેવતાઓનાં હથિયારોના સારને ખેંચનારાં ઉત્તમ આયુધો વડે આ વિશ્વને પાળો છો;

અને મોટા મુનિ લોકોએ તમને ચાર પ્રકારના સૃષ્ટિના ખાણુ રૂપ કહેલાં છે. ૧૧૩, હે મા, કલ્પાંત કાલ વિષે તમે એકજ છો. જેમ સર્વ જળના સ્થાન રૂપ સમુદ્ર છે. તેમ સર્વ પ્રજાના રેહાણુ રૂપ છો. તમે પાપિ પુરૂષોને ભય કરનારાં છો, અને નિરંતર ધર્મના આશ્રય કરનારાઓને અતિ આર્યે રૂપ હિત કરનારાં છો. ૧૧૮. હે દેવિ, સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ માટે તમારી મહર્ષિલોકો પૂજા કરે છે. તેમ લક્ષ્મીરૂપ તમે વિષ્નુના ઉત્સંગમાં રહોછો, અને પીડા પામેલાં ત્રણ જગતનાં તમે જીવનૌષધ રૂપછો. ૧૧૫. હે મા, ચરાચર પ્રાણિઓની ચિત્તવૃત્તિ વિષે તમે સુખરૂપ ખેલો છો, અને વિદ્યારૂપ તમે મોક્ષનાં દાનવડે વનમાં મોક્ષ ઇચ્છનારાઓને અતિ પ્રસન્ન કરોછો. ૧૧૬. હે સુરેશ્વરિ ! તમે દેવતાઓને નિત્ય આનંદ પમાડનારાં, સ્વધારૂપે છો. જો તમે જગતનાં હિત માટે પ્રસન્ન થઇને ઉગ્રરૂપ પ્રકટ કર્યું ન હોત તો આ દૈત્યોએ મૂલભાગથી ત્રણ જગતરૂપિ વૃક્ષને જલ્દી ઉખેડી નાખેલો હોત, વળિ પૂર્વે શંકરથી પણ દુઃખે કરી પરાભવ કરાય તેવા મહિષાસુરને તમે પગે કરી કચરી નાંખ્યો હતો. ૧૧૭-૧૧૮. રણ સંગ્રામમાં તમને ગ્રહણ કરવાની ઇચ્છા કરનારા ધુમ્ર નેત્રને તમે હુંકારરૂપિ અગ્નિમાં ધૃતરૂપ કરેલો છે. કોઇને પણ જેનું રૂપ કદી ચિંતવનમાં ન આવે તેવી પરમશક્તિ તમેછો, અને ચોતરફથી વિપત્તિઓથી લોકોને પાળોછો. ૧૧૯. અને હે શાકંભરિ દેવિ, માતાની પેઠે તમે દુર્ભિક્ષવડે પીડા પામેલા અને ભુખથી દુઃખ પામનારાઓને શાકની વૃષ્ટિવડે પ્રસન્ન કરોછો ૧૨૦. અને હમણાંપણ તમે લીલાવડે બકાસુરરૂપિ સમુદ્રમાં બુડેલા તમારી ઇચ્છાના લયથી થએલા અને તમારાં ચરણકમલને સેવનારાઓને ઉદ્ધાર કરી તાર્યા. ૧૨૧. હે મા, હે સર્વ જ્ઞાનમય પરમેશ્વરની સ્ત્રિ દેવિ પ્રસન્ન થાઓ અને આ પ્રમાણેજ તમારે દૈત્યોનો હવે પછી પણ ક્ષય કરવો. ૧૨૨.

## ॥ देव्यु वाच ॥

**वरदाहंसुरश्रेष्ठास्तवेनानेनसमम्प्रति ॥**
**यस्ययन्मनसोभीष्टंतुष्टादास्यामितस्यतत् ॥१२३**

દેવી બોલ્યાં કે, હે સુર શ્રેષ્ટો, આ સ્તુતિ કરવાવડે હું તમને વર આપનારી છું માટે જે જે પ્રિય હશે તેને તે પ્રસન્ન થઇ હું આપીશ.૧૨૩.

## ॥ देवा ऊचुः ॥

अयमेवसुरौघानामासीद्देविवरःपरः
भुवनार्त्तिकरःसंख्येयत्त्वयानिहतोबकः ॥१२४
इमंतुवरमेकंहिदत्तमिच्छन्तिदेवताः ॥
नश्रीमालंत्वयात्याज्यंलोकानांहितकाम्यया ॥१२५
अस्मिन्नस्मत्कृतेकुण्डेस्थातव्यमनिशंत्वया ॥१२६
इयंबकवधभूमिःसर्वैर्देवैःसमाश्रिता ॥
बकस्थलीतिविख्यातालोकेस्तुत्वदनुग्रहात् ॥१२७

દેવતાઓ બોલ્યા કે, હે દેવિ, તમે જગતની પીડા કરનારા બકાસુરને યુદ્ધમાં માર્યો, એજ મોટો વર દેવતાઓને થયો. ૧૨૪. તોપણ દેવતાઓ આ એક તમે આપેલા વરને ઇચ્છે છે કે તમારે લોકોનાં હિતની ઇચ્છા સારૂ શ્રીમાલક્ષેત્રનો ત્યાગ કરવો નહિ. ૧૨૫. અને આ અમારા કરેલા કુંડમાં તમારે સદા રહેવું. ૧૨૬. તેમ આ બકાસુરના વધવાળી જગ્યા તમારા અનુગ્રહથી સર્વ દેવતાઓએ આશ્રય કરેલી લોકમાં બકસ્થલી એ રીતે પ્રખ્યાત થાઓ. ૧૨૭.

## ॥ देव्युवाच ॥

बकस्थलीतिविख्यातिंयास्यत्येशाजगत्त्रये ॥
आश्रमोभवतांदेवायत्रदैत्योबकोहतः ॥१२८
अत्रप्रीत्यानिवत्स्यामिदेवानामहमन्वहं ॥
पूरयन्तीप्रसन्नानांवाञ्छितानिसमाश्रिता ॥१२९
अस्मिन्कुण्डेकरिष्यन्तिस्नानंयेनियमान्विताः ॥
नतेषांप्रभविष्यन्तिकदाचिदपिशत्रवः ॥ १३०
राज्यभ्रष्टोमहीपालोमामाराध्यबकस्थले ॥
लप्स्यतेत्वचिरादेवराज्यंनिहतकण्टकं ॥१३१
येबकस्थलमालम्ब्यभोजयिष्यन्तिवाडवान् ॥

तेभ्यःप्रीताप्रदास्यामियद्यपिस्यात्सुदुर्लभं ॥१३२
यावैशुक्लतृतीयायांनारीस्नानंकरिष्यति ॥
कुण्डेममनसादुःखंप्राप्स्यतिदयिताकचित ॥१३३
अपिपापशतैर्दग्धायेनराःपुरतोमम ॥
कुण्डेस्नात्वालुठिष्यन्तिनतेषांनरकाद्भयं ॥१३४
शत्रुसङ्कटयातानांदीनानांसमरेनृणाम् ॥
आपदःस्मरणादेवनाशयिष्याम्यसंशयम् ॥१३५
देवतास्त्रिदिवंयान्तुप्रशान्तभयहेतवः ॥
यदायदारिबाधाःस्युःस्मर्त्तव्याहंतदातदा ॥१३६

**દેવી** બોલ્યાં કે, હે દેવતાઓ, જ્યાં તમારો આશ્રમ છે, અને બકાસુરને લાગ્યો છે, એ જગ્યા બકસ્થલી એ રીતે ત્રણ લોકમાં પ્રખ્યાત પામશે. ૧૨૮ અને હું નિરંતર દેવતાઓની પ્રીતિવડે અહિં રહીશ, તથા પ્રસન્ન થએલા દેવતાઓની આશ્રય કરેલી હું ઇચ્છિત વસ્તુઓને પૂર્ણ કરીશ. ૧૨૯. આ કુંડમાં નિયમવાળા જે લોકો સ્નાન કરશે, તેઓને ક્યારે પણ શત્રુઓ થશે નહિ. ૧૩૦ રાજ્યભ્રષ્ટ થએલો રાજા બકસ્થળીને ત્યાં મારૂં આરાધન કરી થોડા વખતમાં શત્રુઓ રહિત રાજ્યને પામશે. ૧૩૧ જેઓ બકસ્થલીનો આશ્રય કરી બ્રાહ્મણોને જમાડશે, તેઓને પ્રસન્ન થઈ હું અતિ દુર્લભ હશે તેવી વસ્તુ પણ આપીશ. ૧૩૨ જે નારી શુકલપક્ષની ત્રિજને દિવસે મારા કુંડમાં સ્નાન કરશે તે મને પ્રિય થઈ ક્યાંહ પણ દુઃખ પામશે નહિ. ૧૩૩ અસંખ્ય પાપોવડે દગ્ધ થયેલા જે મનુષ્યો મારી પાસે કુંડમાં સ્નાન કરી લોટશે, તેઓને નરકથી ભય થશે નહિ. ૧૩૪ અને યુદ્ધમાં શત્રુના દુઃખને પામેલા દીનમનુષ્યોની આપત્તિને સ્મરણ કરવાથીજ નાશ પમાડીશ; એ નિઃસંશય છે. ૧૩૫ હવે તમારૂં ભયકારણ શાંતિ પામેલ છે માટે તમે દેવતાઓ સ્વર્ગ પ્રત્યે જાઓ. અને જ્યારે જ્યારે શત્રુઓથી પીડા થાય, તે તે સમયે મને સંભારજો. ૧૩૬.

## ॥ वसिष्ठउवाच ॥

इत्युक्तास्तेतदादेवामातृन्प्राहुरिदंवचः ॥
मातरोनःप्रसीदन्तुवरंवृण्वन्तुवाञ्छितं ॥

इदंबकानुगंसैन्यंयाभिर्विध्वस्तमोजसा ॥१३७

વસિષ્ઠ બોલ્યા કે, તે સમયે આ પ્રમાણે સાંભળીને માતાઓ પ્રત્યે બોલ્યા કે જેઓએ આ બકાસુરનું સૈન્ય બલવડે નાશ પમાડયું, તે માતાઓ અમને પ્રસન્ન થાઓ, અને વાંછિત વર માગો. ૧૩૭.

## ॥ देव्यऊचुः ॥

स्थितिमत्रकरिष्यामोदेव्याःपार्श्वेत्रयंसुराः ॥
नातिदूरेबकस्थल्याःसर्वलोकहितायवै ॥ १३८
दास्यामोविविधान्कामानयेस्मान्स्तोष्यन्तिभक्तितः ॥
सप्तम्यामर्चयिष्यन्तिदास्यामस्तस्यवाञ्छितं ॥१३९

દેવીઓ બોલ્યાં કે, હે દેવતાઓ, અહિં બકસ્થલીથી અતિ દૂર નહિ એવે ઠેકાણે દેવીની સમીપમાં અમે સર્વ લોકનાં હિત માટે નિવાસ કરશું. ૧૩૮. અને જે લોકો ભક્તિથી અમારી સ્તુતિ કરશે તેના જુદા જુદા મનોરથને સિદ્ધ કરશું અને જેઓ સાતમને દિવસે અમને પૂજશે તેનાં ઇચ્છિત ફળને આપશું. ૧૩૯.

## ॥ देवा ऊचुः ॥

येयुष्मानर्चयिष्यन्तिबकस्थल्याःसमीपगाः ॥
यास्यन्तिविलयंतेषांभक्तानामापदःक्षणात् ॥ १४०
कुण्डकोणात्समुत्पन्नालोकानांत्राणहेतवे ॥
कौणिक्यइतिनाम्नावैख्यातास्तेनभविष्यथ ॥१४१
योऽर्चयित्वात्रचामुण्डांनयुष्मानर्चयिष्यति ॥
तस्ययात्राफलंदेवीचामुण्डानप्रदास्यति ॥१४२

દેવતાઓ બોલ્યા કે, બકસ્થલીની સમીપ જનારા જે લોકો તમને પૂજશે તે ભક્તજનોની આપત્તિઓ ક્ષણવારમાં ક્ષય પામશે. ૧૪૦. અને લોકોની રક્ષા કરવાનાં કારણ માટે તમે કુંડના કોણ (ખુણા) ભાગમાંથી

ઉત્પન્ન થયાં, માટે કૌણિકી એ નામથી પ્રસિદ્ધ થશે. ૧૪૧. જે માણસ અહિં ચામુંડા દેવીને પૂજી તમને નહિ પૂજે તે માણસને યાત્રાનું ફલ ચામુંડા દેવી આપશે નહિ. ૧૪૨.

## ॥ वसिष्ठ उवाच ॥

अथामन्त्र्यसुराःसर्वेचामुण्डांबकनाशिनीं ॥
ताश्चमातॄःप्रमुदिताःशीघ्रंस्वर्गंगतोययुः ॥१४३
ततःप्रभृतिसादेवीचामुण्डातत्रभूपते ॥
कौणिक्यश्चेतिविख्यातामातरःकामदानृणां ॥ १४४
अत्रगाथापुरागीतातीर्थयात्रामुपेत्यवै ॥
चुडिनाद्विजवर्येणतांश्रृणुष्वविशांपते ॥१४५

**વસિષ્ઠ** બોલ્યા કે, એ પછી સર્વ દેવતાઓ બકાસુરને નાશ પમાડનારી ચામુંડા દેવીની અને હર્ષ પામેલી તે બીજી માતાઓની આજ્ઞા લઈ જલ્દી સ્વર્ગલોક પ્રત્યે ગયા. ૧૪૩. હે રાજા, ત્યારથી તે દેવી ચામુંડા અને ત્યાં કૌણિક્ય એ નામે પ્રસિદ્ધ થએલી માતાઓ મનુષ્યોની કામનાઓને પૂર્ણ કરેછે. ૧૪૪. આ તીર્થને ત્યાં તીર્થયાત્રા કરી પૂર્વે ચૂડિ નામના ઉત્તમ બ્રાહ્મણે જે ગાથા કહેલી છે તેને હે રાજા સાંભળો. ૧૪૫.

## ॥ चूडिरुवाच ॥

देवीकुण्डेनरःस्नात्वाचामुण्डांयोबकस्थले ॥
पश्येच्छ्रद्धाविहीनोपिसस्वर्गीनचनारकी ॥१४६
एतत्तेकथितंराजन्यथाजाताबकस्थली ॥
यइदंश्रृणुयाद्भक्त्याचामुण्डाचरितंसुधीः ॥
आपदस्तस्यनश्यन्तिकल्याणंचोपपद्यते ॥१४७

ચૂડિ બોલ્યો કે, જે માણસ દેવીકુંડમાં સ્નાન કરી બકસ્થલીને ત્યાં શ્રદ્ધારહિત પણ જો ચામુંડાનું દર્શન કરશે તો તે સ્વર્ગમાં જનારો થશે, પણ નરકમાં જનારો થશે નહિ. ૧૪૬. હે રાજા, બકસ્થલી કેવી રીતે થઈ

એ તને કહ્યું. સારી બુદ્ધિવાળો જે માણસ ભક્તિવડે આ ચામુંડા દેવીનું ચરિત સાંભળે છે, તેનાં દુઃખો નાશ પામેછે, અને કલ્યાણ થાયછે. ૧૪૭.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतीय परिच्छेदे श्रीमाल महात्म्ये चामुण्डा माहात्म्यं नामचतुर्विंशोऽध्यायः ॥ २४ ॥**

આ રીતે શ્રી સ્કંધપુરાણની એકાશી હજાર શ્લોકોની સંહિતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલ માહાત્મ્ય વિષે **ચામુંડા માહાત્મ્ય** એ નામે ચોવિશમો અધ્યાય પુરો થયો. ૨૪.

# ॥ अथ पंचविंशोऽध्यायः ॥

## અધ્યાય ૨૫ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठवाक्पतेर्विपुलंसरः ॥
यत्रदान्ताभिधानास्तिदेवीविश्वार्तिहारिणी ॥१॥
पुरादैत्यैर्महाराजसर्वेयागादिकाःक्रियाः ॥
भेजिरेऽब्दसहस्राणिजपध्यानादितत्परैः ॥२॥
गङ्गायमुनयोर्मध्यमाश्रित्यमुनिसेवितं ॥
तप्यमानामहोदारैस्तपोभिर्दैत्यदानवाः ॥
बभूवुर्बलिनःसर्वेदेवानांत्रासकारिणः ॥३॥
तानवेक्ष्यतपोनिष्ठान्जपस्वाध्यायतत्परान्
वैराग्यंपरमंप्राप्ताऊचुर्वाचस्पतिंसुराः ॥४॥

વસિષ્ઠ બોલ્યા કે, હે મહારાજા, પછી બૃહસ્પતિના નામથી પ્રસિદ્ધ થએલાં વિશાલ એવાં વાક્પતિ સરોવર તરફ જવું, કે જ્યાં વિશ્વની પીડાને

નાશ પમાડનારી શાંતા નામની દેવી રહેલી છે. ૧, હે મહારાજ, પુર્વે જ્યારે જપ અને ધ્યાન આદિ વિષયમાં તત્પર થએલા દૈત્યોએ હજારો વર્ષ સુધી સર્વ યાગાદિક્રિયા કરવા માંડી ૨. અને મુનિઓએ સેવેલાં ગંગા અને યમુના નદીના મધ્ય ભાગનો આશ્રય કરી અતિ મોટાં તપવડે તપેલા દૈત્યદાનવો સર્વ દેવતાઓને ત્રાસ કરનારા અને બલવાન થયા, ૩. ત્યારે તપ વિષે આસ્થાવાળા અને જપ તથા સ્વાધ્યાયમાં તત્પર થએલા તેઓને જોઈ અતિ વૈરાગ્ય પામેલા દેવતાઓ બૃહસ્પતિને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૪.

## ॥ देवाऊचुः ॥

त्वमस्माकंगुरुःश्रेष्ठोदीनानांपरमागतिः ॥
तदादिशकथंकुर्मोदानवानांपराजयं॥५॥
यथायथातपस्यन्तेयजन्तेब्रह्मचारिणः ॥
तथातथाबलंस्फीतंलभन्तेदानवाद्विज ॥६॥

**દેવતાઓ** બોલ્યા કે હે વિપ્ર જેમ જેમ બ્રહ્મચર્ય પાળનારા દાનવો તપ અને યજન કરેછે, તેમ તેમ વધારે બળ પામેછે, માટે તમે અમારા દીનપુરૂષોના પરમગતિરૂપ અને શ્રેષ્ટ ગુરૂ છો; તેથી દાનવો પરાજય અમે એવી રીતે કરીએ તે અમને આજ્ઞા કરો. ૫—૬.

## ॥ बृहस्पति रुवाच ॥

त्रयीमार्गानुचरणादजेयादैत्यदानवाः ॥
यावत्त्रयींजुषस्तावत्पराजेयानदैवतैः ॥७॥
ततस्तपःकरिष्यामिहितार्थंचसुरोत्तमाः ॥
त्रयीमार्गपरित्यागंकरिष्यन्तियथाद्विषः ॥८॥

**બૃહસ્પતિ** બોલ્યા કે હે ઉત્તમ દેવતાઓ વેદ માર્ગનાં આચરણ કરવાથી દૈત્ય અને દાનવો જીતાય તેમ નથી, અને જ્યાં સુધી વેદને સેવેછે ત્યાંસુધી દેવતાઓથી તેઓનો પરાજય થાય તેમ નથી; માટે જેવી રીતે શત્રુઓ (દૈત્યો) વેદના માર્ગનો ત્યાગ કરશે તેવી રીતે હું તમારાં હિત માટે તપ કરીશ. ૭. ૮.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वात्रिदशान्भूपदेवाचार्योबृहस्पतिः ॥
श्रीमालंत्वरितोगत्वातपःकर्त्तुंसमुद्यतः॥९॥
अथसम्वत्सरस्यान्तेपरितुष्टासुरेश्वरी ॥
कृपयादर्सनंप्राप्तादेवाचार्यमवोचत॥१०॥

**વસિષ્ઠ** બોલ્યા કે હે રાજા આ પ્રમાણે દેવતાઓને કહી દેવતાઓના આચાર્ય બૃહસ્પતિ ત્વરાથી શ્રીમાલક્ષેત્ર પ્રત્યે જઈ તપ કરવા તત્પર થયા. પછી એક વર્ષ પુરૂં થયું ત્યારે પ્રસન્ન થએલાં. દેવી દયાવડે દેખાવ દઈને દેવાચાર્ય બૃહસ્પતિને આ રીતે કહેવા લાગ્યાં. ૯. ૧૦.

## ॥ देव्युवाच ॥

तुष्टास्मितवदेवर्षेपरेणतपसामुना ॥
यत्तेमनोगतंकिंश्चित्तद्वेहिकृतंमया ॥११॥

દેવી બોલ્યા કે હે દેવઋષિ બૃહસ્પતિ આ તમારાં પરમ તપવડે હું પ્રસન્ન થઈ છું અને જે તમારા મનમાં રહેલું કંઇપણ છે તે મેં સિદ્ધ કરેલું સમજો. ૧૧

## ॥ बृहस्पति रुवाच ॥

देविस्वाचरितादैत्यैःसर्वयागादिकाःक्रियाः॥
तेनतेवलिनःसर्वेवाधन्तेत्रिदशालयान्॥१२॥
शरण्यंसर्वलोकानांसर्वापत्सुत्वमम्बिके ॥
ततोद्मयदेवेशिदानवान्धर्मचारिणः १३॥
यथैतेवैदिकंकर्मदेवतानांसुरद्विषः ॥
नकुर्वन्तिजगन्मातस्तथाकुरुप्रसीदमे ॥१४॥

બૃહસ્પતિ બોલ્યા કે હે દેવિ દૈત્યોએ સર્વ યાગાદિક ક્રિયાઓ કરેલી

છે અને તેથી બલવાન્ થએલા તે સર્વ દેવતાઓનાં સ્થાનકોને બાધ કરેછે. ૧૨. હે દેવતાઓની ઇશ્વરિ અંબિકા સર્વ લોકોને સર્વ આપત્તિમાં તમે શરણ પામવા યોગ્ય છો માટે ધર્મનું આચરણ કરનારા દાનવોને શિક્ષા કરો. ૧૩. અને હે જગતની માતા જેવી રીતે આ દેવતાઓના દ્વેષિઓ વેદનું કર્મ ન કરે તેવી રીતે કરો તથા મને પ્રસન્ન થાઓ. ૧૪.

## ॥ देव्युवाच ॥

मोहयिष्याम्यहंदैत्यन्माविषीदबृहस्पते ॥
असतीबुद्धिमास्थायविजयार्थंदिवौकसां ॥१५॥
हेतुवादार्थसंयुक्तंशास्त्रमाख्यापयन्भवान् ॥
वेदमार्गपरिभ्रष्टान्सुखंदैत्यान्करिष्यति ॥१६॥
असाधुमतिरूपेणदमयिष्येदुरात्मनः ॥
मिथ्याकल्पितधर्माणामुपदेष्टास्तुवैभवान् ॥१७॥

દેવી બોલ્યાં કે હે બૃહસ્પતિ હું દેવતાઓના વિજય માટે ખરાબ બુધ્ધિનો આશ્રય કરી દૈત્યોને મોહ પમાડીશ માટે ખેદ કરો માં. ૧૫. તમે જેમાં કારણવાદ રહેલાં છે, એવા અર્થવાળાં શાસ્ત્રને પ્રસિધ્ધ કરનારા થઈ સુખે કરી દૈત્યોને વેદમાર્ગથી ભ્રષ્ટ કરશો. ૧૬. હું દુષ્ટમતિરૂપે કરી દુરાત્માઓનું દમન કરીશ. અને તમે મિથ્યા કલ્પેલા ધર્મોના ઉપદેશ કરનારાઓ થાઓ. ૧૭.

## ॥ वसिष्ठउवाच ॥

तथेत्युक्त्वासुराचार्योदेवीराजन्जगाद्धितां ॥
प्रीतस्तत्रजगामाशुयत्रतेजस्विनोसुराः ॥१८॥
निर्मायमाययाशिष्यान्वाग्मिनोहेतुवादिनः ॥
विधायमुण्डिनोरूपंगङ्गातीरेभ्यवातरत् ॥१९॥
गङ्गातीरनिविष्टानांहेतुशास्त्रार्थवादिनां ॥
देवाचार्यस्यशिस्याणांदेवतार्थमुपेयुषां ॥२०॥
सहायार्थंतदादेवीमोहार्थंचामरद्विषां ॥

असाधुबुद्धिरूपेणहृदितेषांव्यवस्थिता ॥२१॥
अथतेनोग्ररूपेणबार्हस्पत्यानरेश्वर ॥
सत्कर्मपरतान्दैत्यानिदमाहुरतन्द्रिताः॥२२॥

**વસિષ્ઠ** બોલ્યા કે હે રાજા તેમ કરીશ. એ રીતે જગતનાં હિત કરનારાં દેવીને કહી દેવતાઓના આચાર્ય પ્રસન્ન થઈ જ્યાં તેજસ્વિ દૈત્યો હતા ત્યાં જલ્દી ગયા. ૧૮. અને માયાવડે ઉત્તમ વક્તા અને હેતુવાદિ શિષ્યો બનાવી મુનિનું રૂપ કરી ગંગાકાંઠે ઉતર્યા.૧૯. ત્યારે ગંગાકાંઠે બેઠેલા હેતુશાસ્ત્રોના અર્થને કેનારા અને દેવતાઓ માટે આવેલા દેવતાઓના આચાર્ય બૃહસ્પતિના શિષ્યોની સહાયતા માટે અને દૈત્યોના મોહ માટે દેવી ખરાબ બુધ્ધિરૂપે કરી તેઓના (દૈત્યોના) હૃદયવિષે વસ્યાં. તે વખતે હે રાજા નિરાલસ્ય એવા બૃહસ્પતિના શિષ્યો તે ઉગ્રરૂપે કરી સત્કર્મવિષે તત્પર થએલા દૈત્યોને આ વચન કેહેવા લાગ્યા. ૨૦. ૨૧. ૨૨.

## ॥ बार्हस्पत्या ऊचुः ॥

किमहोक्रियतेदैत्याःकर्मलोकविगर्हितं ॥
पशवोयनहन्यन्तेभवद्भिःकरुणीतिगैः॥२३॥
आक्रोशतःकम्पमानान्बहून्हत्वापशून्मखे ॥
भवितायदिवःस्वर्गःस्सूक्तेननरकोभवेत्॥२४॥
सर्वदेवमयोजीवइत्याहुर्ब्राह्मणाअपि ॥
तद्वधाद्यदितुष्यन्तिकेनतुष्यन्तिनत्सुराः॥२५॥
यदिसर्वेश्वरादेवास्त्रैलोक्यत्राणकारिणः ॥
पशूनामीशतेकिन्तुमोदन्तेतद्वनेयत् ॥२६॥
सन्तिद्रव्याण्यनेकानिदेवानांबलवृद्धये ॥
भवद्भिस्तुकथंमौढ्याद्धन्यन्तेपशवःसुराः॥२७॥
श्रद्धाश्राद्धेषुयाचेयंदग्धानपिपितॄन्प्रति ॥
कर्मणान्यत्रयातानांतेषांश्राद्धफलंकुतः॥२८॥
ततोवेदान्परित्यज्यपशूनांहिंसनंतथा ॥
सत्यंप्राप्स्थदैतेयावीतरागंपरंपदं॥२९॥

બૃહસ્પતિના શિષ્યો બોલ્યા કે હે દૈત્યો અહો લોકનિંદિત કર્મ તમે શું કરોછો કે જેણે કરી કરૂણાને તજી તમે પશુઓને મારોછો. ૨૩. જો બુમ પાડતાં અને કંપ પામતાં ઘણાં પશુઓને યજ્ઞમાં હણવાથી સ્વર્ગ મળતું હોય તો મધુર વાણીથી નરક થાય, અર્થાત્ હીંસામય યજ્ઞ ખોટો છે. ૨૪. સર્વ દેવતામય જીવ છે એ રીતે બ્રાહ્મણો પણ કહેછે. જો તેના વધથી પ્રસન્ન થતા હોય તો કયા દેવતાઓ પ્રસન્ન ન થાય. ૨૫. જો ત્રણ લોકની રક્ષા કરનારા સર્વના ઇશ્વર એવા દેવતાઓ છે, તો શું તે પશુઓને ઇચ્છેછે ? અને તેઓના વધવડે હર્ષ પામે ? ૨૬. હે દૈત્યો દેવતાઓની બળવૃદ્ધિ માટે અનેક દ્રવ્યો છે, ત્યારે તમે મૂઢપણાથી પશુઓને કેમ હણોછો. ૨૭. બળેલા એવા પણ પિતૃ પ્રત્યે શ્રાદ્ધવિષે જે આ શ્રધ્ધા છે તે શા માટે રાખવી કારણ કે કર્મવડે કરી બીજા લોકમાં ગએલા પુરૂષોને શ્રાધ્ધનું ફલ ક્યાંથી. ૨૮. માટે હે દૈત્યો વેદને તથા પશુઓની હિંસાને તજી સત્ય અને રાગરહિત એવાં પરમપદને પામો. ૨૯.

## ॥ वसिष्ठउवाच ॥

इतिहेतुविवादांस्तान्श्रुत्वातेषांसुरद्विषः ॥
हृदिविभ्रामितादेव्यात्यक्तवन्तस्त्रयींक्षणात् ॥३०॥
मुमुचुर्धर्मशास्त्रोक्तंव्यवहारंचवेश्मसु ॥
छन्दांसिनाधिगच्छन्तिनश्राद्धेष्वपिचादरः ॥३१॥
तेनतेषांवलंक्षीणंत्रयीत्यागात्सुरेश्वर ॥
निजघ्नुस्तानथोदेवाबलिनोदुर्बलान्रणे ॥३२॥
हन्यमानाश्चतेदेवैःकचित्पातालमाविशन् ॥
केचिल्लुञ्चितमूर्द्धानोभेदभिन्नाव्यवस्थिताः ॥३३॥
दयाधर्मप्रब्रुवाणाःकेचित्काषायवाससः ॥३४॥
इतिदेवानिहत्याजौदैत्यान्युधिपार्थिव ॥
बद्धाञ्जलिपुटाःसर्वेप्रोचुराङ्गिरसंमुनिं ॥३५॥

વસિષ્ઠ બોલ્યા કે આ પ્રમાણે તેઓના તે હેતુના વિવાદ સાંભળી દેવીએ હૃદયવિષે ભમાવેલા દૈત્યોએ ક્ષણવારમાં વેદનો ત્યાગ કર્યો. ૩૦ અને ધર્મશાસ્ત્રોવિષે કહેલા વ્યવહારને મૂકી દીધો. ઘરમાં વેદને જાણતા નથી

અને શ્રાદ્ધમાં આદરપણ રાખતા નથી. ૩૧. હે રાજા તે પ્રમાણે વેદનો ત્યાગ કરવાથી તેઓનું બળ ક્ષીણ થયું, અને બળવાન થએલા દેવતાઓ દુર્બળ થએલા દૈત્યોને યુધ્ધમાં હણવા લાગ્યા. ૩૨. દેવતાઓએ હણેલા કેટલાક પાતાળ પ્રત્યે પેઠા, અને કેટલાક મુંડેલ મસ્તકવાળા ભેદરહિત થઇ રહ્યા. ૩૩. તથા કેટલાક દયારૂપિ ધર્મને કહેનારા કાષાય ( રંગેલ ) વસ્ત્રને ધારણ કરનારા થઇ રહ્યા. ૩૪. હે રાજા આ પ્રમાણે રણભૂમિમાં યુધ્ધમાં દૈત્યોને હણી સર્વ દેવતાઓ, મુનિ બૃહસ્પતિ પ્રત્યે બે હાથ જોડી આવું કહેવા લાગ્યા. ૩૫.

## ॥ देवा ऊचुः ॥

हेतुवादेनदेवारीन्भ्रंशयित्वात्रयीपथात् ॥
परित्राताःसुराःसर्वेदेवाचार्यनमोस्तुते ॥३६॥
तेनतेपरितोषार्थंदेवाचार्यदिवौकसः ॥
यच्छन्तिवाञ्छितंब्रूहियत्तेमनसिवर्त्तते ॥३७॥

દેવતાઓ બોલ્યા કે હે દેવાચાર્ય ( બૃહસ્પતિ ) હેતુના વાદવડે દૈત્યોને વેદમાર્ગથી ભ્રષ્ટ કરી તમે સર્વ દેવતાઓને ઉગાર્યા, માટે તમને નમન કરીએ છીએ. ૩૬. અને હે દેવતાઓના આચાર્ય તમે રક્ષા કરી તેણે કરી દેવતાઓ તમારી પ્રસન્નતા માટે ઇચ્છિત વસ્તુને આપેછે; તેથી જે તમારા મનમાં હોય તે કહો. ૩૭.

## ॥ बृहस्पतिरुवाच ॥

यत्रमेसुरकार्यार्थेश्रीमालेविहितंतपः॥
तीर्थंतदस्तुमन्नाम्नालोकेख्यातंसुरोत्तमाः ॥३८॥

બૃહસ્પતિ બોલ્યા કે હે શ્રેષ્ઠ દેવતાઓ શ્રીમાલક્ષેત્રમાં જે ઠેકાણે મેં દેવતાઓના કાર્ય માટે તપ કર્યું તે સ્થાન મારા નામવડે પ્રસિધ્ધ થએલું તીર્થ થાઓ. ૩૮.

## ॥ देवाऊचुः ॥

यत्रत्वयातपस्तप्तंदेवख्यातेबृहस्पते ॥
तद्वाक्पतिसरोनामलोकेख्यातंभविष्यति ॥३९॥

દેવતાઓ બોલ્યા કે હે બૃહસ્પતિ દેવતાઓએ કહેલે જે ઠેકાણે તમે તપ કર્યું તે વાકપતિ સરોવર એવે નામે લોકમાં પ્રસિદ્ધ થાશે. ૩૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तवत्सुदेवेषुदेवीदानवमोहिनी ॥
व्यक्तमूर्त्तिधराराजन्प्रत्यक्षासमदृश्यत ॥४०॥
तांप्रणम्याथदेवेशांदेवाभक्तिपुरःसराः ॥
गुरूणासमनुज्ञाताःसेन्द्रादेव्यैवरंददुः ॥४१॥

વસિષ્ઠ બોલ્યા કે આ રીતે દેવતાઓ કેહેતા હતા ત્યારે દાનવોને મોહ પમાડનારી સ્પષ્ટ મૂર્તિને ધારણ કરનારી દેવી પ્રત્યક્ષ દીઠાં. ૪૦. પછી ઇંદ્ર સહિત ભક્તિપુરઃસર એવા દેવતાઓએ દેવીને પ્રણામ કરી બૃહસ્પતિએ આજ્ઞા કરવાથી દેવીને વર આપ્યો. ૪૧.

## ॥ देवाऊचुः ॥

बुद्धिमास्थायदैत्यानांत्वयावैदमनंकृत ॥
तस्मादान्तेतितेनामलोकेख्यातिंगमिष्यति ॥४२॥
बृहस्पतिसरस्तीरेभवतींसमवस्थितां ॥
पूजयिष्यन्तियेमर्त्यानतेयास्यन्तिदुर्गतिम् ॥४३॥

દેવતાઓ બોલ્યા કે હે દેવિ તમે દૈત્યોની બુદ્ધિપ્રત્યે રહી તેઓનું દમન કર્યું, માટે લોકમાં તમારૂં દાંતા એવું નામ ખ્યાતિ પામશે. ૪૨. અને જે માણસો બૃહસ્પતિ સરોવરને કાંઠે રેહેનારાં તમોને પૂજશે તેઓ દુર્ગતિ પામશે નહિ. ૪૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वातेततोदेवास्त्रिदिवंमुदिताययुः ॥
बृहस्पतिंपुरस्कृत्यगुरुंमन्त्रविशारदं ॥४४
ततःप्रभृतिसादेवीबृहस्पतिसरस्तटे ॥
दैत्यानांदमनाद्दान्ताविश्रुताभून्महीतले॥४५

વસિષ્ટ બોલ્યા કે આ પ્રમાણે કહી હર્ષ પામેલા દેવતાઓ ત્યાંથી મંત્રમાં કુશળ એવા ગુરૂ બૃહસ્પતિને આગળ કરી સ્વર્ગ લોક પ્રત્યે ગયા. ૪૪. ત્યારથી માંડી દૈત્યોનું દમન કર્યું તેથી બૃહસ્પતિ સરોવરને કાંઠે દાન્તા એવે નામે તે દેવી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયાં. ૪૫.

यस्तत्रकुरुतेस्नानंसिताष्टम्यांसमाहितः ॥
दान्तामर्चयतेदेवींसभवेद्वाग्विदांवरः ॥४६
तत्रदानंप्रशंसन्तिविप्रावेदाङ्गपारगाः ॥
धर्मशास्त्रार्थपुर्णानांपुस्तकानांविशांपते ॥४७
एतत्तेकथितंराजन्देवीदान्तायथाभुवि ॥
यथाचवाक्पतिसरःश्रीमालेसम्बभूवतुः ॥४८

જે લોક ત્યાં શુકલપક્ષની આઠમને દિવસે સ્નાન કરશે અને દાન્તા દેવીને પૂજશે તે વાણીને જાણનારાઓમાં ઉત્તમ થશે. ૪૬. હે રાજા ત્યાં વેદાંગને પાર પામેલા બ્રાહ્મણો ધર્મશાસ્ત્રોના અર્થોવડે ભરેલાં પુસ્તકોનું દાન અતિ વખાણેછે. ૪૭. હે રાજા જે રીતે પૃથ્વીમાં દાંતા દેવી અને વાક્પતિ સરોવર શ્રીમાલક્ષેત્રમાં થયાં એ તુને કહ્યું. ૪૮.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये वाक्पतिसर माहात्म्यं नामपञ्चविंशोध्यायः ॥२५॥**

આ રીતે શ્રી સ્કંદપુરાણની એકાશી હજાર શ્લોકોની સંહિતાના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલમાહાત્મ્ય વિષે વાક્પતિસર માહાત્મ્ય એવે નામે પચિસમો અધ્યાય પૂરો થયો. ૨૫.

# ॥ अथ षड्विंशोध्यायः ॥

અધ્યાય ૨૬ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्महाराजभूर्भुवस्वेतिविश्रुतं ॥
कलिकालभयाद्यत्रनिवसन्त्यखिलाःसुराः॥१
पुरालोकास्त्रयोराजनमूर्त्तिमन्तःपितामहं ॥
उपासितुंगतास्तत्रनिषेदुर्ब्रह्मसंसादि॥२
भूर्लोकोथभुवर्लोकःस्वर्लोकश्चविशांपते॥३
मुनीनांमुपरोधेनपृष्टःप्रोवाचपद्मभूः ॥
कलेर्युगस्यमाहात्म्यंरौद्रंमुनिभयावहं॥४

વસિષ્ઠ બોલ્યા કે તે પછી હે મહારાજ જ્યાં કળિકાળના ભયથી સર્વે દેવતાઓ વસેછે, તે ભૂર્ભુવસ્વ એવી રીતે પ્રસિદ્ધ થએલાં ક્ષેત્રમાં જવું. ૧. હે રાજા મૂર્તિમાન ત્રણ લોકો પૂર્વે પિતામહ બ્રહ્માની ઉપાસના કરવાસારૂ બ્રહ્માની સભામાં ગયા. ૨. અને હે રાજા ભૂર્લોક ભુવર્લોક તથા સ્વર્લોક એ ત્રણ ત્યાં બેઠા. ૩. ત્યારે મુનિઓએ આગ્રહવડે પૂછેલા બ્રહ્મા મુનિઓના ભયને કરનારૂં અને બિહામણું કળિયુગનું મહાત્મ્ય કહેવા લાગ્યા. ૪.

## ॥ ब्रह्मोवाच ॥

द्वापरान्तेकलिर्घोरोभविष्यतियुगाधमः ॥
तस्मिन्नदेवानुपासन्तेनमनुष्याःकथंचन ॥ ५
नवर्णान्ब्राह्मणश्रेष्ठान्ननार्योधर्मतःपतीन् ॥
नपुत्रःपितरंनैवभ्रातरंमातरंतथा ॥ ६
श्वश्रूश्वशुरवाक्येनत्यक्ष्यन्तिपितरोनरा ॥
अग्निहोत्राणिसीदन्तिप्राप्तेतस्मिन्कलौयुगे ॥ ७
अर्थलोभेनभर्त्तारंघातयन्तिचयोषितः ॥
स्वामिनंराज्यलोभेनभृत्यामात्यादयस्तथा ॥ ८

योयोमनोगतःस्त्रीणांयुवाभवतिवित्तवान् ॥
तंतंसङ्कृत्यरहसिसेविष्यन्तिमुदान्विताः ॥ ९
भूमिरल्पफलानित्यंदुग्धहीनाश्चधेनवः ॥
भविष्यन्तिकलौप्राप्तेवेदविक्रयिणोनराः ॥ १०
कुमारत्वेपिनारीणांरजोदर्शनमेष्यति ॥
सप्तमेवाष्टमेवर्षेगर्भःस्त्रीषुभविष्यति ॥ ११
अनुरागंकरिष्यन्तिपिशुनेषुमहीभुजः ॥
साधूनर्थस्यलोभेनदण्डयिष्यन्तिचोद्यताः ॥ १२
बलिभिर्दुर्बलागाढंबाध्यन्तेदारुणेकलौ ॥
पादमेकंहिधर्मस्यसत्यंयास्यतिसंक्षयं ॥ १३
अग्निष्टोमादिकाःसर्वाःक्षयंयास्यन्तिसत्तमाः ॥
एतद्वःकथितंसर्वंमाहात्म्यंदारुणंकलेः ॥ १४
कुरुक्षेत्रेप्रभासेचश्रीमालेश्रीस्थलेऽर्बुदे ॥
वाराणस्यांगयायांचद्वारिकायांचपुष्करे ॥ १५
गङ्गायमुनयोर्मध्येश्रीशैलेचहिमाचले ॥
तटेरेवासरस्वत्योर्गोदावर्याश्रमेद्विजाः ॥ १६
एषुषोडशतीर्थेषुप्रवेशोनकलेःक्वचित् ॥
तत्रतत्रचगन्तव्यंतस्मात्तीर्थेतयासुरैः ॥ १७

બ્રહ્મા બોલ્યા કે દ્વાપરયુગને અંતે ભયંકર અને યુગોમાં અધમ એવા કળિયુગ થશે. તથા તેમાં મનુષ્યો કોઇ રીતે પણ દેવને સેવશે નહિ. ૫. વર્ણોને બ્રાહ્મણ જેમાં શ્રેષ્ઠ છે એવા ગણશે નહિ, સ્ત્રિઓ ધર્મથી પતિઓને સેવશે નહિ. પુત્ર પિતાને સેવશે નહિ. અને માણસો સાસુસસરાના કેવાથી બાઇને માને તથા પિતાને તજી દેશે અને તે કળયુગ પ્રાપ્ત થશે ત્યારે અગ્નિહોત્ર પાયમાલ થશે. ૬. ૭.અને ધનના લોભે કરી સ્ત્રિઓ પતિનો તથા રાજ્યના લોભે કરી ચાકર અને કારભારિ વીગેરે સ્વામિનો ઘાત કરાવશે.૮. અને જેજે પૈસાદાર જુવાન નર સ્ત્રીઓના મનમાં આવશે તેને તે એકાંતમાં મળી હર્ષયુક્ત થઇ સેવશે. ૯. જ્યારે કલિયુગ આવશે ત્યારે પૃથ્વી થોડાં

ફલવાળી, ગાયો દુધ વોણી, અને બ્રાહ્મણોવેદને વેચનારા થશે. ૧૦. અને કુમારપણામાં પણ સ્ત્રીઓને અટકાવ આવશે તથા સાતમા અથવા આઠમા વર્ષમાં તેઓ વિષે ગર્ભ રહેશે. ૧૧. અને રાજાઓ દુર્જનો વિષે પ્રીતિ કરશે તથા ઉદ્યમવાળા થઇ અર્થના લોભે કરી સારાઓને દંડ દેશે. ૧૨. ભયંકર કલિયુગમાં બલવાન પુરૂષો નિર્બલ પુરૂષોને અતિ પીડશે અને સત્યરૂપ એવો ધર્મનો એક પગ પણ ક્ષય પામશે. ૧૩. હે શ્રેષ્ટ મુનિઓ અગ્નિષ્ટોમ આદિ સર્વ ક્રિયાઓ નાશ પામશે. આ કલિયુગનું ભયંકર એવું સર્વ મહાત્મ્ય મેં તમને કહ્યું. ૧૪. હે બ્રાહ્મણો કુરૂક્ષેત્ર, પ્રભાસ, શ્રીમાલ, અર્બુદ, કાશી, ગયા, દ્વારકાં, પુષ્કર, ગંગાયમુનાનો નદીનો કાંઠો, અને ગોદાવરી નદીનો આશ્રમ, આ સોળ તીર્થો વિષે કયાંઇપણ કલિયુગનો પ્રવેશ નથી માટે તેને તીર્થ વિષે દેવ તથા મનુષ્યોએ જવું. ૧૫. ૧૬. ૧૭.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याकर्ण्यमुनिश्रेष्ठाब्रह्मणोवाक्यमुत्तमं ॥
स्वंस्वंस्थानंययुःसर्वेकलिशङ्कितचेतसः ॥ १८
अथलोकात्रयोराजन्श्रीमालंक्षेत्रमाययुः ॥
वृद्धब्राह्मणरूपेणदेवदेवमतोषयन् ॥ १९
तेषांतपोभिरत्युग्रैःस्नानदानैश्चपुष्कलैः ॥
जपैर्होमैश्चनैवेद्यैःप्रत्यक्षोभून्महेश्वरः ॥ २०
उदतिष्ठन्महालिङ्गंतेषामग्रेतपस्यतां ॥
अथतान्प्रणतान्देवोमधुराक्षरमब्रवीत् ॥ २१

વસિષ્ઠ બોલ્યા કે આ રીતે બ્રહ્માનું ઉત્તમ વચન સાંભળી કલિયુગથી શંકિત ચિત્તવાળા સર્વ શ્રેષ્ટ મુનિઓ પોતપોતાનાં સ્થાન પ્રત્યે ગયા. ૧૮. પછી હે રાજા ત્રણલોક (ભૂર્ભુવ. સ્વ.) શ્રીમાલક્ષેત્ર પ્રત્યે આવ્યા અને વૃદ્ધ બ્રાહ્મણના રૂપવડે શંકરને પ્રસન્ન કર્યા. ૧૯. તેઓનાં અતિ ઉગ્ર તપવડે અને ઘણાં સ્નાન, દાન, જપ, હોમ તથા નૈવેદ્યવડે શંકરપ્રત્યક્ષ થયા. ૨૦. અને તેઓ તપ કરતા હતા તેની પાસે મોટું લિંગ ઉત્પન્ન થયું, ત્યારે તેને પ્રણામ કરતા એવા ત્રણલોક પ્રત્યે શંકર મધુર અક્ષરવાળું વચન બોલ્યા. ૨૧.

## ॥ देवदेव उवाच ॥

वरंवृणुतहेलोकायदर्थंतप्यतेतपः ॥
दास्यामिनात्रसन्देहोयद्यपिस्यात्सुदुर्लभम् ॥ २२

શંકરબોલ્યા કે હે લોકો જે વરદાન માટે તમે તપ કરોછો તે વરદાન માગો જો કે અતિ દુર્લભ વરદાન હશે તોપણ હું આપીશ એમાં સંદેહ નથી. ૨૨.

## ॥ लोका ऊचुः ॥

अत्रत्वयानिवस्तव्यंलिङ्गेशङ्करसर्वदा ॥
अस्माकंप्रीतयेदेवभक्तानामभयायच ॥ २३
कलिकालेनिवत्स्यन्तियेनरास्तवसन्निधौ ॥
अस्पृश्याःकलिकालेनसन्तुतेत्वदनुग्रहात् ॥ २४

લોકો બોલ્યાકે હે શંકરદેવ તમારે હમેશાં અમારી પ્રીતિ માટે અને ભક્તોના ભય નિવારણ માટે અહિં વસવું. ૨૩. અને જે જનો કલિકાલમાં તમારી સમીપમાં વસે તેઓ તમારા અનુગ્રહથી કલિકાલે સ્પર્શ ન કરી શકાય તેવા થાઓ. ૨૪.

## ॥ देवदेव उवाच ॥

सदाहमत्रवत्स्यामियुष्माकंप्रीतयेखलु ॥
अभयंचप्रदास्यामिकलिकालादुपेयुषां ॥ २५
त्रिभिराराधितंलोकैर्लिङ्गमेतदभूद्भुवि ॥
तेनवैभूर्भुवःस्वेतिनाम्नाख्यातंभविष्यति ॥ २६

**દેવના** દેવ શિવ બોલ્યા કે તમારી પ્રીતિમાટે જરૂર હું હમેશાં અહિં વસિશ અને કલિકાલથી મારી સમીપ આવેલાઓને અભય આપીશ. ૨૫. તમે ત્રણ લોકોએ આરાધના કરી એથી પૃથ્વીમાં આ લિંગ ઉત્પન્ન થયું માટે ભૂર્ભુવઃસ્વ એ નામે પ્રખ્યાત થશે. ૨૬.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वावचनंराजन्विष्टपानांत्रिलोचनः ॥
बभूवादर्शनंदेवःससमीपात्मदीपवत ॥ २७
ततःप्रभृतितल्लिङ्गंभूर्भुवःस्वेतिविश्रुतं ॥
कृतिनोयेनमस्यन्तिनतेषांनरकाद्भयं ॥ २८
शुक्लमार्गचतुर्दश्यांभक्त्याबिल्वदलैरपि ॥
भूर्भुवःस्वार्चनंकुर्वन्नरोगर्भेनजायते ॥ २९
तत्ररोहीतकावृक्षादृश्यन्तेद्यापिसर्वतः ॥
फलैरास्वादितैर्येषांक्षयोनश्यतितत्क्षणात ॥ ३०
माहात्म्यंभूर्भुवःस्वस्ययइदंश्रृणुयान्नरः ॥
मासमेकंकलिस्तस्यनपार्श्वमुपसर्प्पति ॥ ३१

વસિષ્ઠ બોલ્યા કે હે રાજા આ પ્રમાણે લોકોની સમીપ વચન કહી શંકરદેવ દીવાનીપેઠે અદર્શ થયા. ૨૭. ત્યારથી માંડી તે લિંગ ભૂર્ભુવઃસ્વ એ રીતે પ્રસિદ્ધ થયું. અને જે પુરૂષો તેને નમશે તે ભાગ્યવાન ગણાશે ને તેઓને નરકથી ભય થશે નહિ. ૨૮. માગશર માસની અજવાળી ચૌદશને દિવસે ભક્તિથી બિલ્વપત્રો વડે પણ જે ભૂર્ભુઃસ્વ નામના શિવલિંગનું પૂજન કરશે તે નર ગર્ભવાસી થતો નથી. ૨૯. ત્યાં આજપણ રોહીતક (બિલ્વ) નામનાં વૃક્ષો ચોતરફ દેખાય છે ને જેઓનાં ફળોનો સ્વાદ લેવાથી તેજ ક્ષણે ક્ષયરોગ નાશ પામેછે. ૩૦. જે માણસ ભુર્ભુવઃસ્વ તીર્થનું આ મહાત્મ્ય સાંભળે છે તેની પાસે એક માસ સુધી કલિયુગ જતો નથી. ૩૧.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्मय त्रिभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये भूर्भुवः स्वेश्वर माहात्म्यं नामषड्विंशोध्यायः ॥ २६ ॥**

આ રીતે શ્રી સ્કંદપુરાણની એકાશી હજાર શ્લોકોની સંહિતાના બ્રાહ્મ વિભાગના ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલ માહાત્મ્ય વિષે ભૂર્ભુવઃસ્વેશ્વર માહાત્મય એવે નામે છવિસમો અધ્યાય પૂરો થયો. ૨૬.

# ॥ अथ सप्तविंशोध्यायः ॥

## અધ્યાય ૨૭ મો.

## ॥ वसिष्टउवाच ॥

भरद्वाजाश्रमंगच्छेत्सर्वपापप्रणाशनं ॥
बन्धूदेवीतिविख्यातायत्रास्तिभुवनेश्वरी ॥ १
यांदृष्ट्वामानवोभक्त्याभारद्वाजाश्रमेनृप ॥
आत्मनोवन्धुहीनत्वंनकदाचनपश्यति ॥ २
केतकीश्रवणाज्जाताश्रवन्तीनामयानदी ॥
यत्रपादपमूलानिमुनिकन्येवसिञ्चति ॥ ३

વસિષ્ટ બોલ્યા કે પછી જ્યાં બંધુ દેવી એ રીતે વિખ્યાતિ પામેલાં ભુવનેશ્વરી દેવી છે એવા અને સર્વ પાપને નાશ પમાડનારા એવા ભારદ્વાજના આશ્રમ પ્રત્યે જવું. ૧. હે રાજા ભરદ્વાજના આશ્રમમાં તે દેવીનું દર્શન જે માણસ કરે તે આત્માને ( પોતાને ) બંધુરહિત થએલો ક્યારે પણ જોશે નહી. ૨. જે આશ્રમવિષે કેતકીના શ્રવણથી ઉત્પન્ન થયેલી શ્રવંતી નામે નદી વૃક્ષોનાં મૂળને મુનિકન્યાની પેઠ પાણી રેડેછે. ૩.

## ॥ राजोवाच ॥

भरद्वाजाश्रमेतत्रबन्धुदेवीयथाभवत् ॥
तथाकथयमेसर्वंयद्यस्तिकरुणामयि ॥ ४

રાજા બોલ્યા કે તે ભરદ્વાજના આશ્રમવિષે જે પ્રમાણે બંધુ દેવી પ્રકટ થયાં તે જો મારા ઉપર તમારી કૃપા હોય તો મને સઘળું કહો. ૪.

## ॥ वसिष्ठ उवाच ॥

पुरासीत्पृथिवीपालश्रीमालेशुभलक्षण ॥
ब्राह्मणःकुण्डपानामकामशास्त्रविचक्षणः ॥ ५
देवतातिथिभृत्यानांबन्धूनांचदिवानिशं ॥

करोतिविविधांपूजांभोजनाच्छादनादिभिः ॥६
अथातिथ्यपरस्यास्यकुण्डपोगृहमेधिनः ॥
मन्त्रौषधिविधानज्ञोद्विजःकश्चिदुपाययौ ॥७
सतेनाभ्यर्थितोराजन्भोजनायमहामनाः ॥
शुचिःस्नात्वापितॄन्देवांस्तर्पयित्वायथाविधि ॥८
तंद्विजंभोजयामासकुण्डपाःपाकविस्तरैः ॥
देशान्तरविहारीसभुक्त्वान्नंमृष्टमुत्तमं ॥९
इदमाहमुदायुक्तःक्षणंविश्रम्यकुण्डपां ॥१०

વસિષ્ઠ બોલ્યા કે હે રાજા પૂર્વે શ્રીમાલ ક્ષેત્રમાં શુભ લક્ષણ વાળો અને કામ શાસ્ત્રમાં કુશલ કુંડપા નામે બ્રાહ્મણ હતો. ૫. અને તે દિવસ રાત્રિ દેવતા, અતિથિ, દાસ અને બંધુઓની પૂજા ભોજન અને વસ્ત્ર આદિ વડે કરતો હતો. ૬. પછી અતિથિપણામાં તત્પર થએલા એ કુંડપા નામના ગૃહસ્થની પાસે મંત્ર ઔષધનિ વિધિને જાણનારો કોઇ બ્રાહ્મણ આવ્યો. ૭. હે રાજા, નાહી, દેવ તથા પિતૃનું વિધિ પ્રમાણે તર્પણ કરી, તે કુંડપા બ્રાહ્મણે મોટા મનવાળા તથા પવિત્ર એવા આવેલા બ્રાહ્મણને ભોજન માટે પ્રાર્થના કરી. ૮. અને તે બ્રાહ્મણને જુદી જુદી રસોઈ વડે કુંડપા બ્રાહ્મણે જમાડયો અને દેશાંતર વિષે ફરનારો તે બ્રાહ્મણ શુદ્ધ અને ઉત્તમ એવું અન્ન જમી ક્ષણવાર વિસામો ખાઈ હર્ષ પામેલો આ વચન કુંડપાને કહેવા લાગ્યો. ૯-૧૦.

## ॥ द्विजउवाच ॥

तुष्टस्तवानयाभक्त्याविधिपूर्वंद्विजोत्तम ॥
गन्तुकामोस्मितद्ब्रूहिकिंकरोमिप्रियंतव ॥११

બ્રાહ્મણ બોલ્યો હે ઉત્તમ બ્રાહ્મણ વિધિ પૂર્વક તમારી આ ભક્તિ વડે પ્રસન્ન થએલો હું જવાને ઇચ્છું છું. માટે તમારૂં શું પ્રિય કરૂં તે કહો. ૧૧.

## ॥ कुण्डपोवाच ॥

श्रुतमस्तिमयापूर्वंविप्रसिद्धात्कुतश्चन ॥

अस्तिसौगान्धिकस्याद्रेःपूर्वस्यांविवरोमहान् ॥१२
गम्यतेतस्यमार्गेणनागलोकंप्रतिप्रभो ॥
तत्रार्द्धपथएवास्तिकुट्टिमंहेमनिर्मितं ॥१३
युक्तंविद्रुमसोपानैर्व्योमोल्लेखिशिरोगृहं ॥
हंसपारापतैर्जुष्टंमत्तकोकिलनादितं ॥१४
सारिकाशुकसंलापैःसर्वतोदत्तकौतुकं ॥१५
तस्मिन्निषुमतीनामनागकन्यामनोरमा ॥
रूपेणाप्रतिमालोकेरतिःसाक्षादिवस्थिता ॥१६
निजानुरूपंपुरुषंचिन्तयन्तीवराङ्गना ॥
अध्यास्तेतद्गृहंरम्यंसखीभिरभिसेविता ॥१७
लोलानामसखीतस्याःसदाप्रीतिविवर्द्धिनी ॥
विवरद्वारमासाद्यनित्यंब्रूतेनिशामुखे ॥१८
अस्तिविद्याकलापज्ञःकश्चिदस्मिन्महीतले ॥
कथयेन्नःसखीप्रश्नंसचतांकामयेदिति ॥१९
ततोनानादिगन्तेभ्यस्तत्रागत्यकलाविदः ॥
लोलयानीयमानास्तुसखीहेतोर्बिलंप्रति ॥२०
लोचनाभ्यामपश्यन्तोबहिरेवनिराकृताः॥
अहमप्येकवेलंहिलिप्सुस्तांनागकन्यकां ॥
प्रविष्टोलोलयासार्द्धमन्धीभूतोबहिष्कृतः ॥२१
तदत्रयदिजानासिमन्त्रंवाद्विजभेषजं ॥
तदाचक्ष्वसमस्तंवैयेनतत्रव्रजाम्यहं ॥२२

કુંડળ બ્રાહ્મણ બોલ્યો કે હે બ્રાહ્મણ કોઈ પણ સિદ્ધ પુરૂષ પાસેથી મેં પૂર્વે સાંભળેલું છે કે સૌગંધિક પર્વતની પૂર્વ દિશામાં મોટું ભોંયરૂં છે. ૧૨. હે પ્રભુ તે ભોંયરાના માર્ગથી નાગલોક પ્રત્યે જવાય છે અને ત્યાં અર્ધ માર્ગમાં સુવર્ણ વડે નિર્માણ કરેલી ( બાંધેલી ) ભૂમિ છે. ૧૩. અને તે પરવાળાંનાં પગથીઆંઓ વડે યુક્ત છે તથા તેનું ઉપલ્યું ઘર આકાશને અડતું છે અને હંસ તથા પારેવાઓએ સેવેલું

અને મત્તકોકિલના શબ્દો વડે ગાજી રહેલું તેમ સારિકા અને પોપટના સંવાદથી ચોતરફ આશ્ચર્યને આપનારૂં છે. ૧૪-૧૫. તેમાં ઇષુમતી નામે નાગ કન્યા રૂપથી મનને હરનારી, લોકમાં નિરૂપમ, સાક્ષાત રતિ રહેલી હોય તેવી, સખીઓએ સેવેલી, સુંદર અંગવાળી, પોતાને યોગ્ય પુરૂષને પામવા વિચારતી, તે રમણીય ઘરમાં રહેલી છે. ૧૬-૧૭. અને નિરંતર તેની પ્રીતિને વધારનારી લોલા નામે સખી ભોંયરાના બારણે પ્રદોષ વખતે જઇને "આ મહીતલમાં કોઇ તેવો ઘણી વિદ્યાનો જાણનારો છે કે જે મારી સખીના પ્રશ્નને કહે, અને તેને વરવા ઇચ્છે" આ પ્રમાણે હમેશાં કહે છે. ૧૮-૧૯. પછી નોખી નોખી દિશાઓના અંતભાગોમાંથી કળાને જાણનારાઓ ત્યાં આવ્યા અને સખી વાસ્તે તેઓને લોલા ભોંયરા પ્રત્યે લેઇ ગઇ પણ તેને નેત્રોથી ન જોઇ શકવાથી બહાર કાઢયા. હું પણ એક વખતે તે નાગ કન્યાને પામવાની ઇચ્છાથી લોલાની સાથે તેમાં પેઠો પણ અંધ સરખો થઈ જવાથી તેણે બહાર કાઢયો. ૨૦-૨૧. તે માટે હે બ્રાહ્મણ જો આ વિષયમાં મંત્ર અથવા ઔષધને જાણતા હો તો તે સર્વે મને કહો જેથી જરૂર હું ત્યાં જાઉં. ૨૨.

## ॥ द्विजउवाच ॥

अस्त्युपायोमयादृष्टस्तस्मिन्विवरदर्शने ॥
सुप्रभावमनाख्येयमन्यस्याञ्जनमुत्तमं ॥२३
ब्रह्मन्येनाञ्जितेनेत्रेसर्वंतमसिपश्यति ॥
गतास्तत्रनपश्यन्तिसर्वेयेत्वकलाविदः ॥२४
सहेतुर्नागकन्यायामनुष्यादर्शनेखलु ॥२५
तदहंतेप्रदास्यामिदिव्यमञ्जनमुत्तमं ॥
तस्मादवहितोविप्रस्नानंकृत्वाशुचिर्भव ॥२६

અતિથિ બ્રાહ્મણ બોલ્યો કે તે ભોંયરૂં જોવાનો ઉપાય મારો જાણેલો છે. મોટા મહિમાવાળું છાનું રાખવા યોગ્ય એક ઉત્તમ અંજન ( આંજણ ) છે. ૨૩. કે જે અંજનથી આંજેલા નેત્રો અંધારામાં સઘળું દેખેછે; અને જેઓ એ કળાને જાણનારા નથી, તેઓ તો દેખતા નથી. ૨૪. નાગકન્યાને મનુષ્યો દેખતાં નથી તે પણ એજ કારણછે. ૨૫. માટે હું તમને દિવ્ય ઉત્તમ અંજન આપીશ, માટે હે વિપ્ર સાવધ થઇ સ્નાન કરી પવિત્ર થા. ૨૬.

## ॥ वसिष्ठ उवाच ॥

तच्छ्रुत्वासद्विजोराजन्कुण्डपाद्यातिथेर्वचः ॥
ततःस्नात्वाशुचिर्भूत्वातस्याग्रेसमुपाविशत् ॥२७
उदाघाटयनलिकामेकांसद्विजोमन्त्रवित्तमः ॥
नखमात्रंसुदुःप्राप्यंतस्मैप्रादिशदञ्जनं ॥२८
अथकुण्डपमामन्त्र्यचिरात्प्राप्तमनोरथं ॥
प्रक्षिप्यनलिकांकुक्षौसजगामयथासुखं ॥२९
कुण्डपोप्यथभूपालतस्मिन्नेवशुभेहनि ॥
ययौसौगन्धिकंशैलंयत्रास्तेविवरोमहान् ॥३०
कृतालङ्करणःश्रीमान्चारुचन्दनचर्च्चितः ॥
गन्धाढ्यांस्रजमाबिभ्रत्तस्थौतत्रनिशामुखे ॥३१
ततःपरिमलोद्गारीबिलात्प्रावर्त्ततानिलः ॥
लोलातदनुलोलाक्षीप्रादुर्भूतावचोब्रवीत् ॥३२

વસિષ્ઠ બોલ્યાકે હે રાજા અતિથિનું તે વચન સાંભળી પછી તે બ્રા-હ્મણ નાહી પવિત્ર થઇ તેની આગળ બેઠો. ૨૭. ત્યારે અતિમંત્ર જાણનારા તે બ્રાહ્મણે એક નલિકા ( ભુંગળી ) ઉઘાડી, અતિ દુઃખે પમાય એવું નખ-માત્ર અંજન તેને આપ્યું. ૨૮. પછી ઘણે કાળે મનોરથને પામેલા કુંડપની આજ્ઞા લઇ નલિકાને ( ભુંગળીને ) કાખમાં નાંખી તે સુખેથી ચાલતો થયો. ૨૯. હે રાજા કુંડપાબ્રાહ્મણ પણ તેજ શુભ દિવસે જ્યાં મોટું ભોંયરૂં હતું, તે સૌગંધિક પર્વત પ્રત્યે ગયો. ૩૦. અને ત્યાં પ્રદોષ વખતે શ્રીમાન અલં-કાર ધારણ કરી સુંદર ચંદનની અર્ચા ( લેપ ) કરી તથા સુગંધ યુક્ત માલા ધારણ કરી ઉભો રહ્યો. ૩૧. પછી પરીમલ આપનારો વાયુ ભોંયરામાંથી પ્રવૃત્ત થયો, તેની પાછળ પ્રકટ થએલી ચંચલ નેત્રાવાળી લોલા આવું વચન બોલી. ૩૨.

## ॥ लोलोवाच ॥

अस्तिविद्याकलापज्ञःकश्चिदस्मिन्महीतले ॥
कथयेद्यःसर्व्वप्रश्नंसचतांकामयेदिति ॥३३

લોલા બોલી કે આ પૃથ્વીમાં કોઇ તેવો વિદ્યાઓનો જાણનારોછે, કે જે મારી સખીના પ્રશ્નને કહે, અને તેને ઇચ્છે? ૩૩.

## ॥ कुण्डपाउवाच ॥

अहमस्मिविशालाक्षिद्विजःश्रीमालसंश्रयः ॥
कथयिष्येसखीप्रश्नंकामयिष्यामितामथ ॥३४

કુંડપા બોલ્યો કે હે વિશાલ નેત્રવાળી હું શ્રીમાલક્ષેત્રમાં વસનારો બ્રાહ્મણ તારી સખીના પ્રશ્નને કહિશ, અને તેને ઇચ્છિશ. ૩૪.

## ॥ वसिष्टउवाच ॥

ततःस्मितमुखीलोलालोलाक्षीहंसगामिनी ॥
तंधृत्वादक्षिणेपाणौप्रविवेशरसातलं ॥३५
गच्छन्नेवद्विजोविद्वानञ्जनाञ्जितलोचनः ॥
सर्वसव्यक्तमद्राक्षीत्पाणावामलकंयथा ॥३६
तमापतन्तंविज्ञायद्विजेन्द्रंलोलयासह ॥
प्रत्युत्थानधियासुभ्रूरम्यगाद्रचिताञ्जलिः ॥३७
साद्दष्ट्वासर्वतोदृष्टिंचारयन्तंद्विजोत्तमं ॥
विस्मिताभून्महीपालहर्षादिदमवोचत ॥३८

વસિષ્ઠ બોલ્યા કે તે પછી કંઇક હસતા મુખવાળી, ચંચલ નેત્રવાળી, અને હંસ પેઠે ચાલનારી લોલા તે બ્રાહ્મણને જમણો હાથ ઝાલી રસાતલ પ્રત્યે લઇ ગઇ. ૩૫. રસાતલમાં જનારા તે વિદ્વાન બ્રાહ્મણે આંજણથી નેત્ર આંજ્યાને લીધે જે રીતે હાથમાં રહેલાં આંબળાને જુએ, તે રીતે બધું સ્પષ્ટ દીઠું. ૩૬. લોલાની સાથે તે ઉત્તમ બ્રાહ્મણને આવતો જાણી સામુ ઉભું થઇ જવાની બુદ્ધિથી સુંદર ભ્રૂકુટિવાળી નાગકન્યા બે હાથ જોડી સામી ગઇ. ૩૭. અને હે રાજા તે ઉત્તમ બ્રાહ્મણને સર્વ તરફ દૃષ્ટિ ફેરવતો જોઇ તે કન્યા વિસ્મય પામી અને હર્ષથી આ વચન બોલી. ૩૮.

## ॥ इषुमत्युवाच ॥

स्वागतंतोद्विजश्रेष्ठसर्वाविद्याविशारद ॥
इदंसौधामिमाःसख्यस्तवसर्वेनसंशयः ॥३९

ઇષુમતી બોલી કે, હે સર્વ વિદ્યામાં કુશલ ઉત્તમ બ્રાહ્મણ! ભલે તમે આવ્યા. આ મેહેલ અને આ સખીઓ એ સર્વ તમારૂં છે એમાં સંશય નથી. ૩૯.

## ॥ वसिष्ठ उवाच ॥

श्राव्यमाणःसमधुरमितिवाक्यंसुमध्यया ॥
सदनंप्राविशत्तस्याविन्ध्याद्रिमिवकुञ्जरः ॥४०
ददर्शनागकन्यायास्तेनसख्योमदालसाः ॥
मौलौफणिधराःसर्वाश्चारुकोटीरकुण्डलाः ॥४१
तप्तकाञ्चनगौराङ्ग्योमहामणिविभूषिताः ॥
नानालङ्कृतिशोभाढ्याःस्मरस्यापिमनोहराः ॥४२
पीवरोच्चकुचाभोगविस्फुरन्त्योमणिस्रजः ॥
सुमेरुशिखरोत्सङ्गगङ्गाधाराइवाबभुः ॥४३
ताभिरभ्यर्च्यमानोसौचारुसोपानपद्धतीं ॥
क्रान्त्वामणिमयंपीठंकुट्टिमेसमुपाविशत् ॥४४
दिव्यगन्धोदकस्नानैर्दिव्यगन्धानुलेपनैः ॥
दिव्यालङ्कृतवासोभिस्ताभिःसम्भूषितोद्विजः ॥४५
अनङ्गतरलापाङ्गीलीलाललितलोचना ॥
तमुवाचद्विजश्रेष्ठंराजन्निषुमतीवचः ॥४६

વસિષ્ઠ બોલ્યા કે, આ રીતે મધુર વચન તે બ્રાહ્મણને સુંદર મધ્ય ભાગવાળી સ્ત્રીએ સંભળાવ્યું ત્યારે જેમ હાથી વિંધ્યાચલ પ્રત્યે પેસે તેમ તે તેના મેહેલ પ્રત્યે પેઠો. ૪૦. અને તેણે મદથી આલસ્યવાળી, મુકુટમાં મણિ રાખ-

નારી સુંદર મુકુટ અને કુંડલવાળી, તપેલાં સુવર્ણની સમાન ગૌર અંગવાળી મહામણિઓથી શોભિત નોખાં નોખાં ઘરેણાંઓથી કાંતિવાળી, અને કામદેવનાં પણ મનને હરનારી, નાગકન્યાની સર્વ સખીઓ દીઠી. તેઓનાં સ્થૂલ તથા ઊંચાઈવાળાં સ્તનોની પૂર્ણતાથી શોભી રહેલી મણિ માલાઓ મેરૂ પર્વતનાં શિખરના મધ્ય ભાગમાં રહેલી ગંગાનદીની ધારાઓની પેઠે શોભતી હતી. ૪૧. ૪૨. ૪૩. તે સર્વ સખીઓએ સેવેલો એ બ્રાહ્મણ મણિથી બાંધેલી ભૂમિવિષે સુંદર પગથીઆઓની પંક્તિ ઉપર ચડી મણિમય આસનને દબાવી બેઠો. ૪૪. ત્યારે તે બ્રાહ્મણને તે સ્ત્રીઓએ દિવ્ય ગંધવાળાં જલનાં સ્નાનથી, દિવ્ય ગંધવાળા લેપોથી અને દિવ્ય તથા સુશોભિત વસ્ત્રોથી શણગાર્યો. ૪૫. હે રાજન કામદેવથી ચંચલ કટાક્ષવાળી લીલાવડે શોભિત જેનાં નેત્રછે એવી ઇષુમતી તે શ્રેષ્ઠ બ્રાહ્મણપ્રત્યે આ રીતે વચન બોલી. ૪૬.

## ॥ इषुमत्युवाच ॥

दर्शनीयायुवानोत्रब्राह्मणाःक्षत्रियाविशः ॥
मदर्थंशतशःप्राप्तानतेल्लेभेसमीहितं ॥४७

ઇષુમતી બોલીકે, મારે માટે અહિં જોવા લાયક યુવાન બ્રાહ્મણો ક્ષત્રીઓ અને વૈશ્યો ઘણી વાર આવ્યા હતા, પણ તેઓ ઇચ્છિતને પામ્યા નહિ. ૪૭.

## ॥ ब्राह्मण उवाच ॥

प्रश्नस्तवचकोराक्षिनयैर्बुबुधिरेनरैः ॥
त्वदवाप्तिःकथंतेषांस्यात्शूद्रस्यश्रुतेरिव ॥४८

બ્રાહ્મણ બોલ્યો કે, હે ચકોર નેત્રવાળી! જે પુરૂષો તમારા પ્રશ્નને નથી જાણતા તેઓને તમારી પ્રાપ્તિ શૂદ્રને જેમ શ્રુતિની પ્રાપ્તિ નથી થતી તેમ ક્યાંથી થાય. ૪૮.

## ॥ इषुमत्युवाच ॥

निःक्रान्ताःसर्वविद्यासुसर्वमर्हन्तिवौद्विजाः ॥
अतस्त्वमुच्यसेविद्वान्प्रश्नमेनंसुदुर्लभम् ॥४९

**સર્વ** વિદ્યા વિષે પાર પામેલા બ્રાહ્મણોને સર્વ યોગ્ય છે, એ માટે અતિ દુર્લભ પ્રશ્નને જાણનારા તમેછો તેથી આ તમને પુછુંછું. ૪૯.

## ॥ ब्राह्मण उवाच ॥

सुभगेत्वंकलाग्रामंसकलंवेत्सितत्त्वतः ॥
ब्रूहिप्रश्नंयथाप्रीष्टंप्रवक्ष्यामियथामतिः ॥५०

**બ્રાહ્મણ** બોલ્યો કે, હે સુંદર ભાગ્યવાળી સ્ત્રી ! તું સઘળી કળાઓને તત્ત્વથી જાણે છે, માટે ઈચ્છા પ્રમાણે પ્રશ્ન કહે ? હું બુદ્ધિપ્રમાણે કહીશ. ૫૦.

## ॥ इषुमत्युवाच ॥

चामीकरमिदंलोकेदेहिनांगात्रभूषणं ॥
कथमुत्पद्यतेविप्रतन्मेब्रूहिबुधोसिचेत ॥५१

**ઇષુમતી** બોલી કે, હે વિપ્ર ! પ્રાણિઓનાં શરીરને શોભાવનારૂં આ સુવર્ણ લોકમાં કેવી રીતે પેદા થાયછે, તે જાણતા હો તો કહો. ૫૧.

## ॥ ब्राह्मण उवाच ॥

देवानांदैत्यानांयेनपुरापीयूषहेतवे ॥
किलरौद्रमभूद्युद्धंमेरोःशिखरसीमनि ॥५२
तदाचञ्चुपुटाघातैःकद्रुभिःफणिविद्विषः ॥
आर्त्तान्दिवौकसोवीक्ष्यमुमोचकुलिशंहरिः ॥५३
वामपक्षेपपातास्यवज्रंतद्गिरिदारुणम् ॥
तेनैकंपिच्छमाक्षिप्तंगगनाद्गलितंभुवि ॥५४
तेनचामीकरंजातंसर्वस्याप्यङ्गभूषणम् ॥
पुनर्ब्रूहिसरोजाक्षियत्तेमनसिदुर्विदं ॥५५

**બ્રાહ્મણ** બોલ્યો કે, પૂર્વે અમૃતનાં કારણથી મેરૂ પર્વતના શિખરના

સીમાડામાંજ દેવતાઓનું ગરૂડની સાથે ભયંકર યુદ્ધ થયું હતું. ૫૨. ત્યારે કપિલ વર્ણવાળા ગરૂડના ચાંચરૂપી પુટના પ્રહારોવડે દેવતાઓને પીડા પામેલા જોઇ ઇંદ્રે વજ્ર ફેંક્યું. ૫૩. તે પર્વતના સરખું દારૂણ વજ્ર ગરૂડની ડાબી પાંખ ઉપર પડ્યું, તેથી કપાઇ ગએલું એક પીછું આકાશમાંથી પૃથ્વી ઉપર પડ્યું. ૫૪. તેથી સર્વનાં અંગોને શોભાવનારૂં સુવર્ણ થયું. હે કમલ સરખા નેત્રવાળી! ફરીને પણ જે તમારા મનમાં દુઃખે જણાય એવું હોય તે કહો. ૫૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याकर्ण्यद्विजेन्द्रस्यप्रश्नस्योत्तरमीप्सितं ॥
विस्मितेषुमतीबालाभूयःप्रष्टुंसमुद्यता ॥५६
विवक्ष्यन्तीमथोवीक्ष्यसखींविस्फुरिताधरां ॥
पतियोगेवयस्यायालुब्धालोलेदमब्रवीत् ॥५७

**વસિષ્ટ** બોલ્યા કે, આ રીતે ઉત્તમ બ્રાહ્મણના પોતે ઇચ્છેલા પ્રશ્નના ઉત્તરને સાંભળી વિસ્મય પામેલી સોલ વર્ષની ઇષુમતી ફરીને પૃછવા તત્પર થઇ. ૫૬. ત્યારે કહેવાને ઇચ્છતી ફરકતા હોઠવાળી તેને જોઇ પોતાની સખી તે બ્રાહ્મણને પતિ તરીકે પસંદ કરે એમ ઇચ્છતી લોલા આ વચન બોલી. ૫૭.

## ॥ लोलोवाच ॥

मातिशयीष्टत्वामोरूद्विजमेनंकलाविदं ॥
पतित्वेवृणुपर्यस्तायतःकुप्यन्तिवैद्विजाः ॥५८

**લોલા** બોલી કે, હે સ્રી! આ કલાઓને જાણનારા બ્રાહ્મણને ઉલ્લંઘન કર માં. અને પતિપણા વિષે ઇચ્છા કર, કારણ કે અવળા થએલા બ્રાહ્મણો જરૂર કોપ કરે છે. ૫૮.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तवत्यांलोलायांहर्षादिषुमतीनृप ॥

पूर्वार्पितमनोभावाबहुमेनेसखीवचः ॥५९
मनोभिलिखितेपुंसांस्त्रिणांलज्जाजडंमनः ॥
सखीवचनसापेक्षंसर्वथैवप्रवर्त्तते ॥६०
समकालमभूत्तस्याःस्वेदःस्तम्भोथवेपथुः ॥
राजन्सर्वेषुगात्रेषुततोलोलाब्रवीद्द्विजं ॥ ६१

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા! આ રીતે લોલાએ કહ્યું ત્યારે પ્રથમથી મનનો ભાવ જેણે અર્પણ કરેલો છે, એવી ઇંદુમતીએ હર્ષથી સખીનું વચન માન્યું. ૫૯. મનથી લખેલા ( ઇચ્છેલા ) પુરૂષવિષે સ્ત્રીઓનું લજ્જાથી મન જડ થાય છે, ને તે સખીનાં વચનની વાટ જોતુંજ સર્વ પ્રકારે વર્ત્તે છે. ૬૦. તેથી તેજ વખતે તેનાં સર્વ અંગમાં પરસેવો સ્તંભ ( જડતા ) અને કંપ થયો, ત્યારે હે રાજા! લોલા બ્રાહ્મણને આ પ્રમાણે કહેવા લાગી. ૬૧.

## ॥ लोलोवाच ॥

इयंप्रियसखीकन्याकंकोलस्यफणाभृतः ॥
आत्मानंप्रददौतुभ्यंप्रक्षाल्यस्वेदवारिभिः ॥६२

લોલા બોલી કે, હે બ્રાહ્મણ! કંકોલ નામના નાગની કન્યા એવી આ મારી પ્રિય સખીએ પરસેવાનાં પાણીથી આત્માને સ્વચ્છ કરી તમને અર્પણ કરેલો છે. ૬૨.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तःकुण्डपाविप्रोगृहीत्वादक्षिणेकरं ॥
गान्धर्वेणविवाहेनतदुद्वाहविधिंव्यधात् ॥६३
सखीपरिवृतांबालांनागकन्यांमनोरमां ॥
नित्यंमनोऽनुकुलाभिःक्रीडाभिःसउपाचरत् ॥६४
अनुरागपरंचेतस्तस्यास्तस्मिन्द्विजोत्तमे ॥
प्रावर्त्ततमहीपालरागःशुक्लपटेयथा ॥६५

आहृतैर्मुनिकन्याभिर्भोगैर्बहुभिरन्वहम् ॥
प्रीयमाणोद्विजोवेत्तिनकालस्यात्ययोमहान् ॥६६
अथसस्मारबन्धूनांपुत्राणांसुहृदांतथा ॥
कदाचिदुपविष्टोसौकुण्डपाद्विजसत्तमः ॥६७
ततोबाष्पाकुलेनेत्रेवीक्ष्यतस्याप्रियस्यवै ॥
दुःखादिषुमतीकान्तमेकान्तमत्युवाचाह ॥६८

વસિષ્ટ બોલ્યા કે, આ રીતે કહેલા કુંડપા બ્રાહ્મણે જમણા હાથમાં સ્ત્રીનો હાથ ઝાલી ગાંધર્વ વિવાહથી તેનો વિવાહવિધિ કર્યો. ૬૩. પછી તે બ્રાહ્મણ નિરંતર તેનાં મનને ગમે એવી ક્રીડાઓથી (રમતોથી) સખીઓથી વિંટાએલી સોળ વર્ષની મનોહર નાગકન્યાને સેવવા લાગ્યો. ૬૪. તેથી હે રાજન પ્રીતિવિષે તત્પર એવું સ્ત્રીનું ચિત્ત તે ઉત્તમ બ્રાહ્મણમાં જે પ્રમાણે ધોળાં લુગડામાં રંગ લાગે તે પ્રમાણે પ્રવૃત્ત થયું. ૬૫. મુનિની કન્યાઓએ લઈ આવેલા ઘણા પદાર્થોનાં સુખોથી નિરંતર પ્રસન્ન થતો બ્રાહ્મણ જતા મહાન્ કાળને જાણતો નહોતો. ૬૬. પછી બ્રાહ્મણોમાં શ્રેષ્ટ એ કુંડપા બ્રાહ્મણ કોઈ વખતે બેઠો હતો, ત્યાં બંધુ, પુત્રો અને સુહૃદ લોકોને સંભારવા લાગ્યો. ૬૭. ત્યારે તે પોતાના પ્રિયનાં નેત્રને આંસુઓથી આકુળ જોઈ દુઃખથી ઇષુમતી પતિપ્રત્યે એકાંતમાં આ પ્રમાણે કહેવા લાગી. ૬૮.

## ॥ इषुमत्युवाच ॥

किमर्थंप्राणनाथस्यनेत्रयोरश्रुबिन्दवः
निरीक्ष्यन्तेमयाकस्माद्वर्द्धयन्तोमनोरुजः ॥६९
इमाःसख्योममप्राणाःसौधंचैतन्मनोरमम् ॥
तत्रसर्वद्विजश्रेष्ठब्रूहिदुःखनिबन्धनम् ॥७०

ઇષુમતી બોલી કે, શા માટે પ્રાણનાથના નેત્રોમાં આંસુનાં ટીપાઓ છે ? અને મનની પીડાને વધારનારાં મારે શા માટે જોવાં પડે છે ? ૬૯. આ મારી સખીઓ, આ પ્રાણ અને આ મનોહર મેહેલ એ સર્વ તમારૂં છે, માટે હે શ્રેષ્ટ બ્રાહ્મણ ! દુઃખનું કારણ કહો. ૭૦.

## ॥ ब्राह्मण उवाच ॥

रम्भोरुरममाणस्यत्वयामह्याचिरंमम ॥
प्रवृत्तिर्जातुबन्धुनांनयातिश्रुतिगोचरे ॥७१
गन्तुमिच्छामितदहंश्रीमालंदेववत्सलं ॥
त्वयासहविशालाक्षिस्वजनोत्कण्ठयाद्रुतम् ॥७२

બ્રાહ્મણ બોલ્યો કે, હે કેળના સ્તંભ સરખા સાથળવાળી ! ઘણો વખત તારી સાથે રમતાં મને થયો. તેમાં મારા સાંભળવામાં ક્યારે પણ બંધુઓની ખબર આવતી નથી. ૭૧. તે માટે હે વિશાલ નેત્રવાળી ! હું તમારી સાથે સ્વજનોવિષે ઉત્કંઠા હોવાને લીધે જલ્દી દેવતાને પ્રિય એવા શ્રીમાલપ્રત્યે જવા ઇચ્છુંછું. ૭૨.

## ॥ नागकन्योवाच ॥

एतावद्देवकुरुतेहृदिशोकःपरंतव ॥
श्रीमालमागमिष्यामिभवान्व्रजतुमाचिरम् ॥७३

નાગકન્યા બોલી કે, જો એટલા માટેજ તમારા હૃદયમાં શોક પરમ દુઃખ કરે છે, તો હું શ્રીમાલપ્રત્યે આવીશ; અને તમે જાઓ ને વાર લગાડોમાં. ૭૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तःसमुदायुक्तःप्रिययानागकन्यया ॥
औषधालिप्तचरणोविवराद्गन्तुमुद्यतः ॥७४
अथलोलाप्रभृतयःसख्योबाष्पाविलेक्षणाः ॥
मुहुर्मुहुःपरिष्वज्यसखीमूचुःसगद्गदम् ॥७५

વસિષ્ઠ બોલ્યા કે, આ રીતે કહેલો હર્ષ પામેલો તે બ્રાહ્મણ પ્રિયા નાગકન્યાએ ઔષધથી ચરણોમાં લેપ કર્યા પછી ભોંયરામાંથી જવા તૈયાર થયો. ૭૪. એ પછી આંસુઓથી ડોળાએલાં નેત્રોવાળી લોલા જેમાં પ્રથમ છે એવી

સખીઓ વારંવાર મળી સખીપ્રત્યે ગદ્‌ગદ્‌ કંઠ સહિત વચન કહેવા લાગી.૭૫.

## ॥ सख्यऊचुः ॥

शिवास्तेसन्तुपन्थानःसखिसार्द्धंद्विजन्मना ॥
स्मर्त्तव्यावयमन्हायत्त्वंहिनोजीवितेश्वरी ॥७६

સખીઓ બોલી કે, હે સખિ! તમારા માર્ગો બ્રાહ્મણની સાથે સુખને આપનારા થાઓ, અને અમને જલ્દી સંભાળજો. કારણ કે તમે અમારાં જીવિતની ધણીઆણી છો. ૭૬.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्तासाश्रुवदनांकुच्छ्रात्कल्लोलकन्यका ॥
सखीप्रतिनिवृत्याशुनिर्य्ययौविवराद्बहिः ॥७७
सौगन्धिकंगिरिंपृष्ठेकृत्वासकुण्डपोद्विजः ॥
भरद्वाजाश्रमंप्राप्तःश्रवन्तीयत्रसानदी ॥७८
अध्युवासनिशामेकांप्रियमत्यान्वितोनृप ॥
ततस्तस्यशयानस्यनिद्रापहृतचेतसः ॥७९
बालाबन्धुवियोगार्त्तानिशीथेदुःखिताऽभवत् ॥
चिन्तयामासकुत्राहमपहायसखीजनं ॥८०
आगतामर्त्यलोकेस्मिन्सहानेनद्विजन्मना ॥८१
विनामांप्रियसख्यस्तालोलाप्रभृतयोवत ॥
नधृतिकामभोगेषुलप्स्यन्तेशोकमानसाः ॥८२
अहोवतमहद्दुःखंवयस्याविरहोमहान् ॥
यदयंमामनुप्राप्यमन्थातिगुडकाण्डवत् ॥८३
इतिचिन्तयमानासानिद्राव्यवहितेप्रिये ॥
रुदन्तीस्वजनंबालाकुररीवेदमब्रवीत् ॥८४
नबन्धुरिहमेनित्यंनरलोकेस्तकश्चन ॥

बन्धुवर्गविहीनायास्तत्कथंसुखमस्तुमे ॥८५
बान्धवास्त्राणमार्त्तानांबान्धवापरमागतिः ॥
नबान्धवविहीनानांसुखंस्वर्गेपिविद्यते ॥८६
मुहुर्मुहुरिदंवाक्यंजल्पन्तीसाश्रुलोचना ॥
पर्य्यटीद्विपिनेरात्रौकर्कोलकुलनन्दिनी ॥८७
तदाचतुर्दशीराजन्मासस्याश्वयुजस्यच ॥
लोकेभ्रमतिभक्तेभ्योदेवीबलिजिघृक्षया ॥८८
तस्याविलपितंश्रुत्वासुदृशःकरूणंबहु ॥
कृपयापरयादेवीप्रत्यक्षाऽभून्महेश्वरी ॥८९
विमानवरमारूढादिव्यमालानुलेपना ॥
चामरैर्वीज्यमानाचपरितोप्सरसांगणैः ९०
तेजोभिस्तिमिरस्तोममुत्क्षिपन्तीमहानिशि ॥
बद्धकोटीरशोभाढयाकुण्डलाङ्गदधारिणी ॥९१
स्रजंमणिमयींकण्ठेदधानाचारुहासिनी ॥
आकाशादाश्रमंप्राप्यनागकन्यामुवाचतां ॥९२

**વસિષ્ઠ** બોલ્યા કે, આ રીતે સખીઓએ કહેવાથી દુઃખેથી આંસુવાળા, મુખવાળી કંકોલનાગની કન્યા સખીઓ પાછી વળી ત્યારે જલ્દી ભોંયરામાંથી બહાર નીકળી. ૭૭. સૌગંધિ પર્વતને પાછળ કરી તે કુંડપા બ્રાહ્મણ જ્યાં શ્રવંતી નદી છે, ત્યાં ભરદ્વાજ મુનિના આશ્રમપ્રત્યે પ્રાપ્ત થયો. ૭૮. અને હે રાજા! ઇષુમતી સહિત એક રાત્રિ ત્યાં રહ્યો. પછી તે જ્યારે નિદ્રાથી હરાએલ ચિત્તવાળો સુતો હતો, ત્યારે અધરાત્રિ વખતે બંધુના વિયોગથી પીડા પામેલી બાળા દુઃખી થઇ; અને વિચારવા લાગી કે, હું સખીજનને તજી આ બ્રાહ્મણ સાથે મનુષ્યલોકમાં ક્યાં આવીછું. ૭૯. ૮૦ ૮૧. હાય મારાવિના લોલાઆદિ પ્રિય સખીઓ શોકવાળાં મનથી કામનાં સુખોવિષે ધીરજ પામશે નહિ. ૮૨. અહો ખેદકારિ! મોટું દુઃખ સખીઓનો મોટો વિયોગ છે; જે મને ગુડકાંડની પેઠે દમેછે. ૮૩. નિદ્રાથી વ્યાધાન (અંતર્ધ્યાન) પામેલો પતિ જ્યારે હતો, ત્યારે આ પ્રમાણે સ્વજનને સંભારતી કુરરી (ટીટોડી) ની પેઠે રોતી એવી બાળા આ વચન બોલી. ૮૪. નિરંતર આ

નરલોકમાં કોઈપણ મારો બંધુ નથી તેથી બંધુઓના સમુદાય વિનાની હોવાથી મને સુખ કેમ થાય. ૮૫. પીડાએલાંઓને બાંધવો છે એજ રક્ષણ છે, બાંધવો છે એજ પરમગતિ છે, અને બાંધવ વગરનાઓને સ્વર્ગમાં પણ સુખ નથી. ૮૬. વારંવાર આ વાક્ય બોલનારી, જેનાં નેત્રોમાં આંસુ આવેલાંછે એવી કંકોલ નાગના કૂળને આનંદ પમાડનારી ઇન્દુમતી રાત્રી વખતે વનમાં ફરતી હતી. ૮૭. ત્યારે હે રાજા આશ્વિન માસની વદી ચૌદશ હતી, તેથી ભક્તો પાસેથી બલિદાન લેવાની ઇચ્છાથી લોકમાં દેવી ફરતાં હતાં ૮૮. તે દેવીએ સુંદર નેત્રવાળી તે નાગકન્યાનો કરૂણા આવે એવો ઘણો વિલાપ સાંભળી પરમ કૃપાથી પ્રત્યક્ષ દર્શન દીધું. ૮૯. અને ઉત્તમ વિમાનમાં બેઠેલાં, દિવ્યમાળા અને લેપને ધારણ કરનારાં, બે તરફથી અપ્સરાઓના ગણોએ ચમ્મરોથી વાસર નંખાતાં, પોતાનાં તેજથી અધરાત્રીમાં સર્વ અંધકારને દૂર કરનારાં, બાંધેલા મુકુટની શોભાવાળાં, કુંડલ અને બાજુબંધને ધારણ કરનારાં, કંઠમાં મણિમય માળાને પેરનારાં અને સુંદર હાસ્ય કરનારાં મહાદેવી આકાશમાંથી આશ્રમપ્રત્યે આવી તે નાગકન્યાને કહેવા લાગ્યાં. ૯૦. ૯૧. ૯૨.

## ॥ देव्युवाच ॥

किमर्थंखिद्यसेभीरुकङ्कोलकुलबालिके ॥
अहंतेबन्धुहीनायाबन्धुरस्मिशुचिस्मिते ॥९३
नभीःकार्यात्वयावत्सेक्रीडन्त्याभर्तृणासह ॥
यत्तेसमीहितंसुभ्रुतत्प्रदास्यामिमाशुचः ॥९४

દેવી બોલ્યાં કે, હે કંકોલ કૂળની બાળા, હે ભીરૂ, તું શામાટે ખેદ કરેછે? હે મંદહાસ્યવાળી, તારાં બંધુવોણાની હું બંધુ છઉં. ૯૩. હે સુંદર ભ્રુકુટિવાળી પુત્રિ, તારે પતિની સાથે ક્રીડા કરનારીએ બીક રાખવી નહિ. જે તારૂં ઇચ્છિત હશે તે આપીશ; માટે શોક માં કર. ૯૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्यकस्मादुपान्तेसाव्योम्नःप्राप्तांसुरेश्वरीं ॥
आत्मनःपुरतोवीक्ष्यविस्मितेदमथाब्रवीत् ॥९५

**વસિષ્ઠ** બોલ્યા કે, આ રીતે અચાનક સમીપમાં આકાશથી પ્રાપ્ત થએલાં દેવમાતાને પોતાની પાસે જોઇ વિસ્મય પામેલી એ ઇષુમતી આવું વચન બોલી. ૯૫.

## ॥ इषुमत्युवाच ॥

यदिमेबन्धुहीनायाबन्धुर्भवसिभूतले ॥
करोतुजगतांमातातदिहैवात्मनःस्थितिं ९६

**ઇષુમતી** બોલી કે, જો મારા બંધુ વગરનાની તમે પૃથ્વીમાં બંધુ થાઓ તો જગતની માતા તમે અહિંજ પોતાની સ્થિતિ કરો. ૯૬.

## ॥ देव्युवाच ॥

स्थास्यामीहत्वहंह्यद्यप्रभृतिसुन्दरि ॥
प्रपन्नानामहोरात्रंपूरयन्तीमनोरथान् ॥९७
यदुक्तंबन्धुरास्मीतिपरस्तोपीरतुष्टया ॥
तेनाहंबन्धुदेवीतिर्भवित्रीविश्रुताभुवि ॥९८
दास्यामिबन्धुहीनेभ्योबन्धून्परमशोभनान् ॥
बन्ध्यानांपुत्रदानित्यंदरिद्राणांचवित्तदा ॥
निवत्स्यामितवप्रीत्यैसदाश्रीमालसीमनि ९९
इहमामर्चयिष्यन्तिश्रद्दधानाश्चयेनराः ॥
पुष्पैर्धूपैःसुगन्धाढ्यैर्नतेषामापदःक्वचित् ॥१००

દેવી બોલ્યાં કે, હું જરૂર આજથી માંડી અહિં રહીશ, અને હે સુંદરિ! દિવસ રાત્રિ શરણ પામેલાઓના મનોરથોને પૂરીશ. ૯૭. અને પરમ સંતોષ પામેલીએ મેં હું બંધુછું એ રીતે કહ્યું તેથી હું પૃથ્વીમાં બંધુદેવી એરીતે વિખ્યાત થઇશ. ૯૮. અને બંધુ વગરના માણસોને પરમશોભાવાળા બંધુ આપીશ, વાંઝણી સ્ત્રીઓને પુત્રો આપીશ, અને દરિદ્રોને સદા ધન આપીશ, તથા તારી પ્રીતિમાટે નિરંતર શ્રીમાલની સીમમાં વસીશ. ૯૯. જે લોકો શ્રદ્ધાથી અહિં સુગંધવાળાં પુષ્પોથી અને ધૂપથી મને સેવશે તેઓને ક્યાંય પણ આપત્તિઓ થશે નહિ. ૧૦૦.

## ॥ वसिष्ठ उवाच ॥

एतस्मिन्नन्तरेराजन्प्रबुद्धःकुण्डपाद्विजः ॥
सुधाप्रक्षालितमिवददर्शाश्रममण्डलं ॥१०१
सतांचेषुमतींबालांदेवींचवरदांपुरः ॥
उत्थायविस्मितोविप्रोबद्धाञ्जलिपुटस्तदा ॥१०२
लुलोठजगतीपीठेस्तुवंस्तांविश्वमातरं ॥१०३

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! એટલામાં કુંડપા બ્રાહ્મણ જાગી ગયો, અને આશ્રમમંડલને સુધાથી સ્વચ્છ કરેલું હોય તેમ દેખવા લાગ્યો. ૧૦૧. અને તે બાળા ઇષુમતીને અને પાસે વરને આપનારાં દેવીને પણ જોવા લાગ્યો. પછી વિસ્મય પામેલો બ્રાહ્મણ બે હાથ જોડી જગતની માતાપ્રત્યે સ્તુતિ કરતો થકો પૃથ્વીપીઠ ઉપર લોટવા લાગ્યો. ૧૦૨. ૧૦૩.

## ॥ देव्युवाचः ॥

वरंवरयभद्रंतेसर्वशास्त्रविशारद ॥
यस्त्रैलोक्यमनोहारिस्त्रीरत्नमिदमानयत् ॥१०४

દેવી બોલ્યાં, હે સર્વ શાસ્ત્રોમાં કુશલ ! તમારૂં કલ્યાણ થાઓ, અને આ ત્રણુલોકનાં મનને હરનારૂં સ્રીરૂપી રત્ન તમે આણ્યું, માટે વર માગો. ૧૦૪.

## ॥ ब्राह्मण उवाच ॥

येमातरिदमाख्यानमिषुमत्यागतोद्भवं ॥
श्रृण्वन्तिसततंतेषांप्रियायोगःसदास्तुवै ॥१०५

બ્રાહ્મણ બોલ્યો કે, હે મા ! આ ઇષુમતીની પ્રાપ્તિની ઉત્પત્તિવાળું આખ્યાન જેઓ નિરંતર સાંભળે તેઓને સદા પ્રિયાનો સમાગમ થાઓ. ૧૦૫.

## ॥ देव्युवाच ॥

एवमस्तुमहाप्राज्ञयत्तेभिरुचितंद्विज ॥

प्रीतयेतवकान्तायाःस्थितांजानीहिमामिह ॥१०६

દેવી બોલ્યાં કે, હે મહાપ્રાજ્ઞ બ્રાહ્મણ ! જે તમારૂં ઇચ્છિત છે એ પ્રમાણે થાઓ અને મને તમારી કાંતાની પ્રીતિ માટે અહિં રહેલી સમજો. ૧૦૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवीस्थित्वातत्रांशतोन्नृप ॥
ब्राह्मणोप्युदितेसूर्येप्रियायुक्तोगृहंययौ ॥१०७
इत्थमासीन्महीपालभरद्वाजाश्रमेतदा ॥
वन्धुदेवीप्रपन्नानांवाञ्छितार्थप्रदायिनी ॥१०८
अष्टम्यांचनवम्यांचचतुर्दश्यांचवैनिशि ॥
सहाप्सरोभिःक्रीडन्तीदृश्यतेद्यापिवान्धवी ॥१०९

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! એ રીતે કહી અંશથી ત્યાં રહી દેવી અંતર્ધ્યાન પામી ગયાં; અને સૂર્ય ઉદય થયો ત્યારે બ્રાહ્મણ પણ પ્રિયાયુક્ત ઘેર ગયો. ૧૦૭. હે પૃથ્વીપાલ, એવી રીતે તે સમયમાં ભરદ્વાજ મુનિના આશ્રમમાં શરણ આવેલાઓના ઇચ્છિત અર્થને આપનારાં બંધુ દેવી પ્રકટ થયાં હતાં. ૧૦૮. આઠ્યમ, નોમ, અને ચૌદશને દિવસે રાત્રિમાં અપ્સરાઓ સાથે ક્રીડા કરતાં બંધુદેવી આજ પણ દેખાય છે. ૧૦૯.

## ॥ वसिष्ठ उवाच ॥

श्रूयतेनूपुरावःकलगीतध्वनिस्तदा ॥
दिव्यामोदश्चराजेन्द्रसमुत्क्रसातिसर्वतः ॥११०
इदंतेकथितंसर्वंवन्धुदेवीसमुद्भवम् ॥
यःश्रृणोतिनरोभक्त्यातस्यश्रीसर्वतोमुखी ॥१११

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજેંદ્ર ! તે વખતે ઝાંઝરોનો ઝુમકાર અને મનોહર ગીતનો નાદ સંભળાય છે; તથા સર્વ તરફથી ઉત્તમ સુગંધ શોભા નીકળેછે. ૧૧૦. આ બંધુદેવીની ઉત્પત્તિ સર્વ તમને કહી તેને જે માણસ ભક્તિથી સાંભળે છે તેને સર્વ તરફથી લક્ષ્મી મળેછે. ૧૧૧.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्यां संहितायां ब्राह्मय विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये बन्धुदेवी माहात्म्यं नामसप्तविंशोध्यायः ॥ २७ ॥

આ રીતે શ્રીસ્કંદ પુરાણની એકાશી હજાર સ્લોકની સંહિતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રિજાપરિચ્છેદમાં (ભાગમાં) શ્રીમાલ મહાત્મ્યવિષે બધુદેવી માહાત્મ્ય એ નામે સત્યાવીશમો અધ્યાય પૂરો થયો. ॥૨૭॥



# ॥ अथ अष्टविंशोध्यायः ॥

## અધ્યાય ૨૮ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठनागिनींलोकमातरं ॥
यस्यादर्शनमात्रेणनयातिनरकंनरः ॥१
पुराकृतयुगेराजन्मात्राशप्ताभुजङ्गमाः॥
क्षीरोदमथनेजातकर्द्रुविनतयोरभूत् ॥
सुमेरोर्मूर्द्धनिषणोमहानुच्चैःश्रवःकृते ॥२
श्वेतवालधरश्चोश्वउतस्यात्कृष्णवालधिः ॥
सितपुच्छोयमेवस्यादित्याहविनतान्नृप ॥३
नेतिकर्द्रुरिमामाहस्यादसावसितद्युतिः ॥
वृथाभवेद्वचोयस्यादासत्वंसाप्रपद्यते ॥४
मातर्विलोकनीयोऽयमित्युक्ताजग्मतुर्गृहान् ॥
ततोरात्रौफणीन्द्राणांकर्द्रुर्वृत्तान्तमभ्यधात् ॥५

વસિષ્ઠ બોલ્યા કે, ત્યારપછી હે શ્રેષ્ઠરાજા ! નાગિની લોકમાતાપ્રત્યે જવું કે જેનાં દર્શન માત્રથી માણસ નરકને પામતો નથી. ૧. હે રાજા પૂર્વે

સત્યયુગમાં માતાએ સર્પોને શાપ આપ્યો હતો અને ક્ષીરસમુદ્રનું મથન થયું હતું ત્યારે મેરૂ પર્વતના શિખર ઉપર ઉચ્ચૈઃશ્રવાઘોડા માટે કદ્રૂ અને વિનતા એ બેઓની મોટી સરત થઇ હતી. ૨. હે રાજા ! ઉચ્ચૈઃશ્રવા ઘોડો ધોળા પુછડાવાળો છે કે કાળા પુછડાવાળો છે. એ ઘોડો ધોળા પુછડાવાળોજ છે એ રીતે વિનતા કહેતી હતી અને એમ નથી એ ઘોડો કાળા પુછડાવાળો છે એ રીતે કદ્રૂ વિનતાને કહેતી હતી તથા જેનું વૃથા વચન થાય તે દાસપણાને પામે. આપણે બન્ને જણાએ એ ઘોડો સવારે જોવો એમ કહી એક ઘેર ગયાં પછી રાત્રિએ કદ્રૂ સર્પોને વૃત્તાંત કહેવા લાગી. ૩. ૪. ૫.

## ॥ कद्रूरुवाच ॥

अथाहंविनताचोभेजग्मतुःकनकाचलं ॥
उच्चैःस्थित्वामथ्यमानंद्रक्ष्यावःक्षीरसागरं ॥६
इतिकृत्वामतिंवत्सास्तुङ्गशिखरमास्थितं ॥
व्योमापगाप्रवाहेणपरिधौतशिलातलं ॥७
चिन्तोपलच्छन्नभुवंकामधेनुपदाङ्कितं ॥
कल्पद्रुमपतत्पुष्पमकरंदैमभासुरं ॥८
लपवल्लीमतानै[illegible]तामरपार्श्वं ॥
विद्याधरीपदन्यासमञ्जुमञ्जीरनादितं ॥९
कलस्वनशिखिव्रातकेकारवमनोहरं ॥
शिखराग्रसमारूढापश्यावःसुरसंहतिम् ॥१०
मथ्यमानेततस्तस्मिनशृङ्खलायतिकेशवे ॥
मन्थाद्रिभ्रमणोद्घृष्टभुजोरुस्तम्भविच्युतैः ॥११
रोमपुञ्जैःपरिस्तीर्णोहरिलीलाकृतोदधेः ॥
तत्क्षणादुत्थितःश्रीमानशक्रयानतुरङ्गमः ॥१२
गृहीत्वातटमानीयबद्धोदुर्वाङ्कुराञ्चिते ॥
भूप्रदेशेभृशंवल्गन्नश्वस्थद्दलचञ्चलः ॥१३
तमालोक्यमहातुङ्गंहिमाचलतटोज्वलं ॥

विनतायाममयासार्द्धंविवादोभून्महापणः ॥१४
विनताश्वेतपुच्छंतमाहचाहंसितेतरं ॥
यस्यावचोभवेन्मिथ्यादासीत्वंसाप्रपद्यते १५
ततोमातुःप्रियंकार्यमविचार्यतनूद्भवैः ॥१६
वामनेनपुरामातुर्वचनाद्भ्रातृहेतवे ॥
भिक्षितस्त्रिपदीयज्ञेदानवेन्द्रोबलिःकिल ॥१७
चिरकारीमुनीन्द्राणांप्रवरोवचनात्पितुः ॥
नमातरंविनिर्दिष्टांचिरकारितयावधीत् ॥१८
कोपस्यविरमेपश्चाच्चिरकारिणमात्मजम् ॥
वरेणच्छन्दयामासस्वच्छचेतामहामुनिः ॥१९
नास्तिमातृसमोदेवोनास्तिमातृसमागतिः ॥
नास्तिमातृसमोबन्धुरिहलोकेपरत्रच ॥२०
तस्मान्मातृवचःकार्यंपुत्रेणश्रेयइच्छता ॥
गुरूणांजनकःश्रेष्ठोमाताचाष्टगुणाततः ॥२१
कष्टाद्धारयतेगर्भंकष्टात्पालयतेशिशुम् ॥
कष्टंहृदिसदाधत्तेतस्यानिष्टविशङ्किनी ॥२२
तपोभिर्नियमैर्विद्यास्तुतिपूजादिभिःसुरान् ॥
परितोष्यनराःसर्वेपितॄनथकृतादराः ॥२३
पुत्रानिच्छन्तिलोकेस्मिन्नतेभ्योभूरितरांस्त्रियः ॥
यतन्तेपुत्रलाभाययतःपुत्रफलाःस्त्रियः ॥२४
बह्वीभिःपरिचर्याभिःकश्यपस्यमहात्मनः ॥
लब्धाःकालेनमहतासहस्रंयूयपात्मजाः ॥२५
इतिकृत्यमकृत्यंचश्रेयःपापंविमृश्यतु ॥
प्रियंममकुरुध्वंहिप्रमाणंगुरवोपदि ॥२६
वत्सामज्जततत्राशुकुल्मकेशाकृतांसकाः ॥
किंददामिपुनस्तुष्टावरंवृणुतमाचिरं ॥२७

કદ્રુ બોલી કે, હે પુત્રો ! આજે હું અને વિનતા એ બેઉ મેરૂ પર્વત પ્રત્યે ગયાં હતાં. ઉંચે થઇને મંથન કરાતા ક્ષીરસાગરને આપણે જોશું એવી બુદ્ધિ ધારી ઉંચાં શિખરપ્રત્યે ગયાં અને આકાશ ગંગાના પ્રવાહથી જેનાં શિલાતલ ધોવાએલ છે, જેની પૃથ્વી ચિંતામણિઓથી ઢંકાએલ છે, જે કામધેનુનાં પગલાંઓથી ચિન્હિત છે, જેમાં કલ્પવૃક્ષોનાં હજારો પુષ્પો પડે છે, જે સુવર્ણથી શોભિત છે. ૬. ૭. ૮. જેમાં કલ્પવલ્લીઓના વિસ્તારવાળા સમૂહોથી કલ્પવૃક્ષો વિંટાએલાં છે, જે વિદ્યાધરની સ્ત્રીઓના પગ મુકવાથી થતા સુંદર ઝાંઝરોના શબ્દવાળું છે, ને મનોહર શબ્દવાળા મયૂરોના કેકા શબ્દોથી જે મનને હરેછે તે શિખરના અગ્રભાગપ્રત્યે ચડી દેવતાઓની ટોળીને જોવા લાગ્યાં. ૯-૧૦. તે પછી જ્યારે તે સમુદ્રનું મંથન થવા લાગ્યું, અને કેશવ ભગવાન જ્યારે શૃંખલાની પેઠે જણાવા લાગ્યા ત્યારે મંથાચળના ફરવાથી ઘસાએલા બાહુ અને સાથળરૂપી સ્તંભ છે જેનાં, અને હરિની લીલાથી ઉગેલાં એવાં રૂવાડાંઓના સમૂહોથી ભરેલો, તેજ વખતે શોભિત ઇંદ્રનું વાહન થવા યોગ્ય ઘોડો નીકળ્યો. પીપળાનાં પાનની પેઠે ચંચળ અતિ ગતિ કરનારા તે ઘોડાને ઝાલી કાંઠાપ્રત્યે આણી લોખંડના અંકુરોથી શોભી રહેલા પૃથ્વીના ભાગમાં બાંધ્યો. ૧૧-૧૨-૧૩. તેને અતિ ઉંચો અને હીમાચળના તટ સરખો ઉજ્વળ જોઇ, વિનતાનો મારી સાથે મોટી સરતવાળો વિવાદ થયો. ૧૪. વિનતાએ તેને ધોળા પુચ્છવાળો કહ્યો અને મેં કાળાં પુંછડાવાળો કહ્યો. હવે જેનું વચન ખોટું થાય તે દાસીપણાને પામે. ૧૫. માટે પુત્રોએ વિચાર્યા વગર માતાનું પ્રિય કરવું. પૂર્વે માતાનાં વચનથી ભાઇ સારૂ વામનજીએ યજ્ઞમાં દાનવોના પતિ બળિરાજા પાસે ત્રણ પગલાં પૃથ્વીની ભીખ માગી હતી. ૧૬-૧૭. ચિરકારી (ઘણીવારે કરનારા) મુનિઓમાં શ્રેષ્ઠ એવા એક પુરૂષે પિતાનાં વચનથી ચિરકારિપણાને લીધે આજ્ઞા કરેલે વખતે માતાને મારી નહોતી. ૧૮. પછી ક્રોપની શાંતિ થવાથી ચિરકારિ પુત્રને સ્વચ્છ ચિત્તવાળા મહામુનિએ વર આપી પ્રસન્ન કર્યો હતો. ૧૯. માટે માતાની સમાન દેવ નથી, માતાની સમાન ગતિ નથી, અને માતાની સમાન આ લોક અને પરલોકમાં બંધુ નથી. ૨૦. તેથી કલ્યાણને ઇચ્છનારા પુત્રે માતાનું વચન પાળવું. ગુરૂઓમાં સર્વથી પિતા શ્રેષ્ઠછે, અને તેથી પણ માતા આઠગણી શ્રેષ્ઠછે. ૨૧. માતા કષ્ટથકી ગર્ભને ધારણ કરે છે, કષ્ટથી બાળકને પાળે છે, અને તેના અનિષ્ટની શંકાથી હૃદયમાં સદા કષ્ટને ધારણ કરેછે. ૨૨. તપ, નિયમ, વિદ્યા સ્તુતિ અને પૂજા આદિથી સર્વે માણસો દેવતાઓને અને પિતૃઓને આદરથી પ્રસન્ન કરી આ લોકમાં પુત્રોને પામવા ઇચ્છે છે, તેઓથી અતિઘણી સ્ત્રીઓ પુત્રોના લાભ માટે

યત્ન કરે છે. કારણ કે પુત્ર એજ જેનું ફળ છે, એવી સ્ત્રીઓ ગણાય છે. ૨૩.-૨૪. મહાત્મા કશ્યપની ઘણી સેવાઓ વડે ઘણેકાળે હજાર પુત્રો તમે પ્રાપ્ત થયાછો. ૨૫. આ રીતે કૃત્ય અને અકૃત્ય શ્રેય અને પાપને વિચારીને જો ગુરૂઓ પ્રમાણ હોય તો મારૂં પ્રિય કરો. ૨૬. અને હે પુત્રો ! જેણે કાળા કેશ ખભા વિષે ધારણ કરેલા છે એવા તમે જલ્દી ત્યાં જાઓ. વાર લગાડો માં તથા ફરીને પ્રસન્ન થએલા વર માગો. ૨૭.

## ॥ नागाऊचुः ॥

देविदास्यासिभक्तानामस्माकंचेद्वरंपरं ॥
श्रीतीर्थेतदिहकल्पंस्थितिंकुरुहितायनः ॥
इच्छितातिददानाशुभक्तेभ्योहरवल्लभे ॥२८

નાગ બોલ્યા કે, શંકર જેને વાલા છે એવી હે દેવિ ! અમને ભક્તોને જો પરમ વર આપોછો તો અમારાં હિતમાટે કલ્પ પર્યંત આ શ્રી તીર્થમાં સ્થિતિ કરો અને જલ્દી ભક્તોને ઇચ્છિત વસ્તુ આપો.

## ॥ देव्युवाच ॥

नागैःश्रीतीर्थमागत्यतपोभिरभितोषिता ॥
तेनाहंनागिनीनाम्नाख्यातियास्यामिभूतले ॥२९

દેવી બોલ્યાં કે—શ્રી તીર્થમાં આવી તપથી નાગ લોકોએ પ્રસન્ન કરી તેથી હું પૃથ્વીમાં નાગિની એ નામથી ખ્યાતિ પામીશ. ૨૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवीकार्द्रवेयाश्चभूमिप ॥
देवींमूर्त्तिप्रतिष्ठाप्यनागैःसर्वाङ्गभूषितां ॥३०
पुरींभोगवतींभूयोभेजिरेविगतज्वराः ॥३१
इत्ययंतस्यैवपार्श्वेतुदृश्यतेद्यापिनागिनी ॥

यांदृष्ट्वाननरोजातुबाध्यतेविषमैर्विषैः ॥३२
कथामेतांस्मरतियःप्रणतःसंश्रृणोतिवा ॥
परितुष्टापराशक्तिर्नागिनीतस्यजायते ॥३३

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહી દેવી અંતર્ધ્યાન પામી ગયાં, અને સર્પો નાગથી સર્વ અંગમાં શોભિત એવી દેવીની મૂર્તિથી પ્રતિષ્ઠા કરી નિશ્ચિંત થએલા ભોગવતી પૂરીપ્રત્યે ગયા. ૩૦–૩૧. આ રીતે પ્રથમ કહેલાં તીર્થની પાસેજ નાગિની માતા આજ પણ દેખાયછે; કે જેને જોઇને માણસ ક્યારે પણ વિષમ વિષથી પીડા પામતો નથી. ૩૨. નમેલો જે માણસ આ કથાને સંભારે અથવા સાંભળે તેને પરમશકિત રૂપ નાગિની પ્રસન્ન થાય છે. ૩૩.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये नागिनी माहात्म्यं नामअष्टविंशोध्यायः ॥२८॥

આ રીતે શ્રી સ્કંદ પુરાણની એકાશી હજાર શ્લોક સંહિતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદમાં (ભાગમાં) શ્રીમાલ માહાત્મ્યવિષે નાગિની માહાત્મ્ય એ નામે અઠાવીશમો અધ્યાય પૂરો થયો. ॥૨॥

---

# ॥ अथ एकोनत्रिंशोध्यायः ॥

## અધ્યાય ૨૯ મો.

### ॥ वसिष्ठउवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठदेवींमुकुलिनींनरः ॥
यापुराश्रीपुरेराजन्मुकुलेनातितोषिता ॥१
आसीध्धुरिधनेशानांत्रेताय मुकुलोवणिक् ॥

यजनप्रवणोनित्यंमणिमुक्तापणप्रियः ॥२
पितामहर्द्धिनामासीत्तस्यवृद्धोगुणास्पदं ॥
दान्तःशान्तोवणिक्वंशेश्रीपुरेधर्म्मतत्परः ॥३
प्रमद्वरासुतातस्यरूपलावण्यभाजनम् ॥
स्पर्द्धयारूपसम्पद्भिर्जितापरपुराङ्गना ॥४
सौदामिनीवप्रभयाचन्द्रज्योत्स्नेवशोभया ॥
रूपेणस्मरकान्तेवलावण्येनेवचोर्वशी ॥५
वीणेवमधुरालापाहंसीवमृदुगामिनी ॥
मनोभूबाणविच्छोकस्थलीवारोहरोहिणी ॥६
सुस्पर्शाविषवल्लीवमल्लीवबहुसौरभा ॥
कदलीवबृहत्पत्रापवित्रायज्ञभूरिव ॥७
पद्मिनीवसकमलासतांधीरिवनिर्मला ॥
मृगीवरणीयाक्षीसिंहीवसुतनूदरी ॥८
स्पृहणीयामनुष्याणांतृषार्त्तानांयथापगा ॥
दीपवर्त्तिरिवस्निग्धामुग्धालेखेवचेन्दवी ॥९
नभःसरिदिवाक्षोभ्यानिधिःसौभाग्यसम्पदां ॥
यदिजायेतसर्गादौसानिःसीमगुणान्नृप ॥१०
तन्मन्येमदनोवीक्ष्यनलभेतरतौरतिं ॥११
अनवद्यपदन्यासान्यासभूतेववेधसः ॥
साक्रमेणवणिग्गेहेयौवनंवपुषाग्रहीत् ॥१२
कदाचभवयस्याभिःसहश्रीमालसीमनी ॥
ययौप्रमद्वराप्रेष्ठापुष्पावचयहेतवे ॥१३
सौगन्धिकगिरेःपार्श्वेवनंकुसुमितद्रुमं ॥
अवन्त्याउत्तरेकूलेविहङ्गमकुलाकुले ॥१४
बहिःपुष्पवनोद्यानबहुलेविपुलेपथि ॥
स्थितंबत्रानुगैःसार्द्धंखड्गपट्टिशधारिभिः १५

उत्फुल्लनयनाम्भोजाशम्भोर्जायेवशोशवे ॥
पुष्पस्तबकमादत्तेचम्पकाद्यावदङ्गना ॥१६
तावत्कलिमुखीनामराक्षसीरौद्रदर्शना ॥
तामादायबलाद्दोर्भ्यांव्योमपन्थानमाक्रमत् ॥१७
सात्रालाललितापाङ्गीराजन्संकुचिताङ्गका ॥
रुदन्तीसहसातन्वीहंसीवश्येनसङ्गता ॥
त्राहित्राहीतिचुक्रोशकरुणंविह्वलामुहुः ॥१८
अत्रान्तरेविधिवशात्प्लवङ्गीनामराक्षसी ॥
दूतीत्वरितमागच्छत्वरितायाःसुरेश्वरी ॥१९
सावटेश्वरकान्तायायोगिनीभिःसमांकिल ॥
सौगन्धिकगिरिवरंप्राप्ताकैलासपर्वतात् ॥२०
क्रीडांकर्तुमनादेवीत्रिशूलंबिभ्रतीकरे ॥
कृत्वाकरुणमारावंकुमार्याःखेवलम्ब्यसा ॥२१
हत्वाकलीमुखींदेवींत्रिशूलेनहृदिक्षणात् ॥
कन्यामुत्सङ्गमारोप्यसखीमध्येसमत्यजत् ॥२२
तांविलोक्यविलोलाक्षीतेजोराशिमिवाद्भुतां ॥
प्रणम्यशिरसादेवींलवङ्गीमिदमालपत् ॥२३
मोचिताहंत्वयामातर्मृत्योर्द्रंष्ट्रान्तरंगता ॥
यातुधानींत्रिशूलेनहत्वादुष्टांनभस्तले ॥२४
बलिंदेविप्रदास्यामितुभ्यंपशुसुरादिकं ॥
यावद्गच्छामिपितरंभ्रातरंनिजवेश्मनि ॥
इहतावद्दिविक्षोणीतलेवातिष्ठखेचरि ॥२५

વસિષ્ઠ બોલ્યા કે, હે શ્રેષ્ઠ રાજા ! પછી માણસે મુકુલિની દેવીપ્રત્યે જવું. હે રાજા ! પૂર્વે જે દેવીને શ્રીપુરમાં મુકુલ વાણીઆએ અતિ પ્રસન્ન કર્યા હતાં. ૧. ત્રેતાયુગમાં યજન કરવામાં પ્રીતિવાળો નિરંતર મણિ અને મોતીનું બજાર ( ઝવેરી ) જેને પ્રિય છે એવો ધનિ પુરૂષોનો ધુરંધર મુકુલ નામે વા-

ણીઓ હતો. ૨. અને શ્રીપુરમાં વાણીઆઓના વંશમાં દાંત, શાંત, ધર્મમાં તત્પર, ગુણોનાં સ્થાન રૂપ, અને વૃદ્ધ એવો મહર્દ્ધિ નામે તેનો પિતા હતો. ૩. રૂપને લાવણ્યનાં ધામરૂપ, રૂપના સંપત્તિથી સ્પર્દ્ધાવડે જેણે બીજી શેહેરની સ્ત્રીઓને જીતેલ છે, એવી પ્રમદ્વરા નામે તે વાણીઆને પુત્રી હતી. ૪. તે પ્રભાથી વિજળી સરખી, શોભાથી ચંદ્રમાની જ્યોત્સ્ના ( કાંતિ ) સરખી, રૂપથી કામદેવની કાંતા ( સ્ત્રી ) સરખી, લાવણ્યથી ઉર્વશી સરખી, વીણાની પેઠે મધુર શબ્દવાળી, હંસીની પેઠે મૃદુ ચાલનારી, કામદેવના બાણથી વિંધનારી શોકની સ્થળીરૂપ ઉન્નત નિતંબવાળી, સુંદર સ્પર્શવાળી વિષવલ્લી રૂપ, મલ્લિકાની પેઠે બહુ સુગંધ આપનારી, કમલયુક્ત હાથણી હોય તેમ કમળા ( કાંતિ ) વાળી, સત્પુરૂપની બુદ્ધિ સરખી નિર્મલ; મૃગલી સરખી રમણીય નેત્રવાળી, સિંહણ સરખી અતિ પાતળા પેટવાળી; તૃષાથી પીડાએલા મનુષ્યોને નદીની પેઠે ઇચ્છવા યોગ્ય, દીવાનીવાટ જેવી કોમળ, અને ચંદ્ર લેખા જેવી મુગ્ધ ( સુંદર ), શ્રાવણમાસની નદીનીપેઠે ક્ષોભ ન પમાડી શકાય એવી, અને સૌભાગ્યની સંપત્તિઓના ભંડારરૂપ હતી. હે રાજા ! નિઃસીમ ગુણોવાળી તે સ્ત્રી જો સૃષ્ટિની આદિમાં હોય, તો હું માનુંછું કે તેને જોઇ કામદેવ રતિમાં ( પોતાની સ્ત્રીમાં ) પ્રીતિ પામે નહિ. ૫. ૬. ૭. ૮. ૯. ૧૦. ૧૧. સુંદર પગલાં મુકનારી, બ્રહ્માની ન્યાસ ( થાપણ ) રૂપ હોય તેમ તે સ્ત્રી વાણીઆના ઘરમાં શરીરથી ક્રમે કરી જુવાનીને પામી. ૧૨. કોઇ વખતે અતિપ્રિય એવી પ્રમદ્વરા સમાન ઉમ્મરવાળી સખીઓસાથે પુષ્પો વીણવાના કારણથી શ્રીમાળક્ષેત્રની સીમમાં ગઈ. ૧૩. અને સૌગંધિક પર્વતના પડખામાં સ્ત્રોવંતી નદીના ઉત્તર કાંઠામાં, ઘણાં પક્ષીઓ વડે આકુળ, પુષ્પો આવેલાં ઝાડવાળાં વન તથા ઉદ્યાનોથી ભરેલા મોટા માર્ગવિષે ખડ્ગ અને પટ્ટિશને ધારણ કરનારા ચાકરો સહિત બેઠી. ૧૪. ૧૫. બાલ્યાવસ્થામાં શંભુની સ્ત્રી હોય તેમ પ્રફુલ્લિત કમળ સરખાં નેત્રવાળી સ્ત્રી જેટલીવારમાં ચંપાના ઝાડમાંથી પુષ્પોનો ગુચ્છો લેછે તેટલીવારમાં તો ભયંકર દેખાવવાળી કલિમુખી નામના રાક્ષસી તેને બળથી બે હાથમાં પકડી આકાશ માર્ગપ્રત્યે ચાલી. ૧૬. ૧૭. ત્યારે હે રાજા ! સુંદર કટાક્ષવાળી, જેણે અંગ સંકોચેલ છે એવી શિયાળને મળેલી હંસણીની પેઠે જલ્દી રોતી. તે કોમળ શરીરવાળી બાળા વિહ્વળ થઈ, રક્ષા કરો, રક્ષા કરો, એ રીતે વારંવાર કરૂણા ઉપજાવે એવું પોકારવા લાગી. ' ૧૮. એ સમયમાં વિધિવશથી ઉતાવળી વટેશ્વર, કાંતાની દૂતી'પ્લવંગી' નામે રાક્ષસી દેવી જોગણીઓ સાથે જલ્દી આવતી હતી તે, હાથમાં ત્રિશૂળને ધારણ કરનારી દેવી ક્રીડા કરવાનાં મનથી કૈલાસ પર્વતથી સૌગંધિક નામના ઉત્તમ પર્વતપ્રત્યે આવી, અને કુમારીનો કરૂણા ઉપજાવે

એવો શબ્દ સાંભળી તેણે આકાશમાં રહી ક્ષણવારમાં ત્રિશળથી કલિમુખી-ને હૃદયમાં હણી, કન્યાને ખોળામાં બેસારી સખીઓના મધ્યમાં પ્રાપ્ત કરી. ૧૯. ૨૦. ૨૧. ૨૨. ઉદય પામેલા તેજના ઢગલાની પેઠે શોભતી તે પ્લવંગીને જોઈ મસ્તકથી પ્રણામ કરી ચપળ નેત્રવાળી કન્યા આ વચન બોલી. ૨૩. હે આકાશમાં ગતિ કરનારી માતા ! તમે આકાશવિષે દુષ્ટ રાક્ષસીને ત્રિશળથી મારી મને મૃત્યુની દાઢમાં ગએલીને મુકાવી છે, માટે હે દેવિ ! પશુ અને મદિરા આદિ બલી તમને આપીશ, તેથી જ્યાંસુધી હું મારે ઘેર પિતા અને ભાઈ પાસે જઈ આવું ત્યાંસુધી તમે અહિં પૃથ્વીમાં અથવા આકાશમાં રહો. ૨૪. ૨૫.

## ॥ प्लवंग्युवाच ॥

उज्जवलायामहादेव्यादूतीनाम्नाप्लवङ्गिका ॥
त्वयिवैह्रीयमाणायांकाकतालीयवज्जरात् ॥२६
अकस्मादागताभद्रेतवभाग्यमहोदयात् ॥
कुतःप्रत्युपकारायमनस्तत्रमधावति ॥२७
याहिशीघ्रंस्वकंगेहमानन्दयसुहृज्जनं ॥२८

પ્લવંગી બોલી કે, ઉજ્જવાળા નામની મહાદેવની દૂતી નામથી પ્લવંગી છઊં. અને હે કલ્યાણકારિ, રાક્ષસી તુને હરી જતી હતી ત્યારે તારા ભાગ્યના મોટા ઉદયથી કાકતાળીયની પેઠે વેગથી હું અકસ્માત્ આવી. એમાં મારા પ્રત્યુપકાર સારૂં તારૂં મન કેમ દોડે છે, માટે જલદી પોતાને ઘેર જા અને સુહૃજ્જનોને આનંદ પમાડ. ૨૬. ૨૭. ૨૮.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वासावणिक्पुत्रीभूयोभूयोभ्ययाचत ॥

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહેલી વાણિઆની પુત્રી વારંવાર યાચના કરવા લાગી.

## ॥ प्रमद्वारोवाच ॥

मातर्मानःकुलेजायात्कृतघ्नोनास्तिकोथवा

कृतघ्नेनकुलंपुंसामदुष्टमपिदूष्यते ॥२९
त्वत्तःप्राणानवाप्याहंमातर्मृत्योर्वशंगता ॥
बलिमात्रमयच्छन्तीसुखंजीवामिकिंभुवि ॥३०

प्रमद्वारा–બોલી કે, હે માતા ! અમારા કુળમાં કૃતઘ્ન અથવા નાસ્તિક માણસ ન થાઓ, કારણ કે કૃતઘ્ન માણસથી દોષ રહિત એવું પણ પુરૂષોનું કુળ દોષવાળું થાય છે. માટે હે મા ! મૃત્યુને વશ પામેલી હું તમારાથી પ્રાણ પામી તમને બલિ માત્ર ન આપનારી પૃથ્વીમાં કેમ સુખે જીવું. ૨૯–૩૦.

## ॥ प्लवङ्ग्युवाच ॥

वत्सेविरमनिर्बन्धाद्वयमद्यपशुप्रियाः ॥
ददानाविविधान्भोगान्भक्तेभ्यःसचराचरे ॥३१
विचरामकुमारित्वंयाहिगेहमपज्वरा ॥३२

પ્લવંગી બોલી કે, હે બાળકિ! આગ્રહથી વીરામ પામ, કારણ કે ભક્તોને વિવિધ (નોખા નોખા) ભોગ આપનારાં અમે પશુપ્રિય છીએ. અને સચરાચર જગતમાં ફરીએ છીએ, માટે હે કુમારિ ! નિશ્ચિંત થઇ ઘેર જા. ૩૧. ૩૨.

## ॥ कुमार्युवाच ॥

नाहंदेविगृहंयाहित्वामिहोत्सृज्यकर्हिचित् ॥
त्वत्पदाम्भोजरजसामाकरोस्तुशिरोमम ॥३३
जनन्यानहिमेकार्यंनपित्रानचबन्धुभिः ॥
प्राणप्रदांमुदायुक्तांत्वामर्चयितुमुत्सुका ॥३४
हेसख्योव्रजतक्षिप्रंमहर्द्धेर्जनकस्यमे ॥
भ्रातुःस्थूलस्याग्रेवृत्तमेतन्निवेद्यतां ॥३५
मयिपुत्र्यांयदिप्रेमकर्त्तव्योहिसुहृत्तया ॥
तदिहागम्यतांशीघ्रंपशुमद्यबलिक्रिया ॥३६

कर्तुकामै सुरेश्वर्याःप्लवंग्याःकेलिकानने ॥३७

કુમારી બોલી કે, હે દેવિ! હું આહિં તમને તજી ક્યારે પણ ઘેર નહિં જાઉં, મારૂં મસ્તક તમારાં ચરણકમળની રજની ખાણરૂપ થાઓ. મારે માતાથી, પિતાથી કે બંધુઓથી કામ નથી, હુંતો પ્રાણને આપનારાં હર્ષવાળાં તમોને સેવવા ઉત્સાહવાળી છઉં. ૩૩. ૩૪. હે સખીઓ! જલ્દી જાઓ, અને મારા પિતા મહર્દ્ધિ તથા ભાઈ મુકુલની આગળ આ વૃત્તાંત કહો; કે જો મારે વિષે પુત્રીમાં સુહૃત્પણાથી પ્રીતિ કરવી હોય તો આ ક્રીડા કરવાનાં વનમાં સુરેશ્વરી પ્લવંગીની પશુ તથા મદ્યની બળિદાનની ક્રિયા કરવાની ઇચ્છાથી તમારે જલ્દી આવવું. ૩૫. ૩૬. ૩૭.

## ॥ वसिष्ठ उवाच ॥

एवंतस्यावचःश्रुत्वाप्रियसख्याःसखीजनः ॥
क्षिप्रमारुह्ययानानिगृहंयातःसविस्मयः ॥३८
अखिलंतत्पितुर्वृत्तंसुतायाश्चन्यवेदयत् ॥
सम्भ्रान्तमनसःसर्वेसमाजग्मुःसुहृज्जनाः ॥३९
मुकुलोपिस्वसुर्मोक्षंराक्षस्याःश्रुतवान्वने ॥
पितरंनोदयामासप्लवङ्गाबलिकर्मणि ॥४०

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે તે પ્રિય સખીનું વચન સાંભળી વિસ્મય સહિત એવો સખીજન વાહન ઉપર બેસી ઘેર ગયો. ૩૮. અને સઘળું તે પુત્રીનું વૃત્તાંત પિતાને નિવેદન કર્યું ત્યારે સંભ્રમ પામેલ મનવાળા સર્વ સુહૃજ્જનો મળ્યા. ૩૯. મુકુલે પણ રાક્ષસી થકી બેનની મુક્તિ વનમાં સાંભળી અને પ્લવંગીનાં બલિકર્મ સારૂ પિતાને પ્રેરણા કરી. ૪૦.

## ॥ मुकुलउवाच ॥

नभश्चन्द्रकलाहीनंभवेत्तातयथानिशि ॥
दिवसेपृथिवीसूर्यप्रभाहीनायथाभवेत् ॥४१
तथाताततगृहस्थानांगृहंदुहितरंविना
एकाबालासुलावण्यासुशीलाविदुषीतथा ॥४२

यत्तुष्यानीकृतास्तेनकमोचितनतयामुपास्महे ॥

यच्चद्रव्यंबहुमतंपशुमद्यादिकंमहत् ॥४३

तत्तद्देयंविशेषेणकृतोपकृतयेप्रभो ॥

यदिप्रेमालयागेहान्नायातिभगिनीमम ॥

प्रयोजनमिहप्राणैःकिमहोतन्महोदयैः ॥४४

મુકુલ બોલ્યો કે, હે તાત! જેમ આકાશ રાત્રીએ ચંદ્રકલા રહિત હોય. જેમ દિવસે પૃથ્વી સૂર્યની પ્રભાવિના હોય, તેમ ગૃહસ્થ પુરૂષોનું ઘર પુત્રીવિના લાગે. એક અતિ લાવણ્યવાળી સુશીલ તથા વિદ્વાન બાલાને રાક્ષસી લેઇ ગઇ હતી તેને દેવીએ મુકાવી, માટે આપણે તેની ઉપાસના કરીએ અને જે કાંઇ ઘણું પશુ મદ્યઆદિ પ્રિય હોય તે તે વિશેષે કરી ઉપકાર કરનારી દેવીને આપવું. અને હે પ્રભુ! જો પ્રેમનાં ઠેકાણાં રૂપ મારી બેન ઘેર ન આવે તો આશ્ચર્યકારિ મોટા ઉદયવાળા પ્રાણનું અહિં શું પ્રયોજન છે (કશું નથી) ૪૧. ૪૨. ૪૩. ૪૪.

## ॥ वसिष्टउवाच ॥

इत्थंनिशम्यपुत्रस्यमहर्द्धिर्मुकुलस्यतत्

आहूयगृहिणींसाध्वींबलिकर्त्तुमनूनुदत् ॥४५

अथतस्यतदागेहेस्फीतिमत्यातिमानुषं ॥

विचित्रपाकरुचिरंबलिकल्पितवत्यसौ ॥४६

सुतायाःपरितोषायप्लवङ्गीपूजनायच ॥

विक्रयेणानयामासमदिरांमदिरेक्षणा ॥४७

महर्द्धिदयितराजन्नथोभर्त्तारमब्रवीत् ॥४८

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે મહર્દ્ધિએ મુકુલ નામના પુત્રનું તે વચન સાંભળી પતિવ્રતા સ્ત્રીને બોલાવી બલિ કરવા માટે પ્રેરણા કરી. ૪૫. ત્યારે એ સ્ત્રીએ સમૃદ્ધિવાળા તે વાણિઆના ઘરમાં મનુષ્યોથી ન બને તેવો વિચિત્ર પાકથી સુંદર બલિ બનાવ્યો. ૪૬. અને હે રાજન! પુત્રના સંતોષ માટે તથા પ્લવંગીના પૂજન માટે વેચાથી મદિરા આણી અને પછી મદિરા સરખાં નેત્રવાળી મહર્દ્ધિની પ્રિયા આ પ્રમાણે સ્વામીને કહેવા લાગી. ૪૭.૪૮.

## ॥ गृहण्युवाच ॥

यथाशक्त्युपपहृतोबलिरेषमयाप्रिय ॥

अन्तरेणपशुंतत्रस्वधर्मोचितमाचर ॥४९.

સ્ત્રી બોલી કે, હે પ્રિય! શક્તિ પ્રમાણે મેં પશુવિના આ બલિ તૈયાર કર્યો છે. હવે પશુ જોઇએ તેમાં સ્વધર્મને યોગ્ય આચરણ કરવું ઘટે તે કરો. ૪૯.

## ॥ वसिष्ट उवाच ॥

इतिश्रुत्वाप्रियावाक्यमुचितज्ञोवणिक्तदा ॥

आहूयविदुषोविप्रानपृच्छन्नतकन्धरः ॥५०

વસિષ્ઠ બોલ્યા કે, આ રીતે પ્રિયાનું વાકય સાંભળી ઉચિતને જાણનારો વાણિઓ તે વખતે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી મસ્તક નમાવી પુછવા લાગ્યો. ૫૦.

## ॥ महर्द्धिरुवाच ॥

विप्राःशृणुतयत्कार्यमविचार्यसुताकृतं ॥

ममप्रमद्वराकन्यासखीभिःसहकौतुकात् ॥५१

सौगन्धिकागिरेःपार्श्वेकुसुमोद्यानमाव्रजत् ॥

तत्रलावण्यलोभेनयातुधान्याहृताबलात् ॥५२

अबलांदिविरोदन्तींक्रन्दन्तींसाश्रुलोचना ॥

प्राचीनसुकृताभोगात्प्रवङ्गीतामखेचरी ॥५३

प्राप्यमोचयदाहत्यात्रिशूलेननिशाचरी ॥

विमुक्तयाननुजयामाप्रमद्वरयामम ॥५४

प्रणम्यपशुभैरेयपक्कान्नेबलिकर्माणि ॥
अभ्यर्थिताल्पवङ्गीसातस्थुषीपुष्पकानने ॥५५
यथोपपत्तियत्कर्मबल्यर्थंविहितंमया ॥
वरंपशूपहारोयंकथंकार्योनिवेद्यतां ॥५६

**મહર્દ્ધિ** બોલ્યા કે, હે બ્રાહ્મણો ! વિચાર્યા વગર પુત્રીએ કરેલું જે કાર્ય છે તે સાંભળો: મારી પ્રમદ્વરા નામે કન્યા કૌતુકથી સખીઓ સાથે સૌગંધિક પર્વતના પડખામાં પુષ્પોવાળાં વનમાં ગઇ હતી. ત્યાં લાવણ્યના લોભથી રાક્ષસીએ બળથી તેને પકડી. ત્યારે આંસુ સહિત જેનાં નેત્ર છે એવી રોતી તથા વિલાપ કરતી અબળાને પૂર્વનાં અતિ પુણ્યોથી આકાશમાં ફરનારી પ્લવંગી દેવી મળી અને ત્રિશૂળથી રાક્ષસીને મારી તેને મુકાવી, ત્યારે મુક્ત થએલી મારી પુત્રી પ્રમદ્વરાએ તેને પ્રણામ કરી પશુ તથા મદિરાવાળું પકવ ( રાંધેલ ) જેમાં અન્ન છે, એવાં બળિદાનનાં કર્મ માટે પ્રાર્થના કરી તેથી તે પ્લવંગી પુષ્પોવાળાં વનમાં રહી છે, માટે યથાયોગ્ય જે કર્મ બળિ માટે કહેલું હોય, તે પ્રમાણે ઉત્તમ પશુની ભેટ કરવી છે માટે એ કેમ કરવી તે નિવેદન કરો. ૫૧. ૫૨. ૫૩. ૫૪. ૫૫. ૫૬.

## ॥ ब्राह्मणाऊचुः ॥

मासुसाधुमहाप्राज्ञमहर्द्धेवणिजांवर ॥
अविचार्यनवक्तव्येसहसापशुपातनं ॥ ५७
अमृतंपरमंब्रह्मतद्ब्रह्मेतच्चक्षुरनुत्तमं ॥
यद्ब्राह्मणमुखात्कार्यंश्रुत्वालोकःप्रवर्तते ॥५८
ब्राह्मणंज्ञातिसम्पन्नंकुलीनंशंसितव्रतम् ॥
वासयेतगृहेराजन्नतस्मात्परमास्तिवै ॥५९
भवतानपशुःकार्यःसाक्षाद्देव्याःपुरःक्वचित् ॥
कर्तव्यंक्षत्रियस्यैतद्विप्रवणिजामिह ॥६०
सर्वोपयाचितविधौविधेयःकृतिभिःपशुः ॥

पिष्टेनयागादन्यत्रमनुःस्वयंभुवोब्रवीत् ॥६१
एतद्वेदोदितंकर्मपशुबन्धोमखेषुच ॥
यज्ञार्थंपशवःसृष्टाविधिनादेवतृप्तये ॥६२
पशौशूद्रेणसंज्ञप्तेह्यवदानानिसोमपैः ॥
श्रुतिमन्त्रैरुपाकृष्यहोतव्यानिनचान्यथा ॥६३
तस्मान्महर्द्धेनादेयोदेवदेयोध्वरेपशुः ॥
तदेनःस्यात्शमितरियज्विनांनकदाचन ॥६४

બ્રાહ્મણો બોલ્યા કે, હે મહાબુદ્ધિમાન વાણિઆઓમાં ઉત્તમ એવા મહર્દ્ધિ! વિચાર્યા વગર જલ્દી જે તમે પશુનો પાત (નાશ) ન કર્યો, તે ઘણું સારૂં કર્યું. ૫૭. બ્રાહ્મણના મુખથી જે કાર્યને સાંભળી લોક પ્રવૃત્તિ કરે છે, એજ પરમ અમૃત અને એજ ઉત્તમ ચક્ષુ (દૃષ્ટિ) છે. ૫૮. હે રાજા! જ્ઞાતિ સંપન્ન કુલીન (સારા કુળમાં થએલો) અને નિશ્ચિત વ્રતવાળા બ્રાહ્મણને ઘરમાં વસાવવો તેથી બીજું ઉત્તમ નથી. ૫૯. તમારે દેવીની પાસે ક્યાંયપણ સાક્ષાત પશુ કરવો નહિ (રાખવો નહિ) સાક્ષાત્ પશુ આપવો એ ક્ષત્રિય (રજપૂત) નું કર્ત્તવ્ય (કામ) છે, પણ બ્રાહ્મણો તથા વાણીઆઓનું અહિં એ કર્ત્તવ્ય નથી. ૬૦. કુશળ પુરૂષોએ યાગ વિના બીજે ઠેકાણે સર્વ દેવતાને દેવાયોગ્ય પશુના વિધિમાં લોટથી પસુ કરવો. આ પ્રમાણે સ્વયંભુના પુત્ર મનુએ કહેલું છે. ૬૧. યજ્ઞોમાં પશુનું બંધન કરવું એ વેદમાં કહેલું કર્મ છે. અને દેવતાઓની તૃપ્તિ માટે બ્રહ્માએ યજ્ઞ સારૂ પશુઓ સૃજેલા છે. ૬૨. શૂદ્રે પશુનો સંહાર કર્યો હોય, ત્યારે સોમવલ્લીનું પાન કરનારા પુરૂષોએ પુરોડાશના ભાગોને શ્રુતિ (વેદ) ના મંત્રોથી શુદ્ધ કરી હોમવા પણ બીજે પ્રકારે હોમવા નહિ. ૬૩. માટે હે મહર્દ્ધિ! યજ્ઞમાં દેવતાને દેવા સાક્ષાત્ પશુ લેવો નહિ કારણ કે તેનું પાપ મારનારને થાય છે, પણ યજન કરનારાઓને ક્યારે પણ નથી થતું. ૬૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याकर्ण्यद्विजेन्द्राणांधर्मशास्त्रोदितागिरः ॥
सर्वोपस्करसम्पन्नबलिमादायसत्वरं ॥६५
ययौपरिवृतःसद्भिःसुहृद्भिश्चसमन्ततः ॥

मुकुलेनान्वितोधीमान्पितृभक्तेनसूनुना ॥६६
ततोपश्यत्प्लवङ्गींतांज्वलन्तीमिवतेजसा ॥
प्रमद्वरागृहीतांह्रिकमलांमौलिनामुहुः ६७
प्रणेमुःपृथिवीपीठलुठनैस्तेवणिग्गणाः ॥
उपलिप्यभुवंपुण्यांमहतींवितृणीकृतां ॥६८
स्वस्तिकैःशंखपद्मैश्चकुसुमप्रकरैरपि ॥
यथाक्रमंबलिःसर्वोनिहितःस्वहितैषिभिः ॥६९
राद्यःस्फुटत्पुष्पमालासौरभ्यसुभगोबलिः ॥
श्रीखण्डागरुकर्पूरचन्दनादिविलेपनम् ॥७०
नैवेद्यगीतनृत्याद्यैरभ्यर्च्यगिरिजानुजां ॥
पशुंपिष्टमयंकृत्वापातनायोपचक्रमे ॥७१
ततोदेवीप्लवङ्गीसाजिज्ञासुस्तन्मनःस्थितं ॥
अवोचतमहर्द्धेस्तंमुकुलंगुरुवत्सलं ॥७२

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! આ પ્રમાણે શ્રેષ્ઠ બ્રાહ્મણોની ધર્મશાસ્ત્રમાં કહેલી વાણી સાંભળી સત્વર ( જલદી ) સર્વ સામાનસહિત બલિ લેઈ સારા પુરૂષોથી વિંટાએલો અને પિતાના ભક્ત એવા પુત્ર મુકુલસંયુક્ત વાણિઆ મિત્રો સાથે ચાલ્યો. ૬૫. ૬૬. પછી તેજથી પ્રકાશિત હોય, તેમ શોભતી તથા વારંવાર પ્રમદ્વરાએ જેનાં ચરણકમળ ગ્રહણ કરેલાં છે, એવી તે પ્લવંગીને વાણીઆએ દીઠી. ત્યારે તે વાણીઆઓ મસ્તકથી પૃથ્વી ઉપર સુઈને પ્રણામ કરવા લાગ્યા, અને ખડરહિત કરેલી પુણ્યકારિ તે મોટી ભૂમિપ્રત્યે લેપ કરી કલ્યાણોપયોગી શંખ પદ્મ અને પુષ્પોથી ક્રમ પ્રમાણે સર્વ બલિ પોતાના હિતની ઇચ્છાથી તેઓએ ત્યાં રાખ્યો. ૬૭. ૬૮. ૬૯. જલદી પ્રફુલ્લિત થતાં પુષ્પોની માલાના સુગંધથી શોભિત બલિ અને શ્રીખંડ અગર, કપૂર તથા ચંદન વિગેરેનો લેપ ત્યાં રાખ્યો, અને નૈવેદ્ય ગીત તથા નૃત્ય વિગેરેથી પાર્વતીની નાની બેહેનની પૂજા કરી; લોટનો પશુ બનાવી તેને ( પાડવાનો ) આરંભ કર્યો. ૭૦. ૭૧. પછી મહર્દ્ધિનાં તે સ્થિતિવાળા મનને જાણવાની ઇચ્છાવાળી તે પ્લવંગી દેવી ગુરૂ જેને પ્રિય છે, એવા તે મુકુલને આવું કહેવા લાગી. ૭૨.

## ॥ देव्युवाच: ॥

भोभोविरमकर्मेदमन्यथाक्रियतेत्वया ॥
उपयाच्य:पशु:साक्षात्कथंप्रतिनिधीयते ॥७३
वृथातवबलि:सर्वोनोपयोग्योममक्वचित ॥
विभवेसतिमूढानांवित्तशाठ्यंमखायवै ॥७४
प्रमद्धरगृहंयाहिममनैषप्रियोबलि: ॥७५

દેવી બોલી કે, ભો ભો (અરેરે) વિરામ પામને આ કર્મ અવળે પ્રકારે કરાય છે, જે સાક્ષાત્ પશુ દેવને આપવા યોગ્ય છે, તે કેમ પ્રતિનિધિ (તેની પ્રતિમા) કરી અપાય છે. માટે તારો સર્વ બલિ વૃથાછે, અને મને ઉપયોગી તે ક્યાંઇ પણ નથી, કારણ કે વૈભવ હોય ને યજ્ઞ સારૂ જે ધનમાં શઠપણું કરવું તે મૂઢ પુરૂષોનું કામછે માટે હે પ્રમદ્ધરા! તું ઘેર જા અને આ બલિ મને પ્રિય નથી. ૭૩. ૭૪. ૭૫.

## ॥ वसिष्ठ उवाच ॥

श्रुत्वेतद्वचनंदेव्यामहर्द्धिर्मुकुलान्वित: ॥
जगामपरमंखेदंसुहृद्भि:सहशङ्कित: ॥७६
चिन्तामवापमहतींशास्त्रगर्हेपशोर्वधे ॥
यातुदारासुतापुत्रसुहृद्धान्यधनादिकं ॥७७
एक:कदापिमेलोपंमागाद्धर्म:कथंचन ॥
इतिस्थितेगुरौदोषान्मुकुल:शीलसम्मत: ॥७८
देव्योक्षगंकथंकृत्वाममश्रेय:परंभवेत ॥
कुलंसंशयितंसर्वंमोचयामिशुच:कथं ॥७९
तस्मादिहपशो:स्थानेभविष्याम्यहमेवहि ॥
य:पुमानखिलंगोत्रंकुलंवाविषमस्थिते ॥८०
विमोचयत्यात्मवधैस्तस्यसद्भि:प्रशस्यते ॥८१
इत्थंविचिन्त्यसहमाकोशादाकृष्यशस्त्रिकां ॥

शिरश्छेत्तुमुपाक्रान्तःपश्यतांसर्वदेहिनां ॥८२
ततःस्मितमुखीदेवीतंगृहीत्वाकरेस्वयं ॥
मैवंवत्समयाभक्तितत्वजिज्ञासयाहितः ॥
उक्तंपशुकृते ॥ त्वत्पितानतुमुञ्चति ॥८३
तस्मान्मुकुलतुष्टास्मिवरंवृणुयथेप्सितम् ॥
अप्रदेयंनभक्तेभ्यःकिञ्चिदस्तिमयानघ ॥८४

वसिष्ठ बोल्या के, देवीनुं वचन सांभळी मुकुल सहित महाढ्ढ मित्रो साथे शंका पामी परम खेद पाम्यो. ७६. अने शास्त्रमां निंदेला पशुना वधमां मोटी चिंता पाम्यो, अने स्त्री, पुत्री, पुत्र, मित्र, धान्य तथा धन विगेरे जाओ, एक मारो धर्म कोइ रीते पण नाश न पामो. आ रीते दोषथी पिता विचारी रह्या, त्यारे सारा आचरणथी मानवा योग्य मुकुल साढुं परम कल्याण केम करवाथी थाय, अने केवी रीते संशय पामेलां सर्व कूलने हुं शोकथी छोडावुं, ए रीते क्षणवार ध्यान करवा लाग्यो. अहीं पशुने ठेकाणे हुंज थाउं कारण के जे माणस दुःख आव्युं होय त्यारे सर्व गोत्रने अथवा कूलने मुक्त करे छे, तेनो पोतानो वध सारा पुरुषोए वखाणवा लायक थाय छे. ७७. ७८. ७९. ८०. ८१. आवो विचार करी जल्दी मियानमांथी तरवार काढी सर्व प्राणिओना जोतां माथुं कापवानो आरंभ कर्यो. ८२. त्यारे मंदहास्यवालुं जेनुं मुखछे एवां देवीए पोते ते मुकुलने हाथ झाली हे पुत्र! आम करमां. में तमारी भक्तिनां तत्त्व जाणवानी इच्छाथी पशु माटे कह्युं, पण तारो पिता शास्त्रने मुकतो नथी. ८३. हे निष्पाप मुकुल! माराथी भक्तोने न अपाय एवुं कशुंपण नथी, माटे इच्छा प्रमाणे वर माग. कारण के हुं तुंने प्रसन्न थएली छुं. ८४.

## ॥ वसिष्ठ उवाच ॥

एवमुक्तःस्वयंदेव्यामुकुलःकुलनन्दनः ॥
विमुच्यशस्त्रिकांपादमूलेदेव्यालुठनभुवि ॥८५
सहर्षगद्गदागिरंप्रवक्ष्मीमिदमुक्तवान् ॥ ८६

वसिष्ठ बोल्या के, आ प्रमाणे देवीए पोते कहेलो कुलने आनंद

પમાડનારો મુકુલ દેવીના પગના મૂલ ભાગમાં તરવાર મુકી પૃથ્વીમાં લોટતો થકો હર્ષ સહિત ગદ્દગદ્દ વાણીવાલું આ વચન દેવી પ્રત્યે બોલ્યો. ૮૫. ૮૬.

## ॥ मुकुलउवाच ॥

सुरेश्वरिप्रसन्नासियदिदेयोवरोमम ॥
श्रियात्रप्रवरेक्षेत्रेयावदाभूतसम्प्लवं ॥
स्थितिंकुरुप्रपन्नानांसाधयन्तीमनीषितम् ॥ ८७

મુકુલ બોલ્યો કે, હે દેવી! જો પ્રસન્ન છો અને મને વર આપવો છે તો શરણ પામેલાઓની મનોવાંછાને સિદ્ધ કરનારાં તમોએ આ લક્ષ્મીના ઉત્તમ ક્ષેત્રમાં પ્રાણીઓના પ્રલયપર્યંત સ્થિતિ કરવી. ૮૭.

## ॥ देव्युवाच ॥

देवीमुकुलिनीनाम्नाश्रीपुरस्यान्तिकेनघ ॥
स्थास्यामितत्रनाम्नावैविश्रुताधरणीतले ॥ ८८
योमांमुकुलदेवीतिख्यातांपशुसुरादिभिः ॥
बलिभिश्चविचित्रान्नैस्तस्यदास्यामिवाञ्छितं ॥८९
इत्युक्त्वान्तर्दधेदेवीबलिनातेनवैसह ॥
महर्द्धिरपितत्राप्तैःकारयामासशिल्पिभिः ॥ ९०
देव्यामूर्तिमहोच्छ्रायंप्रासादंचविचक्षणः ॥
स्रवन्त्यादक्षिणेकूलेव्ययित्वाविपुलंधनं ॥ ९१
तदाप्रभृतिसादेवीनाम्नामुकुलिनान्नृप ॥
प्रमद्गुराविमोक्षेणश्रीनगर्यामवातरत् ॥ ९२

દેવી બોલી કે, હે નિષ્પાપ! હું શ્રીપુર (શ્રીમાલ)ની સમીપમાં પૃથ્વીમાં મુકુલની એ રીતે તારે નામે પ્રસિદ્ધ થએલી દેવી રહીશ. ૮૮. જે માણસ મુકુલદેવી એ રીતે ખ્યાતિ પામેલીને મને પશુ અને મદિરા વિગેરે જેમાં છે એવા વિચિત્ર અન્નવાળા બલિથી સેવશે તેને વાંછિત આપીશ. ૮૯

આ પ્રમાણે કહી તે બલિ સહિત દેવી અંતર્ધ્યાન થઇ ગયાં અને ચતુર મહર્ષિએ પણ તે સ્રવંતિ નદીના જમણા કાંઠામાં આમ કારિગરોપાસે ઘણું ધન ખર્ચિ દેવીની મૂર્તિ અને અતિ ઊંચું દેવળ કરાવ્યું. ૫૦. ૫૧. હે રાજા! તે દિવસથી આરંભી મુકુલિની નામે દેવી પ્રમદાઓની મુક્તિ કરવાથી શ્રીનગરીમાં અવતર્યાં. ૫૨. જે આ અદ્ભુત દેવીનું ચરિત ભક્તિથી સાંભળે છે તે માણસને ક્યારે પણ રાક્ષસોથી ભય થતું નથી. ૫૩.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये मुकुलिनी माहात्म्यं नामैकोनत्रिंशोध्यायः ॥२९॥

આ રીતે સ્કંદપુરાણની એકાશી હજાર શ્લોકની સંહિતાના બ્રાહ્મ્ય વિભાગના ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલમાહાત્મ્યવિષે મુકુલિની માહાત્મ્ય એ નામે ઓગણત્રીશમો અધ્યાય પૂરો થયો. ૨૯.

---

## ॥ अथ त्रिंशो ध्यायः ॥

### અધ્યાય ૩૦ મો.

### ॥ वसिष्ठउवाच ॥

ततोजयेश्वरंगच्छेत्तीर्थपापप्रणाशनम् ॥
स्रवन्त्याउत्तरंकूलेलिंङ्गंपरमशोभनम् ॥ १
गौतमस्यकुलेजातोमण्डूकोनामवैद्विजः ॥
जातातस्यातिवार्द्धक्येदुहितापुण्यलक्षणा ॥ २
शिशुत्वेवर्त्तमानायामथतस्यांमृगीदृशां ॥
जननीनिधनंप्राप्ताकालेनमहतान्नृप ॥ ३
विषादंपरमंप्राप्तःपत्नीनाशाद्द्विजोत्तमः ॥
वनंजगाममण्डूकःकृत्वादुहितरंकरे ॥ ४

स्त्रवन्तीतीरमासाद्यबालांपश्यन्त्रिमातरम् ॥
अन्तत्रयासिसम्भूतांविललापसदुःखितः ॥ ५

વસિષ્ઠ બોલ્યા કે, પછી સ્ત્રવંતી નદીના ઉત્તર કાંઠામાં પરમ શોભિત જેનું લિંગ છે તે પાપને નાશ પમાડનારાં જયેશ્વર તીર્થ પ્રત્યે જવું. ૧. ગૌતમના કુળમાં મંડૂક નામે બ્રાહ્મણ જન્મ્યો હતો તેને અતિ વૃદ્ધપણામાં પુણ્ય લક્ષણવાળી પુત્રી થઇ હતી. ૨. પછી હે રાજન! તે મૃગ સમાન દૃષ્ટિવાળી પુત્રી બાળપણામાં જ્યારે વર્તતી હતી ત્યારે તેની માતા મરણ પામી. ૩. ત્યારે સ્ત્રીના નાશથી પરમ ખેદ પામેલો બ્રાહ્મણોમાં ઉત્તમ એવો મંડૂક દિકરીને હાથમાં ધારણ કરી વન પ્રત્યે આવ્યો. ૪. અને સ્ત્રવંતી નદીના કાંઠા પ્રત્યે આવી કોરટ વયમાં થએલી બાળકીને માતા રહિત જોવાથી દુઃખ પામતો બ્રાહ્મણ વિલાપ કરવા લાગ્યો. ૫.

## ॥ मण्डूक उवाच ॥

देहोमेजरयाजीर्णःपलितंतुशिरोगत ॥
जिह्मतारामवद्दृष्टिर्वेपन्तेङ्गानिसर्वतः ॥ ६
कभविष्यतिमेपुत्रीमातृहीनामृतेमयि ॥
साम्प्रतंममवृद्धस्यशक्तिर्नास्तिधनार्जिते ॥ ७
बालत्वेमरणंमातुर्यौवनेपातिपञ्चता ॥
पुत्रनाशस्तुवार्द्धक्येजायतेहन्तपाप्मनां ॥ ८
अप्रतिग्रहशीलस्यनास्तिमेधनमर्जितम् ॥
कन्येयंममयेनस्यात्स्पृहणीयाद्विजन्मनां ॥ ९
पुत्रमाकाङ्क्षतोनित्यंचिराल्लब्धामनोरथैः ॥
क्वभविष्यतिमेपुत्रीमृतेमयितपस्विनी ॥१०
यस्यांवैजायमानायांजितंमरवामयेतिह ॥
जयानामकृतंतस्याःकष्टकालोयमागतः ॥११
अरण्येरुदितंव्यर्थमथवाममसम्मति ॥
स्वकृतानांफलंभुङ्क्तेनरःप्राक्तनकर्मणाम् ॥१२

पापंसुखेच्छयाकुर्वन्मन्दबुद्धिरहोनरः ॥
मर्माच्छिदुरनायत्यांनविजानातिकर्हिचित् ॥१३
अस्याहितायदेहस्यकुरुतेपातकंनरः ॥
नादात्मकसुखभ्रान्तोवातकीवाहरेद्दधि ॥१४
भविष्यतिवृथाचिन्ताकर्मपाकगताभम ॥
यावज्जीवमिमांबालांवर्द्धयिष्येशनादिभिः ॥१५

મંડૂક બોલ્યો કે, અહો! મારો દેહ જરાથી જીર્ણ થયોછે. માથું ધોળા કેશવાળું થયું છે. દ્દષ્ટિમંદ કીકી ( માણસાં ) વળી થઇછે. અને સર્વ ઠેકાણે-થી અંગો કંપે છે. ( ધ્રુજે છે. ) ૬. જ્યારે હું મરીશ ત્યારે માતાહીન મારી પુત્રી ક્યાં વર્ત્તશે. તેમ હમણાં મારી વૃદ્ધની ધન ભેળું કરવામાં પણ શક્તિ નથી. ૭. બાળપણામાં માતાનું મરણ, યૌવનમાં ( જુવાનીમાં ) પતિનું મરણ અને વૃદ્ધપણામાં પુત્રનો નાશ એતો હાય પાપિઆઓનેજ થાય છે. ૮. દાન લેવાના સ્વભાવથી મેં ધન ભેળું કરેલું નથી કે જે ધનથી આ મારી કન્યા બ્રાહ્મણોને ઇચ્છા કરવા લાયક થાય. ૯. નિરંતર પુત્રની ઇચ્છા કરતાં ઘણા મનોરથે ઘણે વખતે સર્જેલી તપસ્વિ પુત્રી હું મરીશ ત્યારે ક્યાં વર્ત્તશે. ૧૦ જે જન્મી ત્યારે મારો જય થયો એમ માની મેં જેનું જયાનામ કરેલું ( પાડેલું ) હતું તેનો આ કષ્ટ કરનારો કાળ આવ્યો. ૧૧. અથવા અરણ્યમાં હાલમાં મારૂં રોવું વ્યર્થ છે, કારણકે માણસ પોતાનાં પ્રથમ કરેલાં કર્મોનાં ફળ ભોગવે છે. ૧૨. અહો! મંદબુદ્ધિવાળો સુખની ઇચ્છાથી પાપને કરનારો મા-ણસ આવતા વખતમાં તે ( પાપ ) મર્મસ્થાનકોને વિંધનારૂં થશે એમ ક્યારે પણ જાણતો નથી. ૧૩. જેમ વાતરોગવાળો દહિનો આહાર કરેછે તેમ શબ્દ માત્ર ( કેવામાત્ર ) સુખમાં ભ્રાંતિ પામેલો માણસ આ દેહનાં અહિત ( ભુંડા ) માટે પાપ કરે છે. ૧૪. મારાં કર્મનો પરિણામ થયે વૃથા ચિંતા જતી રહેશે માટે જીવુંછું ત્યાં સુધી ખાનપાન વિગેરેથી આ બાળક પુત્રીને મોટી કરીશ. ૧૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंविलप्यकरुणंमघास्तीरेद्विजोत्तमः ॥
प्रकृतिस्त्वमेवाप्यवनदाहाद्यथानलः ॥१६
अथश्यामाकनीवारैःकन्दमूलफलैस्तथा ॥

लालयन्मधुरालापैर्द्विजेन्द्रस्तामवर्द्धयत् ॥१७

ततस्तस्यामहाराजप्राप्तेसम्वत्सरेष्टमे ॥

नद्यास्तीरेप्रियान्प्राणानत्यजद्द्विजसत्तमः ॥१८

पितर्युपरतेबालाजयाशोकसमाकुला ॥

संस्कारमकरोत्तस्यप्रेरितामुनिभिःक्षणात् ॥१९

अथसातटिनीतीरेविलपन्तीमुहुर्मुहुः ॥

वृक्षखण्डेमहल्लिङ्गंकस्मिश्चननिरीक्षत ॥२०

सातत्रस्थितिमाधायतन्वीकमललोचना ॥

त्रिकालमर्चनंतस्यैकुरुतेकृत्तिवाससः ॥२१

सुकुमारैःस्वयंलूनैर्बिल्वपत्रैरनेकशः ॥

आहारमपरान्हेवैफलैर्बिल्वसमुद्भवैः ॥२२

एकदातुस्मरन्तीसापितुःसम्प्राप्तयौवना ॥

रुरोदभृशदुःखार्त्तापूजाकालेकपर्दिनः ॥२३

मध्यान्हेशिशिरप्रान्तेकरुणाकृष्टमानसः ॥

प्रत्यक्षोभून्महादेवःसप्तभिःसहमातृभिः ॥२४

तामुवाचद्विजसुतांपाणिनाश्रूणिमार्ज्जयन् ॥२५

**વસિષ્ઠ** બોલ્યા કે, આ પ્રમાણે નદીને કાંઠે કરૂણા ઉપજાવે એવો વિલાપ કરી બ્રાહ્મણોમાં ઉત્તમ એવો મંકુક બ્રાહ્મણ જે રીતે વન બાળ્યા પછી અગ્નિ પોતાની પ્રકૃતિને ( શાંતતાને ) પામે તે રીતે પોતાની મેળેજ અસલ સ્વભાવને પામી સ્યામોનીવાર કંદ મૂળ અને ફળ એ પદાર્થોથી તે પુત્રીને મધુર શબ્દોથી લડાવતો થકો પોષણ આપવા લાગ્યો. ૧૬. ૧૭. પછી હે મહારાજ ! જ્યારે તે પુત્રીને આઠમું વર્ષ પ્રાપ્ત થયું ત્યારે નદી કાંઠે તે શ્રેષ્ટ બ્રાહ્મણે પ્રિય પ્રાણને તજ્યા. ૧૮. પિતા નાશ પામ્યા. ત્યારે શોકથી આકુળ થએલી બાળક જયાએ તે વખતે મુનિઓની પ્રેરણાથી તે પિતાના સંસ્કાર કર્યો. ૧૯. પછી નદી કાંઠે વારંવાર વિલાપ કરતી હતી ત્યારે તેણે કોઇ પણ ઝાડના ઝુંડમાં મોટું લિંગ જોયું. ૨૦. ત્યારે ત્યાં સ્થિતિ કરી. કમળ સરખાં નેત્રવાળી તે સ્રીએ શંકરના લિંગનું ત્રણકાળ અર્ચન કરવા માંડયું. ૨૧. પોતાની મેળે ખરી પડેલાં કોમળ બિલ્વપત્રોથી પૂજન કરવા

માંડયું અને અપરાન્હ વખતે (દિવસના ત્રીજા ભાગમાં) બિલ્વનાં ફળોથી આહાર (ભોજન) કરવા માંડયો. ૨૨. એક દિવસે પિતાનું સ્મરણ થવાથી ઘણા દુઃખવડે પીડા પામતી જુવાનીને પામેલી તે જયા મહાદેવનાં પૂજન વખત રોવા લાગી. ૨૩. શિશિર ઋતુના અંતમાં મધ્યાન્હ વખતે રૂદન સાંભળી દયાથી અંતઃકરણ ખેંચવાને લીધે સાત માતાઓ સાથે મહાદેવ પ્રત્યક્ષ થયા. ૨૪. અને હાથવડે આંસુને લુઇ તે બ્રાહ્મણની પુત્રીને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૨૫.

## ॥ देवदेव उवाच ॥

मारोदीःपुत्रिकान्तारेकिंकरोमिकुमारिके ॥
यत्तेस्तिदुर्लभंकिञ्चित्तत्समाचक्ष्वमाशुच ॥२६

દેવનાદેવ બોલ્યા, કે, હે કુમારિ! વનમાં રો માં; હે પુત્રિ! હું શું કરૂં જે કંઇ પણ તુને દુર્લભ હોય તે કહે અને શોક કર માં. ૨૬.

## ॥ जयोवाच ॥

नमेपितानमेमातानमेबंधुःकुतश्चन ॥
प्राप्तोविवाहकालोयंकश्चमेभवितावरः ॥२७

જયા બોલી કે, મારો પિતા નથી, મારી માતા નથી, મારે કોઇ ઠેકાણે બંધુ નથી અને આ વિવાહનો વખત પ્રાપ્ત થયો છે માટે મારો વર કોણ થશે. ૨૭.

## ॥ देवदेव उवाच ॥

अहंतवपितावत्सेइमास्तेसप्तमातरः ॥
भ्रातस्तेभवितोभर्त्ताब्राह्मणोमदनुज्ञया ॥२८
अतःपरमपिप्रीतःपुत्रिकिंतेकरोम्यहम् ॥२९

દેવનાદેવ બોલ્યા કે, હે પુત્રિ! હું તારો પિતા છું, આ તારી સાત મા-

તાઓ છે અને મારી આજ્ઞાથી સવારે બ્રાહ્મણ તારો સ્વામી થશે. ૨૮. હે પુત્રિ ! આથી બિજું પણ પ્રસન્ન થયેલો હું શું કરૂં. ૨૯.

## ॥ जयोवाच ॥

यदिमेशङ्करस्तातःशक्तयःसप्तमातरः ॥
अतःप्रियतरंनास्तिममलोकेषुकिञ्चन ॥३०

જયા બોલી કે, જો શંકર મારા પિતાછે અને સાત શક્તિઓ મારી માતાછે તો એથી મને લોકોમાં અધિકપ્રિય કશું પણ નથી ૩૦.

## ॥ श्री महादेव उवाच ॥

जयायाःपरितुष्टेनप्रादुर्भूतंमयात्रवै ॥
जयेश्वरमितिख्यातमेतल्लिङ्गंभविष्यति ॥३१
यःस्रवन्तीजलेस्नात्वानरोमामर्चयिष्यति ॥
कदाचिन्नकुलेतस्यदुःखमेतद्भविष्यति ॥३२
शुक्लफाल्गुनमासस्यचतुर्दश्यादिनेपुमान् ॥३३
दृष्ट्वाजयेश्वरंदेवंशिवलोकंगमिष्यति ॥३४

મહાદેવ બોલ્યા કે, મેં પ્રસન્ન થઇને અહિં જયાને દર્શન આપ્યું માટે આલિંગ જયેશ્વર એ રીતે પ્રસિદ્ધ થશે. ૩૧. જે માણસ સ્ત્રવતી નદીના પાણીમાં સ્નાન કરી મને પુજશે તેના કુળમાં કદી પણ આ દુઃખ થશે નહિ. ૩૨. ફાગણ માસના શુક્લપક્ષ ચૌદશને દિવસે જયેશ્વર દેવનું દર્શન કરે તે માણસ શિવલોક પ્રત્યે જશે. ૩૩. ૩૪.

## ॥ मातर ऊचुः ॥

मातरस्तिवयंपुत्रिकृतादेवेनशम्भुना ॥
यदभिप्रेतमत्रास्तिब्रूहितत्करवामकिं ॥३५
यदिमेमातरस्तुष्टादास्यन्तिवरमीप्सितं ॥

सदास्थेयंतद्त्रैवजयेश्वरसमीपतः ॥३६
अत्रस्त्रियोनमस्यन्तियाःकाश्चित्पुत्रहेतवे ॥
ताभ्यःपुत्रामहात्मानोदेयायुष्माभिरन्वहं ॥ ३७

**માતાઓ** બોલ્યાં કે, હે પુત્રી! શંકરે અમોને તારી માતા કરેલીછે માટે અમે શું કરીએ. જે તારો અભિપ્રાય અહિં હોય તે કહે. ૩૫. જયા બોલી કે, જો માતાઓ મને પ્રસન્ન થએલા ઇચ્છતવરને આપવાનાં છે તો સદા અહિં જયેશ્વરની સમીપમાંજ રહેવું. ૩૬. અને જે કોઈ પણ સ્ત્રિઓ અહિં પુત્ર માટે નમન કરે તેઓને તમારે નિરંતર મહાત્મા પુત્રો આપવા. ૩૭.

## ॥ मातर ऊचुः ॥

अस्त्वेवंप्रीणनार्थायंतवमण्डूकनन्दिनि ॥
स्त्रीणांपुत्रान्प्रदास्यामिवाञ्छितांश्चमनोरथान् ॥३८

**માતાઓ** બોલ્યાં કે, હે મંડૂકની પુત્રિ! તારી પ્રસન્નતાના અર્થે માટે તું કહે છે એ પ્રમાણે હો. હું સ્ત્રીઓને પુત્ર અને વાંછિત મનોરથોને આપીશ. ૩૮.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तान्तर्दधेराजनसेश्वरंमातृमण्डलं ॥
सातयैवचकारार्चांशम्भोःकामप्रदायिनः ॥३९
प्रभातेथमहेशस्यस्मरन्त्यावाक्यमुत्तमम्
दिग्त्रिलोकनलोलायाःप्राप्तस्तत्रमहान्नृपिः ॥४०
कमण्डलुधरःस्त्रग्वीदण्डकृष्णाजिनान्वितः ॥
त्रिपुलोकेषुविख्यातोनाम्नामङ्कीरितिश्रुतः ॥४१
उद्वाहिताथसाकन्यातेनकृत्वास्वयंविधि ॥
मङ्कणकंशङ्करंदेवमिदमाहजयाम्बिया ॥४२

**વસિષ્ઠ** બોલ્યા કે, હે રાજા! આ પ્રમાણે કહી શંકર સહિત માતાઓનું

મંડળ અંતર્ધ્યાન પામ્યું. તેમજ તે જયા કામનાને આપનાર શંભુનું અર્ચન કરવા લાગી. ૩૯. પછી પ્રભાત વખતે મહાદેવનું ઉત્તમ વાક્ય સંભારી જયા દિશા જોવામાં ઇચ્છાવાળી હતી ત્યાં કમંડળને ધારણ કરનાર, માળા, દંડ તથા કાળિઆર મૃગના ચર્મયુક્ત, મંકિ એ નામથી ત્રણલોકમાં પ્રખ્યાત થએલા મોટા ઋષિ આવ્યા. ૪૦. ૪૧. અને પોતે શંકરદેવને પ્રણામ કરી વિધિને પોતેજ કરી તે કન્યાનો વિવાહ કર્યો પછી પ્રિય જયાને આ વચન કહ્યું. ૪૨.

## ॥ मङ्किरुवाच ॥

मन्तव्यमाश्रमेतूर्णमुभ्येनत्रावयोरितः ॥
यत्रकामफलावृक्षाभद्रानाममहानदी ॥४३
तदत्रकृत्यशेषंस्याद्यत्तदाचक्ष्वमेप्रिये ॥४४

મંકિ બોલ્યા કે, હે પ્રિય સુંદરી! અહિંથી જ્યાં ઇચ્છિત ફળ આપનારાં વૃક્ષો અને ભદ્રાનામે મહા નદી છે તે આશ્રમમાં આપણે બેયે જલદી જવું છે માટે જે અહિં પાછળ કાર્ય હોય તે મને કહો. ૪૩. ૪૪.

## ॥ जयोवाच ॥

अत्रशम्भुप्रसादेनजातामेसप्तमातरः ॥
स्थितिमत्रकरिष्यन्तिप्रतिष्ठापनतोविभो ॥४५

જયા બોલી કે, હે પ્રભુ! અહિં શંભુની કૃપાથી મારી સાત માતાઓ થએલી છે. માટે પ્રતિષ્ઠા કરાવવાથી તેઓ અહિં સ્થિતિ કરશે. ૪૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इतिश्रुत्वाजयावाक्यप्रसन्नवदनोमुनिः ॥
देवीर्दर्भमयीःकृत्वामन्त्रन्यासंचकारह ॥४६
ततःसम्पुज्यविधिवत्प्रणम्यचपुनःपुनः ॥
जयामादायमुदितोययौमङ्किर्निजाश्रमं ॥४७
तस्याःकालेनतन्वङ्ग्याःसूनवोत्रमनोरमाः ॥

माण्डूकेयादभ्यजायन्तपुत्रादान्ताजितेन्द्रियाः ॥४८
तप्त्वातपांसितीव्राणिसहपित्रामनीषिणः ॥
ब्रह्मलोकोमितःप्राप्तामण्डूकीतनयान्नृप ॥४९
एतत्तेकथितंराजन्जयेश्वरकथानकम्
यच्छ्रुत्वामानुषेलोकेशिवलोकंनरोव्रजेत् ॥५०
कन्यादानंप्रशंसन्तितत्रराजन्महर्षयः ॥
अर्चनाद्देवदेवस्यजलाधारेकृतात्मनां ॥५१
कन्यादानंजयेशस्यजलाधारेसमाचरन् ॥
नरःकोटिशतंसाग्रंशिवलोकेमहीयते ॥५२

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે જયાનું વાક્ય સાંભળી પ્રસન્ન સુખ-વાળા મુનિદર્ભમય દેવીઓને બનાવી મંત્ર ન્યાસ કરવા લાગ્યા. ૪૬. પછી વિધિ પ્રમાણે પૂજન કરી વારંવાર પ્રણામ કરી જયાને લેઈ હર્ષ પામેલા મંકિ મુનિ પોતાના આશ્રમ પ્રત્યે ગયા. ૪૭. હે રાજા! કાળે કરી તે કોમલ અંગવાળી સ્ત્રીને મંકિથી બ્રહ્મને અતિ જાણનારા ડાહ્યા અને જીતેંદ્રિય એવા પુત્રો પેદા થયા. તથા પિતાની સાથે તીવ્ર તપ કરી બુદ્ધિમાન્ એવા તેઓ જયાના પુત્રો આ લોકમાંથી બ્રહ્મલોકને પામ્યા. ૪૮. ૪૯. હે રાજન! આ જયેશ્વરનું કથાનક તમને કહ્યું કે મનુષ્યલોકમાં જે સાંભળી માણસ શિવલોકને પામે છે. ૫૦. હે રાજા! જળનાં સ્થાનકવાળે તે ઠેકાણે દેવના દેવનું અર્ચન કરવાથી કુશળ પુરૂષોનાં કન્યાદાનને મહર્ષિઓ વખાણે છે. ૫૧. જયાના ઈશ્વરનાં જળાધાર સ્થાનકને ત્યાં કન્યાદાન કરનારો કરોડો મનુષ્યો સહિત શિવલોકમાં મનાય છે. ૫૨.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्म्य विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये जयेश्वर माहात्म्यं नाम त्रिंशोऽध्यायः ॥३०॥**

આ રીતે શ્રી સ્કંદપુરાણની એકાશી હજાર સ્લોકની સંહિતાના બ્રાહ્મ્ય વિભાગમાં ત્રિજા પરિચ્છેદમાં શ્રીમાલ માહાત્મ્યવિષે જયેશ્વર માહાત્મ્ય એ નામે ત્રિશમો અધ્યાય પૂરો થયો. ૩.

# ॥ अथ एकत्रिंशोध्यायः ॥

## અધ્યાય ૩૧ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्महाराजप्रतीच्यांदिशिमानवः ॥
यत्रक्षेमंकरीदेवीगिरिशृङ्गमुपास्थिता ॥१
यांदृष्ट्वामानवोभक्त्यालोकेशांलोकवत्सलां ॥
प्रयातियोगिनस्थानंजरामरणवर्ज्जितं ॥२

વસિષ્ટ બોલ્યા કે, હે મહારાજ! ત્યારથી પશ્ચિમ દિશામાં જ્યાં ગિરિના શિખર પ્રત્યે ક્ષેમંકરી દેવી રહ્યાં છે ત્યાં જવું. ૧. જે લોકપ્રિય લોકેશ્વરીનું ભક્તિથી દર્શન કરી માણસ જરા તથા મરણ રહિત એવાં યોગીનાં સ્થાનને પામેછે.

## ॥ मान्धातोवाच ॥

कथंक्षेमंकरीदेवीगिरेःशिखरमास्थिता ॥
किमर्थमवतारोस्याभूतलेभूत्तपोधन ॥३

માંધાતા બોલ્યા કે, કેવી રીતે ક્ષેમંકરી દેવી પર્વતનાં શિખર પ્રત્યે રહ્યાં, અને હે તપોધન! શા માટે તેનો પૃથ્વીમાં અવતાર થયો? ૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इतस्त्रिंशत्तमेतीतेद्वापरेभून्महासुरः ॥
उत्तमौजाइतिख्यातोदेवब्राह्मणकण्टकः ॥४
तेनविप्रद्रुताःसर्वेद्विजाःश्रीमालवासिनः ॥५
दिवाप्रविशतेम्भोधौरात्रौविद्राव्यदेःहिमः ॥

दधानःपरशुंहस्तेवामेचर्मतथोल्बणं ॥६
आक्रम्यद्विजवर्याणांगोधनानिहृतानिवै ॥
पलायमानागोपालानिहताहन्तभूरिशः ॥७
आश्रमाणांद्रुमाःसर्वेच्छिन्नमूलामहींययुः ॥
वनोपान्तेषुहर्म्याणिदेवतानांमहान्तिच ॥८
हतानिपादपातेनपातितानिदुरात्मना ॥
क्षिप्तानिदेवखातेषुवापीषुविविधासुच ॥९
हत्वापशुसहस्राणिद्रुतास्तेनद्विजोत्तमाः ॥
सम्भूयमन्त्रयाञ्चक्रुःकृतिनस्तेपरस्परं ॥
उत्तमौजोविनाशायकिंचिन्नोपायमाययुः ॥१०
कदाचिदथदैत्येन्द्रःप्राप्तवान्गौतमाश्रमं ॥
मुनिंतत्रैकमग्राहीज्जपध्यानपरायणं ॥११॥
गृहीतःसोथदैत्येनप्राक्रोशादिदमुच्चकैः ॥१२

વસિષ્ઠ બોલ્યા કે, આજથી ગયા ત્રીશમા દ્વાપરયુગમાં દેવ તથા બ્રાહ્મણોનો શત્રુ ઉત્તમૌજા એ રીતે પ્રસિદ્ધ થએલો મોટો દૈત્ય હતો. ૪. તેણે સર્વ શ્રીમાળમાં વસનારા બ્રાહ્મણોને ઉપદ્રવ કર્યો હતો. ૫. જમણા હાથમાં પરશુ ( ફરશી ) તથા ડાબા હાથમાં ભયંકર ઢાલને ધારણ કરનારો તે દૈત્ય રાત્રિમાં પ્રાણિઓને નસાડી સવારે સમુદ્રમાં પેસી જતો હતો. ૬. એકદની વાત છે કે તેણે દબાવીને બ્રાહ્મણોની ગાયોનાં ધણ હરી લીધાં અને ઘણી વાર નાસતા ગોવાળોને માર્યા. ૭. આશ્રમોનાં સર્વ વૃક્ષો મૂળ કાપવાથી પૃથ્વી પ્રત્યે પડ્યાં. દુષ્ટ આત્માવાળા દૈત્યે વનના સમીપ ભાગોમાં રહેલાં ઘરોને નાશ પમાડ્યાં અને મોટાં દેવતાઓનાં મંદિર પાડ્યાં. તથા હજારો પશુઓને હણી જળાશય અને જુદી જુદી વાવોમાં નાંખ્યાં તેથી શ્રેષ્ઠ બ્રાહ્મણો ભાગ્યા અને કુશળ એવા તે સર્વ ભેગા થઈ એક બીજા ઉત્તમૌજા દૈત્યના નાશ માટે વિચાર કરવા લાગ્યા. પણ કોઈ ઉપાયને પોચી શક્યા નહિ. ૮. ૯. ૧૦. પછી કોઈ વખતે દૈત્યોનો પતિ ગૌતમના આશ્રમપ્રત્યે ગયો અને ત્યાં જપ તથા ધ્યાનમાં તત્પર એવા એક મુનિને પકડ્યો. ત્યારે દૈત્યે પકડેલો મુનિ ઊંચે સ્વરે આવું વચન બોલ્યો. ૧૧. ૧૨.

## ॥ ब्राह्मणउवाच ॥

उत्तमौजामहादैत्योमाम्यंहन्तुमुद्यतः ॥
त्राहित्राहितपोनिष्ठशृणोषियदिगौतम ॥१३

બ્રાહ્મણ બોલ્યો કે, હે તપોનિષ્ઠ ગૌતમ! આ ઉત્તમૌજન નામે મહાદૈત્ય મને હણવા તૈયાર છે. માટે જો સાંભળતા હોતો બચાવો, મને બચાવો.૧૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याक्रोशतिविप्रेन्द्रेत्रस्ताःसर्वेद्विजोत्तमाः ॥
गोतमंशरणंजग्मुस्त्राहित्राहीतिवादिनः ॥१४

વસિષ્ઠ બોલ્યા કે, આવું ઉત્તમ બ્રાહ્મણ બોલવા લાગ્યો ત્યારે બચાવો, બચાવો એમ બોલનારા ભય પામેલા સર્વ ઉત્તમ બ્રાહ્મણો ગૌતમને શરણ ગયા. ૧૪.

## ॥ गौतमउवाच ॥

भोभोमाभैष्टमाभैष्टदैत्यादुत्तमौजसः ॥
अयमेतद्वधार्थायसुरेशामाह्वयाम्यहं ॥१५

ગૌતમ બોલ્યા કે, રે રે! ઉત્તમૌજા દૈત્યથી બીઓમાં તમે બીઓમાં. આ હું એના વધમાટે દેવીને બોલાવુંછું. ૧૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वाथसमिद्दार्भौकुशस्तम्बंजुहावसः ॥
ततःसावित्रीमन्त्रेणमुनिःक्रोधाकुलेक्षणः ॥१६
निर्जगामततोदेवीत्रिशूलधरऽनलात ॥
उवाचतत्रतांश्रेष्ठंगौतमंकिंनवेप्सितम ॥१७

करोमीतिसहोवाचजहिदैत्यंसुरेश्वरि ॥
ततस्तमभिदुद्रावदेवीतंब्रह्मविद्विषम् ॥१८
दैत्योपिवीक्ष्यतांरौद्रींमुमोचब्राह्मणंक्षणात्
तामापतन्तींसहसावह्निज्वालामिवोद्यतां
चिक्षेपपरशुंदैत्यस्तिष्ठतिष्ठेतिचाब्रवीत् ॥१९
तमाकाशगतंतीव्रंकुठारंहुंकृतेच्छया ॥
ज्वालयेवादहद्देवीभस्मीभूयसचापतत् ॥२०
तस्मिन्निपतितेव्यर्थेहुङ्कृत्याभस्मसात्कृते ॥
उत्तमौजास्तुदर्द्धार्यपलायनपरोभवत् ॥२१
ततोदेवीजगन्माताद्विजानांत्राणकारिणी ॥
पश्यतांसर्वलोकानामिदमाहोत्तमौजसं ॥ २२

**वसिष्ठ** બોલ્યા કે, આ પ્રમાણે કહીને ક્રોધથી આકુળ જેનાં નેત્ર છે એવા તે મુનિએ સાવિત્રી મંત્રથી પ્રકાશિત અગ્નિવિષે કુશ સમૂહનો હોમ કર્યો. ૧૬. ત્યારે અગ્નિથકી દેવી શૂળ અને શક્તિ ધારણ કરી નિકળ્યાં અને તપ કરનારામાં શ્રેષ્ઠ એવા ગૌતમને શું તમારૂં ધારેલું કરૂં એ પ્રમાણે કહેવા લાગ્યાં. ત્યારે તે (મુનિ) બોલ્યા કે, હે સુરેશ્વરિ! દૈત્યને મારો. તે સમયે દેવી બ્રાહ્મણોના દ્વેષિ દૈત્ય સમીપ દોડયાં. ૧૭. ૧૮. દૈત્યે પણ જલ્દી સમીપ આવતાં ભયંકર તે દેવીને અગ્નિની જ્વાળા સરખાં ઉદય પામેલાં જોઇ ક્ષણવારમાં બ્રાહ્મણને મુકી દીધો અને તે દેવી પ્રત્યે ઉભાં રહો એમ કહી દૈત્યે ફરશી ફેંકી. ૧૯. આકાશ માર્ગેથી પ્રાપ્ત થએલા તીવ્ર પરશુને ( કુહાડાને) જ્વાળાસરખી તિરસ્કારની ઇચ્છાથી દેવીએ બાળી નાખ્યો અને તે ભસ્મ થઈ પડયો. ૨૦. દેવીના હુંકારથી (તિરસ્કારથી) તે પરશુ વ્યર્થ થઈને પડયો ત્યારે ઉત્તમૌજા તેના પરાક્રમથી નાસવા તૈયાર થયો. ૨૧. તે વખતે બ્રાહ્મણોનું રક્ષણ કરનારી જગતની માતા દેવી સર્વ લોકોના જોતાં ઉત્તમૌજા પ્રત્યે આ વચન બોલ્યાં. ૨૨.

## ॥ देव्युवाच ॥

अहोब्रह्मद्विषस्तुभ्यंगन्तुंदास्यामिनक्वचित् ॥
हतेत्वयिभवेद्दत्तंमायद्दानांद्विजन्मनां ॥२३

દેવી બોલ્યાં કે, અહો ! તું બ્રાહ્મણોનો દ્રોહી ને હું ક્ષણ પણ જીવવા નહિ દઉં, કારણકે તારા હણાવાથી બ્રાહ્મણોને પ્રાણદાન આપેલું થાય છે. ૨૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याभाष्यमहाशूलंमुमोचमहिषर्दिनी ॥
तेनास्यदक्षिणंजानुंभित्वाभूतलमाविशत् ॥२४
ततःक्रुद्धोमहीपालदैत्योतुलपराक्रमः ॥
नयनेभ्रामयामासराहुश्चन्द्ररवीयथा ॥२५
बबन्धभृकुटिंभालेक्रोधताम्रमभून्मुखं ॥
सम्विलोक्यदिशःसर्वाःशिलामेकांमहोन्नतां ॥२६
वेगादुत्पाटयचिक्षेपदेव्यैकन्दुकवद्बली ॥२७
पतन्तीतामथस्कन्धेदुःसहांवीक्ष्यभामिनी ॥
वाममुष्टिप्रहारेणचूर्णयामासलीलया ॥२८
व्यर्थीभूतेशिलापातेदैत्यस्योत्तमतजसः ॥
प्रशंसन्तिद्विजाःसर्वेसाधुसाध्वितिचाब्रुवन् ॥२९
अथशक्तिमहोदग्रांकृत्वादेवीकराम्बुजे ॥
तोलयामासवैदुर्गावधायब्राह्मणद्विषः ॥३०
उत्तमौजास्तुहस्ताग्रेदेव्याःशक्तिंविलोकयन् ॥
चिक्षेपशतशोवृक्षानुन्मूल्यचशिलाघनाः ॥३१
सिंहनादरवांश्चक्रेदन्तनिष्पेऽपंबृंहितान्
तान्सर्वानवधूयाशुदेवीदीनार्त्तिहारिणी ॥३२
भ्रामयित्वाशतगुणंतत्क्षणाच्छक्तिमाक्षिपत ॥३३
सीमन्तमिवकुर्वाणादिवःसाकाञ्चनोज्ज्वला ॥
शक्तिर्बिभेददैत्यस्यतस्यवक्षोस्थिपंजरं ॥३४
सपपातमहीपृष्ठेमूर्च्छितःशक्तिभेदनात् ॥
क्षणादथविनिर्धूयशक्तितांहृदयाद्बली ॥३५
अभ्यधावन्महादेवींमुखंव्यादायपार्थिव ॥

आपनन्तमथोवीक्ष्यतंजगद्धासकारिणं ॥३६
अभाषतशिवांदेवींगौतमोव्योममास्थितः ॥३७

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહી મહિષાસુરને મારનારી દેવીએ મોટું શળ ફેંક્યું. તે એ દૈત્યનો જમણો બાહુ ભેદી ( ચીરી ) પૃથ્વી પ્રત્યે પેઠું. ૨૪. ત્યારે હે રાજન ! કોપેલો ઘણો પરાક્રમી દૈત્ય રાહુ જેમ ચંદ્રમા સૂર્યને ભમાવે તેમ નેત્ર ફેરવવા લાગ્યો. ૨૫. અને કપાળની ભમર ચડાવી તથા મોઢું ક્રોધથી રાતું થયું. પછી સર્વ દિશાઓ તરફ દૃષ્ટિ કરી એક અતિ ઊંચી પથરની છાટ ઉપાડી દડાની પેઠે બળવાન દૈત્યે દેવીપ્રત્યે ફેંકી. ૨૬. ૨૭. પછી કાંધ તરફ આવતી દુઃખે સેહેવાય એવી તે શિલાને જોઇ દેવીએ ડાબી મુઠીના પ્રહારથી રમત કરતાં ભાંગી નાખી. ૨૮. ઉત્તમાગ્ન દૈત્યનો શિલાનો ઘા વ્યર્થ થયો ત્યારે સર્વ બ્રાહ્મણો વખાણવા લાગ્યા અને સારૂં થયું સારૂં થયું એ રીતે કહેવા લાગ્યા. ૨૯. પછી દુર્ગાદેવીએ અતિ ઉગ્રશક્તિ હસ્તકમળમાં ધારણ કરી બ્રાહ્મણોના દ્વેષી દૈત્યનો વધ કરવા વિચાર કર્યો. ૩૦. દેવીના હાથના આગલા ભાગમાં શક્તિને જોઇ ઉત્તમૌજ દૈત્યે હજારો વૃક્ષને ઉખેડી ફેંક્યાં તથા મોટા પથરા ફેંક્યા. ૩૧. અને સિંહનાદ સરખા શબ્દો તથા દાંતની કડકડાટીરૂપ હાથીના શબ્દો કર્યા તે સર્વને જલદી નાશ પમાડી દીનજનોની પીડાને હરનારાં દેવીએ તેજ વખતે સોનાની શક્તિને ફેરવી ફેંકી. ૩૨. ૩૩. સ્વર્ગના સિમાડાને કરતી હોય નહિ શું તેમ સોના સરખી ઉજ્વળ તે શક્તિ તે દૈત્યનાં છાતિનાં હાડકાંરૂપ પાંજરાને ભેદનાર થઇ. ૩૪. શક્તિના વાગવાથી પૃથ્વીની પીઠ ઉપર મૂર્છા પામેલા બળવાન દૈત્ય ક્ષણવારમાં તે શક્તિને હૃદયથી દૂર કરી મોઢું ફાડી મારવા દેવી પ્રત્યે દોડ્યો. હે રાજા! જગતને ભય કરનારા તે દૈત્યને દેવી તરફ આવતો જોઇ આકાશ પ્રત્યે રહેલા ગૌતમમુનિ કલ્યાણકારિ દેવી પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. ૩૫. ૩૬. ૩૭,

## ॥ गौतमउवाच ॥

दैत्योयंशस्त्रपातेनदेविनाशंनयास्यति ॥
अस्यतुष्टोमहादेवोसिन्धुतीरेतपस्यत ॥३८
दुष्टस्यदत्तवान्देवःसत्त्वचापैरवध्यतां ॥३९

ગૌતમ બોલ્યા કે, હે દેવિ! આ દૈત્ય શસ્ત્રના પડવાથી નાશ નહિ પામે

કારણ કે સિંધુ કાંઠે આ દુષ્ટ તપ કરતો હતો ત્યારે મહાદેવ પ્રસન્ન થયા હતા, અને શસ્ત્ર ( ખડ્ગ ) તથા બાણોથી અવધ્યપણું ( ન વધ થાય તે વરદાન ) આપ્યું હતું. ૩૮. ૩૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तवचनंश्रुत्वागौतमस्यमहात्मनः ॥
दिशोविलोकयामासजिघांसुस्तंमहासुरं ॥४०
अथवेगाद्गिरेःशृङ्गंसमुत्पाट्यसपादपं ॥
मुमोचशिरसिक्रोधाद्दानवस्योत्तमौजसः ॥४१
ततोमुमुदिरेदेवाद्विजेन्द्राश्चविशांपते ॥
तुष्टुवुस्तांमनामीष्टेर्देवींसूक्तैःपुरातनैः ॥४२
ब्राह्मणाःक्षत्रियावैश्याःशूद्राश्चमुदिताभृशं ॥
परितस्तांसमावव्रुःप्रणमन्तोमुहुर्मुहुः ॥४३
बालायुवत्योवृद्धाश्चब्राह्मणानांकुलस्त्रियः
अक्षतैःकिपिचुर्देवींपरिभ्राम्यपटाञ्चलात ॥४४
प्रमोदाश्रुजलस्रावैःक्लिद्यन्तोरौरवाजिनं ॥
जयेतिवादिनःसर्वेनमश्चक्रुश्चनैष्ठिकाः ॥४५
पिहितेगिरिशृङ्गेणदानवेह्युत्तमौजसि ॥
तुष्टावदेवदेवेशांगौतमोरचितांजलिः ॥४६

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે મહાત્મા ગૈતમ ઋષિનું વચન સાંભળી ને મોટા દૈત્યને હણવા ઇચ્છતાં એવાં દેવી દિશાઓ જોવા લાગ્યાં. ૪૦. પછી વેગથી ઝાડસહિત પર્વતનાં શિખરને ઉપાડી ક્રોધથી ઉત્તમૌજા દાનવના મસ્તક વિષે મુક્યું. ૪૧. ત્યારે હે રાજા ! દેવતાઓ અને ઉત્તમ બ્રાહ્મણો હર્ષ પામ્યા તથા તે દેવીના મનને પ્રિય લાગે તેવાં પુરાતન ( જુના ) સૂક્તોથી સ્તુતિ કરવા લાગ્યા. ૪૨. અને અતિ હર્ષ પામેલા બ્રાહ્મણ ક્ષત્રિ વૈસ્ય તથા શુદ્ર એ સર્વ દેવીને વારંવાર પ્રણામ કરતાથકા વિંટી વળ્યા. ૪૩. અને બાળક જુવાન તથા વૃદ્ધ એવી બ્રાહ્મણોની કુલીન સ્ત્રીઓ પટાંચલથી ( વસ્ત્રથી ) કાઢી અક્ષત

દેવીને વધાવવા લાગ્યાં. ૪૪. અને હર્ષનાં આંસુનાં ઝરવાથી મૃગચર્મને ભિંજવનારા તથા જય પામો એ રીતે કહેનારા સર્વ નૈષ્ઠિક ( બ્રહ્મચારી ) લોકો નમસ્કાર કરવા લાગ્યા. ૪૫. જ્યારે પર્વતનાં શિખરથી ઉત્તમૌજા દાનવ દબાયો, ત્યારે ગૌતમઋષિ બે હાથ જોડી દેવેશ્વરીની સ્તુતિ કરવા લાગ્યા. ૪૬.

## ॥ गौतमउवाच ॥

त्रातमेतत्त्वयामातर्द्विजानांपुरमुत्तमं ॥
कृताःक्षेमाश्चवर्त्मानोमुनीनांवनचारिणां ॥४७
ईशानवरदर्प्पिष्ठंपयोनिधिनिकेतनं ॥
कःशक्तस्त्वामृतेदेविहन्तुमेनंमहासुरं ॥४८
दृष्टेरुपद्रुतंदुर्गेजगज्जीवतिनक्वचित् ॥
नचेत्त्वमनुगृह्णासिकरुणापरमारुणा ॥४९
महःकिमहमीशानितवत्वर्णयितुंक्षमः
यस्मिन्ब्रह्मादयोदेवाःस्फूलिङ्गाइवनिर्ययुः ॥५०
आयुधानिदधानात्वंमातर्मोहयसेजगत् ॥
दृगेवतवसंहर्त्रीधुम्रलोचनविद्विषं ॥५१
ईशोविश्वोपकारीणिरूपाणितवयानिवै ॥
शारीरिभिरुपास्यन्तेसूक्तानीवमनीषिणां ॥५२
वपुःसांसारिकंमातापुष्णातिस्तन्यपायिनी ॥
उभयात्मकमप्यम्बत्वंतुध्यानामृतानिजैः ॥५३
सर्वेदुष्टग्रहाःपुमांशरीरेभ्यांपयान्तिहि ॥
देवित्वद्भक्तियोगेनदमेनविषयाइव ॥५४
त्वमस्यजगतोधात्रीपृथ्वीरूपेणसंस्थिता ॥
अन्यथासून्मयंचक्रंकथंतिष्टेन्महोदधौ ॥५५
श्रुतिस्त्वंसर्वशास्त्राणांगरिष्ठासिसुरेश्वरि ॥
वरिष्ठासिवरेण्यानांपवित्राणांचपाविनी ॥५६
मङ्गल्यामङ्गलानांत्वंदेवानामसिदेवता ॥

वस्तुभूतंहिपश्यामिनमातुजगतीगतं ॥
विभर्त्तिनामरूपेयद्विनाभूतंत्वदंम्बिके ॥५७
नमोस्तुवरदेदेविप्रपन्नार्त्तिहरेशुभे ॥
एवमेवत्वयाविश्वंत्रातव्यमिदमीश्वरि ॥५८

ગૌતમ બોલ્યા કે, હે માતા! તમે બ્રાહ્મણોના આ ઉત્તમ શેહેરની રક્ષા કરી અને વનવાસિ મુનિઓના માર્ગને કલ્યાણવાળા કર્યા. ૪૭. હે દેવિ! શંકરના વરથી અતિ ગર્વ પામેલા સમુદ્રમાં રહેનારા આ મોટા દૈત્યને મારવા તમારા વિના કોણ શક્તિમાન છે. ૪૮. હે દુર્ગાદેવિ! જો તમે કરૂણાના પરાણથી અનુગ્રહ ( મહેરબાની ) ન કરોતો દુઃખે પીડેલું જગત કદી પણ જીવે નહિ. ૪૯. હે દેવિ! હું તમારૂં તેજ વર્ણન કરવા શું શક્તિમાન્ થાઊં જેવિષે બ્રહ્માદિ દેવતાઓ તણખાની પેઠે સુકાઈ જાય છે. ૫૦. હે માતા! આયુધોને ધારણ કરનારાં તમે જગતને મોહ પમાડોછો. તમારી દૃષ્ટિ ધૂમ્રલોચન શત્રુને સંહાર પમાડનારી છે. ૫૧. હે ઇશ્વરિ! તમારાં જે જગતના ઉપકારને કરનારાં રૂપોછે તેઓને વિદ્વાન પુરૂષોનાં સારાં વચનોની પેઠે દેહધારીઓ સેવે છે. ૫૨. સ્તનનાં દૂધને પીવરાવનારી માતા જન્મ મરણવાળા શરીરને પુષ્ટિ આપે છે. અને તમે તો ધ્યાનરૂપી અમૃતથી બે જાતનાં શરીરને પણ પોષણ આપોછો. ૫૩. હે દેવિ! તમારી ભક્તિના યોગથી સર્વ દુષ્ટગ્રહો પુરૂષોનાં શરીરથી દૂર જતા રહેછે જે રીતે ઇંદ્રિયો નિયમમાં રાખવાથી વિષયો જતા રહે તે રીતે. ૫૪. તમે આ જગતને ધારણ કરનારાં પૃથ્વી રૂપે રહ્યાંછો નહિતો માટીવાળું ચક્ર મહાસાગરમાં કેમ રહિ શકે? ૫૫. હે સુરેશ્વરી! સર્વ શાસ્ત્રોના મધ્યમાં અતિ ઉત્તમ વેદરૂપ તમેછો શ્રેષ્ઠ પદાર્થોમાં શ્રેષ્ઠ અને પવિત્રોમાં પવિત્રછો. ૫૬. હે અંબિકા! કલ્યાણકારિ દેવતાઓના તમે કલ્યાણકારિ દેવતાછો જે પૃથ્વીમાં રહેલી વસ્તુ નામ તથા રૂપને ખેંચાણ કરેછે તે સર્વને હું તમારા વિના રહેલી દેખતો નથી. ૫૭. હે વર આપનારિ, શરણ પામેલાની પીડાને હરનારિ, કલ્યાણ કરનારિ, સમર્થ દેવી હું તમને નમુંછું અને તમારે આ પ્રમાણેજ આ વિશ્વની રક્ષા કરવી. ૫૮.

## ॥ श्री देव्युवाच ॥

श्रीमालवासिनांतुष्टाद्विजानामस्मिगौतम ॥
वरंनेयमीदृच्छिन्ततत्तद्दास्याम्यसंशयं ॥५९

દેવી બોલ્યાં કે, હે ગૌતમ ! શ્રીમાળમાં વસનારા બ્રાહ્મણો ઉપર હું પ્રસન્ન થઇશું માટે એ લોકો જે જે ઇચ્છશે તે તે હું સંશય વગર આપીશ. ૫૯.

## ॥ वसिष्ठउवाच ॥

इतिदेव्यासमाज्ञप्तंनिशम्यद्विजपुङ्गवैः ।
प्रेरितोगौतमःप्राहदेवींमधुरयागिरा ॥६०

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે દેવીની આજ્ઞા સાંભળી શ્રેષ્ઠ બ્રાહ્મણોએ પ્રેરેલા ગૌતમઋષિ મધુર વાણીથી દેવીને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૬૦.

## ॥ गौतमउवाच ॥

प्रार्थयन्तिद्विजादेवितवात्रस्थितिमन्वहं ॥
गिरेःशृङ्गेस्यदैत्यस्यपुनरुत्थानशङ्किताः ॥६१

ગૌતમ બોલ્યા કે, હે દેવી ! ગિરિનાં શિખર વિષે આ દૈત્યના ફરી ઉઠવાની શંકાથી બ્રાહ્મણો હમેશાં તમારી અહિં સ્થિતિ ઇચ્છે છે. ૬૧.

## ॥ देव्युवाच ॥

पादेनाक्रम्यशैलस्यशृङ्गमेतनदोन्नतं ॥
स्थास्यामिगौतमाजस्रंद्विजाःसन्तुगतज्वराः ॥६२
गौतमाहूतिसंदीप्तवह्निज्वालोत्थयामया ॥
उत्तमौजसमाहात्यदैत्यंशम्भुवरोर्जितं ॥६३
श्रीमालेत्रकृताःक्षेमाःपन्थानःपुरवासिनाम् ॥
तस्मात्क्षेमङ्करीत्याख्यामम्लोकेभविष्यति ॥६४
स्थितामामिहयेमर्त्याःदिव्यमाबिभ्रतींवपुः ॥
द्रक्ष्यन्तितेमयास्यन्तितेनैववपुषादिवं ॥६५
तथेत्युक्त्वामहादेवींद्विजाःसर्वेप्युपूर्हान ॥
देवाश्चत्रिदिवंयातािविस्मयोत्फुल्ललोचनाः ॥६६

ततोराजन्दिगन्तेभ्यःश्रीमालंप्राप्यमानवाः ॥
क्षेमंकरीमुखालोकाद्दिवंयान्तिनिरागसः ॥६७
अग्निष्टोमादिभिर्यागैरपिवर्षशतंकृतैः ॥
स्वयंदेहेननस्वर्गःप्राप्यतेयःपुरानरैः ॥६८
श्रीमालेसतदादूरादुपेतैरपिपाप्मभिः ॥
क्षेमंकरीमुखंदृष्ट्वाप्रपेदेलीलयानृप ॥६९
नयजन्तिनयच्छन्तिनाचरन्तिजपाक्रियां ॥
नजुह्वतिनलोकाश्चिच्चयक्तध्यानानराभुवि ॥७०
स्वच्छन्दंमानवैर्लोकैःक्रीडित्वायावदीप्सितम् ॥
प्रणम्यदेवदेवेशांयान्तिस्वर्गमितःक्षणात् ॥७१
अथाभूल्लोकमम्बाधःशैलेन्द्रस्त्रिदशालयः ॥
क्रियाःप्रणष्टायज्ञानांजाताःक्षीणबलाःसुराः ॥७२
अथालोच्यमिथोदेवास्तूर्णंश्रीमालमाययुः ॥
क्षेमंकरींप्रणम्योच्चैरिदंवचनमब्रुवन् ॥७३

દેવી બોલ્યાં કે, હે ગૌતમ! પર્વતનાં આ અતિ ઊંચા શિખરને જગથી દબાવીને સદાશહિરમાટે બ્રાહ્મણો ચિંતારહિત થાઓ. ૬૨. ગૌતમે હોમેલા અગ્નિની જ્વાળાથી ઉત્પન્ન થઈને મેં શંભુના વરથી જોર પામેલા ઉત્તમૌજન દૈત્યને મારી આ શ્રીમાલક્ષેત્રના નગરવાસિજનોના માર્ગ કલ્યાણકારિ ( ભયરહિત ) કર્યા માટે ક્ષેમંકરી એ રીતે મારૂં નામ લોકમાં થશે. ૬૩. ૬૪. અને અહિં રહેલા જે માણસો મને દિવ્ય શરીર ધારણ કરવાવાળીને જોશે તેઓ તેજ શરીરથી સ્વર્ગપ્રત્યે જશે. ૬૫. વસિષ્ટ બોલ્યા કે, આ પ્રમાણે થાઓ. એમ મોટાં દેવીને કહી સર્વ બ્રાહ્મણો ઘેર ગયા અને વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળા દેવતાઓ સ્વર્ગ પ્રત્યે ગયા. ૬૬. હે રાજા! તે દિવસથી માંડી નિરપરાધી માણસો દિશાઓના અંતભાગોમાંથી શ્રીમાલ પ્રત્યે આવી ક્ષેમંકરી દેવીનાં મુખનું દર્શન કરવાથી સ્વર્ગ પ્રત્યે જાય છે. ૬૭. હે રાજા! પૂર્વે સો વર્ષ સુધી કરેલા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞોથી પોતાના દેહે કરી જે સ્વર્ગ પમાતો નહિ તે સ્વર્ગને તે વખતે દૂરથી શ્રીમાલમાં આવેલા પાપી પુરૂષો પણ ક્ષેમંકરી દેવીનાં મુખનું દર્શન કરવાથી લીલાવડે ( રમતમાં ) પામતા હતા. ૬૮. ૬૯. ત્યારે પૃથ્વીમાં યજન કરતાં નહિ દાન કરતા નહિ જપતું કર્મ

કરતા નહિ અગ્નિમાં હોમ કરતા નહિ. અને કેટલાક ધ્યાન તજનારા માણુસો હતા. ૭૦. તથા મનુષ્ય લોકમાં સ્વચ્છંદ રીતે ઇચ્છા પ્રમાણે ક્રીડા કરી દેવેશ્વરીને પ્રણામ કરી ક્ષણવારમાં આ લોકથી સ્વર્ગ પ્રત્યે જતા. ૭૧. પણ તે પર્વત અને સ્વર્ગલોક લોકોથી સંબંધવાળો થયો. યજ્ઞોની ક્રિયાઓ નાશ પામી અને તેને લીધે ક્ષીણ બળવાળા દેવતાઓ થયા. ૭૨. ત્યારે પરસ્પર વિચાર કરી દેવતાઓ જલ્દી શ્રીમાલ પ્રત્યે આવ્યા અને ક્ષેમંકરી માને પ્રણામ કરી ઊંચે સ્વરે આ વચન બોલ્યા. ૭૩,

## ॥ देवाऊचुः ॥

नष्टादेविक्रियाःसर्वावर्णानांविहिताःपृथक् ॥
त्वामवेक्ष्यदिवंयान्तिविनाकर्माणिमानवा ॥७४
वेदाव्यर्थीभविष्यन्तिकर्मानुष्ठानमन्तरा ॥
अस्माकंत्वत्कृतोदेवितदयंमास्तुवैक्षयः ॥७५

દેવતાઓ બોલ્યા કે, હે દેવિ! ચાર વર્ણોની જુદી જુદી કહેલી સર્વ ક્રિયાઓ નાશ પામી છે કારણ કે તમારૂં દર્શન કરવાથી માણસો કર્મ કર્યા વિના સ્વર્ગ પ્રત્યે જાય છે. ૭૪. કર્મોનાં આચરણ વગર વેદ સર્વ વ્યર્થ થશે માટે તમે કરેલો આ અમારો ક્ષય થાઓમાં. ૭૫.

## ॥ देव्युवाच ॥

मयास्ममवेगवश्याद्दिस्तीर्णोयंवरोन्नृणां ॥
अधुनातुकिमिच्छन्तिमयाश्रेयःकृतंसुराः ॥७६

દેવી બોલ્યાં કે, હે દેવતાઓ! મેં વેગના પરાધીનપણાથી માણસોને આ વર આપેલો છે હવે દેવતાઓ શું મારાં કરેલાં કલ્યાણને ઇચ્છે છે. ૭૬.

## ॥ देवाऊचुः ॥

देविस्वर्गंसमायातुभवतीसहदैवतैः ॥
श्रीमालेपादुकान्यासंकृत्वालोकहितायवै ॥७७

आक्षेत्पुंपादुकाक्रान्तंगिरिश्रृङ्गमसौक्षमः ॥
नजातुजगतांमातरूत्तमोजामहासुरः ॥७८॥
सप्तवारान्नमस्यन्तिपादुकांयेनवाम्बिके ॥
त्रिदिवंतेप्रयास्यन्तियादिपापशतैर्युताः ॥७९॥
अत्रदानंप्रशंसन्तिवासांसिविविधानिच ॥
हेमंचैवयथाशक्त्यातस्यतुष्येत्सुरेश्वरी ॥८०॥
भूषणानिप्रयच्छन्तिसमुद्दिस्यसुरेश्वरीम् ॥
तेपांदेविजगन्मातारैश्वर्यंयच्छातिमहत् ॥८१

દેવતાઓ બોલ્યા કે, હે દેવિ! તમે લોકના હિત માટે શ્રીમાળમાં ચાખડીને અર્પણ કરી દેવતાઓ સાથે સ્વર્ગ પ્રત્યે આવો. ૭૭. અને હે જગતની માતા! તમારી ચાખડીથી દબાએલા પર્વતના શિખરને ફેંકવા આ ઉત્તમૌજા નામનો મોટો દૈત્ય કદી પણ સમર્થ નથી. ૭૮. હે અંબિકા! (માતા) જેઓ તમારી ચાખડીને સાત વાર નમશે તેઓ જોકે અનેક પાપ યુક્ત હશે તોપણ સ્વર્ગને પામશે. ૭૯. અહિં જુદા જુદા પ્રકારનાં વસ્ત્રોનું તથા સુવર્ણનું શક્તિ પ્રમાણે દાન કરવામાં આવે તે દાનને લોક વખાણે છે. અને દાન કરનારને દેવી પ્રસન્ન થાય છે. ૮૦. જેઓ દેવીને સંભારી ઘરેણાંઓનું દાન કરે છે તેઓને જગતની માતા દેવી મોટું સામર્થ્ય આપે છે. ૮૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वासातदादेवीनिजेविन्यस्यपादुके ॥
गिरिश्रृङ्गेततःप्रायात्सहदेवैर्दिवंप्रति ॥८२
इत्थंक्षेमंकरीदेवीश्रीमालेभूत्पुरान्नृप ॥
पादुकादर्शनाद्यस्यानरःपापात्प्रमुच्यते ॥८३
क्षेमंकरीकथामेतांयःश्रृणोतिसमाहितः ॥
तस्यपापानिनश्यन्तितमःसूर्योदयेयथा ॥८४
सर्वापत्सुमहाराजध्येयानित्यंनरोत्तमैः ॥

वाञ्छितार्थकरीदेवीगिरिशृङ्गमुपास्थिता ॥८५

येधन्यास्तेकुलीनाश्चश्रीमन्तस्तेयशास्विनः ।

येषांक्षेमंकरीदेवीकुलेभूदधिदेवता ॥८६

यथाकरोतिजननीशिशूनांत्राणमन्वहं ॥

तथाक्षेमंकरीदेवीभक्तानांत्राणकारिणी ॥८७

उपानदानमात्रेणनराणांतत्रसूरयः ॥

प्राप्तिंवरविमानस्यकथयन्तिचिरंनृप ॥८८

વસિષ્ઠ બોલ્યા કે: આ પ્રમાણે દેવોએ કહેલાં તે દેવી તે પર્વતનાં શિખર ઉપર પોતાની ચાખડીઓ રાખી દેવતાઓ સાથે સ્વર્ગ પ્રત્યે ગયાં. ૮૨. હે રાજન! આ રીતે પૂર્વે શ્રીમાળમાં ક્ષેમંકરી દેવી પ્રગટ થયાં હતાં કે જેની ચાખડીનાં દર્શન કરવાથી મનુષ્ય પાપથી છુટી જાય છે. ૮૩. આ ક્ષેમંકરી દેવીની કથાને જે એકાગ્ર થઇ સાંભળે છે તેના પાપ સૂર્યના ઉદયથી અંધારૂં મટે તેમ નાશ પામે છે. ૮૪. હે મહારાજ! સર્વ પીડાઓમાં મનુષ્યોએ નિરંતર ધ્યાન કરવા યોગ્ય ઇચ્છિત અર્થને સિદ્ધ કરનારી દેવી પર્વતનાં શિખર પ્રત્યે રહ્યાં છે. ૮૫. જેઓના કુળમાં ક્ષેમંકરી દેવી ઇષ્ટ દેવતા થયાં હતાં તેઓ પુણ્યવાન્ કુળવાન્ લક્ષ્મીવાન્ અને કીર્તિમાન્ જાણવા. ૮૬. જે રીતે માતા પુત્રોનું દિવસે દિવસે રક્ષણ કરે છે તે રીતે ક્ષેમંકરી દેવી ભક્તોનું પાલન કરે છે. ૮૭. હે રાજા! તે ક્ષેત્રમાં પગરખાંનાં દાન માત્રે કરી માણસોને ઉત્તમ વિમાન મળે છે. તે વિદ્વાન્ લોકો ઘણા વખતથી કહે છે. ૮૮.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां ब्राह्मविभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये क्षेमङ्करी माहात्म्यं नामैक त्रिंशोऽध्यायः ॥३१॥

આ રીતે શ્રી સ્કંદપુરાણની એકાશી હજાર શ્લોકની સંહિતાના બ્રાહ્મ વિભાગમાં ત્રિજા પરિચ્છેદમાં શ્રીમાળ માહાત્મ્ય વિષે ક્ષેમંકરી માહાત્મ્ય એ નામે એકત્રિશમો અધ્યાય પૂરો થયો. ૩૧.

# ॥ द्वात्रिंशोध्यायः ॥

## અધ્યાય ૩૨ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठदुर्द्धरस्थलमुत्तमं ॥
यत्रपूर्वंतपस्तेपेगन्धर्वोदुर्द्धरःपुरा ॥१
स्वच्छाम्बुस्तत्रकूपोऽस्तिदुर्द्धरेश्वरसन्निधौ ॥
यत्रस्नात्वाचपीत्वाचनरोनिर्वाणमृच्छति ॥२॥

વસિષ્ઠ બોલ્યા કે, હે શ્રેષ્ઠ રાજા ! જ્યાં પૂર્વે દુર્દ્ધર નામના ગંધર્વે પ્રથમ તપ કર્યું હતું તે ઉત્તમ દુર્દ્ધર નામના સ્થાનક પ્રત્યે જવું. ૧. જ્યાં ન્હાવાથી અને પાણી પીવાથી માણસ નિવૃત્તિને-પામે છે તે કુવો સ્વચ્છ જળવાળો તે દુર્ધરેશ્વરની સમીપમાં છે. ૨.

### ॥ मान्धातोवाच ॥

कुत्रासिरदुर्द्धरःपूर्वंगन्धर्वोमुनिसत्तम ॥
कथंश्रीमालमासाद्यतप्तवानतुलंतपः ॥३

માંધાતા બોલ્યા કે, હે શ્રેષ્ઠમુનિ ! પૂર્વે ક્યાં દુર્દ્ધર નામે ગંધર્વ હતો અને કેમ શ્રીમાળ પ્રત્યે મોટું તપ કર્યું હતું તે કહો. ૩.

### ॥ वसिष्ठ उवाच ॥

विश्वावसुकुलेजातोगन्धर्वोप्सरसःसुतः ॥
देवदारुवनेपूर्वंदुर्द्धरोभूद्धिशांपते ॥४
महोण्डवनंसमासाद्यदेवपर्यंचरच्चिरं ॥
पुष्पैर्धूपैस्तुनैवेद्यैस्तथानीराजनादिभिः ॥५

प्रातःस्नात्वासमभ्यर्च्यदण्डपाणिमहेश्वरं ॥
ततःकृतफलाहारोमध्यान्हेदुर्द्धरोनृप ॥६
आश्रित्यदेवदारूणांछायांपरिमलाकुलां ॥
वीणयामूर्छनालापंकुरुतेसततंसुधीः ॥७
निशम्यमधुरंतस्यविणाक्काणंमनोहरं ॥
मृगीभिःसार्द्धमायान्तिमृगाःसाश्रुजलेक्षणाः ॥८
देवदारुतलेयावद्यंगायतिवीणया ॥
नगच्छन्तिखगास्तावदाहारायवनान्तरं ॥९
एवंतस्यवनेराजन्दण्डपाणिनिषेवणात् ॥
गतानिदशवर्षाणिगन्धर्वस्यमुहूर्त्तवत् ॥१०
कदाचिदथतत्रैववीणयागायतःकलम् ॥
आजगामरमानामगन्धर्वोनान्यपूर्विका ॥११
तन्निशम्यकलक्काणंहृतश्वापदचेतसं ॥
मनसाकामयामासगन्धर्वंस्मरसन्निभम् ॥१२
देवदारुतरोःशाखामवलम्ब्यनितम्बिनी ॥
तन्मनस्कावनेतस्थौमुग्धाचित्रगतायथा ॥१३
गन्धर्वोपिधरापीठेनिपतन्तीमवमुच्यतै ॥
जगादवचनंतन्वींहृद्यंवीणाकणादपि ॥१४

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજન! પૂર્વે વિશ્વાવસુના કુળમાં દેવદારૂનાં વન વિષે અપ્સરાનો પુત્ર દુર્દ્ધર નામે ગંધર્વ થયો હતો. ૪. તે દંડવાળા દેવને પામી પુષ્પ ધુપ નૈવેદ્ય અને આર્ત્તિ વગેરેથી ઘણીવાર સેવતો હતો. ૫. હે રાજન! નાહીને હાથમાં દંડને ધારણ કરનારા મહેશ્વરનું પૂજન કરી, મધ્યાન્હ વખતે ફલાહાર કરી, શુદ્ધ બુદ્ધિવાળો દુર્દ્ધર સુગંધિવાળી દેવદારૂ વૃક્ષોની છાયાનો આશ્રય કરી, વિણાવડે જુદા જુદા સ્વરો નિરંતર કરતો હતો. ૬. ૭. તેનો મનોહર ને પ્રિય વિણાનો શબ્દ સાંભળી જેનાં નેત્રમાં આંસુનાં જળ વહે છે એવા મૃગલાઓ મૃગલીઓ સહિત ત્યાં આવતા હતા. ૮. જ્યાં સુધી એ ગંધર્વ દેવદારૂ નિચે વિણાથી ગાન કરતો ત્યાં સુધી પક્ષીઓ ચારો કરવા માટે બીજાં વન પ્રત્યે જતાં નહિ. ૯.

હે રાજન ! આ પ્રમાણે દંડને ધારણ કરનારા શંકરની સેવા કરતાં તે ગંધર્વનાં દશ વર્ષ એક મુહૂર્તની પેઠે ચાલ્યાં ગયાં. ૧૦. પછી કોઇ વખતે ગંધર્વ વિણા વડે મનોહર ગાન કરતો હતો. ત્યારે પ્રથમ બીજાની સ્ત્રી ન થએલી એવી ગંધર્વ કન્યા રમા નામે ત્યાં આવી. ૧૧. અને તે પશુપક્ષીઓના ચિત્તને હરનારો સુંદર વિણાનો શબ્દ સાંભળી કામદેવ સરખા ગંધર્વને મનથી ઇચ્છવા લાગી. ૧૨. અને વનમાં દેવદારૂ ઝાડની ડાળને ધારણ કરી તેનામાં જેનું મન છે એવી તે સુંદર સ્ત્રી ચિત્રમાં આલેખેલી હોય તેમ ઉભી રહી. ૧૩. ગંધર્વ પણ વિણાને પૃથ્વી પીઠ ઉપર મુકી વિણાના શબ્દથી પણ પ્રિય વચન અને કોમળ અંગ વાળી તે સ્ત્રીને કહેવા લાગ્યો. ૧૪.

## ॥ दुर्धर उवाच ॥

कात्वंत्वदाविशालाक्षिकुतोवागमनंतव ॥
परिग्रहोसिवाकस्यसर्वंकथयनःशुभे ॥१५

દુર્ધર બોલ્યો કે, વિશાલ નેત્રવાળી હે સુંદરી ! તું કોણ છે. ક્યાંથી તારૂં આવવું થયું છે અને કેની તું સ્ત્રી છે તે સર્વે અમને કહે. ૧૫.

## ॥ रमोवाच ॥

सुताहंमेघनादस्यगन्धर्वस्यमहात्मनः ॥
इहत्यक्त्वासखीवर्गमागतास्मिरिरंसया ॥१६

રમા બોલી કે, હું મહાત્મા મેઘનાદ ગંધર્વની પુત્રી છું અને સખીઓને તજી અહિં ક્રીડા કરવા આવેલી છું. ૧૬.

## ॥ दुर्द्धर उवाच ॥

साभिलाषंत्वयिशुभेमनोमेवर्त्ततेशुभम ॥
इन्दोरिवकुमुद्वत्यांकुमुदामोदसम्पादे ॥१७
तदाद्यविवाहायप्रसादोयदितेमयि ॥
अथचेत्कोपिदातास्यात्प्रार्थयामितमङ्गने ॥१८

દુર્ધર બોલ્યો કે, હે સુંદરિ! મારૂં શુભ મન તારા વિષે જે પ્રમાણે ચંદ્રમાનું મન ચંદ્રવિકાશી કમળના આમોદની સંપત્તિવાળી કુમુદતી (ચંદ્રવિકાશિ કમળની વેલ) માં હોય તે પ્રમાણે ઇચ્છાવાળું છે. ૧૭. હે સ્ત્રિ! મારે જો તારી મારા વિષે પ્રસન્નતા હોયતો વિવાહ કરવા માટે આજ્ઞા કર અને જો કોઇ પણ દેનાર હોયતો હું તે પ્રત્યે માગણી કરૂં. ૧૮.

## ॥ रमोवाच ॥

मनएवमृगाक्षीणांयत्रयातिनिसर्गतः ॥
नयांचातत्रनोत्सर्गःप्रावीण्यमनुविन्दति ॥ १९.

રમા બોલી કે, જ્યાં સ્વભાવથીજ સ્ત્રીઓનું મન જાય છે ત્યાં માગણી અને આગ્રહ પ્રવીણપણાને પામતો નથી. ૧૯.

## ॥ दुर्द्धर उवाच ॥

यद्येवंमृगमृशावाक्षिहृदयेतववर्त्तते ॥
अलंतदुपरोधेनममस्मरसहायिनः ॥२०

દુર્ધર બોલ્યો કે, હે સ્ત્રી! જો આ પ્રમાણેજ તારા હૃદયમાં છે તો કામદેવની સહાયતાવાળાનો મારો ઉપરોધ કરવાથી ઘણું થયું. ૨૦.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थमाकर्ण्यकर्णान्तनयनामदनातुरा ॥
वेपमानास्त्रिन्नतनुर्नोत्तरंप्रत्यपद्यत ॥२१
अथतांदुर्द्धरोराजन्मेघनादतनूद्भवाम् ॥
उपयेमविवाहेनगान्धर्वेणतनूदरीम् ॥२२
तयासहमहाराजतस्मिन्नुद्यानकेशुभा ॥
चिक्रीडदशवर्षाणिवराणिसतुदुर्द्धरः ॥२३
नदीनदेषुपुण्येषुशैलशृङ्गेषुकामिवत ॥

वनेषुल्लवणाम्भोधिकूलेषुविविधेषुच ॥२४
अन्तरङ्गयत्तमतिनरांकामयामासकामिनी ॥
न्यस्तंमनस्तयातत्रतस्यांतेनापिनिर्भरम् ॥२५
तयोस्तुदेहभेदोऽभून्नप्राणानांकथंचन ॥
क्षणंनरमतेकान्तमृतेगन्धर्वनन्दिनी ॥२६
गन्धर्वोपिनयाहीनोरतिंबध्नातिनक्वचित् ॥
रमांमनोरमांप्राप्यक्रीडन्सर्वत्रदुर्द्धरः ॥२७
यावन्मध्यान्हमीशानमर्चयत्यनिशंशिवं ॥
पुष्पैर्धूपैस्तथागन्धैर्हृद्यैर्वीणोपगायनैः ॥२८
अथसामृगशावाक्षीगर्भाधानवतीनृप ॥
सौरभ्यंचपरंलेभेकदलीवमहावने ॥२९
प्रतिपच्चन्द्रलेखेवविमलेव्योमनिस्थिता ॥
देवदारुवनेतन्वीगर्भखिन्नाव्यराजत ॥३०
दाघनाङ्केबिसकण्ठीवहंसविकमलाकरे ॥३१
रेवाकूलेचकरिणीससत्त्वासाबभौरमा ॥३२
ततःकालेनसातन्वीमहदगर्भाव्यपद्यत ॥
प्रसूतिसमयंप्राप्यगर्भवेदनयारमा ॥३३
अथतांवीक्ष्यचार्वङ्गीमसम्तप्रसवांवने ॥
चन्द्रलेखामिवाकाशाच्च्युतांसदुर्द्धरोऽब्रवीत् ॥३४

વસિષ્ઠ બોલ્યા કે, આ રીતે સાંભળી કંપતી અને પરસેવાવાળું જેનું શરીર છે તથા કાનપર્યંત જેનાં નેત્ર ગએલાં છે એવી કામાતુર થએલી રમા ઉત્તર આપી શકી નહિ. ૨૧. પછી હે રાજા! પાતળાં પેટવાળી તે મેઘનાદની પુત્રીને ગાંધર્વ વિવાહથી દુર્દ્ધર પરણ્યો. ૨૨. અને હે મહારાજ! તે દેવદારૂના વનમાં તે સ્ત્રીની સાથે યુવાન દુર્દ્ધરે બીજા દશ વર્ષ સુધી ક્રીડા કરી. ૨૩. પુષ્પકારિ નદીઓના કાંઠાઓમાં, પર્વતોનાં શિખરોમાં, અને જુદાં જુદાં વનો તથા સમુદ્ર કાંઠાઓમાં કામિ માણસની પેઠે તે પતિ પાછળ કામિની અતિ પ્રીતિ પામતી હતી અને તે તેને ઇચ્છતો હતો. આ પ્રમાણે

તે સ્ત્રીએ તે પુરૂષમાં મન અર્પેલ હતું અને તે સ્ત્રીમાં તે પુરૂષે પણ અતિ મન અર્પ્યું હતું. ૨૪. ૨૫. તે બેઉની દેહથી જુદાઇ હતી પણ કોઇ રીતે પ્રાણનો ભેદ નહોતો. ક્ષણવાર પતિ વગર ગંધર્વને આનંદ પમાડનારી રમા ક્રીડા કરતી નહિ. અને તેના વગર સુંદર રમાને પામી સર્વ ઠેકાણે ક્રીડા કરનારો દુર્દ્દરનામે ગંધર્વ પણ કોઇ ઠેકાણે પ્રીતિ કરતો નહિ. ૨૬. ૨૭. અને મધ્યાન્હ સુધી તે નિરંતર મનોહર પુષ્પ, ધૂપ, ગંધ તથા વીણાના ગાયનથી પરમેશ્વર શંકરનું સેવન કરતો હતો. ૨૮. પછી હે રાજન ! તે મૃગ સરખાં નેત્રવાળી સ્ત્રી ગર્ભવતી થઇ અને મહા વનમાં રહેલી કેલની પેઠે પરમ સુંદરતાને પામી. ૨૯. દેવદારૂના વનમાં ગર્ભથી ખેદ પામેલી કોમળ શરીરવાળી તે સ્ત્રી આકાશમાં રહેલી પ્રતિપત્ ( પ્રથમ તિથિ )ની ચંદ્રમાની રેખાની પેઠે શોભતી હતી. ૩૦. વળી સગર્ભા તે રમા જે પ્રમાણે વર્ષાકાળમાં વેલ શોભે, સરોવરમાં હંસણી શોભે, અને રેવા નદીના કાંઠામાં હાથણી શોભે તે પ્રમાણે શોભતી હતી. ૩૧–૩૨. પછી કાલે કરી તે કોમળ શરીરવાળી રમા પ્રસૂતિ ( જણવા )ના સમયને પામી ગર્ભની વેદનાવડે મૃત્યુ પામતી હતી. ૩૩. એ પછી આકાશથકી પડેલી ચંદ્ર લેખા હોય નહિ શું તેમ સુંદર જેનાં અંગ છે એવી તથા પ્રસવ જેને નથી થએલ એવી તે સ્ત્રીને વન વિષે તે દુર્દ્દર આવું કહેવા લાગ્યો. ૩૪.

## ॥ दुर्द्दर उवाच ॥

म्रियेमाणापहारोयंतवकेनकृतोद्यवै ॥
प्रविश्यजठरंभीरूगर्भव्याजान्ममारिणा ॥३५
केतकीवविनागन्धंतनुस्तेप्राणवर्जितं ॥
कथंचिदपितेतन्विमनोभृङ्गेणमुच्यते ॥३६
निम्नगाजलहीनेवचन्द्रलेखेवनिष्कला ॥
पद्मिनीपद्महीनेवप्रियाभातिव्यसुर्मभ ॥३७
मांधिगस्तुसरोजाक्षितवदीर्घप्रवासने ॥
विसृज्यनयनाम्बूनीकरोमिस्थितिमद्ययत् ॥३८
विमलापिरंगेरम्येप्रसन्नवदनाम्बुजा ॥
नशरच्चन्द्रहीनेवव्यसुर्भासिगताभुवि ३९

किमत्रहिमयाकार्यमरण्येरुदताभृशम् ॥
प्रियादेहंपरित्यज्ययथाकाष्ठमचेतनं ॥४०
हन्तशून्यादिशःसर्वाःप्रियाविरहिणांनृणां ॥
यथाचक्षुर्विहीनानांवस्तुरूपमपश्यताम् ॥४१
हन्तप्रियापरिष्वङ्गपरिभ्रष्टमिदंवपुः ॥
निर्माल्यमिवमेत्याज्यंभविष्यतिनसंशयः ॥४२
शरीरेमदकर्पूरचन्द्रनादिभिरन्वहं ॥
अनुलेपःकृतोभून्मेदयस्तत्रानलोऽधुना ॥४३
अथवाहंतपोत्युग्रंकरिष्येदयितांविना ॥
दुःखमेवंयथाभूयोनभविष्यतिकर्हिचित ॥४४

દુર્દ્ધર બોલ્યો કે, હે ભયભીત પ્રિયા! ગર્ભના મિષથી તારા પેટમાં પેસી કયા મારા શત્રુએ આજ આ તારા પ્રાણનો નાશ કર્યો. ૩૫. હે કોમળ શરીરવાળી! સુગંધ વગરની કેતકી હોય તેમ પ્રાણ વગર શરીરનો ત્યાગ કરીને પણ તારો મન રૂપિ ભ્રમરે ત્યાગ કરાય છે. ૩૬. જલ વગરની જેવી નદી હોય, કલા વગરની જેવી ચંદ્રમાની રેખા હોય, અને કમળ વગરની જેવી કમળની વેલ હોય તેવી પ્રાણ વગરની મારી પ્રિયા લાગે છે. ૩૭. હે કમલ મુખિ! તારૂં દીર્ઘ ( લાંબુ ) પ્રયાણ છતાં હું જે આજ નયનનાં આંસુ પાડી બેઠો રહ્યો છું માટે મને ધિક્કાર છે. ૩૮. હે સુંદરિ રમા પ્રસન્ન મુખ કમલવાળી નિર્મળ એવી પણ તું પ્રફુલ્લિત કમલ રૂપિ મુખવાળી શરદ્દઋતુ ચંદ્ર વગર જેમ શોભે નહિ તેમ પૃથ્વી વિષે રહેલી પ્રાણ વગરની શોભતી નથી. ૩૯. આ અરણ્યમાં ઘણું રોઈ મારે શું કરવું, પ્રિયા દેહનો ત્યાગ કરી ચેતન વગરનાં કાષ્ટ ( લાકડાં ) સરખી થઇ છે. ૪૦. વસ્તુના રૂપને ન દેખનારા અંધ પુરૂષોની પેઠે હાય. પ્રિયાના વિરહવાળા પુરૂષોને સર્વ દિશાઓ શૂન્ય છે. ૪૧. હાય! પ્રિયાના આલિંગન વગરનું આ શરીર નિર્માલ્ય હોય તેમ મારે તજવા યોગ્ય થશે. એમાં સંશય નથી. ૪૨. જે શરીરમાં દિવસે દિવસે કસ્તૂરિ, કપુર અને ચંદનાદિકોવડે લેપ થતો હતો, તે શરીરમાં હમણાં મારે અગ્નિ દેવો છે. ૪૩. અથવા હું સ્ત્રી વિના અતિ ઉગ્ર તપ કરીશ કે જેથી કરી ક્યારે પણ આવું દુઃખ થશે નહિ. ૪૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंविलप्यबहुधादुर्द्धरोदण्डिकावने ॥
संस्कारंसुभ्रुवस्तस्याश्चकारकरुणंरुदन ॥४५
ततोदण्डिनमामन्त्र्यप्रियाविरहितःप्रभुम
तीर्थयात्राक्रमेणैवश्रीमालक्षेत्रमाययौ ॥४६
स्थलमेकंसमासाद्यबदरीपादपाऽऽकुलम् ॥
स्थितःसदुर्द्धरोराजन्परित्यक्तमदस्तदा ॥४७
प्रतिष्ठाप्यमहल्लिङ्गंवालुकामयमुत्तमम ॥
पूजांचकारविधिवत्पुष्पधूपानुलेपनैः ॥४८
चान्द्रायणपरोदान्तःकुरुतेबादराशनम ॥
नवीणयाधृतिलिप्सुर्नभोगैःपरिपेशलैः ॥४९
शिवंप्रसादयत्येपनासाग्रप्रहितेक्षणः ॥
एवंतपस्यतस्तस्यगन्धर्वस्यविशांपते ॥५०
प्रत्यक्षोभून्महादेवउमयासहशूलधृक् ॥
भासयन्सहसाव्योमप्रहींचमहसांनिधिः ॥५१
तमुवाचरमाक्रान्तमुमापतिरहोन्नृप ॥५२

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે દંડિકા વનમાં બહુ પ્રકારનો વિલાપ કરીને ઉપરાંત તેમ રૂદન કરનારા દુર્દ્ધરે તે સ્ત્રીનો સંસ્કાર ( દાહ ) કર્યો. ૪૫. પછી પ્રભુ દંડીની આજ્ઞા લઇ પ્રિયાના વિરહવાળો તે દુર્ધર તીર્થ યાત્રા ક્રમે કરી શ્રીમાલ ક્ષેત્ર પ્રત્યે આવ્યો. ૪૬. અને હે રાજન! બોરડીનાં વૃક્ષોવડે ભરેલાં એક સ્થાન પ્રત્યે આવી તે દુર્દ્ધર મદરહિત ત્યાં રહ્યો. ૪૭. અને રેતીવાળા ઉત્તમ મોટાં લિંગથી સ્થાપના કરી ફુલ, ધુપ અને ચંદનના લેપથી વિધિવડે પૂજન કરવા લાગ્યો. ૪૮. અને ચાંદ્રાયણ વ્રતમાં તત્પર તથા ઇંદ્રિય જેને નિયમમાં છે એવો બોર અથવા તેનાં પાન ખાવા લાગ્યો અને તે વીણા તથા સુંદર ભોગોવડે ધૃતિ પામવા ઇચ્છતો નહિ. ૪૯. અને નાસિકાના અગ્ર ભાગે તરફ જેની દ્રષ્ટિ છે એવો એ શિવને પ્રસન્ન કરતો. હે રાજન! આ પ્રમાણે તે ગંધર્વ તપ કરતો હતો ત્યારે શૂલને ધારણ કરનાર

જલ્દી આકાશ અને પૃથ્વીને પ્રકાશિત કરનાર તેજના ભંડાર રૂપ મહાદેવ પાર્વતી સાથે પ્રત્યક્ષ થયા. ૫૦. ૫૧. અને હે સજ્જ ! પાર્વતીના પતિ શંકર રમાના પતિ તે ગંધર્વ પ્રત્યે આવું બોલ્યા. ૫૨.

## ॥ देवदेव उवाच ॥

ब्रूहि दुर्द्धर गन्धर्व धृतो यस्ते मनोरथः ॥
दास्यामि तन्न सन्देहस्तपसानेन तोषितः ॥५३

દેવના દેવ શંકર બોલ્યા કે, હે ગંધર્વ દુર્દ્ધર! તેં જે મનોરથ ધારેલો હોય તે કહે. હું તે આ તપે કરી પ્રસન્ન થએલો આપીશ, એમાં સંદેહ નથી. ૫૩.

## ॥ गन्धर्व उवाच ॥

देवदेव जगन्नाथ शिवावल्लभ शङ्कर
तामेव दयितां देहि परितुष्टोसि मे यदि ॥५४
प्रसन्ने त्वयि देवेश देवेन्द्रत्वादिकं फलं ॥
नृणामपि भवत्येव यावन्मन्वन्तरं हरे ॥५५

ગંધર્વ બોલ્યો કે, હે દેવના દેવ! જગતના નાથ અને પાર્વતી પ્રિય શંકર જો મને પ્રસન્ન હો તો તેજ સ્ત્રી આપો. ૫૪. હે દેવેશ ! તમે પ્રસન્ન થાઓ છો ત્યારે મનુષ્યોને પણ જ્યાં સુધી એક મનુ રહે ત્યાં સુધી ઇંદ્રનાં ઇંદ્રપણાં વિગેરેનું ફલ થાય છે (અર્થાત આપનું કાણ માત્ર છે.) ૫૫.

## ॥ शम्भु उवाच ॥

दयिता तव गन्धर्व देव्याः सा भूत्प्रिया सखी ॥
अपराधवशाच्छप्ता जाता गन्धर्वकन्यका ॥५६
गर्भान्ते नुग्रहस्तस्या जातस्ते नो मया कृतः ॥
कैलासस्योत्तरे शृङ्गे शिवाकेलिवने रमा ॥
खेचरी मध्यगा बाला नित्यं क्रीडति दुर्द्धर ॥५७

શંકર બોલ્યા કે, હે ગંધર્વ! તારી તે પ્રિયા પૂર્વે દેવી પાર્વતીની પ્રિય સખી હતી અને અપરાધ વશ થવાથી ગંધર્વની કન્યા થઇ. ૫૬. અને પાર્વતીએ ગર્ભને અંતે તેનો જે અનુગ્રહ કર્યો હતો તે થયો તેથી હે દુર્દર! સોળ વર્ષની રમા કૈલાસ પર્વતનાં ઉત્તર ભાગનાં શિખર વિશે પાર્વતીનાં ક્રીડા કરવાનાં વનમાં દેવીઓના મધ્યમાં રહેલી નિરંતર ક્રીડા કરેછે. ૫૭.

## ॥ दुर्द्धर उवाच ॥

किमिदंमन्यसेनाथममत्वद्भक्तिभाविनः ॥
देवदारुवनेचापिसेवितोसिचिरंयतः ॥५८

દુર્ધર બોલ્યો કે, હે નાથ! મેં દેવદારૂના વનમાં પણ આપની ઘણો વખત સેવા કરીછે. તમારી ભક્તિ ભાવવાળો હું છું માટે મારૂં આ વચન આપ કેવું માનો છો. ૫૮.

## ॥ शम्भु उवाच ॥

देवीसख्यपदादर्वाकूपदमैन्द्रमपिध्रुवम ॥
इन्द्रस्यापिभवेद्भ्रंशोमद्भक्तस्यनतुकाचित ॥५९
ददामितदपीदंतेसायुज्यंनन्दयासह ॥
नन्दोनामगणोभूत्वाकैलासशिखरेभवान ॥६०
एकमन्वन्तरंयावन्नन्दयासहवत्स्यति ॥६१

શંકર બોલ્યા કે, દેવી (પાર્વતી)નાં સખીપણાનાં સ્થાનથી ઈંદ્રનાં પદને પણ હું જરૂર પછાત માનું છું. ઈંદ્રનો પણ કદીક ભ્રંશ (પડવું) થાય પણ મારા ભક્તનો ક્યાંઈ પણ ભ્રંશ થાય નહિ. ૫૯. તે પણ આ તુને નંદાની સાથે વસવાપણું આપું છું જેથી તું એક મન્વંતર સુધી કૈલાસ પર્વતના શિખર વિષે નંદ નામે ગણ થઇ નંદાની સાથે વસીશ. ૬૦. ૬૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इतीशस्यवचःश्रुत्वापरितुष्टस्यपार्थिव ॥
देवीजगज्जनित्रीसादुर्द्धरंवाक्यमब्रवीत ॥६२

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! આ પ્રમાણે પ્રસન્ન થએલા શંકરનું વચન સાંભળી જગતની માતા તે દેવી દુર્દ્ધર પ્રત્યે આવું વાક્ય બોલ્યાં. ૬૨.

## ॥ દેવ્યુવાચ ॥

वरंवरयगन्धर्वयदितेहृदिकिंचन ॥
समीहितमिहास्तेतत्परितुष्टाददामिते ॥६३

દેવી બોલ્યાં કે, હે ગંધર્વ ! જો આહિ તારા હૃદયમાં કશું પણ ઇચ્છિત છે તો વર માગ તે હું તને પ્રસન્ન થયેલી આપીશ. ૬૩.

## ॥ दुर्द्धर उवाच ॥

दुर्लभंदेविलोकेऽस्मिन्प्राप्तंगणपदंमया ॥
त्वत्तस्तदपिदेवीदंप्रार्थयामिकृतादरः ॥६४
तीर्थमेतन्महादेविमन्नाम्नाभुविविश्रुतम् ॥
अस्तुकिंचात्रशर्वेणसहलिङ्गेचिरंवस ॥६५

દુર્દ્ધર બોલ્યો કે, હે દેવિ ! આ લોકમાં દુર્લભ એવું ગણનું પદ મને પ્રાપ્ત થયું તો પણ તમારાથી હે દેવિ ! હું આદર કરી આ [ કહેવાનું ] માગું છું. ૬૪. હે મહાદેવિ ! આ તીર્થ મારાં નામ વડે પૃથ્વીમાં પ્રસિદ્ધ થાઓ અને અહિ શંકર સાથે તમે ઘણા વખત લિંગમાં વાસ કરો. ૬૫.

## ॥ देव्युवाच ॥

अहमत्रानिवत्स्यामिसहदेवेनशम्भुना ॥
भवितायत्रभूभागोदुर्द्धरस्थलसंज्ञया ॥६६

દેવી બોલ્યાં કે, હું શંકરદેવની સાથે અહિ રહીશ કે જે ઠેકાણે પૃથ્વીનો ભાગ દુર્દ્ધરનું સ્થાન એ નામ વડે સિદ્ધ થશે (ઓળખાશે) ૬૬.

## ॥ शम्भुरुवाच ॥

स्नानंयेत्रकरिष्यन्तिपुण्यंवैदुर्द्धरस्थले ॥
दीनानामपिपापानांस्वर्गस्तेषांनदुर्लभः ॥६७
पौषमासस्यसम्प्राप्तेबहुलेप्रतिपद्दिने ॥
वीणाप्रदायिनोमर्त्यायास्यन्तिशिवसन्निधौ ॥६८
उपित्वारजनीमेकांमनुष्यादुर्द्धरस्थले ॥
दुर्द्धरेश्वरमभ्यर्च्यनजायन्तेपुनर्नवाः ॥६९

શંકર બોલ્યા કે, જેઓ પુણ્યકારિ આ દુર્દ્ધરસ્થલ ઠેકાણે સ્નાન કરશે તેઓ દીન અને પાપીઓ હશે, તો પણ તેઓને સ્વર્ગ દુર્લભ થશે નહિ. ૬૭ પ્રાપ્ત થએલા પોષ માસના કૃષ્ણ પક્ષના પ્રથમ દિવસે જે લોકો વીણા દાન કરશે તેઓ શિવની સમીપમાં જશે. ૬૮. દુર્દ્ધરનાં સ્થાનક વિષે એક રાત્રિ રહી દુર્દ્ધરેશ્વરનું અર્ચન કરવાથી મનુષ્યો ફરી નવા ઉત્પન્ન થતા નથી. ૬૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवःशिवयासहशङ्करः ॥
अपरान्हेयथाराजन्मृगतृष्णाजलाश्रयः ॥७०
गन्धर्वोपितपस्तप्त्वाश्रीमालेबदरीवने ॥
नन्दयासहमायोज्यंलेभेशम्भुप्रसादतः ॥७१
दुर्द्धरस्थलमाहात्म्यमेतत्तेकथितंमया ॥
श्रुत्वायन्मानवोराजन्प्रियाविरहिर्भवेत् ॥७२

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહી શંકરદેવ પાર્વતી સાથે હે રાજા ! અપરાન્હ વખતે જેમ ઝાંઝવાના જલનું સ્થાન ન દેખાય તેમ અંતર્ધ્યાન થયા. ૭૦. ગંધર્વ પણ શ્રીમાલને ત્યાં બદરીવનમાં તપ કરી શંકરની પ્રસન્નતાથી નંદાની સાથે સંયોગપણાને પામ્યો. ૭૧. હે રાજા ! આ દુર્દ્ધર સ્થલનું માહાત્મ્ય મેં તમને કહ્યું કે જે સાંભળવાથી માણસ પ્રિયાનો વિરહી થતો નથી. ૭૨.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्त्र्यां संहितायां ब्राह्म-विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये दुर्द्धरस्थलमाहात्म्य नाम द्वात्रिंशोऽध्यायः ॥३२॥

આ પ્રમાણે સ્કંધપુરાણની એકાશી હજાર શ્લોકની સંહિતામાં બ્રાહ્મ વિભાગ વાળા ત્રીજા પરિચ્છેદનાં શ્રીમાલ માહાત્મ્ય વિષે દુર્ધર સ્થલ મહાત્મ્ય એ નામે બત્રીશમો અધ્યાય પૂરો થયો. ૩૨.

---

# ॥ अथ त्रयस्त्रिंशोध्यायः ॥

## અધ્યાય ૩૩ મો.

## ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्टसरकूपमनुत्तमं ॥
जलेनयस्यसंक्लिन्नाःपाषाणाःस्फटिकोज्वलाः ॥१
मत्र्योभवन्तिहेमाभान्नृणांविस्मयकारिणः ॥२
देवीखराननातत्रनाम्नाख्यानाखराननी ॥
दर्शनादेवमर्त्यानामभयंकुरुतेक्षणात ॥३
पुराभूद्गौतमीनामब्राह्मणीशंसितव्रता ॥
पूर्वेवयसिसम्भूतःसुतस्तस्याविचक्षणः ॥४
पितर्युपरतेबाल्यादाराराधममातरं ॥
सततंदेवचर्यासुतीर्थयात्रास्वनुव्रजन ॥५
पुष्पैर्धूपैस्तुनैवेद्यैर्मातृभक्त्यासमाहतैः ॥६
सकदाचिद्वनंयातःपुष्पावचयहेतवे ॥
ब्राह्मेमुहूर्तउत्थायत्वरितोमातुराज्ञया ॥७
पुष्पस्तबकमादातुमारूढःपाटलाद्रुमं ॥

शाखाकोटरसंस्थेनदष्टःकालाहिनाकिल ॥८

विशीर्णकेशवसनःप्रकीर्णकुसुमोत्करः

निपपातमहीपृष्ठेयन्त्रमुक्ताश्मवन्नृप ॥९

तस्याथजननीदृष्ट्वावनेबालंसृतंश्रुतं ॥

नशोकस्यार्पयामासस्वचेतःसापतिव्रता ॥१०

भूतानिग्रसतेकालोनकश्चित्केनरक्ष्यते ॥

इतिमत्वामहाप्रज्ञासञ्चसंस्कारनिजंसुतं ॥११

विधायविधिनातस्यसाक्रियामौर्द्धदेहिकीं ॥

श्रीमालेक्षेत्रसंन्यासंकृत्वातपसिसंस्थिता ॥१२

किञ्चित्कूपंसमासाद्यविविक्तंनिर्मलोदकं ॥

श्रीवृक्षपादपाकीर्णेस्थिताब्रह्मणिनिष्ठिता ॥१३

तस्यांवैतप्यमानायांखररूपेणराक्षसः ॥

पातालात्कूपमार्गेणतांविनिर्गत्यबाधते ॥१४

अणुश्यामाकनीवारानवल्कलेषुविसारितान् ॥

उत्क्षिप्यधरणीपृष्ठेकुरुतेरेणुसङ्गतान् ॥१५

कृच्छ्रेणजलसम्पूर्णानस्थण्डिलेषुनिवेशितान् ॥

प्रक्षिप्यतुण्डघातेनखण्डशःकुरुतेपदा ॥१६

नित्यमाभृशमुद्विग्नाखररूपेणरक्षसा ॥

ब्राह्मणीगौतमीराजन्खेदात्सूर्यमवैक्षत ॥१७

ततोविवस्वतीशक्तिःसद्योमार्तण्डमण्डलात् ॥

उग्रदंष्ट्रामहाकायाप्रासादेवीखरानना ॥१८

दोधूयमानालाङ्गूलंकुर्वतीभैरवान्रवान् ॥

तत्रागत्याथवेगेनगौतमीमिदमब्रवीत् ॥१९

वसिष्ठ बोल्या के, हे श्रेष्ट राजा! त्यार पछी जेना जळवडे भींत-
एला स्फटिक सरखा धोळा पाणाओ सोना सरखी कांतिवाळा थइ ज्यां

મનુષ્યોને વિસ્મય ( આશ્ચર્ય) પમાડે છે તે સરકૂપ નામમાં ઉત્તમ તીર્થ પ્રત્યે જવું. ૧ ૨. ત્યાં ખર મોઢાં વાળાં ખરાનની એ નામે પ્રખ્યાત થએલાં દેવી છે જે દર્શન માત્રથીજ મનુષ્યોને ક્ષણુ વારમાં અભય આપે છે. ૩. પૂર્વે વખાણુએલ વ્રતવાળી ગૌતમી નામે બ્રાહ્મણી હતી અને પૂર્વાવસ્થામાં તેને વિચક્ષણુ પુત્ર થયો હતો. ૪. અને માતાની ભક્તિ વડે લઇ આવેલાં પુષ્પ, ધુપ અને નૈવેદ્યથી બાલ અવસ્થામાં પિતા ગુજરી ગએલ હતો તેથી તે નિરંતર માતાની આરાધના કરતો હતો. તથા દેવ સેવામાં અને તીર્થયાત્રામાં જતો હતો. ૫. ૬. તે કોઇ વખતે પુષ્પો લેવા માટે બ્રહ્મ મુહૂર્ત (બે ઘડી રાત્રિ) વખતે ઉઠી ત્વરાથી માતાની આજ્ઞાવડે વનમાં ગયો. ૭. અને ફૂલનો ગુચ્છો ગ્રહણુ કરવા માટે પાટલા ( પાડ )ના વ્રક્ષ પ્રત્યે ચડયો ત્યાં તેને ડાલનાં કોતરમાં રહેલો કાળો સર્પ કરડયો. ૮. તેથી હે રાજા ! જેનાં કેશ અને વસ્ત્ર વીખરાઇ ગએલ છે. તથા પુષ્પો જેનાં પડી ગએલાંછે એવો તે [બ્રાહ્મણુ] યંત્રથી ફેંકેલા પાણીની પેઠે પૃથ્વીની પીઠપર પડયો. ૯. પછી વનમાં મરી ગએલ સાંભળેલા પુત્રને જોઇ તેની તે પતિવ્રતા માતાએ પોતાનું ચિત્ત શોકને અર્પણુ કર્યું નહિ. ૧૦. અને પ્રાણી માત્રને કાલ ગ્રસેછે તથા કોઇ કોઇનું રક્ષણુ કરતું નથી એમ માની મોટી બુદ્ધિવાળી તે સ્ત્રીએ પોતાના પુત્રનો સંસ્કાર (દાહ) કીધો. ૧૧. અને તેની [ પુત્રની ] દેહ પછીની ક્રિયા વિધિવડે કરી તે સ્ત્રી શ્રીમાલ ક્ષેત્રમાં સન્યાસ કરી તપ કરવા બેઠી. ૧૨. તથા શ્રી વૃક્ષ ( બીલી ) નાં ઝાડ વડે વીટાએલા એકાંતમાં નિર્મળ જલવાલા કોઇ કુવાને ત્યાં જઇ બ્રહ્મ ( પરમાત્મા ) માં નિષ્ટા રાખી બેઠી. ૧૩. જ્યારે તે તપ કરતી હતી ત્યારે પાતાલથી કુવાના માર્ગ વડે બાહાર નીકળી રાક્ષસ ગધેડા સરખા રૂપથી તે સ્ત્રીને પીડા કરવા લાગ્યો. ૧૪. અને છાલનાં વસ્ત્રોમાં રાખેલા અણુ માત્ર શ્યામા અને નીવાર નામનાં ધાન્યનાં દાણુાઓને પૃથ્વી ઉપર ફેંકી રજની [ ધૂળની ] સાથે મેલવી દેતો હતો. ૧૫. વળિ સ્થંડિલોમાં રાખેલાં દુઃખે કરી જળથી ભરેલાં પાત્રોને મોટી ઝપાટથી ફેંકી પગ વડે કટકા કરતો હતો. ૧૬. ખર સરખા રૂપવાળા રાક્ષસે નિરંતર અતિ ઉદ્વેગ પમાડેલી ગૌતમી નામે બ્રાહ્મણી હે રાજા ! ખેદથી સૂર્યનું દર્શન કરવા લાગી. ૧૭. ત્યારે તત્કાલ સૂર્યનાં મંડલમાંથી સૂર્યની શક્તિ રુપ, ઉગ્ર દાઢ વાળી, મોટી કાયા વાળી. ગર્દભ સરખાં મોઢાં વાળી, પુછડાંને અતિ ફેરવનારી, અને ભયંકર શબ્દો કરનારી, દેવી પ્રાપ્ત થઇ અને વેગ વડે ત્યાં આવી ગૌતમીને આ વચન કહેવા લાગી. ૧૮. ૧૯.

## ॥ देव्युवाच ॥

इयमरिमतपोनिष्टेनभीःकार्याकथंचन ॥
हनिष्येराक्षसंघोरंखररूपिणमागतम् ॥२०
यावदागच्छतिक्रुद्धस्तावत्तिष्टामिसवृता ॥
तवाश्रमसमीपेह्यमध्येश्रीवृक्षशाखिनां ॥२१

દેવી બોલ્યાં કે, હે તપમાં નિષ્ઠા રાખનારી ! આ હું જ્યાં સુધી ક્રોધ પામેલો રાક્ષસ આવશે ત્યાં સુધી છઉં. અને તારા આશ્રમની સમીપમાં શ્રી વૃક્ષ નામના વૃક્ષોની મધ્યમાં વાટ જોઇ બેઠેલી છઉં. માટે તારે કોઇ પણ રીતે ભય ધારણ કરવો નહીં અને ખરનું રૂપ લઇ આવેલા ઘોર રાક્ષસને હું મારીશ. ૨૦—૨૧.

## ॥ वसिष्ठ उवाच ॥

एवमस्त्वितिसाप्रोक्तागौतम्यापृथिवीपते ॥
श्रीवृक्षखण्डमध्यस्थाक्षणंतस्यात्वरिंदम ॥२२
प्रभाभिःस्वर्णतुल्याभिर्भासमानासुरेश्वरी ॥
प्रतिभाभिरिवोद्रिक्तामनोवृत्तिस्तपोनिधेः ॥२३
ततोभूदस्तशैलस्यतटालम्बीदिवाकरः ॥
व्योमाध्यक्रमणात्श्रान्तोविश्रामेच्छुरिवाध्वगः २४
गावःशान्तप्रचाराश्चगोपैरस्तगामिगः ॥
दुःखादिवपरिम्लानानिषद्मश्वरमाचले ॥२५
अस्तबन्धूनिपद्मानिजलसद्मीनीसर्वतः ॥
निरस्तानिश्रियाराजन्प्रदोषेनिविरेजिरे ॥२६
लक्ष्मीःकमलकोशेभ्यःप्रादुर्भूतामनोहरा ॥
रात्रोतद्रक्षणार्थायकाकौविभिदतुःकिल ॥२७
सुप्तेषुकमलकोडेषट्पदेषुसमंततः ॥
चकोराग्मधुरंनेदुःशर्वरीप्रागमनाइव ॥२८

तरुशाखान्तराणीयुर्निर्मीलेतद्दृशःखगाः
परित्यज्यगृहाणीवविविक्तमेवयोगिनः ॥२९
आवक्रपद्मिनीपत्रैरात्मानंमानसौकसः ॥
मुमुक्षवइवाक्षोभ्यातितिक्षाप्रमुखैर्गुणैः ॥३०
निसर्गमलिनैर्ध्वान्तैरावृतंपरितोजगत् ॥
विषयैरिवमूर्खस्यमनोजायानवंशयथा ॥३१
प्रवृत्तारजनीराजन्नथध्वान्तमयाम्बरा ॥
असतीवप्रमोदायपरितःपापचेतसां ॥३२
ततःकर्णकठोरोभुत्पूर्वमुच्चैःखरस्वरः ॥
पश्चाकूपतटात्प्रासंरक्षःखरमुखंबहिः ॥३३
वित्रस्तास्तस्यशब्देनपादपाश्रयिणःखगाः ॥
स्खलितावृक्षशाखाभिरधःपेतुर्महितले ॥३४
मनोध्यानमयीभुतपरेपुंसितपोनिधेः ॥
गौतम्याःखगविक्रोशैर्मेववर्त्ततपुनर्नृप ॥३५
ददर्शपुरतस्तावत्पदाघातेनपादपान् ॥
उन्मूलयन्महाघोरोराक्षसःखररूपधृक् ॥३६
उच्चैरथजगादेतिब्राह्मणीगौतमीशुभा ॥
जगतांमातुराव्हानंकुर्वतीव्यपदेशतः ॥३७

વસિષ્ઠ બોલ્યા કે, હે શત્રુને નિમમાં રાખનાર રાજા ! એમ થાઓ. એ રીતે ગૌત્તમીએ કહેલાં અને જેમ પ્રતિભાઓ વડે વૃદ્ધિ પામેલી તપોનિધિ ( તપસ્વી ) ની મનોવૃત્તિ હોય તેમ સોના સરખી કાંત્તિવડે શોભતાં એવાં તે દેવી ક્ષણ વાર શ્રી વૃક્ષોના મધ્ય ભાગમાં બેઠાં. ૨૨. ૨૩. તે સમયે આકાશ રૂપિ માર્ગમાં ફરવાથી થાકી ગએલા સૂર્ય જેમાગ્યું હોય તેમ અસ્ત પર્વતનો તટ ભાગનો આશ્રય કરનાર થયા. ૨૪. અને સૂર્યના અસ્ત પામવાથી દુઃખને લીધે ગ્લાની પામેલ હોય તેમ શાંત ગતિવાળાં કિરણો અસ્તાચલ ઉપર વિશ્રામ પામ્યાં ૨૫. હે રાજા ! સર્વ તરફથી જલમાં સંગ પામેલાં સૂર્ય વિકાસી કમલ કાંતિવડે હીન થવાથી પ્રદોષ ( સંધ્યા ) વખતે

શોભતાં ન હતાં. ૨૬. કમલની કલિઓમાંથી મનોહર લક્ષ્મી પ્રકટ થઇ હતી અને રાત્રિમાં તેના રક્ષણ માટે કાગડા ભેદ પામતા હતા. ૨૭. ચારેકોર કમલ મધ્યમાં ભ્રમરાઓ સુતા હતા ત્યારે જેમ રાત્રિનું ગાયન કરનારા હોય તેમ ચકોર પક્ષિઓ મધુર નાદ કરતા હતા. ૨૮. જેમ પ્રમાણે યોગિ લોકો ઘરનો ત્યાગ કરી એકાંત સ્થલ પ્રત્યેજ જાય તે પ્રમાણે જેની દૃષ્ટિ વીંચાવા માંડી હતી એવા પક્ષિઓ વૃક્ષોની જુદી જુદી શાખાઓ પ્રત્યે જતા હતા. ૨૯. જે રીતે યોગિ લોકો ક્ષોભ ન પમાડાય એવા તિતિક્ષા (ક્ષમા) વિગેરે ગુણોએ કરી જેમ મુક્તિ પામવા ઇચ્છે તે રીતે માન સરોવરને ત્યાં વસનારા હંસો કુટિલ કમલનાં પત્રોથી આત્માને મુક્ત [છુટો] કરવા ઇચ્છતા હતા. ૩૦. જેમ મૂર્ખ માણસનું મન વિષયો વડે સ્ત્રીને વશ થાય તેમ સ્વાભાવથી મલીન એવાં અંધારાં વડે ચોતરફથી જગત વિંટાયું. ૩૧. પછી હે રાજા! જેવી રીતે ચો તરફથી પાપમાં ચિત્તવાળા પુરૂષોના પ્રમોદ (હર્ષ) માટે ખરાબ સ્ત્રી આવે તેવી રીતે અંધકારમય આકાશવાળી રાત્રિ પ્રવૃત્ત થઇ. ૩૨. ત્યાર પછી પ્રથમ કાનને કઠોર ઉંચો [મોટો] ગધેડાના સરખો શબ્દ થયો અને પછી કુવાના કાંઠામાંથી ગધેડાના મોઢાં સરખાં મોઢાવાળો રાક્ષસ બહાર આવ્યો. તે રાક્ષસના શબ્દે કરી ત્રાસ પામેલાં વૃક્ષોઉપર રહેલા પક્ષિઓ વૃક્ષોની શાખાઓથી પછડાતા પૃથ્વી તલ ઉપર હેઠા પડયા. ૩૪. હે રાજા! પક્ષિઓના કોલાહલ (બકોર) વડે પરમ પુરૂષ [પરમેશ્વર] માં ધ્યાન મય થએલું તપના ભંડાર રૂપ એવી ગૌતમીનું મન ફરીને નિવૃત્ત થયું. ૩૫. તે વખતે પગની ઝપાટથી વૃક્ષોને ઉખેડી નાંખનાર, મહા ઘોર, ગધેડાનાં સરખાં રૂપને ધારણ કરનારો રાક્ષસ દેખાયો. ૩૬. એ સમયે મિષથી જગતની માતાનું આવ્હાન (બરકાવવા પણાને) કરનારી શુભ ગૌતમી નામે બ્રાહ્મણી ઉંચે સ્વરે આ પ્રમાણે બોલી. ૩૭.

## ॥ गौतम्युवाच ॥

दुरं याहि दुराचारमापराद्धास्तपस्विनां ॥
कालरात्रिमिमांमाप्तामात्मनः किंनबुध्यसे ॥ ३८

ગૌતમી બોલી કે, હે દુરાચારવાળા! દૂર જા. અને તપસ્વીનો અપરાધ મકર તથા પોતાની આવેલી આ કાલ રાત્રિને કેમ નથી જાણતો. ૩૮.

## ॥ वसिष्ट उवाच ॥

इत्याकर्ण्यवचोराजनशक्तिर्वैवस्वतीतदा ॥
पर्यधावन्महादंष्ट्राकुर्वतीभैरवान्रवान् ॥३९
ततस्तेनैवनादेनराक्षसःप्राप्तसाध्वसः ॥
नशशाकमहिपालसस्थातुंनपलायितुं ॥४०
वेमाद्थपदन्यासैर्नमयन्तीमहींनृप ॥
जग्राहराक्षसंकण्ठेयथासिंहवधूर्मृग ॥४१
दन्तैःकुलिशदुष्प्रेक्ष्यैर्देवीविश्वार्तिहारिणी ॥
तस्यकोकुंयमानस्यनिचकर्त्तशिरोमहत् ॥४२
ततःस्वरुपमास्थायच्छिन्नशीर्षोनिशाचरः ॥
निपपातमहिपृष्ठेवज्राहतइवाचलः ॥४३
अथतंपतितंवीक्ष्यगतसत्वमचेतनं ॥
राक्षसंक्रुरकर्माणंगौतमीमुदिताऽब्रवीत् ॥४४

**વસિષ્ઠ** બોલ્યા કે, હે રાજા! તે વખતે આ પ્રમાણે વચન સાંભળી મોટી દાઢ વાળી સૂર્યની શક્તિ ( દેવી ) ભયંકર શબ્દો કરતી દોડી. હે રાજા! ત્યારે તે દેવીના શબ્દ વડે જેને ભય થએલ છે, એવો રાક્ષસ ઉભો રહેવાને અથવા ભાગવાને શક્તિમાન થયો નહિ. ૪૦. પછી હે રાજા! જે રીતે સિંહણ મૃગલીને પકડે તે રીતે પગ મુકવાથી પૃથ્વીને નમાવનારાં દેવીએ કંઠના ભાગમાં રાક્ષસને પકડ્યો, ૪૧. અને વિશ્વની પીડા હરનારા દેવીએ વજ્રની પેઠે દુઃખે જોઇ શકાય એવા દાંત વડે અતિ બુમ પાડનારા તે રાક્ષસનું મોટું માથું કાપી નાખ્યું. ૪૨. તે સમયે પોતાનું રૂપ ધારણ કરી માથું કપાવાથી રાક્ષસ જે રીતે વજ્રથી હણેલો પર્વત પડે તે રીતે પૃથ્વીની પીઠ ઉપર પડ્યો. ૪૩. એ પછી ક્રૂર કર્મ કરનારા તે રાક્ષસને ચેતના અને સત્વ [જીવ રહિત] પડેલો જોઇ હર્ષ પામેલી ગૌતમી બોલી. ૪૪.

## ॥ गौत[redacted]वाच ॥

विश्वमातर्नमस्तेस्तुनमस्तेतिग्मतेजसे ॥

नमस्तेविश्वरूपिण्यैछन्दसांनिधयेनमः ॥४५
परस्तात्तमसोमातस्तवरूपंहिभासुरं ॥
मुक्त्यैनाप्यायदन्योऽस्तितस्यैसावित्रितेनमः ॥४६

ગૌતમી બોલી કે, હે વિશ્વની માતા તિક્ષ્ણ તેજ વાળાં ! તમોને નમુંછું, વિશ્વરૂપ ધારણ કરનારાં તમોને નમુંછું અને એ છંદોના ભંડાર રૂપ એવાં તમોને નમુંછું. ૪૫. હે માતા! તમારૂ તેજસ્વિ રૂપ તમોગુણથી અથવા અજ્ઞાનથી પર છે, અને હે જનની! મુક્તિ પામવા માટે જેથી બીજો માર્ગ નથી તે તમોને નમુંછું. ૪૬.

## ॥ देव्युवाच ॥

अनेनज्ञानवैशद्येनतवतुष्टातपस्विनि ॥
वरंवरयकल्याणिनमोघंदेवदर्शनं ॥४७

દેવી બોલ્યાં કે, હે કલ્યાણ યુક્ત તપસ્વીનિ! આ તારાં જ્ઞાનનાં વશપણાથી હું પ્રસન્ન થએલી છઉં. માટે વર માગ કારણકે દેવતાનું દર્શન નિષ્ફલ નથી. ૪૭.

## ॥ गौतम्युवाच ॥

मुमुक्षोर्ममकेनापिनास्तिकामप्रयोजनं ॥
स्थातिरत्रास्तुतेनित्यंयदिमोघंनदर्शनं ॥४८

ગૌતમી બોલી કે, મને મુક્ત ઇચ્છનારી સ્ત્રીને કોઇથી પણ વિશેષ પ્રયોજન નથી પણ જો તમારૂં નિષ્ફલ દર્શન નથી તો તમારી નિરતર અહિં સ્થિતિ થાઓ. ૪૮.

## ॥ देव्युवाच ॥

रूपेणाहमनेनैवस्थास्याम्यत्रतपस्विनि ॥
वाञ्छितानिप्रदास्यामिमर्त्येभ्यःपूजितास्तुता ॥४९

येत्रस्नानंकरिष्यन्तिखरकूपेसमाहिताः ॥
तेमयास्यन्तिनिर्द्धूयपापानिपरमंपदं ॥५०

दम्पतीभ्यांमहाभक्त्यायोवस्त्राणिप्रदास्यति ॥
तस्यगौतमितुष्टाहंदास्यामिमनसेप्सितान् ॥५१

प्राप्स्यसित्वंतुसायुज्यंमयासहनसंशयः ॥
आभूतसम्प्लवंयावदन्तेदेहस्यगौतमि ॥५२

દેવી બોલ્યાં કે, હે તપસ્વિની ! આ રૂપે કરીનેજ હું અહીં રહીં અને પૂજા તથા સ્તુતિ કરવાથી માણસોને ઇચ્છિત વસ્તુઓ આપીશ. ૪૯. અને જેઓ આ ખર કુપ તીર્થમાં સમાહિત થઈ સ્નાન કરશે તેઓ પાપને નાશ પમાડી પરમપદ પામશે. ૫૦. તેમ હે ગૌતમિ ! જે અતિ ભક્તિથી સ્ત્રીને પુરૂષને વસ્ત્ર આપશે તેને પ્રસન્ન થએલી હું મન વડે ઇચ્છેલા પદાર્થો આપીશ. ૫૧. અને હે ગૌતમી ! તું તો મારી સાથે સાયુજ્ય મુક્તિને ( સંયોગપણાને) જ્યારે પ્રાણિઓનો પ્રલય થશે ત્યારે દેહને અંતે પામીશ એમાં સંશય નથી. ૫૨.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवीसावित्रीसहसानृप ॥
गोतम्यपिचिरंतप्त्वाप्रतिष्टाप्यखराननां ॥५३

देहत्यागेमहीपालपरंब्रह्मपदंययौ ॥५४

इतिश्रीनिर्मितेक्षेत्रेप्रादुर्भूताखरानना ॥
श्रुत्वाकथामिमांरम्यांनमर्त्योदुःखमाप्नुयात् ॥५५

વસિષ્ટ બોલ્યા કે, હે મહિપાલ ! આ પ્રમાણે કહી જલદી તે સૂર્યની શક્તિ રૂપ દેવી અંતર્ધ્યાન પામી ગયાં. અને હે રાજા ! તે ગૌતમી પણ ઘણો વખત તપ કરી ખરાનન દેવીની પ્રતિષ્ટા કરી દેહ ત્યાગ થયા પછી પરમ એવાં બ્રહ્મનાં પદને પામી. ૫૩. ૫૪. આવી રીતે લક્ષ્મીએ નિર્મેલાં ( શ્રીમાલ ક્ષેત્રમાં ખરાનના દેવિ પ્રકટ થયાં. આ સુંદર કથા સાંભળવાથી માણસ દુઃખ પામતો નથી. ૫૫.

ईतिश्री स्कंदपुराणे काशांति साहस्यां संहितायां ब्राह्म-विभागे तृतियपरिच्छेदे श्रीमालमाहात्म्ये खराननामाहात्म्यं नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

આ રીતે સ્કંદ પુરાણ રૂપ એકાશી હજાર શ્લોકની સંહિતાના બ્રાહ્મ્ય વિભાગમાં ત્રિજા પરિચ્છેદનાં શ્રીમાળ માહાત્મ્યવિષે ખરાનના માહત્મ્ય એ નામે તેત્રિશમો અધ્યાય થયો. ૩૩.

---

# ॥अथ चतुस्त्रिंशोध्यायः ॥

## અધ્યાય ૩૪ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छनृपश्रेष्टदेवींसिद्धिविनायकं ॥
यत्रसिध्यन्तिराजेन्द्रवर्णाश्चत्वारएवहि ॥१
क्षेममूर्त्तिरभूद्भूपधार्म्मिकोभूपतिःपुरा ॥
यथातेनतपस्तप्तमखिलंतन्निशामय ॥२
चतुर्थीवासरंप्राप्यस्नानंकुर्वन्समाहितः ॥
अभिवाञ्छितलाभायपूजयत्यम्बिकासुतं ॥३
सकदाचिन्महीपालश्रुत्वाश्रीमालचेष्टितं ॥
ययौतीर्थावगाहायसम्भृत्यबलवाहनः ॥४
गच्छतस्तस्यमार्गेथहयपादोद्धतंरजः ॥
सन्मुखोभूत्सदुर्वासाःपुरस्तात्क्रोधनोमुनिः ५
उत्तीर्यसरथात्तूर्णंविलुठनजगतीतले ॥
पपातपादयोस्तस्यसोऽब्रवीत्तुनकिञ्चन ॥६
वेगेनाथमहीपालक्षेममूर्त्तिर्महामनाः ॥

जगामरथमारुह्यशङ्कितःक्रोधनात्ततः ॥७
ततःसैन्येऽप्यपक्रान्तेदुर्वासाःक्रोधमूर्च्छितः ॥
कृतागेसैनिकैर्नास्यनतिरित्थमचिन्तयत् ॥८
तेनदास्याम्यहंशापंसैनिकानाममुष्यवै ॥
इतिकृत्वागतिराजन्क्रोधक्रीडागृहंपुनः ॥९
क्षेममुर्त्तिमुवाचेदंनिवर्त्यार्द्धपथात्पुनः ॥१०

વસિષ્ઠ બોલ્યા કે, હે શ્રેષ્ટરાજા ! તે પછી સિદ્ધિ વિનાયકદેવ પ્રત્યે જવું. જ્યાં હે રાજા ! ચાર વર્ણો પણ સિદ્ધિ પામી શકેછે. ૧. હે રાજા ! પૂર્વે ક્ષેમ મૂર્ત્તિ એ નામે ધાર્મિક (ધર્મિષ્ટ) રાજા હતો તેણે જે રીતે તપ કર્યું હતું તે રીતે સર્વ તમે સાંભળો. ૨. ચોથી તિથિનો દિવસ આવે ત્યારે તે રાજા સાવધાન થઇ સ્નાન કરી ઇચ્છિત વસ્તુના લાભ માટે પાર્વતીના પુત્રનું પૂજન કરતો. ૩. હે રાજા ! કોઇ સમયે તે રાજા શ્રીમાલ ક્ષેત્રની ચેષ્ટા સાંભળી તીર્થોમાં સ્નાન કરવા માટે ચાકર સૈન્ય અને વાહન સાથે ત્યાં ગયો. ૪. માર્ગમાં જતાં તે રાજાના ઘોડાના પગથી ઉડેલી રજ (ધુલ) પડતી હતી અને પાસે ક્રોધી દુર્વાસા મુનિ સામા આવ્યા. ૫. ત્યારે તે રાજા જલ્દી રથમાંથી ઉતરી પૃથ્વી ઉપર તે દુર્વાસાના પગમાં લોટી પડયો પણ તે મુનિ તો કશું બોલ્યા નહિં. ૬. હે રાજા ! પછી વેગે કરી મોટાં મનવાળો ક્ષેમ મૂર્ત્તિ રથ પ્રત્યે બેસી તે ક્રોધી મુનિથી શંકા પામતો ચાલતો થયો. ૭. ત્યાર પછી સૈન્ય દૂર જવા લાગ્યું ત્યારે ક્રોધવાન્ થએલા દુર્વાસા આના ( રાજાના ) સૈનિકોએ મને નમન કર્યું નહિ એ પ્રમાણે વિચારવા લાગ્યા. ૮. અને હે રાજા તેથી ( નમન ન કરવાથી ) હું આ રાજાના સૈનિકોને શાપ આપીશ. આ રીતે ફરીને બુદ્ધિ કે તથારૂપિ ક્રીધાડા ગૃહને ધારણ કરી ક્ષેમ મૂર્ત્તિને અર્દ્ધ માર્ગમાંથી પાછો વાળી આ વચન કેહેવા લાગ્યા. ૯. ૧૦.

## ॥ दुर्वासा उवाच ॥

भोभोराजन्नमेदुष्टैःसैनिकैस्तवपाप्मभिः ॥
ननगस्याकृतातेनशापंदास्यामिदुःसहं ॥११

દુર્વાસા બોલ્યા કે, હે રાજા ! આ તારા દુષ્ટ પાપિ સૈનિકોએ નમન કીધું નથી માટે હું દુઃસહ શાપ આપીશ. ૧૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तःसतदाराजाक्षेममूर्तिःप्रतापवान् ॥
सस्माराविघ्ननेतारंगौरीपुत्रंविनायकं ॥१२
अथागात्तत्रवेगेनभगवान्मूषकासनः ॥
तमादायमुनिंहस्तेप्रोवाचेदंकृतस्मितः ॥१३

વસિષ્ઠ બોલ્યા કે, તે વખતે આ પ્રમાણે કહેલા પ્રતાપવાન તે ક્ષેમ મૂર્તિ રાજાએ વિઘ્નોના નિયંતા પાર્વતીના પુત્ર ગણપતિનું સ્મરણ કર્યું. ૧૨. એ સમયે વેગવડે ઉંદરનું જેને વાહન છે એવા ભગવાન ગણપતિ ત્યાં આવ્યા અને તે મુનિને હાથ ઝાલી મંદ હાસ્ય કરી આ વચન કહેવા લાગ્યા. ૧૩.

## ॥ विघ्नराज उवाच ॥

विरम्यतामिहक्रोधान्मिथ्यासङ्कल्पजान्मुने ॥
एषब्राह्मणशुश्रूषुर्भृशमैक्ष्वाकवोनृपः ॥१४
कृतेप्यपराधेपितच्छान्तिःक्रियतेत्वया ॥
माभून्निरागसिक्रोधःक्षमिणांब्राह्मणयतः ॥१५

ગણપતિ બોલ્યા કે, હે મુનિ! આ વિષે મિથ્યા સંકલ્પથી થએલા ક્રોધથી વિરામ પામો, કારણ કે આ રાજા ઇક્ષ્વાકુ રાજાના કુલમાં થએલો અને ઘણો બ્રાહ્મણોનો સેવક છે. ૧૪. જો અપરાધ કર્યો હોય તો પણ તમે શાંતિ કરો છો ત્યારે નિરઅપરાધીવિષે ક્રોધી થાઓ માં, કારણ કે બ્રાહ્મણો ક્ષમાવાન હોય છે. ૧૫.

## ॥ दुर्वासा उवाच ॥

लवणेनास्तिगिष्टत्वंनास्तितोयंहुताशने ॥
नास्त्यूषरेबीजरोहोनास्तिदुर्वाससेक्षमा ॥१६

परस्त्रिषृस्यविघ्नेशमोक्ताभवीसिकिन्त्वयत ॥
याहित्वमात्ममार्गेणशप्स्याम्येनंमहीभुजं ॥१७

દુર્વાસા બોલ્યા કે, લવણમાં મિઠાશ નથી, અગ્નિમાં જલ નથી, ઉખર જમીનમાં બીજ ઉગતું નથી, અને દુર્વાસામાં ક્ષમા નથી. ૧૬. હે ગણેશ! તમે પરનાં અતિ ઇષ્ટ ( પ્રિય ) ને ભોગવનારા કેમ થાઓ છો માટે તમે પોતાને રસ્તે જાઓ અને હું આ રાજાને શાપ આપીશ. ૧૭.

## ॥ विघ्नराज उवाच ॥

अहंपुत्रस्त्रिनेत्रस्यतदंशप्रभवोभवान् ॥
तेनतेहंसुतोमान्यःसम्बन्धेनामुनामुने ॥१८

ગણેશ બોલ્યા કે, હે મુનિ! હું શંકરનો પુત્ર છું અને તમે તેના અંશથી ઉત્પન્ન થયા છો માટે આ સંબંધવડે હું તમારો માનવા યોગ્ય પુત્ર છું. ૧૮.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तस्तेनदुर्वासानहासोचैर्महीपते ॥
पश्यतःसर्वसैन्यस्यगणेशंचेदमब्रवीत् ॥१९

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા! આ પ્રમાણે તે ગણેશે કહેલા દુર્વાસા ઉંચે સ્વરે હસ્યા અને સર્વ સૈન્યના જોતાં ગણેશપ્રત્યે આ વચન બોલ્યા. ૧૯.

## ॥ दुर्वासा उवाच ॥

नैष्ठिकस्यानपत्यस्यनरेन्द्रप्राणशङ्कया ॥
पुत्रीभूतोसिविघ्नेशतस्मात्तेप्रददेनृपं ॥२०

દુર્વાસા બોલ્યા કે, હે ગણેશ! રાજાના પ્રાણની શંકાવડે સંતાન રહિત અને આસ્તિક માણસનો પુત્ર રૂપ થયો છે માટે રાજાને આપુછું. ૨૦.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंप्रसाद्यदुर्वासाययौशीघ्रंविहायसा ॥
गणेशेऽपितिरोभूतेश्रीमालमागमन्नृप ॥२१
प्रसादेनगणेशस्यसभृत्यबलवाहनः ॥
दुर्वाससाविनिर्मुक्तःपतङ्गइववन्हिना ॥२२
ततःकृत्वातीर्थयात्रांदत्वादानानिभूरिशः ॥
प्रजिघायपुरंसैन्यंतपस्कर्त्तुंस्वयंस्थितः ॥२३
परिव्राजकरूपेणकस्मिश्चनजलाशये ॥
आराधयन्नासुरथांविश्वरूपिणमव्ययं ॥२४
वर्षमेकासनेनस्थोध्यानमीलितलोचनः ॥
परित्यक्तसुखभोगोनिर्गमोनिरहंकृतिः ॥२५
हृत्क्रोडकुहरस्थस्यगणेशस्यवशंवदः ॥
अथप्रत्यक्षतामाप्तस्तस्यदेवोविनायकः ॥२६
मदाविलकपोलःसन्नग्धानःपरशुंकरे ॥
सूर्यकोटिप्रतिकाशोभिन्नाञ्जनचयोपमः २७
तंदृष्ट्वाथमहाराजप्रत्यक्षंपार्वतीसुतः ॥
तुष्टावपरयाभक्त्याक्षेमधूर्त्ति*र्महीपतिः ॥२८

વસિષ્ટ બોલ્યા કે, હે રાજા! આ રીતે પ્રસન્ન થઇને જલદી આકાશ માર્ગે ગયા અને ગણેશનાં પણ અંતર્ધ્યાન થવાથી રાજા જેમ વન્હિથી પતંગિઓ મુક્ત થાય તેમ ગણેશની પ્રસન્નતાવડે દુર્વાસાથી મુક્ત થયેલો દાસ સૈન્ય અને વાહન સહિત શ્રીમાલ પ્રત્યે આવ્યો ॥ ૨૧–૨૨ ॥ પછી તીર્થ યાત્રા કરીને તથા ઘણીવાર દાન દઇને સૈન્યને પુરપ્રત્યે મોકલ્યું અને પોતે તપ કરવા રહ્યો. ૨૩ તથા કોઈ પણ જલાશયને ત્યાં નાશ રહીત અને સર્વ રૂપવાળા ગણપતિને આરાધતો ધ્યાન વડે નેત્રને મિંચતો સર્વ સુખોને તજી મમતાને અહંકાર રહિત એવો વર્ષ સુધી એક આસન વિશે

---

* આ ઠેકાણે બીજા પુસ્તકમાં ક્ષેમમૂર્ત્તિ એવો પાઠ છે.

એકો રહ્યો. ૨૪. ૨૫. એ પછી હૃદયના મધ્ય ભાગ રૂપ ગુફામાં રહેલા ગણેશના પ્રિય જેના ગાલ મદ વડે મેલા થએલ છે એવા હાથમાં ફરશીને ધારણ કરનાર કરોડ સૂર્યની તુલ્ય તથા ભેદાઇ ગયેલા કાજલના ઢગલાની ઉપમા અપાય એવા વિનાયક નામના દેવ તેના પ્રત્યક્ષપણાને પામ્યાં. ૨૬–૨૭. હે મહારાજ! તે પાર્વતીના પુત્રને પ્રત્યક્ષ જોયા પછી ક્ષેમધૂર્તિ નામનો રાજા પરમ ભક્તિવડે સ્તુતિ કરવા લાગ્યો. ૨૮.

## ॥ क्षेमधूर्त्तिरुवाच ॥

नमो स्तुगणनाथयगणानांपतयेनमः ॥
ब्रह्मरूपायदेवायविश्नुरुपायतेनमः ॥२९
मेरुमन्दररूपायनमःकैलासवासिने ॥
भक्तस्तुतायदेवायनमस्तुभ्यंविनायक ॥३०
दन्तोन्मूलितदैतयेचमूद्भवनायच ॥
त्वयास्मृतेनहिपुरादेवैःसमरमूर्धनि ॥
गजरुपमिदंकृत्वानिहताःसुरविद्विषः ॥३१
त्वमग्रणीःसुरेन्द्राणांनराणांफणिनांतथा ॥
त्वयाव्याप्तमिदंसर्वंगणेश्वरजगत्प्रभो ॥३२ ॥
शास्तात्वंसर्वलोकानांकस्त्वन्यस्त्वामृतेभुवि ॥
सिद्धिदोसिमपन्नानामभक्तानामसिद्धिदः ॥३३
त्वंदेवशङ्कराज्जातःपार्वत्यास्त्वंगणेश्वर ॥
तेजोभिस्तनुसम्भूतैर्जगन्मात्रातिनिर्मितः ॥३४
प्रसीददेवदेवेशप्रसीदासुरमर्दन ॥
त्वंहिमेशरणंश्रेयःपरमात्वंहिमेगतिः ॥३५

ક્ષેમધૂર્તિ બોલ્યો કે, ગણોના નાથને નમુંછું, ગણોના પતિને નમુંછું, બ્રહ્મ રુપ દેવને નમું છું અને વિષ્ણુ રૂપ એવા તમોને નમુંછું. ૨૯. હે વિનાયક! મેરૂ અને મંદર રૂપ એવા કૈલાસ વાસ કરનારા તમોને નમુંછું. તથા ભક્તોએ સ્તુતિ કરેલા દેવરૂપ તમોને નમુંછું ૩૦. વળી દાંતવડે જેણે

દૈત્યની સેના રૂપ વન ઉખેડી નાંખેલ છે એવા તમોને નમુંછું. પૂર્વે રણભૂમિના મોખરામાં દેવતાઓએ સ્મરણ કરવાથી તમે આ હાથિનું રૂપ ધારણ કરી દૈત્યોને હણેલા છે. ૩૧. હે ગણેશ્વર! તમે સુરપતિઓના મનુષ્યોના તથા નાગ લોકના અગ્રણી છો અને હે પ્રભુ! આ સર્વ જગત્ત તમવડે વ્યાપ્ત છે. ૩૨. પૃથ્વીમાં તમારા વિના બીજો કોણ સર્વ લોકોનો નિયંતા છે (અર્થાત્ કોઇ નથી) તમે શરણાગત ભક્તોને સિદ્ધિ આપનારછો અને અભક્ત જનોને અસિદ્ધિ આપનાર છો. ૩૩. હે ગણોના ઇશ્વિર! તમે દેવ એવા શંકરથી પાર્વતીથી ઉત્પન્ન થયા છો અને તમને જગતનાં માતાએ શરીરથી થએલાં તેજવડે નીર્માણ કરેલછે. ૩૪. હે દેવ, હે દેવના ઇશ, હે અસુરને મારનારા! તમે પ્રસન્ન થાઓ, કારણ કે તમે મને શરણ રૂપ અને શ્રેષ્ટ રૂપછો તથા તમેજ મારી પરમ ગતિછો. ૩૫.

## ॥ गणनाथ उवाच ॥

वरंवृणिष्वभूपालतुभ्यंदास्याभिवाञ्छितं ॥
अनयाऽनन्ययाभक्त्यानादेयमेस्तिकिंचन ॥३६

ગણોનાનાથ બોલ્યા કે, હે રાજા! હું ઇચ્છિત ફલ આપીશ માટે વર માગ અને આ તારી અનન્ય ભક્તિ વડે કંઇ પણ મારે ન અપાય એવું નથી (અર્થાત્ બધું અપાય એવુંછે. ૩૬.

## ॥ राजोवाच ॥

यदितुष्टोगजेन्द्रास्यमत्वंभक्तवत्सल: ॥
श्रीमालेतादिदक्षेत्रेस्थितिदेवसदाकुरु ॥३७
नश्रीमालंत्वयात्याज्यमेषमेस्तुवर:पर: ॥३८
तीर्थयात्रान्तिकीनृणांश्रीमालमनुमानद ॥
सिद्धिदोभवभूतेशयदिमेस्तितपोमहत् ॥३९

રાજા બોલ્યો કે, હે દેવ ગણેશ! જો ભક્ત વત્સલ એવા તમે મને પ્રસન્ન થયા છો તો હમેશાં આ શ્રીમાલ ક્ષેત્રમાં સ્થિતિ કરો. ૩૭. હે માન આપનારા ગણેશ! તમારે શ્રીમાલક્ષેત્ર તજવું નહિ. આજ મારો ઉત્તમ વર

સિદ્ધ થાઓ અને જે મારૂં મોટું તપ છે તે શ્રીમાલ ક્ષેત્રપ્રત્યે તીર્થ યાત્રા કરવાને ઇચ્છનારા પુરૂષોની સિદ્ધિને આપનાર તમે થાઓ. ૩૮-૩૯.

## ॥ विघ्नराज उवाच ॥

वरदोस्मिमहीपालतवभक्त्याह्यनन्यया ॥
तद्ब्रूहिवाञ्छितंसर्वंयत्तेमनसिवर्त्तते ॥४०

ગણેશ બોલ્યા કે, હે રાજા ! તારી અનન્ય ભક્તિ વડે વર આપનાર થયો છઉં માટે જે તારા મનમાં છે તે સર્વ ઇચ્છિત કહે. ૪૦.

## ॥ राजोवाच ॥

श्रीमालंक्षेत्रमासाद्यस्थितिःकार्यासदात्वया ॥
एतन्मेवाञ्छितंसर्वंभूयान्मूषकवाहन ॥४१

રાજા બોલ્યો કે, હે ગણેશ ! તમારે નિરંતર શ્રીમાલ ક્ષેત્રપ્રત્યે આવી સ્થિતિ કરવી. આ મારૂં સઘળું વાંછિત સિદ્ધ થાઓ. ૪૧.

## ॥ विघ्नराज उवाच ॥

श्रीमालेहंनिवत्स्यामिप्रीत्यातवनरेश्वर ॥
सिद्धिदास्यामिभक्तेभ्यःपूजितःकुसुमोत्करैः ॥४२
राजन्निहस्थितंयेमामर्च्चयिष्यन्तिमानवाः ॥
तेषांकार्याणिनिर्विघ्नंसिद्धियास्यन्तितत्क्षणात ॥४३
नरोगाःप्रभविष्यन्तिनयास्यन्तिपराजयं ॥
नव्याधिभ्योभयंतेषांभविष्यतिकदाचन ॥४४
येऽत्रस्नानंकरिष्यन्तिकुण्डेममबहूदके ॥
सम्पत्स्यन्तेमहारोगाःकुलेतेषांनहिकर्हिचित ॥४५
त्वयाकृतमिदंस्तोत्रंममाग्रेयःपठिष्यति ॥
प्रतिस्तस्यप्रदास्यामिसद्यःसिद्धिसमीहितां ॥४६

ગણેશ બોલ્યા કે, હે રાજા ! હું તારી પ્રીતિવડે શ્રીમાલમાં નિવાસ કરીશ અને પુષ્પોવડે પૂજવાથી ભક્તોને સિદ્ધિ આપીશ. ૪૨. હે રાજા ! જે માણસે મને અહિં રહેલાને પૂજશે તેઓનાં કાર્યો તેજ વખતે નિર્વિઘ્ન સિદ્ધિ પામશે. ૪૩. અને તેઓને રોગ થશે નહિ, તેઓ પરાજય પામશે નહિ અને ક્યારે પણ તેઓને વ્યાધિથી ભય થશે નહીં. ૪૪. જેઓ આ ઘણા જલવાળા મારા કુંડમાં સ્નાન કરશે તેઓના કુલમાં ક્યારે પણ મોટા રોગો થશે નહિ. ૪૫. જે તારાં કરેલાં આ સ્તોત્રને મારી આગલ ભણશે તેની ઇચ્છિત સિદ્ધિને પ્રસન્ન થએલો હું તત્કાલ આપીશ. ૪૬.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवःपश्यतःपृथिवीपतेः ॥
क्षेमधूर्तिरथश्रीमान्हृष्टःस्वपुरमीयिवान् ॥४७
ततःप्रभृतिपालख्यातःसिद्धिविनायक ॥
श्रीमालेद्यापिलोकानांभक्त्यायच्छतिवांछितान् ॥४८
तत्रदानंप्रशंसन्तिब्रह्मणायविपश्चिते ॥
सुक्ष्माणांरक्तवस्त्राणांद्विजादृष्टपरावराः ॥४९
एतत्सिद्धिगणेशस्यमाहात्म्यंकथितंतव ॥
श्रुत्वायन्मानवोभक्त्यानविघ्नैर्बाध्यतेक्वचित् ॥५०

આ પ્રમાણે કહી, રાજાના જોતાં દેવ અંતર્ધ્યાન થયા અને હર્ષ પામેલા શ્રીમાન ક્ષેમધૂર્તિ પછી પોતાનાં પુરપ્રત્યે આવ્યો. ૪૭. તે દિવસથી આરંભી હે રાજા ! શ્રીમાલમાં ખ્યાતિ પામેલા સિદ્ધિ વિનાયક નામના દેવ આજ પણ ભક્તિવડે લોકોના ઇચ્છિત અર્થોને આપે છે. ૪૮. તે ઠેકાણે પરાવરને જોનારા બ્રાહ્મણો વિદ્વાન્ બ્રાહ્મણને સૂક્ષ્મ રાતાં વસ્ત્રો આપવાં તેને વખાણે છે. ૪૯. આ તમને સિદ્ધિ ગણેશનું મહાત્મ્ય કહ્યું કે જે ભક્તિ વડે સાંભળી માણસ કોઇ પણ ઠેકાણે વિઘ્નો વડે બાધ પામતો નથી. ૫૦.

**इतिश्री स्कंदपुराणे एकाशीतिसाहस्र्यां संहितायांब्राह्म विभागेतृतीयपरिच्छेदे श्रीमालमहात्म्ये सिद्धिविनायक माहात्म्यं नामचतुस्त्रिंशोऽध्यायः ॥३४॥**

આ રીતે સ્કંદ પુરાણ ૮૫ એકાશી હજાર શ્લોકવાળી સંહિતામાં બ્રાહ્મ વિભાગવાળા ત્રીજા પરિચ્છેદનાં શ્રીમાલ મહાત્મ્ય વિષે સિદ્ધિ વિનાયક મહાત્મ્ય એ નામે ચોત્રિસમો અધ્યાય થયો. ૩૪.

# पंचत्रिंशोऽध्यायः

## અધ્યાય ૩૫ મો.

ततोगच्छेन्नृपश्रेष्ठ नदूरेगौतमाश्रमांत ॥
यत्रवैजगतामार्याविद्यतेभक्तवत्सलाः ॥१
तोषिताश्चण्डमुण्डाभ्यामभयार्थेद्वियाःपुरा ॥
विश्रुताश्चण्डमुण्डार्याइतिनाम्नाजगत्त्रये ॥२

ત્યારપછી હે શ્રેષ્ઠ રાજા ! જેઓને પૂર્વે ચંડ અને મુંડ નામના બે દૈત્યોએ નિર્ભય થવામાટે પ્રસન્ન કરેલી હતી અને જે ત્રણ જગતમાં ચંડ મુંડાર્યા એ નામે પ્રખ્યાત છે. તે ભક્ત વત્સલ એવી જગતની પૂજ્ય માતાઓ જ્યાં છે તે ગૌતમના આશ્રમથી નજીક સ્થાનમાં જવું. ૧. ૨.

## ॥ मान्धातोवाच ॥

श्रयतेनिहतौदैत्यौचण्डमुण्डामहासुरौ ॥
आराधिताःकथंताभ्यामार्याःश्रीमालसंश्रया ॥
एतत्कौतूहलंविप्रप्रसादान्मेनिवेदय ॥३

માંધાતા બોલ્યા કે, હે વિપ્ર ! મહાસુર ચંડ મુંડ નામના બે દૈત્યો નાશ પામેલા છે એ રીતે સંભળાય છે. તે દૈત્યોએ કેવી રીતે શ્રીમાલમાં રહેલાં પૂજ્ય દેવીઓનું આરાધન કર્યું હતું એ કૌતૂહલ મને મહેરબાનીથી નિવેદન કરો. ૩.

## ॥ वसिष्ठ उवाच ॥

शृणुराजन्पुरावृत्तंश्रीमालेश्रीमनोहरे ॥
यथावैचण्डमुण्डाभ्यांमातरःपरितोषिताः ॥४
शुम्भस्यानुचरोपूर्वंचण्डमुण्डौमहासुरौ ॥
देवींगृहितुमायातौशुम्भार्थेबलदर्पितौ ॥५
तौतस्मिन्निहतौदेव्यारणेरणविशारदौ ॥
पुनर्जातौमहीपीठेवनदग्धीववनद्रुमौ ॥६
दत्तवांश्चवनोज्ञानीतयोर्ज्ञानंपुरातनं ॥
जातोजातिस्मरौदैत्यौचण्डमुण्डौदुरासदौ ॥७
तावचिन्तयतावेवंविविक्तेवितासनौ ॥
पुराभूच्चण्डिकादेवीमृत्युकारणमावयोः ॥८
अन्येषामपिदैत्यानांसैवहन्त्रीभवेभवे ॥
ततस्तामेवचामुण्डामर्चयिष्यावहेचिरं ॥९
वरदामर्चयिष्यामोदेवीमभयमात्मनः ॥
दत्तेभयेतयादेव्याचरिष्यामोजगत्त्रयीं ॥१०
इत्यालोच्यमहीपालचण्डमुण्डैमदोत्कटौ ॥
श्रीमालंजग्मतुःक्षेत्रंतपस्तप्तुंद्विजाकृती ॥११
तत्रदेव्यःप्रतिष्ठाप्यशक्तयःसप्तसादरं ॥
वाचंयमाभ्यांदैत्याभ्यांनीयन्तेवासराःकिल ॥१२
कन्दमूलफलाहारौस्थण्डिलोत्सङ्गशायिनौ ॥
जितव्रतौजितात्मानौदेवीध्यानपरायणौ ॥१३
तयोस्तपस्यतोरेवंदैत्ययोर्दशमेनृप ॥
सम्वत्सरेऽभवन्नार्याःप्रत्यक्षाश्चण्डमुण्डयोः १४

वसिष्ठ बोल्या के, हे राजा ! पूर्वे लक्ष्मीवडे मनोहर श्रीमाळने त्यां जे रीते चंड तथा मुंड दैत्योए माताओने प्रसन्न करी हती ते वृत्तांत सांभ-

જો. ૪. પૂર્વે શુંભ દૈત્યના ચાકર એવા ચંડ મુંડ નામના બે મોટા દૈત્ય બલથી ગર્વ પામેલા શુંભ દૈત્યને અર્થે દેવીને ગ્રહણ કરવા આવ્યા હતા. ૫. તે બે રણ કુશલ દૈત્યોને દેવીએ તે રણમાં હણ્યા હતા. અને ફરી તે વનમાં બળી ગએલાં બે ઝાડ જેમ ફરી ઉત્પન્ન થાય તેમ પૃથ્વીની પીઠ વિષે થયા. ૬. જાતિ સ્મરણ વાળા દુઃખે પરાભવ પમાડાય એવા ચંડ મુંડ નામના દૈત્યો ઉત્પન્ન થયા અને તેઓને ચ્યવન નામના જ્ઞાની ઋષિએ પુરાતન જ્ઞાન આપ્યું. ૭. ત્યારે એકાંતમાં આસન કરી તેઓ આ પ્રમાણે વિચારવા લાગ્યા કે પૂર્વે ચંડિકા દેવી આપણ બેનાં મોતનાં કારણરૂપ થઈ હતી અને ભવ ભવમાં બીજા દૈત્યોને પણ હણનારી તેજ છે. માટે તેજ ચામુંડાને ઘણો વખત પૂજશું. ૮. ૯. અને આત્માના અભયરૂપ વર આપનારી દેવીનું અર્ચન કરીશું અને જ્યારે તે દેવી અભય આપશે ત્યારે ત્રણ જગતમાં ફરીશું. ૧૦. આ રીતે વિચારી હે રાજા! મદોન્મત ચંડ મુંડ નામના દૈત્યો બ્રાહ્મણ સરખી આકૃતિવાળા બની તપ કરવા માટે શ્રીમાળ ક્ષેત્રપ્રત્યે ગયા. ૧૧. અને ત્યાં સાત શક્તિઓ રૂપ દેવીઓની આદર સહિત પ્રતિષ્ટા ( સ્થાપના ) કરી વાણીને નિયમમાં રાખનારા દૈત્યોએ દિવસો કાઢવા માંડયા. ૧૨. અને કંદમૂલ તથા ફૂલનો આહાર કરનાર, સ્થંડિલના મધ્યમાં સૂનાર, વ્રત અને આત્માને જીતનાર તથા દેવીના ધ્યાનમાં તત્પર થયા. ૧૩. આ પ્રમાણે તપ કરનારા તે ચંડ મુંડ નામના દૈત્યોને દશમે વર્ષે પૂજ્ય દેવીઓ પ્રત્યક્ષ થઈ. ૧૪.

## ॥ देव्युवाच ॥

युवाभ्यांकिमिदंकष्टंक्रियतेदैत्यपुङ्गवौ ॥
तन्निवेदयतंसर्वंप्रदास्यामियुवामहं ॥१५

દેવી બોલ્યા કે, હે ઉત્તમ દૈત્યો! આ શું કષ્ટ કરો છો. મને તે નિવેદન કરો હું સર્વ તમને આપીશ. ૧૫.

## ॥ चण्डमूण्डावूचतुः ॥

प्रार्थयावःसदादेवित्वत्तोलोकेमहेश्वरि ॥
अभयंसमरेयत्नादन्येषांभयदावपि ॥१६

अपिपापशताकीर्णौलोकोद्वेगकरावपि ॥
नहन्तव्यौत्वयादेविसुराणामाग्रहादपि ॥१७
रूपाणितवयानीहभेदभिन्नानिभूतले ॥
माभूत्तेभ्योभयंदेविप्रसादात्तवनौक्वचित् ॥१८

ચંડ મુંડ બોલ્યા કે, હે મહેશ્વરી દેવી! નિરંતર લોકમાં બીજાઓને યત્નથી ભય દેનાર એવા પણ અમે યુદ્ધમાં તમારાથી અભયને ઇચ્છીએ છીએ. ૧૬. હે દેવિ, હજારો પાપવડે ઘેરાએલ અને લોકોના ઉદ્વેગને કરનાર એવા પણ અમોને તમારે દેવતાઓના આગ્રહથી પણ મારવા નહિ. ૧૭. હે દેવિ, આ ભૂતલમાં ભેદવડે જુદાં જે તમારાં રૂપો છે તેઓથી તમારી પ્રસન્નતાવડે કોઇ ઠેકાણે અમને ભય ન થાઓ. ૧૮.

## ॥ देव्युवाच ॥

एवमस्तुमहादैत्यौनिशङ्कंचरतांभुवि ॥
अस्मत्कृतंभयंमाभूद्युवयोःकामचारिणोः ॥१९
स्थास्यामोवयमप्यत्रश्रीमालेसिद्धिदेनृणां ॥
संज्ञयाचण्डमुण्डार्याभविष्यामोभुविश्रुताः ॥२०
इहयेऽस्मान्नमिष्यन्तिनराभक्तिपुरःसराः ॥
तुष्टास्तेभ्यःप्रदास्यामःसिद्धिंसर्वार्थसाधिकां ॥२१

દેવી બોલ્યાં કે, હે મહા દૈત્યો! આ પ્રમાણે (તમારા કહેવા પ્રમાણે) થાઓ. તમે નિઃશંક પૃથ્વીમાં ફરો અને ઇચ્છા પ્રમાણે ફરનારા તમ બેઉને અમારૂં કરેલું ભય થાઓ માં. ૧૯. અમે પણ મનુષ્યોની સિદ્ધિ આપનારાં શ્રીમાળમાં રહેશું અને નામથી ચંડ મુંડાર્યા એ રીતે પૃથ્વીમાં પ્રસિદ્ધ થશું. ૨૦. ભક્તિપુરઃસર જે નરો અમને અહિ (શ્રીમાળમાં) નમશે તેઓને પ્રસન્ન થએલી અમે સર્વ અર્થને સાધનારી સિદ્ધિ આપીશું. ૨૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वामातरःसर्वाःसर्वालङ्कारभूषिताः ॥

तयोरदर्शनंयाता दुर्जनस्येवसिद्धयः ॥२२
चण्डमुण्डावपिततोबलोदग्रौमहासुरौ ॥
जग्मतुस्तौयथाभीष्टंनिर्भयौभयदौनृणां ॥२३
इत्येवंचण्डमुण्डायामातरोविश्रुताभुवि ॥
श्रीमालेसिद्धिदाःपुंसांदृश्यन्तेद्यापिपार्थिव ॥२४
सप्तम्यांयेनमिष्यन्तिकृतस्नानाःशरीरिणः ॥
सितायामसितायांवानतेषांस्यात्पराजयः ॥२५

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહી સર્વ અલંકારોથી શોભિત સર્વ માતાઓ જે રીતે દુર્જન માણસની સિદ્ધિઓ અદૃશ્ય થાય તે રીતે તે દૈત્યોનાં અદર્શનને (ન જોવાપણાને) પામી. ૨૨. તે પછી પોતે નિર્ભય અને નરોને ભય આપનારા બલવડે ઉગ્ર તે બે ચંડ મુંડ નામના મહાસુર (મોટા દૈત્ય) ઇચ્છા પ્રમાણે ચાલતા થયા. ૨૩. હે રાજા ! આ પ્રમાણે પૃથ્વીમાં ચંડ મુંડાયા એ રીતે પ્રસિદ્ધ થએલી માતાઓ આજ પણ શ્રીમાલને ત્યાં પુરૂષોની સિદ્ધિને આપનારીઓ દેખાય છે. ૨૪. માટે નાહેલા જે પ્રાણિઓ શુક્લ પક્ષની સાતમને દિવસે અથવા કૃષ્ણ પક્ષની સાતમને દિવસે દેવીઓ પ્રત્યે નમન કરશે તેઓનો પરાજય થશે નહિ. ૨૫.

इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यांसंहितायांब्राह्म त्रिभागतृतीय परिच्छेदे श्रीमालमहात्म्येचंण्डमुण्डायामाहात्म्यं नाम पंचत्रिंशोऽध्यायः ॥३५॥

આ પ્રમાણે ઋષિએ રચેલાં એકાશી હજાર શ્લોકવાળાં સ્કંદ પુરાણમાં બ્રાહ્મ વિભાગના ત્રિજા પરિચ્છેદ (ભાગ) નાં શ્રીમાલ મહાત્મય વિષે ચંડ મુંડાયા મહાત્મ્ય એ નામે પાંત્રિશમો અધ્યાય થયો. ૩૫.



# ॥ षट्त्रिंशोऽध्यायः ॥

## અધ્યાય ૩૬ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

तत्रास्तेद्भुतमद्यापिमातृणामालयेनृप ॥
तच्छृणुष्वमहाराजयदितेकौतुकंमहत् ॥१
आर्याकूपइतिख्यातस्तत्रास्तेविमलोदकः ॥
पुष्पमाकालिकंसूतेद्रुमःसिक्तोयदम्बुभिः ॥२
तासांसमीपेमातृणांविद्येतेपनसौद्रुमौ ॥
तयोःसूर्योदयेछायायातिप्राचीमुखेनृप ॥३
अस्तकालेतथार्कस्यप्रतीचींप्रतिगच्छति ॥४
आर्याकूपेनरःस्नात्वाआर्यादीपाञ्जनेनयः ॥
अञ्जयेन्नयनेराजन्सतौपश्यतिपादपौ ॥५
तयोस्तुफलमास्वाद्यस्वादयुक्तंपचेलिमं ॥
कलौयुगेऽपिभूपालखेचरःसभवेत्क्षणात् ॥६
मातृणांपुरतःकुर्यादीपंयःसर्पिषानरः ॥
नस्यादन्धःपुमांस्तस्यकुलेकश्चित्कदाचन ॥७
आर्याणामग्रतोभक्त्याकुमारीर्भोजयेत्तवै ॥
विपदस्तस्यनश्यन्तियमदंष्ट्रोद्भवाअपि ॥८
आख्यातंचण्डमुण्डार्यामाहात्म्यमिदमुत्तमं ॥
यस्यश्रवणमात्रेणदूरेयान्तिमहाग्रहाः ॥९

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! જો તમને મોટું કૌતુક હોય તો તે સાંભળો. આજ પણ હે મહારાજ ! ત્યાં માતાઓના સ્થાનમાં આશ્ચર્ય રહેલું છે. ૧. ત્યાં નિર્મળ જલવાળો આર્યાકૂપ એ રીતે ખ્યાતિ પામેલો કુવો છે, જેનાં જલ છંટાવાથી વૃક્ષ પુષ્પ ઉત્પન્ન થવાનો સમય ન હોય તોપણ પુષ્પને પેદા કરેછે. ૨. હે રાજા ! તે માતાઓની સમીપમાં પનસનાં બે ઝાડ છે. તે

ઝાડની છાયા સૂર્યોદય વખતે પૂર્વ દિશાના મુખ તરફ જાય છે. અને સૂર્ય અસ્ત વખતે પશ્ચિમ દિશાપ્રત્યે જાય છે. ૩. ૪. હે રાજા! જે માણસ આર્યાકૂપમાં નાહી આર્યા પાસે કરેલા દિવાના અંજનવડે નેત્ર આંજે તે માણસ તે બે વૃક્ષો ને દેખે. ૫. હે રાજા! તે બે વૃક્ષોનાં સ્વાદવાળાં પરિપકવ ફલને ચાખવાથી માણસ કલિયુગમાં પણ આકાશ ગતિ કરનાર દેવ રૂપ ક્ષણવારમાં થાય છે. ૬. અને જે માણસ માતાઓની આગળ ઘીવડે દીવો કરે છે. તે માણસના કુલમાં ક્યારે પણ કોઇ આંધળો થતો નથી. ૭. જે પૂજ્ય માતાઓપાસે કુમારિકાઓને જમાડે છે તેની યમની દાઢથી થએલી અર્થાત્ મૃત્યુથી થએલી એવી પણ વિપત્તિઓ નાશ પામે છે. ૮. આ રીતે ચંડ મુંડાર્યાનું માહાત્મ્ય કહ્યું કે જેના શ્રવણ માત્રથી મહાગ્રહો દૂર જતા રહેછે. ૯.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्महाराजचण्डीशंलोकविश्रुतं ॥
यंदृष्ट्वामानवोमर्त्योनभूपोजायतेनृप ॥१०
श्रीमालेखलुचण्डीशंयेर्चयन्तिसकृन्नराः ॥
कल्पान्तेपिनतेराजंल्लोकभ्रष्टाःपतन्तिवै ॥११

હે મહારાજ! તે પછી લોકમાં પ્રખ્યાત એવા ચંડીશ્વર પ્રત્યે જવું. હે રાજન! જે મહાદેવને જોઇને માણસ ફરીને મનુષ્ય થતો નથી અર્થાત મરણ ધર્મથી રહિત થાયછે. ૧૦. હે રાજા! જે માણસો શ્રીમાલને ત્યાં ચંડીશ્વરને એકવાર પણ પૂજે છે તેઓ પ્રલય સમયે પણ લોકથી ભ્રષ્ટ થઇ પડતાં નથી. ૧૧

## ॥ मान्धातोवाच ॥

श्रीमालेदेवदेवेशःकथंचण्डीशसंज्ञया ॥
कृतावतारोब्रह्मर्षेतन्मेकथयविस्तरात् ॥१२
यथायथात्रभगवान्भाषसेतीर्थसम्भवं ॥
तथातथाममश्रोतुंजायतेमनसःमनः ॥१३

માંધાતા બોલ્યા કે, હે બ્રહ્મર્ષિ! કેવી રીતે દેવ દેવના ઈશ્વર ચંડી-

શ્વર એ નામવડે કરેલ અવતારવાળા થયા તે મને વિસ્તારથી કહો. ૧૨. જેવી જેવી રીતે ભગવાન એવા તમે અહિં તીર્થોની ઉત્પત્તિ કહોછો તેવી રીતે મારૂં મન સાંભળવા સારૂ તત્પર થતું જાયછે. ૧૩.

## ॥ वसिष्ट उवाच ॥

श्रुयतांराजशार्दुलकथामेतांमनोहरी ॥
यथाचण्डीशनाम्नासौश्रीमालेऽभून्महेश्वरः ॥१४
मातूराध्यनौदैत्यौचण्डमुण्डौमहीपत्ते ॥
देव्यादत्ताभयौलोकान्प्रमथ्नीतःपुराभूशं ॥१५
ततोदेवाःसहेन्द्रेणब्रह्माणंशरणंययुः ॥
सिद्धैःसाध्यैस्तथायक्षैःसहगन्धर्वकिंनरैः ॥१६
विद्याधराप्सरोभिश्चवसुभिःसमरुद्गणैः ॥
ब्रह्माणमिदमाहुस्तेबद्धाञ्जलिपुटाःसुराः ॥१७

વસિષ્ઠ બોલ્યા કે, હે ઉત્તમ રાજા ! જે રીતે શ્રીમાલને વિષે આ મહાદેવ ચંડીશ્વર એ નામવડે પ્રસિદ્ધ થયા તે રીતે આ મનોહર કથા સાંભળો. ૧૪. હે રાજા ! માતાની આરાધના કરી દેવીએ જેને અભય આપેલ છે એ બાતે ચંડમુંડ દૈત્યો પૂર્વે લોકોને બહુ સંતાપવા લાગ્યા. ॥ ૧૫ ॥ ત્યારે દેવતાઓ સિદ્ધ સાધ્ય ગંધર્વ અને કિન્નરો સાથે વિદ્યાધર અપ્સરાઓ અને મરુદ્દગણુ સહિત એવા વસુઓ સાથે તથા ઈંદ્ર સાથે બ્રહ્માને શરણુ થયા અને જેણે હાથ જોડેલ છે એવા દેવતાઓ બ્રહ્માપ્રત્યે આ વચન કહેવા લાગ્યા. ૧૬. ૧૭.

## ॥ देवाऊचुः ॥

चण्डमुण्डौमहादैत्यौसम्भूतौभूतलेपुनः ॥
अभयंप्राप्यमातृभ्योबाधतेभुवनत्रयं ॥१८
मरुंजङ्गलमासाद्यदुर्गंजलबहिष्कृतं ॥
उद्वेजितंजगत्ताभ्यांप्रजाःपाहिपितामह ॥१९

દેવતાઓ બોલ્યા કે, ચંડ મુંડ નામે બે મોટા દૈત્યો ફરી પૃથ્વીમાં થયા છે, અને માતાઓથી અભય પામી ત્રણ જગતને પીડે છે. ૧૮. હે બ્રહ્મા ! દુઃખે કરી જવાય એવાં અને રક્ષિત એવા મરૂ (મારવાડ) દેશનાં જંગલપ્રત્યે આવી તે દૈત્યોએ જગત ઉદ્વેગવાળું કરેલ છે માટે પ્રજાનું પાલન કરો. ૧૯.

## ॥ पितामह उवाच ॥

यास्यामः सहिताः सर्वे श्रीमालं क्षेत्रमुत्तमं ॥
मातरश्चण्डमुण्डार्यास्तत्र ताभ्यां प्रसादिताः ॥२०
ताएव तत्कथयिष्यन्ति तद्वधोपायमञ्जसा ॥२१

બ્રહ્મા બોલ્યા કે, જ્યાં તે દૈત્યોએ ચંડ મુંડાર્યા નામની માતાઓને પ્રસન્ન કરેલી છે ત્યાં આપણે સર્વે ભેળા જશું અને તે માતાઓજ તેઓના વધનો ઉપાય આપણુને ખરો કહેશે. ૨૦. ૨૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तास्ते ततो देवा राजन्सार्द्धं स्वयंभुवा ॥
श्रीमालमाययुः शीघ्रं यत्र ताः सन्ति मातरः ॥२२
कीर्त्तिमानग्रतो यासामार्याकूपोस्ति विश्रुतः ॥
अदृश्यौ मानवानां च पनसौ यत्र तिष्टतः ॥२३
तत्र गत्वा सुरैः सार्द्धं ब्रह्मा लोकपितामहः ॥
प्रत्यक्षीकृत्य ता देवीरिदमूचे कृताञ्जलिः ॥२४

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! આ પ્રમાણે કહેલા તે દેવતાઓ ત્યાર પછી જલદી જ્યાં તે માતાઓ છે તે શ્રીમાલપ્રત્યે બ્રહ્માની સાથે આવ્યા. ૨૨. વળી જે માતાઓની આગલ કીર્ત્તિમાન આર્યાકૂપ વિખ્યાત છે તથા જ્યાં મનુષ્યોને ન દેખાય એવાં પનસનાં બે ઝાડ છે. ૨૩. ત્યાં દેવતાઓ સાથે જઇ લોકોના પિતામહ એવા બ્રહ્મા તે દેવીઓને પ્રત્યક્ષ કરી (જોઇ) બે હાથ જોડી આ વચન બોલ્યા. ૨૪.

## ॥ ब्रह्मोवाच ॥

भेदैत्यःसुराःसर्वेसमीयुःशरणार्थितां ॥
अर्दिताश्चण्डमुण्डाभ्यांजगत्त्रयकदर्थनात् २५
युष्माभिरभयेदत्तेकस्तौहन्तुंप्रभुर्भवेत् ॥
देवोवादेवराजोवासिद्धोगन्धर्वएववा ॥२६
तदादिशतदेवानांतद्वधोपायमाशुवै ॥
नविनश्यतियेनेदंत्रैलोक्यंसचराचरं ॥२७

બ્રહ્મા બોલ્યા કે, હે દેવીઓ ! ત્રણ જગતના અપમાનથી ચંડ મુંડ દૈત્યોએ પીડેલા આ સર્વ દેવતાઓ તમારાં શરણાર્થિપણાને પામ્યા છે. ૨૫. તમારા અભય આપવાથી તે દૈત્યોને મારવા માટે દેવ કે દેવનો રાજા સિદ્ધ અથવા ગંધર્વ કોણ સમર્થ થાય. ૨૬. માટે દૈત્યોના વધનો ઉપાય દેવતાઓને કહો જેથી આ ચરાચર જગત્ નાશ પામે નહિ. ૨૭.

## ॥ देव्य ऊचुः ॥

अस्माभिरभयंदत्तमेताभ्यांकमलासन ॥
नहन्मनस्तदैतेयौविश्वबाधाकरावपि ॥२८

દેવીઓ બોલ્યાં કે, હે બ્રહ્મા ! અમે એ દૈત્યોને અભય આપેલ છે, માટે અમારી અને વિશ્વની બાધા (પીડા) કરે છે તો પણ તે દૈત્યોને અમે હણતાં નથી. ૨૮.

## ॥ ब्रह्मोवाच ॥

सर्वेषामपिदैत्यानांचण्डिकात्रासकारिणी ॥
यामस्तांशरणंदेवींयुष्मभ्यंरोचतेयदि ॥२९

બ્રહ્મા બોલ્યા કે, ચંડિકા સર્વ દૈત્યોને ત્રાસ પમાડનાર છે માટે જો તમને ગમે તો તે દેવીને શરણ પામીએ. ૨૯.

## ॥ देव्य ऊचु ॥

अस्माकंत्रिषुलोकेषुयानिरुपाणिकानियै
ब्रह्मंस्तैरपिकर्तव्यो नवधश्चण्डमुण्डयोः ॥३०
एवंप्रमादितास्ताभ्यांवयंजातावरप्रदाः ॥
इतिमत्वाजगन्नाथकुरुयत्तवरोचते ॥३१

દેવીઓ બોલ્યાં કે, હે બ્રહ્મા ! અમારા ત્રણ લોકમાં જે કોઈ સ્વરૂપ છે તેઓએ ચંડ મુંડનો વધ કરાય તેમ નથી. ૩૦. કારણ કે આ પ્રમાણે તેઓને પ્રસન્ન થઈ અમે વરદાન આપનારા થએલ છીએ, માટે આ રીતે સમજી હે જગન્નાથ (બ્રહ્મા)! તમને જે ગમે તે કરો. ૩૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंसशयितेतत्रमातृभिसहवेधसि ॥
आजगामजगद्धात्रीचण्डीचण्डाकृतिर्नृप ॥
कृपयापरयादेवीब्रह्माणमिदमब्रवीत् ॥३२

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! આ પ્રમાણે માતાઓ સાથે બ્રહ્મા જ્યારે સંશય પામતા હતા ત્યારે ભયંકર આકારવાળાં જગતને ધારણ કરનારાં ચંડી દેવી આવ્યાં અને પરમ કૃપાવડે બ્રહ્માપ્રત્યે આ વચન બોલ્યાં. ૩૨.

## ॥ देव्युवाच ॥

संशयः किमयंदेववर्त्ततेतवचेतसि ॥
त्वमस्यजगतोधाताप्रभुस्त्वंमरुतामपि ॥३३
प्राणत्राणायलोकानांचण्डमुण्डवधायच ॥
अहमाराधयिष्यामिदेवदेवंमहेश्वरं ॥३४

દેવી બોલ્યાં, હે દેવ! તમે આ જગતના ધારણ કરનાર અને તમે દેવતાઓના પણ પ્રભુ છો તોય આ શું તમારા મનમાં સંશય થાય છે. ૩૩.

હું લોકોનાં પ્રાણ રક્ષણ માટે તથા ચંડ મુંડના વધસારૂ દેવના દેવ એવા મહાદેવની આરાધના કરીશ. ૩૪.

## ॥ ब्रह्मो वाच ॥

प्रसीददेवदेवेशिशरणागतवत्सले ॥
एतेलोकाःसमुद्विग्नाश्चण्डमुण्डविचेष्टितैः ॥३५

બ્રહ્મા બોલ્યા, હે દેવદેવનાં સ્ત્રી ! હે શરણાગત વત્સલ ! આ લોકો ચંડ મુંડ દૈત્યોની ચેષ્ટાવડે ઉદ્વેગ પામ્યા છે માટે પ્રસન્ન થાઓ. ૩૫.

## ॥ देव्युवाच ॥

स्वस्थाःसर्वेसुरासन्तुस्थानेतिष्ठन्तुमातरः ॥
अत्रैवाराधयिष्यामिजगतामीश्वरंहरं ॥३६

દેવી બોલ્યાં કે, સર્વ દેવતાઓ સ્વસ્થ થાઓ અને માતાઓ પોતાને સ્થાનકે રહો. હું અહિં જગતના ઇશ્વર શંકરની આરાધના કરીશ. ૩૬.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वाचण्डिकाराजन्विविक्तेविमलेशुचौ ॥
प्रदेशेस्थितिमाधायतपस्कर्तुंसमुद्यता ॥३७
देवादिवंयगुःसर्वेततःसार्द्धंस्वयम्भुना ॥
देव्यःपर्यचरंस्तत्रतप्यमानांमहेश्वरी ॥३८
चण्डीचण्डबलाचण्डमुण्डनाशायमातरः ॥
विरच्यासनंपार्श्वेब्रिभ्रतीहृदिशङ्करं ॥३९
प्राचीनाग्रेषुदर्भेषुतस्थौमीलितलोचना ॥४०
ब्रह्मदण्डाभिघातेनब्राह्मीकुण्डंचकारह ॥
सुमृष्टजलसंपूर्णंपवित्रंपापनाशनम् ॥४१
माहेशीवन्हिशुश्रूषांकुरुतेज्वालनादिभिः ॥

समित्कुशाद्याहरणैःकौमारीशिखिवाहना ॥૪૨
वैष्णवीचक्रहस्ताचभूमिरक्षात्त्वस्थिता ॥
ऐन्द्रीतुविविधैर्नैपुण्यादुपद्रष्टुःपदेस्थिता ॥૪૩
वाराहीजलसम्पूर्णान्कलशानाजहारवै ॥
नारसिंहीसमीपस्थातालवृन्तावधूननैः ॥
अत्युग्रांचण्डिकांशक्तिमुपास्तेतपसिस्थितां ॥૪૪
दूतोययाकृतःशम्भुःपार्श्वेशुम्भनिशुम्भयोः ॥
शिवदूतीतिसादेवीशिवंदध्यौमहामनाः ॥૪૫
शूलादीनिमहास्त्राणितत्रैविन्यस्यचण्डिका ॥
क्षामोदरीकृशतनुरस्थिचर्मावगुण्ठिता ॥૪૬
क्रूरदंष्ट्रान्तरालाचसेव्यमानाहिशक्तिभिः ॥
अग्नेःसन्धूक्ष्यमाणस्यधूमलेखेवसाबभौ ॥૪૭
देवेशंप्रियमीशानमात्मनिप्रणयाकुला ॥
बिभ्रतीभुवनत्राणकारणेनव्यवस्थिता ॥૪૮
मातृभिःप्रेर्यमाणापिमाताविश्वस्यचण्डिका ॥
नाऽऽदातुंकुरुतेचेतःकन्दमूलफलान्यपि ॥૪૯
नपत्रंनफलंनाम्बुनवायुंलभते*क्वचित् ॥
शिवध्यानपरादेवीतस्थौतत्रैकमानसा ॥૫૦
मात्रैवतपस्विनांक्षान्तिरक्षन्तिरमराद्विषां ॥
साचविद्यामुमुक्षूणामविद्यागृहमेधिनां ॥૫૧
मैवश्रद्धामहर्षीणामश्रद्धादुष्टचेतसाम् ॥
तपस्तपःफलंचापिमज्ञाप्रज्ञानमेवचा ॥૫૨
ध्यानंधात्रीतथाध्येयंसैवविश्वेप्रतिष्ठिता ॥
एवंतपस्यमानायांतस्यांत्रैलोक्यमातरि ॥૫૩

* આ ઠેકાણે વલ્ગતે એવું ક્રિયાપદ હતું તેનો અર્થ ન જાણવાથી લખનારે એ પદ કરેલ છે.

नसेहेभारंमुद्रोकुभुतथाधीकथंचन ॥
नभुत्रोभूधराजन्नात्रीणामपिदिग्गजाः ॥५४
नशेषोनादिकोलश्चनतुकूर्मोमहानपि ॥
साशक्तिःसर्वगाचण्डीशिवैकाग्रतयास्थिता ॥५५
पतश्चकम्पेपृथिवीचुक्षोभमकरालयः ॥
शीर्यन्तिपर्वताःप्राणिनश्चोपिपरिवर्तिताः ॥५६
शक्त्यावतिष्ठतेकिञ्चिन्नस्थास्नुर्नचरिष्णुच ॥
निःसत्वमिवसर्वंहिसत्तामात्रंमदृश्यते ॥५७
हाहाकारोमहानासीन्महर्षीणांमहात्मनां ॥
सीदतोवीक्ष्यलोकांस्त्रीशक्त्याभावान्नरेश्वर ॥५८
अथोवाचमहेशानमासीनंस्फाटिकाचल ॥
महासेनःप्रसाद्यैनंप्रणतःमद्व्यागिरा ॥५९

વસિષ્ઠ બોલ્યા, હે રાજન! આ પ્રમાણે કહી નિર્મલ અને પવિત્ર એકાંત ભાગમાં સ્થિતિ કરી ચંડિકા તપ કરવા તત્પર થયાં. ૩૭. ત્યારે સર્વ દેવતાઓ બ્રહ્માસાથે સ્વર્ગ લોકપ્રત્યે ગયા અને જગન્માતા દેવીઓ ત્યાં તપ કરનારાં ચંડી દેવીની પરિચર્યા કરવા લાગ્યાં. ૩૮. ચંડ મુંડ દૈત્યોના નાશ માટે ભયંકર જેનું બલ છે એવાં ચંડી પદ્માસનને બનાવી હૃદયમાં શંકરને ધારણ કરી પૂર્વ દિશામાં જેના અગ્ર ભાગ રહેલા છે એવા દર્ભો વિષે નેત્ર વાંચી બેઠાં. ૩૯. ૪૦. બ્રાહ્મી દેવી બ્રહ્મ દંડના પ્રહારવડે અતિ શુદ્ધ જળવડે ભરેલા પાપને નાશ પમાડનારા પવિત્ર કુંડને કરવા લાગ્યાં. ૪૧. માહેશ્વરી દેવી જવાલા વિગેરે પદાર્થો વડે વન્હિની સેવા કરવા લાગ્યાં. મોરનાં વાહનવાળાં કૌમારી દેવી સમિત કુશાદિ (લાકડાં દર્ભ આદિ) પદાર્થોનાં હરણ કરવા વડે સેવા કરવા લાગ્યાં. ૪૨. વૈષ્ણવી દેવી ચક્ર હાથમાં લેઈ ભૂમિ રક્ષણ કરવાવિષે ઉભાં રહ્યાં અને ઐંદ્રી દેવી વિધિ (ક્રિયા) વિષે નિપુણપણાથી ઉપદ્રષ્ટાનાં સ્થાનકે રહ્યાં. ૪૩. વારાહી દેવી જળ ભરેલા કળશોને સેવા લાગ્યાં અને સમીપ રહેલાં નારસિંહ દેવી વ્યસનના વિંજણાના હલાવવા વડે તપ વિષે રહેલાં અતિ ઉગ્ર ચંડિકા દેવીને સેવવા લાગ્યાં. ૪૪. જેણે શુંભનિ શુંભને પહેલે શંભુને દૂત કરેલ હતા તે શિવ દૂતિ એ નામે પ્રસિદ્ધ થએલાં દેવી મોટાં મનથી શિવનું ધ્યાન કરવા લાગ્યાં. ૪૫. શૂલ

વિગેરે મોટાં અસ્ત્રોને તજીને ( હેઠે ) નાખી બેઠેલાં જેનું ઉદર કૃશ છે અને જેનું શરીર કૃશ છે એવાં અસ્થિ ચર્મવડે વિંટાએલાં, જેની દાઢના અંદરના ભાગ ક્રુર છે એવાં અને શક્તિઓએ સેવન કરાતાં એવાં તે ચંડિકા દેવી સંધૂકાતા અગ્નિની ધુમ લેખા જેમ શોભે તેમ શોભવા લાગ્યાં. ૪૬-૪૭. ભુવન ( જગત )ની રક્ષાના હેતુથી સ્નેહવડે આકુલ થએલાં દેવી દેવના ઇશ્વર એવા પ્રિય શંકરને હૃદયમાં ધારણ કરી રહેલાં હતાં. ૪૮. માતાઓએ પ્રેરાતાં એવાં પણ અંબિકા માતા વિશ્વાસ પામીને કંદ મૂળ અને ફળોને પણ લેવા ચિત્ત કરતાં નહિ. ૪૯. તેમ કોઇ વાર પાંદડાંને ગ્રહણ કરતાં નહિ, ફળને લેતા નહિ, જળને લેતાં નહિ અને વાયુને ગ્રહણ કરતાં નહિ. શિવ ધ્યાનમાં તત્પર થએલાં દેવી તેને વિષે એક મન રાખી બેઠાં ૫૦. તેજ દેવી તપસ્વી પુરૂષોની ક્ષમા રૂપને દૈત્યોની અક્ષમારૂપ છે, તેજ મોક્ષ ઇચ્છનારાઓની વિદ્યા રૂપને ગૃહસ્થાશ્રમીઓની અવિદ્યા રૂપ છે. ૫૧. તેજ મહર્ષિઓની શ્રદ્ધા રૂપ, દુષ્ટ ચિત્તવાળાઓની અશ્રદ્ધા રૂપ, તપનાં ફલ રૂપ બુદ્ધિ રૂપ અને પ્રજ્ઞાન રૂપ તેજ છે. ૫૨. તેજ દેવી વિશ્વમાં ધ્યાન રૂપ ધારણ કરનારાં અને ધ્યેય વસ્તુ રૂપ પ્રતિષ્ટા પામેલાં છે. જ્યારે આ પ્રમાણે ત્રણ લોકની માતા તે દેવી તપ કરવા લાગ્યાં ત્યારે કોઇ પણ રીતે પૃથ્વી ભાર ધારણ કરવા સમર્થ ન થઇ. હે રાજા ! પર્વતો તો પૃથ્વીનો ભાર ધારણ કરવા સમર્થ ન થયા અને દિશાઓના હાથીઓ પણ પર્વતોનો ભાર ધારી ન શકયા. ૫૩. ૫૪. તેમ શેષ નાગ આદિ વરાહ અને મોટો એવો કાચબો પણ ભાર ધારણ કરવા શક્તિમાન ન થયો. ને તે સર્વ ઠેકાણે જનારા શક્તિ રૂપ ચંડી દેવી તો શિવને વિષે એકાગ્રપણાથી સ્થિતિ કરવા લાગ્યાં. ૫૫. તે સમયે પૃથ્વી કંપવા લાગી, સમુદ્ર ક્ષોભ પામવા લાગ્યો, પર્વતોના અગ્રભાગો ( શિખરો ) ડોલવા લાગ્યા અને નદીઓ પણ ક્ષોભ પામવા લાગી. ૫૬. કંઇ સ્થાવર તથા જંગમ વસ્તુ શક્તિ વડે રહી શકી નહિ, અને બધું નિઃસત્વ જેમ હોય તેમ સત્તા માત્ર દેખાવા લાગ્યું. ૫૭. હે રાજા ! શક્તિના અભાવથી ત્રણ લોકોને દુઃખ પામતા જોઇ મહાત્મા મહર્ષિઓના મધ્યમાં મોટો હાહાકાર થયો. ૫૮. એ પછી કાર્તિક સ્વામી સ્ફટિક પર્વતને ત્યાં બેઠેલા મહાદેવને પ્રસન્ન કરી શંકરપ્રત્યે નમ્ર વાણી વડે આ પ્રમાણે બોલ્યા. ૫૯.

॥ महासेन उवाच ॥

देवदेवजगन्नाथनमोस्त्वामिन्महेश्वर ॥
नज्ञुध्यसेकथंदेवीतप्यमानामहात्तपमः ॥६०

मातन्नमेयसीतस्याभृशंप्रियतमोभवान् ॥
तत्किंदर्शनमात्रेपितवेदृग्बद्धमुष्टिता ॥६१
अथवामानिसत्येवममेयंलौकिकीश्रुतिः ॥
तत्त्वतोनावसीयन्तेहीश्वराणांप्रवृत्तयः ॥६२
अधुनातुमहीसर्वाकम्पतेसहपर्वतैः ॥
मीनाहताःसरोगर्भेपद्मिनीवसहाम्बुजैः ६३
अभिलाषप्रदानस्यजगन्मातुर्महेश्वर ॥
सर्वेषांसर्वदस्यापितवकोयमवग्रहः ॥६४
दूरस्थस्यापितुष्यन्तिनतुष्यन्त्युपसेदुषः ॥
आऽधीनंभागधेयानामेवलोकेप्रभोर्मनः ॥६५
क्षणादनुग्रहाणेमांचण्डिकांशक्तिरूपिणां ॥
अस्याःकलुषितेचित्तेमाभूल्लोकविपर्ययः ॥६६

કાર્તિક સ્વામી બોલ્યા, હે દેવના દેવ ! હે જગતના નાથ ! હે પ્રભુ ! હે સ્વામિ ! હે મહેશ્વર ! દેવી મોટું તપ કરે છે તે તમે કેમ જાણતા નથી ? ૬૦. તે (દેવી) તમારા પરમ પ્રિયા અને તમે તેના પરમ પ્રિયછો ત્યારે દર્શન માત્ર વિષે પણ આવું બાંધેલ મુઠીપણું તમારૂં કેમ છે, અથવા મનેજ આ લૌકિક સાંભળવું સાચું લાગે છે કે મોટાઓની પ્રવૃત્તિ તત્વથી જાણી શકાતી નથી. ૬૧-૬૨. હમણાં પર્વતો સહિત સર્વ પૃથ્વી જે રીતે કમલની વેલ કમલ સહિત કંપે તે રીતે કંપે છે અને સરોવરના મધ્યમાં માછલાંઓ નાશ પામેલાં છે. ૬૩. હે મહાદેવ ! તમે સર્વ આપનારછો તેનો પણ જગતની માતાના ઇચ્છિત આપવાનો સંબંધનો શું આ આગ્રહ છે. ૬૪. મોટાઓ દુર રહેલાઓને પણ પ્રસન્ન થાય છે અને સમીપ રહેલાને પ્રસન્ન થતા નથી, કારણ કે લોકમાં પ્રભુનું મન ભાગ્યને આધીન હોય છે. ૬૫. ક્ષણવાર આ ભયંકર શક્તિરૂપ ચંડિકાપ્રત્યે અનુગ્રહ કરો અને આનું ( ચંડીનું ) મલિન ચિત્ત થવાથી લોકનું નુકશાન ન થાઓ. ૬૬.

## ॥ वसिष्ट उवाच ॥

तच्छ्रुत्वाबाहुलेयस्यवाक्यंविश्वोपकारितत् ॥
ध्यानमीलितनेत्रोभूत्तत्रैवपरमेश्वरः ॥६७

अथोदस्थान्महल्लिङ्गंचण्डिकायाःपुरोनृप ॥
मातॄणांप्रेक्षमाणानांश्रीमालेवत्सलेश्रियाः ॥६८
सप्तपातालनिर्भेदाज्जाताभूरितिनिश्चला ॥
अशिवानिशिवंप्रेजुःशिवेदर्शनमीयुषि ॥६९
प्रसेदुःसागराम्भांसिनद्यःप्रकृतिमाययुः ॥
भूतानिस्वस्थचित्तानिजातानिशिवदर्शनात् ॥७०
अथदेवोऽब्रवीद्देवींलिङ्गस्यकुहरेस्थितः ॥
व्यक्तंनलक्ष्यतेरूपंश्रूयतेकेवलंवचः ॥७१

વસિષ્ઠ બોલ્યા કે, ત્યારે કાર્તિક સ્વામીનું વિશ્વનો ઉપકાર કરનારૂં તે વચન સાંભળી પરમેશ્વર (મહાદેવ) ધ્યાન વડે નેત્રને વિંચી જનારા થયા. ૬૭ એ પછી હે રાજન ! લક્ષ્મીનાં પ્રિય શ્રીમાળને ત્યાં ચંડિકાની પાસે માતાઓના જોતાં મોટું લિંગ નીકળ્યું. ૬૮. અને સાત પાતાલને ભેદી નિકળવાથી તે નિશ્ચલ જમીન દૃઢ તથા એ પ્રમાણે શિવનું દર્શન થવાથી અકલ્યાણને પામી ગયા. ૬૯. સાગરોનાં જળ પ્રસન્ન ( નિર્મળ ) થયા, નદીઓ પ્રકૃતિને ( નર્મળતા રૂપ સ્વભાવને ) પામી અને શિવના દર્શનથી પ્રાણિ માત્ર સ્વસ્થ ચિત્તવાળાં થયાં. ૭૦. પછી લીંગના અંતરમાં રહેલા દેવ સ્પષ્ટ રૂપ જણાતું નથી અને કેવળ વચન સંભળાય છે તેમ દેવી પ્રત્યે બોલ્યા. ૭૧.

## ॥ देवदेव उवाच ॥

हेतुनाकेनतेचण्डियत्नस्तपसिनिश्चलः ॥
किमप्राप्यंतवास्तीजगन्मातुर्जगत्त्रय ॥७२

દેવના દેવ બોલ્યા કે, હે ચંડિ! કયા કારણવડે તમારો તપમાં નિશ્ચલ યત્ન છે અને આ ત્રણ જગતમાં તમને જગતની માતાને શું ન મળે તેવું છે. ૭૨.

## ॥ देव्युवाच ॥

कोब्रूतेन्तर्हितोसित्वमेवंकृत्वामहत्तपः ॥
य ाद्दर्शनमायासिनत्तेवक्ष्यामिशङ्कर ॥७३

દેવી બોલ્યાં કે, તમે આના રહેવા છો, માટે આ પ્રમાણે મોહું તપ કરી દોણુ બોલે. હે શંકર! જો તમે દષ્ટિને પ્રાપ્ત થશો તો હું તમને કહીશ. ૭૩.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तेथतयादेव्याप्रत्यक्षोभून्महेश्वरः ॥
स्मयमानोमहाराजलिङ्गमध्याद्वृषध्वजः ॥७४

ततस्तंवीक्ष्यभूतेशंप्रत्यक्षंगिरिजाप्रियं ॥
हर्षात्पूलकितादेवीतुष्टावसहमातृभिः ॥७५

વસિષ્ઠ બોલ્યા કે, હે મહારાજ! આ પ્રમાણે તે દેવીએ કહ્યું ત્યારે લિંગના મધ્ય ભાગથી પોઠીઓ જેની ધજામાં છે એવા મહાદેવ હસતા થકા પ્રત્યક્ષ થયા. ૭૪. ત્યારે તે પાર્વતીના પ્રિય મહાદેવને પ્રત્યક્ષ થએલા જોઈ હર્ષથી રૂવાડાં જેનાં ઉભાં થએલાં છે એવાં દેવી માતાઓની સાથે સ્તુતિ કરવા લાગ્યાં. ૭૫.

## ॥ देव्युवाच ॥

नमोदेवमहादेवमहाभूतमहेश्वर ॥
विश्वरूपविरूपाक्षत्र्यक्षलक्षणवर्जित ॥७६
नित्यानित्यमयस्थूलसूक्ष्मभूतभवाभवात्मक ॥
नमोनमस्तेवरदविश्वरूपरावर ॥७७
अपारपारपरमपरब्रह्मतमःपरा ॥
प्रभोदजगतामीशदेवदेवसनातन ॥७८
नमश्चिन्मयचिद्रूपचित्मेकाशचिरंतन ॥
नमोऽचिन्मनकूपायमेध्यायमहसेनमः ७९.
नमःसोमायवातायत्रास्तुपायचत्रास्तवे ॥
नमोनिरंहसेतुभ्यंनमस्तारायशम्भवे ॥८०

नमोवर्याय चार्याय नमः किंचिन्मयाय ते ॥
पशवे पशुनाथाय हविषे च हविर्भुजे ॥८१
नमः कपर्द्दिने तुभ्यं परज्ञाय च जिष्णवे ॥
नमस्ते विश्वभूताय वेदानां हृदयाय च ॥८२
नमोन्धसे महेशाय महारूपाय धन्विने ॥
पञ्चवक्त्राय रूपाय व्यापिने हिंसिने नमः ॥८३
प्रत्यक्षातीतशब्दार्थदुर्विज्ञेयोपमापर ॥
अर्थापत्तिनिरस्ताय भावाभावाय भास्वते ॥८४
नविदुस्ते परं रूपं योगिनोपि निरञ्जनाः ॥
ततः स्तोत्रपदेशम्मो नम एवास्तु मत्कृतं ॥८५
नवेदोपि हि वेद त्वां स्वयंभूरिति शुश्रुमः ॥
सा च देवी परा शक्तिस्तस्माद्व्ययते नमः ॥८६

**દેવી** બોલ્યાં કે, હે મહાદેવ, હે મહાભુતરૂપ, હે મોટા ઇશ્વર, હે વિશ્વરૂપ, હે રૂપ રહિત ઇંદ્રિયોવાળા, હે ત્રિનેત્ર, અને હે લક્ષણ રહિત ! તમને હું નમું છું. ૭૫. હે નિત્ય અને અનિત્યમય, હે સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રાણિઓના જન્મરૂપ, હું તમને નમસ્કાર કરૂંછું. હે વરને આપનાર, હે વિશ્વરૂપ ! હે કારણ અને કાર્ય રૂપ હું તમને નમન કરૂંછું. ૭૭. હે પાર રહિત, હે પારરૂપ, હે પરમ, હે પરબ્રહ્મ તમોગુણથી પર, હે જગતના ઇશ્વર, હે સનાતન દેવદેવા ! તમે પ્રસન્ન થાઓ. ૭૮. હે ચૈતન્યમય, હે ચૈતન્ય રૂપ, હે ચૈતન્યના પ્રકાશરૂપ, હે ચિરંતન ( સનાતન ), હે અચૈતન્ય રૂપ કાંકરા વિગેરે તુચ્છ પદાર્થ રહિત અને પવિત્ર એવા જે તમે તેને નમસ્કાર છે, તેજોરૂપ એવા જે આપ તેને નમસ્કાર છે. ૭૯. ચંદ્રરૂપ અને વાયુરૂપ એવા તમે તેને નમસ્કાર છે. વાસ્તુની રક્ષા કરનાર અને વાસ્તુરૂપ એવા આપ તેને નમસ્કાર છે. પાપ રહિત પ્રણવરૂપ અને શંભુ એવા તમે તેને નમસ્કાર છે. ૮૦. શ્રેષ્ઠઆર્ય અને કાંઇ મય એવા જે તમે તેને નમસ્કારછે. પશુ રૂપ પશુઓના નાથ ઘૃતરૂપ અને અગ્નિ રૂપ એવા જે તમે તેને નમસ્કાર છે. ૮૧. જટા જૂટવાળા પરને જાણનાર અને જય પામનારા એવા જે તમે તેને નમસ્કાર છે. વિશ્વ રૂપ અને વેદનાં હૃદય રૂપ એવા તમે તેને નમસ્કાર છે. ૮૨. અન્ન રૂપ મહેશ મહારૂપ અને ધનુર્ધારિને નમસ્કાર છે. પાંચ મુખવાળા રૂપવાન વ્યાપિ અને પ્રલય કરનારને

નમસ્કાર છે. ૮૩. હે પ્રત્યક્ષને ઉલ્લંઘન કરી રહેલા, હે શબ્દોના અર્થોથી દુઃખે કરી જણાય એવા અને હે ઉપમાથી પર એવા અર્થાપત્તિ પ્રમાણ રહિત ભાવ અને અભાવ રૂપ તથા કાંતિમાન્ એવા જે તમે તેને નમસ્કાર છે. ૮૩. માયાથી ન અંજાય એવા યોગી લોકો પણ તમારાં પરમ રૂપને જાણતા નથી. માટે હે શંકર! તમારી સ્તુતિના પદમાં મારો કરેલો નમસ્કાર જ સિદ્ધ થાઓ ૮૫. પોતાની મેળે થએલો વેદ અથવા બ્રહ્મદેવ પણ તમને જાણતો નથી અને તે પરમ શક્તિ રૂપ દેવી પણ તમને જાણતી નથી, માટે હે વિનાશ રહિત! હું તમને નમસ્કાર કરૂં છું. ૮૬.

## ॥ वसिष्ट उवाच ॥

इत्थंस्तुतस्तथादेव्याश्रीमालेशक्तिभिःसह ॥
उवाचमधुरंवाक्यंप्रसन्नःपरमेश्वरः ॥८७

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે શ્રીમાળને ત્યાં શક્તિઓ સાથે તે દેવીએ સ્તુતિ કરેલા પરમેશ્વર ( મહાદેવ ) પ્રસન્ન થઇ મધુર વાક્ય બોલ્યા. ૮૭.

## ॥ देवदेव उवाच ॥

अचिन्त्यात्वंपरशक्तिर्लोकानामाश्रयःपरः ॥
यत्रत्वमसितत्राहंयत्राहंतत्रचण्डिका ॥८८
नभवेदावयोर्भेदःकदाचिदपिचण्डिके ॥
त्वंशक्तिःसर्वभूतानांशिवोहंशाश्वतःपरः ॥८९
शिवशक्तिमयंसर्वंजगत्स्थावरजङ्गमं ॥९०
तदाचक्ष्वमहेशानिकिंकरोमितवप्रियं ॥
एतासामपिशक्तीनांवाञ्छितंयद्भवेदिह ॥९१

દેવના દેવ બોલ્યા કે, તમે અચિંત્ય અને લોકોના પરમ આશ્રય રૂપ પરમ શક્તિ છો. જ્યાં તમે છો ત્યાં હું છું અને જ્યાં હું છું ત્યાં ચંડિકા તમે છો ૮૮. હે ચંડિ! ક્યારે પણ આપણ બેઉમાં ભેદ થતો નથી. તમે સર્વ પ્રાણીઓની શક્તિ રૂપ છો અને હું નાશ રહિત પરમ શિવ

છીએ. સ્થાવર અને જંગમ એવું સર્વ જગત્ શિવ તથા શક્તિમય છે. ૮૯. ૯૦. માટે હે મહેશ્વરિ! શું તમારૂં પ્રિય કરૂં અને આ શક્તિઓનું પણ જે અહીં ઇચ્છિત હોય તે કહો. ૯૧.

## ॥ चण्डी उवाच ॥

देवदेवपुरायुद्धौचण्डमुण्डौमयाहतौ ॥
पुनस्तदेवसम्भूतौचण्डमुण्डौमहासुरौ ॥९२
अभयंप्राप्यमातृभ्योलोकानर्दयतोभृशं ॥
तेनत्वांशरणंप्राप्ताप्रार्थयामितयोर्वधं ॥९३
एतावदेवकर्त्तव्यंलोकानांत्राणमीश्वर ॥९४

ચંડી બોલ્યાં, હે દેવના દેવ! પૂર્વે મેં યુદ્ધમાં ચંડમુંડ નામના બે મોટા દૈત્યોને માર્યા હતા તેજ ફરીને ઉત્પન્ન થયા છે. ૯૨. અને માતાઓથી અભય પામી લોકોને અતિ પીડે છે તે કારણથી તમને શરણ પામેલી હું તેઓના વધ માટે પ્રાર્થના કરૂંછું. ૯૩. હે ઇશ્વર! એટલુંજ લોકોનું રક્ષણ કરવા યોગ્ય છે. ૯૪.

## ॥ देवदेव उवाच ॥

हनिष्येतौदुराचारौलोकानांभयकारिणौ ॥
पश्यन्तुमातरःसर्वाभवत्यासहचण्डिके ॥९५

દેવના દેવ બોલ્યા, હે ચંડિકા! લોકોને ભય પમાડનારા તે બે દુરાચારિ દૈત્યોને હું હણીશ તેમ તારી સાથે સર્વે માતાઓ જોશે. ૯૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वाजगतांधात्रींनूढंसस्मारशङ्करः ॥
शक्तिमानथसोभ्येत्यनमश्चक्रेपुरान्तकं ॥९६

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે જગતની માતાને કહી શંકરે કાર્તિક

સ્વામીને સંભાર્યા એ વખતે શક્તિમાન્ તે કાર્તિકસ્વામીએ આવી શંકરને નમસ્કાર કર્યા. ૯૬.

## ॥ देवदेव उवाच ॥

महासेनमहाबाहोब्रूहिगत्वामहासुरौ ॥
चण्डमुण्डौमद्वचनाद्युद्धायाह्वयतेहरः ॥९७

દેવના દેવ શંકર બોલ્યા, હે મોટા હાથ વાળા કાર્તિકસ્વામી તમે જઈને મારાં વચનથી ચંડ મુંડ નામના બે મોટા દૈત્યોને કહો કે યુદ્ધ માટે મહાદેવ બોલાવે છે. ૯૭.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याकर्ण्यवचःशम्भोश्चण्डीशक्तिभिरावृता ॥
प्राहदेवंमहेशानमिदंमधुरयागिरा ॥९८

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે શંભુનું વચન સાંભળી શક્તિઓએ વિંટેલાં ચંડી મધુર વાણી વડે દેવશંકરપ્રત્યે આ વચન બોલ્યાં. ૯૮.

## ॥ देव्युवाच ॥

तत्राहंशक्तिभिःसार्द्धंयास्यामिवचनात्तव ॥
दैत्ययोःकथयिष्यामित्वदुक्तंदूतरूपिणा ॥९९

દેવી બોલ્યાં કે, હું દૂતનું રૂપ ધારણ કરનારી શક્તિઓ સાથે તમારાં વચનથી ત્યાં જઈશ અને તમારૂં કહેલું દૈત્યો પાસે કહીશ. ૯૯.

## ॥ वसिष्ठ उवाच ॥

तथेत्युक्त्वायमर्गेणचण्डीव्योममचक्रमे ॥
सप्तभिःसहिताराजन्शक्तिभिःसौम्यमूर्त्तिभिः ॥१००
मरुजङ्कुलमासाद्यदुर्मदवाहिष्कृतं ॥
उवाचदैत्यौदुष्प्रेक्ष्यौहरवाक्यंस्मितानना १०१

**વસિષ્ટ** બોલ્યા કે, હે શાંત ગુણી રાજા ! મહાદેવ સાથે તે પ્રમાણે કહી ચંડી સાત શક્તિઓ ૩૫ મૂર્તિઓ સહિત આકાશ પ્રત્યે ચાલ્યાં. ૧૦૦. જેથી બહારછે એવા અને દુઃખે કરી જવાય તેવાં મરૂ ( મારવાડ ) દેશના જંગલ પ્રત્યે આવી મંદ હાસ્યયુક્ત મુખવાળાં દેવી દુઃખે કરી જોવાય એવા બે દૈત્યો પ્રત્યે શંકરે કહેલાં વચનને કહેવા લાગ્યાં. ૧૦૧.

## ॥ देव्युवाच ॥

अहंदूतीमहेशस्यचण्डिकायदिवांश्रुता ॥
यदुक्तंदेवदेवनतदशेषंनिशम्यतां ॥१०२
मर्त्यलोकेमनुष्येषुनकश्चिद्विद्यतेनरः
राजावाराजपुत्रोवायोयुवांयोधयिष्यति ॥१०३
तदिहागम्यतांशीघ्रंश्रीमालेश्रीविनिर्मिते ॥
युद्धश्रद्धापनोदंवांकरिष्येनात्रसंशयः ॥१०४
युवाभ्यांपीडितालोकाःशरणंमांसमागताः ॥
तेषांत्राणंकरिष्यामिसाम्प्रतंयुवयोर्वधात् ॥१०५

**દેવી** બોલ્યાં કે, જો તમારી સાંભળેલી હોય તે હું મહાદેવની ચંડિકા નામે દૂતી છઉં અને જે દેવના દેવ શંકરે કહ્યું છે તે સઘળું તમે સાંભળો. ૧૦૨. મનુષ્ય લોકમાં મનુષ્યો વિષે રાજા અથવા રાજપુત્ર તે માણસ કોઈ પણ નથી કે જે તમ બેઉને યુદ્ધ કરાવે. ૧૦૩. માટે જલ્દી લક્ષ્મીએ રચેલાં આ શ્રીમાલ ક્ષેત્રને ત્યાં આવો જેથી તમારી યુદ્ધ શ્રદ્ધાને દુર કરૂં આમાં સંશય રાખવાનો નથી. ૧૦૪. કારણ કે તમોએ પીડેલા લોકો મને શરણ પામ્યા છે માટે હમણાં તમારા વધ ( નાશ ) થી તેઓની રક્ષા કરીશ. ૧૦૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इतिचण्डीवचःश्रुत्वाक्रुद्धश्चण्डीऽब्रवीद्वचः ॥
भयदंसर्वलोकानांदैत्यानांहर्षवर्द्धनम् ॥१०६

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે ચંડીનું વચન સાંભળી ક્રોધ પામેલો ચંડ નામનો દૈત્ય સર્વે લોકોને ભય આપનારૂં અને દૈત્યોના હર્ષને વધારનારૂં વચન બોલ્યો. ૧૦૬.

## ॥ चण्ड उवाच ॥

कोयंमहेशनामावैलोकेचण्डिनिशम्यते ॥
योमामाहुयतेक्रुद्धःसङ्ग्रामायाल्पचेतनः ॥१०७
श्रीमालंत्वमितोयाहिमुण्डसैन्यैःसहात्मनः ॥
तंनिहत्यरणेशम्भुंजवात्पार्श्वममाव्रज ॥१०८
तथेत्युक्त्वामहाराजमुण्डोनाममहासुरः
श्रीमालमाययौदैत्योप्ययुतैःसार्द्धमष्टभिः ॥१०९
ततोदेव्यःसमागत्यक्षणाच्चण्डिकयासह ॥
सर्वंनिवेदयाञ्चक्रुःशम्भोश्चण्डविचेष्टितं ॥११०
अथसैन्यखुरोद्भूतैरजोभिःसम्वृतामही ॥
नदृश्यन्तेदिशोनोर्वीनखंनापिवनानिच ॥१११
येकेचिच्चण्डसामीप्येराजन्नासन्महासुराः ॥
सन्नद्धाङ्गाःसमस्तास्तेमुण्डेनसहवव्रजुः ॥११२
अथदेवाद्विजेन्द्राश्चपरित्रस्ताःसमंततः ॥
शरणंजग्मुरीशानंदेवदेवंजगद्गुरुं ॥११३
विमानवरमारुढैःखेचरैर्भूतनायकैः ॥
देवगन्धर्वयक्षाद्यैरावृतंगगनंनृप ॥११४
स्वस्तिजेपुर्महात्मानोमुनयोदीर्घदर्शिनः ॥
चकम्पेमेदिनीराजन्सशैलवनकानना ॥११५
चुक्षुभेचपयोराशिःसहयादोभिरुल्वणैः ॥
ततोभूद्भगवान्क्रुद्धःशङ्करोलोकशङ्करः ॥११६
अभिदुद्रावतत्सैन्यंसमुद्रमिवचागतम् ॥

तेमुण्डप्रमुखादैत्याहष्ट्वायान्तंमहेश्वरं ॥११७
क्रुद्धंकालानलप्रख्यंविवृत्तेक्षणमुत्कटं ॥
मुमुचुःशरसङ्घातान्शूलानिचपरश्वधान् ॥११८
मुशलस्वर्गलाशक्तीस्त्रिशूलानिसहासिभिः ॥११९
रथिभिःसादिभिश्चैवगजारोहैश्चसर्वतः ॥
सम्वृतोभून्महादेवःपतङ्गैरिवपावक ॥१२०
ततोगृह्यजटामेकांशम्भुःसव्येनपाणिना ॥
दक्षिणेनाहरङ्गाढंततोभस्योदडीयत ॥१२१
तेनव्याप्तादिशःसर्वाविदिशश्चनरेश्वर ॥
नकिञ्चिदृश्यतेराजन्नन्धकारावृतंयथा ॥१२२
लोचनेषुसुरारीणामन्तर्गतमतीवतत ॥
दष्ट्वितेजोपहारंचचकारक्षारमद्भुत ॥१२३
दैत्यानांदानवानांचतदाजातेतिभीषणे ॥
उज्जहारहरःकेशमेकमेवहिपिङ्गलं ॥१२४
सचप्रक्षालयामासशुष्कंवनमिवानलः ॥
मुण्डस्यपश्यतःसैन्यंभस्मीभूतमभूत्क्षणात ॥१२५
हरकेशानलेनोच्चैर्दह्यमानाःसुरद्विषः ॥
राजन्नार्तस्वरांश्चक्रुर्निस्वनन्तोगतोभुवि ॥१२६
अथमुण्डोभयार्त्तःसन्नाग्नेयींककुभंप्रति ॥
प्रविष्टःप्राणलोभेनदेवदेवस्तमन्वगात् ॥१२७
अर्बुदस्यगिरेःपार्श्वेममाश्रमसमीपगः ॥
हत्वाशूलेनदैत्येन्द्रःपातितोभुविशम्भुना ॥१२८
जातोमुण्डस्थळस्तत्रदृश्यतेद्यापिविश्रुतः ॥
श्रीमालदग्निकोणेस्तिसदेशःपावनःपरः ॥१२९
ततःश्रुत्वाहतंमुण्डंससैन्यभ्रातरंनृप ॥
क्रुद्धश्चण्डोभिदुद्रावश्रीमालंमरुजाङ्गलात ॥१३०

देवानुवित्रासयामासा जोश्चभयकृन्महान् ॥
भ्रामयन्लोचनेस्थूलेदारुणेहेमपिङ्गले ॥१३१
अभ्यधावन्महेशानंदेवदग्धइवाचलः
तमापन्तंसमवीक्ष्यसेनानीप्रमुखागणाः ॥१३२
ववर्षुरुद्धतादैत्यंशतशःशरवृष्टिभिः ॥
दिव्यास्त्रैःसमरेक्रुद्धाहन्तुकामामहासुरं ॥१३३
अथतेनासुरेन्द्रेणगणामायाभिरर्दिताः ॥
भीतभीतादिशोजग्मुःनिष्कीलाइवशाल्मलेः ॥१३४
व्योमगाश्चक्रुराक्रोशान्हन्यमानाःसुरद्विषः ॥
त्राहित्राहीतिदंवशदैत्यादि तवभाषिरे ॥१३५
ततःक्रुद्धोमहादेवोमायास्तस्यदुरात्मनः ॥
भालनेत्रानलेमाशुचक्रेभस्मीकृताभृश ॥१३६
त्रिशूलंपाणि[illegible]कालानलयमोपमं ॥
अभिदुद्रावदेवे[illegible]हन्तुमनाहरः ॥१३७
अथचण्डोहरोद्गी[illegible]नात् ॥
स्वदुर्गमनसाकृत्वाप्रययौमरुजाङ्गलान् ॥१३८
तमभ्यधावदीशानस्तुयमानःसुरोत्तमैः ॥
त्रिशूलगोचरेज्ञात्वातंदैत्यंत्रिपुरान्तकः ॥
मरुजङ्गलमासाद्यभोवा चेदेसुरारिहा ॥१३९

ચંડ બોલ્યો કે, હે ચંડિ! મહેશ નામે લોકમાં સંભળાય છે અને જે ક્રોધ પામેલો મને લડવા માટે બોલાવે છે એ ઓછી બુદ્ધિવાળો કોણ છે. ૧૦૭. હે મુંડ! તું પોતાના સૈન્યો સાથે અહીંથી શ્રીમાલપ્રત્યે જા અને રણમાં તે શંભુને હણી વેગથી મારાં પડખાને પ્રાપ્ત થા. ૧૦૮. હે મહારાજ ઠીક એ પ્રમાણે કહી મુંડ નામનો મોટો દૈત્ય પણ એક લાખ વીશ હજાર યોદ્ધાઓ સાથે શ્રીમાલ પ્રત્યે આવ્યો. ૧૦૯. ત્યારે ચંડિકા સાથે આવી ક્ષણ વારમાં સર્વ ચંડ દૈત્યનું આ ચરણ દેવીઓએ શંકરને નિવેદન કર્યું. ૧૧૦. એ પછી સૈન્યની ખરીઓવડે ઉડતાં રજ (ધુલ)વડે પૃથ્વી ઢંકાઇ ગઇ અને નહિ

દિશા નહિ પૃથ્વી નહિ. આકાશ તથા જનો પણ નહિ દેખાવા લાગ્યાં. ૧૧૧. હે રાજા ! જે કોઈ મોટા દૈત્યો ચંડ દૈત્યોની સમીપતામાં હતા તે સર્વે સજ્જ અંગવાળા થઈ મુંડની સાથે ગયા. ૧૧૨. એ સમયે ચોતરફથી ભય પામેલા દેવતાઓ અને મોટા બ્રાહ્મણો જગતના ગુરૂ અને દેવના દેવ શંકરને શરણ પામ્યા. ૧૧૩. તથા હે રાજા ! ઉત્તમ વિમાન પ્રત્યે ગતિ કરનારા ભુતના પતિઓવડે ને દેવ ગંધર્વ અને યક્ષ વિગેરે પુરૂષો વડે આકાશ છવાઈ રહ્યું. ૧૧૪. હે રાજા ! દીર્ઘ દ્દષ્ટિવાળા મહાત્મા મુનિઓ કલ્યાણ થવા માટે જપ કરવા લાગ્યા તથા પર્વત અને નાનાં મોટાં વન સહિત પૃથ્વી કંપવા લાગી. ૧૧૫. તીવ્ર જલ જંતુઓ સાથે સમુદ્ર ક્ષોભ પામવા લાગ્યો, ત્યારે લોકનું કલ્યાણ કરનારા શંકર કોપાયમાન થયા. ૧૧૬. અને સમુદ્રને જેમ તેમ આવેલાં તે સૈન્યને જોઈ સામા દોડ્યા. કાલના (નાશ વખતના) અગ્નિ સરખી કાંતિવાળા વિસ્તાર યુક્ત નેત્રવાળા તીવ્ર અને ક્રોધ પામેલા શંકરને આવતા જોઇ મુંડ વિગેરે તે દૈત્યો ખડ્ગો ( તરવારો) સહિત શલ, ફરશી, મુશલ, ભોગલ, શક્તિ, ત્રિશૂળ અને યુથબંધ ( જથાબંધ ) બાણ નાંખવા માંડ્યા. ૧૧૭-૧૧૮-૧૧૯. અને પતંગીઆઓ વડે વિંટાએલો અગ્નિ હોય તેમ ક્રૂર એવા રથિઓ ( રથમાં બેસનારાઓ) ઘોડેસ્વાર અને માવતો વડે મહાદેવ ચોતરફથી ઘેરાએલ થયા. ૧૨૦. ત્યારે એક જટાને ડાબા હાથવડે પકડી શંકરે જમણા હાથ વડે ખુબ ખંખેરી તેથી ઘણી રાખ ઉડી. ૧૨૧. અને હે રાજા ! તે રાખવડે સર્વ દિશાઓ તથા સર્વ દિશાઓના ખુણા વ્યાપ્ત થયા અને જેમ અંધકારવડે વિંટાએલ હોય તેમ કશું પણ દેખાયું નહિ. ૧૨૨. અને તે ( ભસ્મ ) દૈત્યોના નેત્રોમાંહે ગયું તથા દ્દષ્ટિના તેજને હરનારૂં તે આશ્ચર્યકારિ ક્ષારને ઉત્પન્ન કરવા લાગ્યું. ૧૨૩. જ્યારે દૈત્ય તથા દાનવોને તે ભસ્મ અતિ ભયકારક થયું ત્યારે મહાદેવે એકજ પિંગાકેશને ખંખેર્યો. ૧૨૪. અને સુકેલાં વને વનને જે રીતે અગ્નિ બાળે તે રીતે જટાથી થએલા અગ્નિએ સૈન્યને બાળ્યું અને મુંડ દૈત્યના દેખતાં ક્ષણમાં તે સૈન્ય ભસ્મ રૂપ થયું. ૧૨૫. હે રાજા ! મહાદેવના કેશથી થયેલા અગ્નિવડે બળતા બુમ પાડતા અને પૃથ્વીવિષે પડેલા દૈત્યો પીડિત શબ્દો કરવા લાગ્યા. ૧૨૬. એ સમયે ભય વડે પીડિત થએલો મુંડ દૈત્ય અગ્નિ ખુણ દિશા પ્રત્યે પ્રાણ બચાવવાના લોભે પેઠો અને દેવના દેવ શંકર તે પાછળ ગયા. ૧૨૭. અર્બુદ પર્વતના પડખામાં મારા આશ્રમના સમીપ ભાગ વિષે આવેલા દૈત્યોના રાજા મુંડને શલવડે હણી શંકરે પૃથ્વી ઉપર પાડ્યો. ૧૨૮. તે ઠેકાણે મુંડસ્થલ નામે દેશ [ ભાગ ] પ્રખ્યાત થયો અને આજ પણ પરમ પવિત્ર એવો તે દેશ શ્રીમાલ ક્ષેત્રથી અગ્નિ ખુણમાં છે અને દેખા-

ય છે. ૧૨૯. તે પછી હે રાજા! પોતાના ભાઈ મુંડને સેના સહિત હણેલો સાંભળી ક્રોધ પામેલો ચંડ દૈત્ય મારવાડના જંગલ ભાગથી શ્રીમાલ ક્ષેત્ર પ્રત્યે દોડયો. ૧૩૦. અને સુવર્ણ સરખાં પિળાં ભયંકર સ્થૂલ નેત્રને ફેરવતો તથા ભયંકર એવો તે મોટો દૈત્ય, દેવતાઓ અને બ્રાહ્મણોને બહુ ત્રાસ પમાડવા લાગ્યો. ૧૩૧. અને દેવે બાળેલા પર્વતની પેઠે મહાદેવ સામો દોડયો તે દૈત્યને આવતો જોઇ સેનાપતિ વિગેરે ઉદ્ધત એવા શંકરના ગણો યુદ્ધમાં મોટા દૈત્યને હણવાની ઇચ્છાથી દિવ્ય અસ્ત્રો અને બાણ વૃષ્ટિયો વડે વૃષ્ટિ કરવા લાગ્યા. ૧૩૨. ૧૩૩. એ પછી તે દૈત્યના રાજાએ માયાઓ વડે પીડેલા અને અતિ ભય પામેલા ગણો શાલ્મલિ [ શેમલા ] ના સ્તંભોની પેઠે દિશાઓ પ્રત્યે જવા લાગ્યા. ૧૩૪. તેમ હણતા એવા આકાશમાં ગયેલા બકોર કરવા લાગ્યા કે, અને હે દેવતાઓના ઇશ્વર! તમે દેવતાઓના દ્વેષી દૈત્યથી રક્ષા કરો રક્ષા કરો એ પ્રમાણે કહેવા લાગ્યા. ૧૩૫. ત્યાર પછી હે રાજા! ક્રોધ પામેલા માહેદેવે તે દુરાત્મા દૈત્યની માયાઓને કપાલનાં નેત્રના અગ્નિવડે તત્કાલ ભસ્મ કરી નાંખી (નાશ પમાડી.) ૧૩૬. કાલાગ્નિ અને યમની ઉપમા અપાય એવાં ત્રિશૂલ હાથ વડે લઈ દેવના ઇશ્વર અને દૈત્યને હણવા જેનું મન થએલ છે એવા શંકર દૈત્ય પ્રત્યે દોડયા. ૧૩૭. એ વખતે મહાદેવથી અતિ ભય પામેલો ચંડ રણભૂમિનાં આંગણાંથી દુર ભાગવા લાગ્યો અને પોતાનાં દુર્ગને મનવડે ધારી પોતાનાં મરૂ જંગલ નામના દેશ તરફ જવા લાગ્યો. ૧૩૮. અને ઉત્તમ દેવતાઓએ સ્તુતિ કરતા એવા શંકર તે સમીપ દોડયા તથા તે દૈત્યને ત્રિશૂલના વિષયમાં ( ક્ષત્રી ત્રિશૂલથી મરે એમ જાણી ) ત્રણપુરનો અંત કરનાર અને દૈત્યોને હણનારા તે મરૂ દેશ ( મારવાડ ) નાં જંગલપ્રત્યે આવી આ વચન કહેવા લાગ્યા. ૧૩૯.

## ॥देवदेव उवाच॥

कथंपलायसेचण्डत्वमराभिरपङप ॥
क्षणंतिष्ठदुराचारशक्तिस्तेविद्यतेयदि ॥१४०
अन्यायवर्त्तिनांधर्मःकुतोवास्तिदुरात्मनां ॥
विलुप्यशास्त्रमार्गान्येमवर्[illegible]ः ॥१४१
नलज्जानबलंतेषांयेवैन्यायपथात्र्च्युताः ॥
कुर्वंतेसाधुविद्वेषंविगर्हन्तेचसत्क्रियाः ॥१४२

मर्तव्यमितिजानामिपृष्ठतोमयिधावति ॥
तत्कथंसमरान्मूढप्रयासिप्राणशङ्कया ॥१४३
प्राणानपिपरित्यज्यसन्तोगच्छन्तिसत्पथं ॥
अधर्मंकर्मकुर्वन्तिप्राणहेतोस्त्वसाधवः ॥१४४

શંકર બોલ્યા કે, હે નિર્લજ્જ ચંડ! જો તારી શક્તિ હોય તો ક્ષણવાર ઉભો રહે. હે દુષ્ટ આચરણવાળા! સંગ્રામથી કેમ ભાગે છે. ૧૪૦. જે દુષ્ટ બુદ્ધિવાળા શાસ્ત્રોના માર્ગોને લોપીને વર્તે છે તે અન્યાય વડે વર્તનારા દુરાત્માઓના મધ્યમાં ધર્મ ક્યાંથી હોય. ૧૪૧. જેઓ ન્યાય માર્ગને તજી વર્તનારા પુરૂષો સારા પુરૂષોનો દ્વેષ કરે છે અને સારી ક્રિયાઓને નિંદે છે તેઓને લજ્જા નથી અને બળ નથી. ૧૪૨. હું તારી પાછળ દોડું છું એથી તારે મરવું છે, એમ જાણું છું ત્યારે હે મૂઢ! પ્રાણની શંકા (બીક) વડે યુદ્ધથી કેમ ભાગે છે. ૧૪૩. પ્રાણને તજી સત્પુરૂષો સારા માર્ગ પ્રત્યે જાય છે અને ખરાબ પુરૂષો પ્રાણ કારણે અધર્મનું કર્મ કરે છે. ૧૪૪.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तःसचदेवेनशम्भुनापृथिवीपते ॥
निवृत्तःशूलमुद्यम्यचण्डक्रोधाकुलेक्षणः ॥१४५
शम्भोःशूलंप्रचिक्षेपभासुरंब्रह्मवर्चसं ॥
तस्यापततएवाशुदेवदेवोमहेश्वरः ॥१४६
त्रिशूलंप्राहिणोच्चुग्रस्फुलिङ्गमकरोल्वणं ॥१४७
जयेतिवादिनोदेवास्तदासिद्धामहर्षयः ॥
तुष्टुवुःपरमीशानंसर्वलोकार्त्तिहारिणं ॥१४८
तत्रिशूलंवभौमार्गेशूलंदग्ध्वासुरद्विषः ॥
बिभेदवक्षोबलवद्गुहःक्रौंचमिवेषुणा ॥१४९
निपपातमहीपृष्ठेत्रिशूलेनहतोसुरः ॥
ततोदेवाःसगन्धर्वाःसिद्धाश्चपरमर्षयः ॥१५०

ताश्चैवमातरःसर्वाःसहचण्डिकयास्तुवन् ॥
प्रणेमुश्चमहादेवंवर्षन्तःकुसुमोत्करं ॥१५१
प्रसन्नाश्चदिशःसर्वाःपवनोविमलःशिवः ॥
सप्रभाण्यभवन्भूपमुखानित्रिदिवौकसां ॥१५२
ततोदेवाःसगन्धर्वाःपुरस्कृत्यपितामहं ॥
श्रीमालंसहरुद्रेणमात्पाउचुरिदंवचः ॥१५३

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા! આ પ્રમાણે શંકર દેવે કહેલો ચંડ ક્રોધવડે આકુલ નેત્ર કરી શૂલ ઉગામી નિવૃત્ત થયો (ભાગતાં બંધ પડયો.) ૧૪૫. અને બ્રહ્માસ્ત્ર સરખી કાંતિવાળું તેજસ્વિ શૂલ શંકર ઉપર ફેંકયું. તે આવતું હતું એટલામાં તો દેવના દેવ શંકરે જલ્દી હે રાજા! ઘણાં તણખાઓવડે તીવ્ર એવું ત્રિશૂળ નાંખ્યું. ૧૪૬–૧૪૭. તે વખતે જય પામો એ રીતે કહેનારા દેવતાઓ સિદ્ધ અને મહર્ષિઓ સર્વ લોકોની પીડાને હરનારા પરમેશ્વરને ( શંકરને ) વખાણવા લાગ્યા. ૧૪૮. તે શંકરનું ત્રિશૂળ માર્ગમાં દેવના દ્વેષી ચંડના શૂળને બાળી દૈત્યની બળવાળી છાતિને ભેદવા લાગ્યું અને બાણવડે ક્રૌંચને મારી કાર્તિક સ્વામી શોભે તેમ શોભવા લાગ્યું. ૧૪૯. અને ત્રિશૂળ વડે હણેલો દૈત્ય પૃથ્વીની પીઠ પર પડયો ત્યારે ગંધર્વો સહિત દેવતાઓ સિદ્ધ મોટા ઋષિઓને તે સર્વ માતાઓ ચંડીકા સાથે મહાદેવ પ્રત્યે પુષ્પોના સમૂહની વૃષ્ટિ કરી પ્રણામ કરવા તથા સ્તુતિ કરવા લાગ્યા. ૧૫૦. ૧૫૧. હે રાજા! સર્વ દિશાઓ સ્વચ્છ થઈ પવન નિર્મળ તથા સુખકારી થયો અને દેવતાઓનાં મુખ કાંતિવાળા થયાં. ૧૫૨. ત્યાર પછી ગંધર્વ સહિત દેવતાઓ બ્રહ્માને આગળ કરી રૂદ્ર સાથે શ્રીમાલ પ્રત્યે ગયા અને આ વચન બોલ્યા. ૧૫૩.

## ॥ देवाऊचुः ॥

देवदेवप्रभोस्वामिन्शरणागतवत्सल ॥
अनेनकर्मणाप्रीतादेवकिंकुर्महेवयं ॥१५४

દેવતાઓ બોલ્યા, હે દેવના દેવ, હે સમર્થ સ્વામિ, હે શરણ આવેલાઓને પ્રિય દેવ! આ કામવડે અમે પ્રસન્ન થયા છીએ માટે શું કરીએ. ૧૫૪.

## ॥ देवदेव उवाच ॥

अत्राहंनिर्मलेलिङ्गेकरिष्यामिस्थितिंसुराः ॥
संहतार्थैरनेकैश्चगणैश्चसविनायकैः ॥१५५
क्षेत्राधिपैश्चभूतैश्चवत्स्यामिसततंसुराः ॥
श्रीमालंक्षेत्रमासाद्यनरामांपूजयन्तिये ॥
तेषांयुगपदिच्छन्तुदातुमिच्छांदिवौकसः ॥१५६

દેવના દેવ બોલ્યા કે, હે દેવતાઓ! અહિં હું નિર્મલ લિંગ વિષે ગણેશ સહિત એવા મારા ગણો સાથે અનેક મળેલા અર્થોવડે સ્થિતિ કરીશ. ૧૫૫ હે દેવતાઓ! હું ક્ષેત્રપાળ અને ભૂતો સહિત નિરંતર અહિં રહિશ. માટે જે મનુષ્યો શ્રીમાળ ક્ષેત્ર પ્રત્યે આવી મને પૂજે તેની ઇચ્છાને તમે દેવતાઓ તત્કાળ આપવા ઇચ્છો. ૧૫૬.

## ॥ देवाऊचुः ॥

श्रीमालेपूजयिष्यन्तिभक्त्यात्वांनाथयेनराः ॥
पूजितास्तैर्भविष्यन्तिसर्वेदेवाःसवासवाः ॥१५७
कृतानितैश्चतीर्थानिभविष्यान्तिनसंशयः ॥१५८

દેવતાઓ બોલ્યા, હે નાથ! જે માણસો શ્રીમાળને ત્યાં ભક્તિથી તમને પૂજશે તેઓએ ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ પૂજેલા થશે. ૧૫૭. અને તેઓએ તીર્થ કરેલાં થશે. એમાં સંશય નથી. ૧૫૮.

## ॥ देवदेव उवाच ॥

पुनःकिंतेप्रियचण्डिकरोमिब्रूहिवाञ्छितं ॥
एतासांदेवशक्तीनांयतःश्रेष्ठासिमेमता ॥१५९

શંકર બોલ્યા, હે ચંડી! ફરી તમારૂં ઇચ્છિત પ્રિય શું કરૂં તે કહો, કારણ કે આ દેવ શક્તિઓનામાં મેં તમને શ્રેષ્ટ માનેલાં છે. ૧૫૯.

## ॥ चण्डी उवाच ॥

यदितुष्टोसिदंवेशदेयोमेप्रार्थितोवरः ॥
चण्डीशइतिनाम्नात्वंविख्यातोभवभूतले ॥१६०

ચંડી બોલ્યા, હે દેવના ઈશ્વર જો તમે પ્રસન્ન થયા છો, અને મારો ઇચ્છેલો વર જો આપવો છે તો પૃથ્વી તલ વિષે તમે ચંડિશ્વર એ નામે કરી વિખ્યાત થાઓ. ૧૬૦.

## ॥ देवदेव उवाच ॥

एवमस्तुजगद्धात्रिचण्डिकेवाञ्छितंतव ॥
चण्डीशइतिमन्नामलोकोयंकीर्तयिष्यति १६१
एतच्चब्रह्मदण्डेनब्रह्माणीकुण्डमुत्तमं ॥
यच्चकारमहेशानिप्रियंतन्मेभविष्यति ॥१६२
अत्रक्रीडांकरिष्यामिशिवयासहपर्वसु ॥
सहसर्वैर्निजगणैरहोत्रमतन्द्रितः ॥१६३
स्नास्यन्तिमानवायेत्रश्रद्धयाचण्डिपर्वसु॥
तेषांभूतगणैःसार्द्धंतुष्टोदास्यामिसम्पदः ॥१६४
नरोभूतज्वरार्तोयःकुण्डेस्नास्यतिभक्तितः ॥
तत्क्षणादेवचैतस्यज्वरोनाशंप्रयास्यति ॥१६५
पूजयित्वात्रयेचण्डींशक्तीःसप्तचविश्रुताः ॥
दास्यन्तिदेवतास्तेषांवाञ्छितानिनसंशयः ॥१६६
ब्राह्मीकुण्डेनरःस्नात्वाश्रीमालेयोगिनांप्रिये ॥
योऽर्चयिष्यतिमांभक्त्यासदेवोनतुमानुषः ॥१६७
चैत्रेमासित्रयोदश्यांचतुर्दश्यांचचण्डिके ॥
द्रक्ष्यन्तिमामिहागत्ययेनरास्तेनदेहिनः ॥१६८
यदादेव्यैवरोदत्तोदेवैर्ब्रह्मपुरोगमैः ॥

श्रीमालेत्रततोस्माभिरवतारःप्रतिश्रुतः॥ १६९

चण्डिसर्वेषुतीर्थेषुकृतस्नानोयतेन्द्रियः ॥

लभतेयत्फलंतत्स्यादत्रैवममदर्शनात् ॥१७०

योनमस्कृत्यचण्डीशंचण्डिकांचशिवप्रियां ॥१७१

प्रणमेच्चण्डमुण्डार्यांनसपापेनलिप्यते ॥१७२

श्रीतीर्थमुत्तमंलोकेचण्डीश्रीदायितंपरं ॥

तत्रतासोममागीष्टःसत्यमेतद्ब्रवीम्यहं ॥१७३

श्रीमालेयेनमिष्यन्तिमांतथामरुजङ्गले ॥

तैरहंसर्वतीर्थेषुपूजितःस्यांनसंशयः ॥१७४

यावच्चन्द्रश्चसूर्यश्चयावन्महीप्रजा ॥

स्थितितावत्करिष्यामिलिङ्गेस्मिन्वरदोनृणां ॥१७५

मूर्त्तिमानिहसम्भिरस्यलिङ्गेत्रैलोक्यपूजिते ॥

चतस्रोघटिकायावन्निवत्स्यामिनसंशयः ॥१७६

सर्वत्रसुलभोदेविलोकानामहमन्वहम् ॥

श्रीमालेदुर्लभःकिन्तुतथावैमरुजङ्गले ॥१७७

ટીકાના દેવ શંકર બોલ્યા, હે જગતને ધારણ કરી રાખનારી ચંડિકા! આ પ્રમાણે તમારૂં ધારેલું સિદ્ધ થાઓ. આ લોક ચંડીશ્વર એ રીતે મારૂં નામ કેહેશે. ૧૬૨. હે મહેશ્વરી! જે આ બ્રહ્મદંડ વડે ઉત્તમ બ્રહ્માણી કુંડ કરેલ છે તે મને પ્રિય થશે. ૧૬૩. આ સ્થળમાં પર્વના દિવસો વિષે તંદ્રા ( અર્દ્ધનિદ્રાવસ્થા ) રહિત એવો હું પાર્વતી સાથે અને સર્વ પોતાના ગણો સાથે ક્રીડા કરીશ. ૧૬૪. હે ચંડિ! જે માણસો પર્વના દિવસોમાં આ કુંડમાં શ્રદ્ધાથી નાહાશે તેઓને ભૂતગણો સહિત પ્રસન્ન થએલો હું સંપત્તિઓ આપીશ. ૧૬૫. ભૂત જ્વરે પીડેલો જે માણસ ભક્તિથી કુંડમાં નાહાશે એનો તાવ તેજ વખતે નાશ પામશે. ૧૬૬. અહિં જેઓ ચંડીને પૂજી પ્રખ્યાત સાત શક્તિઓને પૂજશે તેઓનાં ઇચ્છેલાંઓને દેવતાઓ આપશે એમાં સંશય નથી. ૧૬૭. જે માણસ શ્રીમાલ ક્ષેત્રમાં યોગિઓને વ્હાલા એવા બ્રાહ્મી કુંડમાં નાહી ભક્તિવડે મને પૂજશે તે દેવ સમજવો પણ માણસ નહિ. ૧૬૮. હે ચંડિ! જે પુરૂષો ચૈત્ર માસમાં તેરશ અને ચૌદશને દિવ-

સે અહિં આવી મારૂં દર્શન કરશે તેઓ દેહધારી થશે નહિ. ૧૬૯. જ્યા-રથી બ્રહ્મા વિગેરે દેવતાઓએ દેવીને વર આપ્યો ત્યારથી અમે આ શ્રી-માલમાં અવતાર લેવો અંગીકાર કરેલ છે. ૧૭૦. હે ચંડિ! સર્વ તીર્થોમાં સ્નાન કરેલ અને જીતેંદ્રિય માણસ જે ફલ પામે તે ફલ અહિં મારાં દર્શ-નથીજ થાય. ૧૭૧. જે મનુષ્ય ચંડીશ્વરને અને શંકરની પ્રિયા ચંડિકાને નમી ચંડ મુંડે પુજેલી દેવતા પ્રત્યે પ્રણામ કરે છે તે પાપવડે લેપાતો નથી. ૧૭૨. શ્રી તીર્થ (શ્રીમાલ) લોકમાં ઉત્તમ અને ચંડી તથા લક્ષ્મી ને પ્રિય છે તેમ ખરૂં કહુંછું કે મને ત્યાં નિવાસ (રહેવું) ઘણો પ્રિય છે. ૧૭૩. જેઓ શ્રીમાલમાં તથા મારવાડના જંગલને ત્યાં મને નમશે તેઓએ સર્વ તીર્થો વિષે પૂજેલો હું થઇશ એમાં સંશય નથી. ૧૭૪. જ્યાં સુધી ચંદ્ર સૂર્ય અને પૃથ્વી છે તથા તેઓ મંત્રોને ધારણ કરે છે ત્યાં સુધી મનુષ્યોના વરને આપનારો હું આ લિંગ વિષે સ્થિતિ કરીશ. ૧૭૫. અને આ ત્રણ લોકનાં મનુષ્યોએ પૂજેલાં લિંગ વિશે પેસી ચાર ઘડી સુધી મૂર્તિમાન હું રહીશ એમાં સંશય નથી. ૧૭૬. હે દેવિ! હું સદાકાળ સર્વ ઠેકાણે લોકોને સુલભ છઉં પણ શ્રીમાલમાં અને મરૂ (મારવાડ) દેશને ત્યાં દુર્લભ છઉં. ૧૭૭.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वासमदीनाऽदेवदेवस्तिरोदधे ॥
चण्डीचसार्द्धमार्येभिर्गतास्थानंयथामतं ॥१७८
अत्रस्थानंविदधिरेतत्रांशेनसुरेश्वरः ॥
राजन्सर्वाणितीर्थानिसर्वेचत्रिदशाधिपाः १७९
एकस्तुचतुरोवेदानधीतेवायथाविधि ॥
एकःपश्यतिश्रीमालेचण्डीशंहिसमंतयोः ॥१८०
एकःसर्वाणिदानानिददातिश्रद्धयान्वितः ॥
एकःपश्यतिश्रीमालेचण्डीशंहिसमंतयोः ॥१८१
एकोष्टवर्षयोविप्रमुपनीतेयथाविधि ॥

---

* આ ઠેકાણે બીજો પાઠ एकोष्ट वार्षिकी कन्या मुद्वाहयति धर्मतः એમ છે અને તેનો અર્થ (એક માણસ ધર્મથી આઠ વર્ષની ક-ન્યાને પરણાવે છે, એવો થાય છે.

एकःपश्यतिश्रीमालेचण्डीशंहिसमंतयोः ॥१८२
ददातिकपिलामेकःसर्वोपस्करसंयुताम् ॥
एकःपश्यतिश्रीमालेचण्डीशंहिसमंतयोः ॥१८३
चान्द्रायणशतंत्वेकश्चरतीहयथाविधि ॥
एकःपश्यतिश्रीमालेचण्डीशंहिसमंतयोः ॥१८४
प्रासादेदेवदेवस्यध्वजारोपंकरोतियः ॥
सवर्षसहस्रयुतंचैकंशिवलोकेनसंशयः ॥१८५
लिङ्गात्प्रभृतिदण्डाग्रंयावद्यःकुरुतेध्वजम् ॥
दरिद्रोनकुलेतस्यकदाचिदपिजायते १८६
ब्राह्मीकुण्डेनरःस्नात्वाचण्डीशंयोर्चयिष्यति ॥
नतस्यनरकेपातोनतस्ययमयातना ॥१८७
राजन्किम्बहुनोक्तेनविधिवादेनवाविभो ॥
श्रीमालेप्राप्यचण्डीशंनपापैर्बाध्यतेनरः १८८
इतितेकथितंसर्वंचण्डीशोत्पत्तिकारणम् ॥
श्रुत्वायन्मानवोभक्तयानरोननरकंव्रजेत् ॥१८९

વસિષ્ટ બોલ્યા, હે પૃથ્વીના પાલન કરનાર ! આ રીતે કહી દેવના દેવ શંકર અંતર્ધ્યાન થયા. અને ચંડી પણ આવ્યાંપ્રમાણે પૂજ્ય દેવીઓની સાથે પોતાના સ્થાનપ્રત્યે ગયાં. ૧૭૮. હે રાજન ! ત્યાં (શ્રીમાલમાં) અંશવડે મહાદેવે, સર્વ તીર્થોએ અને સર્વ દેવતાઓના અધિપતિઓએ સ્થિતિ કરી. ૧૭૯. એક માણસ વિધિ પ્રમાણે ચાર વેદ ભણે અને એક શ્રીમાલને ત્યાં ચંડિશ્વરનું દર્શન કરે તે બેઓને સમાન ફલ થાય. ૧૮૦. એક શ્રદ્ધાવાળો માણસ સર્વ દાન આપે અને એક શ્રીમાલમાં ચંડીશ્વરનું દર્શન કરે તે બેઓને સમાન ફળ થાય. ૧૮૧. એક જે આઠ વર્ષના બ્રાહ્મણને વિધિ પ્રમાણે જનોઇ દે અને એક શ્રીમાલમાં ચંડીશ્વરને જુએ તે બેઓનું ફળ સમાન થાય. ૧૮૨. એક સર્વ ઉપસ્કર ( સામાન ) વાળી કપિલા ગાયને આપે છે અને એક શ્રીમાલમાં ચંડીશ્વરનું દર્શન કરે છે તે બેઓને તુલ્ય ફળ થાય છે. ૧૮૩. એક માણસ વિધિપ્રમાણે સો ચાંદ્રાયણ વ્રત કરે છે અને એક શ્રીમાલમાં ચંડીશ્વરનું દર્શન કરે છે તે

એઓને સમાન ફળ થાય છે. ૧૮૪. જે દેવના દેવ શિવના મંદિર ઉપર ધ્વજા-રોપ કરે (ધ્વજા ચડાવે) તે દશ હજાર વર્ષ સુધી શિવલોકમાં રહે એમાં સંશય નથી. ૧૮૫. લિંગથી માંડી દંડના અગ્ર ભાગપર્યંત જે માણસ ધ્વજા કરે છે તેના કુળમાં ક્યારે પણ દરિદ્ર કોઇ થતો નથી. ૧૮૬. જે માણસ બ્રાહ્મી કુંડમાં નાહી ચંડીશ્વરને પૂજશે તેને નરકમાં પડવું પડશે નહિ અને તેને યમનું તીવ્ર દુઃખ થશે નહિ. ૧૮૭. હે સમર્થ રાજા! બહુ કહ્યાથી અથવા વિધિવાદ (જે થાય છે તે કહેવા) વડે શું શ્રીમા-લને ત્યાં ચંડીશ્વરને પામી માણસ પાપ વડે પીડા પામતો નથી? ૧૮૮. જે ભક્તિથી સાંભળી મનુ કુળથી થએલો માણસ નરકપ્રત્યે જતો નથી. તે સર્વ ચંડીશ્વરની ઉત્પત્તિનું કારણ આ પ્રમાણે તમને કહ્યું. ૧૮૯.

**इतिश्री स्कंदपुराणे एकाशीति साहस्र्यां संहितायां द्विशत्यधिकायां ब्राह्मविभागे श्रीमालमाहात्म्ये चण्डीश माहात्म्यं नाम षट्त्रिंशोऽध्यायः ॥३६॥**

આ પ્રમાણે એકાશી હજાર અને બસ્સો શ્લોકવાળી સંહિતા રૂપ સ્કંદ પુરાણ વિષે બ્રાહ્મ વિભાગમાં શ્રીમાલ મહાત્મ્યનો ચંડીશ મહાત્મ્ય એ નામે છત્રીસમો અધ્યાય થયો. ૩૬.

# ॥अथ सप्तत्रिंशोऽध्यायः ॥

## અધ્યાય ૩૭ મો.

अत्राश्चर्यमभूत्पूर्वंशृणुराजन्समाहितः ॥
चण्डीशालयमासाद्यतीर्थंपापप्रणाशनम् ॥१
कदाचिदत्रदुष्टाभूत्सारिकानामराक्षसी ॥
निशाचर्यातयाराजन्श्रीमालंसमुपद्रुतम् ॥२
पूर्वमाङ्गिरसैर्विप्रैःसैन्धवारण्यवासिनः ॥
शत्पायेब्राह्मणाःक्रुद्धैर्गौतमप्रत्यसूयवः ॥३
तैर्गत्वाराधितःसिन्धुरुपवासपरायणैः ॥

परितुष्टोथपाथोधिस्तानुवाचेतियाचत ॥४
ततःश्रीमालनाशायप्रार्थितातैर्निशाचरी ॥
साद्विजानांसुतान्जातान्श्रेष्ठान्गर्भात्प्रगृह्यवै ॥५
दुष्टाप्रयातिपातालंब्राह्मणादुःखितास्ततः ॥६
तयासहसशःकन्यागृहितामनुजेश्वर ॥
कङ्कोलःपालयामासपातालेस्वसुताइव ॥७
तत्याजबहुरत्नानिसौधानीविविधानिच ॥
दुःखार्तासारिकाभीताप्रयातागिरिमर्बुदम् ॥८
श्रीमालमभवच्छुन्यमरण्यजनवर्जितम् ॥
सारिकाशङ्कयाकश्चित्तीर्थयात्रांनगच्छति ॥९
शीर्णानिपेतुःप्रासादाःसौधानिप्रययुःक्षितिम् ॥
मृगासिंहाकुलंजातंवराहमहिषावृतम् ॥
क्षेत्रंश्रीमालमुर्वीन्द्रध्वस्ततीर्थाश्रमद्रुमम् ॥१०
शून्यस्यतस्यकालोभूच्चतुःषष्ट्यधिकंशतं ॥११
लभन्तेनसुखंविप्रानिद्रांचवितन्वते ॥
श्रीमालध्यायिनोनित्यंनिश्वसन्तिदिवानिशं ॥१२
अथप्रतापवान्राजाश्रीपुञ्जोनामविश्रुतः ॥
कदाचिदथतत्रागादेकाकीमृगमन्वटन् ॥१३
सप्रविष्टःपुरंशून्यंभग्नदेवद्विजालयं ॥
देवतायतनालोकाद्दधच्चित्रंपदेपदे ॥१४
मुनीनामाश्रमारम्याःशाखाहस्ताग्रकोटयः ॥
स्वयंशीर्णफलावृक्षाश्रीपुञ्जेनमहौजसा ॥१५
चिंतयामासमेधावीस्फीतमेतत्पुरोत्तमम्
श्रीमालमितिविख्यातंपुराणंनिर्मितंश्रिया ॥१६
कथंशून्यमिदंजातंनगरदेवनिर्मितम् ॥
कुतस्तेब्राह्मणश्रेष्ठावर्त्तंतेदुःखशीलिनः ॥१७

इत्थंचिंतयमानोऽसौतृषार्त्तःपृथिवीपतिः ॥
ब्राह्मीकुंडंददर्शाग्रेतृणगुल्मलतावृतम् ॥१८
स्वच्छेसुगंधीराजीवपरागपरिवासितम् ॥
भृंगझंकारसंजुष्टंद्रुमच्छायासमावृतम् ॥१९
तंदृष्ट्वानृपतिःप्राज्ञोवारिपीतुंविवेशवै ॥
ह्रदोऽयमितिविज्ञायपपौराजाजलंशुचि ॥२०
विश्रम्यक्षणमाश्वस्तःपुरमागान्निजंपुनः ॥
रात्रौसुखंप्रसुप्त्वापश्रीपुंजोरिपुमर्दनः ॥२१
ब्राह्मेमुहूर्त्तउत्थायकृतपूर्वान्हिकंततः ॥
बद्धांजलिपुटाराज्ञीसुप्रभानामसुव्रता ॥२२
इदमाहमहीपालंप्रणयात्तरेलक्षणा ॥
पूर्वेऽन्हितवधर्मज्ञकुत्रासीन्मृगयारसः ॥२३
वनेवागिरिपार्श्वेवातन्मेसर्वंसमादिश ॥

હે રાજા ! પૂર્વે અહિં આશ્ચર્ય થયું હતું તે સાવધાન થઈ સાંભળો. અહિં ક્યારેક પાપને નાશ પમાડનારાં ચંડીશ મંદિરનાં તીર્થપ્રત્યે આવી સારિકા નામે રાક્ષસી દુષ્ટ થઈ હતી અને હે રાજા ! તે રાક્ષસીએ શ્રીમાલને પીડયું હતું. ૧. ૨. પૂર્વે અંગિરાના કુળમાં થએલા બ્રાહ્મણોએ ગૌતમ પ્રત્યે અસૂયા (ગુણમાં દોષ આરોપ) કરનારા જે સિંદુ કાંઠાના અરણ્યમાં વસનારા બ્રાહ્મણોને ક્રોધથી શાપ આપેલા હતા તેઓએ ઉપવાસ પરાયણ થઈ સમુદ્રની આરાધના કરી ત્યારે પ્રસન્ન થએલા સમુદ્રે તેઓને માગ્યા એ પ્રમાણે કર્યું. ૩. ૪. ત્યારે તે બ્રાહ્મણોએ શ્રીમાલ નાશ માટે રાક્ષસીને પ્રાર્થના કરી ત્યારથી તે દુષ્ટ રાક્ષસી બ્રાહ્મણોના ઉત્પન્ન થએલા શ્રેષ્ટ પુત્રોને ગર્ભથી ગ્રહણ કરી પાતાલ પ્રત્યે જવા લાગી અને બ્રાહ્મણો દુઃખિત થયા. ૫. ૬. હે રાજા ! તે રાક્ષસી હજારો વાર કન્યાઓને લીધા અને પાતાલમાં તેઓને પોતાની પુત્રીને પેઠે કંકોલ પાળવા લાગ્યો. ૭. અને બહુ રત્નો તથા જુદા જુદા પ્રકારના મેહેલ આપવા માંડયા ત્યારે દુઃખે પીડિત અને ભય પામેલી સારિકા અર્બુદ પર્વત પ્રત્યે ગઈ. ૮. સારિકાની શંકાવડે શ્રીમાલ ક્ષેત્ર શૂન્ય થયું અને અરણ્ય મનુષ્ય રહિત થયું. તથા કોઇ પણ તીર્થે યાત્રા પ્રત્યે જતું નહિ. ૯. હે રાજા ! ખવાઇ ગએલી મેડીઓ પડવા લાગી, મેહેલ

નાશ પામવા લાગ્યા અને જેના આશ્રમ તથા તીર્થનાં ઝાડો ભાગેલ છે એવું મૃગને સિંહ વડે આકુળ તથા વરાહ અને પાડાઓવડે વિંટેલું શ્રીમાલ ક્ષેત્ર થયું. ૧૦. બ્રાહ્મણો સુખ પામતા નથી, નિદ્રા કરતા નથી અને સદા શ્રીમાળનું ધ્યાન ધરતા દિવસ રાત્રિ નિશ્વાસ નાંખે છે એ પ્રમાણે તે શન્ય થયાંને એકસો ચોસઠ વર્ષ થયાં (વહિ ગયાં.) ૧૧. ૧૨. એ પછી કોઈ વખતે શ્રીપુંજ નામથી પ્રખ્યાત પ્રતાપી રાજા મૃગ પાછળ ફરતો એકલો ત્યાં આવ્યો. ૧૩. અને દેવમંદિરો જોવાથી પગલે આશ્ચર્યને કરનાર તથા જેમાં દેવ અને બ્રાહ્મણોનાં મંદિર ભાંગી ગએલ છે, એવા શન્ય ( ખાલી પડેલ ) શહેર પ્રત્યે પેઠો. ૧૪. ત્યાં મહા બળવાન્ શ્રીપુંજે શાખાઓ (ડાળ) રૂપી હાથના અગ્રભાગોવાળા રમણીય મુનિઓમાં આશ્રમો અને પોતાની મેળે ખરેલ ફલવાળાં વૃક્ષો જોયાં. ૧૫. બુદ્ધિમાન શ્રીપુંજ રાજા વિચાર કરવા લાગ્યો કે, આ લક્ષ્મીએ નિર્માણ કરેલું, પ્રાચીન, સમૃદ્ધિવાળું અને પ્રખ્યાત શ્રીમાળ નામનું ઉત્તમ નગર જણાય છે. ૧૬. તે આ દેવતાએ નિર્માણ કરેલું શ્રીમાળ નગર શા કારણથી શન્ય (ઉજડ) થઇ ગયેલું છે? અને તેમાં નિવાસ કરનારા તે ઉત્તમ બ્રાહ્મણો હાલ દુઃખ ભોગવતા કેમ ભટકે છે? ૧૭. એ પ્રમાણે વિચાર કરતો આ શ્રીપુંજ રાજા તૃષાયુક્ત થયો. તેટલામાં આગળ ખડ, ગુલ્મ અને વેલોથી વીંટાઇ ગયેલો, સ્વચ્છ, સુગંધી કમળોનાં રજકણોને લીધે સુવાસિત થયેલો, ભમરોના શબ્દથી ગાજી રહેલો અને વૃક્ષોની છાયાથી છવાઈ રહેલો બ્રાહ્મી કુંડ તેના જોવામાં આવ્યો. ૧૮. ૧૯. તે બ્રાહ્મી કુંડને જોઇ આ જળાશય છે એમ જાણી પોતાની તરસ છીપાવવા તેની અંદર પ્રવેશ કરી તે ભૂપતિએ વિમળ જળનું પાન કીધું. ૨૦. પછી ક્ષણમાત્ર વીસામો લઇ સ્વસ્થ થયેલો શત્રુઓને સંહારનાર શ્રીપુંજ રાજા ફરી પોતાના શહેરમાં આવ્યો અને રાત્રિ સમયે નિરાંતે નિદ્રા સુખ લેવા સમર્થ થયો. ૨૧. હવે મોટા ‘મળસકામાં ઉઠી પૂર્વાન્હિક ક્રિયા (સવાર વખતનું કર્તવ્ય કર્મ) કરી રાજા નિવૃત્ત થયો છે. તેટલામાં વિનયસહિત નેત્રવાળી પતિવ્રતા સુપ્રભા નામની તેની પટરાણી તે પ્રત્યે પોતાના હાથ જોડી આ પ્રમાણે બોલી. ૨૨. હે ધર્મજ્ઞ! ગયે દિવસે તમે કયા વનમાં અથવા કયા પર્વતની તળાટીમાં મૃગયાની ગમ્મત મેળવી તે સર્વ મને કહો. ૨૩.

## ॥ राजोवाच ॥

कस्तेशुचिस्मितेहेतुःप्रश्नस्यास्यद्दिवादुखे ॥२४

किंवातेमृगयाकार्यमशेषंवदवल्लभे ॥

રાજા બોલ્યો કે, હે પવિત્ર હાસ્યવાળી પ્રિયા ! સવારના પહોરમાં તારે આ પ્રશ્ન કરવાનું શું પ્રયોજન છે ? કેમકે શું મૃગીયા સાથે તારો ( સ્ત્રી જાતિનો ) શું સંબંધ છે ? ( કાંઇ પણ નથી. ) માટે આ પ્રશ્ન કરવાનું જે કારણ હોય તે બધું તું મને કહે. ૨૪.

## ॥ राज्ञ्युवाच ॥

शृणुराजन्निजंवृत्तंयत्तेनकथितंपुरा ॥२५

प्रश्नस्यकारणंयच्चप्रसन्नंयदितेमनः ॥

चिरात्प्रभृतिभूपालमुखात्तेपतितंक्रिमिम् ॥२६

तांबूलमध्येपश्यामिनित्यंनित्यंदिवामुखे ॥

तन्मायातवनाख्यातंवैमनस्यभयात्क्वचित् ॥२७

नतुसोद्यमयादृष्टस्तेनपृच्छामिहर्षिता ॥

किंचित्स्यात्पुष्पमाघ्रातंपत्रंवापिहितंमुखे ॥२८

क्वचित्तीर्थांबुवापीतंदेवःकोवार्चितःक्वचित् ॥

कारणंक्रिमिनाशस्ययत्तेराजन्वनेऽभवत् ॥२९

तीर्थंवास्तुवनंवास्तुचित्तेतदवधारय ॥

રાણી બોલી કે, હે રાજન્ ! જો તમારૂં ચિત્ત આ સમય સ્વસ્થ હોય તો આજ દિવસ સુધી મેં તમારી પાસે નહિ કહેલું તમારૂં પોતાનું વૃત્તાંત જે આ પ્રશ્નનું કારણ છે તે સાંભળો. ૨૫. હે ભૂપતિ ! ઘણાક દિવસ થયા દરરોજ સવાર વખતે તમોએ ચાવીને નાંખી દીધેલાં તાંબુલની અંદર તમારા મુખથકી પડેલ જીવડાને જોઉંછું. ૨૬. જો હું કહીશ તો તેની તમારા મનમાં ચિંતા થશે, એવા ભયથી મેં કોઇ પણ વખતે તે તમને કહેલું નથી. પરંતુ આજ હું તે જીવડાને દરરોજની માફક દેખતી નથી તેથીજ હર્ષ પામી આ પ્રશ્ન કરૂં છું, ૨૭. ઘણું કરીને તમે ક્યાં કોઇ પુષ્પ સુંઘેલું હશે ! અથવા કોઇ પણ જાતનું પાંદડું મોઢામાં ચાવેલું હશે ! કાંતો કોઇ પણ સ્થળે તીર્થ જળ પીધું હશે ! અને કાંતો કોઇ સ્થળે કોઇ દેવની પૂજા કરેલી હશે ! ( એમ હું ધારૂં

છું.) ૨૮. હે રાજન્! વનમાં મૃગયા કરવા ગયા હતા ત્યાં આ જીવડાના નાશનું કારણ તીર્થ અથવા તીર્થજળ હોવું જોઇએ માટે મનમાં તે યાદ કરો. ૨૯.

## ॥ वासिष्ट उवाच ॥

इतिप्राणधनेश्वर्यावचःश्रुत्वाहितंनृपः ॥३०
सस्मारसलिलंपीतंश्रीमालेऽथाब्रवीत्प्रियाम् ॥
ब्राह्मणानामधिष्टानंश्रीमालंनामसुप्रभे ॥३१
कंचित्तत्रहृदंप्राप्यपयःपीतंयथारुचि ॥
शून्येऽपितत्रसश्रीकाःशीर्णाःसंतिसहस्रशः ॥३२
सुरालयाग्निशालाश्चवाप्यःकूपाःसमंततः ॥
एतत्तेकथितंराज्ञिमृगयापरिशीलिना ॥३३
श्रीमालेयन्मयाप्राप्यहृदेपीतंजलंशुचि ॥

એ પ્રમાણે પ્રાણ કરતાં પણ વધારે વહાલી પોતાની પટરાણીનું હિત વચન સાંભળી રાજાને શ્રીમાળ નગરની અંદર પીધેલું જળ યાદ આવ્યું. એટલે પછી પોતાની પ્રિયા પ્રત્યે બોલ્યો કે;—૩૦. હે સુપ્રભે! શ્રીમાળ નામનું નગર કે જે બ્રાહ્મણોને રહેવાનું સ્થાનક હતું ત્યાં પહોંચી કોઇ એક જળાશયમાં મેં મારી મરજી પ્રમાણે જળપાન કર્યું છે. ૩૧. જો કે તે શ્રીમાળ નગર સાવ શૂન્ય હતું તોપણ તેમાં હજારો વીંખાઇ ગયેલાં દેવમંદિરો, યજ્ઞની શાળાઓ તથા વાવ કુવા વિગેરે જરા પણ ભયંકર દેખાવ નહિં આવતાં દેદીપ્યમાન મનોહર માલુમ પડતાં હતાં. ૩૨. આ પ્રમાણે મૃગયામાં ફરતાં શ્રીમાળ નગરમાં પ્રાપ્ત થઇ જળાશયમાં જે પવિત્ર જળનું મેં પાન કર્યું હતું તે તને કહ્યું. ૩૩.

## ॥ राज्ञ्युवाच ॥

गम्यतेतत्रराजेंद्रश्रीमालेतीर्थसंकुले ॥३४
ब्राह्मणाःपुनरानायनिवास्यतेस्ववेश्मसु ॥
तथेत्युक्तवान्नृपतिनाश्रीपुंजेनमहौजसा ॥३५
अर्बुदेप्रेषितादूताब्राह्मणानांसमीपतः ॥

રાણી બોલી કે, હે રાજેંદ્ર! ઘણાક તીર્થોથી વીંટાયલું તે શ્રીમાળ નગર જો કે હાલ ઉજ્જડ છે તોપણ પોતાનાં ઘર બાર મેલીને ચાલ્યા ગએલા બ્રાહ્મણોને પાછા બોલાવી પોત પોતાનાં ઘરમાં વસાવ્યા હોય તો વસે ખરૂં! એમ હું ધારૂંછું. ૩૪. આ વખત મહા બળવાન શ્રીપુંજ રાજાએ "ભલે આપણે તેમજ કરીએ" એમ કહી અર્બુદાચળ (આબુ) માં શ્રીમાળ નગરથી નિકળી ગયેલા બ્રાહ્મણોની પોતાના દૂતોને મોકલ્યા. ૩૫.

## ॥ वसिष्ट उवाच ॥

तैर्गत्वाक्चनंराज्ञःप्रश्रयावनतैर्नृप ॥३६
निवेदितद्विजेंद्रेभ्योहृदयानंदवर्द्धनम् ॥

વસિષ્ટ ઋષિ બોલ્યા કે, હે માંધાતા! વિનયવાન દૂતોએ ત્યાં જઈ બ્રાહ્મણોને તેઓના હૃદયમાં આનંદ ઉત્પન્ન કરનારૂં રાજાનું વચન નિવેદન કર્યું. ૩૬.

## ॥ दूता ऊचुः ॥

नमोऽस्तुवोद्विजन्मानःसर्वेभ्योवेदवित्तमाः ॥३७
आकारयतिवोराजाश्रीपुंजोनामाविश्रुतः ॥
सेनापत्यमधिष्ठायपालयिष्यामिवःसदा ॥३८
विमुंचतनिशाचर्याःसारिकायामहद्भयम् ॥
इत्याकर्ण्यततोवाक्यंदूतानाममृतोपमम् ॥३९
ब्राह्मणागिरिमार्ब्दस्यश्रीमालंगंतुमुद्यताः ॥
राजाऽपिपूर्वमागत्यदर्शयामासतंहृदम् ॥४०
श्रीमालेस्त्रभियांतत्रब्राह्मीकुंडमितिश्रुतम्
तस्यदक्षिणदिग्भागेलिंगंपरमशोभनम् ॥४१
दृष्ट्वास्वभार्ययासार्द्धंविस्मितोऽभून्महीपतिः ॥
पदानिपरितोधेन्वादुग्धंचबहुशःश्रुतम् ॥४२

विलोक्यसुप्रभाराज्ञीराजानमिदमब्रवीत् ॥
तीर्थमेतन्महाराजकिंचित्पापभयापहम् ४३
कुंडमेतन्नसंदेहोयतःपीतंपयस्त्वया ॥

દૂતો બોલ્યા કે, હે બ્રાહ્મણો ! દેવને પાર પામેલા એવા તમો સર્વને અમે નમસ્કાર કરીએ છીએ. ૩૭. જગતપ્રસિદ્ધ શ્રીપુંજ રાજાએ તમોને બોલાવ્યા છે અને કહ્યું છે કે, હું મારી સેનાથી તમારૂં રક્ષણ કરીશ અને તમો સારિકા નામની નિશાચરીના મોટા ભયનો ત્યાગ કરો. ૩૮. એ પ્રમાણે અમૃત સરખું દૂતોનું વચન સાંભળીને બ્રાહ્મણો પ્રવંન પ્રત્યે ભેળા થઇ ત્યાંથી શ્રીમાળ નગર જવા માટે તૈયાર થયા. ૩૯. રાજાએ પણ પ્રથમ તે શ્રીમાળ નગરમાં આવીને બ્રાહ્મીકુંડ નામે જળાશય પોતાની પ્રિયાને બતાવ્યો. ૪૦. તે બ્રાહ્મીકુંડની જમણી બાજુએ પરમ સુશોભિત શિવલિંગને જોઇ પોતાની રાણી સહિત રાજા વિસ્મિત થઇ ગયો. ૪૧. તે લિંગની ચારે બાજુએ ગાયનાં પડેલાં પગલાં અને સ્રવેલ દૂધને જોઇ સુપ્રભા રાણી રાજા પ્રત્યે આ પ્રમાણે બોલી. ૪૨. હે રાજન્ ! આ શિવલિંગ તથા જેમાંથી તમે જળ પીધું હતું તે આ કુંડ પાપ રૂપ ભયનો નાશ કરનાર કોઇ તીર્થછે. ૪૩.

## ॥ वसिष्ट उवाच ॥

सुप्रभायामितिवचःकथयंत्यांनृपंप्रति ४४
राजन्नाकाशगावाणीश्रीपुंजमिदमब्रवीत्
तीर्थमेतन्नसंदेहःश्रीपुंजभुविविश्रुतम् ॥४५
चंडीशइतिनाम्नावैयत्रदेवःस्वयंशिवः ॥
ब्रह्मीकुंडमितिख्यातंयत्रतेजलपानतः ॥४६
मुखादपगतःसद्योरोगोऽयंकृमिसंभवः ॥
ब्राह्मीकुंडेनराःस्नांतियेनरेंद्रसमाहिताः ॥४७
तेयांतिशिवसालोक्यंनात्रकार्याविचारणा ॥

વસિષ્ટ બોલ્યા કે, હે માંધાતા ! રાજા પ્રત્યે સુપ્રભા આમ વચન કહે છે તેટલામાં આકાશ વાણીએ શ્રીપુંજને આ પ્રમાણે કહ્યું. ૪૪.

હે શ્રીપુંજ ! જ્યાં ચંડીશ એવા નામથી પ્રસિદ્ધ સદાશિવ પોતે બિરાજે છે એવું આ પૃથ્વીમાં પ્રખ્યાત બ્રાહ્મીકુંડ નામનું તીર્થ છે. જેમાં જળપાન કરવાથી તારાં મુખની અંદર થયેલો કૃમિરોગ જલદી નાશ થયો. ૪૬. હે નરેંદ્ર ! જે પુરૂષો સાવધાન થઇ આ બ્રાહ્મીકુંડમાં સ્નાન કરે છે તે પુરૂષો નિઃસંશય શિવ સમીપ કૈલાસમાં વાસ કરે છે. ૪૭.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वाभारतीदिव्याविररामनरेश्वर ॥४८
राजाऽपिविस्मितमनातल्लिंगविधिनार्च्चयत् ॥
प्रासादंकारयामासचंडीशस्यमहोन्नतम् ॥४९
स्वर्णदंडसमाकीर्णभास्वत्कलशभूषितम् ॥
देवानांचद्विजानांचहर्म्याणिशतशस्ततः ॥५०
श्रीमालेशिल्पिभिर्दक्षैरूदूधारसधार्म्मिकः ॥
रथ्यारथ्यांतरालाश्चप्रपाराममठादिकम् ॥५१
आपणालयवीथीश्चश्रीपुंजोविदधेनवाः ॥
ततःप्राप्ताद्विजाःसर्वेहर्षपर्याकुलेक्षणाः ॥५२
विविशुर्निजेवश्मानिसम्भृताःपुनरेवच ॥
श्रीपुंजःसचराजेंद्रऊषित्वातत्रवैचिरम् ॥५३
चंडीशस्यप्रसादेनशिवलोकंजगामह ॥
तेनशुश्रूषिताविप्राःसारिकाचवशीकृता ॥५४
श्रीमालमुद्धृतंक्षेत्रंप्रसादेनापिनाकिनः ॥
एतत्तेकथितंराजन्श्रीपुंजाख्यानमुत्तमम् ॥५५
श्रुत्वायन्मानवोभक्त्यासर्वपापैःप्रमुच्यते ॥

વસિષ્ટ બોલ્યા કે, હે નૃપ ! આકાશ વાણી આ પ્રમાણે બોલી વિરામ પામી. આથી શ્રીપુંજ રાજાએ પણ મનમાં વિસ્મય યુક્ત થઇ તે શિવલિંગની વિધિ પ્રમાણે પૂજા કરી, ૪૮. અને ત્યાં ચળકતા કળશોથી સુશોભિત અને સુવર્ણ સ્તંભથી વ્યાપ્ત એવું અત્યુત્તમ શિવમંદિર કરાવ્યું. ૪૯. તથા તે પછી શ્રીમાળ નગરમાં તે ધર્મિષ્ટ રાજાએ અ-

ન્ય દેવતાઓ તથા બ્રાહ્મણોનાં ખડખડી ગયેલ મંદિરોનો ચતુર કારીગરોથી પુનરૂદ્ધાર કરાવ્યો. ૫૦. તેમજ રસ્તા, સડકો, પાણીનાં પરબો, બગીચાઓ, સન્યાસી આદિકોને રહેવાનાં સ્થળો, દુકાનો, ઘરો તથા નાના રસ્તાઓ, આ સર્વે પણ શ્રીપુંજ રાજાએ ફરીને નવાં કર્યાં. ૫૧. ત્યારપછી ત્યાં પ્રાપ્ત થઇ ગયેલા સર્વે બ્રાહ્મણો અત્યંત આનંદથી આગળની પેઠે કુટુંબ કબીલા સહિત પોતપોતાના ઘરમાં રહેવા લાગ્યા. ૫૨. અને તે મહારાજા શ્રી પુંજ પણ ત્યાં ઘણોક વખત રહીને અંતે ચંડીશ (મહાદેવ)ના પ્રસાદથી શિવલોકમાં પ્રાપ્ત થયો. ૫૩. આ પ્રમાણે શ્રીપુંજ રાજાએ મહાદેવની પ્રસન્નતા મેળવી બ્રાહ્મણોને તેઓની સેવા કરી સુખી કીધા. સારિકા નામની રાક્ષસીને વશ કરી તથા શ્રીમાલ ક્ષેત્રનો ઉદ્ધાર કર્યો. ૫૪. હે રાજન્! આ શ્રીપુંજ રાજાનું ઉત્તમ આખ્યાન મેં તને કહી બતાવ્યું. જે આખ્યાન જો ભક્તિથી સાંભળેલું હોય તો તે સાંભળનાર મનુષ્યને સર્વે પાપથી મુક્ત કરે છે. ૫૫.

इतिश्री स्कंदपुराणे श्रीमालमहात्म्ये श्रीपुंजोपाख्यानं नाम सप्तत्रिंशोऽध्यायः ॥३७॥

આ પ્રમાણે સ્કંદ પુરાણમાં રહેલ શ્રીમાળ મહાત્મ્યનો શ્રીપુંજ રાજાનાં આખ્યાનવાળો સાડત્રીસમો અધ્યાય સમાપ્ત થયો. ૩૭.



## ॥ अथ अष्टत्रिंशोऽध्यायः ॥

### અધ્યાય ૩૮ મો.

### ॥ मांधातोवाच ॥

श्रीपुंजेनकथंराज्ञासारिकासानिशाचरी ॥
वशीकृताबलवतातन्मेब्रूहितपोधन ॥१

માંધાતા બોલ્યો કે, હે તપોધન વસિષ્ટ મુનિ! બળવાન શ્રીપુંજ રાજાએ તે સારિકા નામની રાક્ષસી કેવી રીતે વશ કરી, તે મને કહો. ૧.

## ॥ वासिष्ट उवाच ॥

शृणुष्वात्रहितोकथामेतांमनोहराम् ॥
गौतमःकथयामासयांमेगीर्वाणिसंसदि ॥२
श्रीपुंजेशासतिक्षेत्रंराजन्ब्राह्मणवत्सले ॥
उत्सवाःशतत्रस्तसंभवृत्तागृहेगृहे ॥३
ततःसाराक्षसीदुष्टासैंधवारण्यवासिनाम् ॥
द्विजानामवरोधेनश्रीमालंभोक्तुमागता ॥४
दक्षिणस्यांदिशिततोगृहमध्याद्विजन्मनः
प्रगृह्यकस्यचित्कन्यांराक्षसीगंतुमुद्यता ॥५
साबालारुदतीगाढंस्मरतीकुलदेवताम् ॥
आहित्राहीतिसुरभिमातरित्यालपन्मुहुः ॥६
इष्टात्रंशस्यचैतस्याःसुरभिनामदेवता ॥
श्रीमालंचासुरैकीर्णमत्वासीमांतमाश्रिता ॥७
रात्रौपुरस्ताद्व्रच्छंतींसारिकांबालहारिणीम् ॥
बालिकार्त्तस्वरैर्मत्वासुरभीतामकीलयत् ॥८
मुखस्तंभंगतिस्तंभमंगस्तंभंचतत्क्षणात् ॥
चकारसुरभीदेवीश्रुत्वाकन्यापिकस्वरान ॥९
नस्थातुंचनगंतुंचराजन्शक्तातिसारिका ॥
इतस्ततोवीक्ष्यमाणापश्यतिस्मनकिंचन ॥१०
ततःश्रीमालतःप्राप्तःश्रीपुंजःसहसैनिकैः ॥
परित्राणायकन्यायाःश्रीमान्नाकृष्टकार्मुकः
दृष्ट्वातांराक्षसींक्रूरांगृहीतद्विजबालिकाम् ॥ ११
परुषाक्षरमाहेदमुच्चैःकोपान्महीपतिः ॥१२
दुष्टेचिरेणलब्धासिद्विजकन्यापहारिणि ॥
मयामुक्तःशरोयंतेशिरच्छेत्स्यतिसारिके ॥१३

इत्युक्त्वाशरसंधानेदृष्ट्वाराजानमातुरम् ॥
विहायब्राह्मणसुतांभीतोवाचाथसारिका ॥१४
नमोक्तव्यामहेष्वस्तेमयिराजन्कथंचन ॥
सैंधवैःसिंधुमाराध्यप्रार्थिताऽहंद्विजाधमैः ॥१५
कर्त्तुंश्रीमालविध्वंसंतेनसर्वंकृतंमया ॥
कुरुप्रतिपणंराजान्निरर्थंममकिंचन ॥१६
यथाभवामिविप्राणामहंनित्यसहायिनी ॥

વસિષ્ટ બોલ્યા કે, દેવ સભામાં ગૌતમ મુનિએ જે મને કહી હતી તે આ મનોહર કથા તું ધ્યાન દઇને સાંભળ. ૨. હે રાજન્! જ્યારથી બ્રાહ્મણોપર પ્રીતિ રાખનાર શ્રીપુંજ રાજાએ રાજ્ય લગામ પોતાના હાથમાં લીધી ત્યારથી તેમાં અનેક આનંદ જનક સત્કૃત્યો શરૂ થયાં. ૩. તે પછી સિંધુ દેશના જંગલોમાં રહેનાર બ્રાહ્મણોની માગણીથી તે રાક્ષસી શ્રીમાળ નગરને ખાવા સારૂં પ્રાપ્ત થઇ. ૪. ત્યાંથી દક્ષિણ દિશાપ્રત્યે કોઇ બ્રાહ્મણના ઘરની અંદરથી એક કન્યાને ઉપાડી તે રાક્ષસી જવા માટે તૈયાર થઇ. ૫. તે બાળક કન્યા પોકે પોક રોતી તથા પોતાની કુળદેવીનું સ્મરણ કરતી "સુરભીમાતા! મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો!" આમ વારંવાર પોકારવા લાગી. ૬. તે કન્યાનાં વંશની સુરભી નામની ઇષ્ટ દેવી શ્રીમાળ નગરને તો અસુરોથી વ્યાપ્ત માની તે નગરને સીમાડે સ્થિર થઇ બેઠી. (કન્યાનું રક્ષણ કરવા). ૭. બાળકનું હરણ કરનારી તે રાક્ષસી રાત્રિએ પોતાની આગળથી નિકળી ત્યારે કન્યાના દુખિયા સ્વરને સાંભળી તેને હરનાર આ રાક્ષસીજ છે એમ અનુમાન કરી તે સુરભી દેવીએ તેને સજડ કરી મુકી. ૮. વળી તે સુરભી દેવીએ કન્યાનું રૂદન સાંભળીને તત્કાળ તેના મુખને થંભાવ્યું, ગતિને થંભાવી તથા અંગને થંભાવ્યું ૯. ત્યારે તે રાક્ષસીમાં ત્યાં ઉભવા માટે કે આગળ ચાલવા માટે શક્તિ ન રહી. અને આવું અવળું જુવે છે ત્યાં પણ તેના જોવામાં કાંઇ આવ્યું નહિં. ૧૦. તેટલામાં શ્રીમાળ નગરમાંથી શ્રીપુંજ રાજા પણ પોતાના સૈન્યસહિત ધનુષ ખેંચી કન્યાનું રક્ષણ કરવા ત્યાં પ્રાપ્ત થયો. ૧૧. બ્રાહ્મણની કન્યાને હરી જનાર તે ક્રૂર રાક્ષસીને જોઇ રાજાએ તેને જોસથી આમ કઠોર વાક્ય કહ્યાં. ૧૨. ઓ! બ્રાહ્મણની કન્યાનું હરણ કરનાર દુષ્ટ સારિકા! ઘણે દિવસે હાથમાં આવી છે. માટે જો આ મારૂં મુકેલું બાણ તારૂં શિર છેદશે. ૧૩. એ પ્ર-

માણે કહી બાણ સાંધવા માટે તૈયાર થયેલા રાજાને જોઈ સારિકા ભયથી બ્રાહ્મણની પુત્રીને છોડી દઈને બોલી ઉઠી. ૧૪. હે રાજન્ ! તમે મારાપર કોઈ પણ રીતે બાણ મેલશો નહિં, કારણ કે સિંધુદેશના અધમ બ્રાહ્મણોએ સિંધુનું આરાધન કરી શ્રીમાળ નગરનો નાશ કરવાને માટે મને પ્રેરણા કરી તેથીજ આ બધું મેં કર્યું છે. ૧૫. માટે હે રાજન્! મારે માટે એવી પેરવી કરો કે જેથી હવે હું સારા વિદ્વાન બ્રાહ્મણોને સદા સહાય કરવા વાળી થાઉં. ૧૬.

## ॥ राजोवाच ॥

कीदृक्प्रतिपणःकार्यस्त्वदर्थंवदखेचरि ॥१७
येनत्वंद्विजवर्याणांसहायंकुरुषेसदा ॥

રાજા બોલ્યો કે, હે રાક્ષસી? કહે કે તારે માટે કેવી પેરવી કરવી. જેથી તું મારા બ્રાહ્મણોને સદા સહાય કરશે ! ૧૭.

## ॥ सारिकोवाच ॥

भोजनंद्विजवर्याणांप्रदातव्यमनेकशः ॥१८
कन्याविवाहसंवृत्तेसंबंधिभ्यांपरस्परम् ॥
तेनप्रीताभविष्यामिराजेंद्रसपरिच्छदा ॥१९
वैवाह्ययोःकरिष्यामिरक्षोभ्यस्त्राणकारणम् ॥
वरपित्राद्विजश्रेष्ठाभोक्तुमामंगितान्नृप ॥२०
उद्वाहवासरस्यांतेद्विगुणाकन्यकापितुः ॥
नमेमृत्युःशरैराजन्कदाचिदिहविद्यते ॥२१
परंद्विजहितायैवंसमयःक्रियतेमया ॥
श्रुत्वैतान्निकटेभूपःप्रोक्तंसारिकयावचः ॥२२
एवमस्त्वितितामाहसारिकांबालहारिणीम् ॥
अथराजामुदायुक्तोयाहियाहीतिपार्थिवः ॥२३
तामुवाचनसागतंपुनःशक्तातिखेचरी ॥

नाकाशेनजगत्यांचगतिस्तस्याःप्रवर्त्तते ॥२४
ततःस्मितमुखोराजाकिमेतदितिपृष्टवान् ॥
सामोवाचनजानामिकस्येदंकर्मदुष्करम् ॥२५
अव्याहतगतेर्येनममस्तंभःकृतोमहान् ॥

હે રાજેંદ્ર! કન્યાનો વિવાહ થાય ત્યારે સબંધીઓએ સામસામા બ્રાહ્મણોને અનેક પ્રકારનાં જમણ આપવાં. તેથી હું મારા કુટુંબ સહિત પ્રસન્ન થઇને વરકન્યાનું રાક્ષસોથી રક્ષણ કરીશ. ૧૮. ૧૯. હે નૃપ! વિવાહને છેલ્લે દિવસ વરના પિતાએ જમણમાં જેટલા બ્રાહ્મણોને નોતર્યા હોય તેથી બમણા કન્યાના પિતાએ નોતરવા. ૨૦. હે રાજન્! આ સંસારમાં હું કોઈ દિવસ બાણથી મરણ પામું એમ નથી. પરંતુ મેં આ સંકેત ફક્ત બ્રાહ્મણોના હિતને માટે કર્યો છે. એ પ્રમાણે પોતાની સમીપે સારિકાએ કહેલું વચન સાંભળીને રાજાએ બાળકનું હરણ કરનાર તે રાક્ષસીને ભલે એમ થાઓ એ પ્રમાણે કહ્યું. પછી પૃથ્વીપતિએ હર્ષ સહિત તેને હવે તું જા એમ કહ્યું પણ તે રાક્ષસી જવા માટે શક્ત ન થઇ. ૨૩. આકાશમાં ઉડવા માટે પૃથ્વીપર ચાલવામાટે તેની બંધ પડેલી ગતિને જોઇ એટલે રાજાએ હસીને પુછયું કે, આ શું થયું. ૨૪. તે બોલી કે જે હું નથી જાણતી કે ન બની શકે એવું આ મહાન્ કર્મ કોણે કર્યું. જેને લીધે અટકાવ વગરની મારી ગતિ પણ અટકી પડી છે. ૨૫.

## ॥ वसिष्ट उवाच ॥

अथदेवीसमभ्येत्यप्रत्यक्षासुरभीन्नृप ॥२६
श्रीपुंजमब्रवीत्तुष्टाराजानंद्विजवत्सलम् ॥
एतस्याःकुलकन्यायाःकुलेऽहंदेवतान्नृप ॥२७
अस्याआर्त्तस्वरंश्रुत्वासारिकास्तंभमातनोम् ॥

વસિષ્ટ બોલ્યા કે હે નૃપ! પછી તેટલી વારમાં સુરની દેવી ત્યાં પ્રત્યક્ષ પ્રાપ્ત થઇ બ્રાહ્મણોપર પ્યાર રાખનાર શ્રીપુંજ રાજાપ્રત્યે પ્રસન્નતાથી આમ બોલી. ૨૬. હે નૃપ! હું આ બ્રાહ્મણની કન્યાની કુળ દેવી છું. ને તેનો દુખિયો સ્વર સાંભળી મેં આ સારિકાને સજ્જડ કરી છે. ૨૭.

## ॥ राजोवाच ॥

नमोदेविमहादेविजगतत्राणपरायणे ॥२८
आपद्यस्त्वंपरित्राहिमातर्लोकांश्चमांसदा ॥

રાજા બોલ્યો કે, હે જગતની રક્ષા કરવામાં પરાયણ તથા દુષ્ટોને દંડ દેનાર મહાદેવિ! હું તમને નમન કરૂં છું. હે માતા! સદૈવ આપત્તિઓથી સર્વ લોકનું તથા મારૂં રક્ષણ કરો. ૨૮.

## ॥ देव्यूवाच ॥

तुष्टातवमहीपालवरंवृणुयथारुचि ॥२९
नमेऽद्यदर्शिनोदेवाःस्थितिरेषासनातनी ॥

દેવી બોલ્યાં કે, હે ભૂપતિ! જેની સનાતન સ્થિતિ એવીજ છે તેને જેનું દર્શન દેવતાઓને પણ દુર્લભ છે. એવી હું આજ તારાપર પ્રસન્ન થઇછું. માટે તારી મરજીમાં આવે એવું વરદાન માગ. ૨૯.

## ॥ राजोवाच ॥

यदितुष्टाऽसिदेवेशितदिमांमुंचसारिकाम् ॥३०
एवमेवद्विजेंद्राणांत्राणंकार्यंचसर्वदा ॥

રાજા બોલ્યો કે, હે દેવિ! જો તમે મારાપર પ્રસન્ન થયાં હો તો આ સારિકા રાક્ષસીને મુક્ત કરો. અને આવી રીતે નિરંતર બ્રાહ્મણોનું રક્ષણ કરો. ૩૦.

## ॥ देव्युवाच ॥

एवमस्तुमहाराजत्तेऽभिलिखितंहृदि ॥३१
यइमांचकथांलोकेमद्भक्तःकीर्तयिष्यति ॥
श्रीपुंजस्यसुरभ्याश्चसारिकायाश्चसंगमे ॥३२
नतस्यप्रभविष्यंतिराजन्भूतग्रहाःक्वचित ॥

દેવી બોલ્યાં કે, હે ભૂપતિ ! તેં જે વરદાન માગ્યું તેમજ થાઓ અને વળી હે રાજન્ ! આ લોકમાં જે કોઇ મારો ભક્ત આ સારિકાના સમાગમમાં તારા સંબંધની તથા મારા સંબંધની આ કથાનું કથન કરશે તેને ક્યાંય પણ ભૂત ગ્રહો પીડા કરવાને સમર્થ નહિ થાય. ૩૧-૩૨.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वांतर्हितादेवीसुरभीवंदित द्विजैः ॥३३
सारिकाचययौराजन्सागरंपयसांनिधिम् ॥
पूजयित्वामहादेवींसुरभींब्राह्मणैःसह ॥३४
श्रीमालमाययौराजागृहीत्वाद्विजकन्यकाम् ॥
सर्वेप्रमुदितोलोकःश्रीमालेऽभून्गतज्वरः ॥३५
हृष्टःपुष्टःसदोत्साहीसत्क्रियाप्रवणःसुखी ॥
तदाप्रभृतिभूपालद्विजाःश्रीमालवासिनः ॥३६
भोजयंतिद्विजश्रेष्ठान्विवाहात्सप्तमेदिने ॥
ब्राह्मणानामनेकानामशनात्सतुवासरः ॥३७
अनेकाशीतिविख्यातःश्रीमालेऽभून्नसंशयः ॥
इत्थंनिशाचरीराजन्सारिकासावशीकृता ॥३८
प्रसादेनसुरभ्यावैश्रीपुंजेनमहीभुजा ॥
एतच्छृणोतियोभक्त्यासारिकाख्यानमुत्तमम् ॥३९
भूतप्रेतादिभिर्दुष्टैर्नकदाचित्प्रबाध्यते ॥

વસિષ્ટ બોલ્યા કે, હે રાજન ! બ્રાહ્મણોએ નમેલા સુરભી દેવી એમ કહી અદ્રશ્ય થયાં. અને સારિકા રાક્ષસી સમુદ્રપ્રત્યે ગઈ. ૩૩. એ પ્રમાણે બ્રાહ્મણોએ સહિત સુરભીદેવીની પૂજા કરી શ્રીપુંજ રાજા બ્રાહ્મણની કન્યાને લઈ શ્રીમાળ નગરમાં આવ્યો. ૩૪. તેથી શ્રીમાળ નગરમાં સર્વ મનુષ્યો ખુશી થયાં અને પીડાથી નિર્મુક્ત થઇ આનંદ પુષ્ટિ તથા ઉત્સાહના અનુભવ સાથે સત્કર્મોમાં આસક્ત રહી સુખ ભોગવવા લાગ્યાં. ૩૫. હે ભૂપતિ ! ત્યારથી શ્રીમાળવાસી બ્રાહ્મણો વિવાહથી સાતમે દિવસે બ્રાહ્મણોને ભોજન કરાવે છે. ૩૬. તે દિવસે ઘણા બ્રાહ્મણોના જમવાથી તે

( દિવસ ) શ્રીમાળ નગરમાં અને કાશી (જેમાં ઘણા જમે છે) એવાં નામથી નિઃસંશય પ્રખ્યાતીને પામેલ છે. ૩૭. હે રાજન્! એ પ્રમાણે સુરભી દેવીની પ્રસન્નતાથી શ્રીપુંજ રાજાએ તે સારિકા રાક્ષસીને વશ કરી. ૩૮. જે મનુષ્ય ભક્તિથી આ સારિકાનું ઉત્તમ આખ્યાન સાંભળે છે તે કોઇ દિવસ ભૂતપ્રેતના દુષ્ટ સપાટામાં સપડાતું નથી. ૩૯.

इतिश्री स्कंदपुराणे श्रीमालमाहात्म्ये सारिकोपाख्यान नामाष्टत्रिंशोऽध्यायः ॥३८

આ પ્રમાણે સ્કંદપુરાણમાં રહેલ શ્રીમાલ મહાત્મ્યનો સારિકાનાં આખ્યાનવાળો આડત્રીસમો અધ્યાય સમાપ્ત થયો. ૩૮.

---

# अथ एकोनचत्वारिंशोऽध्यायः

## અધ્યાય ૩૯ મો.

### ॥ मांधातोवाच ॥

कथंताःकन्यकाब्रह्मन्ब्राह्मणानांरसातले ॥
अभवन्सारिकानीताःकंकोलश्वासितास्तदा ॥१

હે બ્રાહ્મન્! બ્રાહ્મણોની કન્યાઓને સારિકા રસાતલમાં લઇ ગઇ ત્યાં તેઓનું કંકોલ નામના નાગે કેવી રીતે રક્ષણ કર્યું.? ૧.

### ॥ वसिष्ठ उवाच ॥

कंकोलस्यसुतांराजनाविवराधामुदूढवान ॥
श्रीमालेकुंडपोविप्रस्तस्ययेसुनवोऽभवन् ॥२
तेषांपुत्राश्चपौत्राश्चश्रीमालेबहवःस्मृताः ॥
पातालेऽभून्नृपश्रेष्टतेषामव्याहतागतिः ॥३
तेकदाचिदुपागत्यादिजैःश्रीमालवासिभिः ॥

कन्यादुःखपरा नैरित्युक्तापधुराक्षरम् ॥४
कौंडपंयादिजश्रेष्ठा भद्रंवोस्तुशतंसमाः ॥
प्रेरयंतिद्विजायुष्मानूपातालंप्रतिगच्छथ ॥५
कन्याः सारिकयानीतावेदागर्भादिजन्मनाम् ॥
भवंतियदिजीवंत्यस्तदानयतमाचिरम् ॥६
तथेत्युक्त्वातुतेसर्वेजग्मुःपातालमंजसा ॥
मातामहगृहेकन्यादृष्टवंतस्तथाविधाः ॥७
कृतालंकरणाः सर्वाश्चारुचंदनचर्चिताः ॥
अव्याहतानिवामांभिवसानाविमलस्रजः ॥८
कंकोलंनागराजानंप्रणम्याविनयान्विताः ॥
बद्धांजलिपुटाः सर्वइदमूचुरतंद्रिताः ॥९
राक्षसीसारकानागजगृहेद्विजकन्यकाः ॥
ताइमाः खलुजानीमोवसंतिस्वगृहेयथा ॥१०
आसामर्थेद्विजन्मानः श्रीमालेसंतिदुःखिताः ॥
मातरोभ्रातरश्चैवतथासंबंधिबांधवाः ॥११
कन्यापितृत्वंदुःखायनराणांमानकांक्षिणाम् ॥
गृहेयस्यप्रजायंतेसभवेदुःखभाजनम् ॥१२
अनुरूपवराभावात्कौमारेदुःखदाःस्त्रियः ॥
यौवनेदोषशंकित्वाद्वैधव्याद्वार्द्धकेनृणाम् ॥१३
हृदयेषुद्विजेंद्राणांवासरातिक्रमादिह ॥
दाहायताःप्रजायंतेतुलेष्वग्निकणाइव ॥१४

વસિષ્ટ બોલ્યા કે, હે મહારાજન ! કંકોલની પુત્રીને શ્રીમાળનગરમાં ગુફાની અંદર કોઇ કુંડપ નામનો બ્રાહ્મણ પરણ્યો. તેના જે પુત્ર થયા તેના ઘણાક પુત્ર અને પૌત્રો શ્રીમાળ નગરમાં રહેતા તથા તેઓની ગતિ પાતાળમાં જવા માટે અટકાવ વગરની હતી. ૨. ૩. કોઇ દિવસે તેઓ પાસે આવી કન્યાના દુઃખથી પરાભવ પામેલા શ્રીમાળવાસી બ્રાહ્મણો મધુર વાણીથી આ પ્રમાણે બોલ્યા. ૪. કુંડપના શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલા હે બ્રા-

હ્મણો ! તમારૂં સેંકડો વર્ષ કલ્યાણ થાય. આ સર્વ બ્રાહ્મણો તમને એવી પ્રેરણા કરે છે કે તમે પાતાળ પ્રત્યે જાઓ અને ત્યાં સારિકાએ લઇ જવાએલ વેદીઆ બ્રાહ્મણોની કન્યાઓ જો જીવતી હોય તો તેને તમે જલદી લઇ આવો. ૫. ૬. ભલે એમ કહી તે બધા વિનાશ્રમ પાતાળમાં પહોચ્યાં ત્યાં તેઓએ પોતાના નાના ઘરપ્રત્યે જેણે અલંકાર, નવીન વસ્ત્રો તથા વિમળ માળાઓને ધારણ કરી છે અને જેણે શરીરપર શ્રેષ્ટ ચંદન ચોપડેલું છે એવી રીતે કન્યાઓને દીઠી. ૭. ૮. પછી તે બધા સર્પોના રાજા કંકોલ સામા વિનયથી હાથ જોડી સાવધાનપણે આ પ્રમાણે બોલ્યા. ૯. સારિકા નામની રાક્ષસી જે બ્રાહ્મણોની કન્યાઓને હરી ગયેલી છે તેજ આ કન્યાઓ હોય એમ જણાય છે કે જેઓ પોતાના ઘરની પેઠે આંહી પણ સુખથી વસે છે. ૧૦. આ કન્યાઓને માટે શ્રીમાલ નગરમાં બ્રાહ્મણો, (કન્યાઓના પિતાઓ ) કન્યાઓની માતાઓ; બાઇઓ અને સગાં સબંધીઓ પણ ચિંતાતુર બની દુખીઆં થઇ ફરે છે. ૧૧. માનને ભોગવનાર પુરૂષોને કન્યાનું પિતાપણું કેવળ દુઃખને માટેજ છે. જેના ઘરપ્રત્યે કન્યા ઉત્પન્ન થાય છે તે પુરૂપ દુઃખ ભોગવવાનુંજ પાત્ર બને છે. ૧૨. બાળક અવસ્થામાં લાયક પતિ મળવાના અભાવથી, યુવાન અવસ્થામાં બગડવાની શંકાથી અને વૃદ્ધ અવસ્થામાં રંડાપાથી એ પ્રમાણે સ્ત્રીની આખી જીંદગી પુરૂષોને દુઃખ દાયક છે. ૧૩. રૂને જેમ અગ્નિના તણખાઓ સળગાવે તેમ આ કન્યાઓ અહીં ઘણા દિવસ રહેવાથી બ્રાહ્મણોનાં હૃદયોને સળગાવે છે. ૧૪.

## ॥ कंकोल उवाच ॥

सौहार्द्राद्भिवर्तावत्सामयैताःपरिपालिताः ॥
वयश्चतद्वदेवास्तिकन्यानांमत्प्रभावतः ॥१५
अहमप्यागमिष्यामिश्रीमालंदेववत्सलम् ॥
एताःकन्याःप्रदस्यामिद्विजेभ्योऽनुग्रहेच्छया ॥१६
एवमस्त्वितितेप्रोक्ताकंकोलंनागनायकम् ॥
पुरस्कृत्ययथुर्हृष्टाःश्रीमालंसहकन्यकाः ॥१७
कौंडपेयाश्चशम्याश्चकंकोलेनसहागतान् ॥
ताश्चकन्याःसमानीताभृशंमुमुदिरेद्विजाः ॥१८
तेश्रीमालंचक्रुःसारप्राकारगोपुरम् ॥

रथ्यारथ्यांतलांश्चप्रासादानाश्रमांस्तथा ॥१९
हर्षादभिमुखंप्राप्ताःसबलास्थविरान्नृप ॥
तदाऽसौनागकंकोलःप्रत्युत्थानपराऽभवे ॥२०
ततस्तेब्राह्मणःसर्वेदृष्ट्वानागंसहास्थितं ॥
फणामणिमहोदीप्तिदिगंतंतुष्टवुर्मुदा ॥२१

કંકોલ બોલ્યો કે, હે પુત્રો ! તમારા સ્નેહથી આ કન્યાઓને મેં સાચવી રાખી છે તથા મારા પ્રભાવથી તેઓની અવસ્થા પણ તેવીને તેવીજ રહી છે. ૧૫. શ્રીમાળ નગરં કે જે દેવતાઓને પણ પ્રિય છે ત્યાં હું પોતે આવીશ, અને તે બ્રાહ્મણોપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી આ કન્યાઓ તેઓને આપીશ. ૧૬. કંકોલે એ પ્રમાણે કહ્યું ત્યારે "ભલે એમ થાઓ" આમ બોલી તે બ્રાહ્મણો સર્પોના પતિ કંકોલને આગળ કરી કન્યાઓ સહિત હર્ષ પામી શ્રીમાળ નગરમાં ગયા. ૧૭. ત્યાંના બ્રાહ્મણો કંકોલ નાગ સહિત તે કૌંડપેયો આવ્યા તથા કન્યાઓને લાવ્યા એવું સાંભળી અત્યંત હર્ષ પામ્યા. ૧૮. તથા તેઓએ દ્રઢ એવા ગઢ, ગોંદરા, રસ્તા, સડકો, ભવન, અને આશ્રમોને શણગારી શ્રીમાળ નગરને શોભિત કર્યું. ૧૯. પછી તે સર્વે બ્રાહ્મણો મણીથી મહાદીપ્તીમાન નાગને પોતા સાથે ઉભેલા જોઇ હર્ષથી સંતુષ્ટ થયા. ૨૦. ૨૧.

## ॥ ब्राह्मणाऊचुः ॥

नगश्नेकाद्रवेयायकंकोलायमहात्मने ॥
पिंगलायमकालायनागानांपतयेनमः ॥२२
जीमूतायनमस्तुभ्यंव्यालायामृतवर्षिणे ॥
चतुर्भुजायकृष्णायनमःसप्तफणायते ॥२३
भक्तत्राणवदान्यायनमःपातालवासिने ॥
अजरायतथाचोग्रविषश्वासोर्मिमालिने ॥२४
जगत्त्रयमिदंव्याप्तंकथंजीवेद्विषार्दमना ॥
यदियूयंमहाभागनसिंचतकृपामृतैः ॥२५
प्रजाश्चैवोपजीवंतिप्रवर्त्ततेततःक्रियाः ॥

नमोऽस्तुभुविसर्पेभ्योयेकेचाहौ संस्थिताः ॥२६
येंऽतरिक्षेचदेवेभ्यास्तेभ्यएवनमोनमः ॥
इतिस्तुत्वाद्विजेंद्रास्तेसिरसाजगतीयपुः ॥२७
फणींद्रोऽपिनिवार्यैताभिदमाहमुदान्वितः ॥
सश्लाध्यःसमहाभागःसुकृतीसतपोनिधिः ॥२८
चित्तेयमनुमन्यंतेद्विजाब्रह्मविदःसदा ॥
एताःसर्वाःकुमार्योवःकृतकौतुकमंगलाः ॥२९
यथाहृताःसारिकयातथैवध्रुवमासते ॥

કદ્રુના પુત્ર કે જેનો વર્ણ પીગળો છે, જે ઉત્કૃષ્ટ કાળ રૂપ છે, અને જે સર્પોના પતિ છે એવા મહાત્મા કંકોલને અમે નમસ્કાર કરીએ છીએ. મેઘ સમાન શ્યામ વર્ણને ધારણ કરનાર, અમૃતને વરસનાર સાત ફણા અને ચાર ભુજાયુક્ત તથા સર્પ જાતિ એવા તમોને નમસ્કાર કરીએ છીએ. ભક્તોની રક્ષા કરવામાં ચતુર, પાતાળમાં વાસ કરનારા, જરા રહિત તથા ભયંકર ઝેર યુક્ત શ્વાસોશ્વાસ લેનારા તમોને અમે નમન કરીએ છીએ. હે મહાભાગ ! જો તમે કૃપા રૂપ અમૃતથી સિંચન ન કરો તો વિષાગ્નિથી વીંટાએલા આ ત્રણે જગત કેવી રીતે જીવી શકે ? આમ તમારી કૃપા દ્રષ્ટિથીજ પ્રજા જીવે છે અને કામકાજ પણ તેથીજ કરી શકે છે માટે જે પૃથ્વીપર રહેનારા છે, જે સ્વર્ગમાં વાસ કરનારા છે, જે અંતરિક્ષમાં રહ્યા છે, તથા જે દેવાલય આદિકનાં રહેનારા દેવ સર્પો છે તેઓ સર્વને અમે નમસ્કાર કરીએ છીએ. ૨૨-૨૩-૨૪-૨૫-૨૬ તે બ્રાહ્મણોએ એ પ્રમાણે સ્તુતિ કરી મસ્તક નમાવી નમન કર્યું ત્યારે કંકોલ સર્પ પણ બ્રાહ્મણોને નમન કરતા અટકાવી હર્ષ સહિત આ પ્રમાણે બોલ્યો. ૨૭. જેને વેદ જાણુનારા બ્રાહ્મણો સદૈવ ચિત્તમાં ચાહે છે તેજ તપનો ભંડાર છે, તેજ સારાં કૃત્યવાળો છે, તેજ મોહોટાં ભાગ્યવાળો છે અને તેજ વખાણવા લાયક છે. ૨૮. આ સર્વ તમારી કન્યાઓ જેવી રીતે સારિકા લાવી હતી તેવીજ રીતે કૌતુક તથા કલ્યાણ યુક્ત નિશ્ચલ રહેલી છે. ૨૯.

॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तास्तेद्विजागजेनपरिष्वज्यमिताःसुताः ३०

इर्षादश्रुणिमुंचंतःप्राहुःकंकोलमादरात् ॥
किंकुर्मस्तवनागेंद्रकर्मणानेनतोषिताः ॥३१
कृतेप्रतिकुर्वाणाःप्रयांतिनरकंध्रुवम् ॥

વસિષ્ટ બોલ્યા કે, હે રાજન્! એ પ્રમાણે કંકોલે કહ્યા પછી તે બ્રાહ્મણો પોતાની પુત્રીઓને મળીને હર્ષથી આંસુ ઢાળતા આદર સહિત કંકોલને કહેવા લાગ્યા. ૩૦. હે નાગેંદ્ર! આ કામથી પ્રસન્ન થયેલા અમે તમારૂં શું કામ કરીએ? કારણ કે, જે કર્યા કામનો બદલો નથી વાળતા તે નિશ્ચે નરકને વિષે જાય છે. ૩૧.

## ॥ नागराज उवाच ॥

यदितुष्टाद्विजन्मानःप्रदेयोहिवरोमम ॥३२
ततोहव्येषुकव्येषुप्रीणयंतुफणीश्वरान् ॥

કંકોલ બોલ્યો કે, હે બ્રાહ્મણો! જો પ્રસન્ન થયાથી તમારે મને વર આપવો હોય તો (હું માગું છું કે) દેવકાર્ય અને પિતૃકાર્યમાં સર્પોને તૃપ્ત કરો. ૩૨.

## ॥ द्विजाऊचुः ॥

उत्सवेषुसमस्तेषुश्राद्धकर्म्मसुसर्वतः ३३
बलिदानेननागेंद्रांस्तर्पयिष्यामहेवयम् ॥

બ્રાહ્મણો બોલ્યા કે, શ્રાદ્ધ કર્મ આદિ સમસ્ત ઉત્સવમાં બલિદાનથી સર્પોને અમે તૃપ્ત કરીશું. ૩૩.

## ॥ कंकोल उवाच ॥

एवंप्रकुर्वतांविप्रानागेभ्योनभयंक्वचित् ॥३४
नरक्षोभ्यश्चदुष्टेभ्यःकदाचनभविष्यति ॥
अत्रांसेनानिवत्स्यत्राप्रोत्वयंसर्वेद्विजोत्तमाः ॥३५
स्तुनाआराधिताभक्त्यादास्यामोभक्तवांछितम् ॥

કંકોલ બોલ્યો કે, આ પ્રમાણે કરનારાઓને ક્યારે પણ નાગથી કે દુષ્ટ રાક્ષસોથી ભય નહીં થાય. ૩૪. હે બ્રાહ્મણો! અહીં અમે બધા અંશ વડે કરીને વસીશું. અને કોઇ ભક્તિથી અમારી સ્તુતિ કરશે અથવા આરાધના કરશે તેને તેનું ઇચ્છિત ફળ આપશું. ૩૫.

## ॥ द्विजाऊचुः ॥

एवमस्तुफणिश्रेष्ठकंकोलद्विजवत्सल ॥३६
शिवास्तेसंतुपंथानंपातालमभिगच्छतः ॥

બ્રાહ્મણો બોલ્યા કે, હે સર્પોમાં શ્રેષ્ઠ! અને બ્રાહ્મણોનાપર પ્યાર રાખનાર કંકોલ! ભલે એમજ થાઓ. પાતાળ પ્રત્યે જતાં રસ્તામાં તમારૂં કલ્યાણ થાઓ. ૩૬.

## ॥ वसिष्ट उवाच ॥

एवमुक्तोद्विजश्रेष्ठैर्यथास्थानमगात्फणी ॥३७
आदायकन्यामुदिताद्विजेंद्राःप्रययौगृहन् ॥
एतत्तेकथितंराजन्कन्यागमनमुत्तमम् ॥३८
कंकोलस्यचमाहात्म्यंनृणांपापप्रणाशनम् ॥

વસિષ્ઠ બોલ્યા કે, એ પ્રમાણે બ્રાહ્મણોના કહેવાથી સર્પ પોતાને સ્થાનકે ગયો અને હર્ષ પામેલા બ્રાહ્મણો પણ કન્યાઓને લઈ પોતાને ઘેર ગયા. ૩૭. હે રાજન! આ મનુષ્યોના પાપને નાશ કરનાર કન્યાઓનું આગમન અને કંકોલનું માહાત્મ્ય તને કહ્યું. ૩૮.

इति श्री स्कंदपुराणे श्रीमाल माहात्म्ये कंकोलोपाख्यान नामैकोनचत्वारिंशतमोऽध्यायः॥

આ પ્રમાણે સ્કંદ પુરાણમાં રહેલ શ્રીમાલ મહાત્મ્યનો કંકોલના ઉપાખ્યાન વાળો ઓગણચાલીસમો અધ્યાય સમાપ્ત થયો. ૩૯.

# ॥ अथ चत्वारिंशोऽध्यायः ॥

અધ્યાય ૪૦ મો.

## ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्टतीर्थंचप्रयुतेश्वरम् ॥
चंडीशस्योत्तरेभागेलिंगंस्वर्गापवर्गदम् ॥१
पुराप्रयुतमायांतंमहर्षीणांमहात्मनाम् ॥
प्रोचुःपुर्नाद्वहमहंचंडीशस्यादिदृक्षया ॥२
नमस्यतिचयःपूर्वंश्रीमालेचण्डीकेश्वरम् ॥
समुनीनांसमस्तानामपांक्तेयोभविष्यति ॥३
इत्थंतेसमयंकृत्वाशीघ्रंश्रीमालमागताः
चंडीशायतनात्पार्श्वेस्थितिंचक्रुःसमंततः ॥४
नमस्कुर्वंतिनेशानमपांक्तियत्वशंकिताः ॥
ध्यायंतस्तेमहेशानंजपंतःशतरुद्रियम् ॥५
अथतुष्टोमहादेवःकृपयापरयाविभूः ॥
प्रादुश्चकारपुरतःप्रत्येकंलिंगमुत्तमम् ॥६
ततोदृष्टासमंसर्वेप्रत्येकंलिंगमुत्तमम् ॥
तुष्टुवुःपरयाभक्तयापूजयंतोमहर्षयः ॥७
अथाकाशगतावाणीतानुवाचमुनीश्वरान् ॥
वरंवृणुतभद्रंवोयद्यपिस्यात्सुदुर्लभम् ॥८

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજેંદ્ર ! તે પછી ચંડીશના ઉત્તર ભાગમાં પ્રયુતેશ્વર તીર્થ પ્રત્યે જવું. તે શિવલિંગ સુખ તથા મોક્ષને આપનાર છે. ૧. પૂર્વે ત્યાં મહાત્મા એવા લક્ષ ઋષિઓ આવી ચંડીશ મહાદેવનાં દર્શનની ઇચ્છાથી હું પહેલાં હું એમ કહેવા લાગ્યા. ૨. શ્રીમાળ નગરમાં જે મુનિ પ્રથમ (બીજાઓને છોડી ) ચંડિકેશ્વરને નમન કરશે તે સમસ્ત મુનીઓની પંકિત બહાર

થશે. આ પ્રમાણે તેઓ ઠરાવ કરી જલદી શ્રીમાળનગરમાં આવી ચંડીશનાં મંદિરની આજુ બાજુ બધા બેઠા. ૩. ૪. પંક્તિ બહાર થવાની શંકાથી તે મુનિઓ મહાદેવનું ધ્યાન કરે છે પણ ચંડીશને નમસ્કાર નથી કરતા. ૫. હવે પછી પરમ કૃપા વડે સમર્થ એવા મહાદેવે પ્રસન્ન થઇ તેઓની આગળ દરેક ઉત્તમ લિંગ કર્યાં. ૬. ત્યારે તે મુનિઓ ઉત્તમ એવાં પ્રત્યેક સમાન લિંગને જોઇ તેને પરમ ભક્તિથી પૂજા સાથે પ્રસન્ન કરવા લાગ્યા. ૭ તે પછી આકાશ વાણી તે મુનીશ્વરોપ્રત્યે થઈ કે તમારૂં કલ્યાણ થાઓ અને ભલે દુર્લભ એવું પણ વરદાન માગો.૮.

## ॥ महर्षयऊचुः ॥

यदितुष्टोऽसिदेवेशवराहायदिवावयम् ॥
एकएवनिजंलिंगंनदेतत्क्रियतामिति ॥९
इत्थंवाक्यविदांतेषांवचनांतेमहेश्वरः ॥
एवमेवचकाराथलिंगंपरमशोभनम् ॥१०
भूयोऽब्रवीन्मुनींद्रांश्चराजन्दिव्यासरस्वती ॥
एतल्लिंगंमहेशस्यमहर्षीणांमहात्मनाम् ॥११
प्रयुतस्यप्रभावाद्धिप्रयुतेश्वरसंज्ञया ॥
भविष्यतिभुविख्यातंमर्त्यानांपापनाशनम् ॥१२
एतस्यपूजनेनित्यंलिंगप्रयुतपूजनम् ॥
भविष्यतिकृतंविप्रानात्रकार्याविचारणा ॥१३

મહર્ષિઓ બોલ્યા કે, હે દેવેશ! જો તમે પ્રસન્ન થયા હો અને અમે વરદાનને યોગ્ય હોઇએ તો આ પોતાનું (જુદાં જુદાં છે તે) એકજ લિંગ કરો. ૯ એ પ્રમાણે વેદને જાણનારા તે મુનિઓના વચનને અંતે મહાદેવ એવીજ રીતે પરમ શોભિતું એક લિંગ કર્યું. ૧૦. હે રાજન! તે મુનિશ્વરો પ્રત્યે વળી આકાશવાણી થઇ કે, આ મહેશ્વરનું લિંગ મહાત્મા લક્ષ મહર્ષીઓના પ્રભાવથી પૃથ્વીપર પાપને નાશ કરનાર [1]પ્રયુતેશ્વર એવાં નામથી પ્રખ્યાત થશે. ૧૧. ૧૨. હે બ્રાહ્મણો આની પૂજા કરવાથી લક્ષ શિવલિંગની પૂજા કરેલી ગણાશે, એમાં કાંઇ પણ સંદેહ રાખવા જેવું નથી. ૧૩.

---

૧ લક્ષ (મુનિઓ) ના ઇશ્વર.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वाभारतीविप्रान्विररामनरेश्वर ॥
प्रयुतेश्वरमभ्यर्च्यमुनयोप्याश्रमंययुः ॥१४
एवमासीत्पुराभूपश्रीमालेप्रयुतेश्वरः ॥
यस्यप्रणाममात्रेणप्रयुतस्यफलंलभेत् ॥१५
देयानिसप्तधान्यानिश्रद्धयातत्रमानवैः ॥
विप्रायवेदविदुषेततस्तुष्यतिशंकरः ॥१६

વસિષ્ટ બોલ્યા કે, હે રાજન્! એ પ્રમાણે વિપ્રોપ્રત્યે આકાશ વાણી બોલીને વિરામ પામી, અને મુનિઓ પણ પ્રયુતેશ્વરની પૂજા કરી પોતાના આશ્રમ પ્રત્યે ગયા. ૧૪. હે ભૂપ! એ પ્રમાણે શ્રીમાલ નગરમાં પૂર્વે પ્રયુતેશ્વર પ્રગટ થયા જેને પ્રણામ માત્ર કરવાથી લક્ષ શિવલિંગને પ્રણામ કરવાનું ફળ પ્રાપ્ત થાય છે. ૧૫. ત્યાં મનુષ્યોએ શ્રદ્ધાથી વેદ જાણનાર વિપ્રને સાત ધાન્ય આપવાં. તેથી શંકર પ્રસન્ન થાય છે. ૧૬.

इतिश्री स्कंदपुराणे श्रीमालमहात्म्ये प्रयुतेश्वर माहात्म्य नामचत्वारिंशोऽध्यायः ॥४०॥

એ પ્રમાણે સ્કંદપુરાણના શ્રીમાળમહાત્મ્યમાં પ્રયુતેશ્વર મહાત્મ્ય નામે ૪૦ મો અધ્યાય પુરો થયો.

---

# ॥ अथ एकचत्वारिंशोऽध्यायः ॥

### અધ્યાય ૪૧ મો.

## ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठकाश्यपेश्वरमततः ॥
यस्यार्चनननश्यंतिविषरोगाःशरीरिणां ॥१
कश्यपस्यकुलेजातोपुराभूत्काश्यपोमुनिः ॥
श्रीमालेत्रसतस्तस्यसर्पदष्टाम्रृताःसुताः ॥२

तेनतस्याभवद्दुःखंतपसोपितचेतसः ॥
सकदाचित्तपोनिष्ठश्चिंतयामासभूमिप ॥३
सद्गतिःसर्पदष्टानांनास्तिलोकेनृणामिति ॥
तस्मादुग्रंतपस्तप्त्वापरितोष्यमहेश्वरं ॥४
विषापहारिणींविद्यांप्रार्थयिष्येजगद्धितां ॥
इतिकृत्वामतिंविद्वान्काश्यपःकश्यपाश्रमात् ॥५
शुचिप्रदेशमासाद्यस्थितस्तपसिनिश्चितः ॥
जलेत्रिकालमाप्लुत्यमाणायामपरोमुनिः ॥६
एकांतोपवासीचपारणेशीर्णपत्रभुक् ॥
एवंशुश्रूषमाणास्यतस्यातेवासिनोनृप ॥७
प्राप्तेवर्षशतेपूर्णेप्रत्यक्षोभून्महेश्वरः ॥
उदतिष्ठत्पुरोराजन्लिंगंपापप्रणाशनं ॥८
जलदस्वनगंभीराखेचवागभ्यवर्त्तत ॥
वरंवरययत्तेस्तिमनसोकांक्षितंचिरात् ॥९
दास्यामितन्नसंदेहस्तपसानेनतोषितः ॥

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! ત્યાં જઇ આવ્યા પછી કાશ્યપેશ્વર નામના મહાદેવ પાસે જવું. જેનાં પૂજન વડે પ્રાણીઓના વિષદોષ નાશ પામે છે. ૧.પૂર્વે કશ્યપના કુળમાં ઉત્પન્ન થયેલા કાશ્યપ મુનિ શ્રીમાળ નગરમાં વસતા હતા, તેના પુત્રો ત્યાં સર્પના કરડવાથી મરણ પામ્યા. ૨. હે રાજા ! તે પુત્રોનાં મરણથી તપસ્વી કાશ્યપમુનિના મનમાં દુઃખ થયું. અને કોઇ વખત આ પ્રમાણે વિચાર કર્યો કે આ લોકમાં કહેવાય છે જે સર્પના કરડવાથી મરણ પામતાં મનુષ્યોને સારી ગતિ મળતી નથી. માટે ઉગ્ર તપથી મહાદેવને પ્રસન્ન કરી તેની પાસેથી જગતનાં હિતને કરનારી વિષાપહારિણી (ઝેરનો નાશ કરનાર) વિદ્યાની યાચના કરૂં. ૩-૪. એ પ્રમાણે વિદ્વાન કાશ્યપ મુનિએ વિચાર કરી પોતાના આશ્રમથી પવિત્ર પ્રદેશ પ્રત્યે પ્રાપ્ત થઇ એક નિશ્ચયથી તપનો આરંભ કર્યો. ૫. હે રાજા ! ત્રણ કાળ (સ્નાન કરવું, પ્રાણાયામ આદિ ક્રિયાઓ કરવી, એકાંતરા ઉપવાસ કરવા તથા પારણામાં ખરી ગયેલાં પાંદડાંઓનો આહાર કરવો આવી રીતે પોતાના) ભક્ત

મુનિનું તપ જોઇ પૂરાં સો વરસ થયે મહાદેવ તેની પાસે પ્રત્યક્ષ થયા. હે રાજન્! તેની આગળ પાપને નાશ કરનાર મહાદેવનું લિંગ પ્રકટ થયું અને મેઘના શબ્દ સમાન ગંભીર આકાશવાણી થઇ કે, ૮. ઘણાક કાળ થયા તારા મનમાં ઇચ્છેલ વરદાન તું માગ, તારા તપથી સંતોષ પામેલ હું તે નિઃસંદેહ આપીશ. ૯.

## ॥ काश्यप उवाच ॥

तुष्टस्त्वमसिचेदीशदातामेवांछितंभवान् ॥१०
विषापहारिणींविद्यांतन्ममार्पयशंकर ॥

કાશ્યપ મુનિ બોલ્યા કે, હે સમર્થ શંકર! જો તમે પ્રસન્ન થયા હો અને મારૂં ઇચ્છિત આપતા હોતો વિષાપહારિણી વિદ્યા મને અર્પણ કરો. ૧૦.

## ॥ वागुवाच ॥

निशामयद्विजश्रेष्टस्त्वमेदातास्मिदुर्लभं ॥११
मंत्रंयत्स्मरणादेवविषंनश्यतितत्क्षणात् ॥
मयावैयेनमंत्रेणकृतंहालाहलंगले ॥१२
मथ्यमानेमहांभोधौपरित्रातुंजगत्रयं ॥
यदिदष्टास्त्वयंशेषोवाणुकिर्वाथतक्षकः ॥१३
तथाप्ययंतेनमंत्रेणविषनाशोभविष्यति ॥
एतांविद्यांनजानातिबृहस्पतिरपिस्वयं ॥१४
अन्यस्मैप्रदद्दानस्त्वंभस्मसात्त्वंभविष्यसि ॥
लोकेलिंगामिदंदिव्यंश्रद्धयायोर्चयिष्यति ॥१५
भविष्यतिकुलेतस्यनजातुविषतोभयं ॥
इत्युक्त्वाविरतावाणिव्योम्निदिव्यामहीपते ॥१६
उपकारंविधायाशुसौमनस्येवभारती ॥
ततोहृष्टमनाविद्वान्काश्यपोमुनिपुंगवः ॥१७

स्वप्नांतेशांभवंमंत्रमन्यैरमाप्यमाप्तवान् ॥
तदाप्रभृतितत्रैवविख्यातःकाश्यपेश्वरः ॥१८
यंदृष्ट्वामानवःसम्यकूविषरोगर्नबाध्यते ॥
इमंश्रृणोतियोभक्त्याकाश्यपेश्वरसंभवं ॥१९
नतस्यापिविषंबाधांकरोतिनृपतेक्वचित् ॥

આકાશ વાણી થઇ કે, હે દ્વિજશ્રેષ્ઠ ! સાંભળ તને સ્વપ્નામાં હું દુર્લભ મંત્ર આપીશ કે જેમાં સ્મરણ માત્રથી તત્કાળ વિષ નાશ પામેછે. ૧૧. મેં પણ જે મંત્રના જોરવડે મથાતા મહા સમુદ્રમાંથી નિકળેલું હલાહલ ઝેર ત્રણ જગતની રક્ષા માટે ગળામાં રાખ્યું છે. ભલે પોતે શેષ નાગ. વાસુકિ અથવા તક્ષકનાગ કરડનાર હોય તોપણ આ મંત્રથી વિષનો નાશ થાય છે. ૧૩. આ વિદ્યાને બૃહસ્પતિ પોતે પણ ખરેખર જાણતો નથી. માટે આવી ગુહ્ય વિદ્યા જો તું બીજાને કોઇને દઇશ તો તું પણ બલીને ભસ્મ થઇશ. ૧૪. જગતમાં જે કોઇ આ દિવ્યલિંગની શ્રદ્ધાથી પૂજા કરશે તેના કુલમાં કોઇ દિવસ પણ વિષથી ભય નહિ થાય. ૧૫. હે રાજન્ ! આકાશમાં થતી દિવ્ય વાણી મહાત્મા પુરૂષોની વાણીની પેઠે એ પ્રમાણે બોલી લોકનો ઉપકાર કરીને તરત બંધ પડી ગઇ. ૧૬. પછી પ્રસન્ન થયેલ તે કાસ્યપમુનિને મહાદેવના કહેવા પ્રમાણે બીજાઓથી ન મેળવી શકાય એવો તે શંકરનો મંત્ર તે સ્વપ્નના અંતમાં મળ્યો. ૧૭. ત્યારથી માંડીને ત્યાંજ કાસ્યપેશ્વર નામના મહાદેવ વિખ્યાત છે. જેના સારાં દર્શનવડે મનુષ્ય વિષરોગથી પીડા પામતો નથી.. ૧૮. હે રાજા ! જે મનુષ્ય ભક્તિવડે આ કાસ્યપેશ્વરની ઉત્પત્તિ સાંભળે છે તેને પણ વિષ કદી પીડા કરી શકતું નથી ૧૯

इतिश्री श्रीमालमाहात्म्ये काश्यपेश्वर माहात्म्य नामैक चत्वारिंशोऽध्यायः ॥४१॥

આ પ્રમાણે શ્રીમાળ માહાત્મયમાં કાસ્યપેશ્વર માહાત્મ્ય નામનો એકતાલીસમો અધ્યાય પૂરો થયો.

# ॥ अथ द्विचत्वारिंशोध्यायः ॥

## અધ્યાય ૪૨ મો.

## ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठसर्वसिद्धिदमाश्रमं ॥
सुचिरंद्वादशादित्यैर्यत्रतेपेमहत्तपः ॥१
पुराराजंस्तपस्तप्तंकाश्यपेनमहात्मना ॥
चाक्षुपस्यांतरेस्रष्टुंसुराणाजननेच्छया ॥२
तुषितानामवैदेवाश्चाक्षुषस्यांतरेभवन् ॥
प्राप्तेवैवस्वतेदेवा आदित्यास्तेसुरास्मृता ॥३
कश्यपस्यकुलेजातामहात्मानोमहौजसः ॥
श्रीमालेनियतात्मानस्तोपिरेपरमंतपः ॥४
प्रत्यक्षोभूत्तदातेषांब्रह्मालोकपितामहः ॥
आगत्याश्रममाकाशादादित्यानिदमब्रवीत ॥५
किमर्थंतप्यतेवत्साभवद्भिःसहितैरिह ॥
अनेनतपसादत्तंस्वर्गंगच्छतमाचिरं ॥६
अदितेर्जन्मसंप्राप्यकश्यपाज्जगतांपितुः ॥
आदित्यास्तेनविख्यातालोकेयूयंभविष्यथ ॥७

**વસિષ્ઠ** બોલ્યા કે, હે રાજન ! ત્યાર પછી “ સર્વ સિદ્ધિદ ” આશ્રમ પ્રત્યે જવું. જ્યાં બાર આદિત્યો નિરંતર મોહોટું તપ કરે છે. ૧. હે રાજન્ ! પૂર્વે મહાત્મા કશ્યપ મુનિએ ચાક્ષુષ મન્વંતરમાં દેવતાઓની ઉત્પત્તિની ઇચ્છાથી આ લોકમાં તપ કર્યું. ૨. ત્યારે તે ચાક્ષુષ મન્વંતરમાં તુષિત નામના દેવતાઓ થયા અને વૈવસ્વત મન્વંતર પ્રાપ્ત થયો ત્યારે આદિત્યો દેવતા ગણાયા. ૩. કશ્યપના કુળમાં ઉપજેલા મહાત્મા તથા પ્રબળ પરાક્રમી તે આદિત્યોએ શ્રીમાળનગરમાં નિયમ સાચવી ઉત્કૃષ્ટ તપ કર્યું. ૪. ત્યારે લોકપિતામહ બ્રહ્મા તેઓને પ્રત્યક્ષ થયા અને આકાશ થકી તેઓના આશ્રમ

પ્રત્યે આવી આદિત્યોપ્રત્યે આ પ્રમાણે બોલ્યા. ૫. હે પુત્રો! તમે દેવતા થઇને અહીં શા માટે તપ કરો છો. તમારા તપથી મેં તમોને સ્વર્ગ આપ્યું. માટે ત્યાં વગર વિલંબે પ્રાપ્ત થાઓ. ૬. વળી જગતના પિતા કશ્યપ મુનિને લીધે અદિતિ થકી તમારો જન્મ થયો માટે તમે લોકમાં આદિત્ય નામથી પ્રખ્યાતિને પામશો. ૭.

## ॥ देवा ऊचुः ॥

दत्तंदेवत्वयाराज्यंत्रैलोक्यस्यसुदुर्लभं ॥
मनोर्वैवस्वतस्यैकमंतरंयावदव्ययं ॥८
आश्रमेयइहास्माकंश्रद्धात्तुर्विवसेन्नरः ॥
उपोष्यरजनीमेकांसस्वर्गान्नपतेत्कचित् ॥९
अत्रधेनुप्रदानंयेकुर्वंतिश्रद्धयाविभो ॥
तेपीयूपभुजांमध्येनिवसंतुशतंसमाः १०
देवानुद्दिश्ययोविप्रास्तत्रिहोष्यंतिपावके ॥
आदित्याश्रममाश्रित्यचिरंक्रिडंतुतेदिवि ॥११

દેવતાઓ (આદિત્યો) બોલ્યા કે, હે દેવ! તમે એક વૈવસ્વત મન્વંતરની સમાપ્તિ સુધિ અવિનાશી તથા દુર્લભ ત્રણ લોકનું રાજ્ય આપ્યું. તો પણ નીચે પ્રમાણે અમારી પ્રાર્થના છે. ૮. જે મનુષ્ય આ અમારા આશ્રમમાં શ્રદ્ધાથી એક રાત્રિ પણ વાસ કરે તે સ્વર્ગથી કદી પણ ભ્રષ્ટ ન થાઓ. વળી આંહી શ્રદ્ધાથી જે ગાયનું દાન કરે તે સેંકડો વર્ષ પર્યંત તે દેવતાઓના મધ્યમાં વાસ કરો અને જે કોઇ બ્રાહ્મણ દેવતાના ઉદ્દેશ આંહીં અગ્નિમાં હોમ કરે તે પણ ઘણા કાળ સ્વર્ગ સુખનો અનુભવ કરો. ૯ ૧૦.

## ॥ ब्रह्मोवाच ॥

एवमस्तुसुरश्रेष्ठादत्तंवःप्रार्थितंमया ॥
अंशांशेनावतीर्यात्रदिवंगच्छंतुमाचिरं ॥१२
इत्यादिश्यसुरैःसार्द्धंतैःसर्वैस्तीर्थवासिभिः ॥
अभ्यर्षिचत्ततोलोकेब्रह्मालोकपितामहः ॥१३

आदित्यानामतेदेवाययुःस्वर्गतपोबलात् ॥
तएवाद्यापिल्लोकानांशासितारोनरेश्वर ॥१४
श्रीमालेत्रावतीर्याशैःसिद्धिंयच्छंतिदेहिनां ॥
द्वादशादित्यमाहात्म्यंयइदंशृणुयान्नरः ॥१५
तस्यकांतिंश्रियंकीर्तिंतुष्टायच्छंतिदेवताः ॥

બ્રહ્મા બોલ્યા કે, હે દેવતાઓ ! હે દેવતાઓ ! એમજ થાઓ ! તમારી પ્રાર્થના મેં બરોબર સ્વીકારી. જેથી તમે તમારા અંશવડે આંહીં અવતરી લોકોની કામના પૂર્ણ કરશો, માટે હવે તરત સ્વર્ગ પ્રત્યે જાઓ. ૧૨. એ પ્રમાણે લોક પિતામહ બ્રહ્માએ તીર્થવાસી તે સર્વ દેવતાઓને એમ કહી સ્વર્ગમાં સ્થાપિત કર્યા. ૧૩. હે રાજા ! તે આદિત્ય નામના દેવતાઓ પોતાના તપના બળથી સ્વર્ગમાં ગયા જેઓ હજી સુધી લોકોને રસ્તે ચલાવનાર છે. ૧૫.

તેઓ આ શ્રીમાળમાં પોતાના અંશથી ઉતરીને પ્રાણીઓને સિદ્ધિ આપે છે. જે પુરૂષ આ બાર આદિત્યોનું માહાત્મ્ય સાંભળે તેને પ્રસન્ન થઇને તે દેવતાઓ કાંતિ, લક્ષ્મી, તથા કિર્ત્તિ આપે છે.

इतिश्रीस्कंदपुराणे श्रीमालमाहात्म्ये द्वादशादित्य माहात्म्यंनाम द्विचत्वारिंशोऽध्यायः ॥४२.

---

# अथ त्रिचत्वारिंशोऽध्यायः ॥

## અધ્યાય ૪૩ મો.

### ॥ वासिष्ट उवाच ॥

तत्राश्रमेमहाराजययातिस्तप्तवान्पुरा ॥
देवमाराधयामासतेजोराशिंजगत्प्रभुं ॥१
जगत्स्वामीतिनाम्नावैस्तुयतेयःसुरैर्दिवि ॥
मनुष्यैर्मर्त्यलोकेस्मिन्पातालेचापिपन्नगैः ॥२

त्वंदृष्ट्वामानवोभक्तयाश्रीमालेजगतांप्रभुं ॥
स्वेच्छयावर्त्तमानोपिनशोच्यःस्यात्कदाचन ॥३

હે મહારાજ! તે આશ્રમમાં પૂર્વે યયાતિ રાજાએ તપ કર્યું અને જગતના પ્રભુ એવા સૂર્ય નારાયણનું આરાધન કર્યું. ૧. જે સૂર્ય નારાયણ સ્વર્ગમાં દેવતાઓથી, પૃથ્વીમાં મનુષ્યોથી અને પાતાળમાં સર્પોથી જગસ્વામી એવાં નામે સ્તુતિ કરાય છે. તેનું ભક્તિવડે જે મનુષ્ય દર્શન કરે છે તે પોતાની મરજી પ્રમાણે વર્તતો પણ કદી શોક કરવાને લાયક નથી થતો. ૨. ૩.

## ॥ मांधातोवाच ॥

कथमासीज्जगत्स्वामीश्रीमालेमहसांनिधिः ॥
ययातिश्चकथंतेपेतन्मेब्रूहितपोधन ॥४

માંધાતાએ પૂછ્યું કે, હે તપોધન! શ્રીમાળ નગરમાં સૂર્યનારાયણ જગત્સ્વામી કેવી રીતે થયા અને યયાતિએ કેવી રીતે તપ કર્યું તે મને કહો. ૪.

## ॥ वसिष्ट उवाच ॥

निशामयमहाराजकथामेतांशुभावहां ॥
श्रीमालेभूज्जगत्स्वामीययातितपसायथा ॥५
ययातिर्नामराजासीत्पुरावैनहुषात्मजः ॥
पुत्राजरामुपादायसययौतपसेवनं ॥६
नदीश्चकीर्षुरत्युग्रंतीर्थानिविपिनानिच ॥
परिभ्रमतिभूपालःपत्नीभ्यामभिसंवृतः ॥७
सकदाचिदिहायानःश्रीमालंक्षेत्रमुत्तमं ॥
महर्षिभिःसमाजुष्टंराजर्षिप्रवरैस्तथा ॥८
तीर्थानामाश्रमंरम्यंदेवानांचतपस्विनां ॥
विलोक्यमतिरित्यासीदिहतप्स्येमहत्तपः ॥९
नराजमरिनदेहेनमोल्यंकिंचिदस्तिमे ॥

प्रभवंतिमहारोगावार्धक्यप्राणहारिणः ॥१०
तस्मादाराधयिष्यामितपसातिमिरापहं ॥
नस्याद्यस्यप्रभावेनसंसारेत्रपुनर्भवः ॥११
त्रयीतनुरयंदेवस्तेजसामालयःपरः ॥
विश्वालोकप्रदीपश्चऋक्सामयजुषांपतिः ॥१२
एवंविचिंत्यबहुधाययातिर्नाहुषोनृपः ॥
आदित्याश्रममासाद्यतपस्कर्तुमुद्यतः ॥१३
वल्कलाजिनसंवीतःकुशासनपरिग्रहः ॥
नमस्कृत्यदिगीशेभ्यस्तपस्तप्तुमुपाविशत ॥१४
सोमवंशोद्भवःश्रीमान्सौम्यमूर्त्तिरनन्यधिः ॥
शर्मिष्ठादेवयानीचनपंतंपरिचेरतुः ॥१५
प्राणायामपरोराजामनोविन्यस्यभास्करे ॥
तस्थौस्थाणुरिवाक्षोभ्यस्तदादित्यतपोवने ॥१६
अवाह्यंनिष्कलंब्रह्मजपन्मीलितलोचनः ॥
मुनिनामभिगम्योभूत्तपसाविस्मितात्मनां ॥१७
पंचाग्निसाधकोग्रीष्मेजपहोमपरायणः ॥
वर्षास्वाकाशशायीचहेमंतेसलिलाशयः ॥१८
तपोवनगतेतस्थौपृथुनेत्रेतपःकृशौ ॥
जलेशुष्यातिपद्माढयेसरस्याविनरेजतुः ॥१९
पंचविंशतिवर्षाणिसभुंजानःफलंसकृत् ॥
पंचाशतंतथातस्थौशीर्णपत्राशनोनृपः ॥२०
जलाहारमथोकुर्वन्वर्षाणांपंचसप्ततिः ॥
ततश्चवायुमाहार्यस्थितोवर्षशतंनृपः ॥२१
ततोवर्षशतेप्राप्तेत्यक्ताहारोमहीपतिः ॥
ध्यायन्देवंदिनाधीशंशैलेंद्रइवतास्थिवान् ॥२२
संनिरुध्येंद्रियग्राममेकांतरचितासनः ॥

नराजाक्षोभमभ्येतितपोभिरतिदुष्करैः ॥२३
वातास्तन्मूर्द्धनिरजःसिक्तंजलवारिभिः ॥
तस्यशुष्कजलस्यैवसरसःपंकमात्रमौ ॥२४
हृदितस्यादितंमूर्यैमानुषस्यमहात्मनः ॥
अतःप्रकाशमाधत्तांचक्षुषीकमलेइव ॥२५
अथागान्माधवीनामकन्यातस्यमहात्मनः ॥
निशम्यनैमिषारण्येपितरंतपसिस्थितं ॥२६
साददर्शमहाभागाराजानंजरयातुरं ॥
सेव्यमानंकलत्राभ्यांव्यक्तीभूतत्वचावृतं ॥२७
अथसंगम्यमातृभ्यामुपांतेमाधवीपितुः ॥
आरोपयत्तपोनिष्ठाशुश्रूषाभारमात्मनि ॥२८
तस्यैवनप्यमानस्यतपसार्पितचेतसः ॥
सर्वेभ्यःश्रोत्ररंध्रेभ्यउल्ललासमहन्महः ॥२९
विव्हलोभून्महीपालदेवेंद्रःपदशंकया ॥
तपोभिस्तुलैस्तस्यराजर्षेर्भावितात्मनः ॥३०
महासिंहैरितारण्येगर्जाद्भिरतिघुर्घुरं ॥
अथमेघैर्दिशःसर्वाःसंवृताघोश्चभूतलं ॥३१
नचंद्रश्चनसूर्यश्चनरात्रिर्नदिनंक्वचित् ॥
अंधकारावृतेलोकेज्ञायतेनतुकिंचन ॥३२
शतानिपंचवर्षाणामतीतानिमुहूर्त्तवत् ॥
वार्द्धुकेणाव्यतिक्रांतोनिर्वेदंनसंविदाति ॥३३
अथाश्विनस्यमासस्यशुक्लपक्षेत्रयीतनुः ॥
सप्तम्यांमूलनक्षत्रेप्रत्यक्षोभूद्दिवाकरः ॥३४
सद्योजलदजालानिविक्षिप्यजगतीपते ॥
समुल्लासतेजस्वीभूतलेखलुभास्करः ॥३५
तिमिराणितिरस्कुर्वन्पद्मराणानभैःकरैः ॥

कोटीरकुंडलधरोद्विभुजःपद्मलांछनः ॥३६

त्रयीतनुरमेयात्माऋक्‌सामयजुषांप्रियः ॥
मार्गएकोमुमुक्षाणांपरंब्रह्माधिगच्छतां ॥३७

अथोन्मील्यदृशौराजाययातिस्तपतांवरः ॥
कृच्छ्रादंजलिमादायतुष्टुवेद्युतिमालिनं ॥३८

नमस्तेविश्वबोधायविश्वनेत्रायभास्वते ॥
छंदोमयायदेवायदेवानांपतयेनमः ॥३९

सावित्रंयत्परंतेजःसदाध्यायंतियोगिनः ॥
सोपानंमुक्तिमार्गस्यतत्तेस्तौमिसनातनं ॥४०

नमोनिर्शदिनांगायकालरूपायचक्रिणे ॥
ज्ञानातीतायमेध्यायहविर्होत्रहुताशने ॥४१

अमृतायप्रशांतायतपसांफलदायिने ॥
अंतानंतस्वरूपायवेदविद्यायतेनमः ॥४२

सारंगेयायसौम्यायरमायरसवर्षिणे ॥
रसाकर्षणशीलायदिनेशायनमोनमः ॥४३

तदिस्यक्षरमेकायतद्विष्णोःपरमंपदं ॥
सदापश्यंतिविद्वांसस्तस्मैतेतद्विदेनमः ॥४४

तेजोमयोऽमृतमयोयोवैत्वमिहमंडले ॥
दिवातपसिदेवेशतस्मैदिव्यात्मनेनमः ॥४५

रात्रेरन्हश्चनिष्पाद्यसंधिज्ञानाययज्ञिनः ॥
युनक्तितत्पदमाद्यैतस्मैसंध्यात्मनेनमः ॥४६

कलाकाष्ठादिरूपाणीव्यंजयश्यतिनिसशः ॥
कालनायेहभुतानांतस्मैकालात्मनेनमः ॥४७

अमानामानमाश्रित्यरश्मिपीयुषवर्षिणं ॥
पुष्णासियद्रश्मिपर्णचंद्रंतस्मैवैद्यात्मनेनमः ॥४८

विशोधयन्महारुपैर्जलैरस्पर्शदूषितं ॥

महींत्रिचर्गसव्योमतस्मैशुद्धात्मनेनमः ॥४९
पीयमानंद्विजैर्द्दृष्ट्यामहस्तेस्यंदितामृतं ॥
ब्रह्मलोकोद्गमंधत्तेनस्मैब्रह्मात्मनेनमः ॥५०
मदनान्पूतवः कालाजगंतिचवयांसिच ॥
ज्योतिर्षीवेदास्त्रैरूप्यमितितेबिभ्रतेनमः ॥५१
नमस्तेजगतीस्वामिन्नर्यम्नेविश्वभाविने ॥
जगज्जीवातवेतुभ्यंनमोदेवदिवाकर ॥५२

વસિષ્ટ બોલ્યા કે, હે રાજા ! શ્રીમાળ નગરમાં યયાતિના તપથી જેવી રીતે સૂર્ય જગત્સ્વામી થયા તે શ્રેષ્ટ કથા તું સાંભળ. ૫. પૂર્વે નહુષનો પુત્ર યયાતિ નામનો રાજા હતો તે પોતાના આગળનાં ઘડપણને પામી તપ કરવાને વનમાં ગયો. ૬. અતિ ઉગ્ર તપ કરવાની ઇચ્છા રાખતો રાજા પોતાની બે સ્રીઓ સહિત તીર્થ વન આદિકમાં ભ્રમણ કરવા લાગ્યો. ૭. તે કોઇ દિવસ મહાન્ રાજર્ષી તથા બ્રહ્મર્ષિઓએ સેવીત, સર્વ તીર્થના, દેવતાઓના તથા તપસ્વીઓના આશ્રયરૂપ અને રમ્ય આ શ્રીમાળ ક્ષેત્ર પ્રત્યે આવ્યો તેને જોઇ તેના મનમાં અહીંજ મોહોટું તપ કરૂં એવી ઇચ્છા ઉત્પન્ન થઇ. ૮. ૯. અને વિચાર થયો કે, ઘડપણથી ખરખરી ગયેલ આ દેહમાં કાંઇ પણ સુખ નથી, પણ ઉલટા પ્રાણને હરનારા મહા રોગો પેદા થાય છે. માટે તપ વડે અંધકારનો નાશ કરનાર સૂર્યદેવનું આરાધાન કરૂં કે જેના પ્રભાવ વડે આ સંસારમાં ફરી જન્મ ન થાય. ૧૧. તે સૂર્ય દેવ કેવા છે, કે, વેદ રૂપી શરીરવાળા, તેજને રહેવાનું એકજ સ્થાનક, ત્રણ જગતના દીવા રૂપ તથા ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદના પતિ છે. એ પ્રમાણે નહુષનો દીકરો યયાતિ રાજા ઘણીવાર વિચાર કરીને તપ કરવા માટે તૈયાર થઇ આદિત્યાશ્રમમાં પ્રાપ્ત થયો ત્યાં વલ્કલ વસ્રો તથા મૃગચર્મ આદિ ધારણ કરી, દર્ભના આશનપર બેશી અનન્ય મતિથી શાંત ચેહેરાવાળો તે ચંદ્રવંશી રાજા દિક્પાલોને નમન કરી તપ કરવા લાગ્યો જ્યાં શર્મિષ્ટા તથા દેવયાની નામની તેની બે સ્રી ઉપર સેવા કરવામાં સાવધાન થઇ. ૧૩. ૧૪. ૧૫. પછી રાજા તે તપોવનમાં પ્રાણાયમ પરાયણ થઇ સૂર્યમાં ચિત્તને જોડી કોઇ પણ બાબતથી ક્ષોભ નહિ પામતાં નિશ્ચલ બની રહ્યો. ૧૬. નેત્રો મીંચીને સચ્ચિદાનંદ બ્રહ્મનું અંતઃકરણમાં આરાધન કરતો તે રાજા પોતાના તપથી વિસ્મય પામેલા અન્ય મુનિઓએ પણ શ્લાઘનીય થયો. ૧૭. જપ તથા હોમમાં તત્પર તે ગ્રીષ્મ ઋતુમાં પંચધુણી તાપવા લાગ્યો, વર્ષાઋતુમાં

ઓથ વગરનાં સ્થાનકમાં રહેવા લાગ્યો અને હેમંત ઋતુમાં ટાઢાં પાણીમાં બેસવા લાગ્યો. ૧૮. તપમાં બેઠેલા તે રાજાનાં તપથી શાંત થઈ ગયેલાં વિશાળ નેત્ર તપોવનમાં રહેલું પદ્મયુક્ત જળ સુકાઇ ગયે કમળની પેઠે શોભવા લાગ્યાં. ૧૯. તેણે પચ્ચીશ વર્ષ સુધી દરરોજ ફળનો એક વખત આહાર કરવો એવો નીયમ રાખ્યો અને તે પછી પચ્ચાસ વર્ષ સુધી ખરી ગયેલ પાંદડાનો આહાર કરવાનો નિયમ રાખ્યો. ૨૦. તે પછી પોણોસો વર્ષ પર્યંત જળનો આહાર કરીને રહ્યો અને તે પછી સો વર્ષ સુધી વાયુનો આહાર કરીને રહ્યો. ૨૧. તે પછી સો વર્ષ પુરાં થયે ભૂપતિ આહાર છોડી દઈને સૂર્યનું ધ્યાન કરતો પર્વતની પેઠે એકજ સ્થળે બેઠો. ૨૨. આ પ્રમાણે એકાંતમાં ન બની શકે એવું તપ કરવા બેઠેલો રાજા ક્ષોભ નહી પામતાં પોતાની ઇંદ્રિઓને કબજે કરવા સમર્થ થયો. ૨૩. સુકાઇ ગયેલ જળવાળા તળાવમાં જેમ ગારો થઇ રહે છે તેમ વાયુને લીધે મસ્તક ઉપર ઉડેલી રજ સાથે મેઘના જળના બિંદુ મળવાથી તેના મસ્તકપર પણ ગારો થઇ રહ્યો. ૨૪. અતઃકરણમાં સૂર્યનું આરાધન કરનારે તે મહાત્મા રાજાનાં નેત્ર કમળની પેઠે સૂર્યના ઉદયથી પ્રકાશ પામે છે. અર્થાત બાકીના વખતમાં ધ્યાન વખતે નેત્ર મીચી રાખે છે પણ સૂર્યના ઉદય વખતે તેના દર્શન માટે નેત્ર ઉઘાડે છે. ૨૫. હવે યયાતિ રાજાની માધવી નામની પુત્રી નિમિષારણ્યમાં પિતા તપ કરે છે એવું સાંભળી ત્યાં તે આવી. ૨૬. અને મોહોટાં ભાગ્યવાળી તે માધવીએ ઘડપણથી ઘેરાઇ ગયેલ, જેની આમડી ખરખરી ગઇ છે એવા તથા પોતાની બે સ્ત્રીઓથી સેવા કરાતા પોતાના પિતાને જોયા. ૨૭. પછી પોતાનાં માતા પિતા પાસે પ્રાપ્ત થઇ તપમાં ચિત રાખી તેની સેવા કરવાનું કામ પોતે ઉપાડી લીધું. ૨૮. સૂર્યમાં ચિત્ત રાખીને એ પ્રમાણે તપ કરતા તે રાજાના કર્ણરંધ્રથી મોહોટું તેજ દીપી નિકળ્યું. ૨૯. હે રાજા ! આત્મા સાધક તે રાજર્ષીનાં અતુલ તપથી આ મારૂં સ્થાનક લેવા માટે તપ કરે છે એવી શંકાને લીધે ઇંદ્ર વિવ્હળ થયો. ૩૦. તેથી માહા સિંહોયુક્ત તે વનમાં અત્યંત ગર્જના કરતા મેઘ વડે તમામ દિશાઓ, આકાશ તથા પૃથ્વી એ સર્વે ઘેરાઇ ગયાં. ૩૧. ત્યારે અંધકારથી વીટાઇ ગયેલ જગતમાં ચંદ્ર, સૂર્ય, રાત્રિ કે દિવસ ઇત્યાદિ કાંઇ જણાયાં નહિ. ૩૨. આ પ્રમાણે મુહુર્તની પેઠે પાંચસો વર્ષ વીતી ગયાં તોપણ તેની પીડાને તે વૃદ્ધ રાજર્ષીએ કાંઇ ન જાણી. ૩૩. તે પછી આશ્વિન માસના શુકલ પક્ષની સાતમ કે જેમાં મૂળ નક્ષત્ર હતું તે દિવસ વેદ મૂર્ત્તિ સૂર્યનારાયણ પ્રકટ થયા. ૩૪. મુકુટ તથા કુંડલને ધારણ કરનાર, બે હાથ વાળા, પદ્મના ચિન્હવાળા, વેદરૂપી શરીરવાળા તથા વેદને

પ્રિય અને પરબ્રહ્મની પ્રાપ્તિને ઇચ્છનાર મનુષ્યોની એક ગતિ રૂપ જે સૂર્ય-નારાયણ પોતાના રક્ત કિરણોથી અંધકાર તથા વાદળાંઓને તોડી પૃથ્વીમાં પ્રકાશ પામ્યા. ૩૫-૩૬-૩૭. ત્યારે તપસ્વી યયાતિ રાજાએ નેત્ર ઉઘાડી મહેનતથી હાથ જોડી આ પ્રમાણે સૂર્યની સ્તુતિ કરી. ૩૮. વિશ્વને જ્ઞાન આપનાર તથા નેત્રરૂપ, છંદોમય દેવોના દેવ સૂર્યનારાયણ હું તમોને નમું છું ૩૯. જે સૂર્યના પરમ તેજનું યોગી લોકો સદા ધ્યાન કરે છે અને જે મુક્તિ માર્ગનું પગથીઉં છે એવા સનાતન સૂર્ય દેવ તમોને નમું છું. ૪૦. દિવસ અને રાત્રી જેનું અંગ છે, જે કાળરૂપ, જ્ઞાનાતીત તથા ધ્યેય છે તેને નમસ્કાર છે. ૪૧. અમૃતમય, શાંત તથા તપનું ફલ દેનાર વળી જે સર્વનો અંત કરે છે, જેનો અંત નથી તથા જે વેદથી જાણી શકાય છે તેને હું નમસ્કાર કરૂંછું. સામવેદ જેના યશ ગાયછે જે કલ્યાણ કરનારછે, જે રસ રૂપ છે જે રસને વર્ષે છે તથા જે રસનું આકર્ષણ કરનારછે એવા સૂર્યદેવને હું નમુંછું. તે એવા એક અક્ષરથી સમજમાં આવનાર તથા વિદ્વાનોએ લક્ષિત વિષ્ણુના પરમ પદને જાણનાર તમને હું નમુંછું. તેજમય તથા અમૃતમય જે તમે દિવસના પોતાના મંડળમાં પ્રકાશ કરો છો તે દિવસના પતિ એવા તમને હું નમુંછું. પોતાનું યજન કરનારાઓ માટે રાત્રિ તથા દિવસનું સૂચન કરનાર સંધિ રૂપ તમને હું નમુંછું. ભૂત પ્રાણીનાં આયુષ્યની પરિસમાપ્તિને માટે કલા તથા કાષ્ઠા આદિ કાળનાં રૂપને પ્રગટ કરનાર એવા તમને હું નમુંછું. અમાસનો આશ્રય કરીને તે પછી અમૃતને વરસનાર પણ ક્ષયરોગી ચંદ્રને પુષ્ટ કરનાર એવા વૈશ્વરૂપ તમને હું નમુંછું. તેજના પોતાના સ્પર્શ વગર દૂષિત થયેલ આકાશને તેજરૂપ જળથી શુદ્ધ કરતા પૃથ્વીપર પરિક્રમણ કરનારા, બ્રાહ્મણોને દ્રષ્ટિથી જોનારા પોતાનાં તેજને બ્રહ્મલોક પર્યંત પ્રસારનારા, લોક, ઋતુ, કાલ, પ્રાણી, તેજ તથા વેદને ધારણ કરનારા, પૃથ્વીના પતિ જગતનું રક્ષણ કરનારા તથા જગતને ઉત્પાદનારા સૂર્યનારાયણને હું નમસ્કાર કરૂં છું. ૪૨. થી ૫૨.

## ॥ विवस्वानुवाच ॥

वरंवृणुमहाभागययातेनहुषात्मज ॥
दास्यामितवतुष्टोहंयद्यपिस्यात्सुदुर्लभं ॥५३

સૂર્ય બોલ્યા કે મોટાં ભાગ્યવાળા તથા નહુષના પુત્ર હે યયાતિરાજા! વરદાન માગ. ભલે દુર્લભ હશે તોપણ તારાપર પ્રસન્ન થયેલો હું તે આપીશ. ૫૩

## ॥ राजोवाच ॥

यदिदेयोवरोदेवतुष्टेनममभास्कर ॥
दर्शयस्वतदात्मानमेषपूर्ववरोस्तुमे ॥५४
नतेजोभिस्तवोदुग्रैर्द्रष्टुंस्वल्पमपिक्षमः
एताभ्यांचर्मचक्षुर्भ्यांत्वद्रूपमसितप्रभ ॥५५

રાજા બોલ્યો કે, હે ભાસ્કર! જો તમારે પ્રસન્ન થઇને મને વરદાન આપવું હોય તો પ્રથમ એજ વરદાન આપો કે તમારા દેહનું મને દર્શન થાય. ૫૪. હે અસિત પ્રભ! (શ્વેત કાંતિવાળા) તમારા ઉગ્ર તેજને લીધે આ ચર્મચક્ષુથી તમારા રૂપને જોવા માટે હું જરા પણ શક્ત નથી. ૫૫.

## ॥ वसिष्ट उवाच ॥

इत्थंवंजल्पतस्तस्यदिव्यचक्षुर्ददौरविः ॥
ददर्शाथमहोराशिंद्विभुजंपद्मलांछनं ॥५६
हेमभूषणनद्धांगंस्फुरत्कोटीरकुंडलं ॥
अथतंजगतीपीठेलुठंतंस्तुतितत्परं ॥५७
राजानमब्रवीद्देवःप्रसन्नोजगतांप्रभुः ॥
वरंवृणुमहीपालयत्तेमनसिवर्त्तते ॥
अजयानन्ययाभक्त्यातुष्टोदास्याम्यहंतव ॥५८

વસિષ્ઠ બોલ્યા કે, એ પ્રમાણે સ્તુતિ કરતા રાજાને સૂર્યે દિવ્યચક્ષુ આપ્યાં. જેથી તેણે તેજના સમૂહરૂપ, બે ભુજવાળું, પદ્મના ચિન્હથી સુ-શોભિત, સુવર્ણના અલંકાર યુક્ત તથા ચળકતા મુકુટ અને કુંડળવાળું સૂર્યનું સ્વરૂપ જોયું. ૫૬. હવે પૃથ્વીપર લોટતા તથા પોતાની સ્તુતિમાં પરાયણ તે રાજાને જગતના પ્રભુ એવા સૂર્ય દેવ નીચે પ્રમાણે કહ્યું. ૫૭. હે મહી-પાલ! તારી મરજી પ્રમાણે વરદાન માગ કે તે હું તને આપું; કારણ કે તારી આવી અનન્ય ભક્તિથી હું પ્રસન્ન થયેલો છું. ૫૮.

## ॥ ययातिरुवाच ॥

वृद्धोस्मिकृतराज्योस्मिवानप्रस्थोस्मिसांप्रतं ॥
नास्तिमेभोगलिप्सार्कस्वल्पापिवपुषामुना ॥५९
हितायसर्वभूतानांत्वदिहैवास्थितिंकुरु ॥
अनयैवप्रभोमूर्त्याश्रीमालेदेववत्सले ॥६०

યયાતિ રાજા બોલ્યો કે, હે સૂર્ય નારાયણ ! હું વૃદ્ધ છું, રાજ્ય પણ કરી રહ્યો અને વળી હમણાં વાનપ્રસ્થ છું એટલે આ દેહથી હવે કાંઈ પણ વિષય સુખ ભોગવવાની તૃષ્ણા મને બિલકુલ રહી નથી. માટે સર્વ જગતના કલ્યાણને માટે દેવતાઓને પણ પ્રિય આ શ્રીમાળ નગરમાં તમારી આ મૂર્તિથીજ સ્થિતિ કરો. ૫૯. ૬૦.

## ॥ विवस्वानुवाच ॥

मूर्त्तिरेषानृलोकेऽस्मिन्कुरुतेभस्मसाद्ध्रुवं ॥
अस्यास्तेजःप्रजाःसोढुंशक्नुवंतिनपार्थिव ॥६१
किंपुनर्मानवाह्यमीनिःसत्वाःस्वल्पजीविनः ॥६२

સૂર્ય બોલ્યા કે, હે રાજન્ ! આ મૂર્ત્તિ આ મનુષ્ય લોકને વિષે રહે તો તરત બાળીને ભસ્મ કરી નાંખે એવી તેજસ્વી છે. આનું તેજ સહન કરવા માટે કોઈ પણ પ્રજા શક્ત નથી તો પછી બળ વગરના અને થોડું જીવનારા મનુષ્યો તો તેનું તેજ ક્યાંથીજ સહન કરી શકે ? ૬૧. ૬૨.

## ॥ ययातिरुवाच ॥

तपःकुर्वंतिकृतिनःसर्वस्योपचिकीर्षवः ॥
अतःप्रसीदभगवन्हितार्थमिहदेहिनां ॥६३
इत्यभिप्रेतमेतस्यविदित्वाभगवान्रविः ॥
त्रिलोकयदप्रमेयात्मासस्पृहंव्योममंडले ॥६४

अथदुंदुभिनिर्घोषाःप्रणेदुःखेसमंततः ॥
शंखाम्रृदंगशब्दाढ्याःपूरयंतोदिशोदश ॥६५
ननृतुश्चाप्सरःश्रेष्ठागंधर्वाश्चजगुःकलं ॥
विमानैरावृतंव्योमहंसैरिवमहत्सरः ॥६६
चामैरर्वीज्यमानंचकिंकिणीक्वाणसस्वनैः ॥
हरिचंदनपुष्पाणांवृष्टिरासीन्मनोहरा ॥
समीरणोववौव्योमगंगासीकरमंथरः ॥६७
ययातिरथतांदृष्ट्वामूर्तिमासेदुषींरवेः ॥
रोमांचिततनुःसाश्रुर्मूर्ध्निबद्धांजलिःस्थितः ॥६८
ओंनमोवेदरूपायसवित्रेद्वादशात्मने ॥
त्रयीमयायदेवायजगतांशरणायते ॥६९
इत्येवंस्तुवतस्तस्यययातेःपृथिवीभृतः ॥
पुरस्तादागतामुर्त्तिर्मार्त्तंडस्यमहस्विनी ॥७०
यस्याःसंदर्शनादेवनराणांभक्तिचेतसां ॥
सद्यःप्रयांतिपापानिसिद्धिःस्यादभिवांछिता ॥७१

યયાતિ બોલ્યા કે, કૃતાર્થ પુરૂષો સર્વ મનુષ્ય પ્રાણી માત્રનું હિત કરવાની ઇચ્છાથીજ તપ આદિ કરે છે તો તમને પણ યોગ્ય છે કે મનુષ્યોનાં હિત માટે તમે પ્રસન્ન થાઓ. ૬૩. એ પ્રમાણે યયાતિ રાજાના વિચારને જાણી અપ્રમેય તેજવાળા સૂર્યનારાયણે સ્પૃહાસહિત ઉર્ધ્વ દૃષ્ટિ કરી. ૬૪. તેટલામાં આકાશની અંદર દુંદુભિના શબ્દ ગાજી રહ્યા, મૃદંગના શબ્દની સાથે મળી ગયેલા શંખના શબ્દ દશે દિશાઓ પૂરી દેવા લાગ્યા, શ્રેષ્ઠ અપ્સરાઓ નાચવા લાગી, ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા, હંસોથી જેમ તળાવ તેમ વિમાનોથી આકાશ ઘેરાઇ ગયું, કિંકણીના શબ્દને લીધે ગાજી રહેલાં ચામરો આકાશમાં ઉડવા લાગ્યાં, ચંદન પુષ્પની મનોહર વૃષ્ટિ થઇ. અને આકાશ ગંગાના પાણીના ઉડેલા છાંટાઓથી શીતલ તથા મંદગતિવાલો પવન ચારે તરફ પ્રસર્યો. ૬૫.-૬૭. હવે ત્યાં સંસ્થિત થયેલી સૂર્યની મૂર્તિને જોઇને યયાતિ રાજાનાં રૂવાડાં ઉભાં થયાં અને આંખમાં હર્ષાશ્રુ આવ્યાં પછી તે પોતાના બે હાથ જોડી ઉભો રહ્યો. ૬૮. વેદરૂપ, દ્વાદશા-

ત્મા, વેદમય તથા જગતના શરણરૂપ તમને હું નમન કરૂંછું. ૬૯. એ પ્રમાણે સ્તુતિ કરતા યયાતિ રાજાની સમીપમાં સૂર્યની તેજસ્વી મૂર્ત્તી પ્રાપ્ત થઇ કે જેના દર્શન માત્રમાં ભક્તિવાન પુરૂષોનાં પાપનો નાશ થઇ તેઓને ઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૭૦. ૭૧.

## ॥ विवस्वानुवाच ॥

ममर्मूत्तिरियंराजन्पारिजातमयीशुभा ॥
पूजितात्रिदशैःसर्वैर्मद्भक्तैर्मेरुमूर्द्धनि ॥७२
यइमामर्चयिष्यंतिदिव्यांमूर्त्तिनराभम ॥
तेयास्यंतिपरंस्थानंजरामरणवर्जितं ॥७३
शंभुनामार्चितामूर्त्तिर्ब्रह्मणाविष्णुनातथा ॥
सुरैःसिद्धैस्तथासाध्यैःकिंनरैरप्सरोगणैः ॥७४
विद्याधरैश्चगंधर्वैःसर्वैरपिसमाहितैः ॥
पुष्पैर्धूपैस्तथागंधैर्दिव्यमाल्यानुलेपनैः ॥७५
स्तोत्रैश्चविविधैराजन्स्तुतामूर्त्तिर्विवस्वतः
अथतुष्टोऽब्रवीद्देवस्त्रयीतनुरिदंसुरान् ॥७६
येचमामर्चयिष्यंतिभक्तयाभुविशरीरिणः ॥
नतेषांजातुरोगःस्यान्नपीडामानसीखलु ॥७७
उत्पत्स्यंतेनदुःखानिकदाचिदपिकुत्रचित् ॥
सदाहमिहवत्स्यामिलोकानांवांछितप्रदः ॥७८
श्रीमालेत्रिदशश्रेष्ठानात्रकार्याविचारणा ॥
उर्द्धलोकादियंमूर्त्तिरवतीर्णामहीतले ॥७९.
अहमत्रनिवत्स्यामिययातेःप्रीतिहेतवे ॥
पूजितेयंत्रिभिर्लोकैःस्वामित्वंजगतामपि ॥८०
करिष्यामिनसंदेहोयथाराजाशरीरिणां ॥
जगतामहमेकोऽस्मिस्वामीसर्वस्यपालनात् ॥८१

जगत्स्वामीतिमेनापल्लोकेख्यातिंगमिष्यति ॥
आदित्याश्रममासाद्यश्रीमालेयेनरोत्तमाः ॥८२
अर्चयिष्यंतिमांभक्त्यातेषांलोकाःसनातनाः ॥
योमामाश्वयुजेमासिमल्लोकेसप्तमीदिने ॥८३
सकृद्द्रक्ष्यतिभक्त्याचेत्सस्वर्गीनचनारकी ॥
योमेमद्दक्षिणामेकांप्रदास्यतिसमाहितः ॥८४
नतस्यदुःखाभिभवोक्वचिदेवभविष्यति ॥
ममर्मूर्त्तिरियंदिव्यानावल्लोकेनिवत्स्यति ॥८५
यावत्पारिक्षितोराजाभविताजनमेजयः ॥
यत्रकुत्रचिदास्थायंमूर्त्तौकलियुगेततः ॥८६
आत्मानंविभजिष्यामिअंशैद्वादशभिस्त्विह ॥
श्रीमालेधिष्ठितंयेमांनराद्वादशमूर्त्तिषु ॥८७
नमिष्यंतिनभूयोऽस्तितेषांजातुयमाद्भयं ॥
इत्युक्त्वांतर्दधेदेवःसर्वलोकविभावनः ॥८८
प्रणम्याथसुराःसर्वेमूर्त्तितामगमन्दिवं ॥
ययातिरपिभूपालकन्यामामंत्र्यमाधवीं ॥८९
मनोविष्णोःसमाधायदिशंभेजेपराजितां ॥
तस्यांत्रिपुरतोमूर्त्तेयश्चासीत्तोरणंदिवि ॥९०
नन्निर्वशितवान्पश्चात्श्रीमालेदेवनन्दकिः ॥
कृतरत्नमयंदृष्ट्वात्रेतायांहैममद्भुतं ॥९१
तोरणंद्वापरेरौप्यंकलौकाष्ठमयंत्विह ॥
एवमासीन्महीपालश्रीमालेविश्वलोचनः ॥९२
सर्वेषांजगतांस्वामीजगत्स्वामीतिसंज्ञया ॥
गंगास्नानेनयत्पुण्यंपूर्वेसागरसंगमे ॥९३
श्रीमालेतज्जगत्स्वामीदर्शनाल्लभतेनरः ॥
हरिशंकरयोर्यात्रांवसंतेयोविधास्यते ॥९४

मनुष्योलभतेपुण्यंशुचि श्रद्धासमन्वितः ॥
तस्यादाश्वयुजेमासिशुक्लपक्षेजगत्प्रभुं ॥९५
भक्त्याप्रणमतोराजन्श्रीमालेसप्तमीदिने ॥
यइदंश्रुणुयान्नित्यंपठेद्वाभक्तिसंयुतः ॥९६
तस्यदेवोजगत्स्वामिददातिवरमीप्सितं ॥९७

શ્રી નારાયણ બોલ્યા કે, હે રાજન્! પારિજાત રૂપ આ મારી મૂર્ત્તિ છે જેનું મેરૂ પર્વતનાં શિખરપર મારા ભક્ત સર્વે દેવતાઓએ પૂજન કર્યું હતું વાસ્તે આ મારી દિવ્ય મૂર્ત્તિની જે કોઇ પુરૂષો પૂજા કરશે તે ઘડપણ તથા મરણ વગરનાં શ્રેષ્ઠ સ્થાનક પ્રત્યે પ્રાપ્ત થશે. ૭૨. ૭૩. તે મુર્ત્તિની બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, દેવતાઓ, સિદ્ધ, સાધ્ય, કિંનર, અપ્સરાઓ, વિદ્યાધરો તથા ગંધર્વો એ સર્વેએ સાવધાન થઇને પુષ્પ, ધુપ, ગંધ, દિવ્ય પુષ્પો તથા ચંદનાદિક પદાર્થોથી પૂજા કરી અને નાના પ્રકારનાં સ્તોત્રોથી તેની સ્તુતિ કરી પછી વેદ રૂપ શરીરવાળા સૂર્યનારાયણે દેવતાઓને નીચે પ્રમાણે કહ્યું. ૭૪. ૭૫. ૭૬. આ પૃથ્વીપર જે કોઇ પ્રાણી પરમ પ્રીતિવડે મારી પૂજા કરશે તેને શરીરના રોગ કે મનની ચિંતા તેમજ બીજાં દુઃખો પણ કોઇ ઠેકાણે કદી પણ ઉપજશે નહિ. હે દેવતાઓ, મનુષ્યોને ઇચ્છિત્ત ફળ આપવા માટે હું સદૈવ અહીં વસીશ એમાં તમારે કાંઈ પણ વિચાર કરવા જેવું નથી. ઉર્ધ્વ લોકથી આ મૂર્ત્તિ પૃથ્વી તળ ઉપર પ્રાપ્ત થયેલ છે એમ તમે જાણો. હું યયાતિ રાજાને પ્રસન્ન રાખવા માટે અહીંજ રહીશ. આ મૂર્ત્તિ ત્રણે લોકોએ પૂજેલ છે તેથી જેમ રાજા પોતાની પ્રજાનું પાલણ કરે છે તેમ હું નિઃસંદેહ ત્રણે લોકનું સ્વામીપણું સ્વીકારી તેઓનું પાલન કરીશ અને જગતનું સ્વામીપણું ધારણ કરી તેઓનું પાલન કરવાથી આ લોકમાં મારૂં નામ “જગતસ્વામી” એવી ખ્યાતિને પામશે. શ્રીમાળનગરના આ આદિત્યાશ્રમમાં આવીને જે ઉત્તમ પુરૂષો ભક્તિથી મારી પૂજા કરશે તેઓ ઉત્તમ લોકને પામશે, તેમજ આશ્વિનમાસની સાતમને દિવસે જે મારૂં ફક્ત એક વખતજ દર્શન કરશે તે ભલે પ્રથમ નરકમાં જવાવાળો નહિ પણ સ્વર્ગમાં જવાવાળોજ સમજવો. જે મનુષ્ય સાવધાન થઇને મારી એક પણ પ્રદક્ષિણા કરશે તેને કોઇ પણ દિવસ દુઃખનો પરાભવ નહિ થાય. આ મારી દિવ્ય એવી જે મૂર્ત્તિ તે જ્યાં સુધી પરીક્ષત રાજાનો પુત્ર જનમેજય ઉત્પન્ન નથી થયો ત્યાં સુધી અહીં રહેશે અને તે પછી કલિયુગમાં જ્યાં ત્યાં મૂર્ત્તિને વિષે મારા આત્માને બાર અંશથી વેહેંચી આપીશ. આ પ્રમાણે

શ્રીમાળનગરમાં રહેલ મારી દ્વાદશ મૂર્તિઓને વિષે જે કોઇ નમન કરશે તેને જરા પણ કોઇ સ્થળે યમનો ભય નહિ રહે. ૭૭-૭૮. એ પ્રમાણે સર્વ લોકની રક્ષા કરનારા સૂર્યનારાયણ બોલીને અંતર્ધાન થઇ ગયા અને પછીથી દેવતાઓ પણ તે મૂર્તિને નમસ્કાર કરી કરીને સ્વર્ગમાં ગયા. ૮૯. હે રાજન! યયાતિ રાજા પણ પોતાની માધવી નામની કન્યાને પાછી વલાવી પોતે પોતાનું મન વિષ્ણુમાં સ્થિર રાખી તેની તરફ ધ્યાન રૂઢ થયો. ૯૦. તે મૂર્તિની પાસે સ્વર્ગમાં જે તોરણ હતું તેજ તોરણ વિશ્વકર્માએ શ્રીમાળનગરમાં મૂર્તિની પાસે રચાવ્યું. ૯૧. હે રાજન! તે તોરણ સત્યયુગમાં રત્નમય હતું ત્રેતાયુગમાં સુવર્ણમય હતું તથા દ્વાપરયુગમાં રૌપ્યમય હતું. અને હાલ કલિયુગમાં તો હવે કાષ્ઠમય રહ્યું છે. ૯૨. હે રાજન! એ પ્રમાણે સર્વ જગતના સ્વામી સૂર્યનારાયણ શ્રીમાળનગરમાં જગત્સ્વામી એવી નામને પામ્યા. ૯૩. પૂર્વ સમુદ્રમાં જ્યાં ગંગાનો સંગમ થાય છે ત્યાં સ્નાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય શ્રીમાળનગરમાં જગત્સ્વામીનાં દર્શન કરવાથી પુરૂષને પ્રાપ્ત થાય છે. ૯૪. પવિત્ર તથા શ્રદ્ધાયુક્ત જે મનુષ્ય વસંત ઋતુમાં શિવ તથા વિષ્ણુની યાત્રા કરી પુણ્ય મેળવે છે તે પુણ્ય શ્રીમાળનગરમાં આશ્વિન માસની શુકલપક્ષની સપ્તમીને દિવસ ભક્તિથી જગત્સ્વામીનું દર્શન કરતાં મેળવે છે. ૯૫. ૯૬. જે મનુષ્ય ભક્તિથી આ આખ્યાન સાંભળે છે અથવા તેનો પાઠ કરે છે તેને જગતના સ્વામી સૂર્યનારાયણ ઇચ્છિત ફળ આપે છે. ૯૭.

**इतिश्री श्रीमालमाहात्म्ये जगत्स्वामी माहात्म्य नाम त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥**

આ પ્રમાણે સ્કંદ પુરાણમાંના શ્રીમાળમહાત્મ્ય અંદરનો જગત્સ્વામી મહાત્મ્ય નામનો ત્રેતાલીસમો અધ્યાય સમાપ્ત. ૪૩.

---

# ॥ अथ चतुश्चत्वारिंशोऽध्यायः ॥

## અધ્યાય ૪૪ મો.

## ॥ वसिष्ट उवाच ॥

**अत्राद्भुतमभूत्पूर्वं श्रीमालेमनुजेश्वरः ॥**

शृणुष्वैकमनाःसर्वंयद्वित्तंकौतुकंमहत् ॥१
पुराभूत्पृथिवीपालश्रीमालेमरकोमहान् ॥
अपचारेणकेनापिब्राह्मणानांविशेषतः ॥२
महारोगैःपराभूताम्रियंतेमानवाःक्षणात् ॥
नगृहेषुप्रवर्त्तंतेनराःकस्यापिकेचन ॥३
रोगसंक्रमणाद्भीतामोहादिवमुमुक्षवः ॥
आक्रंदितैर्मनुष्याणांशिरोघातैर्मुहुर्मुहुः ॥४
प्रभूतैर्म्रियमाणैश्चरौद्रमासीन्महापुरं ॥
शोचंतिपितरंकेचिन्मातरंभ्रातरंतथा ॥५
स्वसारंचनराःकेचिद्वयस्यान्सुहृदःपरे ॥
प्रियांप्राणेश्वरीमन्येपुत्रमन्यतरंनृप ॥६
अश्रुक्लिन्नकपोलानांनखरक्षतवक्षसां
दुःखादुद्धुतकेशानांदुर्दर्शमभवन्मुखं ॥७
विप्रकीर्णाःक्वचित्केशाःश्लेष्मणःक्वचिदुच्छ्रदाः ॥
क्वचिन्मृतकमाल्यानिदृश्यंतेपरितोबहु ॥८
रोदनैर्ब्रह्मघोषोऽभून्नित्यहोमश्चितानलैः ॥
शवेषुरक्तवासांसिध्यानंप्रेतेषुभूमिप ॥९
निरुच्छासंनिरुत्साहंनिःस्वाध्यायनिरुद्यमं ॥
अभवन्मरकाक्रांतंश्रीमालमतिदारुणं ॥१०
अथागादाश्विनोमासस्तत्रयात्रादिनंरवेः ॥
ब्राह्मणाश्चसुदुःखार्त्ताःशवदाहायनिर्युयुः ॥११
त्यक्त्वाशवानिनिर्वेदाच्छोचंतःशतशोद्विजाः ॥
निपेतुर्धरणीपीठेछिन्नपक्षाइवाद्रयः ॥१२
किंभविष्यतिनस्त्राताकश्चिद्देवोद्विजोऽथवा ॥
महतोमरकात्प्राणान्स्मभर्ययःप्रयच्छति ॥१३
नचंडीशोनचामुंडानचंडीसाजगत्प्रभुः ॥

श्रीमालस्येश्वरीकापिनश्रीरस्तीहसांप्रतं ॥१४
किंकुर्मःक्वचगच्छामःकस्यवाकथयामहे ॥
अत्यर्थंमरकार्त्तानांकोवाशरणगस्तुनः ॥१५
इतिचिंतयतांतेषांकृपयापरयान्नृप ॥
कैरातंरूपमास्थायप्रत्यक्षोभूज्जगत्प्रभुः ॥१६
ददृशुःसहसाविप्राःकिरातंजरयान्वितं ॥
नीलोत्पलदलश्यामंरक्तोत्पलविलोचनं ॥१७
अभ्रकेशंमहोच्छ्रायंमहाबाहुंमहाहनुं ॥
आविकानिवसानंचपाशहस्तांस्मितााननं ॥१८
प्रसाधनंपदेबिभ्रत्पुण्यपत्रान्वितालता ॥
अस्पृश्योहंकिरातोस्मिसुदुरेस्थीयतामिति ॥१९
आहरन्नाजगामाशुयत्रतेब्राह्मणाःस्थिताः ॥
अथविस्मयमानेषुद्विजेषुशबसंगतान् ॥२०
आचकर्षपटान्देवोरक्तान्रक्तस्त्रजासह ॥
तद्दृष्ट्वातेद्विजाःकर्मकिरातस्यविगर्हितं ॥२१
क्रोधादुध्धृत्यनेत्राणिजगत्स्वामिनमब्रवीत् ॥
भोभोकिरातमामैवंकुरुष्वब्राह्मणावयं ॥२२
नतत्रस्पर्शमर्हामःमैतान्स्पृशसितत्कथं ॥

વસિષ્ટ બોલ્યા કે, હે રાજન્ ! આ શ્રીમાળનગરમાં આગળ અદ્ભૂત વૃત્તાંત બન્યું છે તે જો તારી સાંભળવાની ઉત્કંઠા હોય તો એકાગ્ર ચિત્તથી શ્રવણ કર. ૧. હે રાજા ! પૂર્વે શ્રીમાળનગરમાં બ્રાહ્મણોના કોઇ પણ ખરાબ પ્રયોગથી અને વિધાતાના નિર્માણને લીધે મોહોટો રોગ ચાલ્યો હતો. મહારોગ વડે કરીને પરાભાવ પામેલાં મનુષ્યો ક્ષણ માત્રની અંદર મરણ પામે છે. જેને લીપે મોહથી મુમુક્ષુ પુરૂષો જેમ ભય પામે તેમ રોગના પ્રચારથી ભયભીત થયેલાં મનુષ્યો કોઇ કોઇને ઘેર પણ જઈ શકતાં નથી. ૩. મનુષ્યોના વલોપાતથી, વારંવાર માથાં પછાડવાથી, કોઇ મરણ પામવાથી તથા કોઇ મરણની તૈયારીમાં હોવાથી આ મહાન શેહેર ભયંકર થઇ પડયું.. ૪. હે રાજા ! કેટલાંક પુત્ર પુત્રી પોતાના માત પિતાનો કેટલાક ભાઇબેન

પોતાના ભાઈ બેનનો, કેટલાક મિત્રો પોતાના મિત્રોનો, પતિ પોતાની પ્રાણ સમાન પ્રિયાનો અને કેટલાંક માબાપો પોતાના પુત્રનો શોક કરે છે. ૫. ૬. આંસુથી લીંપાયેલ કપોલવાળા કુટવાથી ભાંગી ગયેલ છાતીવાળા અને દુઃખથી વીખરાઇ ગયેલ કેશવાળા મનુષ્યોનાં મુખ ન જોઇ શકાય એવાં થયાં. ૭. જ્યાં જોઇએ ત્યાં ચારે બાજુ ક્યાંય વીખરાઈ ગયેલા કેશ, ક્યાંય રુદન વખત નાસિકા શ્લેષ્મા અને ક્યાંય શબનાં ફુલ (ચિતામાં બાળતાં બાકી રહી ગયેલ હાડકાં) દેખવામાં આવે છે. ૮. વેદનો ઘોષ રોવામાં, નિત્ય હોમ ચિતાના અગ્નિમાં અને રાતાં વસ્ત્ર તથા ધ્યાન મુડદાંઓમાં રહેવા લાગ્યાં. ૯. સ્તબ્ધ, ઉત્સાહ વગરનું, સ્વાધ્યાયહીન, ઉદ્યમહીન તથા મહા મારીથી વીંટાઇ ગયેલ શ્રીમાલ નગર અત્યંત ભયંકર થઇ પડ્યું. ૧૦. પછી આસુ મહિનો આવ્યો. ત્યાં સૂર્યનારાયણની યાત્રાને દિવસ બ્રાહ્મણો ઘણા દુઃખી થતા શબોનો દાહ કરવાને નિકળ્યા. ૧૧. ઘણી પીડા પામતાં શબોને છોડી શોક કરતા સેંકડો બ્રાહ્મણો કપાઇ ગયેલ પાંખોવાળા પર્વતોની પેઠે પૃથ્વીપર પડ્યા. (અને બોલવા લાગ્યા કે) ૧૨. મોટા રોગચાળાથી આપણા પ્રાણને બચાવે એવો કોઇ બ્રાહ્મણ અથવા દેવતા શું આપણું રક્ષણ કરનાર થશે? (ના.) ૧૩. શિવ અથવા વિષ્ણું કે ચંડી અથવા ચામુંડાદેવી કે શ્રીમાળ નગરની ઇશ્વરી લક્ષ્મી પણ હાલ અહીં આપણું રક્ષણ કરે એમ નથી. ૧૪. હવે શું કરીએ? ક્યાં જઇએ અને આ સઘળું કોને કહીએ? બહુજ રોગચાળાથી પીડાતા આપણું શરણ કોણ થાય? ૧૫. એમ વિચાર કરતા બ્રાહ્મણો પર દયા આવવાથી ભગવાન સુર્ય નારાયણ ભીલનું રૂપ ધારણ કરી ત્યાં પ્રત્યક્ષરીતે પ્રગટ થયા. ૧૬. ઘરડો, નીલકમલનાં પત્ર શરખો શ્યામ, રક્ત કમળ સમાન નેત્રવાળો, કાળા વાદળાંના રંગના કેશવાળો, કદાવર, મોટા હાથ વાળો, મોટી દાઢી વાળો, ચર્મ વસ્ત્રને ધારણ કરનારો, હાથમાં પાશવાળો તથા હસતાં મોઢાવાળો તે ભીલ જલદી બ્રાહ્મણોના જોવામાં આવ્યો. ૧૭–૧૮. પગનાં ઘરેણાને ઠેકાણે પવિત્ર પત્રવાળી વેલને પગનાં ઘસડતો આવેલ તે આધારે હું અડવાને અયોગ્ય ભીલછું, એમ કહેતો કહેતો જ્યાં તે બ્રાહ્મણો બેઠા હતા ત્યાં જલદી આવ્યો. ૧૯. પછી તેને જોઇને બ્રાહ્મણો તો વિસ્મય પામી ગયા એટલે ભીલનું રૂપ ધારણ કરનાર ભગવાને મુડદાંઓને ઓઢાડેલ રાતાં વસ્ત્રો તેને પેહેરાવેલી રાતાં ફુલની માળાઓ સહિત ખેંચવા માંડ્યાં. ૨૦. ભીલનું તે નિંદિત કર્મ જોઇને તે બ્રાહ્મણો ક્રોધથી આંખો ચડાવી તે ભગવાનને કહેવા લાગ્યા કે:—૨૧. અરે! ઓ ભીલ! એમ નહિ કર નહિ કર અમે બ્રાહ્મણો છીએ. તને અડીએ પણ નહિ. છતાં તું આ મુડદાંઓને કેમ અડે છે? ૨૨.

## ॥ किरातउवाच ॥

गयाहिकरसंस्पृष्टंशुचिस्यादशुचिक्षणात् ॥२३
अपवित्रंपवित्रंस्यादित्थमाहुर्मनीषिणः ॥

**ભીલ** બોલ્યો કે, મારા હાથથી જે વસ્તુનો સ્પર્શ થાય છે તે વસ્તુ અશુદ્ધ હોય તોપણ શુદ્ધ થઇ જાય છે અને અભડાયેલ હોય તો પણ પવિત્ર થઇ જાય છે. એમ વિદ્વાનો કહે છે. ૨૩.

## ॥ ब्राह्मणाऊचुः ॥

कोभवानीहसंप्राप्तःकुत्रास्तितवकेतनं ॥२४
मार्गश्चकस्तेव्रजतःसर्वंहिकथयस्वनः ॥

**બ્રાહ્મણો** બોલ્યા કે,—અહીં આવેલો તું કોણ છે? તારૂં રહેવાનું સ્થળ ક્યાં છે? તથા તારો જવાનો માર્ગ કયો છે આ બધું અમને કહે. ૨૪.

## ॥ किरातउवाच ॥

अहंग्रामधीशोस्मिवासःसर्वेषुजंतुषु ॥२५
वायुमार्गेव्रजाम्येकःपुनर्ब्रूतयदीप्सितं ॥

**ભીલ** બોલ્યો કે,—હું ઇંદ્રિયોનો અધિપતિછું, સર્વ જંતુઓમાં મારો વાસ છે તથા હું એકલો વાયુ માર્ગમાં જાઉંછું, હજી પણ તમારી મરજી પડે તે પૂછો. ૨૫.

## ॥ ब्राह्मणाऊचुः ॥

केनवृत्तिस्तवविभोकस्यत्वासितनूद्भवः ॥२६
संततिःकीदृशीवातेसर्वंहिकथयस्वनः ॥

**બ્રાહ્મણો** બોલ્યા કે,—હે સમર્થ! તારી વૃતિ શું છે? તું કોનાથી ઉત્પન થયેલ છે? તથા તારી સંતતિ કેવી છે? એ બધું અમોને કહે. ૨૬.

## ॥ किरातउवाच ॥

ऋग्यजुःसामभिर्वृत्तिर्जातोहंब्रह्मणःपरात् ॥२७
विश्वमेतदपत्यंमेपुनर्ब्रूतयदीप्सितं ॥

કિરાત બોલ્યો કે,—ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એવી મારી આજીવિકા છે. હું પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલોછું અને આ જગત મારી સંતતિ છે. હજી પણ ઇચ્છા હોય તો પૂછો. ૨૭.

## ॥ ब्राह्मणाऊचुः ॥

पंजरेणामुनाकार्यंकिंतेपाशेनवाऽनघ ॥२८
किरातइवनास्माकंप्रतीतिकुरुषेहृदि ॥

બ્રાહ્મણો બોલ્યા કે,—આ પાંજરૂ તથા પાશ વિગરે લઇ શું કરવા ધાર્યું છે અને તું ભીલ હોય એવો નિશ્ચય અમારા હૃદયમાં નથી થતો. ૨૮.

## ॥ किरातउवाच ॥

पाशेनाकृष्यगृह्णामिपंजरेणात्मनःखगान् ॥२९
करोम्यटनमश्रांतःकालोहंतेनवैद्विजाः

કિરાત બોલ્યો કે,—પોતાના પક્ષીઓ (જીવરૂપી) ને આપાશથી ખેંચી આ પાંજરામાં રાખુંછું અને કદી પણ થાક ખાધા વગર ભ્રમણ કર્યા કરૂંછું તેથી હે બ્રાહ્મણો હું કાળછું.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्तास्तेद्विजाराजन्मत्वादेवंदिवाकरं ॥३०
तुष्टुःसंहिताःसर्वेतेजोराशिंजगत्प्रभुं ॥
नमस्तेस्तुजगद्धातर्जगद्बीजजगद्धित ॥३१
नमोजगत्प्रकाशायजगत्स्वामिन्नमोस्तुते ॥

मरकेणपराभूतमेतद्विश्वंतमोपह ॥
परित्राहिजगन्नाथब्राह्मणान्ब्राह्मणप्रिय ॥३२
एवंस्तुतोदिवानाथःप्रत्यक्षोभूद्विजन्मनां ॥
पाणिलीलासरोजेनस्पृष्ट्वाप्रेतानजीवयत ॥३३
पुष्पवृष्टिरभूदिव्यानेदुर्दुदुभयोदिवि ॥
मृतकान्युदतिष्टंतसुप्तानीवसमंततः ॥३४
उत्फुल्ललोचनाःसर्वेमहर्षिततनूरुहः ॥
दिनेशमर्चयांचक्रुर्जनाःश्रीमालवासिनः ॥३५
यत्रयत्रमृतोयोभूत्तत्रतत्रनरेश्वर ॥
उदातिष्टत्प्रहृष्टात्मासुहृदःस्मापयन्हिसः ॥३६
संभूयब्राह्मणाःसर्वेप्रत्यक्षंविश्वरूपिणः ॥
पुष्पैर्धूपैश्चनैवेद्यैःपूजयित्वेदमब्रवीत ॥३७
त्राहिनःपरमेशानजगत्स्वामिन्नहर्पते ॥
महामरकसंभूतमहाभयमपाकुरू ॥३८

વશિષ્ટ બોલ્યા કે,—એમ સાંભળવાથી આ સુર્ય નારાયણ છે એવું માની બધા સાથે મળી તેને પ્રસન્ન કરવા લાગ્યા. ૩૦. જગતને ધારણ કરનાર, જગતના બીજરૂપ, જગતનું હીત કરનાર તથા જગતના સ્વામી હે સુર્યનારાયણ! જગતમાં પ્રકાશ કરનાર તમોને અમે નમસ્કાર કરીએ છીએ. હે અંધકારને હરનાર જગતપતિ! આ જગત મહામારી રોગથી પરાભવ પામેલુંછે. માટે હે બ્રહ્મવત્સલ બ્રાહ્મણોનું રક્ષણ કરો. ૩૧. ૩૨. એ પ્રમાણે પ્રાર્થના કરાયેલ સુર્ય દેવ બ્રાહ્મણોની વચમાં પ્રગટ થઇ હાથમાં રહેલ લીલાનાં કમળથી મુડદાંઓને સ્પર્શ કરી તેઓને જીવતાં કર્યાં. ૩૩. ત્યારે આકાશમાં-થી દિવ્ય પુષ્પની વૃષ્ટિ થઇ અને દુંદુભિ નગારાં વાગ્યાં તથા મરી ગયેલ માણુસો ચારે બાજુથી સુઇ રહ્યા પછી જેમ તેમ ઉઠયાં. ૩૪. વિસ્મય પામેલાં નેત્રવાળાં તથા ઉભાં થયેલ રૂવાડાંવાળાં શ્રીમાળ નગરના રહેવાશી માણુસો સુર્ય દેવની પુજા કરવા લાગ્યાં. ૩૫. હે રાજા! જ્યાં જ્યાં જે માણુસ મરી ગયેલું હતું ત્યાં તે પોતાનાં સગાંઓને વિસ્મય પમાડતું તથા પોતે આનંદ પામતું ઉઠવા લાગ્યું. ૩૬. બધા બ્રાહ્મણો સુર્યદેવની પાસે આવી તેને પુષ્પ, ધુપ અને નૈવેદ્યથી પુજા કરી આ પ્રમાણે કહેવા લાગ્યા. ૩૭. હે

પરમેશ્વર ! હે જગત સ્વામીન ! હે દિક્પતે ! અમારૂ રક્ષણ કરો અને મહા મારીથી ઉત્પન્ન થયેલ આ મહા ભયનો નાશ કરો. ૩૮.

## ॥ विवस्वानुवाच ॥

एषयात्रोत्स्वेविप्राःसर्वैःश्रीमालवासिभिः ॥
वेषःकार्यःकिरातस्ययथारूपोमयाकृतः ॥३९
कृतकंमृतकंकृत्वासदंतोमुक्तमूर्द्धजाः
येममाग्रेलुठिष्यंतिनतेषांमरकाद्भयं ॥४०
अस्पृश्याःभोवयमितिब्रुवाणाभिल्लरूपिणः ॥
येद्रक्ष्यंतिरथारुढंनतेषांमरकाद्भयं ॥४१
आत्मानोमरकार्तानांसर्वेषांवैद्विजोत्तमाः ॥
आत्माधारइतिख्यातातस्मान्मूर्त्तिःपरास्तुमे ॥४२
अग्रेरोगान्निरस्यंतंरथारूढंरथोत्सवे ॥
आत्माधारंनमस्यंतोजनाजातुनरोगिणः ॥४३
जनानांमरकार्त्तानामात्मानोवैमयाधृताः
आत्माधारस्ततोलोकेपूजनीयोस्मिसर्वदा ॥४४

સુર્ય બોલ્યા કે, હે બ્રાહ્મણો ! યાત્રાના ઉત્સવમાં શ્રીમાળ નગરનાં તમામ રેહેવાશીઓએ જેવી રીતે મેં કિરાતનો વેષ ધારણ કર્યો હતો તેવો કિરાતનો વેષ ધારણ કરવો. ૩૯. પછી બનાવટી મુડદું કરી રોતા રોતા અને બોવાળા છુટા મેલીને જે મારી પાસે લોટશે તેને મહામારીથી ભય નહિ થાય. ૪૦. અમે સ્પર્શ કરવા લાયક નથી એમ બોલતા બોલતા કિરાતનો વેષ ધારણ કરનાર જેઓ રથમાં બેઠલ મારૂ દરશન કરશે તેઓને મહામારીથી ભય નહિ થાય. ૪૧. મહામારીથી પીડાયલાં સર્વ મનુષ્યોના આત્માનું રક્ષણ કરનારી હોવાથી હે બ્રાહ્મણો ! આ મારી પરમ મુર્તિ આત્માધાર એ નામથી પ્રસિદ્ધ થશે. ૪૨. રોગોનો આગળથીજ નાશ કરનાર અને રથમાં બેઠેલ આ 'આત્માધાર નામની મુતિને જે માણસો રથના ઉત્સવમાં નમસ્કાર કરશે તેને કદી પણ રોગ નહિ થાય. ૪૩. મહા મારીથી પીડાએલા મનુષ્યોના આત્માનું ધારણ મેં કરયું છે. તેથી આત્માધાર એ નામથી આ લોકમાં હું પુજનીય છું. ૪૪.

## ॥ वसिष्टउवाच ॥

इतिदत्त्वावरान्देवोमृतानुत्थाप्यदेहिनः ॥
अदृश्योभून्महाराजसर्वेषामपिपश्यतां ॥४५
हृष्टस्तुष्टस्तदालोकोविज्वरःसमपद्यत ॥
उत्सवाःसमवर्त्तंतयथापूर्वंगृहेगृहे ॥४६
प्रतिष्ठाप्यद्विजन्मानःकैरातीमूर्त्तिमद्भुतां ॥
आत्माधरस्यसवितुःपूजयांचक्रिरेतदा ॥४७
तदाप्रभृतिभूपालाद्विजाःश्रीमालवासिनः ॥
श्रीमालाभिल्लवेषेणप्रवर्ततेरथोत्सवे ॥४८
कृतकंमृतकंकृत्वारूदतोमुक्तमूर्द्धजा ॥
लुठंतिपुरतोभानोस्तेनतेस्युर्निरामयाः ॥४९
एतत्तेकथितंराजन्माहात्म्यंजगतांप्रभोः ॥
यथाकिरातरूपेणश्रीमालेभूत्पुराहरिः ॥५०
यइदंश्रुणुयान्नित्यंपठेद्वानियतात्मवान् ॥
आधयोव्याधयस्तस्यनजायंतेकुलेक्वचित् ॥५१

વશિષ્ઠ બોલ્યા કે,—હે મહારાજ! એ પ્રમાણે મરી ગયેલ મનુષ્યને જીવતાં કરી તથા વરદાન આપી બધાના જોતાં અદૃશ્ય થઈ ગયા. ૪૫. ત્યારે સર્વે મનુષ્યો રોગ વગરનાં થઇ હર્ષિત તથા પ્રસન્ન થયાં અને પૂર્વની પેઠે ઘેર ઘેર ઉત્સવો થયા. ૪૬. ત્યારે આત્મધર સુર્યનારાયણની કિરાતરૂપની અદ્ભુત મુર્તિનું બ્રાહ્મણોએ સ્થાપન કરી પુજન કર્યું. ૪૭. હે ભુપાલ! ત્યારથી આરંભી શ્રીમાળનગરના રેહેવાશી બ્રાહ્મણો ત્યાં રથોત્સવ આવે ત્યારે ભિલ્લના વેષથી વર્તે છે. ૪૮. બનાવટનું મુડદુ કરી રોતા રોતા કેશ છુટા મુકી સુર્યની આગળ લોટે છે. તેથી તેઓ નીરોગી થયા છે. ૪૯. હે રાજન! પૂર્વે શ્રીમાળ નગરમાં જેવી રીતે કિરાતના રૂપથી નારાયણ જગત્સ્વામી પ્રગટ થયા તે બધું માહાત્મ્ય તને કહ્યું. ૫૦. જે હમેશ આ સાંભળે અથવા મનને નિયમમાં રાખી પાઠ કરે તેના કુળમાં પણ કોઈ દિવસ અધિ આધિ નથી ઉપજતી. ૫૧.

इतिश्री स्कंदपुराणे श्रीमालमाहात्म्ये किरात्तोपाख्यान नामा चतुश्चत्वारिंशोध्यायः ॥४४॥

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં રહેલ શ્રીમાલ મહાત્મ્યમાં કિરાતો પાખ્યાન નામનો ચુમ્માળીશમો અધ્યાય પૂરો થયો. ૪૪.

## ॥ पंचचत्वारिंशोऽध्यायः ॥

અધ્યાય ૪૫ મો.

### ॥ वसिष्टउवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्टलक्ष्मीत्रैलोक्यवंदितां ॥
यस्यादर्शनमात्रेणनरःसिद्धिमवाप्नुयात् ॥१
पुरात्रेतायुगेराजन्शापादुर्वाससोमुनेः ॥
त्रैलोक्यंसंपरित्यक्तंश्रियोदुःखायवाज्रिणः ॥२
हरिवक्षःस्थलेलक्ष्मर्नितदासीन्नरेश्वरः ॥
भीतादुर्वाससोविप्रात्प्रविष्टाक्षीरसागरं ॥३
निःश्रीकमभवत्सर्वंनिरानंदमनुत्तमं ॥
गतोत्सवमपस्नेहमतेजस्कमनादरं ॥४
नष्टायज्ञक्रियाःसर्वाभूतानांबलयस्तथा ॥
विप्रासीदंतिसर्वत्रविषेदुरमरास्ततः ५
आराध्यजगतांनाथंदेवदेवंगदाधरं ॥
उपदेशंततःप्राप्यममथुर्वरुणालयं ॥६
तेजसाप्यायताविष्णोःसर्वेदेवाःसवासवाः ॥
त्रिदधुर्वासुकिनेत्रंमथोभून्मंदराचलः ॥७
तेषांममथतामाब्धिहविद्धामागवांवश ॥

निरगाद्वारूणीपश्चाद्देवोधन्वंतरिस्ततः ॥८
बिभ्राणोदक्षिणेपाणौसुधापुर्णकमंडलुं ॥
वीज्यमानोप्सरोभिश्चचामरैःकौमुदीप्रभैः ॥९
निर्ययोजगतांमाताविष्णोःश्रीःप्राणवल्लभा ॥
ततःप्रमुदितादेवास्तुष्टुवुस्तांमहेश्वरी ॥१०
गंधाढ्यैरर्चयामासुर्दिव्यैःपुष्पैसुरोत्तमाः ॥
नेपथ्यानिददुःसर्वेदेव्यैदेवाःशुचेतसः ॥११
मूर्तिमानथदुग्धाब्धिर्मालांसांतानिकींकरे ॥
अर्पयामासवैदिव्यांवरस्वेतिप्रियंप्रियं ॥१२
इत्युक्तासांसमुद्रेणंसमुद्रतनयान्नृप ॥
विष्णोःकंठेप्रचिक्षेपमालामाकंपितेक्षणा ॥१३
पुष्पवृष्टिरभूद्राजन्गंधवासितदिङ्मुखाः ॥
ततोदेत्याःसुधापूर्णमादायैवकमंडलुं ॥ १४
अपसर्प्यमुद्रायुक्ताःपातुंपीयूषमुद्यताः ॥
ततोदेवगणाःसर्वेप्रणम्योचुर्जनार्दनं ॥१५
देवदेवजगन्नाथशंखचक्रगदाधर ॥
त्राहिनःशरणंप्राप्तान्दैत्येभ्योमृतमानय ॥१६
अथविष्णुःस्त्रियोरूपमद्भुतंविश्वमोहनं ॥
विधायमोहयामासदैतेयानल्पचेतसः ॥१७
तांदृष्ट्वासुदतींसुभ्रुंपीनोन्नतपयोधरां ॥
हित्वाभूमौसुधांसर्वेपर्यधावत्जिघृक्षया ॥१८
गृहीत्वाथसुधापूर्णममरास्तंकमंडलुं ॥
पपुःप्रमुदिताःस्वैरंविष्णोर्युक्तयासवासवाः ॥१९
ततोदेवैःपरभूतादैतेयाःशतशोन्नृप ॥
भ्रांतादशदिशोजग्मुःश्येनप्रताडिताण्डजाः ॥२०
देवेष्वथहृष्टेषुलक्ष्मींस्वीकृत्यकेशवः ॥

क्षीरोदधिमिदंप्राहपरिपुष्टःसहामरैः ॥२१
देवैःप्राप्तानिरत्नानित्वयादत्तानिवारिधे ॥
निर्जितारिपवःसर्वेपीतंचामृतमुत्तमं ॥२२
श्रीरप्याप्यचमांदेवीकृतार्थमकरोजगत ॥
तेनतुष्टोस्मितेद्याहंवरवृणुमहोदधे ॥२३

વશિષ્ઠ બોલ્યા કે, હે રાજા ! તે પછી ત્રણે લોકમાં નમન કરાયલાં લક્ષ્મીજી પાસે જવું. જેના દર્શન માત્રથીજ પુરૂષ સિદ્ધિને પામે છે. ૧. હે રાજા ! પૂર્વે ઇંદ્રના દુઃખને માટે દુર્વાસા મુનિએ આપેલા શ્રાપથી લક્ષ્મીએ ત્રૈલોક્યને છોડી દીધું. ૨. હે રાજા ! તે એવી રીતે કે ભગવાનનું વક્ષસ્થલ પોતાના સ્થાન નહિ હોવાથી તે દુર્વાસા મુનિથી ભય પામીને ક્ષીરસાગરમાં પેશી ગઈ. ૩. ત્યારે આખું ત્રૈલોક્ય આનંદ વગરનુ, ઉદ્યમ વગરનું. ઉત્સવ વગરનું, તેજ વગરનું, સ્નેહ વગરનુ, અને સારા કૃત્યોના આદર વગરનું થઇ ગયું. ૪. યજ્ઞની સર્વ ક્રિયાઓ નાશ પામી, ભુતનાં બળિપણ નાશ પામ્યા, સર્વે સ્થળે બ્રાહ્મણો પીડાવા લાગ્યા અને દેવતાઓ પણ ખેદ પામવા લાગ્યા. તે પછી. ૫. તેઓ (દેવતાઓ) દેવના પણ દેવ અને ગદાને ધારણ કરનાર ભગવાનનું આરાધન કરી તેના કેહેવા પ્રમાણે સમુદ્ર મથન કરવા લાગ્યા. ૬. વિષ્ણુના મોહોટા તેજ વડે ઇંદ્રસહિત બધા દેવતાઓએ વાસુકિ નાગને નેતરૂં તથા મંદરાચલ પર્વતને રવૈયો કરયો. ૭. તેઓ સમુદ્રનું મથન કરે છે એટલામાં જળમાંથી યજ્ઞની ક્રિયાને લાયક શ્રેષ્ઠ ગાય નિકળી અને તે પછી જેણે જમણાહાથમાં અમૃતથી ભરેલ કમંડળ ધારણ કરયું છે તથા જેને ચાંદની સમાન કાંતિવાળાં ચામરોથી અપ્સરાઓ વાયુ નાંખે છે એવા ધન્વંતરિ નિકળ્યા. ૮. ૯. પછી વિષ્ણુને પ્રાણ સમાન વાહાલાં તથા જગતની માતા લક્ષ્મીજી નિકળ્યાં. ત્યારે હર્ષ પામેલા દેવતાઓ તે મહેશ્વરીને પ્રસન્ન કરવા લાગ્યા. ૧૦. દિવ્ય સુગંધી પુષ્પોથી દેવતાઓએ તેની પૂજા કરી તેને બધાઓએ વસ્ત્ર આપ્યાં ૧૧. તે મૂર્તિમાન દુગ્ધ સમુદ્રે લક્ષ્મીના હાથમાં દેવ વૃક્ષનાં પુષ્પોની માળા આપી કહ્યું કે તને જે પ્રિય હોય તેને વર. ૧૨. હે રાજા ! સમુદ્રે એ પ્રમાણે કહ્યું એટલે જરા કંપેલ છે, નેત્ર જેનાં એવી લક્ષ્મીએ વિષ્ણુના કંઠમાં તે માળા નાંખી. ૧૩. હે રાજા ! તે વખતે પુષ્પની વૃષ્ટિ થઇ અને દિશાઓના મુખ પ્રદેશ ગંધથી સુવાસિત થયા. ત્યાર પછી તેટલામાં દૈત્યો અમૃતથી ભરેલો ઘડો ઉપાડી જઇ આનંદ યુક્ત પીવાની તૈયારી કરવા લાગ્યા. ૧૪. તેથી તમામ દેવતાઓ ભગવાનને પ્રણામ કરી કહેવા લાગ્યા કે હે

શંખ, ચક્ર, ગદાને ધારણ કરનાર જગન્નાથ! અમો શરણ આવેલાનું રક્ષણ કરો, અને દૈત્યો પાસેથી અમૃત લાવી આપો. ૧૫. ૧૬. પછી જગતને મોહ ઉપજાવનાર અને અદ્ભુત એવું સ્ત્રીનું રૂપ ધારણ કરી વિષ્ણુએ ગાફલ એવા દૈત્યોને મોહ પમાડયા. ૧૭. સારા દાંતવાળી સારી ભમરોવાળી અને પુષ્ટ તથા ઉંચા સ્તનવાળી તે સ્ત્રીને જોતાં બધા દૈત્યો તેને ભોગવવાની ઇચ્છાથી અમૃતને પૃથ્વી પર છોડી દઇને સામા દોડયા. ૧૮. ત્યારે ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ તે અમૃતનું પાત્ર લઇ વિષ્ણુની યુક્તિથી આનંદ પામી પોતાની મરજી પ્રમાણે પીવા લાગ્યા. ૧૯. પછી દેવોએ હરાવેલા દૈત્યો વિહવળ થઇને જેમ શ્યેન પક્ષીઓથી બીજા પક્ષીઓ ભાગી જાય તેમ દશે દિશામાં ભાગી ગયા. ૨૦. દેવતાઓ પ્રસન્ન થયા, પછી ભગવાને લક્ષ્મીનો સ્વીકાર કરી દેવતાઓ સહિત ક્ષીરોદધિને આ પ્રમાણે કહ્યું. ૨૧. હે સમુદ્ર? તેં આપેલાં રત્નો દેવતાઓએ મેળવ્યાં, શત્રુઓને જીત્યા, તથા ઉત્તમ અમૃત પીધું, અને લક્ષ્મીએ મને પામી જગતને કૃતાર્થ કર્યું. આથી આજ હું તુંને પ્રસન્ન થયો છું માટે વરદાન માગ. ૨૨ ૨૩.

## ॥ महोदधिरुवाच॥

इयंसर्वावतारेषुलक्ष्मीर्विष्णोःसहायिनी ॥
नचैतानीचरत्नानिसर्वंत्वन्मयंजगत् ॥२४
उषित्वाद्गृहलक्ष्मीर्दुहितत्वमुपागता ॥
श्रेयसेममतेनास्याविष्णोपाणिग्रहंकुरु ॥२५
दत्तास्यादनुरूपाययेनकन्यावरायवै ॥
तेनदत्तामहीसर्वासशैलवनकानना ॥२६
अनेनश्रेयसायुंक्ष्वश्रीपाणिग्रहजेनमां ॥
यदितुष्टोसिदेवेशशंखचक्रगदाधर ॥२७

**સમુદ્ર** બોલ્યો કે, આ લક્ષ્મી તમો વિષ્ણુના સર્વ અવતારમાં સાથે રહેનારી છે અને આ પણ રત્ન નથી પરંતુ તમામ જગત પણ તમારા રૂપ છે એટલે મેં જે રત્નો આપ્યાં તે કેવળ તમારો પ્રસાદજ છે. ૨૪. મારે ઘેર રહીને લક્ષ્મી મારા પુત્રીપણાને પામી છે માટે હે વિષ્ણુ! મારા કલ્યાણને અર્થે તમે આનું પાણિગ્રહણ કરો. ૨૫. જેણે લાયક વરને કન્યા આપી તેણે

પર્વત તથા જંગલો સહિત સમગ્ર પૃથ્વીનું દાન કર્યું (એમ મનાય છે.) ૨૬. માટે શંખ, ચક્ર, અને ગદાને ધરનારા હે દેવેશ! જો તમે પ્રસન્ન થયા હો તો આ લક્ષ્મીનું પાણિગ્રહણ કરવાથી ઉપજતાં કલ્યાણની સાથે મને જોડો ૨૭.

## ॥ भगवानुवाच ॥

विहितस्यविधिर्लोकेनभूयःस्यान्महोदधे ॥
किंतुत्वत्प्रीणनार्थायकर्त्तास्मिश्रीकरग्रहं ॥२८
उध्धृताजलधिक्रीडासहरत्नैरियंमया ॥
देवीविश्वोपकारायदेवतानांहितायच ॥२९
तस्मादुध्धृत्यपाणिभ्यांसमिद्धस्यविभावयोः ॥
प्रदक्षिणाःप्रदास्यामिनिर्मंत्राःश्रेयसेतव ॥३०

**ભગવાન** બોલ્યા કે હે સમુદ્ર! લોકમાં થઇ ગયેલ કામનો વિધિ ફરીથી ન થાય. તો પણ તને પ્રસન્ન કરવા માટે લક્ષ્મીનું પાણિગ્રહણ કરીશ. ૨૮. વિશ્વના ઉપકાર માટે તથા દેવતાઓના હિત માટે તારાં જળથી મે રત્નો સહિત આ લક્ષ્મીને કહાડી છે માટે મારા હાથથી તેને ઝાલી પ્રજ્વલિત અગ્નિની મંત્ર વગરની પ્રદક્ષિણાઓ તારા કલ્યાણ માટે કરીશ ૨૯. ૩૦.

## ॥ महोदधिरुवाच ॥

एवमस्तुजगन्नाथदेवदेवसनातन ॥
श्रीःसुतात्वंचजामाताकोस्तिधन्यामयोभुवि ॥३१

**સમુદ્ર** બોલ્યો કે હે સનાતન! હે ઇશ્વર! એમજ થાઓ. હવે પૃથ્વીપર મારા જેવો ધન્ય પણ કોણ છે કે જેને લક્ષ્મી જેવી પુત્રી તથા તમારા જેવા જમાઇ છે. ૩૧.

## ॥ वसिष्टउवाच ॥

इतिदत्त्वावरंदेवःश्रीपतिःसरितांप्रभोः ॥

लक्ष्मीमादायपर्यंकेमययौगरुडध्वजः ॥३२
व्योमांगणमतिक्रम्यश्रीमालंक्षेत्रमाययौ ॥
पराशरोभृगुर्दाल्भ्यश्चयवनोगालवःक्रतुः ॥३३
भरद्वाजःशतानंदोरैभ्योगर्गोथदेवलः ॥
सार्द्धमन्यैर्द्विजैःसर्वैर्महात्मानस्तपोधनाः ॥३४
अभ्युत्थानायसंप्राप्तादेव्यैश्रीमालवासिनः
प्रजापतिंपुरस्कृत्यकश्यपंतेमहर्षयः ३५
अर्घ्यंचक्रुर्मुकुंदायासिद्धैरन्यैःसमन्विताः ॥
हर्षाश्रुपूर्णनयनाःस्फुरद्रोमांचकंचुकाः ॥३६
आदित्यावसवोरुद्राःसिद्धाःसाध्यामरुद्गणाः ॥
गंधर्वाःकिंनरायक्षास्तथाचाप्सरसांगणाः ॥३७
ब्रह्मब्रह्मर्षयःसर्वेस्तुवंतोगरुडध्वजं ॥
प्रेरितोब्राह्मणैःसर्वैर्देवींप्रोवाचकश्यपः ॥३८
इदंक्षेत्रमितोदेविश्रीमालंनिर्मितंभुवि ॥
भक्त्याविष्णुनाचैवब्राह्मणेभ्यःसमर्पितं ॥३९
अत्रतीर्थानिपुण्यानिदेवतायतनानिच ॥
संश्रयात्तवदेवेशिस्थितिंकुर्वंतिनान्यथा ॥४०
त्वयिदुर्वाससःशापाद्गतायांभुवनत्रयात् ॥
प्राणन्धारयतेकृच्छ्रादेतद्देविद्विजोत्तमाः ॥४१

વસિષ્ઠ બોલ્યા કે, એ પ્રમાણે ભગવાન વિષ્ણુ સમુદ્રને વરદાન આપીને પછી લક્ષ્મીને ખોળામાં બેસાડી ત્યાંથી ગયા, ૩૨. તે આકાશનું ઉલ્લંઘન કરી શ્રીમાળક્ષેત્ર પ્રત્યે આવ્યા. ત્યાં લક્ષ્મીને માટે પરાશર, ભૃગુ, દાલભ્ય, ચ્યવન, ગાલવ, ક્રતુ, ભરદ્વાજ, શતાનંદ, રૈભ્ય, ગર્ગ, તથા દેવલ વિગેરે તપસ્વી મહાત્માઓ બીજા બ્રાહ્મણોની સાથે તેનો આદર સત્કાર કરવાને આવ્યા. ૩૩. ૩૪. એ વખતે સિદ્ધ તથા બીજા મહાત્માઓની સાથે તે મહર્ષિઓએ પ્રજાપતિ કશ્યપને આગળ કરી વિષ્ણુને અર્ઘ પ્રદાન કર્યું. ૩૫. ત્યારે આદિત્યો, વસુઓ, રુદ્રો, સિદ્ધો, સાધ્યો, મરુદ્ગણો, ગંધર્વો, કિન્નરો, યક્ષો,

અપ્સરાઓના ગણો, બ્રહ્મા, તથા બ્રહ્મર્ષીઓ હર્ષના અશ્રુથી ભરાઇ ગયેલ નેત્રવાળા અને ઉભાં થયેલ રુવાડાંવાળા બની વિષ્ણુની સ્તુતી કરવા લાગ્યા. પછી બધા બ્રાહ્મણોએ પ્રેરણા કરેલ કશ્યપે લક્ષ્મીને આ પ્રમાણે કહ્યુ. ૩૬. ૩૭. ૩૮. પૃથ્વી પર પુર્વે નિર્માણ કરેલું આ શ્રીમાળ ક્ષેત્ર તમે તથા વિષ્ણુએ બ્રાહ્મણોને અર્પણ કરેલું છે. ૩૯. હે દેવી! અહીં પવિત્ર તીર્થો તથા દેવ મંદિરો તમારા આશ્રયથીજ સ્થિતિ કરીને રહેલાં છે. ૪૦. હે દેવી દુર્વાસાના શ્રાપને લીધે ત્રણે ભુવનમાંથી તમારા જવાવડે આ ઉત્તમ બ્રાહ્મણો ઘણા કષ્ટથી પોતાના પ્રાણને ધારણ કરી શકે છે. ૪૧.

## ॥ देव्युवाच ॥

श्रीमालेहंनिवत्स्यामिश्रीमालंदयितंमम ॥
श्रीमालयेनिवत्स्यंतितेभविष्यंतिमत्प्रियाः ॥४२
इत्युक्त्वासातदादेवीलक्ष्मीःश्रीमालवत्सला ॥
तत्रपाणिग्रहार्थायमधुद्विषमनूनुदत् ॥४३
आज्ञयादेवदेवस्यसुसमिद्धंहुताशनं ॥
चकारकश्यपोविद्वान्मंत्रपूतेनसर्पिषा ॥४४
देवदुंदुभयोनेदुस्तथाशंखाःसहस्रशः ॥
ननृतुश्चाप्सरःश्रेष्ठागंधर्वाश्चजगुःकलं ॥४५
लक्ष्मीमुधृत्यपाणिभ्यांश्रीपतिर्जगतांप्रभुः ॥
चकारपुरतोवन्हेश्चतस्रोवैप्रदक्षिणाः ॥४६
सर्वरत्ननिधिर्देवःसर्वभूतनिकेतन ॥
श्रियःपितामहांभोधिरनेनप्रीयतामिति ॥४७
ब्रह्मघोषेणमहतानादयंतावसुंधरां ॥
तत्रदेवंचदेवींचविप्राःसिषिचुरक्षतैः ॥४८
अथविष्णुःप्रमुदितोमालामादायकंठतः ॥
देव्यैददौयथाभीष्टंमुनीनामर्प्यतामिति ॥४९
ततोदेवीस्रजंदिव्यांकश्यपायददौमुदा ॥

रत्नैश्चतपनीयैश्चवासोभिःस्वर्गसंभवैः ॥५०
प्रीणितास्तेमुकुंदेनद्विजाःश्रीमालवासिनः ॥
रत्नैरलंकृतंसर्वैविचित्रैस्तोरणैस्तथा ॥५१
श्रीमालंश्रीसमाकीर्णमाधिकंशुशुभेतदा ॥
अथसर्वेद्विजन्मानःकश्यपप्रमुखाश्रियं ॥५२
जगन्मातरमित्यूचुर्बद्धांजलिपुटान्नृप ॥
प्रीतास्तवमहात्मानःसर्वेदेविद्विजोत्तमाः ॥५३
प्रियंकिमिहकुर्वंतुसमाचक्ष्वशुचिस्मिते ॥

દેવી બોલ્યાં કે, હું શ્રીમાળ નગરમાં વસીસ, મને શ્રીમાળ નગર બહુ વહાલું છે તથા જેઓ શ્રીમાળ નગરમાં વસશે તેઓ મને પ્રિય થશે. ૪૨. એ પ્રમાણે કહી જેને શ્રીમાળ નગર વહાલું છે એવી લક્ષ્મીએ ત્યાંજ ભગવાનને પોતાનું પ્રાણી ગ્રહણ કરવાની પ્રેરણા કરી. ૪૩. ત્યારે ભગવાનની આજ્ઞાથી વિદ્વાન કસ્યપ મુનિએ મંત્રથી શુદ્ધ કરેલ ઘી વડે અગ્નિને પ્રજવલિત કર્યો. ૪૪. દેવતાઓનાં દુંદુભિ નગારાં વાગ્યાં તેમજ હજારો શંખનાદ થયા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા. ૪૫. એવે ટાણે જગતના પ્રભુ એવા ભગવાને પોતાના બે હાથથી લક્ષ્મીને ઝાલી અગ્નિની આસ પાસ ચાર પ્રદક્ષિણા કરી. ૪૬. સર્વે રત્નોના ભંડાર રૂપ અને સર્વ ભુત પ્રાણીના આશ્રય સ્થાનરૂપ લક્ષ્મીના પિતા મહા સમુદ્ર આથી પ્રસન્ન થાઓ. ( એમ કહી પ્રદક્ષિણા કરી. ) ૪૭. ત્યાં મોટા વેદના શબ્દને લીધે પૃથ્વીને ગજાવી મૂકતા બ્રાહ્મણોએ ભગવાન તથા લક્ષ્મીને ચોખા છાંટયા. ૪૮. પછી હર્ષ પામેલા વિષ્ણુએ પોતાના ગળામાંથી માળા કાઢી તમારી મરજી પ્રમાણે આ મુનિને આપો એમ કહી તે લક્ષ્મીને આપી. ૪૯. તેથી લક્ષ્મીએ તે દિવ્યમાળા આનંદથી કશ્યપને આપી. તથા ભગવાને પણ સૂર્ય સમાન કાંતિવાળાં રત્નોથી અને સ્વર્ગમાં થએલાં વસ્ત્રોથી શ્રીમાળ વાસી બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા. ૫૦. રત્નો તથા વિચિત્ર તોરણોથી શણગારેલું અને લક્ષ્મીથી યુક્ત શ્રીમાળનગર ત્યારે અધિક શોભવા લાગ્યું. ૫૧. હે રાજન ? પછી કશ્યપ આદિ બધા બ્રાહ્મણો હાથ જોડી જગતની માતા લક્ષ્મીને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૫૨. હે દેવી ! તમારાથી આ બધા મહાત્મા બ્રાહ્મણો પ્રસન્ન થાય છે. માટે તમારૂં શું પ્રિય કરે તે હે પવિત્ર હાસ્યવાળાં તમે કહો. ૫૩.

## ॥ देव्युवाच ॥

एताःकरग्रहादूर्ध्वंकन्यामुध्धृत्यसत्तमाः ॥
देवास्तुपरितोवन्हेश्चतस्त्रोनैप्रदक्षिणाः ॥५४
मामुधृत्ययथादोभ्योंकृतवानूगरूडध्वजः ॥
अद्यप्रभृतिकर्त्तव्यंतथातौप्रीतयेद्विजाः ॥५५
पुष्पमालामयाकंठेकश्यपस्यनिवेशिता ॥
त्रेतादौपुष्पमालेतिनाम्नाश्रीमालमस्त्विति ॥५६
अत्रमामर्चयिष्यंतिपुष्पमालेचयेनरा ॥
तेभ्यःप्रीताप्रदास्यामिसर्वान्कामान्यथेप्सितान् ॥५७

**દેવી લક્ષ્મીજી** બોલ્યાં કે,–હે બ્રાહ્મણો તમારે પાણિ ગ્રહણ કર્યા પછી કન્યાને લઇ અગ્નિની આસ પાસ આટલી (ચાર) પ્રદક્ષિણા દેવી. ૫૪. જેવી રીતે મને હાથમાં લેઇ ભગવાને કર્યું તેવી રીતે હે બ્રાહ્મણો ! તમારે પણ આજથી કરવું ૫૫. મેં કસ્યપનાં કંઠમાં પુષ્પમાળા પહેરાવી છે એટલા માટે ત્રેતાઆદિ યુગમાં શ્રીમાળ પુષ્પમાળ નગર કહેવાશે. ૫૬. આ પુષ્પમાળ નગરમાં જે કોઇ મારી પુજા કરશે તેને હું પ્રસન્ન થઇને સર્વ ઇચ્છિત સુખ ભોગ આપીશ. ૫૭.

## ॥ ब्राह्मणाऊचुः ॥

एवंदेविकरिष्यामःश्रीमालेयद्धितंतव ॥
त्वमंबाजगतांचैवपिताविष्णुःसनातनः ॥५८
इहस्थितांसदादेवित्वामाराध्यहरिप्रियां ॥
विष्णुलोकाययास्यंतिनराःपापान्यपास्यवै ॥५९

**બ્રાહ્મણો** બોલ્યા કે, હે દેવિ ! આ શ્રીમાળનગરમાં તમે કહ્યું તેમજ જે તમને ગમે છે તે કરશું કારણકે સર્વ જગતની માતા તમે છો તથા પિતા વિષ્ણુ છે. ૫૮. હે દેવી ! અહીં રહેલાં ભગવાનની પ્રિયા એવાં જે

તમે તેનું જે કોઇ આરાધન કરશે તે પાપોનો નાશ કરી વિષ્ણું લોકોમાં જશે. ૫૯.

## ॥ विष्णुरुवाच ॥

यःपरिक्रमणंवन्हेश्चतुर्द्धावैकरिष्यति
कन्यामुधृत्यपाणिभ्यांश्रीमालेद्विजसत्तमाः ॥
तस्यपूर्वेणपाथोधिःप्रीतोभवतिनिश्चितं ॥६०
द्वितियेनमहालक्ष्मीस्तृतीयेनाहमच्युतः ॥
चतुर्थेनजगत्स्वामीतस्मात्कार्यमिदंबुधैः ॥ ६१
त्रैलोक्याच्चगतालक्ष्मीःप्रविष्टाक्षीरसागरं ॥
आनितातुमयोधृत्यहितायजगतांद्विजाः ॥६२
उद्वाहितामृगोःपूर्वमाश्रमेश्रीमयासती ॥
क्षीराब्धिप्रीतयेभूयःपरिक्रांतोहुताशनः ॥६३
ततःश्रीमालिभिःकार्यांविवाहादूर्ध्वमादृतैः ॥
कन्यामुधृत्यपाणिभ्यांभूयोवन्हेःप्रदक्षिणाः ॥६४

વિષ્ણું બોલ્યા કે, હે બ્રાહ્મણો જે કન્યાને હાથમાં લેઈ આ શ્રીમાળનગરમાં અગ્નિની ચાર પ્રદક્ષિણા કરશે તેને પ્રથમતો નિઃસશય સમુદ્ર પ્રસન્ન થશે. ૬૦. પછી લક્ષ્મી પ્રસંન્ન થશે, પછી હું પ્રસંન થઇશ અને પછી જગત્સ્વામી ( સૂર્યનારાયણ ) પ્રસન્ન થશે તે માટે પંડીતોએ અગ્નિને ચાર પ્રદક્ષિણા અવસ્ય આપવી. ૬૧. હે બ્રાહ્મણો ! ત્રૈલોક્યથી ગયેલી લક્ષ્મીએ ક્ષીરસાગરમાં પ્રવેશ કર્યો હતો. તેમાંથી જગતના હિત માટે હું કહાડી લાવ્યો. ૬૨. પૂર્વે ભૃગુના આશ્રમમાં લક્ષ્મી સાથે મેં વિવાહ કર્યો હતો તોપણ સમુદ્રને પ્રસન્ન રાખવા ફરીથી અગ્નિની પ્રદક્ષિણા કરી. ૬૩. એટલા માટે શ્રીમાળ વાસીઓએ પણ આદરથી વિવાહ પછી ફરીને કન્યાને હાથમાં લઇ અગ્નિની પ્રદક્ષિણા કરાવી. ૬૪.

कश्यपायमहालक्ष्मीपुष्पमालामिमांददौ ॥
तेनैतत्पुष्पमालेतिनाम्नाख्यातंभविष्यति ॥६५

इदंयःशृणुयान्नित्यंपुनरुद्वाहर्नश्रियाः ॥
यशःकीर्तिरारोग्यंसदातस्यनसशंयः ॥६६

મહાલક્ષ્મીયે આ પુષ્પમાળા કશ્યપઋષિને આપી તેથી આ પુષ્પ માળા એવે નામે પ્રસિદ્ધ થશે. ૬૫. જે કોઇ આ લક્ષ્મીનો ફરી વિવાહ સાંભળશે તેને નિરંતર યશ કીર્તિ અને આરોગ્યતા મલશે તેમાં કાંઇ શંશય નથી. ૬૬.

## ॥ वासिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्हितोदेवःश्रियासहचतुर्भुजः ॥
तत्रांशेनस्थितादेवीहृष्टमासीज्जगत्त्रयम् ॥६७
ततःप्रभृतिभूपालजनाःश्रीमालवासिनः ॥
भूयःकन्यांसमुध्धृत्यपरिक्रामन्तिपावकम् ॥६८
एतत्तेकथितंराजन्देवीमहात्म्यमुत्तमम् ॥
श्रुत्वायन्मानवोभक्त्याअग्निष्टोमफलंलभेत् ॥६९
कृत्वाहिल्याहृदेस्नानंयःपश्यतिहरिप्रियाम् ॥
जन्मान्तरशतंयावत्तस्यनश्रीःपराङ्मुखी ॥७०

વસિષ્ઠ બોલ્યા કે, ઉપર પ્રમાણે કહી ચાર હાથવાળા વિષ્ણુ લક્ષ્મી સાથે અન્તરધ્યાન થયા. તે ઠેકાણે લક્ષ્મી અંશથી રહ્યાં આથી ત્રણે લોક પ્રસન્ન થયા. ૬૭. હે રાજન્ ત્યારથી આરંભીને શ્રીમાલના રહેનારા માણુસો કન્યાને પરણી ફરીને અગ્નિની પ્રદક્ષિણા કરે છે. ૬૮. હે નૃપ, આ ઉત્તમ દેવીનું મહાત્મ્ય તને કહ્યું જે ભક્તિથી સાંભળવાથી મનુષ્ય અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને પામે છે. ૬૯. જે અહિલ્યા -હૃદયમાં સ્નાન કરી લક્ષ્મીનું દર્શન કરે છે તેને સો જન્મ સુધી શ્રી વેગળી રહેતી નથી. ૭૦.

इति श्री स्कंद पुराणे इ० देवी महात्म्यं नाम पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५

આ પ્રમાણે શ્રીમાળ પુરાણનો ૪૫ મો અધ્યાય પૂર્ણ થયો.

# अथ षड्चत्वारिंशोऽध्यायः ॥

## અધ્યાય ૪૬ મો.

## ॥ मांधातोवाच ॥

कथमासीदहिल्यायाहृदोब्रह्मविदांवर
पुष्पमालेमहातीर्थेतन्मेब्रूहितपोधन ॥१

માંધાતા બોલ્યા કે, હે તપોધન! બ્રહ્મ જાણનારાઓમાં શ્રેષ્ટ અહિલ્યાનો હદ મોટા તીર્થ પુષ્પ માળને વિષે કેમ હતો તે મને કહો. ૧.

## ॥ वसिष्ठ उवाच ॥

रथयात्रोत्सवेराजन्चण्डीशस्यशमभोःपुरा
देवासिद्धास्तथायक्षानागाब्रह्मर्षयोमलाः ॥२
मनुष्याश्चमहात्मानोगन्धर्वाश्चाप्सरोगणाः ॥
समाययुर्महीपालसर्वालंकरणोज्वलाः ॥३॥
समस्तामुनिपत्न्यश्चमुनयोदीर्घदर्शिनः ॥
तथामुनिकुमाराश्चतत्रगार्हस्थ्यशीलिनः ॥४
रथारुढेजगन्नाथेचण्डीशेचण्डीकाप्रिये ॥
आययौमुनिपत्नीभिरावृत्तागौतमप्रिया ॥५॥
अहिल्यानामचार्वङ्गीपीनश्रोणीपयोधरा
कुण्डलाभ्यांसुदीप्ताभ्यांभासयन्तीमुखाम्बुजम् ॥६
विधूमाग्निशिखामख्यातपोनिर्धूतकिल्बिषा
स्पृहयन्तीसदायस्याःसौभाग्यायसुराङ्गनाः ॥७
अधिष्ठात्रीवलोकेस्मिन्सर्वसौभाग्यसंपदाम
विश्वोन्मादकरोमासःसतदामधुसंज्ञितः ॥८

मुनीनामपिचेतांसिविकुर्वन्नभ्यवर्तत ॥
श्रूयन्तेमधुरावाचःकोकिलानांमनोहराः
चूतकुण्डलकाषायरसासक्ताइवोज्वलाः ॥९
बबन्धवृक्षशाखासुमुकुलोद्गमचारुषु ॥
दोलालीलोत्सवेस्त्रीणांतोरणानीवषट्पदान् ॥१०
अथकाचित्समीपस्थाब्राह्मणीधर्मचारिणी
कुरूपाहसितारागात्रूपहर्षादहिल्यया ॥११
विप्रादिजनसंबाधेसमाजेमुनियोषिताम्
क्रुद्धाशशापसाहिल्यांस्वरूपमदमोहिताम् ॥१२

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજન, પહેલાં ચણ્ડીશ પ્રભુના રથયાત્રાના ઉત્સવમાં દેવ સિદ્ધ, યક્ષ, નાગ અને બ્રહ્મર્ષિયો, હે મહીપાલ, મનુષ્યો મહાત્માઓ ગંધર્વ અને અપ્સરાઓનાં ટોળાં આવ્યાં હતાં તેમજ સઘળાં આભૂષણથી શોભિત સઘળી મુનીની સ્ત્રીયો તથા દીર્ઘ દૃષ્ટિવાળા મુનિઓને ગૃહસ્થાશ્રમ પાળનારા મુનીના છોકરાઓ ત્યાં આવ્યા હતા. ૪. જગતના નાથ ચણ્ડિકાના પતિ ચણ્ડીશ ભગવાન રથમાં બિરાજ્યા તે વખતે મુનિની સ્ત્રીયોથી વિંટાયલી ઉત્તમની સ્ત્રી સુંદર અંગવાળી સ્થૂલ શ્રોણી અને કુચવાળી તેજસ્વી કુણ્ડલોવડે મુખ કમળને શોભાવનારી ધૂમાડા વિનાના અગ્નિની જ્વાળા સરખી તપવડે પાપ રહિત જેના સૌભાગ્યને દેવની સ્ત્રીયો પણ ઇચ્છે છે એવી આ લોકને વિષે સઘળી સૌભાગ્યની સંપત્તિના સ્થાનરૂપ અહિલ્યા આવી. તે વખતે આખા જગતને મોહ પમાડનાર મુનીનાં પણ મનને વિકાર પમાડનાર ચૈત્ર માસ ચાલતો હતો. આંબાની કળીયોથી કાષાય રસથી યુક્ત હોય એમ શુધ મનને હરણ કરનાર કોયલની મધુર વાણીયો સંભળાય છે. તે માસ કળીયોના ઉગવાથી શોભિત ઝાડની ડાળીયોમાં સ્ત્રીયોના દોલાલીલોત્સવ (સ્ત્રીયોના હીંડોળા બાંધી રમવાની ક્રીડા) ના તોરણ બાંધ્યા હોય એમ ભમરાને બાંધતો હતો. ત્યાર પછી પાસે ઉભેલી કોઈ પતિવ્રતા નઠારા શરીરવાળી બ્રાહ્મણની સ્ત્રીને પોતાના રૂપથી હર્ષ પામી અહિલ્યા હસી? તે વખતે બ્રાહ્મણ વિગેરેથી પીડાતા મુનાની સ્ત્રીયોના ટોળામાં પેલી બ્રાહ્મણીયે ક્રોધાયમાન થઇ પોતાના રૂપના મદથી ગર્વ પામેલી અહિલ્યાને શાપ દીધો. ૨ થી ૧૨.

## ॥ ब्राह्मण्युउवाच ॥

दर्पमत्यद्भुतंयस्यरुपस्यत्वइहसेशुभे

चिरंतदस्यासंभोगेहृषितंत्वैभविष्यति ॥१३

બ્રાહ્મણી—હે કલ્યાણી, જે રૂપનો તું અત્યન્ત અંહકાર ધરે છે, તે આ તારા સમાગમમાં ઘણા વખત સુધી હસાવનારૂં થશે. ૧૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वाब्राह्मणीस्त्रचययौकुद्धानिजंगृहम् ॥

अहिल्यातत्रशुश्रावजनौघस्यरवेसति ॥१४

विमानवरमारुढोव्योम्निवृत्रनिषूदनः

तांददर्शमुनेःपत्नीमहिल्यामतिसुंदरीम् ॥१५

मनसाकामयामासमनोभवशराहतः ॥

गौतमस्यमुनेःपत्नीअहिल्येयंशुचिस्मिता ॥१६

रुपेणाप्रतिमालोकेतथादृष्टायथाश्रुता

अपोविषयानांहिकृशानांतपसाभृशम् ॥१७

उरजेषुमहर्षीणांकष्टमेतद्धिभास्त्रियः

इतिचिन्तयतस्तस्यानिवृत्तःसमहोत्सवः ॥१८

ययौमुनिपत्नीभिःसहाहिल्यास्वमाश्रमम्

सुरैःपरिवृतःश्रीमान्शक्रोपित्रिदिवंगतः ॥१९

प्रणम्यदेवदेवेशंचण्डीशंचण्डिकांचताम्

देवानागामनुष्याश्चययुःसर्वेगृहान्प्रति ॥२०

शक्रस्तद्दिनमारभ्यगौतममेवसंप्रति

साभिलाषोमहेषूणांलक्ष्यघासीन्मनोभुनः॥२१

अतएवसमाजंपुंस्संमीपेधानरेऽपिवा

नगन्तुमुचितंराजन्कदाचित्कुलयोषिताम् ॥२२
नतीर्थनोत्सवःकश्चिन्नवृन्दःसुहृदामपि
परोक्षमत्रिगम्यानिनपत्युकचनास्त्रिया ॥२३

वसिष्ठ बोल्या, आ प्रमाणे बोली, ते ब्राह्मणी क्रोध युक्त थइ पोताने घेर गइ. अहिल्याये ते वात माणुशोना कोलाहलने लीधे सांभळी नही. सुंदर विमानमां बेठेला वत्रासुरने मारनार इंद्र अत्यन्त सुंदर ते गोतम रुषिनी पत्नी अहील्याने जोइ कामदेवना बळथी हणायलो ते मनथी तेनी इच्छा करवा लाग्यो शुद्ध हास्य करनारी आ गौतमरुषिनी पत्नी जगतमां जेना सरखी बीजी प्रतिमा नथी ते जेवी सांभळी हती, तेवी दीठी! इंद्रियोना विषयथी रहित तपवडे अत्यन्त कृशताने पामेला मुनीओनी पर्णशालामां आवा प्रकारनी स्त्रीयो दुष्ट रुप छे आ प्रमाणे विचार करनार इंद्रनो ते महोत्सव पुरो थयो त्यार पछी रुषियोनी स्त्रीयो साथे अहिल्या पोताना आश्रममां गइ अने लक्ष्मीवान इंद्र पण देवो साथे स्वर्गमां गयो देवनादेव चण्डीशने तथा ते चण्डिकाने नमी देवो सर्व मनुष्यो विगेरे सर्वे घेर गया. ते दीवसथी आरंभीने इन्द्र गौतमनी स्त्रीमां अभिलाषा वाळो थइ कामदेवना मोटा बाणोनुं लक्ष्य बन्यो. हे राजा आज कारणथी पुरुष वाळ अथवा तो पुरुष शिवायना पण समाजमां कुलवंती स्त्रीयोने जवुं योग्य नथी तेमज पतिना अजाणमां तीर्थ उत्सव अने कोइ स्नेहीनो समुह पण स्त्रीये जवा लायक नथी. १४. २३.

कदाचिदथदेवेन्द्रश्छिद्रंप्राप्यवराश्रमे ॥
गौतमस्यप्रियांभार्यामहिल्यामभ्यगच्छत ॥ २४
इन्द्रोगौतमरूपेणकामिनीमाभिगम्यताम्
अद्राक्षीदाश्रमाद्दूरेच्छयायान्तंगौतमपुरः ॥ २५
ततोमुनिरभिप्रायविदिस्तांभयतःक्रुधा
शशापेन्द्रमहिल्यांचतुल्यकालेमहातपाः ॥२६
निःकोशंकृतवानिन्द्रमहिल्यांचाश्मिलांवने
जगामाथतपस्तप्तुमद्रिराजंमनोजवः ॥ २७
ततोबहुतिथेकालेरामंदृष्टारघूद्वहम्

अहिल्यातत्रवैपाशान्मुक्तामकृतिमीयुषी ॥२८
शतानन्दंपुरस्कृत्यश्रीम लमभिसंस्पृहा
गच्छन्तीस्वर्णशैलस्यपार्श्वेमध्यंदिनेस्थिता ॥२९
अथनद्यांकृतस्नानाशतानन्दसमाहृतैः
चक्रेधात्रीफलैःपक्वैराहारमतंद्रितम् ॥३०
अथैकंफलमादायधृत्वाकरतलेचिरम्
सस्मारश्रियमेणाक्षींश्रीमालस्याधिदेवताम् ॥३१
इदंचाभ्यत्रदेवींफलेनिर्दिश्यसिंधुजाम् ॥३२

ત્યાર પછી કોઈ વખત બારૂ જોઈ દેવેન્દ્રે શ્રેષ્ટ આશ્રમમાં ગૌતમની વહાલી સ્ત્રી અહિલ્યા પ્રત્યે ગમન કર્યું. ગૌત્તમના રૂપ વડે ઇંદ્રે તે સ્ત્રીનું અભિગમન કરી આશ્રમથી જતાં સામા આવતા ગૌત્તમને દીઠા. ત્યાર પછી એહુનો અભિપ્રાય જાણી, ક્રોધ વડે કાલ સરખા મહા તપસ્વી રૂષિએ ઇન્દ્ર અને અહિલ્યાને શાપ દીધો. ભંડાર વિનાનો ઇંદ્રને અને અહિલ્યાને વનને વિષે પથ્થર કરી મનના સરખા વેગવાળા રૂષિ તપ કરવાને હીમાલયે ગયા. પછી બહુ સમય વિત્યે રઘુવંશી રામનું દર્શન પામીને વિધિના બંધથી છુટી પોતાની પ્રથમ અવસ્થાને પામનારી અહિલ્યા શતાનન્દને આગળ કરી શ્રીમાલમાં જવાની ઇચ્છાથી ચાલનારી બપોરે સ્વર્ણશૈલ પાસે ઉભી રહી. ત્યાર પછી નદીમાં સ્નાન કરી શતાન્દે આણે-લા પાકા આમળા વડે સ્વસ્થપણે આહાર કર્યો ત્યાર પછી એક આમળુ લઈ ઘણા વખત સુધી હાથના તળીયામાં ઝાલી શ્રીમાળની મુખ્ય દેવતા મેણાક્ષી દેવીનું સ્મરણ કર્યું અને તે ફલમાં લક્ષ્મી દેવીને માની આગળ કહેવાનું કહેવા લાગી. ૨૪–૩૨.

## ॥ अहिल्योवाच ॥

मयामातःकृतंपापमतुलंकीर्तिनाशनम्
येनासीद्गौतमःक्रुधोमहात्मातपसांनिधिः ॥३३
चिरंतस्यपुनेःशापमहमनुभवन्त्यपि
एकाकिनीशिलीभूतापरितोभस्मसंवृत्ता ॥३४

सांप्रतंममदीनायाःशंकितायाःपदेपदे
शरणंत्वमसिमेमातर्ब्रह्मविष्णुशिवात्मिके ॥३५
त्वमस्यजगतोधात्रीत्वमस्यत्राणहेतुकी
त्वयादेविजगत्सर्वमिदंव्याप्तमनारतम् ॥३६
प्रवर्त्तेमनोभावायेकेचित्स्त्रीनृणामिह
तथोद्विक्ततथादेविभवेयुस्तेनसंशयः ॥३७
कल्पान्तस्थायिमालिन्यमिदमासीन्ममोपरि
अप्रसादश्चसुमहान्गौतमस्यतपस्विनः ॥३८॥

અહિલ્યા બોલી કે, હે મા, મેં કીર્તિને નાશ કરનારૂ મોટું પાપ કર્યું છે કે જેથી મહાત્મા તપના ભંડાર ગૌત્તમ ક્રોધાયમાન થયા. ઘણા વખત સુધી તે મુનીના–શાપનો અનુભવ કરનારી એકલી ચોતરફ ભસ્મથી વ્યાપ્ત પથ્થર બની તો પણ હાલમાં પગલે પગલે–શંકા વાળી ગરીબ મારૂં શરણ બ્રહ્મ વિષ્ણુ અને રૂદ્રરૂપ હે મા–તું છે. આ જગતને ઉત્પન્ન કરનાર તું છે, અને રક્ષણનો હેતું પણ તું છે. હે દેવી નિરંતર આ સઘળું જગત્ તારાથી વ્યાપ્ત છે. હે દેવી આ જગતમાં સ્ત્રી અને પુરૂષના જે કોઇ મનના ભાવ જેવા ઉત્પન્ન છે તેવા ઉદ્વેગપણાને લીધે થાય છે. એમાં કાંઇ સંશય નથી. કલ્પપર્યંત રહેનારૂં આ માલિન્યપણું મારા ઉપર થયું અને તપસ્વી ગૌત્તમની મોટી અકૃપા થઇ. ૩૩–૩૮.

## ॥ वशिष्ठ उवाच. ॥

इतिसंस्तूयमानाश्रीःक्षणादामलकीफलात्
प्रादुर्भूतामहादेवीसलिलादिवपद्मिनी ॥३९
तेजसाभासयन्तीवनभोत्सकृद्यथातडित् ॥
विशाललोचनासुभ्रूश्चारुकोटीरकुण्डला ॥४०

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે સ્તુતિ કરાયેલી. ૧. લક્ષ્મી દેવી તત્કાલ આમળાથી પાણીથકી જેમ કમલિની પ્રગટ થાય છે તેમ પ્રગટ થઇ ૧. પોતાના તેજથી આકાશમાં જેમ વિજળી પ્રકાશે છે તેમ પ્રકાશતી લાંબા નેત્ર વાળી સારી ભ્રકુટી વાળી સુંદર મુગટવાળા કુંડલને ધારણ કરનારી. ૩૯. ૪૦.

## ॥ देव्युवाच ॥

माभयंकुरुकल्याणिकदाचिदपिगौतमात्
समुनिस्त्वद्वियोगार्तोधृतिंनाप्नोतिपर्वते ॥४१
वरंवृणुमहाभागेयस्तेमनसिवाञ्छितम्
दास्यामितन्नसंदेहस्तुष्टाहंस्मरणादपि ॥४२

દેવી બોલ્યાં કે, હે કલ્યાણિ, તું ગૌતમ તરફથી કદીપણ ભય ન રાખ. તે ઋષિ તારા વિયોગથી દુઃખી થઇ પર્વતમાં ધીરજ પામતો નથી. હે મહાભાગ્યવાળી તારા મનમાં જે ઇચ્છિત હોય તે વરદાન માગ. સ્મરણ કરવાથી પ્રસન્ન થયેલી હું તે તને આપીશ એમાં કાંઇ સંદેહ નથી. ૪૧. ૪૨.

## ॥ अहिल्योवाच ॥

इहैवतिष्ठदेवेशिसुवर्णस्यसमीपतः
भवामिकीर्तनीयाहंयथाभुविशरीरिणाम् ॥४३

અહિલ્યા બોલી, હે દેવેશિ અહીંજ સુવર્ણ પર્વતની પાસ રહે અને હું જગતમાં મનુષ્યોથી જેમ વખાણાઉં તેમ તું કર. ૪૩.

## ॥ देव्युवाच ॥

इहैवस्थास्यहंनित्यंप्रीत्यातवतपोधने
भक्तेभ्योभयदासद्यःकीर्तिदावरदाभुवि ॥४४
शक्रसंगमशापाद्यांयःकथांतवमानवः
कथयिष्यतिमर्त्यानांतस्यपापान्नभीःक्वचित् ॥ ४५
अहंमामलकाज्जातास्मरणात्तेतपस्विनि
तस्मादामलजानामलोकेममभविष्यति ॥ ४६

દેવી બોલ્યાં કે, હે તપ રૂપી ધનવાળી, સ્ત્રિ, તારી પ્રીતીને લીધે હું જગતમાં ભક્તોને અભય આપનાર તથા તત્કાળ કીરતિ ને વરદાનને આપ-

નાર આ જગ્યાએ રહીશ. જે કોઇ માણસ ઇંદ્રના સંગમથી શાપ થયેલાથી આ રાત્રી તારી કથા મનુષ્યોને કહેશે તેને કોઈ દહાડો પાપ તરફથી બીક રહેશે નહીં હે તપસ્વીનિ તારા સ્મરણથી હું આમલાના ફળથી ઉત્પન્ન થઇ તેથી જગતમાં મારૂ આમલજા એવું નામ થશે. ૪૪ ૪૫ ૪૬.

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्त्वांतर्दधेदेवीदृष्टास्वप्नेयथानृप
अहिल्यापिशतानन्दमिदमाहसगद्गदम् ॥४७

વશિષ્ઠ બોલ્યા કે, હે રાજા, આ પ્રમાણે બોલી દેવી સ્વપ્નમાં દીઠી હોય એમ અન્તરધ્યાન થઇ ગયાં. અને અહીલ્યા પણ આગળ પ્રમાણે ગદ ગદ કંઠ થઇ શતાનંદ પ્રત્યે બોલી. ૪૭.

## ॥ अहिल्योवाच ॥

स्नानंकृत्वानमिष्यामिवत्सदेवींहरिप्रियाम्
दर्शयस्वतदासन्नमिहकिञ्चिज्जलाशयम् ॥४८

અહિલ્યા બોલી, હે વત્સ સ્નાન કરી લક્ષ્મીદેવીને નમસ્કાર કરીશ તેથી અહીં પાસે કોઈ જલનું સ્થાન હોય તે બતલાવ. ૪૮.

## ॥ वसिष्ठ उवाच ॥

अहिल्यावचनस्यान्तेशतानन्दस्तपोधनः ॥
स्मृत्वासरस्वतींदेवींकुशैरभ्यहनद्भुवम् ॥४९
उदतिष्ठन्ततोराजन्वारिधारांसुधोज्वलाम्
तत्रस्नानंचकाराथअहिल्यागौतमप्रिया ॥५०
आचम्याञ्जलिमाधायजलपूर्णांसमाहिता
अर्घंचकारसूर्यायनमस्यन्तीमुहुर्मुहुः ॥५१
हृष्टंगौतममाहेदमहिल्यांचामितप्रभाम्
वरयेथांवरंश्रेष्ठंयुवयोस्त्रिदिवौकसः ॥५२
अद्यतुष्टाप्रदास्यन्तियद्यपिस्यात्सुदुर्लभम् ॥५३

**વસિષ્ઠ** બોલ્યા, હે રાજન્ અહીલ્યા બોલ્યા પછી તપ રૂપી ધનવાળા શતાનન્દે સરસ્વતી દેવીનું સ્મરણ કરી દર્ભ વડે ભોંય ખોદી તેથી અમૃત સરખી ઉજળી પાણીથી ધારા નીકળી તેમાં ગૌતમની સ્ત્રી અહિલ્યાયે સ્નાન કર્યું. ૪૯–૫૦. આચમન કરી સાવધાન થઇ જળ પૂર્ણ અંજલી ભરી વારંવાર નમસ્કાર કરી સૂર્યને અર્ઘ પ્રદાન કર્યું. પ્રસન્ન થયેલા ગૌત્તમ તથા અત્યન્ત કાંતિવાળી અહિલ્યા પ્રત્યે દેવોએ કહ્યું કે તમો બેય શ્રેષ્ટ વરદાન માગવું હોય તે માગો આજ પ્રસન્ન થયેલા દેવ અત્યન્ત દુર્લભ હશે તો તે પણ આપી શકશે. ૫૧–૫૨–૫૩.

## ॥ गौतम उवाच ॥

अहिल्याह्रद्नाम्नावैख्यातोस्त्वेषजलाशयः
येत्रस्नानंप्रकुर्वन्तिदेवींपश्यन्तीचश्रियम् ॥५४
मनुष्यास्तेप्रिययोगात्सुखिनःसन्तुसर्वदा
शक्रशापवियोगंचसंयोगंचावयोस्तथा ५५
शृण्वन्तियेनराभक्त्याप्राप्नुवन्तिशुभानिते ॥५६

**ગૌત્તમ** બોલ્યા કે, આ જળાશય અહિલ્યા હૃદ એવે નામે પ્રસિદ્ધ થાઓ. જે કોઇ આમાં સ્નાન કરશે અને લક્ષ્મી દેવીનું દર્શન કરશે તે મનુષ્ય સ્ત્રીના સંયોગથી નિરંતર સુખી થાઓ અને ઇન્દ્રનાથી શાપ તથા વિયોગ થયેલો તે તથા અમારા બેનો મેળાપ જે માણસો ભક્તિ વડે સાંભળશે તેમને કલ્યાણ પ્રાપ્ત થશે. ૫૪–૫૬.

## ॥ वसिष्ठ उवाच ॥

एवंभविष्यतीत्युक्त्वासुपर्वाणस्तिरोदधुः
गौतमोऽहिल्ययासार्धंदेवींनत्वाहरिप्रियाम् ॥५७
शिष्यैःपरिवृतोधीमान्जगामनिजमाश्रमम्
इदंतेकथितंराजन्नहिल्याह्रदसंभवम् ॥५८
यच्छ्रुत्वामानवःसम्यक्सर्वपापैःप्रमुच्यते ॥५९

વસિષ્ઠ બોલ્યા, એ પ્રમાણે થશે આમ કહી દેવો અન્તરધ્યાન થયા અને બુદ્ધિવાન્ ગૌત્તમ પણ અહિલ્યા સાથે લક્ષ્મીને નમસ્કાર કરી શિષ્યો સહિત પોતાના આશ્રમમાં ગયો. " હે રાજન્ આ અહિલ્યાના હૃદની ઉત્પત્તિ તને કહી જે સાંભળવાથી મનુષ્ય સર્વ પાપ થકી મુક્ત થાય છે. ૫૭-૫૮.

इति श्री० ॥ अहिल्याहृद नाम षड् चत्वारिंशोऽध्यायः ॥४६

આ પ્રમાણે અહિલ્યા હૃદ નામનો ૪૬ મો અધ્યાય પૂર્ણ થયો. ૪૬.

# ॥अथ सप्तचत्वारिंशोऽध्याय.॥

## અધ્યાય ૪૭ મો.

## ॥ वशिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्टदेवंवाराहरुपिणम
श्रद्धयायंसमभ्यर्च्यननरोनारकीभवेत ॥१
चक्रपाणिःपुरादेवःक्षीरोदतनयातथा
विगाह्यासर्वतीर्थानिश्रीमालनगरंययौ ॥२
उत्कण्ठयाप्रदेशस्यविचरन्तौयथासुखम
परस्परंप्रीयमाणौनतृप्तिमुपजग्मतुः ॥३
विहृत्यसर्वतीर्थेषुस्नात्वापीत्वाचसर्वतः
शुचौदेशेसमासीनौपरंसौख्यमुपेयतुः ॥४
अथदेवीमरुद्वीचिकम्पिताम्बुजलोचना
शिरस्यञ्जलिमाधायवैकुण्ठमिदमब्रवीत ॥५

વસિષ્ઠ બોલ્યા કે, હે નૃપ શ્રેષ્ટ, ત્યાર પછી શ્રદ્ધા વડે જે દેવનું પૂજન કરવાથી, માણસ નરકને પ્રાપ્ત થતો નથી તેવા વારાહ રૂપી ભગવાનને ત્યાં જવું. પહેલા ચક્રપાણિ ભગવાન તથા લક્ષ્મીજી સર્વે તિર્થયાત્રા કરી

શ્રીમાલ નગરમાં ગયા. દેશમાં ઉત્કંઠા વડે મરજી મુજબ વિહાર કરતાં પરસ્પર એક એકને પ્રસન્ન કરતાં તે તૃપ્તિ પામ્યા નહીં સર્વે તીર્થોમાં વિહાર કરી સર્વે જગ્યાએ નાહી પીઇને શુદ્ધ શ્રીમાલ દેશમાં બેસી અન્ત્ય સુખને પામ્યાં ત્યાર પછી પવન વડે તરંગ આવે છે એમ ચંચળ કમળના જેવાં નેત્રવાળાં લક્ષ્મી માથા આગળ હાથ જોડી વૈકુંઠવાસી ભગવાન પ્રત્યે આગળ પ્રમાણે બોલ્યા. ૧–૫.

## ॥ દેવ્યુવાચ ॥

इयंदेवमहीसर्वासशैलवनकानना
अब्धिमध्येस्थितादेवधार्यतेकेनकेशव ॥६

દેવી બોલ્યાં કે, હે દેવ. કેશવ આ પર્વત અરણ્ય જંગલ સાથેની પૃથ્વી સમુદ્રમાં રહેલી કોણ ધારણ કરે છે. ૬.

## ॥ श्रीभगवानुवाच ॥

मयेवधार्यतेपृथ्वीमहामात्रैःसहाचलैः
महासिन्धुजलेमग्नालीलयोधृत्यसुन्दरि ॥७
ममवाराहरुपस्यदंष्ट्राकोटिगतामही
बिभर्तिसर्वभूतानिस्थावराणिचराणिच ॥८
ममविश्वम्भरामूर्तिःसाचदेविरसातले
पूज्यतेनागकन्याभिर्भीतभीताभिरन्वहम् ॥९
श्रूयतेसिद्धगन्धर्वैरप्सरोभिश्चभामिनि
चन्द्रसूर्यौदृशौतस्यचतस्त्रश्चरणादिशः ॥१०
विदिशोजानुसन्धिस्थामनवोलोमसंस्थिताः
मुनयोरोमकूपेषुसिद्धासाध्याःस्तथान्तरे ॥११
मरुतोनाशिकागर्भेकर्णयोरश्विनौतथा ॥१२
दंष्ट्राकोटिगतापृथ्वीमश्रावेसलिलाशयाः
गुह्येनैसर्वगुह्यानिलांगूलेतीर्थसंहतिः ॥१३

सर्वास्थिषुमहाशैलापिशितेन्नरसंपुनः
पातालान्युदरेदेविपृष्टेव्योमसमन्तः ॥१४
जिह्वायांभारतीदेवीलक्ष्मीश्चवपुषिस्थिता
अन्त्रेषुसरितःश्रेष्ठाःसर्वेकुक्षिषुसागराः ॥१५
ब्रह्माण्डस्यकटाहोयःस्कन्धभूतःसमन्ततः ॥
ककुत्तद्भूषणार्थंवैभासतेकुलिशाकृतिः ॥१६
एतद्वसुमतीधातुर्ममादिक्रोडरूपिणः ।
रूपंविश्वमयंदेविनागस्त्रीभिर्निषेव्यते ॥१७
एतत्स्मरतियोरूपंममाविश्वम्भराभृतः
तस्यतश्यन्तिपापानिकल्याणंचोपपद्यते ॥१८

**ભગવાન** બોલ્યા કે, હે દેવિ, મોટા પર્વત સાથે મોટા સમુદ્રમાં બુડેલી પૃથ્વી લીલાથી કહાડીને હુંજ પૃથ્વીનું ધારણ કરૂંછું. મારા વારાહ રૂપની દાઢના અગ્ર ઉપર રહેલી પૃથ્વી સ્થાવર અને જંગમ સર્વ પ્રાણીને ધારણ કરે છે. હે દેવિ તે વિશ્વને ધારણ કરનાર મારી મૂર્તિની બીકથી ભય પામેલી નાગ કન્યાઓ પાતાલમાં પૂજે છે. હે ભામિની સિદ્ધ ગંધર્વ અને અપ્સરાઓ તેનું શ્રવણ કરે છે. તે શરીરને ચંદ્ર અને સૂર્ય એ આંખ છે. ચાર દિશાઓ પગ છે અગ્નિ વિગેરે ખૂણાઓ ઘૂંટણની સંધીઓમાં છે--રૂવાડાંમાં મનુષ્યો રહ્યા છે રૂવાડાના ખાડામાં રૂષિયો સિદ્ધ અને સાધ્ય રહેલા છે. નાસિકામાં વચમાં વાયુ રહ્યા છે તેમ કાનમાં અશ્વિની કુમાર; દાઢના ખૂણાપર પૃથ્વી રહી છે અને ગુદામાં મેઘ છે ગુહ્યસ્થામાં સર્વ ગુહ્ય પદાર્થો રહ્યા છે. અને પુછડામાં સઘળાં તીર્થો છે. સઘળાં હાડકામાં પર્વતો માંસમાં સઘળા અન્નરસ અને પેટમાં પાતાલ રહેલાં છે અને પીઠમાં ચોતરફ આકાશ છે જીભમાં સરસ્વતી અને દેહમાં લક્ષ્મી રહેલી છે આંતરડામાં શ્રેષ્ટ નદીયો અને કુખોમાં સઘળા પર્વતો છે બ્રહ્માણ્ડ જે ખર્પર છે તે ચોતરફ ખભા છે અને તેની શોભાને માટે વજ્રના સરખી, આકૃતિ વાળી આંધ શોભે છે. હે દેવી આ પૃથ્વીને ધારણ કરનાર આદિ વરાહ રૂપ મારૂ વિશ્વમય સ્વરૂપ નાગની સ્ત્રિયો સેવન કરે છે. પૃથ્વીને ધારણ કરનારં મારૂ આ સ્વરૂપનું જે કોઈ સ્મરણ કરશે તેનાં પાપ નાશ પામશે અને કલ્યાણને પામશે. ૭-૧૮.

## ॥ देव्युवाच ॥

एतद्रूपंवराहस्यममविष्णोःप्रदर्शय
द्रष्टुमर्हसिचेद्देवप्रसीदपरमेश्वर ॥१९

દેવી બોલ્યાં હે દેવ વારાહ વિષ્ણુનું એ શરીર મને દેખાડો અને જો હું તે જોવાને યોગ્ય હઊં તો મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૯.

## ॥ श्रीभगवानुवाच ॥

दर्शयिष्यामिवामोरुतवतद्रुपमात्मनः
समाहितमनादेविशुचिर्भूत्वाविलोकय ॥२०

શ્રી ભગવાન બોલ્યા કે, હે વામોરૂ, તને મારૂં તે રૂપ દેખાડું છું માટે મનને ઠેકાણે રાખી શુદ્ધ થઈ તું જો. ૨૦.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वासातदादेवीलक्ष्मीद्रुतमानसा
स्नात्वाबद्धाञ्जलिंमूर्ध्नितस्थौपूर्वामुखीन्नृप ॥२१
ततोऽखिलजगद्भर्ताशंखमादायसत्वरः
हरिःप्राध्मापयामासरोदसींपूरयन्निव ॥२२
तेनशंखप्रणादेनसमाहूतोमहागिरिः
तुण्डमुत्पाद्यशैलाभंजगर्जपरिघर्घरम् ॥२३
ततश्चकम्पेजगतीसशैलवनकानना
महाराजकरस्पृष्टायथाशिरसिपद्मिनी ॥२४
ततःशक्रादयोदेवाःपरिवव्रुर्नभस्तलम्
दिक्पालालोकपालाश्चसिद्धासाध्यामरुद्गणाः ॥२५
अथपीताम्बरधरोनीलोत्पलदलद्युतिः
शंखचक्रगदापाणिर्वराहवदनास्त्विह ॥२६

दंष्ट्राग्रेणमहींभित्त्वाप्रादुरासीदधोक्षजः
महामात्रोमहातुण्डःसर्वालंकारभूषितः ॥२७
पृथुकर्णोविशालाक्षःस्मितभिन्नोष्ठसंपुटः
ततःखादभवद्वृष्टिर्दिव्यपुष्पमयीन्नृप ॥२८
देवदुंदुभयोनेदुस्तुष्टुवुश्चमहर्षयः
अथतामद्भुतांमूर्तिंदृष्टाक्षीरोदसंभवा ॥२९
विस्मयोत्फुल्लनयनादेवीस्तोत्रमिदंजगौ ॥३०

વશિષ્ઠ બોલ્યા કે, તે લક્ષ્મીજી એ પ્રમાણે બોલી, તે વરાહમાં તલ્લિન થઇ નાહી મસ્તકે બે હાથ જોડી પૂર્વ તરફ ભાળી ઉભાં રહ્યાં ત્યાર પછી આખા જગતના સ્વામી હરિ તત્કાલ શંખ લઇ આકાશપૂરી દેતા હોય એમ ફૂકવા લાગ્યા તે શંખના શબ્દ થકી મહાગિરિને બોલાવ્યો અને પર્વતના સરખું કાંતિમાન્ મુખ ઉત્પન્ન કરી ચોતરફ અત્યન્ત ગાજવા માંડયું ત્યાર પછી હાથીની સુંઢમાં આવેલી કમલિની જેમ તેના માથાપર ધ્રુજે છે, તેમ પર્વત અરણ્ય અને જંગલ સાથે આખું જગત કાંપવા લાગ્યું ત્યાર પછી ઇંદ્રાદિ દેવો, દશ દિગપાળ, પંચ લોકપાળ, સિદ્ધ સાધ્ય અને ઓગણ પચાશ વાયુવડે આખું આકાશનું તળીયું છપાઇ ગયું પછી પીતાંબર ધારણ કરનાર કાળા કમળની પાંખડી સરખી કાંતિમાન્ શંખ ચક્ર ગદાને હાથમાં ધારણ કરનાર વરાહના મુખવાળા અધોક્ષજ ભગવાન્ આહી દંષ્ટ્રાના અ-ગ્રથી પૃથ્વીને ભેદી પ્રગટ થયા (મોટા અંશવાળા મોટા મુખવાળા અને આ-ભૂષણથી શોભાયમાન દીર્ઘ કર્ણ તથા દીર્ઘ નેત્રવાન્ અને હાસ્યવડે જેનો આઠ સંપુટ જુદો જણાય છે એવા હે નૃપ ત્યારે આકાશમાંથી દીવ્ય પુષ્પની વૃષ્ટિ થઇ દેવના દુંદુભી વાગ્યાં અને ઋષિયો સ્તુતિ કરવા લાગ્યા ત્યાર પછી તે અદ્ભૂત મૂર્તિને જોઇ સમુદ્રની પુત્રી આશ્ચર્યને લીધે ઉત્ફુલ નેત્રવાળા લક્ષ્મીદેવી નીચે પ્રમાણે સ્તોત્ર બોલ્યાં. ૨૭-૩૦.

## ॥ श्री देव्युवाच ॥

नमोस्तुतेकारणकारणायवेदान्तवेद्यायतमःपराय
वराहरूपायपरापरायब्रह्माण्डबीजायनमोनमस्ते ॥३१

नमःसमस्तामरवन्दितायब्रह्मस्वरूपायजगन्मयाय
षडूर्मिवर्यायचनिर्गुणायमहौजसेऽनन्तमोनमस्ते ॥३२
तुण्डाग्रकर्णाञ्चलसंवृताशमक्षिद्वयाच्छादितभूमिचक्रम्
मलम्बबाहुपिहितान्तरालंवन्देऽखिलाधारमहंवराहम् ॥३३
कोटीरकेयूरमणिस्रजानांमहोभिरुद्भासितविश्वलोकम्
गर्जद्घनाकारमपारपारंवन्देखिलाधारमहंवराहम् ॥३४
वनान्तसंलग्नबलाकमालाकमालप्रकाशद्दंष्ट्रक्षितिदीप्तिनेत्रम्
चक्रप्रभानि-हुतत्रायुमार्गगदाब्जसंभूषितपाणिपात्रम् ॥३५
पीतांशुकश्रीसुभगंसुबाहुंवन्देखिलाधारमहंवराहम्
समस्तयज्ञाङ्गमयंशरीरंदधानमुग्रंजगतांहिताय ॥३६
वरंवरेण्यंवरदंनतानांवन्देखिलाधारमहंवराहम्
प्रधानरूपंपुरुषंसुरेष्टंसमस्तभूतात्मकमात्मरूपम् ॥३७
शुद्धंपराणांपरमंपुराणंसत्त्वादिकप्राकृतहीनमीडयम्
निःकारणंकारणकार्यरूपंवन्देखिलाधारमहंवराहम् ॥३८
येपुण्यपापोपरताःप्रयत्नात्पश्यन्तियद्रूपमपेतमोहा
यमक्षयंलक्षणबाह्यमेकंवन्देखिलाधारमहंवराहम् ॥३९
अभूतपूर्वस्यभवंतियस्यरूपाणिसर्गस्थितिनाशहेतोः
विशुधिबोधंपरमात्मरूपंवन्देऽखिलाधारमहंवराहम् ॥४०
सर्वयतोयत्रचसर्वमेतज्जगच्चिरंविप्रमुखंप्रकासते
तंसर्वभूतत्वविकाररूपंवन्देऽखिलाधारमहंवराहम् ॥४१
नान्तोनवृद्धिर्नसमुद्भवोस्तियस्यप्रभोरायतिवर्जितस्य
नव्यक्ततांप्राप्तमशेपरूपैवन्देऽखिलाधारमहंयराहम् ॥४२

દેવી બોલ્યાં કે, હે દેવ, કારણના પણ કારણભૂત વેદાન્તથકી જણાવા લાયક તમથી પર શ્રેષ્ઠના શ્રેષ્ઠ વારાહ રૂપને ધારણ કરનાર બ્રહ્માણ્ડના બીજરૂપ તમોને નમસ્કાર. સઘળા દેવોએ વંદિત બ્રહ્મ સ્વરૂપ જગત સ્વરૂપ ષડૂર્મિમા શ્રેષ્ઠ મહા તેજસ્વી સત્વાદિ ગુણ રહિત હે અનન્ત તમોને નમસ્કાર. મુખના અગ્રે આવેલા કાનવડે ખભા જેના ઢંકાયલાછે એવા ને બે નેત્રવડે પૃથ્વીનું આચ્છા-

દન કરનાર લાંબા હાથવડે આકાશ ઢાંકીદેનાર સઘળાના આધારભૂત વરાહ ભગવાનને હું નમસ્કાર કરૂંછું. મુગટ અને મણિની માલાઓની કાન્તિવડે આખા જગતને દીપાવનાર ગાજતા મેઘના આકાર રૂપ અપાર પાર વાલા સઘળાના આધાર રૂપ વરાહને વંદન કરૂછું. વનાન્તમાં જોડાયલી બગલાની પંકિતની માફક પ્રકાશ દંષ્ટ્રાવાલા પૃથ્વિમાં દેદીપ્યમાન નેત્રવાળા ચક્રની કાંતિવડે વાયુના માર્ગને હઠાવનાર ગદારૂપી કમલવડે હસ્ત રૂપી પાત્રને શોભાવનાર પીળા વસ્ત્રની શોભાવડે શુશોભિત સારા બાહુવાળા અખિલ જગતના આધાર વરાહને નમુંછું. સમસ્ત યજ્ઞના અંગરૂપ ઉત્તમ શરીરને જગતના કલ્યાણ માટે ધારણ કરનાર પોતાને નમનારને વરદાન આપનાર શ્રેષ્ટ જગતના આધાર રૂપ વરાહને નમસ્કાર કરૂંછું. શ્રેષ્ટ રૂપવાન દેવના દષ્ટ સત્વાદિ પ્રકૃતિથી રહીત પૂન્ય કારણ રહિત અને કારણ કાર્યરૂપ એવા સમસ્ત જગતના આધાર વરાહને હું નમસ્કાર કરૂંછું. પુણ્ય પાપથી રહિત મોહ રહીત પુરૂષો જેના શરીરનું કષ્ટથી દર્શન કરી શકે છે તેવા અક્ષય લક્ષણ રહિત આખા જગતના આધાર ભૂત એક વરાહને નમુછું. પ્રથમ નહી એવા જેના રૂપ ઉત્પતિ પાલન અને નાશના હેતુ બને છે. તેવા બુદ્ધિથી જાણવા લાયક પરમાત્મારૂપ આખા જગતના આધાર વરાહને હું વંદન કરૂછું. આ સઘળું જગત જેથી બ્રાહ્મણથી આરંભીને ઉત્પન્ન થાય છે અને જેનામાં રહેલું છે તે સર્વ પ્રાણિના વિકારરૂપ આખા જગતના આધાર વરાહને હું વન્દન કરૂંછું જેનો અન્ત વૃદ્ધિ અને ઉત્પત્તિ નથી એવા દીર્ઘ કાળ શન્ય સમગ્ર શરીરથી પણ સ્પષ્ટ જણાતા નથી તે વરાહ ભગવાનને હું નમસ્કાર કરૂછું. ૩૧–૪૨.

## ॥ वसिष्ठ उवाच. ॥

इत्येवंसंस्तुतोदेवःक्रोडरुपीजनार्दनः
प्रसन्नःस्निग्धयावाचादेवीमिदमवोचत ॥४३

વસિષ્ટ બોલ્યા કે આ પ્રમાણે સ્તુતિ કરાયેલા દેવ વરાહ રૂપી ભગવાન પ્રસન્ન થઇ સ્નેહવાળી વાણી વડે દેવી પ્રત્યે બોલ્યા. ૪૩.

## ॥ श्रीभगवानुवाच ॥

स्तोत्रेणानेनतेदेवितुष्टोस्मिपकमलेक्षणे
वरंवरयवामोरुयस्तवास्तेमनोगतः ॥४४

ભગવાન બોલ્યા હે દેવિ કમલેક્ષણે તારા આ સ્તોત્રથી હું ખુશી થયો છું માટે હે વામોરુ જે તારા મનમાં હોય તે વરદાન માગ ૪૪.

## ॥ देव्युवाच ॥

वरदोयदिमेदेवःवरार्हायदिवाप्यहम्
तदिमामात्मनोमूर्तिंलक्ष्मींकुरुजगद्धितः ॥४५
मयाविनिर्मितेक्षेत्रेश्रीमालेऽत्रस्थितिंकुरु
निवासःसर्वतीर्थानामाश्रयश्चदिवौकसाम् ॥४६

દેવી બોલ્યાં હે દેવ જો મને દેવ વરદાન આપનારા હોય અને હું વરદાનને યોગ્ય હોઉં તો આ આત્માની મૂર્તિને જગતના હિતકારક લક્ષ્મી કરીને માનો અને મેં નિર્માણ કરેલા આ શ્રીમાલ ક્ષેત્ર સર્વ તીર્થનો નિવાસ તથા દેવનો પણ આશ્રય થાય માટે સ્થિતિ કરો. ૪૫-૪૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तःसतदादेवःसंचुकोचनिजंवपुः
अर्चितश्चसुरैर्देवैरियमाहश्रियंप्रति ॥४७

વસિષ્ઠ બોલ્યા હે નૃપ આ પ્રમાણે કહેવાયેલા તે ભગવાને તે વખતે પોતાના શરીરનો સંકોચ કર્યો અને દેવોયે પૂજેલા તે ભગવાન્ લક્ષ્મી પ્રત્યે આગળ પ્રમાણે કહેવા લાગ્યા. ૪૭.

## ॥ श्रीभगवानुवाच ॥

इहस्थितंनरायेमांद्रक्ष्यन्तिभुवनेश्वरि
सर्वदानफलंतेषांभविष्यतिनसंशयः ॥४८
एकादशीदिनेमासेसितेवाप्यसितेपिवा
अर्चनात्ममर्त्यानानभवेद्यमयातना ॥४९
श्रीमालेप्रवरेक्षेत्रेतथाविंध्येमहाचले
अर्चयिष्यन्तियेदेविनतेभूयःशरीरिणः ॥ ५०

यदन्यत्रभेवत्पुंसांचातुर्मास्यनिषेवणात्
तदिहैकादशीरात्रौजागराल्लभतेनरः ॥५१
शयन्यांमचबोधन्यामेकादश्यामुपोषणात्
रात्रौजागरणादत्रबहुस्वर्णफलंभवेत् ॥५२
देवेशित्वांनमस्कृत्यमांनमस्यन्तिभक्तितः
प्राप्स्यन्तिममलोकंतेनरासत्यंब्रवीमिते ॥५३
पुष्पलक्षैर्यदन्यत्रपुण्यंस्यान्ममसपूजनात्
त्रिभिस्तुतुलसीपत्रैरिहत्वाराहपूजनात् ॥५४

**श्रीभगवान्** બોલ્યા કે, હે ભૂવનેશ્વરિ, જે પુરૂષ આ ઠેકાણે રહીને મારૂં દર્શન કરશે તેમને સર્વ દાનનું ફળ પ્રાપ્ત થશે, એમાં શંસય નથી. શુક્લપક્ષ અથવા કૃષ્ણ પક્ષની એકાદશીને દીવસે મૃત્યુલોકના માણસને મારા પૂજન કરવાથી જમ તરફનું દુઃખ રહેશે નહી. હે દેવી શ્રેષ્ટ શ્રીમાલ ક્ષેત્રમાં તથા વિન્ધ્યાચળ પર્વતમાં જે કોઇ મારૂં પૂજન કરશે તે ફરીને જન્મ પામશે નહીં અને જે બીજે ઠેકાણે ચાતુર્માસમાં સેવા કર્યાથી માણસને ફળ પ્રાપ્ત થાય છે તે અહીં એકાદશીને રોજ રાત્રે જાગરણ કરવાથી મળશે અસાડી અને કાર્તિકી એકાદશીમાં આ ક્ષેત્રમાં ઉપોષણ તથા જાગરણ કરવાથી સોનાના દાનનું ફળ મળે છે. હે દેવેશિ, તને નમી પછી જે માણસ ભક્તિથી મને નમશે તે માણસો મારા લોકને પ્રાપ્ત થશે એ હું તને સત્ય કહું છું; તેમજ લાખ પુષ્પથી મારૂં પૂજન કરવાથી બીજા સ્થાનમાં જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય આ ક્ષેત્રમાં ત્રણ તુળશીના પાનથી વારાહનું પૂજન કરવાથી પ્રાપ્ત થાય છે. ४८–५४.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवस्तत्रकृत्वांशतःस्थितिम्
परामूर्तिर्मुकुन्दस्यश्रियासहदिवंययौ ॥५५
ततःप्रभृतिभगवान्पातालभुवनाप्रियः
वराहरूपीश्रीमालेतस्थौलोकहितायवै ॥५६
एकादशीषुसर्वासुयोवाराहंनमस्यति

तस्यनश्यन्तिपापानिजन्मान्तरकृतान्यपि ॥५७
वाच्यमानइदंराजन्वराहस्याख्यानअद्भुतम्
तस्यनश्यन्तिपापानिजन्मान्तरकृतान्यपि ॥५८
श्रृणोतिचपठेद्वापिनरकंनसपश्यति ॥५९

વશિષ્ઠ બોલ્યા કે, હે રાજન્ આ પ્રમાણે કહી ભગવાન્ અંશથી ત્યાં પોતાની સ્થિતિ કરી અન્તરધ્યાન થયા અને મુકુન્દ ભગવાનની જે મુખ્ય મૂર્તિ હતી તે લક્ષ્મી સાથે સ્વર્ગમાં ગઇ ત્યારથી આરંભી પાતાલ જેને પ્રિય છે એવા ભગવાન વારાહલોકના કલ્યાણ સારૂ શ્રીમાલ ક્ષેત્રમાં રહ્યા. સર્વ એકાદશીને વિષે જે વારાહ ભગવાનને નમશે, તેનાં પાપ પેલા જન્મમાં કર્યાં હશે તે પણ નાશ પામશે. જે કોઇ આ અદ્દ્ભુત વારાહ ભગવાનનું આખ્યાન વંચાવશે તેનાં પાપ પણ બીજા જન્મમાં કર્યાં હશે તે પણ નાશ પામશે. જે કોઇ આ સાંભળશે અથવા આનો પાઠ કરશે તે માણસ નરકને જોનાર નથી. ૫૫–૫૯.

इतिश्री वाराह महात्म्यं नाम सप्तचत्वारिंशोऽध्याय ॥४७

એ પ્રમાણે શ્રીમાળ મહાત્મ્યમાં વારાહ મહાત્મ્યનામનો શુડતાળીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ૪૭.

---

# ॥ अथ अष्टचत्वारिंशोऽध्यायः ॥

## અધ્યાય ૪૮ મો.

## ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्टवल्मीकेश्वरमुत्तमम्
तस्यैवोत्तरतोलिङ्गंविद्यतेसर्वसिद्धिदम ॥१
आसीद्भृगुकुलेपूर्वोद्विजःकश्चिन्नराधिप
मन्दबुद्धिरहंकारीस्वधास्वाहाविवर्जितः ॥२
समययौवनंदैवाद्गार्हस्थ्यमार्गमाश्रितः
मदध्यौजीवनोपायंपत्न्याश्चैवात्मनस्तदा ॥३

नैवप्रतिगृहंकश्चित्तस्मैदत्तेकदाचन
वेदाध्ययनब्राह्मस्यवर्जितस्यचकर्मभिः ॥४
ततोबुद्धिःसमुत्पन्नादस्युवृत्तौदुरात्मनः
अरण्येमार्गसंभेदेकुत्रचितपादपाकुले ॥५
स्थितःसपथिकान्नित्यंपराभूयबलान्नृप
गृह्णातिधनमेकाकीकुटुंबपरिपुष्टये ॥६
कदाचिदथतत्रैवतीर्थयात्रापरायणाः
सप्तसप्तर्षयोराजंस्तेजोदीपितदिङ्मुखाः ॥७
तेषांरत्नमयान्दृष्ट्वाभासमानान्कमण्डलून्
आदायमुद्गरंमार्गरुरोधबलवान्द्विजः ॥८
ततस्तेमुनयोमार्गेदृष्ट्वातंचोररूपिणम्
पूर्वंभृगुकुलेजातंद्विजंसत्कर्मवर्जितम् ॥९
स्थितंमुद्गरमादायकमण्डलुजिघृक्षया
कृपयापरयाविष्टास्तमूचुर्मधुराक्षरम् ॥१०

વશિષ્ઠ—હે નૃપ શ્રેષ્ટ, ત્યાર પછી ઉત્તમ વલ્મિકેશ્વર તરફ જવું. તે વલ્મિકેશ્વરનું તે વારાહ ભગવાનથી ઉત્તરમાં સર્વ સિદ્ધીને આપનારૂ લીંગ છે. હે નરાધિપ પૂર્વે ભૃગુરૂષિના કુળમાં મંદ બુધિ અહંકારી શ્રાધ યજ્ઞથી રહીત કોઇ બ્રાહ્મણ હતો તે ગૃહસ્થાશ્રમ સાથે દેવને લીધે વનમાં ગયો અને ત્યાં પોતાના તથા સ્ત્રીના જીવવાના ઉપાયનો વિચાર કરવા લાગ્યો. તેને કોઇ પણ માણસ દાન આપતુ નહીં તેથી વેદાધ્યયનથી રહિત બ્રાહ્મણોના કર્મથી હીન દુષ્ટાત્મા તે બ્રાહ્મણની ચોરી કરવામાં બુદ્ધિ ઉત્પન્ન થઇ. હે નૃપ જંગલમાં બે ચાર માર્ગ એકઠા થતા હોય એવી જગ્યાયે ઝાડને ઓથે રહી દરરોજ રસ્તે આવનાર માણસોને બળાત્કારથી જીતી એકલો પોતાના કુટુંબના પોષણને માટે તેમની પાસેથી દ્રવ્ય લેવા લાગ્યો. કોઇકિ વખત તે ઠેકાણે તીર્થ યાત્રા કરનારા પોતાના તેજ વડે દિશાઓને શોભાવનારા સાત સપ્તરૂષિયો આવી પહોચ્યા. તેમના દેદીપ્યમાન સોનાના કમણ્ડલુ જોઇ તે બ્રાહ્મણ મગદળીયો લઇ માર્ગ રોકીને ઉભો, ત્યારે તે રૂષિયો રસ્તામાં ચોરનું રૂપ ભોગળ લેનાર ભૃગુકુળમાં ઉત્પન્ન સારા કર્મથી રહિત બ્રાહ્મણને મગદળીયો લઇ કમણ્ડલુ

ગ્રહણ કરવાની ઇચ્છાથી ઉભેલો જોઇ અત્યન્ત દયા લાવી મધુર અક્ષરથી તે બ્રાહ્મણ પ્રત્યે બોલ્યા. ૧-૧૦.

## ॥ सप्तर्षयऊचुः ॥

कस्यहेतोर्महत्पापमिदंभोक्रियतेत्त्वया
अध्रुवेणशरीरेणमातुर्यौवनहारिणा ॥११
यद्वातद्वापरद्रव्यमपिसर्षपमात्रकम्
अपहृत्यनरोयातिनरकंनात्रसंशयः ॥१२
पोपणायबहूनांयःकुर्यादेकोतिपातकम्
सप्रेत्यसुचिरंभुक्तेतस्यैकःकर्मणःफलम् ॥१३
गत्त्वाशुगृहिणींपृच्छयदर्थेपापकृद्भवान्
त्वयापापश्चभागोयंभोग्यंकिंवामयैवहि ॥१४
अथसाकथयेत्त्वांहितद्विचार्यकुरुप्रियम
वयमत्रैवतिष्ठामःसत्येनार्गलयाधृताः ॥१५

**સપ્તર્ષિયો** બોલ્યા, અરે નાશવંત અને કેવલ માના યૌવનને હરણ કરનાર આ શરીર વડે તું શા કારણથી આ મોટું પાપ કરે છે. જેમ તેમ પારકુ દ્રવ્ય સર્ષવના દાણા માત્ર પણ ચોરવાથી માણસ નિસંશય નરકમાં જાયછે. બહુ માણસનું પોષણ કરવા સારૂ એક માણસ અત્યન્ત મોટું પાપ કરેછે તોતે માણસ તેના કર્મનું ફલ મરી ગયા પછી એકલોજ ભોગવે છે. માટે તત્કાળ ઘેર જઇ જેના માટે તું પાપ કર છે તે તારી સ્ત્રીને જઇને પુછ કે આ પાપ કરૂંછું તેમાં તારો ભાગ છે કે મારે એકલાને એ ભોગવવાનું અને પછી તે જે તને કહે તેનો વિચાર કરી જે તને સારૂં લાગે તે તું કર. એ સત્યરૂપી સાંકળથી બંધાયેલા આ ઠેકાણેજ ઉભા રહીયે છીયે. ૧૧-૧૫.

## ॥ वसिष्ट उवाच ॥

तथेत्युक्त्वाययौशीघ्रंसतदाभार्गवोद्विजः
आलयंनिजमासाद्यगृहिणीमिदमब्रवीत् १६

**વશિષ્ટ** બોલ્યા કે, ઠીક એમ કહી તત્કાળ પેલો ભૃગુકુલનો બ્રાહ્મણ, ઘેર ગયો પોતાને ઘેર પહોચી પોતાની સ્ત્રી પ્રત્યે આ પ્રમાણે બોલ્યો. ૧૬.

## ॥ ब्राह्मण उवाच ॥

त्वदर्थेयन्मयापापमिदंवैक्रियतेसदा
तस्यभागस्त्वयाप्राप्यःकिमेकेनमयैवहि १७
मयासप्तर्षयोरुद्धामार्गेतस्करबुद्धिना
प्रेरयन्तिमहात्मानःस्त्वांपृष्टुमिदमादरात् ॥१८

**બ્રાહ્મણ** બોલ્યો કે, હે સ્ત્રી, તારા માટે દરરોજ હું જે આ પાપ કરૂં છું તેનો ભાગ તને મલવાનો કે કેવલ મારેજ તે ભોગવવાનું છે? ચોરની બુદ્ધિવાલા મેં માર્ગમાં સપ્તર્ષિયોને રોક્યા છે તે મહાત્માઓએ તને આ ઉપરનું પુછવા માટે મને પ્રેરણા કરી છે. ૧૬–૧૮.

## ॥ ब्राह्मण्युवाच ॥

नमेपापस्यभागोस्तिधन्यस्यैवास्तिकेवलम्
अपिपापशतंकृत्वाभर्तव्याहंत्वयाविभो ॥१९
वस्त्रालंकरणादीनांतनोश्छायानुकारिणी
नतुकर्मफलस्येहतथाभार्याभवेन्नृणाम् ॥२०
पातकंकुरुतेकर्मयथाबुध्यानृणान्तुयः
सचपापफलंभुक्तेनतुबुद्धिःकथंचन ॥२१
तथाशतानिपापानांकुटुम्बस्यार्थमाचरन्
कर्तैवलिप्यतेनान्यःसत्यमेतद्ब्रवीम्यहम् ॥२२

**બ્રાહ્મણી** બોલી કે, હે વિભો, મારો પાપમાં ભાગ નથી પ્રાણીજ કેવલ પાપના ભાગીછે. કારણ કે તમારે હજાર પાપ કરીને પણ મારૂં ભરણ પોષણ કરવું જોઇએ. સ્ત્રી શરીરની છાયા વસ્ત્ર અને આભૂષણનું અનુકરણ કરનારી છે પરંતુ કાંઇ તેના પહેરનારના કર્મના ફલનું અનુકરણ કરતી નથી તેમ આ સંસારમાં સ્ત્રી છે. માણસોમાં જે કોઇ બુદ્ધિ પ્રમાણે પાપ કર્મ કરે છે તેજ તેના પાપનું ફલ ભોગવે છે. કાંઈ બુદ્ધિ ભોગવતી નથી, તેમ કુટુંબને માટે હજાર પાપ કરે છે તો તેનો કરનારજ પાપથી લેપાય છે એ હું તમને સત્ય કહુંછું. ૧૯–૨૨.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तःसतदाविप्रोभार्ययासुविदग्धया
विषादंपरमंप्राप्यययौयत्रमहर्षयः ॥२३
मुद्गरंतंपरित्यज्यभार्यावाक्यंनिवेद्यच
पपातशिरसाभूमौसप्तर्षीनिदमब्रवीत् ॥२४

વસિષ્ઠ બોલ્યા કે, તે વખત ચતુર સ્ત્રિયે ઉપર પ્રમાણે કહેવાયલો તે બ્રાહ્મણ અત્યન્ત ખેદ પામી જ્યાં રૂષિયો હતા ત્યાં ગયો અને મુદ્ગરને છોડી દઇ પોતાની સ્ત્રીનું કુવાક્ય નિવેદન કરી ભોય ઉપર લાંબા નમસ્કાર કરી સપ્તર્ષિ પ્રત્યે આ પ્રમાણે બોલ્યો. ૨૩–૨૪.

## ॥ ब्राह्मण उवाच ॥

संसारार्णवमानंमांसंवृतंपापराशिभिः
समुद्धरतकारुण्यात्सन्तोहिकरुणाधनाः ॥२५

બ્રાહ્મણ બોલ્યો કે, હે રૂષિયો, સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા પાપના ઢગલાથી વિંટાયલા દયાને લીધે મારો ઉદ્ધાર કરો કારણ કે સન્ત પુરૂષો દયારૂપી ધન વાલા છે. ૨૫.

## ॥ सप्तर्षय ऊचुः ॥

त्वयाविप्रकुलेभूत्वानशुभंविहितंक्वचित् ।
तस्मादीशस्त्वयाराध्यस्तपोभिरतिदुश्चरैः ॥२६
मेरुमन्दिरमात्राणिपापानीहकृतान्यपि
शिवसंस्मरणेनैवविलयंयान्तिनिश्चितम् ॥२७
किंपुनर्येमहेशानेमनोविन्यस्यनिश्चलम्
तपःकुर्वन्तिसुचिरंसमाधिध्यानयोगतः ॥२८

સપ્તર્ષિયો બોલ્યા કે, હે વિપ્ર, તેં બ્રાહ્મણ કુળમાં ઊત્પન્ન થઈ કાંઇ પણ શુભ કર્યું નથી તેથી અત્યન્ત દુશ્ચર તપવડે શંકર આરાધન કરવા યોગ્ય-

ये. मेरु अने मंदिर पर्वत जेटला मोटां पाप पण शंकर स्मरण करवाथी निश्चे नाश पामे छे तो पछी शंकरमांज मनने निश्चय करी जे माणस समाधि ध्यान अने योग वडे तप करे छे. तेने तो शुं न थाय. २६-२८.

## ॥ब्राह्मण उवाच॥

मन्त्रंकिमपिमेविप्राःसुसिद्धंवैप्रयच्छत
यदालम्बनमात्रेणचिन्तयामिपरंशिवम् ॥२९

ब्राह्मण बोल्यो के, हे विप्रो कोई पण सिद्ध मंत्र मने आपो के जेना आलम्बवडे हुं श्रेष्ट शंकरनुं चिंतवन करुं. २९.

## ॥ सप्तर्षय ऊचुः ॥

ॐनमःपरमार्थायमहाघौघविनाशिने
अचिन्त्यायप्रधानायपुरुषायमहात्मने ॥३०
एवंतेजपतोविप्रपरितुष्टोमहेश्वरः
प्रदास्यतिपरांसिद्धिंनात्रकार्याविचारणा ॥३१

सप्तर्षि बोल्या—श्रेष्ट अर्थवाळा मोटा पापना समुहने नाश पमाडनार नविचार कराय एवा मुख्य मोटा पुरुष तमने नमस्कार छे. आ प्रमाणे जपनार तने प्रसन्न थयेला महेश्वर श्रेष्ट सिद्धि आपशे एमां कांई विचार करो नहि. ३०-३१.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तेमहात्मानोययुःसप्तर्षयोमला
सद्विजोपिविशुद्धात्मातत्रतेपेमहत्तपः ॥३२
आराधयन्महादेवंजपन्मन्त्रंसमाहितः
तस्थौवर्षशतंयावन्महावल्मीकसंवृतः ॥३३
पुनःसप्तर्षयोराजन्निर्मलास्तत्रसंगताः

वल्मीकरन्ध्रवक्त्रेभ्योददृशुर्विस्फुरन्महः ॥३४
किमेतदितिवान्योन्यमुक्त्वाविस्मितचेतसः
यावद्विलोकनंचक्रुस्तावत्संददृशुर्द्विजम् ॥३५
पुरस्ताल्लिङ्गमुत्पन्नंदिव्यमद्भुतदर्शनम्
तंदृष्ट्वातुमहल्लिङ्गंमुनयस्तेयतव्रताः ॥३६
क्रमादुत्सार्यवल्मीकमिदमूचुस्तपोधनम् ॥३७

વસિષ્ટ બોલ્યા કે, હે રાજન્, આ પ્રમાણે બોલી છેવટે મહાત્મા નિર્મળ તે સપ્તર્ષિયો ત્યાંથી ગયા અને તે બ્રાહ્મણ પણ શુદ્ધ આત્મા રાખી તે ઠેકાણે મોટું તપ તપવા લાગ્યો, સાવધાન થઈ મંત્રનો જપ કરી મહાદેવનું આરાધન કરતાં જ્યાં સુધી સો વર્ષ થયાં ત્યાં સુધી ચારે તરફ શરીરથી રાફડો બની ગયો છે એવી રીતે બેશી રહ્યો. ફરીને તે ઠેકાણે એકઠા થઇ શુદ્ધ સાત રૂષિયો ત્યાં આવ્યા અને રાફડાનાં બાકા રૂપી મોંમાંથી સ્ફુરણાયમાન થતું તેજ જોવા લાગ્યા. આ શું એમ પરસ્પર બોલી આશ્ચર્ય પામી જેટલામાં જુએ છે તેટલામાં બ્રાહ્મણને દીઠો. આગળ અદ્ભુત દર્શનવાળું દિવ્ય લિંગ ઉત્પન્ન થયેલું જોઇ તે નિયમ વ્રતવાળા મુનિયો અનુક્રમે રાફડાને દૂર કરી તપોધન રૂષિ પ્રત્યે આગળ પ્રમાણે બોલ્યા. ૩૨-૩૭.

## ॥ सप्तर्षय ऊचुः ॥

भोभोस्तपोनिधेपश्यपुरस्ताल्लिङ्गमद्भुतम्
तपोभिस्तवदुःपारैप्रसन्नोभून्महेश्वरः ॥३८

સપ્તર્ષિયો બોલ્યા કે, હે તપોનિધિ, તારા મો આગળ અદ્ભુત લિંગ છે તે જો. તારા દુઃપાર તપવડે મહેશ્વર પ્રસન્ન થયા છે. ૩૮.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तस्तैर्महात्मासक्रच्छ्रादुन्मील्यचक्षुषी
व्यलोकयदुपान्तस्थान्सप्तर्षीन्दिव्यतेजसः ॥३९
चित्रालेखइवश्रीमान्तपोभिरतिदुर्बलः

अशुन्कुवन्नुपस्थातुंववन्देशिरसामुनीन् ॥४०
बाहुभ्यामथसंगृह्यस्नापयांचक्रिरेमुदा
सोयंसोयंमुनिःपूर्वंदस्युरूपेणयःपुरा ॥४१
आरौत्सीत्पथियश्चास्मान्कमण्डलुजिघृक्षया
परंवैराग्यमापन्नस्तप्तवानतुलंतपः ॥४२
भार्गवोयंमुनिश्रेष्ठःसर्वब्रह्मविदांवरः
नमस्तपोभ्यःसततंप्रियेभ्योमरुतामपि ॥४३
यद्वशात्तस्करोप्येषवन्द्योभूत्रिदिवौकसाम् ॥४४

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહેવાયલો મહાત્મા તે બ્રાહ્મણ બળાત્કારે નેત્ર ઉઘાડી પાસે ઉભેલા તેજસ્વી સપ્તર્ષિયોને જોવા લાગ્યો. કાંતિમાન્ તપવડે અત્યંત દુર્બળ થયેલો તે બ્રાહ્મણ ચિત્ર હોય તેની પેઠે ઉપસ્થાન કરવાને અસમર્થ થયેલો મસ્તક વડે ૠષિયોને નમ્યો. ત્યારપછી તે ૠષિયોએ હાથવડે તે બ્રાહ્મણને ઝાલી હર્ષથી સ્નાન કરાવ્યું અને પ્રથમ આપને ચોરના રૂપથી કમણ્ડલુ લઈ લેવા માર્ગમાં રોકતો હતો તે આ, તે આ છે એમ કહેવા લાગ્યા અને તે પરમ વૈરાગ્યને પામી અતુલ તપ તપ્યો તે આ ભાર્ગવ બ્રાહ્મણ મુનીઓમાં શ્રેષ્ઠ અને બ્રહ્મ જાણનારાઓમાં પણ શ્રેષ્ઠ થયો છે. નિરંતર દેવને પણ પ્રિય એવા તપને નમસ્કાર છે કે જેના પ્રભાવથકી આ ચોર પણ દેવોને વંદન કરવા લાયક બન્યો. ૩૯–૪૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थमाभाषमाणानांमुनीनामथभारती
आकाशादभवद्दिव्याजीमूतस्येवगर्भतः ॥४५

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે બોલનારા ૠષિયોની દિવ્ય આકાશથી સરસ્વતિ (આકાશ વાણી) વરસાદ જેમ થાય છે તેમ થઈ. ૪૫.

## ॥ भारत्युवाच ॥

भार्गवोयंमुनिश्रेष्ठोवल्मिकादुधृतोधुना
युष्माभिःसप्तभिस्तस्माद्वाल्मीकिर्भविताभुवि ॥४६

एतल्लिङ्गंसमुद्भूतंपावनंपापिनामपि
वाल्मिकोनामलोकेषुवल्मीकेश्वरसंज्ञया ॥४७
वैशाखस्यसितेपक्षेचतुर्दश्यांसमाहितः
यःस्नात्वामानवोभक्त्यापूजयिष्यतिमामिह ॥४८
सयास्यतिपरंस्थानंजरामरणवर्जितम् ॥४९

**ભારતિ** બોલ્યાં કે, હે રૂષિયો, આ શ્રેષ્ટ ભાર્ગવ મુનિ હાલમાં તમોયે સાતે રાફડાથી ઊદ્ધાર્યો તેથી એ વલ્મિકી એવે નામે પૃથ્વિમાં ઓળખાશે. આ લિંગ પાપીઓને પણ પવિત્ર કરનાર ઉત્પન્ન થયું તે જગતમાં આ વલ્મિક વલ્મિકેશ્વર એવે નામે પ્રસિદ્ધ થશે. વૈશાખ મહિનાની શુકલ ચૌદશને દીવસે સમાહિત મન રાખી સ્નાન કરી જે માણસ આ ઠેકાણે ભક્તિવડે મને પૂજશે તે ઘડપણ અને મરણ જેમાં નથી એવા સ્વર્ગને પ્રાપ્ત થશે. ૪૬-૪૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तदधेदेवीसानरेन्द्रसरस्वती
अथवाल्मीकिमाहुस्तंपुराणास्तेमहर्षयः ॥५०

**વશિષ્ટ** બોલ્યા, હે નરેંદ્ર આ પ્રમાણે બોલી તે દેવી આકાશવાણી અન્તર્ધ્યાન થઇ ત્યાર પછી તે પુરાણા મહર્ષિયો તે વાલ્મિકીને કહેવા લાગ્યા. ૫૦.

## ॥ सप्तर्षयऊचुः ॥

वरंवरयभद्रंतेवाल्मीकब्रह्मवित्तम
दास्यामस्तत्रसंतुष्टामनसायद्धिवाञ्छति ॥५१

**સપ્તર્ષિ** બોલ્યા કે, હે બ્રહ્મ વિત્તમ વાલ્મિક, તારૂં કલ્યાણ થાઓ તું વરદાન માગ તું તારા મનમાં જે ઇચ્છિતો હઇશ તે તને અમો પ્રસન્ન થયેલા આપીશું. ૫૧.

## ॥ वाल्मीकिरुवाच ॥

यदितुष्टामहात्मनः पुराणामेमहर्षयः
विद्यास्थानानिसर्वाणिमांप्रयच्छततत्त्वतः ॥५२

વાલ્મિક બોલ્યો કે, જો મને પુરાણુ મહર્ષિ પ્રસન્ન થયા હોતો મને સર્વે વિદ્યા આપો. ૫૨.

## ॥ सप्तर्षय ऊचुः ॥

आदिकाव्यस्यकर्ताचलोकेत्वंभविताद्विज
तीर्थेऽत्रत्वांकृतस्नानोयोद्विजःपूजयिष्यति ॥५३
पठतस्तस्यशास्त्राणिपारंयास्यतिसत्वरम्
इहयेश्रद्धयायुक्तादास्यन्तिकनकंशुचि ॥५४
तेषांलोकाभविष्यन्तियेकेचिद्ब्रह्मचारिणाम् ॥५५

સપ્તર્ષિયો બોલ્યા કે, હે દ્વિજ આદિ કાવ્યનો કર્તા જગતમાં તું થ-ઈશ. આ તીર્થમાં સ્નાન કરી જે બ્રાહ્મણ તારૂ પૂજન કરશે ને ભણતાં તેના શાસ્ત્રનો જલદીથી પાર પામશે. આ જગ્યાયે જે કોઇ શ્રદ્ધા રાખી શુદ્ધ સોનાનું દાન કરશે તેમને બ્રહ્મચારીને જે લોક પ્રાપ્ત થાય છે તે લોક પ્રાપ્ત થશે. ૫૩–૫૫.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वाभार्गवश्रेष्ठंवाल्मीकिंमुनिपुङ्गवाः
ब्रह्मलोकंययुर्हृष्टाःप्रशसन्तस्तपोमहत् ॥५६
वाल्मीकिरपिदेवेशंतत्रध्यायन्नवास्थितः
वल्मीकेश्वरमहात्म्यमिदंतेकथितंमया ॥५७
श्रुत्वायन्मानवःसम्यक्प्रजावानिहजायते ॥५८

વસિષ્ઠ બોલ્યા કે, હે નૃપ, આ પ્રમાણે રૂષિ શ્રેષ્ટ સપ્તર્ષિયો ભાર્ગવ કુલના શ્રેષ્ટ વાલ્મીકને કહી હર્ષ પામી મોટા તપના વખાણ કરતા કરતા બ્રહ્મ લોકમાં ગયા. વાલ્મિકીપણ શંકરનું ધ્યાન કરતો કરતો ત્યાંજ રહ્યો. હે રાજન્ આ વલ્મીકેશ્વરનું મહાત્મ્ય મેં તને કહ્યું જે સાંભળવાથી મનુષ્ય સારો અને પ્રજાવાલો આ જગતમાં થાય છે. ૫૬–૫૭.

इतिश्री वाल्मिकेश्वर महात्म्यंनाम अष्टचत्वारिंशोऽध्यायः॥४८॥

એ પ્રમાણે શ્રીમાળ મહાત્મ્યમાં વાલ્મિકેશ્વર મહાત્મ્ય નામે અડતાળિશમો અધ્યાય સંપૂર્ણ. ૪૮.

# ॥अथ एकोनपंचाशमोऽध्यायः॥

## અધ્યાય ૪૯ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्टकौशिकादित्यमादरात्
महर्षिःकौशिकोयत्रसूर्यमाराधयत्पुरा ॥१
कौशिकोनामविप्रर्षिस्तीर्थयात्रापरायणः
भार्ययासहमेधावीश्रीमालंक्षेत्रमागमत् ॥२
सदृष्ट्वासर्वतीर्थाणांक्षेत्रंत्वमवरंभुवि
सूर्यस्याराधनेबुद्धिंचकारमतिमान्नृप ॥३
कुष्टरोगाभिभूतेनकौशिकेनमहात्मना
कालोमहानतिक्रान्तःश्रूयतेकौशिकाश्रमे ॥४
अथसब्राह्मणोविद्वान्शुचिःस्नात्वाजितेन्द्रियः
व्रतंनिरशनंगृह्यतमुंसमुपचक्रमे ॥५
तस्मिन्नेवाथदिवसेनिशीथेभगवान्हरिः
तमस्तोममपाकुर्वन्प्रत्यक्षोभूद्द्विजाकृतिः ॥६

વશિષ્ટ બોલ્યા કે, હે નૃપશ્રેષ્ટ, ત્યાર પછી આદરથી પ્રથમ જે ઠેકાણે કોશિક ૠષિયે સૂર્યનું આરાધન કર્યું હતું ત્યાં કૌશિકાદિત્ય છે ત્યાં જવું. તીર્થ યાત્રા કરનાર બુદ્ધિમાન્ કોશિક નામનો બ્રાહ્મણ પોતાની સ્ત્રી સાથે શ્રીમાળ ક્ષેત્રમાં ગયો. હે નૃપ બુદ્ધિમાન્ તે બ્રાહ્મણ સર્વ તીર્થમાં એક્ષેત્ર શ્રેષ્ટ જોઈ સૂર્યનું આરાધન કરવાનો વિચાર કર્યો. કોઢના રોગથી પિડિત તે મહાત્માયે ઘણોજ

લાંબો વખત એ આશ્રમ કાઢ્યો એમ સંભળાય છે. ત્યાર પછી તે બ્રાહ્મણ સ્નાન વડે શુદ્ધ થઇ જીતેંદ્રિય રહી ઉપોષણ કરવું એવું વ્રત લઇ તપ કરવાનો આરંભ કર્યો. તેજ દિવસે મધ્યરાત્રે ભગવાન સૂર્ય અંધારાને દૂર કરી બ્રાહ્મણ સ્વરૂપે પ્રત્યક્ષ આવી ઉભા રહ્યા. ૧-૬.

## ॥ सूर्य उवाच ॥

मुनेकौशिकभद्रंतेवरंवरयसुव्रत
चिरमस्मादुपक्रान्तात्तपसःकुशिकान्वय ॥७

સૂર્ય બોલ્યા કે, હે કૌશિકમુનિ, તારૂં કલ્યાણ થાઓ. હે કુશિકાન્વય સારા વ્રતવાળા ઘણા લાંબા વખતથી આરંભેલા આ તપથી હું તને પ્રસન્ન થયો છું માટે વરદાન માગ. ૭.

## ॥ कौशिक उवाच ॥

तपोभिःसुचिरंतप्तैर्मुनीनांपारदर्शिनाम्
दर्शनंयासिमार्तण्डसद्यःकिंवरदोसिमे ॥८
अद्यपूर्वेन्हियेनासीत्प्रत्यक्षोममभास्करः
कारणंतन्मयाचक्ष्वप्रार्थयामिवरंततः ॥९

કૌશિક બોલ્યો કે, હે સૂર્ય, પારને દેખનારા ઋષિઓયે ઘણા વખત તપ કરાયાથી દર્શનમાં આવનાર તમો મને તત્કાળ વરદાન આપનાર છો તો આજ પેહેલે દીવસે જેથી મને સૂર્ય પ્રત્યક્ષ થયા તો તે કારણ મને કહો ત્યાર પછી હું વરદાન માગીશ. ૮-૯.

## ॥ विवस्वानुवाच ॥

एषापतिव्रतापत्नीतवत्रैलोक्यवन्दिता
अहोरात्राणिदशमांमुद्यन्तंहिनिराकरोत् ॥१०
तेनाहमुपत्रासेनतस्मियायाद्विजोत्तम
एकेनापिप्रसन्नोस्मिवरंवरयमाचिरम् ॥११

સૂર્ય બોલ્યા કે, હે શ્રેષ્ટ બ્રાહ્મણ, આ તારી ત્રૈલોકે વંદ રહેલી પતિવ્રતા સ્ત્રી દશ રાત્રી દીવસ મને ઉગતાને દુર કરતી નિહાળતી હતી તેથી તારી સ્ત્રીના આ એક ઉપવાસથી પણ હું પ્રસન્ન થયો માટે વાર ન લગાડતાં વરદાન માગ. ૧૦–૧૧.

## ॥ कौशिक उवाच ॥

उपवासान्मयासार्धमियंतेकुरुतेबहून्
ततःकिमप्रियंतेस्याद्वंदितस्यसुरैरपि ॥१२

કૌશિક બોલ્યો કે, હે દેવ, આ મારી સાથે તમારા ઘણાજ ઉપવાસ કરે તો તેથી દેવે પણ વંદન કરેલા તમારૂં શું અપ્રિય થાય? ૧૨.

## ॥ विवस्वानुवाच ॥

सत्योधिकाद्विजश्रेष्टदेवेभ्योपिनसंशयः
अस्यांतपस्यमानायांतेजोहानिर्भवेन्मम ॥१३
तत्तपोभिर्नपुण्यंस्यात्कल्पान्तविहितैरपि
नसुतीर्थैर्नृणांदानैःसतीत्वेयद्भवेन्नृणाम् ॥१४
स्त्रियसत्यस्यसंस्थानंसत्योधर्मश्चशाश्वतः
सत्यश्चभुवनाधारासत्योत्रैलोकमातरः ॥१५

સૂર્ય—હે દ્વિજશ્રેષ્ટ આ તારી સત્યમાં દેવથકી પણ વધારે છે એમાં કાંઈ શંસય નથી માટે જો આ તપ કરે તો મારા તેજની હાનિ થાય. તારા કલ્પાંત સુધી કરેલા તપથી પણ પુણ્ય થવાનું નથી. મનુષ્યોને સતીપણામાં જે પુણ્ય છે તે સારા તીર્થ કરવાથી તથા વરદાન કરવાથી થતું નથી. સ્ત્રિયો સત્યનું સ્થાન છે સત્ય તે શાશ્વત ધર્મ છે. અને સતીયો જગતનો આધાર ભૂત લોકની માતાઓ છે. ૧૩–૧૫.

## ॥ कौशिक उवाच ॥

सतीत्वंस्यादिहस्त्रीणाकथवैचादिवाकर
संक्षेपेणममाचक्ष्वसर्वज्ञानमयोसियत् ॥१६

કૌશિક બોલ્યા કે, હે દિવાકર, આ જગતમાં સ્ત્રીયોને સતીપણું કેમ પ્રાપ્ત થાય છે તમે મને સંક્ષેપથી કહો શાથી કે, આપ સર્વ જ્ઞાની છો. ૧૬

## ॥ विवस्वानुवाच ॥

पितामातासुहृन्मंत्रीभृत्यश्चामात्यएवच
सर्वमेवपतिर्यासांसत्यस्तालोकमातरः ॥१७
सुगृहीतंमनोयासामन्यत्रसततंद्विज
पत्यौभवेद्निस्फीतंताःसत्योलोकमातरः ॥१८
वेदानधीत्यशास्त्राणिविमृश्यब्रह्मचारिणः
जितंचित्तंचरोधायपरंसत्योनिसर्गतः ॥१९
अधिकाब्रह्मचारिभ्योविषयान्यतिभिसह
भुंजानाअपिलोकेऽस्मिन्मनसोऽस्यविनिग्रहात् ॥२०
अधस्ताद्ब्रह्मचारीणांलोकाःमान्तेद्विजोत्तम
उपरिष्टात्सतीनांतुतेनसत्योधिकाःस्मृताः ॥२१

સૂર્ય બોલ્યા કે, મા બાપ ભાઇબંધ મંત્રી ચાકર પ્રધાન એ સૌ જેને પતીજ છે તે સતિયો લોકની મા છે. હે બ્રાહ્મણ જેમનું મન નિરંતર બીજે ઠેકાણે બંધન છતાં ધણીને વિષે સ્વચ્છ પણ રહે છે તે સતીયો લોકની મા છે. બ્રહ્મચારીયોનું મન વેદો ભણી શાસ્ત્ર વિચારીને નિરોધમાં રહી શકે છે પરંતુ સતીયો તો સ્વભાવથીજ તેવી હોય છે. આ લોકને વિષે મનનો નિગ્રહ કરવાથી નિયમ સાથે વિષયોનો ઉપયોગ કરનારી પણ બ્રહ્મચારી કરતાં અધિક છે. હેદ્વિજોત્તમ બ્રહ્મચારીયોના લોક નીચે છે અને તેની પાસે ઉપર સતીના લોક છે તેથી સતીયો અધિક કહેલી છે. ૧૭-૨૧

## ॥ कौशिकउवाच ॥

फलंसत्याःसतीत्वस्ययदिस्यादतुलंप्रभो
तपसासुचिरेणापिकथंसिध्यतितत्दृपातः ॥२२

કૌશિક બોલ્યો કે, હે પ્રભુ, યદિ સતીના સતીપણાનું ફલ અતુલ

થાય છે તો પછી તેના પતીને કેમ ઘણું લાંબું તપ કરવાથી ફલસિદ્ધ થાય છે. ૨૨

॥ विवस्वानुवाच ॥

तत्तपस्तानितीर्थाणितानिदानानिचाद्विज
पुंमायदिभवेत्पत्नीसहसाधर्मचारिणी ॥२३
भूयःसाप्तपदीनेनमैत्रेणानेनतेद्विज
तुष्टोदास्यामियाचस्ववरद्वयमिहेप्सितम् ॥२४

સૂર્ય બોલ્યા કે, હે દ્વિજ, જો ધર્મ આચરણ કરનારી સ્ત્રી હોય તો તે તપ તે તીર્થ અને તેજ દાન ગણાય છે. વળી હે દ્વિજ આ સાત પદની મિત્રાચારીને લીધે પ્રસન્ન થઇ તને આપ્યું છે માટે આ જગતમાં જે ઇષ્ટ હોય તે બે વરદાન માગ. ૨૩–૨૪

॥कौशिकउवाच॥

यदितुष्टोसिमेसूर्यनिःशेषभुवनेक्षण
अत्रनित्यंस्थितिःकार्यात्वयालोकहितायवै ॥२५

કૌશિક બોલ્યો કે, જગતના ચક્ષુ રૂપે હે સૂર્ય, જો મને તમો પ્રસન્ન થયા હો તો સમગ્ર આ ક્ષેત્રમાં લોકના કલ્યાણ માટે તમારે નિત્ય સ્થિતિ કરવી. ૨૫

॥ विवस्वानुवाच ॥

पुनर्ब्रूहिवरंविप्रयत्तेमनसिवर्तते
स्थितिमत्रकरिष्यामिवचनात्तवनान्यथा ॥२६

સૂર્ય બોલ્યા કે, હે વિપ્ર, તારા મનમાં જે હોય તેવું બીજું વરદાન માગ. તારા વચનથી હું અહી સ્થિતિ કરીશ એમાં કાંઇ ફેરફાર નથી. ૨૬

॥कौशिकउवाच॥

यथाराजाभवेन्नस्थलोकेशास्तादुरात्मानाम्
तथात्वमुग्रकर्माणामिहमुञ्चात्मनःकलाम् ॥२७

કૌશિક બોલ્યો, હે નાથ જગતમાં દુષ્ટ પુરૂષોને શિક્ષા કરનાર જેમ રાજા થાય છે તેમ આ જગતમાં ઉગ્ર કર્મ કરનારને શિક્ષા કરનારી આત્માની કલા મુકો. ૨૭

॥ विवस्वानुवाच ॥

एवमस्तुमुनिश्रेष्टयत्स्थायीतिवरंतव
कलाद्वादशाविख्याताममलोकप्रकाशिता ॥२८
याभवेदुत्तमांतासांतयात्रास्थितिरस्तुमे
योर्चयिष्यतिमांविप्रश्रीमालेभक्तिमान्नरः ॥२९
तस्मैतुष्टःप्रदास्यामिनसावाञ्छितंक्षणात्
रोगाविचर्चिकाकुष्टराजक्ष्मादयोद्विज ॥३०
नाशंयास्यन्तिमर्त्यस्यममसप्ताहदर्शनात्
मत्पदाम्भोजनिस्पन्दजलधौतानिदेहिनाम ॥३१
दुद्रुमण्डलकादीनिनाशंयास्यन्तितत्क्षणात
आराधितोस्मिमुनिनाकौशिकेनमहात्मना ॥३२
तेनेहकौशिकादित्यःख्यातोलोकेभविष्यति ॥३३

સૂર્ય બોલ્યા કે, હે શ્રેષ્ટ મુનિ, જે તેં વરદાન સ્થિર માગ્યો તે તે પ્રમાણેજ હો. મારી લોકને વિષે પ્રકાશનારી બાર કળાઓ પ્રસિદ્ધ છે તો તેમાં જે ઉત્તમ હોય તે કળાથી આ ઠેકાણે મારી સ્થિતિ હો. હે બ્રાહ્મણ જે ભક્તિમાન્ પુરૂષ શ્રીમાલ ક્ષેત્રમાં મારૂ પૂજન કરશે, તેને પ્રસન્ન થઇ મનનું ધારેલું ફળ તત્કાળ આપીશ. હે બ્રાહ્મણ ખરજવું કોઢ અને દમ વિગેરે રોગ સાત દીવસ મારૂ દર્શન કરવાથી નાશ પામશે. મારા ચરણ કમળથી ઝરતા જળથી ધોયેલા માણસના દાદર ધોળા કોઢ વિગેરે રોગ તત્કાળ નાશ પામે છે. મહાત્મા કૌશિક મુનિયે મારૂ આરાધન કર્યું તેથી આ જગતમાં કૌશિકાદિત્ય એવે નામે પ્રસિદ્ધ થશે. ૨૮-૩૩.

॥ वसिष्टउवाच ॥

इत्युक्त्वाकौशिकंविप्रंरविरन्तर्हितोभवेत्
कौशिकोपिप्रतिष्ठाप्यतत्रदेवंदिनेश्वरम् ॥३४

अभ्यर्च्यविधिवद्भक्त्यास्थितःसुचिरमात्मवान् ·
एवमासीन्पुराविप्रभगवान्विश्वभावनः ॥३५
आर्तिहन्तामनुष्याणामकौशिकादित्यसंज्ञया
रोगार्तःश्रुणुयान्मर्त्योयइमंसूर्यसभवम् ॥३६
समद्योमुच्यतेरोगात्सत्यमेतद्ब्रवीम्यहम् ॥३७

વશિષ્ઠ બોલ્યા, આ પ્રમાણે કૌશિક બ્રાહ્મણને કહી સૂર્ય અન્તર્ધ્યાન થયા અને તે ઠેકાણે કૌશિક બ્રાહ્મણ સૂર્ય દેવની પ્રતિષ્ઠા કરી ભક્તિવડે યથા શાસ્ત્ર આત્માને શુદ્ધ ચિતમાં રાખી ઘણા વખત સુધી પુજીને ત્યાં રહ્યો. હે બ્રાહ્મણ આ પ્રમાણે વિશ્વના નાથ ભગવાન પ્રથમ મનુષ્યોના દુખને હણનારા કૌશિકાદિત્ય નામે હતા, માટે જે રોગથી પીડાયલો મૃત્યુ લોકનો માણસ આ સૂર્ય ઉત્પતિવાળું આખ્યાન સાંભળશે, તે તત્કાલ રોગથી મુક્ત થશે એ હું તને સત્ય કહુંછું. ૩૪–૩૭.

इति श्री० विवस्वान् महात्म्य नाम एकोनपंचाशत्तमोऽध्यायः ॥४९॥

એ પ્રમાણે શ્રીમાળ મહાત્મ્યમાં વિવસ્વાન મહાત્મ્ય નામે ઓગણપચાશમો અધ્યાય સંપૂર્ણ થયો.



# ॥ अथ पंचाशत्तमोऽध्यायः ॥

## અધ્યાય ૫૦ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

नृपश्रेष्ठततोगच्छेदात्मछन्दामनुत्तमाम्
यस्याःसंदर्शनादेवमज्ञावाज्जायतेनरः ॥१
भारद्वाजकुलेजातःपुरासीत्सोमपाद्विजः
श्रीमालेसपुरश्रेष्ठेब्रह्मचारीयतव्रतः ॥२

मौञ्जीबन्धनमारभ्यवेदाध्ययनतत्परः
अधीतेगौतमस्यान्तेनोकिञ्चित्त्वधिगच्छति ॥३
पारयित्वाततोवेदान्गार्हस्थ्याययुगृहान्
नसपारितुंशक्तोवेदमेकमपिकचित् ॥४
ततोवैराग्यमापन्नःस्मश्रुलोजटिलोद्विजः
निन्द्योऽभूत्सर्वलोकानांवेदानागमतोभृशम् ॥५
अथनिश्वस्यबहुधाभैक्ष्यनिर्विन्नमानसः
शुचौदेशेसमाविश्यचकारनियमंपरम् ॥६

વસિષ્ઠ હે નૃપ શ્રેષ્ટ ત્યાર પછી મુખ્ય આતમ છંદા દેવી તરફ જવું જેના દર્શન થકી માણસ બુદ્ધિવાન્ થાય છે. પેહેલા ભારદ્વાજ ગોત્રમાં ઉત્પન્ન થયેલો સોમપા બ્રાહ્મણ હતો. તે શ્રેષ્ટ શ્રીમાલ નગરોમાં બ્રહ્મચારી નિયમ વ્રત પાળનાર વેદનુ અધ્યન કરવામાં તતપર થઈ જનોઇ દીધું ત્યારથી આરંભીને ગૌતમની પાસે ભણતો હતો તો પણ જરાયે ભણી શક્યો નહી ત્યાર પછી બીજા ભણનારા ગૃહસ્થો ચાર વેદ ભણી ગૃહસ્થાશ્રમમાં ગયા તો પણ તે બ્રાહ્મણ એક વેદના પારને પણ પામ્યો નહી. તેથી પંચકેશ રાખનાર તે બ્રાહ્મણ વૈરાગપણાને પામ્યો અને વેદ ન આવડવાથી બધા લોકમાં અત્યન્ત નિંદા પામ્યો. ત્યાર પછી નિશ્વાસો નાખી ભિક્ષા માગવામાં ખેદ પામી શુદ્ધ જગ્યામાં બેશી ઉત્તમ નિયમ કર્યો. ૧-૬.

## ॥ सोमपा उवाच ॥

अस्मिञ्जलाशयेतावत्करिष्येजपमुत्तमम्
यावच्छन्दांसिमेदेवीतुष्टादास्यातिभारती ॥७

સોમપા બોલ્યો કે, આ જલાશયમાં ત્યાં સુધી ઉત્તમ જપ કરીશ કે જ્યાં સુધીમાં સરસ્વતી પ્રસન્ન થઈ મને વેદો આપશે. ૭.

## ॥ वशिष्ठ उवाच ॥

इत्येवंनियमंकृत्वाव्रतेनिरशनेस्थितः

निसंजपतियत्नेनसावित्रींवेदमातरम् ॥८
त्रिकालंस्नानमातिष्ठन्क्षुत्क्षामोरहसिस्थितः
नप्राप्नोतिमनःक्षोभंमृत्युकृत्वानिवर्तनम् ॥९
ततस्तपस्यतस्तस्यसप्ताहाद्भुवनेश्वरी
प्रत्यक्षाभून्महीपालतुष्टासोमपमब्रवीत् ॥१०

વસિષ્ઠ—હે મહીપાલ આ પ્રમાણે તે નિયમ કરી ઉપવાસનું વ્રત ગ્રહણ કરી દરરોજ યત્નવડે વેદ માતા સાવિત્રિનો જપ કરવા લાગ્યો. ત્રણ કાળ સ્નાન કરતો હતો અને ક્ષુધા શાન્ત કરી એકાન્ત સ્થળમાં બેઠો મૃત્યુની અવધિ કરીને બેઠો તોપણ તેનું મન ક્ષોભ પામ્યુ નહીં. ત્યાર પછી એવી રીતે તપ કરનાર તે બ્રાહ્મણને સાત દીવસે જગતની માતા પ્રત્યક્ષ આવી પ્રસન્ન થઇ અને સોમપા પ્રત્યે બોલી. ૮–૧૦

## ॥ देव्युवाच ॥

किमिच्छसिमुनिश्रेष्ठतपसातेनसंप्रति
तुष्टाहंतवदास्यामिवरंप्रार्थयमाचिरम् ॥११

દેવી બોલ્યાં, હે મુનિ શ્રેષ્ટ તું હાલમાં તે તપથી શું ઇચ્છે છે? પ્રસન્ન થયેલી હું તને તે આપીશ માટે તું વરદાન માગ વાર ન લગાડ. ૧૧.

## ॥ सोमपाउवाच ॥

शतानित्रीणिवर्षाणांगुरूपास्तिःकृतामया
एकस्यापिनवेदस्यत्रिभागमपिबुद्धवान् ॥१२

સોમપા બોલ્યો, હે દેવિ મે ત્રણસો વર્ષ સુધી ગુરૂની ઉપાસના કરી તોપણ એક વેદનો ત્રિજો ભાગ પણ હું ભણ્યો નહીં. ૧૨.

## ॥ देव्युवाच ॥

याहिविप्रगुरोर्जेहंछन्दोभिगमनंतव
भविष्यतिनसन्देहोवर्षेणमदनुग्रहात् ॥१३

દેવી બોલ્યાં, હે બ્રાહ્મણ ગુરૂને ઘેર જા. તને એક વર્ષે મારા આશીર્વાદથી વેદ આવડશે એમાં કાંઇ સંદેહ નથી. ૧૩.

## ॥ सोमपाउवाच ॥

वेदाध्ययननिष्ठेननीतःकालोमयाबहु
नशक्तोप्यधुनाध्येतुंभैक्षंवाचारितुंक्वचित् ॥१४
आत्मनश्चेत्प्रवर्तन्तेछन्दांसित्वदनुग्रहात्
तद्वरंदेविमेदेहियाहिस्वच्छन्दमन्यथा ॥१५
यावदायुःकरिष्यामिसावित्रीजपमुत्तमम्
देहान्तरेततोवेदान्ज्ञास्यामिचवराद्दते ॥१६

સોમપા બોલ્યો હે, દેવિ વેદાધ્યયન કરવામાં મે ઘણો વખત કાઢયોછે. હવે હું ભણવાને સમર્થ નથી તેમ કોઇ જગ્યાયેથી ભિક્ષા માગી લાવવાને પણ સમર્થ નથી. માટે જો તારી કૃપાથી એની મેળે વેદ આવડે એમ હોય તો મને તેવું વરદાન આપ નીકર જેમ આવી તેમ ચાલીજા અને જ્યાં સુધી આવરદા હશે, ત્યાં સુધી ઉત્તમ સાવિત્રીનો જપ કર્યા કરીશ તો તેથી બીજા જન્મમાં તારા વરદાન શિવાય પણ વેદને જાણી શકીશ. ૧૪-૧૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्याकर्ण्यद्विजस्योक्तंस्मितंकृत्वासुरेश्वरी
कृपयापरमाविष्टाद्विजमेतदभाषत ॥१७

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે બ્રાહ્મણનું વચન સાંભળી દેવી હાસ્ય કરી અત્યન્ત દયા યુક્ત બ્રાહ્મણ પ્રત્યે આ પ્રમાણે બોલવા લાગ્યાં.

## ॥ देव्युवाच ॥

छन्दांसिरहस्यानिसंपत्स्यन्तेतवात्मनः
प्रातःस्नात्वाशुचिर्भूत्वास्मर्तव्याभक्तानघ ॥१८

अनेनतववाक्येनतुष्टाभूयोद्विजोत्तम
दास्यामिनात्रसंदेहोयद्यपिस्यात्सुदुर्लभम् ॥१९

દેવી બોલ્યાં હે વિપ્ર તારી મેળેજ તને શુભ વેદો આવડશે માટે હે અનઘ, પ્રાતઃકાળમાં સ્નાન કરી શુદ્ધ થઈ તારે મારૂં સ્મરણ કરવું આ તારા વાક્યથી પ્રસન્ન થઈ ફરીથી હું તને જે અત્યંત દુર્લભ હશે તે પણ આપીશ એમાં કાંઇ સંદેહ નથી. ૧૮—૧૯.

आत्मनःसोमपालेभेछन्दांसिमदनुग्रहात
आत्मच्छन्देतिमन्नामतेनख्यातिर्भविष्यति ॥२०

સોમપા મારી કૃપાથી પોતાની મેળે વેદોને પામ્યો તેથી મારૂં નામ આત્મચ્છંદા એવું પ્રસિદ્ધ થશે. ૨૦.

## ॥ सोमपा उवाच ॥

हृदोयमस्तुलोकेस्मिन्पुण्यदःसर्वदानृणाम्
त्वयाचात्रस्थितिंकृत्वामज्ञादेवाद्विजन्मनाम् ॥२१

સોમપા બોલ્યો કે આ ધરો આ લોકમાં નિરંતર માણસોને પુણ્ય આપનારો થાઓ અને તમારે અહીં સ્થિતિ કરી બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને બુદ્ધિ આપવી.

## ॥ देव्युवाच ॥

नित्यमत्रहृदेस्नात्वाचाष्टम्यांयोर्चयिष्यति
छन्दांसितस्यजिह्वाग्रेसदावत्स्यन्तिनिश्चितम् ॥२२
वेदाध्ययनकुर्वाणोयोऽदानंप्रदास्यति
भविष्यतिकुलंतस्यचाक्षयावेदसन्ततिः ॥२३

દેવી બોલ્યાં આ ધરામાં દરરોજ નાહી જે માણસ આટમીને રોજ મારૂં પૂજન કરશે તેના જીભને ટેરવે નિરંતર વેદ રહેશે એ નક્કી છે વેદનું અધ્યયન કરનાર જે માણસ અહીં દાન આપશે તેના કુલ અક્ષય વેદ રહેશે. ૨૨.

## ॥ वसिष्ठ उवाच. ॥

इत्युक्त्वासातदादेवीतत्रैवान्तरधीयत
स्थितात्रैमूर्तिमाश्रित्यभक्तान्प्रीणातिनित्यशः ॥२४
श्रद्धासमर्चितैस्तत्रपूजाकार्याद्विजोत्तमैः
व्यतिक्रामतिनच्छायादेव्याहर्म्यस्यकुत्रचित् ॥२५
येनत्रमानवाजाड्यात्रिर्वेदंप्राप्यभूमिप
आत्मच्छन्दांनिषेवन्तेतेषांप्रज्ञाधिकाभवेत् ॥२६
श्रोतव्यमिदमाख्यानंआत्मछन्दासमुद्भवम्
प्रज्ञाप्रकर्षलाभायनरैःश्रद्धासमन्वितैः ॥२७

**वसिष्ठ** બોલ્યા કે, આ પ્રમાણે બોલી તે વખતે તે દેવી ત્યાં અન્તર્ધ્યાન થયાં અને પોતાના અંશથી ત્યાં રહી દરરોજ ભક્તોને પ્રસન્ન કરવા લાગ્યાં. શ્રદ્ધા યુક્ત દ્વિજોયે ત્યાં પૂજા કરવી તો તેના ઘરની કોઇ પણ બાજુથી દેવીની છાયા દુર થતી નથી. હે ભૂમિપ ત્યાં બુદ્ધિ જડતા વાળા માણસોને ત્રણ વેદ ભણીને આત્મ છંદાનું શેવન કરે છે તેની બુદ્ધિ વધે છે શ્રદ્ધાવાળા માણસોયે બુદ્ધિ વધવા માટે આ આત્મ છંદાનું આખ્યાન સાંભળવું. ૨૪--૨૭.

**इतिश्री स्कंद पुराणे श्रीमाल माहात्म्ये आत्मछन्दा माहात्म्यन्नाम पञ्चाशत्तमोऽध्यायः ॥**

આ પ્રમાણે શ્રીસ્કંદ પુરાણમાં શ્રીમાલ મહાત્મ્યમાં આત્મ છંદા મહાત્મ્ય નામનો પચાશમો અધ્યાય.

---

# ॥ अथ एकपंचाशत्तमोध्यायः ॥

### અધ્યાય ૫૧ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठतीर्थंपरमशोभनम्
यत्रपूर्वंसुरेन्द्रेणवरयज्ञःकृतोभवेत् ॥१

पुराहिमवतःपार्श्वेपुत्रार्थेदितिरादरात्
कश्यपस्यमुनेःपत्नीतपोयुक्ताबभूवह ॥२
विज्ञायतांतपस्यन्तीमितिचिन्तितवान्हरिः
एकाकीरहसिसंस्थित्वाहितैषीजगतामिति ॥३

વશિષ્ઠ બોલ્યા, હે, નૃપ, શ્રેષ્ટ, ત્યાર પછી અત્યન્ત સુંદર તીર્થ તરફ જવું કે જ્યાં પૂર્વે ઇંદ્રે શ્રેષ્ટ યજ્ઞ કર્યો હતો. પૂર્વે હીમાલય પર્વત પાસે કશ્યપ ઋષીની સ્ત્રી દિતિ પુત્ર માટે તપ કરતી હતી. ત્યારે તેને તપ કરતી જાણી જગતનું હિત ઇચ્છનાર ઇન્દ્ર એકાન્તમાં એકલો બેશી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો. ૧--૩.

## ॥ इन्द्र उवाच ॥

मथ्यमानेमहाम्भोधौविष्णुनासहदेवतैः
सर्वाण्यादायरत्नानिदितेःपुत्रामयाहताः ॥४
नूनंतेनविरक्तासोदितिःपुत्रवधार्दिता
सर्वेषांनोवधार्थायतपसापुत्रमिच्छति ॥५
शैलराजंस्ततोगत्वाछिद्रान्वेषीदितेरहम्
आराधनंकरिष्यामिसमित्कुशजलादिभिः ॥६

ઇંદ્ર વિચાર કરવા લાગ્યો કે વિષ્ણુએ મહાસમુદ્રનું મંથન કર્યું ત્યારે મેં દેવતાઓની સાથે બધાં રત્નો લઇ લીધાં અને દિતિના પુત્રો રાક્ષસો મારી નાખ્યા તેથી નિશ્ચે પુત્ર વધથી દુખી થઇ અદિતિ વૈરાગ પામી આપણા સઘ-ળાનો વધ કરવા માટે તપવડે પુત્રની ઇચ્છા કરે છે તેથી હું હીમાલયમાં જઇ અદિતીના છિદ્ર જોવા સમિધ્દર્ભ અને જલ વિગેરે આણી આપી એનું આરાધન કરીશ. ૪--૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंविचिन्त्यदेवेन्द्रोजगामतुहिनाचलम्
यत्रैकाग्रमनादेवीदितिस्तपसिसंस्थिता ॥७

प्राज्ञानुज्ञांहरिहयःकृतवान्भक्तिमुत्तमाम्
त्रिकालंविनतोभूत्वास्वमातुरदितेर्यथा ॥८
गर्भसंपूर्णतांप्राप्तेदुःखायत्रिदिवौकसाम्
क्वचिद्दिवादितिःसुप्ताकृत्वाप्रत्यङ्मुखंशिरः ॥९
ततोहृष्टमनाःशक्रःप्रविश्योदरमोजसा
गर्भंचकारखण्डानिसप्ततान्यपिसप्तधा ॥१०
पश्चाद्बहिर्विनिर्जत्यरोदनंचचकारह
प्रबुद्धारोदनात्तस्यमारोदीर्दितिरब्रवीत ॥११
मरुतस्तेनयेजातास्सप्तसप्तगुणान्नृप
ततःपरमदुखार्तादितिर्भूत्वादिवेययौ ॥१२
इन्द्रोपितन्महत्कर्मविज्ञायविपसादयन
श्रीमालमाययौक्षेत्रंप्रायश्चितायवृत्रहा ॥१३
बृहस्पतिंसमाहूययागंचक्रेमहामतिः
ऋषयःसमनुप्राप्तानानागोत्रास्तपस्विनः ॥१४
संवर्तश्चवनोरैभ्योगौतमोत्रिःपरावसुः
मार्कंण्डेयोजौमिनिश्चबृहदश्वापराशरः ॥१५
जमदग्निर्भरद्वाजस्तथानारदपर्वतौ
एवंचदेवलोव्यासःसत्यधामासुचारुणिः ॥१६
एतेचान्येचबहवोमुनयःसंशितव्रताः
वासवंयाजयांचक्रुरग्निष्टोमशतेनह ॥१७
यूपाग्रैरावृतंव्योमयथाशास्त्रमलंकृतैः
सहस्रशोवितानानिविहितानिसमन्ततः ॥१८
उच्चैरुत्तम्भितास्तम्भाहेमरत्नविभूपिताः
प्राकाराद्व्यपुष्पानांविहितायागभूमिषु ॥१९
विरेजुर्गगनोत्सङ्गेनक्षत्राणांगणाइव
महामुनिमुखोद्गीतःसामध्वनिरशोभत ॥२०

प्रभातेनिद्रयामुक्तैर्हंसैरिवकृतोरवः
हूयतेदीयतेनित्यंभुज्यतेचयदृच्छया ॥२१
मरुतःपरिवेष्टारस्तत्रशक्रमखोत्सवे
एवंबहूनिवर्षाणियागैरिष्ट्वापुरन्दरः ॥२२
सतर्प्यऋत्विजःकामैस्नानंत्रैयंबकेकरोत
अथप्रत्यक्षतांप्राप्ताब्रह्मविष्णुमहेश्वराः ॥२४
गणैपरिवृतंशक्रमिदमुचुरतन्द्रिताः
मघवन्परितुष्टाःस्मस्तवानेनहिकर्मणा ॥२५
नास्तिपापंत्वयिविभोदितिगर्भवधकृतम
इतेनैकेनयेनस्याद्बहूनांसुखमुत्तमम ॥२६
कर्तव्यमत्रिपापंतदित्याहुधर्मभाषिणः
याएतास्तुकृताशक्रश्रीमालेमखक्रियाः ॥२७
ताभिःपुण्यफलंभूयोभेक्तासिविबुधप्रभो
वरंवरयदेवेशयस्तेहृदयसंगतः ॥२८
तवतुष्टाःप्रदास्यामःपश्चात्त्रिदिवमाव्रज ॥२९

વશિષ્ટ બોલ્યા કે, આ પ્રમાણે વિચાર કરી ઇંદ્ર હીમાલય પર્વતમાં ગયો જ્યાં એકચિત્તથી દેવીદિતિ તપમાં બેઠાં હતાં ત્યાં ઇંદ્ર ત્રણ કાળ બુદ્ધિમાન્ દિતિની આજ્ઞાને પાળતો હતો અને પોતાની મા અદિતિની જેમ ભક્તિ કરતો હતો તેમ દિતિના કરતો હતો. દેવને દુખ આપનાર ગર્ભ પરિપૂર્ણ થયો ત્યારે કોઈ વખત દીવસે દિતિ પશ્ચિમમાં માથું કરી સુતી હતી તે વખતે ઇંદ્ર પ્રસન્ન થઈ બલવડે તેના પેટમાં પેઠો અને ગર્ભના સાત કડકા કર્યા અને તે સાતમાં પણ દરેકના સાત સાત કડકા કર્યા પછી બહાર નીકળી રડવા લાગ્યો તેના રડવાથી દિતિ જાગી ઉઠી અને કહેવા લાગી કે તું નરડ, હે રાજા તે સાતના સાત સાત ભાગ કર્યા તે ઓગણપચાશ વાયુ ઉત્પન્ન થયા તેથી દિતિ અત્યન્ત દુઃખ પામી સ્વર્ગમાં ગઇ. ઇંદ્ર પણ તે મોટું કર્મ કરી ખેદ પામી પ્રાયશ્ચિત માટે શ્રીમાલ ક્ષેત્રમાં ગયો. મહા બુદ્ધિમાન્ વૃત્રાસુરને હણનાર ઇંદ્રિબ્રહસ્પતિને બોલાવી યજ્ઞ કરતો હતો તે વખતે રૂષિયો સર્પ પર્વતો તપસ્વીયો તથા સંવર્ત, ચ્યવન રૈભ્ય, ગૌતમ અત્રિ, પરાવસુ માર્ક-

ત્રેય, જૈમિની, બૃહદશ્વા, પરાશર, જમદગ્નિ, ભરદ્વાજ, નારદ, પર્વત, દેવલ, વ્યાસ, સમઘામા, સુચારૂણિએ રૂષિયો અને બીજા કેટલાક રૂષિયો અને વખાણવા લાયક વ્રતને કરનાર રૂષિયો આવ્યા હતા. તેઓએ ઈંદ્રને સો અગ્નિષ્ટોમ યજ્ઞ કરાવ્યા. શાસ્ત્ર પ્રમાણે કરેલા સુશોભિત યજ્ઞ સ્તંભોવડે આકાશ છવાયું અને ચોતરફ હજારો ધજાઓ ચોઢી દીધી અને સોના રત્નથી જડી દીધેલા ઉચાં થાંભલા રોપી દીધા હતા અને યજ્ઞ ભૂમિમાં શુશોભિત પુષ્પની ચોતરફ ભિંતો કરી હતી. તે જાણે આકાશમાં નક્ષત્રો શોભતાં હોય એમ શોભતી હતી. ત્યાં મોટા રૂષિયોના મુખે ઉચારેલો સામ વેદનો ધ્વનિ સવારમાં ઊંઘમાંથી ઉઠેલા હંસે કરેલો શબ્દ હોય એમ સંભળાતો હતો. દરરોજ મરજી મુજબ હોમ થતો હતો દાન થતું હતું અને ભોજન થતું હતું અને તે ઇંદ્રના યજ્ઞમાં દેવ પીરસનાર હતા એવી રીતે બહુ વર્ષ સુધી યજ્ઞ કરી ઇંદ્ર દ્વિજોને મનોરથથી તૃપ્ત કરી ત્ર્યંબક સરોવરમાં સ્નાન કરતો હતો ત્યાર પછી બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર ત્યાં પ્રત્યક્ષ આવી ઉભા રહ્યા અને પોતાના ગણ સાથે ઊભેલા ઇંદ્ર પ્રત્યે આળશ વિનાના થઇ બોલ્યા, હે મઘવન્ તારા આ કર્મથી અમો પ્રસન્ન થયા છીએ અને હે વિભો તને દિતિના ગર્ભવધથી ઉત્પન્ન થયેલું પાપ હવે નથી. એકને હણવાથી જો બહુ માણસને સુખ પેદા થતું હોય તો તે પાપ પણ કરવું એમ ધર્મને કહેનાર માણસો કહે છે. હે શક્ર તેં આજે શ્રીમાળ ક્ષેત્રમાં યજ્ઞ ક્રિયાઓ કરી તેથી વધારે પુણ્ય ફળ થયું અને હે વિદ્વાનમાં શ્રેષ્ઠ તું તેનો ભોગવનાર છે. હે દેવેશ વરદાન માગ જે તારા હૃદયમાં હોય તે પ્રસન્ન થયેલા અમો તને આપીશું ત્યાર પછી તું સ્વર્ગમાં જા. ૭-૨૯.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तोदेवदेवेशैरिन्द्रोराजन्कृताञ्जलिः ।
उवाचप्रणतोभूत्वाब्रह्मविष्णुमहेश्वरान् ॥३०

વસિષ્ટ બોલ્યા, હે રાજન્ આ પ્રમાણે દેવ દેવોયે કહેલો ઇંદ્ર બે હાથ જોડી નમસ્કાર કરી બ્રહ્મા વિષ્ણુ અને શંકર પ્રત્યે બોલ્યો. ૩૦.

## ॥ इन्द्र उवाच ॥

वराहोंसियदिप्रेम्णाप्रभूणांयामविस्तरैः
इन्द्रवाटइतिख्यातोभूभागोयंभवत्विति ॥३१

ઇંદ્ર બોલ્યો કે યાગના વિસ્તાર વડે જો હું પ્રભુનો પ્રેમથી વરદાન પામવા લાયક હઉં તો આ જમીનનો પ્રદેશ ઇંદ્રવાટ એ પ્રમાણે પ્રસિદ્ધ થાઓ. ૩૧.

## ॥ देवा ऊचुः ॥

एवमस्तुसुरश्रेष्ठयथातवमनोगतम्
इन्द्रवाटइतिख्यातोभूभागोयंभविष्यति ॥३२
श्रीमालमुत्तमंक्षेत्रंसन्निधानमहाश्रियः ॥३३
इन्द्रवाटस्तुतत्रापिकुरुक्षेत्रसमोध्रुवम्
इन्द्रवाटेयजिष्यन्तियेनराश्रद्धयान्विताः ॥३४
तैरिष्टंशतशोयावत्कुरुक्षेत्रेभविष्यति ॥
अत्रयेश्रद्धयाश्राद्धंकरिष्यन्तिनरोत्तमाः ॥३५
पितरस्तस्यसंतुष्टामोदिष्यन्तेशतंसमाः ॥३६

બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર બોલ્યા કે હે સુર શ્રેષ્ઠ, જે પ્રમાણે તારા મનમાં છે તે પ્રમાણે થાઓ. આ પ્રદેશ ઇંદ્રવાટ એવે નામે પ્રસિદ્ધ થશે. શ્રીમાલ ક્ષેત્ર ઉત્તમ છે કે જેની સંનિધિમાં નિરંતર લક્ષ્મી રહેલાં છે તેમાં પણ ઇંદ્રવાટ કુરૂક્ષેત્ર સરખો છે. નિશ્ચે જે માણસ શ્રદ્ધાયુક્ત થઇ ઇંદ્રવાટમાં યજ્ઞ કરશે તેઓએ કુરૂક્ષેત્રમાં સો યજ્ઞ કર્યા જેટલું ફળ પામશે, આ ઠેકાણે જે ઉત્તમ માણસો શ્રદ્ધાવડે શ્રાદ્ધ કરશે તેના પિતૃઓ સંતોષ પામી સો વર્ષ સુધી ખુશી થશે. ૩૨–૩૬.

इति श्री स्कंद पुराणे श्रीमाल माहात्म्ये इन्द्रवाट माहात्म्य-नाम एकपञ्चाशत्तमोध्यायः ॥ ५१

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં શ્રીમાલ માહાત્મ્યમાં ઇંદ્રવાટ માહાત્મ્યનો ૫૧ મો અધ્યાય સંપૂર્ણ થયો.

# ॥ अथ द्विपंचाशत्तमोऽध्यायः ॥

## અધ્યાય ૫૨ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठादरिष्टामिष्टदामिह
निंबजेतिसमाख्यातायादेवीपृथिवीतले ॥१
अत्रायातःपुराशंभुःश्रीमालंद्रष्टुमादरात्
योगसिद्धामहालक्ष्मीर्योगिन्योयत्रभूरिशः ॥२
नग्नःकपालमासाद्यपाणिपात्रोहिभूषणः
परिबभ्रामचक्राणियोगिनीनांविलोकयत् ॥३
असितायांचतुर्दश्यांभैक्षमादायविश्वभुक्
चत्वरेसमुपाविश्यभुक्त्वा वनीपते ॥४
ततोरात्रौसमासीनोह्यरिष्टस्यतरोस्तले
भुवियोगंविनिक्षिप्यसिद्धयोगासनेस्थितः ॥५
मध्यरात्रेऽथसंप्राप्तेयोगिन्यःक्रीडितुंमिथः
कामरूपधाराःसर्वासर्वालङ्कारभूषिताः ॥६
मातङ्गीज्वालिनीचण्डाचक्रमुण्डाकपालिनी
करालीकपिलायक्षीप्लवङ्गीभीषणीकला ॥७
एताश्चान्याश्चयोगिन्यःशक्तयस्ताःपरात्मिकाः
भासमानाःस्वतेजोभिराययुस्तत्रचत्वरे ॥८
यत्रदेवोमहेशानःसिद्धयोगासनास्थितः
अत्युग्रशक्तयोराजन्नभ्युत्थानपराङ्मुखम् ॥९
निरीक्ष्ययोगिनंक्रुद्धादेवेशामिदमब्रुवन् ॥१०

વસિષ્ઠ બોલ્યા કે, હે નૃપ ત્યાર પછી આ ક્ષેત્રમાં શ્રેષ્ટ કૌશિકાદિ-ત્યથા પૃથ્વીમાં જે દેવીનિ એવે નામે પ્રસિદ્ધ થયેલી છે તે ઇષ્ટ ફળને

આપનાર અરિષ્ટા દેવી તરફ જવું. એ ઠેકાણે પુર્વે શંકર શ્રીમાલને જોવા સારૂ આદરથી આવ્યા હતા જે ઠેકાણે યોગ સિદ્ધા મહાલક્ષ્મી દેવી તથા અનેક યોગિન્દ્રો રહે છે સર્વના ભૂષણ ધારણ કરનાર હાથ જેને પાત્રરૂપ છે એવા નગ્ન શંકર કપાલને લઇ યોગીનાં ટોળાને જોતા જોતા ફરવા લાગ્યા. હે પૃથ્વીપતે, જગતનું ભક્ષણ કરનાર શંકર કૃષ્ણપક્ષ ચોદશને રોજ ભિક્ષા લઈ ચકલે બેશીને ભોજન કરવા લાગ્યા ત્યાર પછી લીંબડાના ઝાડની નીચે સિદ્ધ યોગાસને બેશી શંકર પશ્ચિમાં યોગનો નિક્ષેપ કરી રામે બેઠા ત્યાર પછી મધરાત્ર થઇ એટલે પરસ્પર રમવા માટે યથેચ્છ રૂપ ધરી સર્વે અલંકારથી શુશોભિત સર્વે માતંગી જ્વાલિની ચણ્ડા, ચક્રમુણ્ડા કપાલિની કરાલી કપિલા, પ્લક્ષા પ્લવંગી ભીષણી, કલા, એ વિગેરે યોગિનીયો તથા બીજી પણ યોગિનીયો અને શ્રેષ્ટ શક્તિયો પોતાના તેજથી શોભનારીયો ત્યાં ચકલે આવીયો જે ઠેકાણે સિદ્ધ યોગાસને બેઠેલા શંકર છે ત્યાં. હે રાજન્ અત્યંત ઉગ્ર શક્તિ વાળી યોગિનીયો અભ્યુત્થાન નહીં આપનાર યોગિને જોઇ ક્રોધ પામી શંકર પ્રત્યે આ પ્રમાણે બોલીયો. ૧–૧૦.

## ॥ योगिन्य उवाच ॥

अस्यचत्वरवृक्षस्यनिशीथेकस्त्वमागतः
इतोऽपसरशीघ्रंहिक्रीडानोत्रभविष्यति ॥११

**યોગિનીયો** બોલી કે, આ ચકલાના ઝાડ નીચે મધરાત્રે તું કોણ આવ્યો છે, અહીંથી દુર જા કારણ કે અહીં અમારી રમત થવાની છે. ૧૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तःसतदादेवोयोगिनीभिरनार्जवान्
नताःकिञ्चिदपिब्रूतेध्यानसंसक्तमानसः ॥१२
ततःपरिवृतस्ताभिरीशानोदेवशक्तिभिः
बध्यतांबध्यतामेषहन्यतांहन्यातामिति ॥१३
ततोबद्धोमहामन्त्रैःशक्तेस्तत्कालसिद्धिदैः
योगिध्येयोपिदेवेशस्ताभिर्मन्त्रबलान्नृप ॥१४
नतथापिविजानीतेबद्धमात्मानमीश्वरः

ध्येयार्पितमनोदृष्टिररिष्टस्यतरोस्तले ॥१५
नम्रःकैलाशशिखरेमहोत्पाताःसुदारुणाः
बभुवुःपरितोराजन्प्रमथानांभयावहाः ॥१६
चकम्पेशिखरीविश्वकूवत्रौवायुश्चदारुणः
प्रभञ्जन्नातिवेगेनशिवाक्रीडावनद्रुमान् ॥१७
उड्डीनाहंसमिथुनाःप्रक्षुब्धामानसोर्मयः
पेतुःप्रथमसौधानांध्वजादण्डाःसमन्ततः ॥१८
ततःस्मितमुखीदेवीविजयांचसमीपगाम्
उवाचपरमाशक्तिःशिवाविस्फार्यकार्मुकम् ॥१९

વશિષ્ઠ બોલ્યા કે, હે નૃપ, તે વખતે યોગિનીયોયે ઉપર પ્રમાણે કહેવાએલા દુખવિનાના ધ્યાનમાં આસક્ત મનવાળા તે શંકર તે યોગિનીયો પ્રત્યે કાંઇ પણ બોલ્યા નહીં. ત્યાર પછી દેવની શક્તિ યોગિનીયોયે બાંધો બાંધો અને મારો મારોએવી રીતે એ દેવને વિંટી લીધા. ત્યાર પછી શક્તિના તત્કાળ સિદ્ધિ આપનારા મોટા મંત્રોવડે તે યોગિનીયોયે યોગી પુરૂષોયે ધ્યાન કરવા લાયક શંકરને મંત્રના બળથી બાંધી લીધો. તો પણ ધ્યાન કરવામાં મન અને દૃષ્ટિ જેણે બાંધી છે એવા શંકરે નમ્ર લીંબડાના ઝાડની નીચે પોતાના આત્માને બાંધેલો જાણ્યો નહીં. હે રાજન્ તે વખતે કૈલાશના શિખરપર પ્રમથાદિગણોના અત્યન્ત ભયંકર ઘોર ઉત્પાત ચોતરફ થવા લાગ્યા અને આખો પર્વત હાલવા લાગ્યો અને દારૂણ વાયુ પાર્વતીના રમતના ઝાડોને વેગવડે હલાવતો છતો વાવા લાગ્યો હંસના મિથુનો ઉડવા લાગ્યાં અને માન સરોવરના તરંગ ક્ષોભ પામતા જણાવા લાગ્યા અને મુખ્ય દેવાલયની ધ્વજના દાંડાઓ ચોતરફથી પડવા લાગ્યા ત્યાર પછી પરમાશક્તિ દેવી પાર્વતી હસતે મોડે પોતાની વિજયા સહચરી પ્રત્યે ધનુષ્યનીપણુચ ખેંચીને બોલ્યાં. ૧૨—૧૯.

## ॥ देव्युवाच ॥

किमिदंमन्यसेसुभ्रुविजयेविजयावहे
निमील्यनयनेपश्यक्वचिदीशंदिगम्बरम् ॥२०

દેવી બોલ્યાં કે, હે સુભ્રુ, વિજયને વહન કરનાર વિજયા તું આ શું માને છે આંખો મીચીને દિશારૂપિ વસ્ત્ર ધારણ કરનાર ઈશ કયાં છે તે જો. ૨૦.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्यादिष्टातदादेव्यासमीपेविजयाभृशम्
दृष्ट्वाध्यानदृशादेवमिदमाहसुरेश्वरीम् ॥२१

વશિષ્ઠ બોલ્યા કે, હે નૃપ તે વખતે પાર્વતીયે પાસેની આ પ્રમાણે વારંવાર કહેલી વિજયા ધ્યાન દ્રષ્ટીથી દેવને જોઈ આ પ્રમાણે પાર્વતી એને કહેવા લાગી. ૨૧.

## ॥ विजयोवाच ॥

देविश्रीमालेनाम्नीस्तिक्षेत्रंलक्ष्मीविनिर्मितम्
तत्रारिष्टतलेरिष्टंमाप्यातिष्ठतिधूर्जटिः ॥२२
चत्वरेमण्डलेरुद्धोयोगिनीभिर्निरञ्जनः
बद्धोस्तिपशुवन्मन्त्रैस्तत्राशुव्रजमाचिरम् ॥२३

વિજયા બોલી કે, હે દેવી, લક્ષ્મીજીયે નિરમાણ કરેલું શ્રીમાલ નામનું ક્ષેત્ર છે ત્યાં લીંબડીના ઝાડ નીચે દુઃખને પામી શંકર રહેલા છે ચકલે મણ્ડલમાં યોગિનીયોયે રોકેલા નિરંજન મંત્રવડે પશુની પેઠે બાંધેલા છે. માટે જલદી ત્યાં જાઓ વાર ન લગાડો. ૨૨-૨૩.

## ॥ वसिष्ट उवाच ॥

इत्यंनिशम्यशर्वाणीतेजोदीपितदिङ्मुखा
अभ्यधावत्सुसंक्रुद्धाकैलाशशिखरान्नृप ॥२४
श्रीमालंक्षेत्रमागत्यनिशीथेचत्वरेक्षणात्
अरिष्टादाविरभवत्हुंकारस्वनभैरवा ॥२५
देवीतेजोविनिर्दग्धंयोगिनीमण्डलंततः
पतितंतत्क्षणाद्भूमौनिश्चेष्टीभूयभूपते ॥२६
मन्त्रानथोपसंहृत्यदेवदेवमबोचत

लब्धसंज्ञाःक्षणेनाथयोगिन्यस्तांसुरेश्वरीम् ॥२७
तुष्टुवुस्तांमहास्तोत्रैःसत्वेनार्थंगताभुवि ॥२८

વશિષ્ઠ બોલ્યા કે, હે નૃપ, આ પ્રમાણે સાંભળી તેજવડે દિશાને શોભાવનાર પાર્વતી ક્રોધ યુક્ત થઇ કૈલાશ શિખરથી દોડ્યા અને શ્રીમાલ ક્ષેત્રમાં મધરાત્રે આવી તત્કાલ ચકલામાં લીમડાના ઝાડથી હુંકાર શબ્દ કરવાથી ભીષણ રૂપ ધરી પ્રગટ થયાં. ત્યાર પછી દેવના તેજથી દગ્ધ થયેલું યોગિનીનું મણ્ડલ તત્કાલ ભાન વિનાનું થઇ હે ભૂપતિ પૃથ્વી ઉપર પડયું ત્યાર પછી મંત્રનો ઉપસંહાર કરી પાર્વતી શંકર પ્રત્યે બોલ્યાં. હે રાજા પછી પેલી યોગિનીયોને ભાન આવ્યા પછી મોટા સ્તોત્રવડે પાર્વતીની સ્તુતિ કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે હે દેવી તમો બલથી જગતમાં પ્રસિદ્ધ પામ્યાંછો. ૨૪--૨૮

## ॥ देव्युवाच ॥

माकुरुध्वमिदंभूयोदूरेऽस्मादपसर्पत
अद्यप्रभृतिवृक्षेस्मिन्करिष्येहंसदास्थितिम् ॥२९

દેવી બોલ્યાં કે, હે યોગિનીયો આવું ફરીને કરશો નહી અને અહીંથી દુર જાઓ. આજથી આરંભી હું આ વૃક્ષમાં નિરંતર રહીશ. ૨૯.

## ॥ योगिन्य ऊचुः ॥

स्थातव्यमिहदेवेशिहितायजगतांत्वया
चतुर्दशीदिनेमासेपूजयिष्यामहेत्वयम् ॥३०

યોગિનીયો બોલી કે, હે દેવેશિ, તમારે જગતના કલ્યાણ માટે અહીંજ રહેવું. ચૌદશને દિવશે અમો તમારૂં પૂજન કરીશું. ૩૦.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वाजग्मुःसिद्धायोगिन्यश्चत्वरद्रुमात्
ततस्तद्वृत्तमाज्ञायपवित्रामित्याहशंकरः ॥३१

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહી સિદ્ધ યોગિનીયો ચકલાના

ઝાડથી ચાલી ગઇયો ત્યાર પછી તે સઘળી હકીકત જાણી શંકર પાર્વતી પ્રત્યે આગળ પ્રમાણે બોલ્યા. ૩૧.

## ॥ देवदेवउवाच ॥

यस्त्वांदेविस्थितामत्रपूजयिष्यतिमानवः
दास्यामिसगणस्तेषांवांछितानिनसंशयः ॥३२
प्रादुर्भूतासिनिम्बात्त्वंरिष्टंहन्तुमनामम
अरिष्टानामतेनस्त्वंलोकेख्याताभविष्यति ॥३३

શંકર બોલ્યા કે, હે દેવિ, જે માણસ આ ઠેકાણે રહીને તારૂં પૂજન કરશે તેને હું મારા ગણો સહિત ધારેલું ફલ આપીશ એમાં કાંઇ સંશય નથી અને તું મારૂં દુ:ખ કાપવા માટે લીમડાના ઝાડથી પ્રગટ થઇ માટે એ લીમડાનું નામ અરિષ્ટ પણ છે તેથી તારૂં નામ અરિષ્ટા એવું લોકમાં પ્રસિદ્ધ થશે. ૩૨-૩૩.

## ॥ देव्युवाच ॥

येमांसम्यक्परिज्ञायपूजयिष्यन्तिदेहिनः
सदातेभ्यःप्रसन्नाहंवरदाचंद्रशेखर ॥३४
अरिष्टेतित्वयादत्तंममनामादिवामुखे
त्रिपठेद्यस्तथारात्रौविपदस्तस्यनकचित् ॥३५

દેવી બોલ્યાં કે, હે ચંદ્રશેખર જે કોઇ પ્રાણી મને સારી રીતે ઓળખી મારૂં પૂજન કરશે તેમને નિરંતર હું પ્રસન્ન થઇ વરદાન આપનારી થઇશ અને તમોએ આપેલું મારૂં અરિષ્ટા નામ જે કોઇ ત્રણ વખત સવારમાં તથા ત્રણ વખત સાંજે પાઠ કરશે તેને કોઇ પણ આફત આવશે નહી. ૩૪--૩૫.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वामातदादेवीसचदेवोमहेश्वरः
कैलाशंजग्मतुःशीघ्रंविमानवरमास्थितौ ॥३६

ततःप्रभृतिसादेवीअरिष्टानामविश्रुता
श्रीमालेवरदापुंसांप्रादुर्भूतामहेश्वरी ॥३७
श्रोतव्यमिदमाख्यानंनरैःश्रद्धासमन्वितैः
योगिन्योयेनतुष्यन्तिशिवश्चशिवयासह ॥३८

વશિષ્ટ બોલ્યા કે, આ પ્રમાણે બોલી તે દેવી પાર્વતી તથા દેવશંકર તત્કાલ શ્રેષ્ટ વિમાનમાં બેશી કૈલાશમાં ગયા. ત્યારથી આરંભી અરિષ્ટા નામથી પ્રખ્યાત દેવી મનુષ્યોને વરદાન આપનાર પાર્વતી શ્રીમાલ નગરમાં પ્રગટ થયાં. આ આખ્યાન શ્રદ્ધાવાળા પુરૂષોયે સાંભળવું કારણ કે તે સાંભળવાથી યોગિનીયો તથા પાર્વતી સહશંકર પ્રસન્ન થાય છે. ૩૬-૩૮.

इतिश्री० अरिष्टा देवी महात्म्यं नाम द्विपञ्चाशत्तमो ऽध्याय. ॥ ५२ ॥

એ પ્રમાણે "અરિષ્ટાદેવી મહાત્મ્ય" નામનો બાવનમો અધ્યાય પૂર્ણ થયો. ૫૨.

## ॥ अथ त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥

### અધ્યાય ૫૩ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठविख्यातांसर्वमङ्गलाम्
दृष्ट्वायांमानवोभक्त्यामङ्गलायतनंव्रजेत् ॥१
पुरामंकणकोनामऋषिरासीन्महातपाः
सक्वचिन्नैमिषारण्यात्श्रीमालंद्रष्टुमुद्यतः ॥२
विगाह्यसर्वतीर्थानिदृष्ट्वादेवींहरिप्रियाम्
उत्तरांदिशमास्थायमुनिर्ध्यानपरोऽभवत् ॥३

हर्षपूर्णेक्षणोधीमान्श्रीमालंचययौमुदा
बद्धाञ्जलीपुटोभूत्वाश्रीमालंप्रत्यभाषत ॥४
दृष्टानिसर्वतीर्थाणिसर्वेदेवानमस्कृताः
सर्वत्रापिस्थितालक्ष्मीपुनरत्रैवदृश्यते ॥५
नद्रुमोनलतानाश्मानचकश्चिज्जलाशयः
दृश्यतेरहितोलक्ष्म्याश्रीमालेत्रकथंचन ॥६

વશિષ્ટ બોલ્યા કે, હે નૃપશ્રેષ્ટ ત્યાર પછી પ્રસિદ્ધિ પામેલા સર્વ મંગલા દેવી તરફ જવું જે દેવીનું ભક્તિવડે દર્શન કરવાથી મંકુણસ્થાનમાં જવાય છે. પૂર્વે મહા તપસ્વી મંકણ નામના રૂષિ હતા તે કોઇ દિવસ નૈમિષારણ્યથી શ્રીમાલ નગર જોવાને તૈયાર થયા. સર્વે તીર્થોમાં સ્નાન કરી લક્ષ્મીજીને જોઇ ઉત્તર દિશામાં મોં કરીને બેશી ધ્યાન કર્યું ત્યાર પછી હર્ષથી જેની આંખો પૂર્ણ થઇ છે એવા મંકણ રૂષિ હર્ષવડે શ્રીમાલ ક્ષેત્રમાં આવ્યા અને બે હાથ જોડી શ્રીમાલ પ્રત્યે બોલવા લાગ્યા. હે દેવ સર્વે તીર્થ જોયાં સર્વે દેવને નમસ્કાર કર્યા અને સર્વે ઠેકાણે લક્ષ્મી રહેલાં છે અને પાછાં અહીં પણ દેખાય છે. અને આ શ્રીમાલ ક્ષેત્રમાં કોઇ પણ ઝાડ વેલા પથ્થર અને જલનું સ્થાન લક્ષ્મી વિનાનું દેખાતું નથી. ૧-૬.

## ॥ वासिष्ठ उवाच ॥

इत्येवंभाषमाणस्यमुनेस्तस्यमहात्मनः
आविर्भूताजगन्माताकुमारीरूपधारिणी ॥७
बिभ्राणाडिम्भमुत्सङ्गेकृतकौतुकमङ्गला ॥८

વશિષ્ટ બોલ્યા કે, આવી રીતે બોલનાર તે મહાત્મા રૂષિની પાસે કુમારીનું સ્વરૂપ લઇ ખોળામાં એક બાલકને લઇ કૌતક મંગલ કરનાર જગતમાં પ્રગટ થયાં. ૭-૮.

## ॥ कुमार्युवाच ॥

किंपृच्छयतेत्वयाब्रह्मन्बाष्पसंभूतचक्षुपा
तन्मेकथयचेन्साम्यंतत्रास्तिसर्वजंतुषु ॥९

કુમારી બોલી કે, હે બ્રાહ્મણ, પાણી વાળી આંખોયે તું શું બોલે છે. જોતારે સર્વ વસ્તુમાં સરખાપણું હોય તો તું મને તે કહે. ૯.

## ॥ मंकण उवाच ॥

दृष्टानिसर्वतीर्थानिसर्वेदेवानमस्कृताः
सर्वत्रापिस्थितालक्ष्मीर्पुनरत्रापिदृश्यते ॥१०
नद्रुमोनलतानाश्मानचकश्चिज्जालाशयः
दृश्यतेरहितोलक्ष्म्याश्रीमालेत्रकथञ्चन ॥११

મંકણ બોલ્યો કે, સર્વ તીર્થ જોયાં અને સર્વે દેવને નમસ્કાર કર્યા અને સર્વ ઠેકાણે લક્ષ્મી રહી છે અને ફરીને અંહીં પણ દેખાય છે આ શ્રીમાલી ક્ષેત્રમાં કોઈ વેલો, કોઈ પથ્થર, અથવા કોઈ જળાશય લક્ષ્મી રહિત દેખાતો નથી. ૧૦-૧૧.

## ॥ कुमार्युवाच ॥

पुनरत्राद्भूतंपश्ययन्नदृष्टंत्वयापुरा
अहंकुमारीपुत्रोयंजातोममपतिंविना ॥१२

કુમારી બોલી કે, હે બ્રાહ્મણ, ફરીથી વળી અહીંઆ એક આશ્ચર્ય જો કે જે તે પેહેલા દીઠુંએ નહીં હોય અને સાંભળ્યુંએ નહી હોય. હું કુમારીછું અને મને સ્વામી વિના આ પુત્ર ઉત્પન્ન થયો છે. ૧૨.

## ॥ मंङ्कण उवाच ॥

किमसम्बन्धमेणाक्षिकुमारिप्रोच्यतेत्वया
नजातुब्रह्मणःसृष्टिरेवंदृष्टाश्रुताथवा ॥१३

મંકણ બોલ્યો કે, હે હરિણાક્ષિ કુમારિ, તું આ સંબધવિનાનું શું બોલે છે? મેં કોઈ દિવસ પણ બ્રહ્માની આવી રીતે સૃષ્ટિ સાંભળી નથી અને દીઠી પણ નથી. ૧૩.

## ॥ कुमारिकोवाच ॥

एवमेवभवेद्विप्रसदापत्यमिदंमम
चरणाभ्यांविनायातिजगत्तदिदमुच्यते ॥१४

કુમારીકા બોલી કે, હે બ્રાહ્મણ નિરંતર મારૂં અપત્ય આ પ્રમાણેજ ઉત્પન્ન થાય છે, અને પગ વિના ચાલે છે તેથી એ જગત કહેવાય છે. ૧૪.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंमंकणकोनामकन्यावाक्यंनिशम्यच
मनसाचिन्तयामाससंप्रहृष्टतनूरुहः ॥१५
उत्पद्यतेजगद्यस्याकुमार्यापत्ययोगतः
सेयंदेवीनसंदेहःश्रीमालस्याधिदेवता ॥१६
दृश्याभून्ममसंतुष्टाश्रीमालस्यप्रशंसनात्
तदीमामीश्वरींस्तौमिदेवानामपिदुर्लभाम् ॥१७
अथबद्धाञ्जलिर्मूर्ध्निविस्मयोत्फुल्ललोचनः
देवींमंकणकोनामतुष्टावपरमेश्वरीम् ॥१८

વસિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કન્યાનું વાક્ય સાંભળી હર્ષથી રૂવાડાં ઉભાં થયેલા મંકણઋષિ મનમાં વિચાર કરવા લાગ્યા જે કુમારીને પતિના સંબંધ વિના જગત ઉત્પન્ન થાય છે માટે આ દેવી શ્રીમાલની અધિદેવી જે છે તે છે એમાં કાંઈ સંદેહ નથી અને શ્રીમાલના વખાણ કરવાથી, મને પ્રસન્ન થઇ દર્શન દીધું છે માટે આ દેવને પણ દુર્લભ એવી ઇશ્વરીનું સ્તવન કરૂં. ત્યાર પછી આશ્ચર્યથી ઉત્ફુલ્લ લોચનવાળો મંકણક ઋષિ મસ્તકે બે હાથ જોડી પરમેશ્વરીની સ્તુતિ કરવા લાગ્યો. ૧૫-૧૮.

## ॥ मंकणउवाच ॥

धातासिदेवदेवेशिकुमारीरूपधारिणि

विधायापत्यरुपेणजगदुत्सङ्गमागता ॥१९

अपत्यंविश्वमेत्ततेनकश्चित्तेमतिर्मतः

त्वत्पतिःपालनाद्देविलोकानामपिसर्वदा ॥२०

त्वंश्रीस्त्वंस्वधास्वाहात्वंगौरीशंकरप्रिया

सावित्रीदेविमातात्वंक्रियात्वंक्रतुराजिषु ॥२१

धृतिःक्षान्तिःपराप्रीति-हीदयासन्ततिस्तथा

बुद्धिर्बोधात्मिकादेविध्यानाद्विरतिरार्जवम् ॥२२

रुपाणितवविश्वेशिप्रसीदपरमेश्वरि

अत्रतीर्थोवगाहनदेवानांदर्शनेनच ॥२३

निर्धूतकल्मषंमत्वामात्वंमसक्षतांगता ॥२४

**મંકણ** બોલ્યો કે, કુમારિનું રૂપ ધારણ કરનાર હે દેવની પણ દેવિશિ, છોકરારૂપે આ જગતને ખોળામાં લઈ તમો અહીં આવ્યાંછો. આ જગત તમારૂં બાળક છે અને તમારી બુદ્ધિ બીજી કાંઇ નથી. તમારા પતિ આ જગતનું પાલન કરવાથી નિરંતર બધાને માન્ય છે. તુ લક્ષ્મીછે તું સ્વધા નામ પિતૃ રૂપ છે તું સ્વહા નામ દેવ રૂપ છે અને શંકર સ્ત્રી પાર્વતી પણ તું છે સાવિત્રી માતા પણ તું છે અને યજ્ઞોની ક્રિયા પણ તું છે ધૃતિ ક્ષાંતિ શ્રેષ્ટ પ્રીતિ હ્રી દયા અને બોધ રૂપ વાળી બુદ્ધિ પણ તું છે વળી ધ્યાન કરવાથી વિરામ તથા સરલતા તે પણ તું છે. હે વિશ્વેશિ આ સઘળાં તારાં રૂપ છે માટે હે પરમેશ્વરિ પ્રસન્ન થા આક્ષેત્રમાં તીર્થમાં સ્નાન કરવાથી અને દેવોનું દર્શન કરવાથી પાપ વિનાનો મને ગણી તું મને પ્રત્યક્ષ પ્રાપ્ત થઇ છે. ૧૯--૨૪

## ॥ देव्युवाच ॥

वरदास्मिपरिज्ञानात्तवविप्रंवरंवृणु

एवंकश्चिन्नमांवेत्तित्वयाज्ञातायथाधुना ॥२५

**દેવી** બોલ્યાં કે, હે બ્રાહ્મણ, તને આવું જ્ઞાન થયું માટે હું તને વરદાન આપનારી, **પ્રસન્ન** થઉ છું તેથી તું વરદાન માગ જેવી રીતે હાલમાં તેં મને ઓળખી તેવી રીતે કોઇ પણ મને જાણતું નથી. ૨૫.

## ॥ मंकणउवाच ॥

स्थितिमत्रकुरुप्रीत्याममलोकहितायवै
मङ्गलानिप्रयच्छन्तीसर्वेभ्यःश्रद्धयार्चिताः ॥२६

મંકણ બોલ્યો કે, હે દેવિ, લોકના કલ્યાણને માટે મને અને શ્રદ્ધાથી તમારૂ પૂજન કરનાર સર્વને મંગળ આપનાર તમો આ ઠેકાણે રહો. ૨૬.

## ॥ देव्युवाच ॥

मङ्गलानिकरिष्येहंनृणामत्रस्थिताद्विज
अतःख्याताभविष्यामिनाम्नाहंसर्वमङ्गला ॥२७
योमामिहस्थितांभक्तयामानवःपूजयिष्यति
मङ्गलानिकरिष्यामिकुलेतस्याहमन्वहम ॥२८
अष्टम्यांवानवम्यांवाचतुर्दश्यामथापिवा
आर्तायेमांनमस्यन्तिनतेषामापदःक्वचित ॥२९

દેવિ બોલ્યાં, હે વિપ્ર આ ઠેકાણે રહી હું માણસોનું મંગલ કરીશ. એથી હું સર્વ મંગલા એવે નામે પ્રસિદ્ધ થઇશ.

જે માણસ આ ઠેકાણે રહેલી જે હું તેનું જે ભક્તિથી પૂજન કરશે, તેના કુળમાં હું દરરોજ મંગલ કરીશ. આઠમે, નવમીયે, ચૌદશે જે કોઇ દુઃખી માણસ મને નમશે તેમને કોઈ દીવસ આફત આવશે નહી અને હશે તે પણ દુર થશે. ૨૭--૨૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्दधेदेवीकृत्वातत्रांशतःस्थितिम
ततःप्रभृतिभूपालश्रीमालेसर्वमङ्गला ॥३०
वरदाराधितापुंसंकुरुतेमङ्गलानिवै
यश्चैतच्छृणुयान्नित्यंपठेद्वापिसमाहितः ॥३१

तस्यदेवीप्रसन्नास्यान्सर्वदासर्वमङ्कला
वरदाराधितापुंसांसदाभवतिनिश्चितम् ॥३२

વસિષ્ટ બોલ્યા કે, હે નૃપ, આ પ્રમાણે બોલી દેવી ત્યાં અંશથી સ્થિતિ કરી અન્તર્ધ્યાન થયાં. ત્યારથી આરંભીને શ્રીમાલ નગરમાં સર્વ મંગલા દેવી આરાધન કરનાર પુરૂષોને વરદાન આપનારી થાય છે તથા તેમને, ત્યાં મંગળ કરે છે જે કોઇ મનને સ્વસ્થ રાખી આ કથા સાંભળશે અથવા તો એનો પાઠ કરશે તો નિરંતર તેને સર્વ મંગલા દેવી પ્રસન્ન થશે અને આરાધન કરનાર પુરૂષને વરદાન આપનારી થશે એ નક્કી છે. ૩૦-૩૨.

इति श्री० सर्व मंगलामहात्म्यं ५३ ॥

---

# ॥ अथ चतुःपञ्चाशत्तमोऽध्यायः ॥

## અધ્યાય ૫૪ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठभूर्भुवंतीर्थमुत्तमम्
यत्रपूर्वंतपस्तेपेमृकण्डःसुमहातपाः ॥१

વસિષ્ટ બોલ્યા, હે નૃપ શ્રેષ્ટ, ત્યાર પછી ઉત્તમ ભૂર્ભુવ તીર્થમાં જવું. ત્યાં પૂર્વે અત્યન્ત મહા તપસ્વી મૃકણ્ડઋષિ તપ કરતા હતા. ૧.

## ॥ मांधातोवाच ॥

कथंपुरातपस्तेपेमृकण्डोमुनिसत्तमः
आसीच्चभूर्भुवोदेवःकथंतत्रतपोधन ॥२

માંધાતા બોલ્યા કે, હે તપરૂપી ધનવાન મહારાજ પૂર્વે ઉત્તમ મૃકણ્ડે શા માટે તપ કર્યું હતું અને ત્યાં ભૂર્ભુવ દેવ કેમ હતા. ૨.

## ॥ वसिष्ठ उवाच ॥

भूर्भुवंकामिकंलिङ्गमस्तिसौगन्धिकोगिरौ
सेव्यतेयेनकामेनतंप्रयच्छतिशङ्करः ॥३
मृकण्डोनामविप्रर्षिस्तपस्वीजरयान्वितः
अनपत्यतयादुःखीश्रीमालंक्षेत्रमागतः ॥४
दिदृक्षुर्भूर्भुवंदेवंगिरिमारोढुमक्षमः
ततःश्रीमालमाश्रित्यभूर्भुवंद्रष्टुमुद्यतः ॥५
तपसाराधयिष्येहंभूर्भुवंकामदंनृणाम्
सर्ववेदविदंपुत्रंसमेतुष्टःप्रदास्यति ॥६
इतिकृत्वामतिंविप्रःपत्न्यासहतपोनिधिः
प्रतिष्ठाप्यशुभंलिङ्गंतत्रविन्यस्यभूर्भुवम् ॥७
प्रसादयितुमारेभेमृकण्डःसहभार्यया
पुष्पैर्धूपैस्तथागन्धैर्नैवेद्यैर्विविधैरपि ॥८
स्तोत्रैर्होमैर्महाजाप्यैःशिवंपर्यचराच्चिरम्
त्रयोत्रिंशतिमेप्राप्तेवर्षेतस्यतपस्यतः ॥९
प्रादुरासीन्महादेवःशूलपाणिर्वृषध्वजः
उवाचाथतपोनिष्ठंमुनिंपत्न्यासमन्वितः ॥१०
विनापुत्रंविषीदन्तंपक्षहीनंयथाखगम् ॥११

વશિષ્ઠ બોલ્યા કે, સૌગન્ધિક પર્વતમાં ભૂર્ભુવ નામનું મનોરથને પરિપૂર્ણ કરનારૂં મહાદેવનું બાણુ છે. જે મનોરથથી સેવા કરીયે તે મનોરથ શંકર પરિપૂર્ણ કરી આપે છે. તપસ્વી ઘડપણવાળા મૃકણ્ડ નામના રૂષિ પ્રજા ન હોવાથી દુઃખી થઇ શ્રીમાળ ક્ષેત્રમાં આવ્યા. ભૂર્ભુવ દેવને જોવાની ઇચ્છા રાખનાર તે રૂષિ પર્વતપર ચઢવામાં અશક્ત હોવાથી શ્રીમાળ ક્ષેત્રનો આશ્રય કરી ભૂર્ભુવ દેવનું દર્શન કરવું એવો ઉદ્યમ કરવા માડયો અને તપવડે હું મનુષ્યના મનોરથને પરિપૂર્ણ કરનારા ભૂર્ભુવ દેવનું આરાધન કરીશ અને તે દેવ પ્રસન થઈ સર્વ વેદને જાણનાર પુત્ર આપશે. આવો નિશ્ચય કરી તપના ભંડાર મૃકણ્ડરૂષિ પોતાની સ્ત્રી સાથે શુભ ભૂર્ભુવ દેવનું લિંગ

થાપન કરી પોતાની સ્ત્રી સહિત તે દેવને પ્રસન્ન કરવાનો આરંભ કર્યો અને ઘણા વખત સુધી પુષ્પ ધૂપ દીપ અને નાના પ્રકારનાં નૈવેદ્ય સ્તોત્ર અને મોટા જપ વડે શિવની સેવા કરતો હતો. તપ કરતાં તે ઋષિને તેવીશમે વર્ષે ત્રિશુળ ધારી વૃષધ્વજ શંકર પ્રગટ થયા અને પોતાની સ્ત્રી સાથે તપમાં આસક્ત અને પુત્ર વિના પાંખ વિનાના પક્ષિની પેઠે ખેદ પામનારા ઋષિ પ્રત્યે બોલ્યા. ૩–૧૧.

## ॥ देवदेव उवाच ॥

यदर्थंतप्यतेब्रह्मन्त्वयानियतचेतसा
सोहंकामप्रदोनृणांप्राप्तोलोचनगोपुरम् ॥१२
पुत्रस्तेभवितावित्रदीर्घजीवीमहातपाः
शुचिर्ब्रह्मविदांश्रेष्ठःपुनर्ब्रूहियदिच्छसि ॥१३

**શંકર** બોલ્યા, હે બ્રહ્મન્ જે માટે તું મન નિયમમાં રાખી તપ કરે છે તે માટે મનુષ્યોના મનોરથ પૂરણ કરનાર હું તારી આંખ આંગળ પ્રાપ્ત થયો છું હે બ્રાહ્મણ તને દીર્ઘ કાળ જીવનાર, મહા તપસ્વી, શુધ, બ્રહ્મ જાણનારામાં શ્રેષ્ટ પુત્ર થશે બીજું તું જે ઇછતો હોય તે માગ. ૧૨–૧૩.

## ॥ मृकण्ड उवाच ॥

नमस्तेऽस्तुजगन्नाथप्रथमाधिपशङ्कर
वरेण्यवरदाघौघनाशिनेशंभवेनमः ॥१४
प्रसादात्तवदेवेशपुत्रोमेभविताध्रुवम्
स्थितमत्रकुरुष्वत्वंमहादिव्येयथागिरौ ॥१५

**મૃકણ્ડ** બોલ્યા, પ્રમથાદિ ગણના સ્વામી જગતના નાથ હે શંકર, તમોને નમસ્કાર. શ્રેષ્ટ વરદાન આપનાર પાપના સમુહને નાશ પમાડનાર શંકરને નમસ્કાર હો. હે દેવના ઇશ, તમારી પ્રસન્નતાથી મને નિશ્ચે પુત્ર થશે પરંતુ આપ અહીં જેમ અત્યન્ત સુશોભિત પર્વતમાં રહો છો તેમ અહીં સ્થિતિ કરો. ૧૪–૧૫.

## ॥ वशिष्ठ उवाच ॥

एवमुक्तवतस्तस्यमृकण्डस्यमहात्मनः
पुरस्तादवटंभित्वाप्रादुर्भूतामहेश्वरी ॥१६
तेजोभिरभितोदीप्तैःदिशोधवलयन्निव
विप्रार्षितमुवाचेदंशिवास्मितमुखीतदा ॥१७

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે બોલનાર તે મહાત્મા મૃકણ્ડ ઋષિના મો આગળ ખાડો પાડી પાર્વતી પ્રગટ થયાં તે વખતે પાર્વતી ચોતરફ દેદીપ્યમાન તેજવડે દિશાઓને ધોળી કરતાં હોય એમ હસતે મહોડે તે બ્રાહ્મણ પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૧૬–૧૭.

## ॥ देव्युवाच ॥

वरंवरयविप्रर्षेयस्तेमनासिसंगतम्
दास्यामिपरितुष्टाहंनात्रकार्याविचारणा ॥१८

દેવી બોલ્યા, હે વિપ્રર્ષે જે તારા મનમાં હોય તે વરદાન માગ હું તને પ્રસન્ન થઇ છું માટે તે આપીશ એમાં કાંઇ વિચાર કરવો નહીં. ૧૮.

## ॥ मृकण्डउवाच ॥

स्थतिरस्तुतवात्रापिप्रसन्नायदिचेन्मयि
कामदाभवभक्तेभ्योदेवीतुष्टायथागिरौ ॥१९

મૃકંડ બોલ્યો કે હે દેવિ, જો મારાપર તમો પ્રસન્ન હો તો અહીં તમારી પણ સ્થિતિ હો. ભકતોને પ્રસન્ન થઇ મનોરથ પૂરણ કરનારા જેમ પર્વતમાં છો તેમ અહીં થાઓ. ૧૯.

## ॥ देव्युवाच ॥

उदस्थामवटंभित्वाकृपयाऽहंतवद्विज
ततोऽवटेश्वरीनामभाविताभुविविश्रुतम् ॥२०

भूर्भुवंपूजयित्वायेपूजयिष्यन्तिमामिह
वाञ्छितानिप्रदास्यामितेभ्योहंनात्रसंशयः ॥२१
अवाटादुत्थितायस्माच्चकुण्डश्चबहूदकः
लोकेसिद्धिप्रदोनृणांमत्प्रसादाद्भविष्यति ॥२२

**દેવી** બોલ્યાં કે, દ્વિજ હું, ખાડો પાડીને પ્રગટ થઈ તેથી જગમાં અવટેશ્વરી એવું નામ પ્રસિદ્ધ થશે. જે અહીં ભૂર્ભુવનું પૂજન કરી મારૂં પૂજન કરશે તેને હું તેમનાં ધારેલા મનોરથ પૂર્ણ કરીશ એમાં કાંઇ સંશય નથી અને હું જે ખાડાથી ઉત્પન્ન થઇ તે કુણ્ડ બહુ જલ વાલો મારી પ્રસન્નતાને લીધે જગતમાં મનુષ્યોની સિદ્ધિ આપનારો થશે. ૨૦-૨૨.

## ॥ अवट उवाच ॥

योऽत्रकुण्डेनरःस्नात्वालिङ्गमेतदनुत्तमम्
पूजयिस्यतितस्याहंदास्यामिमनसेप्सितान् ॥२३
उमामहेश्वराभ्यांवैयोवस्त्राणिप्रदास्यति
सत्रसेद्धिचिरंकालंममलोकेनसंशयः ॥२४

**અવટ** બોલ્યો કે, જે જે માણુસ આ કુણ્ડમાં સ્નાન કરી આમુખ્ય લિંગનું પૂજન કરશે તેને હું મનમાં ધારેલા પદાર્થ આપીશ અને જે પાર્વતી અને શંકરને વસ્ત્રો આપશે તે ઘણા વખત સુધી મારા લોકમાં રહેશે એમાં કાંઇ સંશય નથી. ૨૩-૨૪.

## ॥ वशिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्हितोदेवःसाचदेवीशिवप्रिया
मृकण्डोपिमुनिस्तत्रचिरंपुत्रेच्छयास्थितः ॥२५
प्रसादाद्देवदेवस्यमार्कण्डेयोमहातपाः
मुनिःकल्पायुरार्थस्यमृकण्डस्यभुविश्रुतः ॥२६
इतितेकाथितंराजन्माहात्म्यभूर्भुवस्यच
यच्छ्रुत्वामानवोभक्त्यानपापैर्बध्यतेक्वचित् ॥२७

વસિષ્ટ બોલ્યા કે, આ પ્રમાણે બોલી તે દેવ શંકર તથા તે દેવી પાર્વતી અંતર્ધ્યાન થયાં અને મૃકણ્ડ ઋષિ પણ પુત્ર માટે ઘણા વખત સુધી ત્યાં રહ્યા પછી શંકરની પ્રસન્નતાથી મહા તપસ્વી કલ્પ આયુષ્યવાળો તે શ્રેષ્ટ મૃકણ્ડ ઋષિનો માર્કણ્ડેય પુત્ર જગતમાં પ્રસિદ્ધ થયો હે રાજન્ આ પ્રમાણે તને ભૂર્ભુવનું માહાત્મ્ય કહ્યું કે જે સાંભળવાથી મનુષ્યને કોઇ દીવસ પણ પાપ બાધ કરતું નથી. ૨-૨૭.

इति श्री स्कन्दपुराणे श्रीमालमाहात्म्येभूर्भुवमाहात्म्यन्नाम चतुःपञ्चाशत्तमोऽध्यायः ॥५४॥

આ પ્રમાણે સ્કંદપુરાણમાં શ્રીમાલ માહાત્મ્યને વિષે ભૂર્ભુવ માહાત્મ્ય નામનો ચોપનમો અધ્યાય પૂર્ણ થયો ૫૪.

## ॥ अथ पञ्चाशत्तमोऽध्यायः ॥

### અધ્યાય ૫૫ મો.

### ॥ वसिष्ट उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठनन्दिनींलोकमातरम्
नन्दायत्रतुसुमुखींदेवीमास्थापयत्किल ॥१
नन्दोनामगणोयोभूद्भन्धर्वोभूपदुर्धरः
तेनसर्वंसमाख्यातंनन्दांमाप्यशिवावने ॥२

વસિષ્ઠ બોલ્યા, હે નૃપ શ્રેષ્ટ ત્યાર પછી લોક માતા નંદીનીને ત્યાં જવું જે ઠેકાણે નંદા સુમુખી દેવીનું સ્થાપન કરતી હતી. નિશ્ચે હે ભૂપ દુર્ધર એવો નન્દ નામનો જે ગણ હતો તેણે પાર્વતીના વનમાં નંદાને મળી આ સઘળું કહ્યું હતું. ૧-૨.

### ॥ नन्द उवाच ॥

त्त्वयाविरहितःसाधुर्देवदारुवनात्कृतः

श्रीमालमागमंदीनस्तपस्तप्तुमतन्द्रितः ॥३
स्थलमेकंसमासाद्यवरंश्रीवृक्षशोभितम्
प्रसन्नोभून्महादेवस्तत्राराधयतोमम ॥४
सायुज्यंतवतेनेहममदत्तंनितम्बिनि
एकंमन्वतरंयावद्गणत्वंचसुदुर्लभम् ॥५
नश्रीमालसमंक्षेत्रंविद्यतेशीघ्रसिद्धिदम्
यस्यकामोभवेद्योवैतस्यासिध्यतिक्षणात् ॥६
तस्यदेवस्यदेवत्वंवृथामन्येसुलोचने
श्रीमालेयस्यनांशोस्तिसर्वर्षिसुरसेविते ॥७
सार्धाकोटीश्चतीर्थानांनद्यश्चविमलोदकाः
नसंख्यादेवखातानामांयत्रजानेशिवासखि ॥८

**नंद** બોલ્યો કે, તારાથી દેવદારૂ વનમાંથી વિયોગી થયેલો સાધુ ગરીબ અને આળશ વિનાનો હું તપ કરવા માટે શ્રીમાળ ક્ષેત્રમાં આવ્યો એક બીલાના ઝાડથી સુશોભિત સ્થાનને પામી આરાધન કરતાં મને મહાદેવ પ્રસન્ન થયા હે નિતમ્બિની તેણે તને અને મને અહી સાથે એક મન્વન્તરપર્યંત અત્યન્ત દુર્લભ ગણપણું આપ્યું શ્રીમાલ ક્ષેત્ર જેવું બીજું કોઇ પણ તત્કાળ સિદ્ધિ આપવાવાળું ક્ષેત્ર નથી જે પુરૂષ જે મનોરથ કરે તે મનોરથ તેનો તેજ વખતે સિદ્ધ થાય છે. હે સુલોચને જે દેવનો અંશ સર્વ દેવ અને રૂષિયો આશ્રય કરેલા શ્રીમાલ ક્ષેત્રમાં નથી તેનું દેવપણું હું વ્યર્થ જાણુંછું હે શિવા સખી જે ક્ષેત્રમાં દોઢ કરોડ તીર્થ છે અને શુદ્ધ જળવાળી નદીયો અને દેવખાતની તો સંખ્યા કેટલી છે તે હું જાણી શકતો નથી. ૩-૮.

## ॥ नन्दोवाच ॥

ममदर्शयतत्क्षेत्रंश्रीमालंश्रीविनिर्मितम्
त्वंममप्रेयसीनन्दयदिसत्यमिदंवचः ॥९

**નંદ** બોલી હે નંદ મને તે લક્ષ્મીયે રચેલું શ્રીમાલ ક્ષેત્ર બતલાવ અને જો આ વચન સાચું હોયતો તુમારો પ્રિય કરનારો થયો. ૯.

## ॥ नन्दउवाच ॥

क्षिप्रंमयाहिलोलाक्षिश्रीमालंप्रतिसंप्रति
दर्शयामियथासर्वंमहिमानंदिवौकसाम् ॥१०

નંદ બોલ્યો, હે ચપલાક્ષિ હાલમાં જલદી શ્રીમાલ ક્ષેત્રમાં ચાલ જેથી હું તને દેવનો સઘળો મહિમા બતલાવું. ૧૦.

## ॥ वसिष्ठ उवाच ॥

ततस्तौप्रस्थितौराजन्कैलाशात्खेचरौद्रुतम्
श्रीमालंक्षेत्रमायातौवेदध्वनिविनोदितम् ॥११
ततःसर्वाणितीर्थानिविगाह्यक्रमशोन्नृप
दुर्धरस्थलमासाद्यनन्दातस्थौनिशादश ॥१२
दुर्धरेश्वरमभ्यर्च्यपश्यन्तौतीर्थयात्रिकान्
तावुभौहर्षसंपन्नौशिवयोरनुचारिणौ ॥१३
ततोनन्दाशिवांदेवीमाराधयितुमुत्सुका
प्रदेशंशुचिमासाद्यमूर्तिमास्थाययच्छुभाम् ॥१४
दिव्यैर्गन्धैस्तथापुष्पैर्बलिभिर्विविधैरपि
पूजितासहनन्देननन्दयाशङ्करप्रिया ॥१५
प्रत्यक्षाभून्महीपालज्ञात्वानन्दांमहीतले
अभ्यर्च्यमानामात्मानंमूर्तौदेवीदमब्रवीत् ॥१६

વસિષ્ઠ બોલ્યા, હે રાજન્ ત્યાર પછી તે બે આકાશમાં ચાલનાર કૈલાશથી નીકળ્યાં અને વેદના ધ્વનિથી સુશોભિત શ્રીમાલક્ષેત્રમાં આવી પહોંચ્યા ત્યાર પછી હે નૃપ અનુક્રમે સર્વ તીર્થોમાં સ્નાન કરી દુર્ધર સ્થળમાં આવી નન્દા ત્યાં દશ રાત્રી રહી દુર્ધરેશ્વરની પૂજા કરી તીર્થ કરવા આવનાર જાત્રાળુને જોનાર તે બે શંકરના અનુચરો હર્ષ યુક્ત થયાં ત્યાર પછી નંદા પાર્વતીનું આરાધન કરવા ઉત્સુક થઇ અને શુદ્ધ પ્રદેશમાં બેશી સુશોભિત મૂર્તિનું સ્થાપન કર્યું અને દિવ્ય ગંધ પુષ્પ અને અનેક પ્રકારનાં બલીદાનો વડે નંદની સાથે નંદાયે પાર્વતીને પુજ્યાં. હે મહીપાળ પૃથ્વીમાં મૂર્તિ-

માં પોતાના સ્વરૂપનું પૂજન કરનાર નંદાને જાણી દેવી પ્રસન્ન થયાં અને આ પ્રમાણે બોલવા લાગ્યાં. ૧૧-૧૬.

## ॥ देव्युवाच ॥

वरंवरयकल्याणिनन्देयत्तेहृदिस्थितम्
दास्यामितंनसन्देहस्तवतुष्टास्मिखेचरि ॥१७

**દેવી** બોલ્યાં, હે કલ્યાણિ નંદે જે તારા મનમાં હોય તે વરદાન માગ. હું આકાશ ગતિ કરનાર નન્દે પ્રસન્ન થયેલી હું તને તે આપીશ એમાં કાંઈ સંદેહ નથી, ૧૭.

## ॥ नन्दोवाच ॥

स्थातव्यमिहसर्वेशिश्रीमालेसततंत्वया
येनसर्वेषुलोकेषुकीर्त्तिःस्यान्ममशाश्वती ॥१८
गीयतेयस्यतीर्थेषुयावत्कीर्तिरनुत्तमा
तावत्तीर्थावगाहस्यसपुमान्पुण्यमश्नुते ॥१९

**નન્દા** બોલી કે, આ સર્વમાં શ્રેષ્ટ શ્રીમાલક્ષેત્રમાં તમારે નિરંતર રહેવું જેથી સર્વ લોકમાં મારી નિરંતર કીર્તિ થાય કારણ કે જેની જેટલી તીર્થમાં મુખ્ય કીર્તિ ગવાય છે. તે તીર્થના સ્નાનનું પુણ્ય તે પુરૂષ પામે છે. ૧૮-૧૯.

## ॥ देव्युवाच ॥

स्थितिमत्रकरिष्यामितवनन्देहितायवै
नन्दिनीतिभुविख्याताभक्तानांभयहारिणी ॥२०
येऽर्चयिष्यन्तिमामत्रभक्त्यापरमयाशुभे
नतेषांरिपुसंभूतंभयंजातुभविष्यति ॥२१

**દેવી** બોલ્યાં, હે નંદે તારા કલ્યાણને માટે હું અહીં નિશ્ચે સ્થિતિ કરીશ. એથી જગતમાં ભક્તોનાં ભયને હરણ કરનાર નંદિની એ પ્રમાણે

પ્રસિદ્ધ થઈશ આ ઠેકાણે જે મને પરમ ભક્તિથી પૂજશે તેમને શત્રુ તરફથી જરાપણ ભય કોઈ દીવસ નહી થાય. ૨૦-૨૧.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वासातदादेवीनन्दिनीमनुजेश्वर
कैलाशशिखरंप्राप्तासहताभ्यांमनोजवा ॥२२
एवंसानन्दिनीराजन्श्रीमालेभून्महेश्वरी
वरदापुत्रदानित्यंभक्तेभ्योनात्रसंशयः ॥२३
श्रुतंमाहात्म्यमेतद्धैनन्दिन्याकरोन्नृणाम्
कीर्त्तिमारोग्यमैश्वर्यंभयनाशंचभूपते ॥२४

વસિષ્ઠ બોલ્યા, હે મનુજેશ્વર તે વખતે આ પ્રમાણે બોલેલાં નંદિની દેવી મનના સરખા વેગ વાલાં તે એની સાથે કૈલાશ શિખરમાં ગયા હે રાજન્ આ પ્રમમાણે તે મહેશ્વરી નંદિની દેવી શ્રીમાલનગરમાં ભક્તોને વરદાન આપનારા પુત્ર આપનારાં થયાં એમાં કાંઈ સંશય નથી. અને વળી હે ભૂપતિ આ માહાત્મ્ય સાંભળ્યું હોયતો નંદિની દેવીને મનુષ્યને કીર્તિ આરોગ્ય અને ઐશ્વર આપ છે અને ભયનો નાશ કરે છે. ૨૨-૨૪.

इति श्री स्कन्द पुराणे श्रीमालमाहात्म्ये नन्दिन्युपाख्यानं नाम पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥५५॥

આ પ્રમાણે સ્કંદ પુરાણમાં શ્રીમાલ મહાત્મ્યમાં નંદિને આખ્યાન નામનો પંચાવનમો અધ્યાય સંપૂર્ણ. ૫૫.

---

# ॥ अथ षट्पञ्चाशत्तमोऽध्यायः ॥

## અધ્યાય ૫૬ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठआर्याचण्डीमितिश्रुताम्
यांदृष्ट्वामानवोभक्त्यानदुःखमाप्नुयात्क्वचित् ॥१

पुरासोमश्रवानामब्राह्मणोगौत्तमान्वयः
पत्नींसरथमारोप्यपुत्रंचापिद्विवार्षिकम् ॥२
गक्षकुपंगतःस्नातुंशिवरात्रीदिनेशुभे
गृहंप्रतिनिवृत्तस्यराजंस्तस्यद्विजन्मनः ॥३
मार्गेदृष्ट्वाबहूनुष्ट्रान्त्रस्तौरथवृषोत्तमौ
त्रस्यतोरतिवेगेनतयोर्निपतितोरथात् ॥४
पुत्रःसुप्तोजनन्याचनज्ञातःसतदापतन्
ततस्तौस्वगृहंप्राप्तौहृष्टतुष्टौरथेनवै ॥५
धीरातेजननीगावच्छयानंपुत्रमञ्जसा
आस्तेपिधानवस्त्रंवैदृश्यतेनतुपुत्रकम् ॥६
उद्विग्नाथद्विजस्याग्रेकथयामासशङ्किता
नास्तिपुत्रोरथेसुप्तःशीघ्रंकुत्रापिवीक्ष्यताम् ॥७
ततःसोमश्रवाःशिष्यान्प्रेषयामासवीक्षितुं
स्वयंसहपत्न्यावैद्विजंदृष्टुंप्रचक्रमे ॥८
रथ्यारथ्यान्तरालाश्चपणमार्गाश्चचत्वरान्
वीक्षन्तेसुहृदसर्वेनचपश्यन्तिपुत्रकम् ॥९
सचबालःप्रबुद्धःसन्नाक्षिप्तंनिपतितोरथात्
रथ्यान्तरेषुविचरन्मार्गाद्भ्रष्टोबभूवह ॥१०
काकपक्षकोबालोमातर्मातारितिब्रुवन्
स्थित्वारथ्यासुरथ्यासुरोदितिप्रचुरंतदा ॥११
तस्मिन्सागरसकाशेनगरेकोऽपिकुत्रचित्
नज्ञायतेगजेन्द्रोपिभ्रष्टोबालस्यकाकथा ॥१२
प्रवृत्तारजनीराजन्नथध्वान्ताकुलाभृशम्
देवतालयगर्भेषुप्रकाशोदीपकैःकृतः ॥१३
चत्वरेषुचसर्वेषुपान्थदीपैसमन्ततः
आपणालयरथ्यासुदीपमालासहस्रशः ॥१४

गृहेषुचगृहस्थानांदेवानामालयेषुच
आपणालयवीथीषुचत्वरेषुचसर्वतः ॥१५
दीपकैर्नहतंराजन्बहुलास्वपिरात्रीषु
लभतेनतत्रस्थातुंसमूहःस्तेयकर्मणाम् ॥१६
ततःसोमश्रवाविप्रःशोकातुरमनोजनान्
लक्ष्यतेममबालोयमितिपृच्छंश्चचारह ॥१७
अथपृच्छतियस्तत्रकातेमातापिताचकः
अनभिज्ञःससंज्ञायांनब्रूतेकेवलंरुदन् ॥१८
अदृष्यमूर्तिःसर्वेषांजनानामुत्तरप्रदा
आर्याचण्डीतिजल्पन्तीमहभ्राम्यतिचण्डिका ॥१९
अथकश्चिद्द्विजोविद्वान्तत्रयातःकृपाधनः
तमपृच्छदहोबालकातेमातापिताचकः ॥२०
आर्याचण्डीतिशुश्रावतस्यविप्रस्यभाषितम्
ततस्तुष्टावतांदेवीमार्यालोकस्यचण्डिकाम् ॥२१

**વશિષ્ઠ** બોલ્યા કે, હે નૃપ શ્રેષ્ઠ, ત્યાર પછી આર્યાચણ્ડી નામે પ્રસિદ્ધ દેવીને ત્યાં જવું કે જેનાં ભક્તિવડે દર્શન કરવાથી મનુષ્યને કોઈ પણ દુઃખ પ્રાપ્ત થતું નથી. પહેલાં ગૌતમ કુલનો સોમશ્રવા નામનો બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા બે વરસના પુત્રને રથમાં બેસાડી પવિત્ર શિવરાત્રીને દીવસે યક્ષ કૂપ તીર્થે નહાવા ગયો. હે રાજન્ ત્યાંથી પાછાં ઘેર આવતા તે બ્રાહ્મણના રથના બળદો રસ્તામાં બહુ ઉંટને જોઇ બીધા અને ભય પામેલા તે બળદની અત્યંત દોડને લીધે સુતેલો પુત્ર રથમાંથી નીચે પડયો તે વખત તેની માએ જાણ્યો નહીં. ત્યાર પછી હર્ષયુકતે તે સ્ત્રી પુરૂપ રથ સંગાતે પોતાને ઘેર આવી પહોચ્યાં. ત્યાર પછી ધીરી તેની મા જેટલામાં વેગવડે સુતેલા પુત્રને લેવા જાય છે તેવામાં વસ્ત્ર હાથમાં આવે છે અને પુત્ર દેખાતો નથી તેથી ખેદ પામી બ્રાહ્મણના મોં આગળ શંકિત થઇ કહેવા લાગી કે પુત્ર રથમાં સુતેલો નથી કયાંઇ પણ જુઓ. ત્યાર પછી સોમશ્રવાએ શિષ્યોને જોવા માટે મોકલ્યા અને પોતે પોતાની સ્ત્રી સાથે છોકરાને જોવા માટે ચાલી નીકળ્યો. સઘળાં સગાં સ્નેહી શેરી ખાંચા ચૌટાં અને ચકલાઓ જુવે છે, પરંતુ પુત્રને દેખતા નથી. ત્યાર પછી રથથી પડેલો તે બાલ તુરત જાગ્યો

અને શેરીના મધ્યમાં ફરતો ફરતો રસ્તાથી ભૂલો પડચો. શિખાવાળો તે બાલક માતા માતા એ પ્રમાણે બોલતો શેરીએ શેરીએ બેશી તે વખતે અત્યંત રોવા લાગ્યો. તે સમુદ્રના સરખા નગરમાં કોઇ કોઈ ઠેકાણે હાથી પણ જણાઇ શકાય નહી તો પછી બાલકની તો વાતજ શી. હે રાજન્ પછી અત્યન્ત અંધારી રાત પડી અને દેવાલયોમાં દીવાયે અજવાળાં કર્યાં અને ચો તરફ રસ્તાના દીવાયે સઘળા ચકલાઓમાં અજવાળું કર્યું ચૌટાની શેરીયોમાં હજારો દીવા પ્રગટ થયા. ગૃહસ્થોના ઘરમાં દેવના દેવસ્થાનમાં પણ અજવાળાં થયાં. હે રાજન્ અંધારી રાતમાં પણ ચૌટાની શેરીમાં સઘળા ચકલામાં દીવાવડે અજવાળું વ્યાપ્ત થયું અને તે ઠેકાણે ચોર લોકથી ઊભુ રહેવાતું નહીં. ત્યાર પછી સોમશ્રવા બ્રાહ્મણ શોકાતુર થઇ મનુષ્યોને આ મારો બાળક છે એમ પુછતો ચાલવા લાગ્યો. ત્યાર પછી ત્યાં જે કોઈ તારો બાપ કોણ એમ પુછે ત્યારે જ્ઞાન વિનાનો તે બ્રાહ્મણ પુત્ર કેવળ રડી પડે અને કાંઇ બોલે નહી ત્યારે સર્વે માણસને ઉત્તર આપનાર અદશ્યરૂપ આર્યા "ચણ્ડી આ પ્રમાણે બોલનારી ચંણ્ડિકા સાથે ફરે છે. પછી કોઇ વિદ્વાન્ બ્રાહ્મણ કૃપાળુ ત્યાં આવી પહોચ્યો અને તે છોકરાને પુછતો હતો કે હે બાળ તારી મા કોણ અને તારો પિતા કોણ. તે વખતે આર્યાચણ્ડિ એ પ્રમાણે તે બ્રાહ્મણનું બોલવું સાંભળતો હતો તેથી લોકના ચણ્ડિ આર્યા દેવીની સ્તુતિ કરતો હતો. ૧–૨૧.

## ॥ ब्राह्मण उवाच ॥

आर्यात्वंजगतांदेविबालस्यास्यनकेवलम्
पिताचत्वंपरित्राणात्बन्धुस्त्वमसिदेहिनाम् ॥२२
श्रीमालमिदमेतावत्प्रशस्यंभुवनत्रये
यत्रत्वंदेवीचरसिमर्त्यक्षेत्रपुराङ्गना ॥२३
त्वद्भक्तायनभीर्देविकुतोपिभुविजायते
अन्यत्रापिविशेषेणश्रीमालेऽत्रत्वमीश्वरी ॥२४
प्रवृत्तारजनीमातर्ध्वान्तेनजगदावृतम्
बालस्यपितरस्तस्यसांप्रतंनाशमेष्यतः ॥२५
प्रसीदपितरावस्यबालस्यारुपाहिचेश्वरि ॥२६

બ્રાહ્મણ બોલ્યો કે, હે દેવિ, તું આ જગતની મા છે, કેવળ આ બાળકની નથી; અને રક્ષણ કરવાથી પિતા પણ તુંજ છે અને સર્વે પ્રાણી માત્રનો ભાઇ પણ તુંજ છે. આ શ્રીમાળનગર એટલાજ માટે ત્રણે જગતમાં વખાણવા લાયક છે કે જે ઠેકાણે તમો પુરની સ્ત્રી હોય એમ પ્રત્યક્ષ વિચરો છો. હે દેવિ તમારા ભક્તોને કોઇપણ ઠેકાણે જગતમાં બીક નથી અને શ્રીમાલનગરમાં તો વિશેષે કરીને નથી કે જ્યાં આપ ઇશ્વરી છો. હે મા રાત પડી અને અંધારા વડે જગત વ્યાપ્ત થઇ ગયું અને તે બાળકનાં માત પિતા હાલમાં મરી જશે તો હે ઇશ્વર પ્રસન્ન થાઓ અને આ બાળકના માત પિતા મને કહો. ૨૨-૨૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इतिसंस्तुवंतस्तस्यंब्राह्मणस्यसुरेश्वरी
प्रत्यक्षाभून्महीपालब्राह्मणंचेदमब्रवीत् ॥२७

વસિષ્ટ બોલ્યા કે, આ પ્રમાણે સ્તુતિ કરનાર તે બ્રાહ્મણને સુરેશ્વરી પ્રત્યક્ષ થયાં અને બ્રાહ્મણ પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૨૭.

## ॥ देव्युवाच ॥

वांच्छितंतत्प्रदास्यामिवरंवरयसुव्रत
बालस्यकथयिष्यामिपितरौचद्विजोत्तम ॥२८

દેવી બોલ્યા કે, હે સારા વ્રતવાળા, હું તને ધારેલું આપીશ માટે વરદાન માગ અને હે બ્રાહ્મણ આ બાલકના માતપિતા પણ કહીશ. ૨૮.

## ॥ ब्राह्मण उवाच ॥

आर्याचण्डीतिलोकेऽस्मिन्विश्रुताभवचण्डिके
रक्षासर्वलोकानांब्राह्मणानांविशेषतः ॥२९
इहस्थित्वासदापाहिविश्वमेतच्चराचरम् ॥३०

બ્રાહ્મણ બોલ્યો કે, હે ચણ્ડીકે, આ જગતમાં તમો આર્યાચણ્ડી

એવે નામે પ્રસિદ્ધ થાઓ અને સર્વ લોકનું રક્ષણ કરનાર હો તેમાં બ્રાહ્મણોનું વિશેષે કરીને રક્ષણ કરનાર થાઓ અને અહી રહી સઘળાં ચરાચર જગતનું રક્ષણ કરો. ૨૯-૩૦.

## ॥ देव्युवाच ॥

एवमस्तुद्विजश्रेष्ठबालस्यास्यकुलेपुनः
देवताकुलकृष्येषुपूज्यासर्वेष्वहंसदा ॥३१
स्थितिमत्रकरिष्यामिरक्षणायशरीरिणाम्
अस्यसोमश्रवानामपितातत्रनिवेद्यताम् ॥३२

દેવી બોલ્યાં કે, હે બ્રાહ્મણ, એ પ્રમાણે થાઓ. વળી આ બાળકના કુળના દેવતા સમુહના મુખ્ય-સર્વેમાં નિરંતર હું પૂજવા લાયકછું આ ઠેકાણે પ્રાણીના રક્ષણ માટે સ્થિતિ કરીશ અને આ બાળકના પિતાનું નામ સોમશ્રવા છે એમ ત્યાં કહે-૩૧-૩૨.

## ॥ वासिष्ठ उवाच ॥

इत्युक्त्वाभूदथादृश्यादेवीतत्रनरोत्तम
साद्विजस्तंसमादायपित्रोरर्पितवान्सुतम् ॥३३
इत्यासीदार्यचण्डीतिविख्याताभुवनेश्वरी
नामश्रवणमात्रेणयाददातिवरंनृणाम् ॥३४
श्रोतव्यमिदमाख्यानंश्रद्धयासततंनरैः
पठितव्यंतथानित्यंसर्वदुःखोपशान्तये ॥३५

વસિષ્ઠ બોલ્યા કે, હે રાજન્ પછી આ પ્રમાણે બોલી દેવી અદૃશ્ય થયાં. અને તે બ્રાહ્મણે તે બાળકને લઇ તેના મા બાપને સોંપ્યો આ પ્રમાણે ભુવનેશ્વરી આર્યાચણ્ડી એ નામે પ્રસિદ્ધ થયાં કે જેના નામનું સ્મરણ કરવાથી તે માણસોને વરદાન આપે છે. આ કથા માણસોયે નિરંતર શ્રદ્ધા વડે શ્રવણ કરવી તેમજ સર્વે દુઃખનો નાશ થાય એ હેતુ માટે દરરોજ એનો પાઠ કરવો. ૩૩-૩૫.

इति श्री स्कन्द पुराणे एकाशितिसाहस्र्यां संहितायां ब्राह्म विभागे तृतीयपरिच्छेदे श्रीमाल माहात्म्ये आर्यचण्डीमाहात्म्यं नाम षट्पञ्चाशत्तमोऽध्यायः ॥५६

આ પ્રમાણે સ્કંદ પુરાણમાં એકાશિહજાર સંહિતામાં બ્રાહ્મ વિભાગમાં ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલ માહાત્મ્યમાં આર્યાચણ્ડી માહાત્મ્ય નામનો છપનમો અધ્યાય સંપૂર્ણ. ૫૬.

# ॥ अथ सप्त पञ्चाशत्तमोऽध्यायः ॥

## અધ્યાય ૫૭ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठबालगौरींसुविश्रुताम्
यस्यादर्शनमात्रेणनदौर्भाग्यमवाप्नुयात ॥१
कैलाशशिखरेपूर्वमुमयासहशङ्करः
क्रीडांचकारभगवान्वनेषूपवनेषुच ॥२
नदीषुदेवखातेषुगिरिश्रृङ्गेषुसर्वतः
कदाचिदथविन्ध्यस्यश्रुत्वोपवनमीश्वरा ॥३
उत्कण्ठितामहादेवीशम्भुमित्यब्रवीद्वचः ॥४

વસિષ્ઠ બોલ્યા કે, હે નૃપ શ્રેષ્ટ ત્યાર પછી બાલાગૌરી નામની પ્રસિદ્ધ દેવીને ત્યાં જવું કે જેના કેવલ દર્શન થકીજ માણસને દુર્ભાગ્ય પ્રાપ્ત થતું નથી. પેહેલાં કૈલાસના શિખરમાં પાર્વતી સાથે શંકર વન ઉપવન નદી દેવખાત અને ચોતરફ ગિરિના શિખરમાં ક્રીડા કરતા હતા એ પછી કોઇક વખત પાર્વતી વિંધ્યાચલનું ઉપવન સાંભળી ઉત્કંઠિત થઇ શંકર પ્રત્યે આ પ્રમાણે વચન બોલ્યાં. ૧-૪.

## ॥ देव्युवाच ॥

देवदेवगिरिंविन्ध्यंममदर्शयतंप्रभो
सुमेरुस्पर्द्धयावृद्धिंयश्चकारमहागिरिः ॥५

દેવી બોલ્યાં કે, હે પ્રભો, મને તે વિન્ધ્યાચલ પર્વત દેખાડો કે જે સુમેરૂની સ્પર્દ્ધાવડે મોટો પર્વત વૃદ્ધિ કરે છે. ૫.

## ॥ देवदेवउवाच ॥

त्वंमाताजगतांदेवित्वयादृष्टंनकिंचन ।
लोकेस्तितदपिक्रीडाजगन्मातुस्तवेदृशी ॥६

શંકર બોલ્યા કે, હે દેવી, તું જગતની માતા છે અને તેં કાંઇ પણ ન જોયલું એવું નથી. તોપણ હે જગતની મા, તારી આવી લોકને વિષે ક્રીડા રહેલી છે. ૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वावृषभारूढःसहगौर्यामहेश्वरः
जगामविन्ध्यमचलंशिखरावृतदिमुखम् ॥७
नर्मदौघशिलापातनादनर्तितकेकिनम्
शाखाहस्ताग्रसंलग्नफलप्रीणिततापसम् ॥८
पक्षिचञ्चुपुटाघातभ्रष्टपुष्पचयावृतम्
नानाधातुरसाकीर्णवनराजीविराजितम् ॥९
शाखाभिर्पुष्पिताग्राभिरर्चयन्तमिवाम्बरम्
भास्वतभासुराभाभिरुद्दीपितशिलोपलम् ॥१०
बबन्धचाचलेंद्रस्यमौक्तिकानीवशीकरान्
मदशीकरवर्षीणिगजयूथानियत्रवै ॥११
रेजुरम्बुदजालानिक्रीडन्तीवसमन्ततः

निर्जंमधुपरित्यज्यशिलातलगतंबहु ॥१२
मदमत्तगजेन्द्राणांपीयतेयत्रषट्पदैः
मत्ताःक्वचनकूजन्तिकोकिलाःकापिषड्दाः ॥१३
क्वचिन्नृत्यविलासेषुसाश्रुपाताःशिखण्डिनः
आरावैःपक्षिसंघानांकरीन्द्राणांचगर्जितैः ॥१४
नर्मदौघनिनादैश्चकीचकानांकलस्वनैः
ऋचोयजूंषिसामानिसमुच्चार्यमुहुर्मुहुः ॥१५
वंशसंघविघातेषुजुह्वन्तमिववन्हिषु
तत्रक्रीडांमहेशानश्चकारसहकान्तया ॥१६
वनेषुपुष्पावचयंस्नानंरेवापयःसुच
अथविन्ध्याटवीनामदुर्गायाअपिदुर्गमा ॥१७
तत्रागच्छन्महादेवशिवायादर्शनायवै
परितोमृगतृष्णाभिरावृतांवृक्षवर्जिताम् ॥१८
ममतासक्तचितानांचितवृत्तिमिवान्वहम्
नजलंहृदगर्तेषुननदीषुसरःसुच ॥१९
कुरङ्गाःपरिधावन्तितृष्णार्ताइवदेहिनः
सुचिरंतत्रदेवस्यविन्ध्यारण्येविहारिणः ॥२०
पिपासार्ताभवद्देवीनजलंप्राप्यतेक्वचित्
ततोभूधरराजस्यदुहिताकलभाषिणी ॥२१
देवदेवमुवाचेदमादरेणतृषाकुला ॥२२

**વશિષ્ટ** બોલ્યા કે, હે રાજન્, આ પ્રમાણે બોલી વૃષભ ઉપર બેઠા પાર્વતી સાથે શંકર શિખરોવડે જેના દિશાઓ ઢાંકી નાંખ્યા છે એવા વિન્ધ્યાચલ પર્વતમાં ગયા, જે પર્વત નર્મદાનુ પાણી પથ્થર ઉપર પડવાથી તેના શબ્દવડે મોર જેમાં નાચી રહ્યા છે અને શાખા રૂપી હસ્તમા આગલા ભાગમાં ફુલ વડે જેને પ્રસન્ન કર્યા છે અને પક્ષીઓની ચાંચના ઘાથી ખરી પડેલા પુષ્પના સમુહ યુક્ત અનેક પ્રકારના ધાતુરસ વડે વ્યાપ્ત અને વનની પંકતિઓથી શોભિત અને જેના આગલા ભાગમાં પુષ્પ છે એવી શાખાવડે આકાશની પૂજા

કરતો હોયને શું એવો તથા દેદીપ્યમાન સૂર્યની કાંતિ વડે શિલાઓના સમૂહને શોભાવનાર અને જે હીમાલયનાં મોતી હોયને શું એમ અંબુકણને બાંધનો હતો; જે પર્વતમાં મદના અંબુકણને વરસાવનાર હાથીનાં ટોળાં છે અને ચોરતરફ મેઘનાં વાંદળાં ક્રીડા કરતાં હોય એમ શોભે છે પોતાના મદનો ત્યાગ કરી શિલાઓ ઉપર રહેલું મદોન્મત હાથીએનું મદજ્યા ભમરાઓ પાન કરે છે; કેટલેક ઠેકાણે કોયલો શબ્દ કરે છે અને કેટલેક ઠેકાણે ભમરાઓ શબ્દ કરે છે અને કેટલેક ઠેકાણે નૃત્ય વિલાસમાં મોરોની આંખોમાં આંસુની ધારા ચાલતી રહી છે. પક્ષી સમૂહનાં શબ્દોવડે હાથીયોના શબ્દવડે અને નર્મદાધના શબ્દવડે અને વાંસના મધુર સ્વરવડે જાણે ઋગ્વેદ યજુર્વેદ અને સામદેવનો વારંવાર ઉચ્ચાર કરી વાંશના સમુહમાં જાણે અગ્નિમાં હોમ કરે તેમ હોમતો હોયને શું તેવા વિન્ધ્યાચલ પર્વતમાં શંકર પોતાની સ્ત્રી સાથે ક્રીડા કરતા હતાં અને વનમાં પુષ્પો વીણતાં હતાં તથા નર્મદાના પાણીમાં સ્નાન કરતાં હતાં એ પછી જે દુર્ગાને દુખેથી પામી શકાય એવી વિન્ધ્યાટવી નામે પ્રદેશ હતો ત્યાં શિવાના દર્શન માટે મહાદેવ જતા હતા ચોતરફ મૃગ તૃષ્ણિકાઓથી ઘેરાયલી સારા વૃક્ષ યુક્ત મમતાસક્ત રહેલાં પુરુષની દરરોજની ચિત્ત વૃત્તિ હોય એવી રીતના તે વિધ્યાટવી હતી જ્યા દરાઓમાં પણ પાણી નહતું તેમ નદી અને સરોવરમાં પણ પાણી નહતું અને જ્યાં તૃષ્ણાથી પિડિત માણસોની પેઠે હરિણો દોડે છે તેવા સ્થાનમાં ઘણા વખત સુધી વિહાર કરનાર શંકરની પત્ની તરસ્યાં થયાં પરંતુ કોઇ ઠેકાણે પાણી મલ્યું નહી તેથી મધુર બોલનાર હીમાલયની પુત્રી તરશથી આકુલ વ્યાકુલ થઇ આદર પૂર્વક શંકર પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૭-૨૨.

## ॥ देव्युवाच ॥

देवदेवनकुत्रापिदृश्यतेऽत्रलाशयः ॥
यस्मिन्नाकण्ठमाप्लाव्यपीयतेशीतलंजलम् ॥२३

**દેવી** બોલ્યાં કે, હે દેવનાદેવ, અહીં કોઇપણ ઠેકાણે પાણીનું સ્થાન દેખાતું નથી કે જેમાં ગળા સુધી સ્નાન કરી ઠંડું પાણી પાન કરાય. ૨૩.

## ॥ देवदेवउवाच ॥

नकुत्रचिदपिस्वस्थंविद्यतेऽचपयःक्वचित्

विन्ध्याटवीप्रसिद्धोयंभुविदेवनृणामपि ॥२४
इदंगाङ्गंमनोहारिवारिमूर्ध्निममास्तिवै
यदितृष्णाबबाधेननादिदंपीयतांप्रिये ॥२५
लोकेप्रशस्यतेनूनंसर्वस्यापिसञ्चयः
आपत्कालेनसीदन्तिसञ्चितार्थाःशरीरिणः ॥२६

**શંકર** બોલ્યા કે, અહીં કોઇપણ ઠેકાણે સ્વસ્થજલ નથી. આ જગત માં વીધ્યાટવી દેવ અને મનુષ્યોને પ્રસિદ્ધ છે આ મહનર ગંગાજળ મારા મસ્તકમાં છે તે જો તરશ મટે એમ હોય તો હે પ્રિયા તેનું પાન કરો જગતમાં સર્વ પ્રકારનો સંગ્રહ કરેલો વખાણાય છે અને સંગ્રહ રાખનારા માણસો આપત્કાલમાં ખેદ પામતા નથી. ૨૪--૨૬.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तासातदादेवीदेवदेवेनशम्भुना
तृषाविस्मितसापत्न्याःपपौवारिजटान्तरात् ॥२७
ततःस्मितमुखोदेवःपार्वतीमित्यभाषत
वैलक्ष्यंवर्जयन्नस्यागङ्गावारिप्रशंसनैः ॥२८

**વશિષ્ઠ** બોલ્યા કે, દેવનાદેવ શંકરે આ પ્રમાણે કહેલી તે પાર્વતી તૃષાનો વિસ્મય પામેલી શોકનું જટાની વચમાંથી પાણી પીવા લાગી. ત્યારે હસતે મહોડે શંકર ગંગાના જલની સ્તુતિવડે એની વિલક્ષણતાને દૂર કરતા છતા પાર્વતી પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. ૨૭--૨૮.

## ॥ देवदेव उवाच ॥

इयमार्तिहरालोकेगङ्गापर्वतनन्दिनि
देवमानवसर्पाणांतेनमेशिरसाधृता ॥२९
अपिपापशतैर्युक्तागङ्गावारिपिबन्तिये
नतेबिभ्यतिपापेभ्यस्तेनमेशिरसाधृता ॥३०
पावनीसुरमर्त्यानांपन्नगानांचपार्वति

देवीगङ्गानमिथ्यैतत्तेनमेशिरसाधृता ॥३१
सोममण्डलमुद्भिद्यश्रीमत्स्याङ्कपदच्युता
लोकत्रयंपुनातिस्मतेनमेशिरसाधृता ॥३२
पितापितवपावित्र्यंशैलराजोहिमाचलः
लोकेषुगङ्गयाधत्तेतेनमेशिरसाधृता ॥३३
नगिरिर्ननदीनाब्धिर्नदेवानचदेवता ॥३४
सत्ययस्कायागङ्गयाःकलांनार्हन्तिषोडशीम् ॥३५

**शंकर** बोल्या के, पर्वत पुत्री, आ गंगा जगतमां देव मनुष्य अने सर्पोना दुःखने हरणु करनारी छे तेथी मे एने मस्तकवडे धारणु करी छे. जे पुरुष आ गंगानुं पाणी पीये छे अने जेओ हजारो पाप युक्त होय तोपण ते पुरुषने पापथी भय रहेतो नथी तेथी मे मस्तकवडे धारणु करी छे. हे पार्वती आ गंगादेवी देव माणुस अने सर्पने पवित्र करनारी छे ए मिथ्या नथी. माटे मे एने माथावडे धारणु करी छे चंद्रमंडलने छेदी श्रीमत्स्य भगवानना पगथी पडेली गंगा त्रणु लोक पवित्र करे छे तेथी मे मस्तकवडे धारणु करी छे अने मारो बाप पर्वतनो राजा हीमाचल पणु लोकमां ए गंगावडेज पवित्र पणाने धारणु करे छे तेथी में मस्तकवडे धारणु करी छे. पर्वत नदी समुद्र देव अने देवताओ सारा जसवाळी गंगानी सोळमी कळाने पणु योग्य नथी २९--३५.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तवतिदेवेशेदेवीमस्फुरिताधरा
विस्फार्यनयनेक्रुद्धामहेशमिदमब्रवीत् ॥३६

**वशिष्ट** बोल्या के, आवी रीते शंकर बोल्या ते वखते होठ ककडावी भ्रकुटी चढावी अने क्रोधवडे पार्वती शंकर सामु आ प्रमाणे बोल्यां ३६.

## ॥ देव्युवाच ॥

हृदितेयदिसर्वज्ञसन्तिमन्दाकिनीगुणाः
तत्कथंमुखदाक्षिण्यंमयिनक्रियतेमनः ॥३७

पीयते यदि नो वारि तृषार्तैरपि देहिभिः
किमन्यं तेन तत्कार्यमिह शङ्कर कथ्यतां ॥३८

**દેવી** બોલ્યા કે, હે સર્વજ્ઞ, જો તમારા મનમાં ગંગાના ગુણો છે તોપછી બોલવામાં ચતુર મન કેમ નથી કરતા તરસ્યા માણસો પણ જો પાણી પીયે નહી તો પછી તે પાણીથી શું બીજું જગતમાં કરાય તે શંકર મને કહો. ૩૭--૩૮

## ॥ देवदेव उवाच ॥

स्वभाव एव गङ्गायाम या देवि तवाग्रतः
कथितः प्रस्तुतो मुञ्च कोपं चण्डि वृथा कृतम् ॥३९.

**શંકર** બોલ્યા કે, હે દેવિ, મેં તારા મોં આગળ ગંગાનો પ્રસ્તુત સ્વભાવજ કહ્યો. હે ચંડિ નકામો કરેલો ક્રોધ છોડી દે. ૩૯.

## ॥ देव्युवाच ॥

स्वभावेनैव गङ्गाया मशस्यन्ते गुणास्त्वया
यदि वक्तासि वैशिष्यात्तत्कः श्रोतुमिह क्षमः ॥४०
सत्यं शङ्कर सा गङ्गा तव चेतसि वर्तते
उग्रं तपः करिष्यामि शृणु मे त्वं तपोगतम् ॥४१.
कन्दमूलफलाहारं कुर्वाणा गिरिमूर्धनि
भूर्जत्वचो वसाना तप्स्येऽहे परमं तपः ॥४२

**દેવી** બોલ્યાં કે, હે શંકર, તમોએ સ્વભાવે કરીનેજ આ ગંગાના ગુણો વખાણ્યા છે જો વિશેષપણાથી બોલો તો અહીં કોણ સાંભળી શકે એમ છે અને ખરેખર ગંગા તમારા મનમાં છે તો હું મોહોટું તપ કરીશ મારા તપ વિષેનું આપ સાંભળો કંદમુળફલનો આહાર કરનાર અને ભોજપત્ર પેહેરનાર હું પર્વતના શિખરમાં પરમ તપ તપીશ. ૪૦--૪૨.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वा गिरिराजस्य तनया मीयमीश्वरम्

चचालमुनिमान्तंपश्यन्तीपर्वतंप्रति ॥४३
अथैकेनेपुपातेनपुरागच्छतिपार्वती
पश्चादभ्येतिदेवेशश्चटूनिप्रलपन्बहु ॥४४
एकेनाह्नाथसंप्राप्ताश्रीमालंपार्वतीनृप
शनैर्जरद्गवारुढःशिवोभ्येतिनभस्तले ॥४५
यक्षकूपतटेदेवीनदूरेकश्यपाश्रमात्
स्थितिंकृत्वापरिश्रान्तासायान्हेसमुपाविशत् ॥४६
ततोविज्ञायतत्कर्मययौसान्त्वनेच्छया
बालारुपधरादेवीलक्ष्मीर्वैकुण्ठवल्लभा ॥४७

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે બોલી હીમાલયની પુત્રી પાર્વતી પ્રકુટી ફેરવી પોતાના સ્વામી શંકરને જોતી હતી પર્વત તરફ ચાલી એ પછી એક બાણ ફેંકાય એટલે છેટે આગળ પાર્વતી ચાલે છે અને પાછળ સારા સારા ઘણાં વાક્ય બોલતા બોલતા શંકર આવે છે. હે રાજા પાર્વતી એક દિવસે શ્રીમાલક્ષેત્રમાં પહોંચી અને શંકર ઘરડા પોઠીયાપર બેશી આકાશ માર્ગે આવે છે દેવી પાર્વતી યક્ષ કૂપ તટમાં કશ્યપના આશ્રમ પાસે થાકી જઈ સ્થિતિ કરી સાંયકાળે બેઠાં ત્યાર પછી તે વાત જાણી સાન્તવન કરવા સારૂ વિષ્ણુ પત્ની લક્ષ્મી બાલ રૂપ ધારણ કરીને ત્યાં આવ્યા. ૪૩-૪૭.

## ॥ श्री रुवाच ॥

कासिकस्यकुतःप्राप्ताकथमेकाकिनीह्यसि
ममसर्वंसमाचक्ष्वयदिगोप्यंनविद्यते ॥४८

**લક્ષ્મી** બોલ્યાં કે, તું કોણ છે કોની સ્ત્રી છે અને ક્યાંથી આવી છે અને એકલી કેમ છે તેસઘળી વાત જો છાની નહોય તો મને કહે. ૪૮.

## ॥ पार्वत्युवाच ॥

बालेकिंतेमयाकार्यंवचनानामकोविदे
आरुढयौवनानार्योजानन्तिममभाषितम् ॥४८

**પાર્વતી** બોલ્યા, કે વચનોને નહિ જાણનારી હે બાલે! તારે મારી સાથે શુ કરવું છે? મારૂં બોલેલું પ્રૌઢ યુવાન સ્ત્રીયો જાણી શકે છે. ૪૯.

## ॥ बालोवाच ॥

केनत्वंदग्धकामेनकामिनिकोपिनाभृशम्
अद्यचण्डित्वयाहीनस्तपस्वीकिंकरिष्यति ॥५०

**બાલા** બોલી કે, હે કામિની! કામને બાળનાર કયા પુરૂષે તને અત્યંત કોપાવી છે? હે ચણ્ડી હવે તારા વિના તે તપસ્વી શું કરશે. ૫૦.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्ताशिवयादेवीप्रत्यक्षाभूद्धरिप्रिया
चतुर्भुजाविशालाक्षीगृहीतकमलायुधा ॥५१
ततोधीतिपरांधाप्यतेउभेलोकमातरौ
वक्षसीस्तनसंबाधेपीडयामासतुर्मुदा ॥५२
उभेतेलोकशरणंउभेतेलोकवन्दिते
येस्वजेत्तामतिप्रीत्याप्रीणनायशरीरिणाम् ॥५३
अथाययौमहादेवस्तत्रवृद्धोक्षवाहनः
वृत्तंनिवेदयामासतदशेषंश्रियंप्रति ॥५४
प्रीताथपार्वतीदेवीसान्त्विताबहुशःश्रिया
सयोजिताचशर्वेणलक्ष्मीमिदमभाषत ॥५५

**વસિષ્ઠ** બોલ્યા, આ પ્રમાણે પાર્વતીને બોલીને ચાર હાથવાળા વિશાલ નેત્રવાળા અને કમલ રૂપી આયુધને ધારણ કરનાર લક્ષ્મીજી પ્રત્યક્ષ થયાં. ત્યાર પછી અત્યન્ત ધીરજ ધરી તે બે લોક માતાઓ હર્ષવડે સ્તનથી પીડિત હૃદયને પીડા કરતાં હવાં. ( એક એકની છાતી સાથે ભેટતાં હવાં ) જે બે લોકનું શરણ અને લોકે વંદન કરેલાં તે બે અત્યન્ત પ્રીતિ વડે માણસોને પ્રસન્ન કરવા માટે ભેટયાં. એ પછી વૃદ્ધ પોઠીયાપર બેઠેલા શંકર ત્યાં આવ્યા અને તે સઘળી વાત લક્ષ્મીજીને કહી એ પછી લક્ષ્મીજીયે

બહુ સાન્ત્વન કરી શંકર જોડે મેળવેલાં પાર્વતી લક્ષ્મી પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં. ૫૧--૫૫.

## ॥ पार्वत्युवाच ॥

नत्वाहंवरदादेविददामिकिमिहप्रियम्
ययामेविहितोयोगःसहदेवेनशम्भुना ॥५६
नतिष्ठामिविनाशम्भुक्षणमेकमपिक्वचित्
देवोपिनमयाहीनोधृतिंविन्दतिकुत्रचित् ॥५७

પાર્વતી બોલ્યાં કે, હે દેવિ, હું તને વરદાન આપનારીછું તો અહીં તને શું પ્રિય આપું કે જે દેવીએ મારો દેવશંકરની સાથે સંબંધ કરાવ્યો. હું શંકર વિના એક ક્ષણ માત્ર પણ કોઇ ઠેકાણે રહી શકું એમ નથી અને શંકર પણ મારા વિના કોઇ ઠેકાણે ધીરજ રાખી શકે એમ નથી. ૫૬--૫૭.

## ॥ लक्ष्मी रुवाच ॥

यदिदास्यतिमेतुष्टावरंदेविमनोगतम्
तदिहस्थियतांनित्यंश्रीमालेनिर्मितेमया ॥५८

લક્ષ્મી બોલ્યાં કે, જો મને દેવી પ્રસન્ન થઇ મનનું ધારેલું વરદાન આપે છે તો અહિં મે નિર્માણ કરેલા શ્રીમાલ ક્ષેમમાં નિત્ય સ્થિતિ કરાઓ. ૫૮

## ॥ देव्युवाच ॥

इहस्थितिंकरिष्यामितवक्षेत्रेहरिप्रिये
सौभाग्यपुत्रसंपत्तिंभक्तेभ्योददतीसदा ॥५९

પાર્વતી બોલ્યાં કે, હે લક્ષ્મિ, તમારા આ ક્ષેત્રમાં ભક્તોને સૌભાગ્ય અને પુત્રની સંપત્તિ આપનાર હું નિરંતર સ્થિતિ કરીશ. ૫૯.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थमाभाषमाणायांगौर्यांदेवःपुरान्तकः

तत्रत्रिशूलदण्डेनसचकर्षजलंभुवः
अब्रवीच्चप्रियांमितःसन्निधाहरिसुभुवः ॥६०

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે પાર્વતી બોલ્યાં ત્યારે અસુરના નગરને બાળનાર શંકર ત્યાં ત્રિશૂલવડે પૃથ્વિથી જલ ખેંચવા લાગ્યા અને લક્ષ્મીજીની સનિધીમાં પ્રસન્ન થઈ પોતાની સ્ત્રી પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. ૬૦.

## ॥ देवदेव उवाच ॥

दिव्यंकुण्डमिदंयद्वैत्वत्प्रियर्थंचकृतंमया
येत्रस्नानंकरिष्यन्तिमनुजाभक्तिसंयुताः ॥६१
नतेषांजातुदारिद्र्यंवियोगश्चनकान्तया
नदौर्भाग्यंनरोगाश्चनभविष्यत्यपुत्रता ॥६२
बालारूपधरायास्त्वंश्रियस्तुष्टासिपार्वति
ततस्त्वंबालगौरीतिनाम्नाख्याताभविष्यति ॥६३
यावैशुक्लतृतीयायांबालगौरींस्त्रियःप्रिये
अर्चयिष्यन्तिविधिवत्तासांलोकामहोदयाः ॥६४

શંકર બોલ્યા કે, હે દેવિ, આ દિવ્ય કુણ્ડ જે મેતારી પ્રિતિને માટે કર્યો છે જે મનુષ્યો ભક્તિયુક્ત થઈ એમાં સ્નાન કરશે તેમને કોઇ દીવસ દારીદ્રપણું આવનાર નથી તથા સ્ત્રીનો વિયોગ થશે નહી અને દુર્ભાગ્ય પણુ તથા રોગ અને પુત્ર પ્રાપ્ત ન થાય એવું થશે નહી હે પાર્વતિ બાલ રૂપ ધારણ કરનાર લક્ષ્મીને તું પ્રસન્ન થઇ તેથી તું બાલગૌરી એ નામે પ્રસિદ્ધ થઈશ. હે પ્રિયા જે સ્ત્રીઓ વૈશાક શુદ ૩ ને દીવસે બાલ ગૌરીનું વિધિથી પૂજન કરશે તેને મોટા લોક મલશે. ૬૧–૬૪.

## ॥ वसिष्ट उवाच ॥

इत्यालाप्यमहादेवःपार्वतींप्राणवल्लभाम्
श्रियमामन्त्रयमाससहशैलतनूजया ॥६५

तेदेव्यौप्रीतिसंयुक्तेपरिष्वज्यपरस्परम्
वरंदत्वान्यत्रतेतांश्रीमालेदेववत्सले ॥६६
ततसार्धंमहेशेनदेवीकृत्वांशतःस्थितिम्
श्रीमालाद्गिरिमुद्दिश्यप्रतस्थेगिरिनन्दिनी ॥६७
क्षीरोदतनयाचापिययौस्थानंयथागतम्
ततःप्रभृतिविख्यातावालगौरीमहेश्वरी ॥६८
इदंगौर्याश्चलक्ष्म्याश्चसंयोगंप्रीतियुक्तयोः
हरस्यापिशिवायोगंयःशृणोतिनरोत्तम ॥६९
सर्वमासकृतात्पापान्मुच्यतेनात्रसंशयः
कीर्तिंचसमाप्नोतियावदाभूतसंप्लवम् ॥७०

વશિષ્ટ બોલ્યા કે, મહાદેવ આ પ્રમાણે બોલી પાર્વતીની બેનપણી લક્ષ્મીજીને પાર્વતી સાથે બોલાવતા હવા તે બે દેવીયો પ્રીતીયુક્ત થઇ એક એકને ભેટી દેવને વહાલા એવા શ્રીમાલક્ષેત્રમાં વરદાન આપી જુદા પડતાં હતાં. ત્યાર પછી દેવી પાર્વતી અંશથી ત્યાં સ્થિતિ કરી શંકર સાથે કૈલાશને ઊદેશી શ્રીમાલક્ષેત્રથી ચાલી નીકળ્યાં અને સમુદ્રની કન્યા લક્ષ્મી જી પણ જ્યાંથી આવ્યા હતા ત્યાં ગયા ત્યારથી આરંભી પાર્વતી બાલગૌરી એવી રીતે પ્રસિદ્ધ થયાં. હે રાજન્ આ પ્રિતિયુક્ત પાર્વતી તથા લક્ષ્મીજીનો મેળાપ અને શંકરનો પણ પાર્વતી જોડેનો સયોગ જે કોઈ માણસ સાંભળે છે, તે એક માસ સુધી કરેલા પાપથી મુક્ત થાય છે એમાં કાંઇ સંશય નથી અને પ્રલયકાલ સુધી કિર્તી પામે છે. ૬૫—૭૦

इति श्री स्कन्द पुराणे एकाशीतिसाहस्त्र्यां संहितायां ब्राह्म विभागे तृतीयपरिच्छेदे श्रीमालमाहात्म्ये वालगौरी माहात्म्यं नाम सप्तपञ्चाशत्तमोध्यायः ॥५७

આ પ્રમાણે શ્રીસ્કંદપુરાણમાં એકાશી હજાર સંહિતામાં બ્રાહ્મય વિભાગમાં ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલ માહાત્મયમાં બાલગૌરી માહાત્મય નામનો સત્તાવનમો અધ્યાય સંપૂર્ણ—૫૭

# ॥ अथ अष्टपञ्चाशत्तमोऽध्यायः ॥

## અધ્યાય ૫૮ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठदिव्यरूपंविनायकम्
गोवत्सलमितिख्यातंसिद्धिदंभुविदेहिनाम् ॥१
पुराप्रभावतीनामगन्धर्वतनयान्नृप
तपस्यन्तंमुनिंप्राप्ताद्मनंहृदिबिभ्रती ॥२
अनूपेसागरस्यान्तेमनोज्ञेकदलीवने
मनोभवशरार्तासातमुवाचतपोनिधिम् ॥३

**વશિષ્ઠ** બોલ્યા કે, હે રાજશ્રેષ્ઠ, ત્યાર પછી જગતમાં માણસોને સિદ્ધિ આપનાર દિવ્ય સ્વરૂપવાન્ ગોવત્સલનામ નામે પ્રસિદ્ધ વિનાયકને ત્યાં જવું હે નૃપ પહેલા હૃદયમાં કામદેવને ધારણ કરનાર પ્રભાવતી નામની ગંધર્વની છોકરી, તપ કરનાર મુની પાસે આવી સમુદ્રના કીનારાપર જાંગલદેશમાં સુંદર કેળના વનમાં કામદેવના બાણુથી પીડાયલી તે તપના ભંડાર ઋષિ પ્રત્યે બોલી. ૧–૩.

### ॥ प्रभावत्युवाच ॥

मुनेमुञ्चतपःशीघ्रंकामिनींकामयस्वमां
दह्यमानांपरित्राहिसततंमदनाग्निना ॥४

**પ્રભાવતી** બોલી કે, હે ઋષિ જલદીથી તપ મુકીદો અને કામાક્ત મને કામ આપો નિરંતર કામાગ્નિની બળનારી મારૂ રક્ષણ કરો. ૪.

### ॥ दमन उवाच ॥

वयंमहर्षयोदान्ताभद्रेतपसिनिश्चिताः
क्षणैकसौख्यलोभेनहर्षयामःकथञ्चन ॥५

**દમન** રૂષિ બોલ્યા, હે કલ્યાણિ અમે મહર્ષિયો ઇંદ્રિઓને વશ રાખનાર તપમાં નિશ્ચિત છીએ. એક ક્ષણ પર્યન્તના સુખપણાને લીધે કેમ હર્ષ પામીયે. ૫.

## ॥ प्रभावत्युवाच ॥

कुलमस्माकमुद्विग्नंकामेनसततंमुने
जानासितत्कथंब्रह्मन्निषेधायव्यवस्यति ॥६

**પ્રભાવતી** બોલી કે, હે રૂષિ, અમારૂં કુટુંબ કામવડે ખેદ પામ્યું છે તે આપ જાણો છો તો પછી હે બ્રહ્મન્ નાપાડવા માટે કેમ ઉદ્યમ કરોછો. ૬.

## ॥ दमनउवाच ॥

यदिगच्छन्तितेप्राणाःस्मरार्तायाःसुलोचने
ततःपुण्याःप्रतीक्षस्वयज्ञियाःषड्निशाममम ॥७

**દમન** બોલ્યો કે, હે સુલોચના, જો કામની પીડાથી તારા પ્રાણ જતાં હોયતો પવિત્ર મારી યજ્ઞની છ રાત વાટજો. ૭.

## ॥ प्रभावत्युवाच ॥

स्थातुंमुनेनशक्नोमिरात्रीमेकामपिक्वचित्
अधुनैवमयासार्धंसङ्गमंकुरुवैद्विज ॥८

**પ્રભાવતી** બોલી કે, હે મુને, એક રાત પણ હું રહેવાને સમર્થ નથી માટે હાલમાંજ હે દ્વિજ મારી સાથે સંગમ કરો. ૮.

## ॥ वासिष्ठ उवाच ॥

इत्युक्त्वादमनंराजन्गन्धर्वीमदनातुरा
परिष्वक्तुमनाःपार्श्वेगृहीतुमुपचक्रमे ॥९
क्रुद्धोमुनिर्यज्ञस्पर्शादेवशशापताम्
व्याघ्रीभविष्यसीत्युक्त्वागन्धर्वीसाप्यकम्पत ॥१०

उवाचचैनशोकार्तांमसींदेतिपुनःपुनः ॥११

વશિષ્ઠ બોલ્યા કે, હે રાજન્ આ પ્રમાણે બોલી કામથી પીડા પામેલી ગંધર્વ કન્યા ભેટવાની ઇચ્છાથી દમનઋષિને પડખેથી ઝાલવાનો પ્રારંભ કર્યો ત્યાર પછી યજ્ઞ કરનાર ઋષિ ક્રોધ પામી અડકતામાંજ તું વાઘણ થઇશ એમ બોલી તેને શાપ દીધો તે ગંધર્વ કન્યા પણ કાંપતી હતી અને શોકથી પીડા પામી પ્રસન્ન થાઓ પ્રસન્ન થાઓ એમ વારંવાર દમન પ્રત્યે બોલતી હવી.૯--૧૧

## ॥ दमन उवाच ॥

शापान्तोभविताशीघ्रंतत्रगन्धर्वनन्दिनि
हनिष्यसेगणेशेनस्कन्धेपरसुनाध्रुवम् ॥१२

દમન બોલ્યો કે, હે ગંધર્વ પુત્રી ગણેશ જ્યારે પરશુવડે તુંને ખભે મારશે ત્યારે નીશ્ચે તારા શાપનો અન્ત જલદી થશે. ૧

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तमात्रेमुनिनाव्याघ्रीभूताप्रभावती
करालदन्ष्ट्राक्रूराक्षीमांसशोणितभोजना ॥१३
कुर्वतीभीषणान्नादान्भक्षयन्तीमृगान्बहून्
वनाद्वनंपरिभ्राम्यप्राप्ताश्रीमालसन्निधि ॥१४
दृष्ट्वायूथानिधेनूनांब्राह्मणानांविनिर्जनम्
पर्यधावत्सुसंक्रुद्धाक्षुधार्ताक्रूरदर्शना ॥१५
ततोगावःपरित्रस्तःकम्पमानाभयार्दिताः
पुच्छानिपृष्टमारोप्यअर्धालीढहतृणाननाः ॥१६
व्योममार्गगतोदेवस्तदाश्रीमालमाव्रजन्
व्याघ्रींतामभिधावन्तींददर्शद्विरदाननः ॥१७
ततःपरशुमाक्षिप्यस्कन्धेमामत्रधद्बलात्
हतमात्रातुसद्यःशापान्मुक्ताप्रभावती ॥१८

रूपेणाप्रतिमालोकेजातागन्धर्वकन्यका
तांविलोक्याथभगवान्त्यक्तव्याघ्रतनुंनृप ॥१९
उवाचाविस्मयाविष्टोपृथुनेत्रांविनायकः ॥२०

**वशिष्ट** બોલ્યા કે, હે નૃપ, આ પ્રમાણે રૂષિયે કહ્યું કે તરતજ પ્રભાવતી ભયંકર દાંતવાળી ક્રૂર આંખોવાળી અને માંસ તથા લોહીનું ભક્ષણ કરનાર વાઘેણ બની ગઇ. અને ભયંકર શબ્દને કરતી અનેક હરણને મારતી વને વન ફરી શ્રીમાલક્ષેત્રેની સીમમાં આવી. ત્યાં માણસની જગ્યામાં બ્રાહ્મણોની ગાયોના ટોળાં જોઇ તેમના તરફ ભૂખથી પીડાયેલી ભયંકર સ્વરૂપવતી તે અત્યંત ક્રોદ્ધાયમાન થઇ દોડવા લાગી. તે વખતે ગાયો ભય પામી પોતાના પુછડા પીઠપર નાખી, અડધા ગ્રાસનાં તરણાં મોમાં છે એવા સ્વરૂપે કાપતા કાપતા અત્યન્ત ત્રાસ પામતી હતી તે વખતે આકાશ માર્ગે શ્રીમાલ ક્ષેત્રમાં જનાર ગણપતિ તે દોડતી વાઘેણને જોતા હતા. ત્યાર પછી બલાત્કારે પરશુ ફેંકી તે વાઘેણને ગળામાં મારતા હતા. મારતા વાર તે તે શાપથી મુક્ત થઇ. જેના જેવું જગતમાં બીજાનું રૂપ નથી. પ્રભાવતી એવી ગન્ધર્વની પુત્રી બની ગઇ, જેણે વાઘણ સ્વરૂપ ત્યાગ કર્યું છે એવી તે કન્યાને જોઇ ભગવાન્ ગણપતિ વિસ્મય યુક્ત થઇ દીર્ઘ નેત્રા તે કન્યા પ્રત્યે બોલ્યા. ૧૩-૨૦.

## ॥ विघ्नराज उवाच ॥

तुष्टोस्मितवचार्वाङ्गिवरंवरयमाचिरम्
देवानांदर्शनंलोकेनमोघंस्यात्कदाचन ॥२१

**ગણપતિ** બોલ્યા કે, હે સુંદર શરીરવાલી સ્ત્રી, તને હું પ્રસન્ન થયો છું તું વરદાન માગ વાર નં લગાડ. કારણે દેવનું દર્શન જગતમાં કોઇ દીવસ પણ વ્યર્થ થતું નથી. ૨૧

## ॥ प्रभावत्युवाच ॥

अत्रतारमिहस्वामिन्कुरुदेवविनायक
श्रीमालेऽत्रस्थितिदेवकुरुमेप्रार्थनेनहि ॥२२
अत्रक्षेत्रेस्थितंयेत्वामर्चयन्तिशरीरिणः
तेभ्यःसिद्धिस्त्वयादेयासाधकेभ्यःसदाप्रभो ॥२३

પ્રભાવતિ બોલી કે, હે સ્વામિ વિનાયક આપ અહીં ઉતરો. અને આ શ્રીમાલક્ષેત્રમાં મારી પ્રાર્થના વડે સ્થિતિ કરો. આ ક્ષેત્રમાં રહેલા તમારી જે કોઇ મનુષ્યો પુજા કરશે તે સાધક પુરૂષોને હે પ્રભુ તમારે નિરંતર સિદ્ધિ આપવી. ૨૨—૨૩

## ॥ विनायक उवाच ॥

येर्चयन्तिमामत्रस्थितंमर्त्याःप्रभावति
नतेषांविपदोजातुसंपदस्तुपदेपदे ॥२४
वात्सल्यमिहधेनूनांरक्षणाद्विहितंमया
तस्माद्गोवत्सलोनाम्नावत्स्यामीहपुरेशुभे ॥२५
चतुर्थीवासरेस्नात्वायेनमिष्यन्तिमामिह
राजसूयफलंतेषांतुष्टोदास्यामिसुन्दरि ॥२६
त्रैलोक्यवन्दितःश्रीमान्पतिस्तवभविष्यति
पुत्रश्चभुविसाम्राज्यंलप्स्यतेनात्रसंशयः ॥२७

ગણપતિ બોલ્યા કે, હે પ્રભાવતિ, જે મૃત્યુ લોકના માણસો મને અહીં રહેલાને પૂજશે તેને કોઇ દીવસ આફત આવનાર નથી અને સંપત્તિયો તો ડગલે ડગલે પ્રાપ્ત થશે મે આ ઠેકાણે ગયોનું રક્ષણ થકી વાત્સલ્ય કર્યું છે તેથી આ સુંદરનગરમાં ગોવત્સલ એવે નામે હું રહીસ જે માણસો ચતુર્થીને દીવસે અહીં મને નમસ્કાર કરશે તેમને હે સુંદરિ હું પ્રસન્ન થયો છતો રાજશુય યજ્ઞનું ફલ આપીશ અને તને ત્રણ લોક જેને નમે છે એવો શ્રી યુકત પતિ થશે અને પુત્ર જગતમાં ચક્રવર્તીપણું મેલવશે એમાં કાંઇ સંદેહ નથી. ૨૪—૨૭

## ॥ वशिष्ठ उवाच ॥

इत्युक्त्वान्तर्हितोदेवःकृत्वातत्रांशतःस्थितिम्
प्रभावतीचशिखरंशिवस्याद्रेःसमभ्ययात् ॥२८
इत्थमासीन्महीपालश्रीमालेगणनायकः
गोवत्सलइतिख्यातोदर्शनादेवसिद्धिदः ॥२९

एतन्माहात्म्यमतुलंश्रद्धायुक्तःशृणोतियः
कर्मारम्भेषुसर्वेषुतस्यविघ्ननजायते ॥३०

વશિષ્ટ બોલ્યા કે, હે મહીપાલ, આ પ્રમાણે બોલી અંશથી ત્યાં સ્થિતિ કરી ગણેશ અન્તર્ધ્યાન થયા અને પ્રભાવતિ પણ કૈલાશ પર્વતના શીખરમાં ગઈ આ પ્રમાણે શ્રીમાલમાં ગણપતિ ગોવત્સલ નામે પ્રસિદ્ધ થયા અને દર્શન થકી સિદ્ધિ આપનાર થયા આશ્રેષ્ટ માહાત્મ્ય જે માણસ શ્રદ્ધા યુક્ત થઇ શ્રવણ કરે છે અને સર્વ કર્મના આરંભમાં જે શ્રવણ કરે છે તેને વિઘ્ન થતું નથી. ૨૮—૩૦

इतिश्री स्कन्दपुराणे एकाशीतिसाहस्र्यांसंहितायांब्राह्मत्रिभागेतृतीयपरिछेद श्रीमालमाहात्म्येगोवत्सलमाहात्म्यन्नामअष्टपञ्चाशत्तमोऽध्यायः ५८

આ પ્રમાણે શ્રીસ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં બ્રાહ્મ વિભાગમાં ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલ માહાત્મ્યમાં ગોવત્સલ માહાત્મ્ય નામનો અઠાવનમો અધ્યાય સંપૂર્ણ. ૫૮

---

# ॥ अथ एकोनषष्ठितमोऽध्यायः ॥

## અધ્યાય ૫૯ મો.

## ॥ वशिष्ठ उवाच ॥

ततोगच्छेनृपश्रेष्ठतीर्थंपापप्रणाशनम्
यत्रसासिद्धिचामुण्डालोकानांसिद्धिदायिनीम् ॥१
पुरामहर्षयःसप्तसहस्राणिहिमाचलात्
श्रीमालक्षेत्रमाजग्मुस्तीर्थानांदर्शनेच्छया ॥२
त्रिगाह्यसर्वतीर्थानिस्नात्वापीत्वाचसर्वतः
परस्परमुदायुक्तानन्तुस्तेतपस्विनः ॥३

गायन्तोन्नृपसामानिकरविक्षेपशोभनाः
सिद्धावयंनसन्देहोब्रुवाणाइत्यनेकशः ॥४
प्रत्यक्षाभूदयोदेवीचामुण्डालोकविश्रुता
कण्ठेमुण्डस्रजंकृत्वानृत्यतीसुमनोहरम् ॥५
सिद्धास्मीतिब्रुवाणासास्मितभिन्नोष्ठसंपुटा
ततस्तांमुनयोदृष्ट्वाचामुण्डामिदमब्रुवन् ॥६

**વશિષ્ટ** બોલ્યા કે, હે નૃપ શ્રેષ્ટ, ત્યાર પછી પાપને નાશ કરનારૂ તીર્થ છે ત્યાં જવું કે જ્યાં લોકોને સિદ્ધિ આપનાર સિદ્ધિ ચામુણ્ડા રહે છે. પૂર્વે સાત-હજાર રૂષિયો હીમાલયથી તીર્થોનાં દર્શન કરવાની ઇચ્છાવડે શ્રીમાલ નગરમાં આવ્યા હતા. સર્વ તીર્થોમાં સ્નાન કરી અને સર્વ ઠેકાણે પાન કરી એક એકના હર્ષથી યુક્ત થઇને તપસ્વીયો નાચવા લાગ્યા. હે રાજા, સામ-વેદનું ગાયન કરનારા અને તેમાં લેવાતા જે સ્વર તેણે કરી હાથનો જે ચલન તેથી શોભનારા અમે સિદ્ધ છીયે એમ વારંવાર બોલવા લાગ્યા. એ પછી લોક પ્રસિદ્ધ એવા ચામુણ્ડા દેવી પ્રત્યક્ષ થયાં. ગળામાં માણસોના મા-થાના હારવાળી સુંદર નાચ કરતી હું સિદ્ધા છું એમ બોલી. તેના હસવાને લીધે ઓષ્ટ પહોળા થયેલા છે એવી તે ચામુણ્ડા દેવીને જોઈને રૂષિયો તેના પ્રત્યે બોલ્યા;— ૧--૬.

## ॥ ऋषयऊचुः ॥

कथंसिद्धासिकथयक्षेत्रेऽस्मिन्सिद्धिमात्मनः
इदंत्वनाहतंशास्त्रंभृणुमोब्रह्मदर्शनात् ॥ ७

**રૂષિયો** બોલ્યા કે, હે દેવી, તું કેમ સિદ્ધા છે અને આ ક્ષેત્રમાં તારી શી સિદ્ધિ છે તે કહે અને આ શાસ્ત્ર તો અમે બ્રહ્મ જાણીયે છીએ માટે સત્ય છે. ૭.

## ॥ देव्युवाच ॥

ममभालाकपालेभ्योध्वनिश्चारुरनाहतः
श्रूयतेतपसासिद्धिस्तेनासीन्ममनिश्चितम् ॥ ८

દેવી બોલ્યાં કે, મારી માળાના મસ્તકોમાંથી સુંદર અનાહત શબ્દ તપવડે સિદ્ધિ એવો સંભળાય છે તેથી મારો નિશ્ચય થાય છે. ૮

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तास्तेमहात्मानःकपोलेषुददुःश्रुतिम्
शुश्रुवुश्चध्वनितत्रकपालानामनाहतम् ॥ ९
अथतेविस्मिताःसर्वेप्रणेमुश्चममन्ततः
नसामान्यासीतिमुदाब्रुवाणास्तुतितत्पराः ॥ १०
प्रत्यक्षाततोराजन्चामुण्डाकृपयान्विता
उवाचताञ्जगन्मातावृणुतेतिमुहुर्मुहुः ॥ ११

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે કહેલા તે મહાત્માઓ માણસોના મસ્તકમાં નિરંતર થતો શબ્દ સાંભળી તેઓ સઘળા વિસ્મય પામ્યા અને ચોતરફ તે દેવીને પ્રણામ કરવા લાગ્યા કે, હે દેવિ તમો સામાન્ય નથી એમ બોલી સ્તુતિ કરી હતી. હે રાજન્ ત્યાર પછી ચામુણ્ડા દેવી દયાયુક્ત થઇને પ્રત્યક્ષ જગતની માતા રૂષિયો પ્રત્યે વારંવાર વરદાન માગો એમ બોલવા લાગ્યાં. ૯--૧૧.

## ॥ ऋषय ऊचुः ॥

यदितुष्टासिदेवेशिकृपयास्माकमत्रवै
तत्प्रयच्छपरांसिद्धिंयथास्यादपुनर्भवः ॥ ११

રૂષિયો બોલ્યા કે, હે દેવેશિ જો અમારાપર તમો દયા વડે પ્રસન્ન થયાં હોતો અમને ફરીથી જન્મ ન થાય એવી શ્રેષ્ટ સિદ્ધિ આપો. ૧૨

## ॥ देव्युवाच ॥

दर्शनादपिमेयूयंसिद्धाप्राप्स्यथनिश्चितम्
पुनर्भवोनवोभावीपुनर्ब्रूतकिमिच्छथ ॥ १३

દેવી બોલ્યાં કે, હે સિદ્ધો મારા દર્શન થકીજ તમો ધારેલાને પ્રાપ્ત થશો અને તમારો પુનર્જન્મ નહી થાય. ફરીને હવે તમો શું ઇચ્છો છો તે માગો. ૧૩

## ॥ ऋषयऊचुः ॥

स्थितिरस्तुतवात्रैवयावत्कल्पान्तमम्बिके
नाम्नावैसिद्धिचामुण्डासिद्धिदाभवदेहिनाम् ॥ १४

ઋષિયો બોલ્યા કે, હે અમ્બિકે, તમારી અહી એક કલ્પ સુધી સ્થિતિ રહો અને સિદ્ધિ ચામુણ્ડા એ નામવડે માણુસોને સિદ્ધિ આપનારાં થાઓ. ૧૪

## ॥ देव्युवाच ॥

इहस्थितिंकरिष्यामिभक्तेभ्यःसिद्धिदासती
भोगान्दास्यामिमुनयःप्रपन्नानांमनोगतान् ॥ १५

દેવી બોલ્યાં કે અહીં હું ભકતોને તે સિદ્ધ આપનારી થઇને સ્થિતિ કરીશ. હે મુનિયો મારી સેવા કરનારને મનના ધારેલા ભોગ આપીશ. ૧૫

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वासातदादेवीतत्रैवान्तरधीयत
प्रतिष्ठाप्यचतेमूर्तिंमुनयःसिद्धिमाप्नुयुः ॥ १६
इत्यासीत्सिद्धिचामुण्डाश्रीमालेमनुजेश्वर
यस्याःसंदर्शनादेवसिद्धिमाप्नोतिमानवः ॥ १७
इदंयःश्रृणुयाद्भक्त्याश्रावयेद्वानरोत्तमः
प्रारब्धानांहिकार्याणांसिद्धिस्तस्यभवेदिह ॥ १८

વશિષ્ઠ બોલ્યા કે, આ પ્રમાણે બોલી તે દેવી ત્યાં અન્તરધ્યાન થયાં. અને ઋષિયો મૂર્તિની પ્રતિષ્ઠા કરી શ્રેષ્ટ સિદ્ધિને પામ્યા. હે મનુષ્યના ઇશ્વર માંધાતા, આ પ્રમાણે શ્રીમાલ ક્ષેત્રમાં સિદ્ધિ ચામુણ્ડાના દર્શન થકી માણસ સિદ્ધિ પામે છે. જે કોઇ ભક્તિવડે આ મહાત્મ્ય સાંભળે છે અને જે પુરૂષ

સંભળાવે છે તેના પ્રારંભ કરેલા કાર્યોની આ જગતમાં સિદ્ધિ થાય છે. ૧૬-૧૮.

इतिश्री स्कन्दपुराणे एकाशीतिसाहस्र्यांसंहितायां ब्राह्म-विभागे उत्तर खण्डे श्रीमालमाहात्म्ये सिद्धि चामुण्डामाहात्म्यं नामेकोनषष्ठितमो ऽध्यायः ॥ ५९ ॥

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં બ્રાહ્મ વિભાગમાં ઉત્તર ખંડમાં શ્રીમાલ મહાત્મ્યમાં સિદ્ધિ ચામુંડા માહાત્મ્ય નામનો ઓગણસાઠમો અધ્યાય સંપૂર્ણ. ૫૯.

## ॥ अथ षष्टितमोऽध्यायः ॥

### અધ્યાય ૬૦ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्नृपश्रेष्ठदुर्गांदुर्गार्तिनाशिनीं
ख्यातमीशसरोयत्रपूर्वमीशेननिर्मितम् ॥ १
ईशःपुरामहाराजगङ्ग्याऽभ्यर्थितोभृशम्
सङ्गमेनतदेशानःस्तन्मेपापंव्यपोहतु ॥ २
यद्भुद्दूरतःप्राप्यविसृष्टंमयिमानवैः
तत्तस्यात्वहृद्गतंज्ञात्वागङ्गायान्नृपभाद्गनः ॥ ३
गणैसहसमायातःश्रीमालंक्षेत्रमुत्तमम्
तीर्थयात्रोपदेशेनगौरीमामन्त्र्यशङ्करः ॥ ४
एशान्यांदिशिनिर्मायसरःप्रोत्फुल्लपङ्कजम्
स्वयंभूर्भगवाँस्तत्रसंभूतोजलप्रकृतिः ॥ ५

हंसकारंडकाकीर्णचक्रवाकोपशोभितम्
समीरतरलोल्लोलतटाघातजलस्वनम् ॥ ६
प्राणायाममिषाक्षेत्रसङ्गमोगङ्गयाशिवः
तस्थुःसर्वेमनोभीष्टंपरिवृत्यगणाणाःसरः ॥ ७
ईशेचिरायमाणेथदुर्गातत्रसमाययौ
गङ्गयासहितःशंभुर्यस्मिन्सरसितिष्ठति ॥ ८
एतस्मिन्नंत्तरेराजन्प्राप्तवाँस्तत्रनारदः
आश्रमंशूलिनोज्ञात्त्वापार्वतीमिदमब्रवीत् ॥ ९

વશિષ્ટ બોલ્યા કે, હે નૃપ શ્રેષ્ટ, ત્યાર પછી ભયંકર દુખને નાશ કરનારા દુર્ગાદેવીને ત્યાં જવું; જે ઠેકાણે પેહેલા શંકરે નીર્માણ કરેલું ઈશ સરોવર છે. હે મહારાજ પેહેલા ગંગાયે સંગમ માટે વારંવાર પ્રાર્થના કરેલા શંકર મારાં પાપ દુર કરો. મનુષ્યોયે જે વસ્તુ વેગળેથી મેળવી મારે વિષે અર્પણ કરી હોય તે તે ગંગાના જાણવામાં આવે એમ જાણીને વૃષભ ઉપર બેસનારા મહાદેવ તીર્થ યાત્રાને બાને પાર્વતીને આમંત્રણ કરી પોતાના ગણો સાથે ઉત્તમ શ્રીમાળ ક્ષેત્રમાં આવ્યા ઇશાન દિશામાં જેને વિષે વિકસિત કમળ છે એવું સરોવર બનાવી તેમાં શંકર પોતે જળ રૂપે સ્વયંભૂ ઉત્પન્ન થયા. હંસ અને કારંડક ( કોરઅડા ) પક્ષીથી વ્યાપ્ત થયેલું તથા ચકવાવડે શોભા પામેલું અને વાયુના વેગને લીધે અને તરંગને લીધે જેના બે કિનારે શબ્દ થઈ રહ્યા છે એવું, અને ધ્યાન કરવા લાયક તે જગ્યાએ શંકર અને ગંગાનો સંગમ થયો. સર્વ ગણો, સરોવરની આસપાસ વીટાઇ પોતાના મનની ઇચ્છા પ્રમાણે ઉભા રહ્યા. શંકરને ઘણો વખત થયો એટલે પાર્વતી જે ઠેકાણે ગંગા સાથે શંકર સરોવરમાં છે ત્યાં આવ્યાં; એટલામાં હે રાજા ત્યાં આગળ નારદ આવ્યા. શંકરનું સ્થાન જાણી, પાર્વતી પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. ૧-૯.

## ॥ नारदउवाच ॥

कदेविशंकरोदेघत्त्वयाहीनोऽद्यविद्यते
भवत्साचक्रगन्तव्यमौत्सुक्यात्सर्वमादिश ॥ १०

**નારદ**–હે દેવિ, શંકર તમારા વિના ક્યાં આગળ છે, અને તમો ઊત્સુકતાથી ક્યાં જવા ધાર્યું છે, તે સઘળું મને કહો. ૧૦.

## ॥ पार्वत्युवाच ॥

श्रीमालंक्षेत्रमुद्दिश्यगणैःसहगतोहरः
मयाऽपितत्रगन्तव्यमौत्सुक्यंतेननारद ॥११

**પાર્વતી**–હે નારદ, શ્રીમાલ નગરને ઉદ્દેશી ગણુ સાથે શંકર ગયેલા છે અને મારે પણ ત્યાં જવું છે તેથી ઊત્સુકતા છે. ૧૧.

## ॥ नारद उवाच ॥

श्रीमालेशिवदिक्कोणेसरःकृत्वामहेश्वरः
रमतेगंगयासार्द्धंतत्रगच्छद्रुतंशिवे ॥ १२

**નારદ**–હે પાર્વતી, શ્રીમાલ નગરમાં ઈશાન કોણુમાં સરોવર કરી ત્યાં ગંગા સાથે મહાદેવ ક્રીડા કરે છે. માટે જલદી જા. ૧૨.

## ॥ वसिष्ठ उवाच ॥

ततःक्रुद्धाभवद्दुर्गाशंकरंप्रतिभूमिप ॥
वेगादीशसरःप्राप्तायत्रक्रीडापुरद्विषः ॥ १३
तामायांतींपरिज्ञायक्रुद्धांपर्वतनन्दिनीम्
कर्मेदंनारदस्येतिमत्वागङ्गांहरोब्रवीत ॥ १४

**વશિષ્ઠ** બોલ્યા, હે રાજા, ત્યાર પછી પાર્વતી શંકર પ્રત્યે ક્રોધાયમાન થઇને ઊતાવળી જ્યાં શંકરની ક્રીડા થતી હતી તે ઈશ સરોવરે આવી તે વખતે ક્રોધાયમાન પાર્વતીને આવતી જાણી, આ નારદનું કર્મછે એમ સમજી શંકર ગંગા પ્રત્યે બોલ્યાં. ૧૩–૧૪.

## ॥ देवदेव उवाच ॥

गच्छगङ्गेद्रुतंदेव्याअभ्युत्थानंकुरुष्ववै
नोचेत्क्रुद्धामहादेवीत्वांचमांचापिशप्स्यति ॥ १५

શંકર બોલ્યા, હે ગંગે જલદી જા અને દેવીને આવકાર કર, જો તે નહીં કરે તો ક્રોધાયમાન માહાદેવી તને અને મને શ્રાપ દેશે. ૧૫

## ॥ वसिष्ट उवाच ॥

ततोविनिर्गतागङ्गाबद्धाञ्जलिपुटाजलात्
क्रुद्धांवीक्ष्यागतांगौरींप्रणम्येदमवोचत ॥ १६

વશિષ્ઠ—ત્યાર પછી જલમાંથી ગંગા હાથ જોડી બાહાર નીકળ્યાં અને આવેલાં પાર્વતીને ક્રોધ યુક્ત જોઇ પ્રણામ કરીને બોલ્યાં ૧૬.

## ॥ गङ्गोवाच ॥

प्रसीदविश्वजनानेगिरिजेशङ्करप्रिये
कथमासीन्महाकालस्तवदेविशिवंविना ॥ १७
अत्रैकाकिनमाज्ञायसरोगर्भगतंशिवम्
चिरंपर्यचरंदेवियावदागमनंतव ॥ १८

ગંગા બોલ્યાં હે વિશ્વની માતા ગિરિ કન્યે, શંકર પત્ની, પ્રસન્ન થાઓ, હે દેવિ તમો ઘણો વખત શંકર વિના કેમ રહ્યાં, અહીં સરોવરમાં રહેલા એકાકિ શંકરને જાણી હે દેવિ હું ઘણા વખતથી સેવતી હતી કે ત્યાં સુધી-માં તમો આવો ૧૭-૧૮.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वापतिताभूयःपादयोःसरितांवरा
ततःप्रसादसुमुखीगौरीगङ्गामभाषत ॥ १९

વશિષ્ઠ—આ પ્રમાણે બોલી નદીયોમાં મુખ્ય એવી ગંગા નદી ફરીથી પગમાં પડી અને ત્યાર પછી પ્રસન્નતા યુક્ત મુખવાળાં પાર્વતી ગંગા પ્રત્યે બોલ્યાં. ૧૯.

## ॥ देव्युवाच ॥

गङ्गेतुभ्यंप्रसन्नास्मिप्रणिपातेनभक्तितः
सपत्नीनामपिप्रीतिंशिलंपुष्णातिसर्वतः ॥ २०
स्मरणाद्दर्शनात्स्नानात्कीर्तनाच्चतवानिशम्
पुंसांपापानिनश्यन्तिनमिथ्याशम्भुरब्रवीत् ॥ २१
वरंवरयकल्याणियस्तवास्तेमनोगतः
दास्यामिपरितुष्टाहंनात्रकार्याविचारणा ॥ २२

દેવિ—હે ગંગે, તારાપર હું નમસ્કાર અને ભક્તિથી પ્રસન્ન થઇછું. સર્વ ઠેકાણે શીલપણું સોકની પણ પ્રીતિને વધારે છે. તારા સ્મરણ, દર્શન, સ્નાન, અને અહર્નીશ કીર્તન કરવાથી મનુષ્યનાં પાપ નાશ પામે છે એમ શંકર બોલ્યા હતા તે ખોટું નથી. હે કલ્યાણિ, જે તારા મનમાં આવેલો હોય તે વર તું માગ પ્રસન્ન થયેલી હું તને આપીશ એમાં કાંઇ પણ વિચાર કરવા યોગ્ય નથી ૨૦—૨૨.

## ॥ गङ्गोवाच ॥

प्रसन्नायदिमेदेवीयदिदेयोवरोमम
क्रोधंमुञ्चमहादेविहरमुद्दिश्ययंकृतम् ॥ २३
आकारयजलादस्माद्देवंत्वत्क्रोधशङ्कितम्
चतुर्दशीपुसर्वासुस्थातिमत्रकरोतुवै ॥ २४

ગંગા બોલ્યાં, હે દેવિ જો તમો પ્રસન્ન થયાં હો અને મને વરદાન આપવું હોય તો હે મહાદેવી શંકરને ઉદ્દેશીને જે ક્રોધ કર્યો હોય તે છોડી

મુકો અને તારા ક્રોધની શંકા રાખનાર દેવને આ જલમાંથી બોલાવ અને સઘળી ચૌદશને દીવસે આ ઠેકાણે વાસ કરો. ૨૩-૨૪.

## ॥ देव्युवाच ॥

बहिर्भवजगन्नाथजलाद्गिरीशमाचिरम्

नव्रीडानभयंचापिदेवदिग्वाससोभवेत् ॥ २५

પાર્વતી–હે જગતના પતિ ગિરિશ જલમાંથી બહાર નીકળો, વાર ન લગાડો, હે દેવ, દિશા રૂપી વસ્ત્ર ધારણ કરનાર આપને કાંઈ પણ ભય નથી અને શરમ પણ નથી. ૨૫.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तःसतदाराजन्देवदेवोमहेश्वरः ॥

उत्ततारजलात्तस्मात्स्मितभिन्नोष्टसंपुटः ॥ २६

વશિષ્ઠ—હે રાજન્ તે વખતે તે દેવના દેવ શંકર આ પ્રમાણે કહ્યાથી હાસ્યને લીધે બે ઓઠ જેના જુદા થયા છે એવા થઈ તે જલમાંથી બહાર નીકળ્યા. ૨૬.

## ॥ देवदेवउवाच ॥

भृशमभ्यर्थितोदेविगङ्गयाहंभयात्तव

क्षणंक्रीडितवानत्रप्रसीदजगतांहिते ॥ २७

શંકર–હે દેવિ, ગંગાએ અત્યન્ત પ્રાર્થના કરવાથી હું તારા ભયને લીધે જરા વાર અહીં ક્રીડા કરતો હતો. હે જગતની હિત ઇચ્છિનારી દેવિ પ્રસન્ન થા. ૨૭.

## ॥ देव्युवाच ॥

चतुर्दशीषुसर्वासुगङ्गयासहशङ्कर

स्थितिरत्रत्वयाकार्याहितायजगतांप्रभो ॥ २८

ईशेननिर्मितंपूर्वमेतत्क्रीडासरोमहत्
तस्मादीशसरोनाम्नालोकेख्यातिंगमिष्यति ॥ २९
अहमप्यत्रवत्स्यामिप्रीत्यागङ्गामहेशयोः ॥
गङ्गाद्वारेहरिक्षेत्रेस्नानाद्भवतियत्फलम् ॥ ३०
तत्फलंभवतिपुंसःस्नानादीशसरोजलैः ॥ ३१

**દેવી**—હે શંકર જગતસ્વામી, તમારે લોકના કલ્યાણ માટે દરેક ચૌદશને દીવસે ગંગા સાથે આ ઠેકાણે વાસ કરવો આ મોટું ક્રીડા સરોવર પ્રથમ શંકરે નિર્માણ કર્યું છે માટે એ ઇશિસરં એ નામે લોકમાં પ્રસિદ્ધિ પામશે અને હું પણ ગંગા, અને શંકર સાથે પ્રીતિવડે અહીં વાસ કરીશ. ગંગાદ્વાર અને હરિ ક્ષેત્રમાં સ્નાન કરવાથી જે ફલ થાય છે તે ફલ ઇશિસરના જલવડે સ્નાન કરવાથી મનુષ્યને પ્રાપ્ત થાય છે. ૨૮–૩૧.

पिण्डायेत्रचतुर्दश्यांतिलपिष्टेनमानवाः
भविष्यतिकुलेतेषांजातुनागतिकःपुमान् ॥ ३२

જે માણસો ચતુર્દશીને દીવસે આ ઠેકાણે તલના લોટથી શ્રાદ્ધ કરી પીણ્ડદાન કરશે તેના કુલમાં કોઈ માણસ કોઇ દિવસે અગતિવાળો થશે નહી. ૩૨.

## ॥ वसिष्ठ उवाच. ॥

इत्युक्त्वांशेनतेतत्रस्थितिंकृत्वात्रयोनृप
यथास्थानंययुःसर्वेप्रीणमानाःपरस्परम् ॥ ३३
ततःप्रभृतिवैराजन्नासीदीशसरोमहत्
दर्शनाद्देवमर्त्यानांनिःशेषकलुषापहम् ॥ ३४
दुर्गाभिधानासागौरीतत्राद्यापिप्रदृश्यते
ददातीशसरस्तीरेभक्तेभ्योमनसेप्सितान् ॥ ३५

**વશિષ્ઠ**—હે નૃપ, આ પ્રમાણે બોલી તે ત્રણે ત્રણ અંશ વડે ત્યાં સ્થિતિ કરી અને એક એકને ખુશી કરતાં સર્વે જે સ્થાનમાંથી આવ્યાં હતાં ત્યાં

ગયાં. હે રાજન્ ત્યારથી આરંભીને આ મોટું ઇશ સરોવર દર્શનથીજ મૃત્યુ લોકના માણસના સમગ્ર પાપને દુર કરનાર થયું છે, અને ત્યાં અદ્યાપિ દુર્ગા નામની તે ગૌરી જણાય છે તે ઇશ સરોવરને કાંઠે ભક્તોને મનના મનોરથ પરિપૂર્ણ કરે છે. ૩૩-૩૫

इतिश्री स्कन्दपुराणे एकाशितिसाहस्र्यांसंहितायां तृतीय परिच्छेदेब्राह्मविभागे श्रीमालमाहात्म्ये श्रीईशसरोमाहात्म्य न्नाम षष्ठितमो ऽध्यायः ॥

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં શ્રીમાલ માહત્મ્યમાં શ્રી ઇશ સરો માહાત્મ્ય નામનો અધ્યાય ૬૦ મો.

## ॥ अथ एकषष्ठितमो ऽध्यायः ॥

### અધ્યાય ૬૧ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

पराशरेश्वरंगच्छेत्तत्रतीर्थमनुत्तमम्
तेपेपराशरःपूर्वंतपोयत्रमहातपाः ॥ १
राक्षसात्पितृवैरेणजुव्हन्तमनलेपुरा
राजन्नहमवोचन्तंतत्पारामिदमादरात् ॥ २
हन्तात्रातानकस्यापिकश्चिदस्तीहानिश्चितम्
यतःस्वकृतभुग्लोकेनरोनित्यंनसंशयः ॥ ३
तपोनाशयतिक्रोधस्तपोनाशयतिबलम्
तपोनाशयतिमज्ञांतस्मात्तम्परिवर्जयेत् ॥ ४
यस्मादुत्पद्यतेक्रोधस्तापकारीशरीरिणाम्
दहेत्ताततमेवाशुधूमकेतुर्यथावनम् ॥ ५

क्रोधःशस्त्रमलोहंचक्रोधःशत्रुरमूर्तिमान्
क्रोधश्चानिधनोवन्हिस्तस्मात्तंपरिवर्जयेत् ॥ ६
इत्येवमादिभिर्वाक्यैःसान्त्वितःसतदामुनिः
प्रसन्नहृदयोधीमान्मामुवाचपराशरः ॥ ७

**વશિષ્ઠ**—હે રાજન્, તે ઠેકાણે પરાશરેશ્વર નામે અત્યુત્તમ તીર્થ છે ત્યાં જવું કે જે ઠેકાણે પૂર્વે મહાતપવાળા પારાશર રૂષિ તપ કરતા હતા રાક્ષસ જોડે બાપના વેરથી અગ્નિમાં હોમ કરી તપ કરનારા તે રૂષિ પ્રત્યે હું આ પ્રમાણે આદર પૂર્વક બોલ્યો, હે મુરબ્બી, આ જગતમાં કોઇનો કોઈ હણુતા તથા રક્ષણ કરનાર નથી જેથી કરી જગતમાં મનુષ્યે પોતાના કરેલા કર્મનો ભોગવનારો છે એમાં કાંઈ સંશય નથી. ક્રોધ તપનો નાશ કરે છે અને તપ બળનો નાશ કરે છે તથા બુદ્ધિનો પણ તપ નાશ કરે છે તેથી તે ક્રોધનો ત્યાગ કરવો જોઇયે. જેથી મનુષ્યોને તાપ કરનાર ક્રોધ ઊત્પન્ન થાય છે. તેથી હે તાત તત્કાલ ધૂમકેતુ જેમ વન બાળી મુકે છે તેમ તેને બાળી મુકવો જોઇયે. ક્રોધ છે એ લોઢા વિનાનું શસ્ત્ર છે. અને ક્રોધ એ દેહ વિનાનો શત્રુ છે; તેમજ ક્રોધ છે તે લાકડા વિનાનો અગ્નિ છે તેથી તેનો ત્યાગ કરવો જોઇયે. આવી રીતનાં અનેક વાક્યોવડે સાન્ત્વન કરેલા તે બુદ્ધિમાન પરાશરમુનિ પ્રસન્ન મને મારી પ્રત્યે બોલ્યા. ૧–૭.

## ॥ पराशर उवाच ॥

विरतोस्मितवादेशात्तातरक्षःकुलक्षये
किन्त्वेताशक्तयःसप्तमयारक्षोवधायवै ॥ ८
आराध्यविविधैस्तोत्रैसमाहूताःसुवर्चसः
रक्षःकुलंप्रधक्ष्यन्तितान्निवारयमाचिरम् ॥ ९

**પરાશર**—હે તાત, તમારા આદેશથી રાક્ષસોના કુલના ક્ષયમાં હું વિરક્ત થયો છું પરંતુ આ સાત અત્યન્ત તેજ વાળી, શક્તિયો રાક્ષસોના વધને સારૂં મે વિવિધ સ્તોત્ર વડે આરાધન કરી બોલાવેલી છે, તે રાક્ષસોનું કુળ બાળી મુકશે માટે તેનું નિવારણ કરો વાર ન લગાડો. ૮–૯

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तोऽहंतदातेनशक्तिपुत्रेणभूमिप
ताःप्रणम्यपराःशक्तिरवोचमिदमानतः ॥ १०
मातरोनःप्रसीदन्तुयासांकर्मातिदुष्करम्
उवाचक्रोष्टुनापृष्टोमृकण्डतनयोमुनिः ॥ ११
मरुतोयाःसमाश्रित्यदेवानिघ्नन्तिकोटिशः
त्रैलोक्यस्याः पत्यंचभुञ्जन्तेविगतज्वराः ॥ १२

**વશિષ્ઠ**—હે રાજન્ તે વખતે તે પરાસરે આ પ્રમાણે કહેવાથી હું તે ઉત્તમ શક્તિયોને નમ્રતાથી પ્રણામ કરી આ પ્રમાણે બોલ્યો. જેમનું કર્મ અત્યન્ત દુખ કરનારૂ છે એમ ક્રોષ્ટુ રૂષિયે પુછેલા મૃકંડુ રૂષિના પુત્ર (માર્કંડેય) કહેતા હતા તેવી હે માતાઓ, મારાપર પ્રસન્ન થાઓ, જેનો આશ્રય કરી દેવો કરોડો દૈત્યને હણેછે અને ચીંતા રૂપી તાવથી મુક્ત થઈ ત્રણ લોકનું રાજ્યપણું ભોગવે છે. ૧૦-૧૨

## ॥ देव्यऊचुः ॥

विरताःस्मोधुनाविप्ररक्षसांसंक्षयादिह
स्थास्यामश्चात्रचेच्छंभोःसामीप्यंनोभविष्यति ॥ १३

**શક્તિયો**-હે વિપ્ર અહી હાલમાં રાક્ષસના ક્ષયમાંથી અમે વિરામ થયા છીયે અને અહી સ્થિતિ કરીશું જેથી શંકરનું સામીપ્યપણું હમને થશે. ૧૩

## ॥ वसिष्ठ उवाच ॥

इत्थंनिशम्यमातॄणांमुनिःप्राहपराशरः ॥ १४

**વશિષ્ઠ** બોલ્યા કે આ પ્રમાણે શક્તિયોનું બોલવું સાંભળી પરાશર રૂષી બોલ્યા કે. ૧૪

## ॥ पाराशर उवाच ॥

तपसाराधयिष्यामियुष्माकंप्रीतयेशिवम्
युष्माभिःस्थितिरत्रैवदेव्यःकार्याममाश्रमे ॥ १५

પરાશર—હે દેવીયો, તમારી પ્રીતિને માટે હું તપ વડે શંકરનું આરાધન કરીશ અને તમારે અહીંજ મારા આશ્રમમાં સ્થિતિ કરવી. ૧૫.

## ॥ वसिष्ठ उवाच ॥

तथास्त्वितिप्रतिश्रुत्यमातरश्चक्रिरेस्थितिम्
गतोऽहंचयथास्थानंसान्त्वयित्वापराशरम् ॥ १६
मातृणांसंनिधौकुण्डंततःकृत्वाबहूदकम्
ईशमाराधयामाससंदिदृक्षुःपराशरः ॥ १७
प्रतिष्ठाप्यमहल्लिङ्गंविधिवन्मुनिसत्तमः
पुष्पैर्धूपैःसनैवेद्यैरर्चयामासयत्नतः ॥ १८
त्रिराप्लुत्य शुचिर्धीमान्नासाग्रप्रहितेक्षणः
संनिरुध्येन्द्रियग्रामोदध्यौदेवंमहेश्वरम् ॥ १९
शीर्णपर्णाशनोदान्तःकाष्ठीभूतःपराशरः
जुव्हद्धविःपरंवन्हौतस्थौवर्षाणिपञ्चह ॥ २०
प्रत्यक्षोऽभूत्ततोदेवःसर्वव्यापीमहेश्वरः
भासयन्नाश्रमभुवंतेजोभिरिदमब्रवीत् ॥ २१

વશિષ્ઠ—તથાસ્તુ આ પ્રમાણે બોલી, શક્તિયો સ્થિતિ કરતી હતી અને હું પરાશરનું સાન્ત્વન કરી જે સ્થાનથી આવ્યો હતો ત્યાં ગયો; ત્યાર પછી તે દેવીયોની પાસે અત્યંત જળ યુક્ત કુણ્ડ કરી જોવાની ઇચ્છા રાખનાર પરાશર શંકર આરાધન કરવા લાગ્યા, શ્રેષ્ટ મુનિ પરાશર મોટા લિંગની યથા શાસ્ત્ર પ્રતિષ્ટા કરી પુષ્પ ધૂપ દીપ અને નૈવેદ્ય વડે યત્નથી પુજન કરવા લાગ્યા. બુદ્ધિવાન પવિત્ર નાસીકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખનાર

પરાશર ત્રણ વખત સ્નાન કરી દશેન્દ્રિયોને રોકી શંકરનું ધ્યાન કરતા હતા. ખરી ગયેલાં પાંદડાનું ભોજન કરનાર ઇન્દ્રિયોનું દમન કરનાર પરાશર રૂષિએ લાકડી માફક પાતળા બનીજઇ શ્રેષ્ટ હુત દ્રવ્યનો અગ્નિમાં હોમ કર્યો. પાંચ વર્ષ પછી સર્વ વ્યાપી શંકર પોતાના તેજથી આશ્રમની જમીનને શોભાવતા પ્રત્યક્ષ થયા, અને આ પ્રમાણે બોલ્યા. ૧૬--૨૧

## ॥ देवदेव उवाच ॥

वरंवरवदेवर्षेयस्त्वयाचिन्तितोहृदि
तंतेदास्याम्यहंतुष्टोयद्यपिस्यात्सुदुर्लभः ॥ २२

શંકર-હે દેવર્ષિ, જે તે તારા હૃદયમાં ધાર્યો હોય તે વરદાન માગ. પ્રસન્ન થયેલો હું તને તે અત્યન્ત દુર્લભ હશે તો પણ આપીશ. ૨૨.

## ॥ पराशर उवाचं ॥

राक्षसेनमहादेवपुरामेभक्षितःपिता
तेनाहंक्रुद्धहृदयःकृतवान्कर्मगर्हितम ॥ २३
कर्मणातेनचित्तंमेनशुद्ध्यतिकदाचन
शीलंचिन्तयतोदेववशिष्ठस्यमहात्मनः ॥ २४

પરાશર-હે શંકર, પૂર્વે મારા પિતાને રાક્ષસે ભક્ષણ કરેલા તેથી હું ક્રોધ યુક્ત હૃદયવાલો થઈ નિંદ્ય કર્મ કરતો હતો. તે કર્મથી હે દેવ મહાત્મા વશિષ્ટનું શિલ વિચારનાર મારૂં મન કોઇ દીવસ શુદ્ધ થતું નથી. ૨૩-૨૪.

## ॥ देवदेवउवाच ॥

नचतेयंमुनेदोषःक्रुद्धस्यापितृनाशतः
पुराराक्षससत्रंहिदृष्टामेतत्पुरातने ॥ २५
मत्यक्षस्तवजातोहंदुष्करंसर्वतस्तपः
तद्ब्रूहियदिहाप्यंदेवैरपिपराशरः ॥ २६

શંકર–હે ૠષિ, બાપના મૃત્યુથી ક્રોધ પામેલા હોવાથી તમારો આ દોષ નથી. પૂર્વે આ ઠેકાણે રાક્ષસ યજ્ઞ દેખેલો છે. હું તને પ્રત્યક્ષ થયોછું અને દરેક ઠેકાણે તપ દુષ્કર છે તેથી અહીં જે દેવોને પણ ન મળે એવું હોય તે તું બોલ. ૨૫–૨૬

## ॥ पराशर उवाच ॥

यदितुष्टोसिदेवेशसर्वाभिःसहमातृभिः
तदिहस्थियतांनित्यमाश्रमेममशंकर ॥ २७

પરાશર–હે દેવેશ, જો તમો પ્રસન્ન થયા હો તો સઘળી માતાઓ સાથે આ મારા આશ્રમમાં નિત્ય સ્થિતિ કરીને રહો. ૨૭.

## ॥ शंकरउवाच ॥

भक्त्यातवमयानूनंस्थितिःकार्यातपोधन
अवश्यमाश्रमेह्यस्मिन्मातृभिः[illegible]दा ॥ २८
एकाग्रमनसोभूत्वायेनमिष्यन्तिमामिह
नतेषांभयकारिण्यःकदाचिद्यमयातनाः ॥ २९
येऽत्रकुर्वन्तिवैमर्त्याकुण्डेस्नानंसमाहिताः
नमिष्यन्तिचमातृभ्यःस्वर्गिणस्तेनसंशयः ॥ ३०

શંકર–હે તપોધન, તારી ભક્તિને લીધે મારે અવસ્ય આ આશ્રમ નિરંતર સઘળી દેવીયો સાથે નીશ્ચે સ્થિતિ કરવા લાયક છે. જે માણસ આ ઠેકાણે એકાગ્ર મનયુક્ત થઇ મને નમસ્કાર કરશે તેમને ભય કરનારી યમયાતના કોઇ દીન થનાર નથી. જે મૃત્યુ લોકના માણસ આ કુણ્ડમાં સાવધાનયુક્ત સ્નાન કરશે અને માતાઓને નમશે તે સ્વર્ગમાં જશે એમાં કાંઇ સંશય નથી. ૨૮–૩૦

## ॥ मातरऊचुः ॥

पूजयिष्यतियोह्यस्मानिहनित्यंपराशर

प्रसन्नास्तस्यदास्यामःश्रियंकीर्तिचदुर्लभाम् ॥ ३१
अस्मिन्कुण्डेनरःस्नात्वादृष्ट्वादेवंमहेश्वरम्
अस्मान्द्रक्ष्यतियत्नेननतस्यास्तिरिपोर्भयम् ॥ ३२
वैशाखस्यचतुर्दश्यांयःपराशरशङ्करम्
द्रक्ष्यतिश्रद्धयायुक्तःसभूयस्यान्नदेहवान् ॥ ३३

**માતાઓ**–હે પરાશર, જે માણુસ આ ઠેકાણે અમારૂં નિત્ય પૂજન કરશે તેને અમો પ્રસન્ન થઇ લક્ષ્મી અને દુર્લભ એવી કીર્તિ આપીશું. આ કુણ્ડમાં મનુષ્ય સ્નાન કરી શંકરનું દર્શન કરી યત્ન પૂર્વક અમારૂ દર્શન કરશે તેને શત્રુ થકી ભય નહી રહે. વૈશાખ માસની ચૌદશને રોજ જે પરાશર શંકરનું દર્શન શ્રદ્ધાયુક્ત થઇને કરશે, તે ફરીને જન્મ લેશે નહી. ૩૧–૩૩

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वांन्तर्दधुर्देव्योदेवश्चपरमःशिवः
वासिष्ठमुनेर्दत्त्वातीव्रस्यतपसःफलम् ॥ ३४
असितायांचतुर्दश्यामद्यापिमनुजेश्वर
रमन्तेमातरोनित्यंप्रत्यक्षाःसहसंम्भुना ॥ ३५
एतत्पराशरेशस्यमाहात्म्यंकथितंमया
यस्यदर्शनमात्रेणनरःपापात्प्रमुच्यते ॥ ३६

**વશિષ્ઠ**–હે નૃપ, આ પ્રમાણે બોલી દેવીયો તથા તે શ્રેષ્ટ દેવશંકર પરાશર રૂષિને તેના ઊગ્ર તપનું ફલ આપી અન્તર્ધ્યાન થયા. હાલમાં પણ કૃષ્ણ ચતુર્દશીને દીવસે દેવીયો શંકર સાથે પ્રત્યક્ષ રમે છે. આ પરાશર શંકરનું માહાત્મ્ય મેં તને કહ્યું જેનું દર્શન કરવાથી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. ૩૪–૩૬

**इतिश्री स्कंदपुराणे एकाशिति साहस्त्र्यां संहितायां तृतीय परिच्छेदेब्राह्मविभागे श्रीमलमाहात्म्ये पराशरेशमाहात्म्यं नाम एकषष्ठितमोऽध्यायः ॥६१॥**

આ પ્રમાણે શ્રી સ્કંદપુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદના આદ્ય વિભાગમાં શ્રીમાલ માહાત્મ્યમાં પરાશરેશ મહાત્મ્ય નામનો ૬૧ મો અધ્યાય પૂર્ણ થયો.

## ॥ द्विषष्टितमोऽध्यायः ॥

### અધ્યાય ૬૨ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

ततोगच्छेन्महाराजकमलंतीर्थमुत्तमम्
यत्रपद्माद्विनिष्क्रान्ताकमलासीद्धरिप्रिया ॥ १
पूर्वमिन्द्रपदेराजन्नभिषिक्तःपुरन्दरः
त्रैलोक्यैश्वर्यमासाद्यमेरुपृष्ठमुपाविशत् ॥ २
तत्रविश्वावसुःप्राप्तस्तुम्बरश्चहहाहुहूः
मेघनादःसुरानन्दीदुर्धरश्चबृहच्छ्रवाः ॥ ३
एतेचान्येचबहवोगन्धर्वामेरुमूर्धनि
इन्द्रस्यपुरतोराजन्जगुःकलमतन्द्रिताः ॥ ४
रम्भातिलोत्तमागौरीमेनकावपुरुर्वशी
विश्वाचीचघृताचीचहरिणीपुञ्जकस्थला ॥ ५
एताश्चाप्सरसोमुख्यानन्तृतुःसुरतुष्टिदम्
गीयमाणेषुदेवेषुसङ्गीतकमहोत्सवे ॥ ६
तत्रशक्रोश्रियंदृष्ट्वाजलपद्धर्षात्तुतुम्बरः ॥ ७

વશિષ્ઠ—હે માન્ધાતા, ત્યાર પછી ઊત્તમ કમલાતીર્થમાં જવું જ્યાં કમલ થકી કમલા લક્ષ્મી પ્રગટ થયાં હતાં. હે રાજન્ પૂર્વે ઇંદ્રાસન ઊપર ઇંદ્રનો અભિશેક કર્યો ત્યારે ઇંદ્ર ત્રણ લોકનું પ્રભુપણું પામીને મેરુ પર્વતના

શિખર ઉપર બેઠો હતો ત્યાં વિશ્વાવસુ તુમ્બર, હાહા, હૂહૂ, મેઘનાદ, સુરાનંદી, દુર્ધ, અને બહચ્છવા એઓ અને બીજા બહુ ગંધર્વો મેરૂ પર્વતના શિખર ઉપર હે રાજા ઇદ્રની પાસે આળશ ન રાખતાં મધુર ગાન કરતા હતા. તેમજ વળી રંભા, તિલોતમા, ગૌરી, મેનકા, ઊર્વશી, વિશ્વાચી, ઘૃતાચી, હરિણી અને પુંજકસ્થલા એ મુખ્ય અપ્સરાઓ દેવોને સંતોષ પમાડનારો નાચ કરતી હતી તે સંગીત મહોત્સવમાં દેવો પ્રસન્ન થયા એટલે ત્યાં ઇન્દ્રની લક્ષ્મી જોઇ હર્ષથી તુંમ્બર બોલ્યા. ૧–૭

## ॥ तुम्बर उवाच ॥

त्वयितिष्टतिदेवेन्द्रदेवश्रीसर्वतोमुखी
ययासकलमेतद्धिशोभतेसुमण्डलम् ॥ ८
तत्रासन्सफलायज्ञास्तत्रासीत्सफलंतपः
यस्मैलक्ष्मीप्रसादेननमिष्यन्तिदिवोकसः ॥ ९
आदित्यावसवोरुद्राःसिद्धाःसाध्यामरुद्गणाः
गन्धर्वाप्सरसश्चैवसर्वेब्रह्मर्षयस्तथा ॥ १०
राजानोमनुजाश्चैवयेचपातालवासिनः
श्रियाविरहिताःसर्वेचेष्टन्तेतृणवद्भुवि ॥ ११
लक्ष्मीस्तपःफलंकृत्स्नंलक्ष्मीरध्वरसाधनम्
लक्ष्मीरिन्द्रपदंलोकेलक्ष्मीसाम्राज्यमद्भुतम् ॥ १२
देवोवादानवोवापिसर्वश्चान्योपिवासव
भवेल्लक्ष्मीविहिनोऽत्रत्याज्यःक्षारमिवोदकम् ॥ १३

**તુંબર**—હે ઇંદ્ર, તું ઊભો રહે સતે આ દેવોની લક્ષ્મી ચોતરફ પ્રસરાપલીછે કે જે લક્ષ્મીથી આ આખું દેવ મંડલ શોભે છે. તારા સઘળા યજ્ઞ સફલ છે અને સઘળું તપ પણ સફલ છે કે જેને લક્ષ્મીની પ્રસન્નતાને દેવો નમે છે. બાર સૂર્ય આઠ વસુ અગીયાર રૂદ્ર સિદ્ધ સાધ્ય, ઓગણ પચાશ વાયુ ગંધર્વ અપ્સરાઓ, અને સર્વે બ્રહ્મ રૂષીયો તેમજ રાજાઓ અને મનુષ્યો તથા જે પાતાલમાં રહેનારા છે તે સઘળાઓ લક્ષ્મી વિનાના પૃ-

થ્વિમાં તરણાની માફક ચેષ્ટા કરે છે. સમગ્ર તપનું ફલ લક્ષ્મી છે અને લક્ષ્મી યજ્ઞનું સાધન છે. જગતમાં ઇંદ્ર પદ પણ લક્ષ્મી છે અને લક્ષ્મી છે એ અદ્ભુત સામાન્યપણું છે. હે ઇંદ્ર દેવ રાક્ષસ અથવા બીજો ગમે તે લક્ષ્મી વિનાનો હોય તો તે જેમ ખારાજલનો ત્યાગ કરીયે છીએ તેમ ત્યાગ કરાય છે. ૮--૧૩

## ॥ वसिष्ट उवाच ॥

इत्याकर्ण्यसतद्वाक्यंसभायांत्रिदिवौकसाम्
ऐश्वर्यमदमत्तोवैप्राहक्रुधःसुरेश्वरः ॥ १४

વશિષ્ઠ—આ પ્રમાણે તે તુમ્બરનું વાક્ય દેવની સભામાં સાંભળી તે ઇંદ્ર સંપત્તિના મદથી મોહ પામી ક્રુધ યુક્ત થઇ બોલ્યો. ૧૪

## ॥ इन्द्रउवाच ॥

केयंलक्ष्मीरिहप्रोक्तायाममालंकृतिर्भवेत्
वितत्यशतशोयज्ञान्प्राप्तमैन्द्रपदंमया ॥ १५
तपोभिःप्राप्यतेलक्ष्मीर्येनकेनापितुम्बर
सर्वस्यापिततोलोकेतपःपरमिहोच्यते ॥ १६
त्रैलोक्यैश्वर्यमासाद्यमपिलोकान्प्रशासति
स्तुतिरप्रस्तुतालक्ष्म्याःप्रोच्यतेकेनहेतुना ॥ १७
इदमप्रस्तुतंप्रोक्तंसभायांमरुतांयतः
ततःस्वर्गेप्रवेष्टव्यंनयुष्माभिःकथंचन ॥ १८

ઇંદ્ર—અહીં કઇ લક્ષ્મી કહીકે જે મારી શોભા છે? મેં સો યજ્ઞ કરી ઇંદ્રાસન પ્રાપ્ત કર્યું છે. હે તુંબર તપ વડે ગમે તે માણસે લક્ષ્મી મેળવાય છે તેથી લોકમાં સઘળામાં તપ શ્રેષ્ટ કહેવાય છે. ત્રણ લોકની સંપતિ પામીને હું લોકોનું પાલન કરૂંછું ત્યાં પ્રસંગ વિનાની લક્ષ્મીની સ્તુતિ કયા કારણથી તેં કહી? આ પ્રસંગ વિનાનું તેં દેવની સભામાં કહ્યું જેથી તમોયે કોઇ દીવસ સ્વર્ગમાં પ્રવેશ કરવો નહી. ૧૫-૧૮

## ॥ वसिष्टउवाच ॥

इत्युक्तेशतयज्ञेनहाहाकारोमहानभूत
स्वंस्वंस्थानंययुःसर्वेगर्हमाणाःसुरेश्वरम् ॥ १९
तदिन्द्रपदसंभूतंयशःसंयतुमक्षमः
शक्रस्तत्याजगन्धर्वान्जगतांदुःखहेतवे ॥ २०
दर्पान्धस्यकुरुक्षेत्रेपश्यतांमरुतापुरा
विष्णोःपर्यपतद्भूमौशिरोराजन्निति श्रुतिः ॥ २१
अथस्वर्गविभ्रष्टास्तेगन्धर्वादीनचेतसः
परिम्लानमुखाःसर्वेलक्ष्मींशरणमाव्रजन् ॥ २२
देवीमाराधयामासुरादृताकलगीतिभिः
अथप्रत्यक्षतांप्राप्तालक्ष्मीरित्याहतान्प्रति ॥ २३

વશિષ્ઠ—આ પ્રમાણે ઇંદ્ર બોલ્યા ત્યારે મોટો હાકાર થયો અને સઘળાઓ ઇંદ્રની નિંદા કરતા કરતા પોતપોતાને સ્થાને ગયા. તે ઇંદ્ર પદથી ઉત્પન્ન થયેલી કીર્તિને જાણવા નહી શક્તિમાન ઇંદ્રે જગતના દુઃખ માટે ગંધર્વોનો ત્યાગ કર્યો. હે રાજન્ પૂર્વે જોનારા દેવની સમક્ષ કુરૂક્ષેત્રમાં અહંકારથી અન્ધ બનેલા વિષ્ણુનું મસ્તક પૃથ્વિમાં પડયું હતું એમ શ્રુતિ છે. એ પછી સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા તે દયામણા ઝંખવાણા મુખવાળા ગંધર્વો લક્ષ્મીને શરણે ગયા. અને આદર પૂર્વક મધુર ગાનવડે દેવીની આરાધના કરી. એ પછી પ્રત્યક્ષ થયેલાં લક્ષ્મી તેમની પ્રત્યે આગળ પ્રમાણે બોલ્યાં. ૧૯-૨૩

## ॥ श्रीरुवाच ॥

किमिच्छतसुतायूयमिहमामुपसेव्यह
तद्ददामिनसन्देहोब्रुतयद्यपिदुर्लभम् ॥ २४

લક્ષ્મી—હે પુત્રો, અહી મારૂં સેવન કરી તમો શું ઇચ્છોછો તે હું આપીશ એમાં કાંઈ સંદેહ નથી માટે તે દુર્લભ હોયે તો પણ કહો. ૨૪

## ॥ गन्धर्वा ऊचुः ॥

मेरुपृष्ठेवयंदेविस्तुवानास्त्वांसुरेश्वरि
शक्रेणैश्वर्यमत्तेनवयंस्वर्गाद्बहिष्कृताः ॥ २५
स्थानंस्वर्गात्परंनास्तिवासायास्माकमिन्दिरे
तेनत्वांशरणंप्राप्ताःप्रसीदहरिवल्लभे ॥ २६

ગંધર્વ—હે દેવિ સુરેશ્વરિ, મેરૂપર્વતના શિખર ઉપર અમો તમારી સ્તુતિ કરતા હતા, ત્યાં ઇંદ્ર પોતાના ઐશ્વર્યથી મદોન્મત્ત બની અમોને સ્વર્ગથી દુર કર્યા. હે લક્ષ્મી, અમારે રહેવા સારૂ સ્વર્ગ શિવાય બીજું સ્થાન નથી, તેથી તારે શરણે આવ્યા છીયે. હે હરિવલ્લભે પ્રસન્ન થા. ૨૫-૨૬

## ॥ देव्युवाच ॥

गन्धर्वैरभयंभाव्यमयिशक्रात्सुरेश्वरात्
इन्द्रोपिनविनायुष्मान्स्वर्गंजातुप्रवेक्ष्यति ॥ २७

દેવી—ગન્ધર્વોયે દેવના ઇશ્વર ઇંદ્રથી અભય થવું. ઇંદ્ર પણ તમારા શિવાય કોઇ વખત પણ સ્વર્ગમાં પેશી શકશે નહી. ૨૭.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तास्तेथगन्धर्वाःश्रीक्षेत्रंतीर्थमाययुः
किञ्चिज्जलाशयंप्राप्तास्तपस्तप्तुमतन्द्रिताः ॥ २८
ततःक्रुद्धासुरेशस्यदेवीक्षीरोदसंभवा
त्यक्त्वात्रिभुवनंसर्वंजगामभुवनेश्वरी ॥ २९
पुष्करेपुण्डरीकस्यगर्भेलीनाभवत्क्षणात्
अथाकुलमभूत्सर्वंस्वधास्वाहाविवर्जितम् ॥ ३०
सीदन्तिभुवनेधर्माःक्रियाःसर्वाजनेश्वर
ततःस्वर्गात्परिभ्रष्टादेवाःक्षीणमहोजसः ॥ ३१

विचरन्तिमहीपालंदेवीदर्शनकांक्षिणः
श्रीमालंयात्वदायान्तितावत्तत्रापिनास्तिसा ॥ ३२
गतश्रीकानिरानन्दानिरुत्साहाहतौजसः
विशीर्णवदनाःसर्वेदेवाचार्यमथाब्रूवन् ॥ ३३

વસિષ્ટ—આ પ્રમાણે કહેલા તે ગંધર્વો શ્રીક્ષેત્ર શ્રીમાલનગરમાં આવ્યા અને ત્યાં કોઇ આળસ ન રાખતાં તપ કરવા સારૂ કોઈ જલાશય આગળ આવ્યા. ત્યાર પછી ક્ષીરસાગરથી ઉત્પન્ન થયેલાં લક્ષ્મીજી ઇંદ્ર ઉપર ક્રોધાયમાન થઇ ત્રણલોકનો ત્યાગ કરી જગતમાતા જતાં રહ્યાં અને તત્કાલ પુષ્કર તીર્થમાં કમલની અંદર ગુપ્ત થઇ ગયાં. એ પછી સઘળું ત્રણભૂવન દેવ પિતૃ કર્મથી રહિત બની આકુલ વ્યાકુલ થયું. જગતમાં ધર્મ અને ક્રિયાઓ હે રાજન નાશ પામી. ત્યારે સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા ક્ષીણ તેજ વાળા દેવો દેવીની દર્શનની ઇચ્છા રાખીને હે મહીપાલ ફરવા લાગ્યા જ્યારે શ્રીમાલક્ષેત્રમાં આવે છે તો ત્યાં પણ તે દેવી નથી તેથી જેમની લક્ષ્મી જતી રહેલી છે એવા તે દેવો ઊત્સાહ વિનાના બલ વિનાની વીલા મો કરી ગુરૂ પ્રત્યે બોલ્યા. ૨૮–૩૩.

## ॥ देवाऊचुः ॥

परित्यक्तमिदंविश्वमासील्लक्ष्म्यानिरुद्यमम्
पश्यज्ञानदशाब्रह्मन्दक्ष्यामःक्वचिदिन्दिराम् ॥ ३४

દેવ–હે બ્રહ્મન્, લક્ષ્મીએ ત્યાગ કરેલુ આ જગત ઊદ્યમ વિનાનું થયું હતું. માટે જ્ઞાન દ્રષ્ટિથી જુઓ કે ક્યાં આપણે લક્ષ્મીનું દર્શન કરીયે. ૩૪.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तःसतदादेवैःक्षणमीलितलोचनः
स्थित्वागुरुरुवाचेदंप्रणतान्नमृताशनान् ॥ ३५

વશિષ્ઠ--આ પ્રમાણે દેવોએ કહેલા તે બૃહસ્પતિ થોડીક વાર આંખો મીચી ધ્યાન કરી નમસ્કાર કરનારા દેવો પ્રત્યે આગળ પ્રમાણે બોલ્યા. ૩૫.

## ॥ बृहस्पति रुवाच ॥

पुष्करेपुण्डरीकस्यकुहरेऽस्तिहरिप्रिया
तत्रगच्छतसंस्तूयतांप्रसादयतद्रुतम् ॥ ३६

બૃહસ્પતિ-પુષ્કર તીર્થમાં કમલના વચલા ભાગમાં લક્ષ્મીજી છે તે-થી ત્યાં જાઓ અને સ્તુતિ કરી જલદીથી તેને પ્રસન્ન કરો. ૩૬.

## ॥ वसिष्ट उवाच ॥

गुरोर्वाक्यमिदंश्रुत्वासर्वेदेवाःसवासवा
वव्रजुःपुष्करंतीर्थंयत्रश्रीकमलाश्रया ॥ ३७
ब्रह्मादिभिःपुरादेवैर्निर्मितंतत्रवोतम
पुष्करंपुष्कराकीर्णंसरोद्वादशयोजनम् ॥ ३८
सर्वोविलोकयांचक्रुर्मरुतःकमलाकरं
गाहमानसरोजालिरजःसुरभितज्जलम् ॥ ३९
तरलैःजलकल्लोलैर्नृत्यन्तामिवसर्वतः
पक्षपातेनहंसानांचामरैरिववीज्यते ॥ ४०
अथतत्रकचिद्भ्राम्यन्दीनचेताःसुरेश्वरः
तडागेपद्मनीपत्रसंवृतेश्वेतपङ्कजे ॥ ४१
सुवर्णइवधारावत्तेजोभिर्यान्निरैक्षत
तत्रमेनेश्रियंदेवींसर्वलोकार्तिहारिणीम् ॥ ४२
ततोरोमाञ्चिततनुःप्रमोदभ्रामितेक्षणः
तुष्टावसहितोदेवैर्देवींविश्वार्तिहारिणीम् ॥ ४३

વશિષ્ઠ—આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી સઘળા દેવો ઈંદ્ર સાથે જ્યાં કમલનો આશ્રય કરનાર લક્ષ્મી હતાં તે પુષ્કર તીર્થમાં ગયા. હે રાજન્, પૂર્વે બ્રહ્માદિ દેવોએ તે પુષ્કર નિર્માણ કરેલું છે. જેમાં કમલો વ્યાપ્ત થયેલાં છે

એવું બાર જોજનનું અને કમલની આશ્રુરૂપ તે સરોવરને સઘળા દેવો પહોં-
ચ્યા. તે સરોવર અંદર ખુડેલા કમલની પંક્તિઓના રજઃકણથી જેનું જલ
સુગંધ બન્યું છે તથા ચારે તરફ ચંચળ જલના તરંગથી જાણે નાચ કરતુ
હોયને શું એમ હંસની પાખો રૂપી ચામર વડે વિંજાતું હતું. એ પછી
ત્યાં દીન અન્તઃકરણ વાળો ઇંદ્ર કોઇક વખત ફરતો ફરતો સોનાની માફક
તેજની ધારાવડે સરોવરમાંના પાંદડાંથી વિટાયેલ ઘોળા કમલમાં કાંઈ દેખ-
તો હતો ત્યાં સર્વ લોકના દુખનું હરણ કરનાર લક્ષ્મીજી છે એમ માનતો
હતો. ત્યાર પછી હર્ષથી રોમાંચિત થયેલો હર્ષથી જેની આંખો ભમી ગયે-
લી છે એવો ઇંદ્ર જગતના દુખને નાશ કરનાર દેવીનું દેવતા સાથે સ્તવન
કરતો હતો. ૩૭--૪૩.

## ॥ इन्द्रउवाच ॥

सर्वेश्वरिनमस्तुभ्यंजगतानन्ददायिनि
आर्तानांसहजन्तुनांमसादसंमुखीभव ॥ ४४
त्वद्विहीनमिदंसर्वजगत्स्थावरजङ्गमम्
नाशोभतेक्कचिन्मातश्चन्द्रहीनमिवाम्बरम् ॥ ४५
धन्यास्तेकृतिनोदेविगृहेयेषांचातिष्ठसि
भुक्तिमुक्तिमदात्वंहिदेवानामपिदुर्लभा ॥४६
हरिवक्षःस्थलेनित्यंस्थितादेविविराजसे
सात्विकीचस्थिताशक्तिरुत्सवायशरीरिणाम् ॥ ४७
तस्यनाभ्येतिदारिद्र्यंस्वभावमलिनंक्कचित्
यस्यहृत्कमलोत्सङ्गेराजहंसीवतिष्ठति ॥ ४८
अशेषभुवनाधारोयोगिध्येयोजनार्दनः
अवताराक्ररोत्येषःस्थित्यर्थंतवभूतले ॥ ४९
पृथिवीत्वंहरिर्व्योमविद्युत्त्वंजलदोऽच्युतः
त्वंनदीसागरःकृष्णबुद्धिस्त्वंकेशवोमनः ॥ ५०
त्वयैतदखिलंदेविजातंब्रह्माण्डमुत्तमम्

कुंडलिन्यास्वरूपेणमृणालीवलिलुलयया ॥ ५१
स्तुतिरत्रास्तुकेनैवब्रह्मणापितत्रान्तिके
यस्याहृदिजगन्नाथस्त्रैलोक्यशरणोहरिः ॥ ५२
नमोऽस्तुविश्वरूपिण्यैनमोऽस्तुसिन्धुसंभवे
जगद्धात्रिनमस्तुभ्यंनमस्तेविष्णुवल्लभे ॥ ५३
निःश्रीकमखिलंदेविविश्वमासीत्समन्ततः
नस्वधानतथास्वाहासीदामस्तेनवैष्णवि ॥ ५४
आर्तानामतिदीनानांमातःक्षीरोदसंभवे
त्वांविनादेविदेवानांपरिक्षीणबलौजसाम् ॥ ५५
त्वमेवभवदेवेशिशरणंनोयथाहरिः
किञ्चिन्मयामदान्धेनगन्धर्वान्प्रतिभाषितम् ॥ ५६
प्रायश्चित्तमभूत्तस्यत्वद्दैमुख्यमिदंमम ॥ ५७

ઇંદ્ર—જગતને આનંદ આપનાર સર્વની ઇશ્વર હે દેવિ તને નમસ્કાર છે. પીડા પામેલા સર્વ પ્રાણીઓને પ્રસન્ન થા. હે મા, તારા વિના આ સઘળું સ્થાવર જંગમાત્મક જગત ચંદ્ર વિના આકાશની પેઠે શોભતું નથી. હે દેવી, તેમને ધન્ય અને તે કૃત કૃત્ય છે કે જેને ઘેર દેવને પણ દુર્લભ અનેક પ્રકારના ભોગ અને મોક્ષને આપનાર તું રહેલી છે. હે દેવિ, તું નિત્ય ભગવાનના વક્ષ સ્થલમાં બીરાજે છે અને મનુષ્યોને ઊત્સવ માટે સાત્વિકી શક્તિ રહેલી છે જેનાં હૃદય રાજ હંસીની માફક લક્ષ્મીના ઊત્સંગમાં લાગેલું છે તેને સ્વભાવને મલિન કરનારૂ દરિદ્રપણું કોઇ દીવસ આવતું નથી. સકળ જગતના આધાર રૂપ યોગિ પુરૂષે ધ્યાન કરવા લાયક જનાર્દન ભગવાન પૃથ્વિમાં તારી સ્થિતિ સારૂ અવતાર લેછે. તું પૃથ્વિ છે અને ભગવાન આકાશ છે, તું વિજળી છે અને અચ્યુત મેઘ છે, તું નદી છે અને શ્રીકૃષ્ણ પરમાત્મા સમુદ્ર છે, તું બુદ્ધિ છે અને મન છે તે કેશવ રૂપ છે. બીસતંતુની પંક્તિના સરખી ગુણુલી રૂપ તે તારા સ્વરૂપથી આ સઘળું ઊત્તમ બ્રહ્માણ્ડ વ્યાપ્ત કરેલું છે. અહીં તારી સ્તુતિ બ્રહ્માયે પણ તારી પાસે કરી શકાય એમ નથી તો બીજા કયા પુરૂષે કરી શકાય, કારણ કે જેના હૃદયમાં ત્રણ લોકના શરણ જગતના નાથ ભગવાન રહેલા છે. જગત રૂપ દેવી તને

નમસ્કાર. હે સમુદ્ર કન્યે તને નમસ્કાર, હે જગતને ધારણ કરનાર વિષ્ણુની પત્ની તને નમસ્કાર, હે દેવિ આ સઘળું જગત ચોતરફથી લક્ષ્મી વિનાનું છે તેમ દેવ તથા પિતૃ કાર્ય પણ થતાં નથી; જેથી હે વૈષ્ણવિ હમે ખેદ પામીયે છીયે. હે ક્ષીરસાગરથી ઉત્પન્ન થનાર, પીડા પામેલા અત્યંત ગરીબ અને તારા વિના નિસ્તેજ અને બળ વિનાના આ દેવોનું હે દેવેશિ જેમ અમારે વિષ્ણુ શરણુ છે તેમ તું શરણુ થા. હે દેવિ મેં મદથી આંધળો બની ગંધર્વોને ઊલટું કર્યું તેનું આ પ્રાયશ્ચિત થયું કે જેથી મને તારો વિયોગ થયો. ૪૪-૫૭.

## ॥ वसिष्ट उवाच ॥

इत्थंलालप्यमानस्यदीनस्यचबिडौजसः
प्रादुर्बभूवकमलात्कमलाक्षीचहरिप्रिया ॥
बिभ्रतीकमलेशुभ्रेपाणिभ्यामतुलद्युतिः ॥ ५८

વૃશિષ્ઠ—આ પ્રમાણે વારંવાર બોલતા ગરીબ ઇંદ્રને કમળના સરખાં નેત્રવાળાં બે હાથે બે ધોળા કમલને ધારણનાર અત્યન્ત તેજસ્વી વિષ્ણુ ભાર્યા કમળથી પ્રગટ થયાં. ૫૮

## ॥ देव्युवाच ॥

वरंवरयदेवेन्द्रपरितुष्टास्मितेद्रुतम्
पुनरीदृकनकार्यंतेयथात्वंकृतवान्पुरा ॥ ५९.

દેવી—હે દેવેદ્ર હું તને પ્રસન્ન થઇછું માટે તું તત્કાલ વરદાન માગ ફરીને તારે આવું કરવું નહિ જે પ્રમાણે તે પ્રથમ કર્યું હતું. ૫૯.

## ॥ इन्द्रउवाच ॥

मातर्ममापराधोयंक्षंतव्यःसततंत्वया
नविप्रियशतैर्हिस्यान्गुरुणांविकृतंमनः ॥ ६०

त्रैलोक्यंतुत्वयादेविनसाज्यमिदमादरात
हितायसर्वलोकानामेषमेस्तुवरःपरः ॥ ६१

ઇંદ્ર—હે મા, તારે મારો આ અપરાધ નિરંતર ક્ષમા કરવા લાયક છે. કારણ કે હજારો વાંક થાય તોપણ ગુરૂનું મન વિકાર પામતું નથી. હે દેવિ તારે આ ત્રણ લોકનો ત્યાગ સર્વ લોકના કલ્યાણ સારૂં આ પરથી કરવો નહી, એવું શ્રેષ્ઠ વરદાન મને આપો. ૬૦–૬૧.

## ॥ देव्युवाच ॥

एवमस्तुसुरश्रेष्ठयथाभिलिषितंतव
अहंतुकमलाज्जातापुष्करेशक्रसंस्तुता
तस्मान्मेकमलानामलोकेख्यातिगमिष्यति ॥ ६२
गन्धर्वेषप्रसादस्तेकर्तव्यस्त्रिदिवेश्वर
कृत्स्नानामपिलोकानामेतेकल्याणभाषिणः ॥ ६३

દેવી—હે ઇંદ્ર, એમ હો જેવી તારી ઇચ્છા. હું પુષ્કર તીર્થમાં ઇંદ્રે સ્તુતિ કર્યાથી કમળમાંથી પ્રગટ થઈ તેથી મારૂં કમલા એવું નામ લોકમાં પ્રસિદ્ધ થશે. હે સ્વર્ગના અધિપતિ, તારે ગંધર્વો ઉપર પ્રસન્નતા રાખવી કારણ કે એ સઘળા લોકોનું કલ્યાણ બોલનારા છે. ૬૨–૬૩.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वासातदादेवीकमलाकमलायुधा
संस्तूयमानागन्धर्वैःश्रीमालंक्षेत्रमाययौ ॥६४
अभ्युत्थानंततश्चक्रुर्द्विजाःश्रीमालवासिनः
हर्षपर्याकुलैर्नेत्रैःपश्यन्तःकमलालयाम् ॥६५
अथसंस्तूयतेदेवीमृग्भिःसत्ताभिरादृताः
बद्धाञ्जलिपुटाःसर्वेकमलामिदमब्रुवन् ॥६६

વશિષ્ઠ—તે વખતે કમલ રૂપી આયુધને ધારણ કરનાર તે કમલા

દેવી એ પ્રમાણે બોલી, ગંધર્વોએ ગાન કરાયેલાં છતાં શ્રીમાલ ક્ષેત્રમાં આવ્યા. ત્યાર પછી શ્રીમાલમાં રહેનાર બ્રાહ્મણો ક્ષત્રીય અને વૈશ્ય લોકો હર્ષથી આકુલ બનેલી આંખોથી કમલા દેવીને, જોતા છતાં અભ્યુતાન આપતા હવા. એ પછી આદર પૂર્વક તે બ્રાહ્મણો દેવીને સત્ય રૂચાથી સ્તુતિ કરી બે હાથ જોડી કમલા પ્રત્યે આ પ્રમાણે બોલ્યા. ૬૪-૬૬.

## ॥ ब्राह्मणाऊचुः ॥

विश्वमेतत्परित्यज्यगतायांत्वयिपुष्करम्
तप्तंदारिद्रदुःखाभ्यामिदंकृत्स्नेणजीवति ॥६७
स्थातव्यमिहदेवेशिस्मरन्त्याप्राक्प्रतिश्रुतम्
यथासीन्मेद्विजन्मानःसुखंविन्दन्तिसर्वतः ॥ ६८

બ્રાહ્મણો—હે દેવેશિ, આ વિશ્વનો ત્યાગ કરી તું પુષ્કરમાં ગઈ તેથી આ જગત દરિદ્રતા અને દુખથી તપી જઇ બળાત્કારે જીવે છે માટે પ્રથમ મારા દ્વિજો જેમ સર્વ ઠેકાણે સુખ મેળવે એમ કહ્યું હતું તે સંભારી અહીં તારે રહેવું જોઇએ. ૬૭-૬૮.

## ॥ श्रीरुवाच ॥

श्रीमालेऽहंनिवत्स्यामिश्रीमालंदयितंमम
श्रीमालयेनिवास्यन्तितेभविष्यन्तिमेप्रियाः ॥ ६९

લક્ષ્મી—હું શ્રીમાલમાં વાસ કરીશ. શ્રીમાલ ક્ષેત્ર મને વહાલું છે, માટે જે શ્રીમાલમાં રહેશે તે મને વહાલા થશે. ૬૯.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्त्वाब्राह्मणान्देवीकमलाकमलालया
प्रीणनायद्विजेन्द्राणामाकाशसमुपैक्षत ॥ ७०
देवीविलोकनाद्देवगर्जजलदोमहान्
ततोवृष्टिरभूद्राजन्रत्नैश्रीमालमन्ततः ॥ ७१

प्रकीर्णादीप्यमानाभिर्मणिश्रेणीभिरुर्वरा
रेजेऽर्कप्रभाजालैस्तत्रबद्धेवसर्वतः ॥ ७२
तथारत्नैरभूद्दृष्टिस्तदाश्रीमालसीमनि
यथाचक्रापिजन्तूर्नानव्यथाभूत्तदद्भुतम् ॥ ७३
ततोमुमुदिरेविप्राःसर्वेश्रीमालवासिनः
दृष्ट्वादौस्थ्यंसुदुर्वारमपास्तंहरिकान्तया ॥ ७४
अथाभ्यर्च्यमनोभीष्टैःपुष्पैर्धूपैरनेकशः
स्तुत्वाचकमलोद्भूतामिदमाहुस्तपस्विनः ॥ ७५

વશિષ્ઠ—કમલમાં રહેનાર કમલા દેવી આ પ્રમાણે બ્રાહ્મણો આગળ બોલી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા માટે આકાશમાં જોવા લાગ્યાં. દેવીના જોતા વારનેજ મોટો વરસાદ ગાજ્યો. ત્યાર પછી હે રાજન્ રત્નોની શ્રીમાલની ચોતરફ વૃષ્ટિ થઈ. દીપ્યમાન મણિની પંક્તિયો વડે જાણે સૂર્યની કાન્તિથી ત્યાં ચોતરફ વિંટાઇ ગયેલી હોય એમ પૃથ્વી, છવાઇ જઇ શોભતી હતી, તેવી રીતે તે વખતે શ્રીમાલ નગરની સીમમાં રત્નની વૃષ્ટિ થઇ કે જેથી કોઇ પણ પ્રાણીને પીડા થઇ નહીં તે એક આશ્ચર્ય. ત્યાર પછી શ્રીમાલમાં રહેનારા સર્વે બ્રાહ્મણો હર્ષ પામ્યા. અને લક્ષ્મીજીયે અત્યંત ન મટી શકે એવી દુ:સ્થિતિ દુર કરેલી જોઇ એ પછી મનને સારા લાગે એવા પુષ્પ ધુપ વિગેરેથી વારંવાર પૂજન કરી અને સ્તુતિ કરી તપસ્વીયો આ પ્રમાણે કમલાદેવી પ્રત્યે બોલ્યા. ૭૦–૭૫.

## ॥ ब्राह्मणाऊचुः ॥

जयदेविप्रपन्नार्तिमथनिप्रमथाम्बिके
संतुष्टास्मोवयंदेविकर्मणातेनतेऽधुना ॥ ७६
अहमत्रस्थितानित्यमर्चनीयाद्विजोत्तमैः
स्तोतव्याचपरंश्रेयोलब्धकामैरभीष्टदा ॥७७
द्विजदारिद्रनाशायरत्नवृष्टिःकृतामया
ततोमेरत्नमालेतिनामाविख्यातिमेष्यति ॥ ७८

योमामिहस्थितांभक्त्यापूजयिष्यतिमानवः
तस्याहंसकलान्कामान्प्रदास्यामिनसंशयः ॥ ७९
अद्यप्रभृतिविप्राणांभूतलंखननामपि
निर्गमिष्यन्तिरत्नानिवृत्तिर्वस्तैरनुत्तमा ॥८०

બ્રાહ્મણો—પોતાના ભક્તના દુખને નાશ કરનાર હે પ્રમથાંબિકે દેવિ, તમો સર્વોત્કૃષ્ટપણે વર્તો. હે દેવિ, આજ અમે તારા તે કર્મથી પ્રસન્ન થયા છીયે. હું અહીં રહેલી બ્રાહ્મણોયે પૂજા કરવા લાયક છું અને ઇચ્છિત ફળને આપનાર હું ઊત્તમ કલ્યાણને પામવાની ઇચ્છા રાખનારે સ્તુતિ કરવા લાયક છું. મેં દ્વિજનું દરિદ્રપણું નાશ પામે એટલા માટે રત્નની વૃષ્ટિ કરી તેથી મારૂં રત્નમાળા એવું નામ લોકમાં પ્રસિદ્ધ થશે. જે કોઇ માણુસ અહીં રહેલી મને પૂજશે તેના હું સઘળા મનોરથ પૂર્ણ કરીશ એમાં કાંઇ સંશય નથી. આજથી આરંભી ભોંયને ખોદનારા બ્રાહ્મણોને રત્ન નીકળી આવશે અને તેઓયે ઊત્તમ વૃત્તિ પાળવી. ૭૬-૮૦

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्त्वाब्राह्मणान्देवीदेवैःपरिवृतान्नृप
जगामाकाशमाविश्ययत्रदेवःस्वयंहरिः ॥ ८१
पुनराप्यायितोलोकःप्रवृत्ताश्चमहोत्सवाः
यशैराप्यायितादेवाववर्षुःप्रचुरंपयः ॥ ८२
तत्रास्तेकुण्डमतुलंस्वच्छाम्बुपरिपूरितम् ॥ ८३
तत्रस्नात्वाचपीत्वाचननरोदुर्गतिंव्रजेत् ॥८४
ततःप्रभृतिभूपालश्रीमालेकमलालया
आस्तेपराशरेशस्यनदूरेपुण्यदान्नृणाम् ॥८५
एतंयःश्रृणुयान्नित्यंकमलायाःसमुद्भवम्
गृहेतस्यनदारिद्र्यंबध्नानिकचनास्थितिम् ॥ ८६

વશિષ્ઠ—હે રાજન્, આ પ્રમાણે બ્રાહ્મણોને કહી દેવોથી વિંટાયલાં દેવી

આકાશ માર્ગે જ્યાં સ્વયંભૂ ભગવાન રહે છે ત્યાં અયાં ફરીને લોક સમૃદ્ધિવાન્ થયો અને મોટા મોટા ઊત્સવ પ્રવૃત્ત થયા અને યજ્ઞ વડે સમૃધ કરેલા દેવો ઘણોજ વરસાદ વરસાવવા લાગ્યા. ત્યાં સ્વચ્છ જલથી ભરેલો જેની તુલના ન થઇ શકે એવો એક કુંડ છે તેમાં સ્નાન કરી અને તેનું પાન કરવાથી માણસને કોઇ દીવસ દુર્ગતિ થતી નથી. હે ભૂપાલ ત્યારથી આરંભીને શ્રીમાલ ક્ષેત્રમાં કમલથી ઉત્પન્ન થનાર કમલાદેવી પરાશરેશ ભગવાનની પાસે લોકોને પુણ્ય આપનારી રહે છે. જે કોઇ આ કમલાની ઉત્પત્તિ સાંભળે છે તેને ઘેર દરિદ્રપણું રહેતું નથી અને કોઈ ઠેકાણે તે બંધન થતો નથી. ૮૧-૮૬

**इति श्री स्कंद पुराणे एकाशिति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाल माहात्म्ये श्री कमला माहात्म्यं नाम द्विषष्ठितमोऽध्यायः ६२**

આ પ્રમાણે શ્રી સ્કંદપુરાણમાં એકાશી હજાર સંહિતામાં બીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાલ માહાત્મ્યમાંથી કમલા માહાત્મ્ય નામનો અધ્યાય બાસઠમો પુર્ણ થયો. ૬૨

---

# ॥ अथ त्रिषष्ठितमोऽध्यायः ॥

## અધ્યાય ૬૩ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

तत्राश्चर्यमभूत्सर्वंश्रीमालेकमलालये
तदाकर्णयभूपालयद्विजेंद्रस्तंतव ॥ १
पुरासीदवनीपालेराक्षसस्यकुलेमहान्
कृतिर्नाममहादैत्यौदेवब्राह्मणकण्टकः ॥ २

सर्वैश्रीमालमागत्यविवाहात्प्रथमेदिने
कुमारींस्नाप्यमानांतामवगृह्णातिदानवः ॥ ३
अवग्रहस्ततस्तस्यनिश्चेष्टोभवतिक्षणात्
नश्रृणोतिनश्चाश्नातिनब्रूतेनचवीक्षते ॥ ४
श्रीपरिक्रमणानांहियावत्कालमथाक्षणात्
कन्याप्रकृतिमाप्नोतिंहर्षयन्तिसुहृज्जनाः ॥ ५
सारिकायाःशतगुणोबलेनसमहासुरः
कृतिरुत्तमरुपाढयाकदर्थयतिकन्यकाः ॥ ६
ततोदुःखाकुलमभूदखिलंकमलापुरम्
विवाहस्यांगमेकांश्चत्सु त्रचिन्नप्रहृष्यति ॥ ७
अथकाचिज्जराविष्टाकुलस्त्रीब्राह्मणप्रिया
कृतिशङ्काकुलाप्राप्ताशरणंकमलान्तिके ॥ ८
उपवासपरादीनाम्नृत्युंकृत्वानिवर्तनम्
विहवाहस्यागमेराजन्कन्यायाम्कृतिशङ्किनी ॥ ९
ततोराम्राबभूदेवीप्रत्यक्षाकमलोद्भवा
द्विजपत्नीमुवाचेदंपरितुष्टासुरेश्वरी ॥ १०

વશિષ્ઠ—તે કમલાના નિવાસ સ્થાન શ્રીમાલ નગરમાં સઘળું આશ્ચર્ય થયું. હે રાજન્ જો તને કૌતુક હોય તો તું લે સાંભળ. પૂર્વે રાક્ષસના કુળમાં ઉત્પન્ન થયેલો દેવ અને બ્રાહ્મણનો શત્રુ કૃતિ નામનો મોટો રાક્ષસ રાજા હતો. તે રાક્ષસ શ્રીમાળ નગરમાં આવી વિવાહને પેહેલે દીવસે સ્નાન કરાવાતી કન્યાઓને ગ્રહણ કરતો હતો. તે પછી તે ગ્રહણ કરેલી કન્યાઓ ચેષ્ટા વિનાની તત્કાલ બનતી હતી, સાંભળે નહી ખાય નહી અને બોલે નહી તથા જુએ પણ નહી. જ્યાં સુધી લક્ષ્મી સંબંધી પ્રદક્ષિણા થઇ ન હોય ત્યાં સુધી (એટલે બીજી વખતના ચાર મંગલ ફરતા સુધી) ત્યાર પછી તત્કાલ કન્યા પાછી પોતે હતી તેવી બને અને સગાં સંબંધીયો હર્ષ પામે. બલમાં સોગણો તે મહા અસુર કૃતિ ઊત્તમ રૂપ વતી કન્યાઓને દુઃખ દેતો હતો. તેથી સઘળું કમલાનું નગર દુઃખથી આકુલ વ્યાકુલ થતું હતું.

અને વિવાહ આવવામાં કોઇ ઠેકાણે કોઇ પણ ખુશી થતું નહોતું પછી કોઇ ઘરડી કુલાગના બ્રાહ્મણ પત્ની કૃતિની શંકાથી આકુલ બની કમલા પાસે શરણે આવી. લગ્ન વખતે પોતાની કન્યાના મૃત્યુની શંકા રાખનાર હે રાજન્ ગરીબડી તે મૃત્યુ થાય ત્યાં સુધીનો નિશ્ચય કરી ઉપવાસ કરવા લાગી. તેથી રાત્રીમાં કમલથી ઉત્પન્ન થનાર લક્ષ્મીજી પ્રત્યક્ષ થયાં અને સુરેશ્વરી પ્રસન્ન થઇ બ્રાહ્મણની સ્ત્રી પ્રત્યે આ પ્રમાણે બોલી. ૧-૧૦

## ॥ कमलोवाच ॥

किमर्थमिहकल्याणिद्वारेममनिषीदसि
उत्तिष्ठस्वगृहंयाहिगृहीत्वावाञ्छितंवरम् ॥ ११

કમલા—હે કલ્યાણી મારે બારણે શા માટે દુખી થાય છે ? ઊઠ અને ધારેલું વરદાન લઈ પોતાને ઘેર જા. ૧૧

## ॥ ब्राह्मण्युवाच ॥

कृतिर्नाममहादैत्योबाधतेनःकुमारिकाः
तेनोद्विग्नाद्विजादेविविद्यन्तेपित्वदाश्रयाः ॥ १२

બ્રાહ્મણી—કૃતિ નામનો મોટો રાક્ષસ અમારી છોકરીયોને દુખ દેછે તેથી હે દેવિ તારા આશ્રયવાળા પણ દ્વિજો ઉદ્વિગ્ન રહે છે. ૧૨

## ॥ देव्युवाच ॥

वायुभूतःसदुष्टात्मासदाचरतिवेश्मसु ॥ १३
वधस्तस्यनशस्त्रेणनमन्त्रैर्व्याहतिःक्वचित्
शक्यतेपितृभिस्तुष्टैर्निगृहीतुंसनान्यथा ॥ १४
अतोनान्दीमुखेश्राद्धंकर्तव्यंपितृतुष्टये
एवंतुष्टाःपितरस्त्रायन्तेमहतोभयात् ॥ १५
कुलदीपःप्रकर्तव्योनिशायांब्राह्मणप्रिये

वत्स्यन्तिपितरस्तत्रपूजाकार्याप्रयत्नतः ॥ १६

कुलदीपोत्सवाविधिःकार्याश्रीमालवासिभिः

लेपोघृतगुडाभ्यांचकर्तव्यःकुलयोध्रुवम् ॥ १७

रात्रौजागरणंकार्यंनर्मवाक्यैःपरस्परम्

एवंवःकुर्वतांनूनंविवाहात्प्रथमेदीने ॥ १८

क्वातिदूरेतरंयातिकुलदीपस्यशङ्कया

माङ्गल्यगीतशब्देनतथाशंखस्वनेनच ॥ १९

**દેવી**—દુષ્ટાત્મા તે રાક્ષસ વાયુ રૂપે નિરંતર ઘરોમાં ફરે છે. માટે તેનો વધ હથિયારથી થાય એમ નથી તેમજ મંત્ર વડે પણ કોઇ વખત મારી શકાય એમ નથી. જો પિતૃઓ પ્રસન્ન થાય તો તેને ગ્રહણ કરી શકાય બીજી રીતે બને તેમ નથી એથી પિતૃઓને પ્રસન્ન કરવા સારૂ નાંદી શ્રાદ્ધ કરવું અને એવી રીતે પ્રસન્ન થયેલા પિતૃઓ મોટા ભયથી રક્ષણ કરે છે. હે બ્રાહ્મણ પત્ની, રાત્રે કુલદીપ કરવો કારણ કે તેમાં પિતૃઓ રહે છે માટે બનતી પ્રયાસે તેની પૂજા કરવી. શ્રીમાલમાં રહેનારા લોકોયે કુલદીપનો ઉત્સવ કરવો. બેહુ કુલમાં ઘી અને ગોળથી બીને લેપ કરવો અને કન્યા તથા વરની સ્ત્રીયોયે પરસ્પર સારા કોમળ વાકયો વડે રાત્રે જાગરણ કરવું. આવી રીતે વિવાહને પેહેલે દીવસે કરનારા તમોને કુલદીપની બીતિથી કૃતિથી રાક્ષસ વેગળો નાશી જશે અને વળી માંગલીક ગીત સાંભળી તથા શંખના શબ્દવડે પણ તે દુર જતો રહેશે. ૧૩–૧૯

## ॥ मांधातोवाच ॥

कुलदीपोत्सवविधिर्विवाहात्प्रथमेदीने

यथाश्रीमालिभिःकार्यस्तन्मेब्रूहितपोधन ॥ २०

**માંધાતા**—હે તપોધન, વિવાહને પેહેલે દીવસે શ્રીમાલી લોકોયે કુળ દીપોત્સવ વિધિ શી રીતે કરવો તે મને કહો. ૨૦

## ॥ वसिष्ट उवाच ॥

दिवानान्दीमुखंश्राद्धंकर्तव्यंविधिवन्नृप

जगत्स्वामिसमायुक्तंमणेश्वरपुरःसरम् ॥ २१
पितृनान्दीमुखास्तत्रसार्धमेतैः रोत्तमैः
समाहूयसमस्तान्वैमीणयेद्विप्रभोजनैः ॥ २२
वरस्याथकुलेयास्यान्श्रमाणकुलकामिनी
शंखमादायपाणिभ्यांकुंकुमोदकपूरितम् ॥ २३
गृहीत्वारक्तसूत्रंचसाकुमारीगृहंव्रजेत्
कुमारीरक्तसूत्रेणमात्वापादशिरोवाधि ॥ २४
शङ्खोदकंचासिञ्चन्तीसर्वालंकृतकन्यकाम्
एवंकृतेथदैत्योसौस्पृष्टुत्तामक्षमोभवेत् ॥ २५
क्षेप्तुंशक्नोतिनाङ्गानिरक्तसूत्राङ्कितानितु
यातिकन्याप्रमाणायअतःप्रामाणिकोच्यते ॥ २६
अर्चिताभोजिताशक्त्यासाचयातिवरालयम्
कृत्वाथकुंकुमंहस्तेनालिकेरञ्चभूमिप ॥ २७
कन्यासम्बधिनीयातिवरवेश्मनिभूषिता
ततुमाङ्गल्यशब्देनवरमात्रेप्रदायच ॥ २८
पूजिताचतयातत्रस्ववशभ्यनुसारतः
अथकन्यागृहंयातिराजन्कन्याकुलाङ्गना ॥ २९
निशायाःप्रथमेयामेगोमयेनोपलेपलयेत्
तत्रमन्त्रैःप्रतिष्ठाप्यकुलदीपंनिवेशयेत् ॥ ३०
रक्तसूत्रमयींवर्तिंकार्याशक्त्याघृत्तेनवै
सामिद्धेगार्हपत्योनौकर्त्तव्यःकुलदीपकः ॥ ३१
मण्डलेतंप्रतिष्ठाप्यपुष्पगन्धानुलेपनैः
पूजयेद्विधिवत्प्रीतादधादर्घंचकोविद ॥ ३२
एवंकृतेमहाराजपितरस्तत्रदेवताः
आयान्तिमुदिताःसर्वेकुलदीपशिखान्तरे ॥ ३३

ततस्तस्याग्रतःकार्यास्त्रीभिर्मङ्गलगीतयः
शङ्खध्वनिश्चसुमहान्ब्रह्मघोषश्चपुष्कलः ॥ ३४
ततोनिशीथेराजेन्द्रप्राप्तेस्नात्वाशूचिःसती
वरस्यजननीदीपंगृह्यात्याभरणान्विता ॥ ३५
ततःकन्यागृहंगत्वागायन्त्योमङ्गलानिवै
कन्यापितृगृहेस्त्रीभिःसंगच्छेरन्समन्ततः ॥ ३६
अभ्यर्च्यविधिवद्दीवमेवंकुर्यात्प्रदक्षिणाम्
सर्वाश्चतुपरिक्रम्यवेदिमध्येकुलाङ्गनाः ॥ ३७
दीवादीपेघृतक्षेपमन्योन्यंतावितंन्वते
परस्परंप्रीयमाणास्तथावस्त्रेगुडंनृप ॥ ३८
पुष्पैराभरणैर्वस्त्रैस्ताम्बूलैश्चमनोहरैः
वरकन्याजनन्यौतेविधायैक्येतथात्मनः ॥ ३९
परिपद्वयमुदायुक्तेस्वगृहायाथगच्छति
वेदिमध्येतदाराजन्कुलैक्यकरणोत्सवे ॥ ४०
आयान्तिपितरस्तत्रमातरोदेवमातरः
आर्यातदार्याहेरम्बमातृतन्मातृभिःसह ॥ ४१
श्रीश्चदेवोजगत्स्वामिपूर्वेपूर्वतरेचये
अदृश्यानिरीक्षन्तेकुलदीपोत्सवंनिशि ॥ ४२
एवंकुलैक्यकरणेकुलदीपोत्सवंस्त्रियः
कृत्वासर्वानिवर्तन्तेशङ्खवेदस्वनेसति ॥ ४३
ततोजागरणंकुर्युर्गायन्त्योमङ्गलानिच
कुलदीपंविमुच्यैतास्तस्मिन्गोमयमण्डले ॥ ४४
एवंकृतेव्रजेत्कृतिर्दूराद्दूरतरंनृप
नन्दान्तिपितरःसर्वेमाद्यन्तिसुरमातरः ॥ ४५
प्रियतेसचगोविन्दःप्रेयसीसपरिच्छदा

ग्रहरोगाश्चनश्यन्तिकुलदीपोत्सवेनृणाम् ॥ ४६
कुलैक्यकरणंशक्तमित्युक्तंब्रह्मवादिभिः
कुलदीपोत्सवविधिरेवंश्रीमालवासिभिः ॥ ४७
प्रथमेन्हिकरग्राहात्कार्यःप्रीत्यैदिवौकसाम्
कुलदीपस्यमाहात्म्यमेतत्तेकथितंनृप ॥ ४८
कुलदीपोर्च्यतेयत्रतत्रनास्तिपराजयः
यएतच्छृणुयान्नित्यंकुलदीपकथानुगम् ॥ ४९
नतस्यदैत्यविहितंकदाचिज्जायतेभयम् ॥ ५०

વશિષ્ઠ—હે રાજા, દીવસે વિધિ પૂર્વક નાંદી શ્રાધ કરવું તેમાં વિષ્ણુ તથા ગણપતિથી આરંભીને કરવું અને ત્યાં આ દેવોની સાથે નાંદી મુખ પિતૃઓને બોલાવી તે સઘળા બ્રાહ્મણને ભોજન કરી પ્રસન્ન કરવા. એ પછી વરના કુટુંબમાં જે ડાહી સ્ત્રી હોય તે કંકુવાળું પાણી ભરીને શંખ બે હાથમાં ગૃહણ કરી તથા તેની સાથે લાલ નાડુ રાખી કન્યાને ઘેર જાય, જ્યાં જઈ કન્યાને પેલા નાડા વડે પગથી તે માંથા સુધી માપી લે અને સઘળા આભૂષણ પહેરાવેલી તે કન્યા ઊપર શંખનું પાણી છાંટે. આવી રીતે કરવાથી રાક્ષસ તેને અડકવા સમર્થ બનતો નથી અને લાલ સુત્રથી ચિન્હિત થયેલાં તે અંગને ખેંચવાને સમર્થ થતો નથી. આવું થવાથી કન્યા પ્રમાણપણાને આવે છે ( એટલે પરણાવવાને યોગ્ય બને છે ) એથી પ્રમાણિકા એમ કહેવાય છે અને પછી તે સ્ત્રી શક્તિ પ્રમાણે આદરમાન કરાવેલી ભોજન કરી વરને ઘેર જાય છે. હે રાજા, એ પછી હાથમાં કંકુ અને નાળીયેર લઈ કન્યા તરફની સ્ત્રી વરને ઘેર જાય અને તેના પીયેરમાં ગલીક શબ્દ સાથે વરની માને આપે અને પછી વરની મા તેને પોતાની શક્તિ પ્રમાણે આદરમાન કરે. ત્યાર પછી હે રાજા કન્યા તરફની કુલ સ્ત્રીઓ કન્યાને ઘેર જાય. ત્યાર પછી રાત્રીના પહેલા પોહોરમાં છાણથી જગ્યા લીંપવી અને તે લીપેલી જગ્યામાં મંત્રવડે કુલદીપની પ્રતિષ્ઠા કરી સ્થાપન કરવો અને તેમાંથી પુરી શક્તિ પ્રમાણે લાલ સૂત્રની દીવેટ કરવી અને ગાર્હપત્યાગ્નિમાંથી તે કુલ દીપ સળગાવવો અને મંડલમાં તેની પ્રતિષ્ઠા કર્યા પછી ગંધ પુષ્પથી યથા શાસ્ત્ર પૂજન કરવું; અને હે વિદ્વાન્ રાજા, અર્ધ આપવો. હે રાજા, આમ કરવાથી ત્યાં પિતૃ તથા દેવો સઘળાં હર્ષ પામી દીવાની જ્વાળામાં આવી રહે છે.

તેથી તેની આગળ સ્ત્રિયોયે મંગલ ગીત ગાવાં અને શંખ વગાડવો તથા વેદના મંત્ર ભણવા. હે રાજા ત્યાર પછી મધરાત થાય એટલે સતી વરની મા પવિત્ર થઇ આભૂષણ પેહેરી દીવો લે અને મંગળ ગીત ગાતાં બીજી પોતાની સ્ત્રીયો સાથે કન્યાને ઘેર જઈ કન્યાના બાપને ઘેર જે સ્ત્રીયો હોય તેની સાથે પ્રથમ વિધિ પૂર્વક દીવાનું પૂજન કરી ચોતરફ પ્રદિક્ષણાના પેઠે ભેટી વળે અને સર્વે કુલ સ્ત્રીયો વેદીમાં પ્રદિક્ષણા કરે. તે બેહુ તરફની સ્ત્રિયો સામા સામી એક એકના દીવામાં ઘી નાખે અને પરસ્પર પ્રસન્ન થઈ એક એકના મુખમાં ગોળ નાખે; તેમજ ફૂલ અલંકાર વસ્ત્ર અને સુંદર તાંબુલવડે વર કન્યાની મા, પરસ્પર પોતાના આત્માનું એકપણુ કરી અને તે પ્રમાણે બોલી પોતાને ઘેર જાય. હે રાજા તે વખતે વેદીની અંદર કુલનું એકપણુ કરવાના ઉત્સવમાં ત્યાં પિતૃઓ માતાઓ અને દેવ માતા તથા જગદંબા અને માતૃ સહિત ગણપતિ લક્ષ્મીજી તથા જગતના સ્વામિ વિષ્ણુ ભગવાન્ વિગેરે જે પૂર્વેના તે તથા તેમના પેહેલાના સઘળા દેવો અદ્રસ્ય થઇ મધરાતે કુલદીપોત્સવને જુએ છે. આ પ્રમાણે કુલનુ એકપણું કરવામાં સ્ત્રિયો કુલદીપોત્સવ કરીને શંખ તથા વેદનો ધ્વનિ થાય એટલે સઘળી સ્ત્રીઓ પાછી ફરે છે. ત્યાર પછી રાત્રે મંગળ ગીત ગાઇને જાગરણ કરે. હે રાજા તે પછી ગોમય મંડળમાં કુલદીપ મુકીને આમ કરવાથી કૃતિદૈત્ય વેગળામાં વેગળો નાશી જાય, સઘળાં પિતૃઓ આનંદ પામે અને સઘળી માતાઓ હર્ષ પામે અને શ્રી વિષ્ણુ પ્રસન્ન થાય તથા પોતાના પરિવાર સાથે લક્ષ્મીજી પણ પ્રસન્ન થાય અને કુલ દીપોત્સવ કરવાથી માણસોના ગ્રહ રોગ બધા નાશ પામે છે. આ પ્રમાણે કુળનુ એકપણું કરી શકાય છે એમ બ્રહ્મ જાણનારાઓએ કહ્યું છે. આ પ્રમાણે શ્રી માલમાં રહેનારાઓયે આગલે દીવસે દેવની પ્રસન્નતાને માટે કુલદીપોત્સવ વિધિ કરવો જોઈયે. હે રાજા આ પ્રમાણે મેં તને કુલદીપનું માહાત્મ્ય કહ્યું. જ્યાં કુલદીપનું પૂજન થાય છે ત્યાં પરાજ્ય નથી. જો કોઈ આ કુલદીપની કથા સંબંધી સાંભળે છે તેને દૈત્યે કરેલો ભય કોઇ દીવસ ઉત્પન્ન થતો નથી.

**इति श्री स्कंद पुराणे एकाशिति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाल माहात्म्ये कुल दीपक महात्म्यनाम त्रिषष्ठितमोऽध्यायः**

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાસિહજાર સંહિતમાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાલમાહાત્મ્યમાં કુલદીપક માહાત્મ્ય નામનો અધ્યાય ૬૩ મો.

---

# ॥ अथ चतुःषष्ठितमोऽध्यायः ॥

## અધ્યાય ૬૪ મો.

### ॥ मांधातोवाच ॥

यदेतत्कथितंब्रह्मन्तीर्थंपूर्वमनुत्तमम्
वरुणेनतपस्तप्तुंस्वेच्छयाह्यादतंतुयत ॥ १
यत्रस्वस्थजलेकुण्डेगौतमःसमहातपाः
तप्त्वातपांसितीव्राणिचकाराश्रममात्मनः ॥ २
तन्मेब्रूहियथातत्त्वंवरुणोयादसांपतिः
तप्यमानोयथाप्रापप्रतीचीमभुजांप्रमो ॥ ३

માંધાતા–હે બ્રહ્મન્ જે પૂર્વે ઉત્તમ આપે તીર્થ કહ્યું કે જે વરૂણે તપ કરવા સારૂ પોતાની ઇચ્છાથી સ્વીકાર્યું હતું જે ઠેકાણે સ્વસ્થ જલવાળા કુંડ ઉપર મોટા તપસ્વી ગૌતમ રૂષિએ ઉગ્ર તપ તપી પોતાનો આશ્રમ કર્યો હતો અને જળનો પતિ વરૂણ તપ કરી જેવી રીતે પશ્ચિમ દિશાનું સ્વામીપણું પામ્યો, તે ખરે ખરી વાત મને કહો.

### ॥ वसिष्ट उवाच ॥

पुरातवःसुदुःपारंचिकीर्षुर्वरुणोन्नृप
त्र्यम्बकाङ्घ्रियुगाक्रान्तांनखैश्चपरिशोभिताम् ॥ ४
नानाद्रुमलताकीर्णांनानापुष्पफलावृताम्

भूमिंनिरीक्ष्यवरुणस्तपस्तप्तुंसमुद्यतः ॥ ५
कृत्वाकापालिकंरौद्रमासनंनियतेन्द्रियः
नेत्राभ्यांसूर्यमुत्पश्यन्वर्षाणिदशतास्थिवान्॥ ६
ततोह्यधोमुखोभूत्वाधूमपानपरोन्नृप
वर्षाणांविंशतिस्तस्थौजपध्यानपरायणः ॥ ७
तथापिनाभवद्ब्रह्माप्रत्यक्षोलोककृत्प्रभुः
ततोङ्गुष्ठस्पृष्टभूमिर्दृष्टिंदत्त्वादिवाकरे ॥ ८
तस्थौपञ्चसहस्राणिवर्षाणांषट्शतानिच
प्रत्यक्षोऽभूद्यथोराजन्ब्रह्मालोकपितामहः ॥ ९
स्वयंसमृज्यपाणिभ्यांवरुणायददौवरम् ॥ १०

વસિષ્ઠ—હે રાજા પૂર્વે અત્યન્ત કઠિન તપ કરવાની ઇચ્છા રાખનાર વરૂણ શંકરના પગ ચિન્હિત થયેલી તથા નખવડે શોભનારી અનેક પ્રકારના ઝાડ અને વેલાથી વિટાયલી અનેક પ્રકારના ફૂલ અને ફળવાળી જમીન જોઈ તપ કરવાને માટે તૈયાર થયો. કપાલ (માટલાના કડકા) ના રૂદ્ર બનાવી ઇંદ્રિયો વશમાં રાખી સૂર્ય સામી દૃષ્ટિ રાખી દશ વર્ષ સુધી આસનવાળી બેઠો. ત્યાર પછી નીચે મોહોડે લટકી હે રાજા ફક્ત દિશાના ધૂમનુંજ પાન કરનારો વરૂણ જપ તથા ધ્યાનમાં આસક્ત બની વિશ વર્ષ સુધી બેઠો તોપણ જગત કરનાર સમર્થ બ્રહ્મા પ્રત્યક્ષ થયા નહી. ત્યાર પછી એક અંગુઠે જમીનપર ઉભો રહી સૂર્ય સામી દૃષ્ટિ રાખી પાંચહજાર અને છસે વર્ષ સુધી ઉભો રહ્યો. હે રાજા ત્યારે જગતના પિતામહ બ્રહ્મા પ્રત્યક્ષ થયા અને પોતાની મેળે તેને હાથ ફેરવી વરદાન આપવા લાગ્યા.

## ॥ ब्रह्मोवाच ॥

जलानामाधिपत्यंतेमयादत्तंतपोनिधे
प्रतीचीदिगियंदत्तापाश्चिमंप्राप्यसागरम् ॥ ११
स्थितिःकार्यात्वयावत्सदिक्पालेनसताध्रुवम्
विभागस्तवयज्ञेषुमयादत्तोजलाधिप ॥ १२

मन्त्रैर्भवन्तमाहूयहविर्होष्यन्तिवाडवाः
पुनर्ब्रूहिवरंवत्सःयस्तेमनसिवर्तते ॥ १३
अनेनतपसातुष्टोदातास्मिभवतेऽनघ ॥ १४

બ્રહ્મા—હે તપના ભંડાર, મેં તને જલનું રાજાપણું આપ્યું અને આ પશ્ચિમ દિશાના પશ્ચિમ સાગર સુધીની દિશા તને આપી. હે પુત્ર તારે દિગ્પાળ થઈ સ્થિર સ્થિતિ કરવી. હે જલાધિપ તને યજ્ઞમાં મે ભાગ આપ્યો માટે બ્રાહ્મણો મંત્રવડે તને બોલાવી હુતદ્રવ્ય આપશે. હે વત્સ જે તારા મનમાં હોય તે વરદાન તું ફરીને માગ. આ તપથી પ્રસન્ન થયેલો હું હે નિષ્પાપી વરૂણ તને આપનારો છું.

## ॥ वरुणउवाच ॥

दत्तमाशापातित्वंमेदुर्लभंयत्सुरैरपि
भगवन्भवताकृत्वादयांमयितपस्विनि ॥ १५
किञ्चैतत्सिद्धिदंनृणांतीर्थमस्तुमहीतले
स्नानंकरोतियोमर्त्यस्तीर्थेस्मिन्ममसिद्धिदे ॥ १६
तस्यास्तुवाञ्छितासिद्धिप्रसादात्तेपितामह ॥ १७

વરૂણ—હે ભગવાન્ તમે હું તપસ્વિ ઉપર દયા કરીને દેવને પણ દુર્લભ એવું દિશાનું સ્વામીપણું આપ્યું પરંતુ બીજું જગતમાં આ તીર્થ મનુષ્યોને સિદ્ધિ આપનારૂ થાઓ, એવું બીજું વરદાન આપો અને જે માણસ આ મારા સિદ્ધિ આપનાર તીર્થમાં સ્નાન કરે તેની ધારેલી સિદ્ધિ હે પિતામહ તમારા પ્રસાદથી સિદ્ધ થાઓ.

## ॥ पितामहउवाच ॥

येऽत्रस्नानंकरिष्यन्तिनराःश्रद्धासमन्विताः
तेषांभविष्यतिप्राप्योब्रह्मलोकोनसंशयः ॥ १८
वरुणेनतपंस्तप्त्वाप्रासमैश्वर्यमभ्भसाम

वरुणाङ्कितमेतद्धितस्मात्तीर्थंभविष्यति ॥ १९
इत्युक्त्वाभगवान्ब्रह्माब्रह्मलोकंततोगतः
ततोम्बुधिनदीशैलतीर्थैःसंभूयसर्वतः ॥ २०
अभिषिक्तोदिगीशत्वेवरुणोमुदितैस्तदा
एवमासीत्पुराराजन्तीर्थंवरुणसंज्ञितम् ॥ २१
गौतमोप्याश्रमंचक्रेतत्रतप्त्वामहत्तपः
यत्रब्रह्मादयोदेवास्स्वयंसर्वेतपोधनाः ॥ २२
हृष्टास्नानायगच्छन्तिसदापर्वाणिपर्वणि
आरोग्यमिदमायुष्यंतीर्थमाहात्म्यमुत्तमम् ॥ २३
श्रोतव्यंश्रावणीयंचनरैःश्रद्धासमन्वितैः ॥ २४

**બ્રહ્મા**—જે માણસો શ્રદ્ધાયુક્ત બની અહીં સ્નાન કરશે તેમને બ્રહ્મલોક મળશે એમાં કાંઈ સંદેહ નથી. વરૂણે તપ તપી જલનું સ્વામિપણું મેળવ્યું એથી આ તીર્થ વરૂણ નામે યુક્ત ( વરૂણ તીર્થ ) થશે. આ પ્રમાણે બોલી ત્યાર પછી ભગવાન્ બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા. ત્યાર પછી સમુદ્ર નદી પર્વત અને તીર્થ ચારે તરફથી સર્વે એકઠાં થઇ હર્ષ પામી તે વખતે વરૂણને દિશાના રાજ્યનો અભિષેક કર્યો. હે રાજા આ પ્રમાણે પૂર્વે આ વરૂણ તીર્થ થયું હતું. ગૌતમે પણ તે ઠેકાણે મોટું તપ કરવા આશ્રમ કર્યો હતો. જે ઠેકાણે બ્રહ્માદિ દેવો અને સર્વે તપસ્વીયો પોતાની મેળે હર્ષ પામીને નિરંતર પર્વણી પર્વણીયે સ્નાન માટે જાય છે. આ ઉત્તમ તીર્થનું માહાત્મ્ય આરોગ્યતા આપનારૂં તથા આયુષ્ય વધારનારૂં છે માટે શ્રવણ કરવું અને શ્રદ્ધા વાલા માણસોયે શ્રવણ કરાવવું.

**इति श्री स्कन्दपुराणे एकाशितिसाहस्र्यांसंहितायां ब्राह्म त्रिभागे उत्तरखण्डे श्रीमाल माहात्म्ये वरुणतीर्थ माहात्म्य न्नाम चतुःषष्टितमोध्यायः**

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં બ્રાહ્મ વિભાગમાં ઉત્તર ખંડમાં શ્રીમાલ માહાત્મયમાં વરૂણ માહાત્મ્ય નામનો અધ્યાય ૬૪ મો. પૂર્ણ થયો.

# ॥ अथ पञ्चषष्ठितमोऽध्यायः ॥

અધ્યાય ૬૫ મો.

## ॥ माधातोवाच ॥

इयंदेवीजगन्मातात्रैलोक्यानन्दकारिणी
लक्ष्मीश्रीकमलादेवीमहालक्ष्मीरितिश्रुता ॥ १
तस्यादेव्याव्रतंकिञ्चिन्ममाख्याहितपोधन
व्रतेनयेनचीर्णेनलक्ष्मीस्तुष्टाभवेन्नृणाम् ॥ २

માંધાતા—આ જગતની માતા ત્રણ લોકને આનંદ કરાવનાર લક્ષ્મી શ્રી કમલા અને મહાલક્ષ્મી એવે નામે પ્રસિદ્ધ છે તે દેવીનું કોઇક વ્રત હે તપોધન મને કહો કે જે વ્રત કરવાથી માણસોને લક્ષ્મી પ્રસન્ન થાય.

## ॥ वसिष्ठ उवाच ॥

अयमर्थःपुराराजन्नम्बरीषेणभूभुजा
पृष्टःप्रोवाचभगवान्देवदेवोजनार्दनः ॥३

વશિષ્ઠ—હે રાજા, આ અર્થ પૂર્વે અંબરીષ રાજાયે વિષ્ણુને પુછયો હતો તે વખતે દેવનાદેવ જનાર્દન ભગવાને કહ્યું હતું કે;-

## ॥ श्री भगवानुवाच ॥

महालक्ष्मीव्रतंराजन्श्रुणुश्रद्धासमन्वितः
येनतुष्टाभवेद्देवीमहालक्ष्मीममप्रिया ॥ ४
तत्तुभाद्रपदेमासिशुक्लपक्षेनृपोत्तम
दूर्वाष्टमीव्रतंकार्यमष्टम्यांवैष्णवंव्रतम् ॥ ५

कृष्णपक्षेथराजेन्द्रश्रीव्रतंसिद्धिदंभुवि
कार्यंशोडशवर्षाणिस्त्रियावापुरुषेणवा ॥ ६
स्नात्वानद्यांतडावागेवाकृत्वानियममात्मवान्
निशीथेमण्डलंकृत्वाशशिन्यर्धोदितेनृप ॥ ७
श्रीवृक्षपत्रेविपुलेतिरन्ध्रेवापद्मिनीदले
पद्ममष्टदलंकार्यंश्वेतांकिंजल्कभूषितम् ॥ ८
प्रतिष्ठाप्यततोदेवींविन्यसेत्कमलोपरि
जयापूर्वंदलेशान्तादेवीवन्हिदलेतथा ॥ ९
शीतायाम्येविशालाक्षीनैऋत्येंश्रीचवारुणे
वायव्यांकमलांदेवींकौबेर्याञ्चकुमारिका ॥ १०
इशानेवैष्णवीनामसर्वालङ्कारभूषिता
पद्मगर्भेमहालक्ष्मीरहंश्रीनन्दनस्तथा ॥ ११
वामेविष्णुर्गदापाणिदक्षिणेकुसुमायुधः
एवंक्रमेणविन्यस्यपूजाकार्याप्रयत्नतः ॥ १२
कर्पुरेणाथशुभ्रेणचन्दनेनविशेषतः
पुष्पैर्धूपैःसनैवेद्यैःकृत्वापुष्पगृहंततः ॥ १३
तोरणंकदलीस्तम्भानुत्तम्यश्रद्धयान्वितः
ततःश्रीश्रेतिमन्त्रेणपूजनीयासुरेश्वरी ॥ १४
प्रदद्यात्श्रीफलैरर्धमष्टानामष्टभिर्नृप
न्यलिकेरेणशुद्धेनमहालक्ष्म्याःप्रदापयेत् ॥ १५
निशीथेऽपितत्कार्यंस्वस्थैःपायसभोजनम्
रात्रौजागरणंकार्यंगीतवादित्रनिस्वनैः ॥ १६
प्रातःस्नात्वाथशुचिमान्पृच्छांकृत्वानरेश्वर
लक्ष्मीनारायणाभ्यांवैपरिधानंतुकारयेत् ॥ १७
व्रतमेतत्करिष्यामियावद्वर्षाणिषोडश

अस्तुसांनिहितास्माकंश्रीर्देवहरिणासह ॥ १८
इत्युचार्यनरोभक्त्याभोजनान्तेक्षमापयेत्
लक्ष्मीर्नारायणोदेवस्तथाचकुसुमायुधः ॥ १९
प्रसीदेयुर्महाराजसिद्धिदास्युर्नसंशयः
अथषोडशवर्षान्तेलक्ष्मीनारायणोनृप ॥ २०
पलहेममयोकार्यस्तदर्धार्धेनवापुनः
अभ्यर्च्यविधिवद्भक्त्याविप्रायप्रतिपादयेत् ॥ २१
कृतंषोडशवर्षाणिव्रतमेतन्मयाप्रभो
प्रसीदतंममैतेनलक्ष्मीनारायणौसदा ॥ २२
पूर्वास्मिन्नष्टमीरात्रावर्धश्यामतनुर्हरिः
अर्धेचन्द्रोज्वलालक्ष्मीर्नात्रकार्याविचारणा ॥ २३
एवंपुरामहालक्ष्मीव्रतंसिद्धिप्रदंनृणाम्
देवःकथितवान्विष्णुरम्बरीषस्यभूपतेः ॥ २४
एतल्लक्ष्मीव्रतंपुण्यंयःकरोतियथाविधि
विलयंयान्तितस्याशुपापान्युग्रकृतान्यपि ॥ २५
व्रतस्यास्यप्रभावेणरत्निदेवोनृपोत्तमः
विमुक्तःपशुघातोत्थात्पापादितिश्रुतंहिनो ॥ २६
इदंयःशृणुयान्मर्त्योवाच्यमानंशुभंव्रतम्
नकाचितस्यदारिद्र्यंगेहेभवतिपार्थिव ॥ २७

**શ્રીભગવાન્**—હે રાજા, શ્રદ્ધા યુક્ત થઈ મહાલક્ષ્મીનું વ્રત સાંભળ, જે કરવાથી મારી સ્ત્રી મહાલક્ષ્મી પ્રસન્ન થાય છે. હે રાજા, તે વ્રત ભાદ્રપદ માસમાં કરવું. શુક્લ પક્ષમાં આઠમને દીવસે વિષ્ણુનું દુર્વાષ્ટમી વ્રત કરવું. હે રાજા, તેવીજ રીતે, કૃષ્ણ પક્ષમાં જગતમાં સિદ્ધિ આપનારૂં લક્ષ્મીનું વ્રત કરવું. સોળ વર્ષ સુધી સ્ત્રીયે વા પુરૂષે એ વ્રત કરવું, તે જે પ્રમાણે કરવાનું છે તે સાંભળ. નદી વા તલાવમાં સ્નાન કરી આત્માને નિયમમાં રાખી હે રાજા મધરાત્રે અડધો ચંદ્ર ઉદય થાય એટલે મંડલ કરી છિદ્ર શિવાયના

મોટા બીલીના પત્રમાં અગર પદ્મિનીના દલમાં ધોળા કિંજલ્કથી શોભાયમાન એવું અષ્ટ દલ પદ્મ કરવું. ત્યારે પછી તેમાં દેવીની પ્રતિષ્ઠા કરી કમલ ઉપર મુકવું તેના અષ્ટદલ કમલમાં પૂર્વ દલમાં શાતા દેવી અગ્નિ કોણમાં શાન્તા દક્ષિણમાં શીલા નૈરૂત્યમાં વિશાલાક્ષી પશ્ચિમમાં લક્ષ્મી વાયવ્યમાં કમલા અને ઉત્તરમાં કુમારિકા તથા ઇશાનમાં સર્વ આ ભૂષણથી સુશોભિત વૈષ્ણવીનું આવાહન કરવું. પદ્મના વચલા ભાગમાં શ્રી નંદન, મારૂં તથા મહાલક્ષ્મીનું આવાહન કરવું અને અમારી ડાબી બાજુયે ગદા જેના હાથમાં છે એવા વિષ્ણુ તથા જમણી બાજુયે કુસુમાયુધ આવા અનુક્રમે વિન્યાસ કરી પ્રથમથી પૂજા કરવી. ધોળા કપુર વડે તથા વિશેષે કરીને ચંદન વડે તથા પુષ્પ. ધૂપ દીપ નૈવેદ્યથી પૂજન કરવું તથા પુષ્પની મંડલી કરવી અને કેળના થાંભલા તથા તોરણ કરી શ્રદ્ધા રાખી શ્રીશ્ર એ મંત્ર વડે મહાલક્ષ્મીનું પૂજન કરવું. હે રાજા, ત્યાર પછી શ્રીફળ વડે ૬૪ અર્ઘ આપવા તથા શુદ્ધ નાળીયેર થકી મહાલક્ષ્મીને અર્ઘ આપવો અને પછી મધરાત્રે સ્વસ્થ થઈ મહાલક્ષ્મીને પાયસ નૈવેદ્ય કરવું અને રાત્રે ગીતને વાજીત્ર શબ્દ યુક્ત જાગરણ કરવું. હે રાજા, પ્રાતઃકાળમાં બીજા દીવસે સ્નાન કરી શુદ્ધ થઇ સુખ શયન પુછવું અને પછી લક્ષ્મી નારાયણને વસ્ત્ર પેહેરાવવાં આ વ્રત હું સોળ વર્ષ સુધી કરીશ. માટે વિષ્ણુ સાથે શ્રીમાલ લક્ષ્મી અમારા સાનિધ્યામાં રહો. આ પ્રમાણે બોલી પુજન પૂર્વક નૈવેદ્ય કરાવી, છેવટે ક્ષમા માગવી. લક્ષ્મીનારાયણ દેવ તથા કુસુમાયુદ્ધ હે મહારાજ મને પ્રસન્ન થાઓ અને સિદ્ધિ આપનારા થાઓ. હે રાજા ત્યાર પછી સોળ વર્ષ થયે લક્ષ્મી યુક્ત નારાયણની મુર્તિ એક પલ સોનાની કરાવવી અથવા અડધા પલની કરાવવી અને તેનું વિધિ પૂર્વક પૂંજન કરી તે બ્રાહ્મણને આપી દેવી અને ત્યાં પ્રાર્થના કરવી કે હે સ્વામિ આ વ્રત મેં સોળ વર્ષ કર્યું માટે એ વ્રત વડે નિરંતર મને લક્ષ્મી યુક્ત નારાયણ પ્રસન્ન થાઓ. પૂર્વ દીવસે અષ્ટમીની રાત્રે અરધ ભાગમાં શ્યામ મૂર્તિ ભગવાન તથા અડધા ભાગમાં ચન્દ્ર સરખા ઉજ્વલ લક્ષ્મીજીનું પૂજન કર્યું છે તેમાં કાંઈ પણ શંકા ન રાખવી. હે રાજા આવી રીતે પૂર્વે મહા લક્ષ્મીનું વ્રત મનુષ્યોને સિદ્ધિ આપનારૂ અંબરીષ રાજાને વિષ્ણુયે કહ્યું હતું. માટે આ લક્ષ્મીનું વ્રત જે કોઈ યથા શાસ્ત્ર કરે છે તેને મોટા પાપ પણ તત્કાલ નાશ પામે છે. આ વ્રતના પ્રભાવ થકી રત્તિ દેવ નામનો રાજા પશુ ઘાત થકી ઉત્પન્ન થયેલા પાપ

થકી મુક્ત થયો એવું અમે સાંભળ્યું છે આ કહેવાતું શુભ વ્રત જે કોઇ માણુસ સાંભળશે હે રાજા તેના ઘરમાં દરિદ્રતા કોઇ દીવસ થવાનીજ નથી.

इति श्री स्कन्दपुराणे एकाशिति साहास्र्यां संहितायां तृतीयपरिच्छेदेब्राह्मविभागे श्रीमालमाहात्म्ये महालक्ष्मीव्रत नाम पञ्चषष्ठितमोऽध्यायः

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મવિભાગમાં શ્રીમાલ માહાત્મ્યમાં મહા લક્ષ્મી વ્રત નામનો અધ્યાય ૬૫ મો. પૂર્ણ થયો.

## ॥ अथ षट्षष्ठितमोऽध्यायः ॥

અધ્યાય ૬૬ મો.

### ॥ मांधातोवाच ॥

यत्त्वयाभिहितोब्रह्मन्यावत्परीक्षितोन्नृप
तावद्वैवस्वतीदिव्यामूर्तिःस्थास्यातिभूतले ॥ १

यातायामथतस्यांतुमूर्तौतिग्मद्युतेर्दिवम्
नष्टेषुसर्वरत्नेषुकलौप्राप्तेसुदारुणे ॥ २

कथंश्रीमालिनोविप्रावर्तिष्यन्तेतपोधन
सर्वमेतन्ममाचक्ष्वात्रिकालज्ञोभवान्यतः ॥ ३

માંધાતા—હે બ્રહ્મન્ જ્યાં સુધી પરિક્ષિત રાજા થશે ત્યાં સુધી સૂર્યની દિવ્ય મૂર્તિ જગતમાં રહેશે એવું જે કહ્યું અને તે સૂર્યની મૂર્તિ જ્યારે સ્વર્ગમાં જશે અને કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે સર્વ રત્નોનો નાશ થશે ત્યારે હે તપોધન શ્રીમાલિ બ્રાહ્મણો કેમ વર્તશે તે મને સઘળું કહો કારણ કે તમો ત્રિકાલ જાણનારા છો.

## ॥ वसिष्ठ उवाच ॥

एतत्पुरामहाराजपुलस्त्योमुनिसत्तमः
ययातेःकथयांमासश्रीमालेवसतोऽखिलम् ॥ ४
तत्तेऽहंकथयिष्यामिसर्वंवृत्तमशेषतः
शृणुचैकमनाराजन्भविष्यद्ज्ञानमुत्तमम् ॥ ५
कश्यपस्यकुलेजातःकाश्यपोभून्महातपाः
विषापहारिणीविद्यातेनप्राप्तामहेश्वरात् ॥ ६
करिष्यतस्तपस्तस्यश्रीमालेचिरजीविनः
अन्तर्हितानिरत्नानिभविष्यन्तिकलेर्वशात् ॥ ७
अथसनिर्धनंदृष्ट्वाश्रीमालंदेववत्सलम्
चिन्तयिष्यतिविप्रर्षिर्निर्विण्णोथमुहुर्मुहुः ॥ ८
एतत्तद्देवविप्राणांश्रीमालंदेवपत्तनम्
यत्पुराश्रीसमादेशान्निर्मितंविश्वकर्मणा ॥ ९
निहितानिधयोयत्रस्वयंदेव्यास्तथाश्रिया
इच्छाप्रदायिनीयत्रश्रीरेवासीत्स्वयंकिल ॥ १०
एतत्तद्देवविप्राणांश्रीमालन्नामपत्तनम्
क्षीरोदमथनाज्जातायत्रश्रीस्थितिमातनोत् ॥ ११
एतत्तद्देवविप्राणांश्रीमालन्नामपत्तनम्
यत्रोर्व्याखनमानायांपुरारत्नानिनिर्ययुः ॥ १२
अधुनैतत्प्रपश्यन्तःकष्टंजीवामहेवयम्
दुःखितंसर्वतोहन्तघोरेप्राप्तेकलौयुगे ॥ १३

नाक्रियन्तेतथायागास्तथाद्दानंनदीयते
तथामहोत्सवानस्युःश्रीमालेदेववत्सले ॥ १४
यतिष्येतदहंनूनंअधुनाक्रिययातया
यथाश्रीमालमापूर्णमेतद्रत्नैर्भविष्यति ॥ १५
यावत्कलियुगंघोरंवर्तयिष्यन्तिद्विजातयः
मयाकृतानिवित्तानिभुञ्जानाइतेरतरम् ॥ १६

**વશિષ્ઠ—**હે મહારાજ પૂર્વે આ વાત શ્રીમાલમાં રહેનારા પુલસ્ત્ય મુનિ યથાતિ રાજાને કહેતા હતા. તે સઘળી વાત સંપૂર્ણ હું તને કહીશ, માટે હે રાજન્ એક ચિત્ત રાખી ઊત્તમ ભવિષ્યત્ જ્ઞાન તું સાંભળ. કસ્યપ ૠષિના કુટુંબમાં કાશ્યપ નામે મહાતપસ્વી પુરૂષ ઊત્પન્ન થયો અને તેણે શંકર પાસેથી ઝેર ઊતરવાની વિદ્યા મેળવી. ત્યાર પછી ચીરંજીવ તે ૠષીને તપ કરતાં કરતાં કલિયુગને લીધે સઘળાં રત્નો ગુપ્ત થઈ જશે. એ પછી તે ૠષિ દેવને વહાલું શ્રીમાલનગર નિર્ધન જોઈ દુઃખ પામી વારંવાર તે બ્રાહ્મણ વિચાર કરશે જે પૂર્વે લક્ષ્મીની આજ્ઞાથી વિશ્વકર્માયે નિર્માણ કર્યું હતું તે બ્રાહ્મણોનું દેવનું નગર શ્રીમાલ આજ છે. તેમજ જ્યાં દેવી લક્ષ્મીજીયે પોતાની મેળે નિધિ ( ભંડાર ) ભરેલા અને મનોરથને પરિપૂર્ણ કરનારી લક્ષ્મીજી જ્યાં પોતે રહેતી હતી, તે બ્રાહ્મણોનું શ્રીમાલનગર આજ છે, કે જે ઠેકાણે ક્ષીરસમુદ્રના મંથનથી ઊત્પન્ન થયેલાં લક્ષ્મીજી સ્થિતિ કરતાં હતાં જે ઠેકાણે પૃથ્વી ખોદતાં રત્ન નિકળતાં હતાં તે આ બ્રાહ્મણોનું શ્રીમાલનગર હાલમાં એને જોરાના અમો જીવીયે છીયે એ કષ્ટ છે. અરે ઘોર કલિયુગ આવ્યાથી સઘળેથી દુઃખી તેમ યજ્ઞ કોઈ કરતું નથી. દાન કોઇ આપતું નથી અને દેવને પ્યારૂ એવા એ શ્રીમાલનગરમાં મહોત્સવ પણ થતા નથી. તેથી નીશ્ચે હું હાલમાં તેવી ક્રિયા વડે યત્ન કરીશ કે જે પ્રમાણે શ્રીમાલનગર રત્નથી ભરેલું થશે અને જ્યાં સુધી ઘોર કલિયુગ હશે ત્યાં સુધી મેં કરેલા દ્રવ્યને પરસ્પર ભોગવનાર બ્રાહ્મણો વર્તન કરશે.

## ॥ वसिष्ट उवाच ॥

एवंचिन्तयतस्तस्यव्योमगावाग्भविष्यति
मेघदुंदुभिगम्भीराकोकीलाकलभाषिणी ॥ १७

चिन्तामिमांमुनेमुंचयाहिवेहास्तिनंपुरं
अद्यप्रभृतिकोदष्टंशृंङ्गिशापात्परीक्षितम् ॥ १८
महेश्वरेणमन्त्रेणाविषंतस्याशुनाशय
प्रसन्नःसतुभूपालश्चिन्तांतेव्यपनेष्यति ॥ १९

વશિષ્ટ—આવી રીતે વિચાર કરનાર તે રૂષિને મેઘના દુંદુભિથી ગંભીર અને કોયલના સરખી મધુર વાણીવાળી આકાશ વાણી થશે. હે રૂષિ આ ચિંતા છોડી દે અને હસ્તિનાપુર જા. આજથી શૃંગીના શાપને લીધે પરીક્ષિત રાજાને સર્પ કરડેલોછે માટે શંકરના મંત્ર વડે તેનું ઝેર જલદીથી નાશ કરૂ અને તેથી પ્રસન્ન થયેલો તે પરીક્ષિત રાજા તારી ચીંતા મટાડશે.

## ॥ वसिष्ट उवाच ॥

एवंनिशम्यसमुनिकाश्यपोविषनाशकृत
पाण्डवेयपुरंशिष्यैःसहशीघ्रंप्रयास्यति ॥ २०
मत्वाऽथतमथगच्छन्तंकालाकृष्टःसतक्षकः
दत्वाबहूनिरत्नानिमुनिंव्यावर्तयिष्यति ॥ २१
तर्पयिष्यन्तितैरत्नैःश्रीमालमथकाश्यपः
सुहृदांनृपसर्वेषांकरिष्यतिमुदायुताः ॥ २२
सप्ताहादशसंदष्टंतक्षकेणपरीक्षितम्
निशम्यकाश्यपोराजन्विद्वाननुशयिष्यति ॥ २३
हन्तरत्नैःपरिक्रीतःपाण्डवेयोमहीपतिः
यन्मयाधर्मधौरेयस्तदेतद्गर्हितंकृतम् ॥ २४
अस्थिराणिसुरत्नानिगृहीतानिफणीश्वरात्
जीवयित्वामृतंभूपंनयशःस्थिरमर्जितम् ॥ २५
असामान्यप्रभावापिसाविद्याप्यर्थतांव्रजेत
ययाविश्वचमत्कारिमाकारिकिमपिक्षितौ ॥ २६
अनयाविद्ययाराज्ञिमयादत्तंनजीवितम्

चिरकालोपभोग्यंवैबंधुभ्यानार्पितंधनम ॥ २७
किंकरोमिकगच्छामिकथंशान्तिर्भवेन्मम
इतिचिन्ताभिभूतस्यतस्यसंपत्स्यतेमतिः ॥ २८
विद्याराज्ञीमभावेनकरिष्यामितथाधुना
यथाभवेत्स्थायिकीर्तिर्बंधूनांचाक्षयंधनम् ॥ २९

**વશિષ્ઠ**—આ પ્રમાણે સાંભળી તે વિષનો નાશ કરનાર કાસ્યપ શિ-ષ્યો સાથે જલદીથી હસ્તિનાપુર તરફ પ્રયાણ કરશે. એ પછી જનારા તે કાસ્યપ રૂષિને કાલને લીધે કરડેલો તે તક્ષત માન દઈ બહુ રત્ન આપી પાછો વાળશે એ પછી 'કાસ્યપ તે રત્નો વડે શ્રીમાલને' તૃપ્ત કરશે ને હે રાજા સઘળાં સંબંધીયોને હર્ષવાલાં કરશે. એ પછી સાત દીવસે તક્ષકે ક-કરડેલ પરીક્ષિતને સાંભળી હે રાજા વિદ્વાન કાસ્યપ પશ્ચાત્તાપ કરશે. અરે જે મેં ધર્મધુરંધ પાંડુનો પૌત્ર રાજા પરિક્ષિત રત્નો વડે વેચાતો લીધો. ( રત્ન લઇ પાછો વળ્યો ) તે મેં નિંધ કામ કર્યું. તક્ષક પાસે અસ્થિર રત્નો ગૃહણ કર્યા પરંતુ મરેલા રાજાને જીવાડી સ્થિર યશ સંપાદન ન કર્યું જેનો સામાન્ય પ્રભાવ નથી એવી તે વિદ્યા પણ અર્થપણાને પામે છે. જે વડે જગતમાં વિશ્વને ચમત્કાર બતલાવનારે કામ કરાયું નથી, એ વિદ્યાવડે મેં રાજાને જીવિત ન આપ્યું તેમ ઘણા વખત સુધી ભોગવાય એવું દ્રવ્ય પણ બંધુઓને આપ્યુ નહીં, માટે શું કરૂં ક્યાં જાઉં અને મને કેમ શાંતિ થાય ? આ પ્રમાણે ચિંતામાં મગ્ન થયેલા તે રાજાને બુદ્ધિ ઊત્પન્ન થશે. આ સમર્થ વિદ્યાના પ્રભાવવડે હાલમાં તે પ્રમાણે કરીશ કે જેથી સ્થિર કીર્તિ અને બંધુઓને અક્ષયધન મલશે.

## ॥ वसिष्ठ उवाच ॥

एवंविचिन्त्यराजेन्द्रश्रीमालीकाश्यपोमुनिः
तत्रोपविष्टान्विपुलान्स्वशिष्यानिदमब्रवीत् ॥३०॥

**વશિષ્ઠ**—હે રાજેંદ્ર આ પ્રમાણે વિચાર કરી શ્રીમાલી કાસ્યપમુનિ પાસે બેઠેલા બહુ પોતાંના શિષ્યોની પ્રત્યે આ પ્રમાણે બોલ્યો.

## ॥ काश्यपउवाच ॥

कथंसकौरवोराजातक्षकेणफणाभृताः
दष्टःकालवशाद्विप्रास्तंप्रकोप्यतुशृङ्गिणम् ॥ ३१
चिरन्तनकृतारक्षाकुत्रासीत्सनरेश्वरः
तन्मेतच्चकथयततस्यवृत्तंमहात्मनः ॥३२॥

કાશ્યપ—હે બ્રાહ્મણો કાલના વશથી તે શ્રૃંગિ રૂષિને કોપાવી તે પરીક્ષિત્‌ને રાજા કૃણી. તક્ષકે કેમ કરડયો અને ઘણા વખત સુધી જેને રક્ષણ કરેલું છે એવો તે રાજા ક્યાં છે. તે સઘળું મહાત્મા તે રાજાનું વૃતાન્ત મને કહો.

## ॥ वसिष्ट उवाच ॥

इत्युक्तास्तेचविद्वांसःशिष्याःपरीक्षितस्यच
सर्वंनिवेदयिष्यन्तिवृत्तंजातंतुतत्रवै ॥ ३३

વશિષ્ઠ—આ પ્રમાણે પુછેલા તે વિદ્વાન્ શિષ્યો પરીક્ષિત રાજાનું સઘળું વૃતાન્ત ત્યાં જે થયું તે નિવેદન કરતા હતા.

## ॥ शिष्याऊचु ॥

अयंसरोविनिमार्यशृङ्गिशापभयान्नृपः
उपर्युपरिविस्तीर्णाःशीलावह्नीन्यवेशयत ॥ ३४
तत्रैकंसुरम्यंस्तम्भंकारयामासभूपतिः
तस्योपरिगृहंरम्यंसौवर्णकलशान्वितम् ॥ ३५
नीरन्ध्रसंधिहीनंचनिरपेक्षंपरीक्षितः
ओषधीचन्दनालिप्तंमान्त्रिकैपरिमन्त्रितम् ॥ ३६
पाण्डवेयोन्नृपस्नात्वास्वयंतस्योपरिस्थितः

कण्ठेगारुडरत्नानांस्रजंकृत्वाविषापहाम् ॥ ३७
पदिकालम्बमानायादत्तालोहमयीत्रिवृत्
अन्तरालेनृपश्रेष्ठस्तम्भस्यचगृहस्यच ॥ ३८
सरस्तःपरितोमुक्तारक्षपालाःसहस्रशः
वर्जयित्वाद्विजश्रेष्ठान्नभवेद्राजदर्शनम् ॥ ३९
यतस्तेवैमहात्मानोधर्माधारामनीषिनः
फलमादायपश्यन्तिसर्वत्रब्रह्मचारिणः ॥ ४०
तस्यैवंवर्तमानस्यतदागात्सप्तमंदिनम्
पाण्डवेनमर्तव्यंतक्षकाद्यत्रभूभुज ॥४१॥
अथतस्यदिनस्यान्तेलम्बमानेदिवाकरे
आत्मानंदर्शयामासप्राप्तानांब्रह्मचारिणाम् ॥ ४२
नृपस्तम्भगृहारुढोजीवितोस्मीतिचिन्तयन्
ब्रह्मचारिफलेभ्योर्थनिर्ययौभूमिविग्रहः ॥ ४३
तक्षकःक्रूरकर्मासावदशन्नृपतिंगले
ततोज्वालाविनिष्क्रान्तातक्षकस्यमुखात्तदा ॥ ४४
सहस्तम्भगृहेणैवतंददाहपरीक्षितम्
ज्वालाग्रादथनिर्गत्यतक्षकोहिंगुलद्युतिः ॥ ४५
शंसन्तमिवकुर्वाणोदिवःप्रागोऽमरावतीम्
हाहाकारमहानासीद्दष्टोराजातदाहिना ॥ ४६
शोकश्चसुमहान्लोकेमृतंदृष्ट्वापरीक्षितम्
एतत्तेकथितंब्रह्मन्यथादृष्टःसकौरवः
तवादेशादितःप्राप्तैःदृष्टोऽस्माभिरपिध्रुवम् ॥ ४८

શિષ્યો—હે રાજા, આ શૃંગીના શાપને લીધે તેણે સરોવર બનાવી. તેના ઊપરા ઉપર મોટી બહુશિલાઓ પથરાવી. અને તે રાજાએ ત્યાં એક સુંદર થાંભલો કરાવ્યો તેના ઉપર સોનાના કલશ યુક્ત સુંદર ઘર કરાવ્યું. તથા ગાડું વિષાપહું સાંપ્રિનાનું અને બોલા શિવાયનું તથા

ઓષધી અને ચંદન વડે લીપેલું અને મંત્ર જાણનારાએ મંતરથી મંત્રેલું તે ઘર હતું. પછી તેના ઉપર સ્નાન કરી પાણ્ડુપુત્ર પરીક્ષિત બેઠો અને ગળામાં ઝેરને દુર કરનારી ગારૂડ રત્નની માળા પહેરી. હે રાજા ઘર અને થાંભલાની અંદર પાવટા વાળી લટકતી લોઢાની તેવડી સાંકળ નાંખી હતી અને સરોવરની ચારેતરફ હજારો રક્ષા કરનારા મુક્યા હતા અને બ્રાહ્મણ શિવાય કોઇને રાજાનું દર્શન થતું નહી કારણ કે તે મહાત્માઓ પંડિતો ધર્મના આધાર હતા. ત્યાર પછી ફલ લઇને આવનારા બ્રહ્મચારીયો સર્વ ઠેકાણે. પરીક્ષીતને જોતા હતા. આ પ્રમાણેવર્તનારા તે રાજાને સાતમો દીવસ આવ્યો, હે રાજા, કે જે દીવસે પાણ્ડુપુત્ર પરીક્ષિતને તક્ષકથી મરવુંછે. તે પછી તે દીવસની સાંજે સૂર્ય પશ્ચિમમાં ગયો તે વખતે આવેલા બ્રહ્મચારીયોને પરીક્ષિત રાજા એક સ્તમ્ભ ગૃહમાં બેઠેલો જીવુંછું એમ વિચારી પોતાના દેહને દેખાડતો હતો. એ પછી બ્રહ્મચારીના ફળથી કીડો નીકળ્યો તે આ ક્રૂર કર્મ કરનાર તક્ષક રાજાને ગળે કરડતો હતો. તે વખતે ત્યાર પછી તક્ષકના મુખથી જવાળા નીકળી તે સ્તંભ ગૃહ સાથે તે પરીક્ષિત રાજાને બાળતી હતી. એ પછી હિંગોળીયાના સરખી કાંતિવાળો તક્ષક જવાળા ઋથી નીકળી કાંઈ કહેતો હોય એમ કરતો સ્વર્ગમાં ઇંદ્ર પુરીમાં ગયો. જે વખતે સર્પ રાજાને કરડયો ત્યારે મોટો હાહાકાર થયો અને લોકમાં પરીક્ષિતને મરેલો જોઇ મોટો શોક થયો. હે બ્રાહ્મણ આ પ્રમાણે જેવી રીતે કૌરવ રાજાને સાપ કરડયો ને વાત કહી અને અમે પણ તમારી આજ્ઞાથી અહીથી ત્યાં જઇ એ પ્રમાણે દીઠું.

## ॥ वसिष्ट उवाच ॥

एवंनिशम्यवचनांशिष्याणांसमुनिस्तदा
कलधौत्तंद्रवीकृत्यततोदुम्बरमादरात ॥ ४९
शुक्रशोणितयोर्योगंपरिकल्प्यचाद्दिष्याति
सरोलिखितमेद्रासहराजापरीक्षिता ॥ ५०
विस्वरूपंकरोम्येषश्चिरस्थाप्यंयशश्चवै
यथैवंजीवयिष्यामित्वमंराजापुरास्थितः ॥ ५१
इत्युक्त्वासमुनिशिष्यानूतस्मिन्सरसिकश्यपः
क्षिप्त्वारसंकुशाग्रेणचोत्करिष्यातितत्वतः ॥ ५२

अथतस्मिन्समुत्पन्नेसुचित्रेसुमनोहरे
सर्वेश्रीमालिनोविप्रास्तद्रक्ष्यन्तिकुतूहलात् ॥ ५३
अथतेकाश्यपादेशान्मन्त्रैर्वेदत्रयोद्भृतैः
यावदारोपयिष्यन्तिजीवंतावद्धरिप्रिया ॥ ५४
प्रत्यक्षीभूयभूपालवर्षन्तीकुसुमोत्करान्
एवंश्रीमालिनोविप्रान्महर्षिस्तंचकाश्यपं ॥ ५५
वदिष्यतिभृशंप्रीताविमानस्थानभस्थले ॥ ५६

**वशिष्ठ**—આવી રીતે શિષ્યોનું વચન સાંભળી તે વખતે તે રૂષિ ( ? ) પલાળી અને ત્યારુ પછી ઊમરડાને પલાળી વીર્ય અને લોહી એનો યોગ કરી બોલશે. આ પરિક્ષિત રાજા સાથે સરોવર લખ્યું એને શરીર વિનાનું કરૂછું અને ઘણા વખત સુધી રહે એવી કીર્તિ મેળવુંછું. જેવી રીતે આ રાજા પ્રથમ હતો તેવી રીતે એને જીવાડીશ. આવી રીતે શિષ્યોને કહી તે કાશ્યપ રૂષિ તે સરોવર. દર્ભના અગ્રથી રસ નાખી ખરી રીતે પાછો કહાડશે એ પછી સારૂ સુંદર ચિત્ર ઊતપન્ન થયું એટલે આશ્ચર્યથી સર્વે શ્રીમાલિયો તેનું રક્ષણ કરશે અને એ પછી તે બ્રાહ્મણો ત્રણ વદના મંત્રોથી તેમાં જીવ મુકશે તેટલામાં લક્ષ્મીજી હે રાજા વિમાનમાં બેશી આકાશ માર્ગે ફૂલની વૃષ્ટિ કરતાં કરતાં પ્રત્યક્ષ થશે. અનેપ્રસન્ન થઈ આ પ્રમાણે તે શ્રીમાલી બ્રાહ્મણ તથા કાશ્યપને કહેશે.

## ॥ श्रीरुवाच ॥

परीक्षदेवनृपतिःप्रीणितःकाश्यपत्वया
चित्तमूर्तिःकृतायेनजीवनायशरीरिणाम्
संकल्पोयस्त्वयापूर्वपरीक्षिज्जीवनेकृतः
सोयंमित्थंनमीथ्यासीत्परिकल्पनयातत्र ॥ ५७
वरंवरयभद्रंतेमुनेकाश्यपमाचिरम्
तवतुष्टाप्रदास्यामिनात्रकार्याविचारणा ॥ ५८

**લક્ષ્મી**—હે કાશ્યપ તેં પરીક્ષિત રાજાને પ્રસન્ન કર્યો છે જેણે મનુ-

ષ્યના જીવન સારૂ ચિત્ત મૂર્તિ બનાવ્યો છે. પૂર્વે જે પરીક્ષિતને જીવાડવાનો સંકલ્પ કર્યો છે તે આ આવી તારી કલ્પનાથી મીથ્યા થવાનો નથી. માટે હે મુનિ કાશ્યપ વરદાન માગ વાર ન લગાડ તને પ્રસન્ન થઇ હું આપીશ એમાં વિચાર કરવાનો નથી.

## ॥ काश्यप उवाच ॥

वर्तन्त्यामनयावृत्यादेविश्रीमालिनोद्विजाः
एतत्पारिक्षितंवित्तंख्यातिंगच्छतभूतले ॥ ५९

કશ્યપ—હે દેવિ શ્રીમાલિ દ્વિજો હાલમાં જે વૃત્તિથી વર્તે છે તેજ વૃત્તિથી વરતો અને આ જે રત્ન દ્રવ્ય મેં આણેલું છે તે પારિક્ષિત ( પરિક્ષિત સંબંધી ) દ્રવ્ય એમ જગતમાં પ્રસિદ્ધ થાઓ.

## ॥ देव्युवाच ॥

एतत्पारिक्षितंवित्तंश्रीमालात्प्रचारिष्यति
सर्वत्रापिनसन्देहश्चरित्राणिसतांयथाः ॥ ६०
वर्तितव्यमनेनैवद्विजैःश्रीमालवासिभिः
प्राप्तेकलियुगेघोरेश्रेष्टमेतद्भविष्यतिः ॥ ६१
शुक्रशोणितसंयोगात्पुरुषोयंद्विजोत्तमः
तारोंदुम्बरयोयोगेद्राविणोद्रवमोस्तुच ॥ ६२
द्रवनःपुरुषोयत्रप्रवर्तिष्यतिकाश्यप
नरोगानभयंनाधिस्तद्राष्टेभविष्यति ॥६३॥

દેવી બોલ્યાં—આ પારિક્ષિત વિત્ત શ્રીમાલથી સર્વ ઠેકાણે પ્રસિદ્ધ થશે. જેમ સારા પુરૂષોના ચરિત્ર થાય છે તેમ શ્રીમાળમાં રહેનારા દ્વિજોયે એ વડેજ વરતવું. ઘોર કળિયુગમાં એ શ્રેષ્ટ થસે. ધંતુરા તથા ઊમેડાના સંબંધથી અને શુક્ર અને શોણિતના સંયોગથી આ બ્રાહ્મણ પુરૂષ થયો છે. તે દ્રવીણ અને ઊપદ્રવ શિવાયનો હો.

હે કાશ્યપ જે ઠેકાણે દ્રવન પુરૂષ પ્રવર્તશે તે રાજમાં રોગ ભય આદિ કાંઇ પણ થશે નહીં.

## ॥ वसिष्ट उवाच ॥

अथपरीक्षिन्नृपतिःकाश्यपंप्रतिवक्ष्यति
जीवितोस्मिमुनिश्रेष्टकीर्त्यात्वत्कृतयानया ॥ ६४
सर्वेपारीक्षितायुष्मान्पूजयिष्यन्तिभूभुजः ॥

વશિષ્ઠ—એ પછી પરીક્ષિત રાજા કાસ્યપ પ્રત્યે કહેશે કે હે મુનિ શ્રેષ્ટ તેં કરેલી આ કીર્તિથી હું જીવેલ છું અને સઘળા પરિક્ષિત રાજાઓ (એટલા મારા વંશજો) તમારી પૂજા કરશે.

## ॥ वसिष्ट उवाच ॥

अथदेवीसमाहूतस्तक्षकोवाडवमुखात
श्रीमालमागतःप्रीतोविप्रानेवंवदिष्यति ॥ ६५

વશિષ્ઠ—એ પછી બ્રાહ્મણો પાસે બોલાવેલો તક્ષક શ્રીમાલમાં આવી પ્રસન્ન બ્રાહ્મણોને આ પ્રમાણે કહેશે.

## ॥ तक्षक उवाच ॥

वित्तेनैतेनवर्ततांद्विजाःश्रीमालवासिनः ॥ ६६

તક્ષક—આ દ્રવ્યવડે શ્રીમાલમાં રહેનારા દ્વિજો વૃત્તિ કરજો.

## ॥ वसिष्ठ उवाच ॥

इतिदत्वावरंदेवीपरीक्षिच्चसतक्षकः
यथास्थानंप्रयास्यन्तिश्रीमालंनृपसत्तम ॥ ६७
एवंश्रीमालिनोविप्राःवर्तिष्यन्तेकलौयुगे
यावद्देवीमहालक्ष्मीपूजाप्राप्स्यतिभूतले ॥ ६८
तत्रस्यात्तावदक्षय्यमन्यथाक्षयमेष्यति

एतायापुरुषोंतपत्तिर्भाविनींकथितामया ॥ ६९
शृणुयात्श्रद्धयायुक्तस्तस्यश्रीसर्वतोमुखी ॥ ७०

વશિષ્ઠ—આવી રીતે વરદાન આપી લક્ષ્મીજી પરીક્ષિત અને તે તક્ષક હે રાજા પોત પોતાને સ્થાને જશે. આવી રીતે શ્રીમાળી બ્રાહ્મણો કલિયુગમાં વરતશે. જ્યાં સુધી લક્ષ્મીજી પૃથ્વિમાં પૂજા પામશે ત્યાં સુધી તે જગ્યાયે અક્ષય દ્રવ્ય રહેશે અને તેથી ઊલટું થશે એટલે નાશ પામશે. આ જે આગળ થવાની પુરૂષની ઊત્પત્તી મેં કહી તે જે કોઈ શ્રદ્ધા રાખી સાંભળશે તેને લક્ષ્મીજી આવી મળશે.

इतिश्री स्कंद पुराणे एकाशीति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाल माहात्म्ये भविष्यदुपाख्यानंनाम षट्षष्ठितमोऽध्यायः

આ પ્રમાણે શ્રીસ્કંદપુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મવિભાગમાં શ્રીમાલ માહાત્મ્યમાં ભવિષ્યદુપાખ્યાન નામનો અધ્યાય ૬૬ મો.

---

## ॥ अथ सप्तषष्ठितमोऽध्यायः ॥

### અધ્યાય ૬૭ મો.

### ॥ मांधातोवाच ॥

श्रीमालेवैश्यजातीनांकिंकुलंकाचदेवता
कीदृशञ्चभवेद्विप्रतन्मेकथयसुव्रत ॥ १

માંધાતા—હે સુવ્રત વિપ્ર, શ્રીમાલમાં રહેનાર વૈશ્ય જાતિનું શું કુલ અને કુલ દેવતા કોણ અને કેવી રીતે તે મને કહો."

## ॥ वसिष्ठ उवाच ॥

शृणुराजन्मवक्ष्यामिवैश्यानांकुलदेवता
पुरात्रेतायुगेराजन्हरिदाससंज्ञकोवणिक् ॥ २
कौशिकसुगोत्रेचोत्पन्नोधनवान्श्रीनिकेतने
वयसाजरठोजातःसन्ततिर्विहीनस्तदा ॥ ३
पुत्रशोकेनदुःखार्तोनस्थितिलभतेसदा
सत्वाराधयामासदेवींसंतानहेतवे ॥ ४
गन्धपुष्पादिकमलैर्भक्तिभावेनसंयुतः
गतोवर्षस्त्रिमासाश्चपूजनेतस्यतुन्रूप ॥ ५
एकदादीवसेराजन्मध्यरात्रेविनिर्गते
प्रत्यक्षाभूत्महालक्ष्मीदेवीचकमलाश्रया ॥ ६
कमलैस्तोषिताराजन्परितुष्टावरंददौ ॥ ७

**वशिष्ठ—**હે રાજન્ વૈશ્યની કુલ દેવતા કહુંછું તે તું સાંભળ. પૂર્વે ત્રેતા યુગમાં કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલો લક્ષ્મીવાન્ હરિદાસ નામનો વાણીયો શ્રીમાલ નગરમાં હતો તે સંતતિ વિનાનો જ ઘરડો થયો. તે વખતે પુત્ર નહીં થવાના શોકથી દુખ પામેલો તે કોઇ ઠેકાણે સ્થિતિ પામતો નહતો. તે સંતતિ માટે ભક્તિ ભાવ વડે નિયમિત થઇ ગંધ પુષ્પ અને કમલ વડે દેવીનું આરાધન કરતો હતો. હે રાજા, આવી રીતે પુજા કરતાં તેને એક વર્ષ અને ત્રણ માસ વહી ગયા. હે રાજન્, એક દીવસે મધ્ય રાત્રીના સમયમાં કમલમાં રહેનાર મહાલક્ષ્મી દેવી પ્રત્યક્ષ થયાં. હે રાજન, કમલના પૂજનથી પ્રસન્ન થયેલી દેવીએ તેને વરદાન આપ્યું.

## ॥ कमलोवाच ॥

वरंवरयभोपुत्रयत्तेमनसिवर्तते
कमलेनतोषिताहंतेपरितुष्टाददामिवै ॥ ८

**કમલા—**હે પુત્ર તારા મનમાં જે હોય તે વરદાન માગ. કમલ વડે

ખુશી થયેલી હું પ્રસન્ન થઈ તને તે આપીશ.

॥ वैश्यउवा ॥

यदितुष्टासिहेमातर्वरमेकंचदेहिमे
पुत्रोत्पत्तिर्नमेमातःसाचदेयात्वयानघे ॥ ९

વૈશ્ય—હે માતા જો તમે મારાપર પ્રસન્ન થયાં હો તો મને એક વરદાન આપો. હે માતા મને પુત્ર નથી માટે હે અનઘે તે આપો. ૯

॥ देव्युवाच ॥

पुत्रोत्पत्तिश्चहेवत्सभविष्यतिनिरंतरम्
आश्विनेशुक्लपक्षेचह्यष्टम्यांचविशेषतः ॥ १०
बलिदानेनसंयुक्तांविवाहशुभकार्ययोः
ममपूजांकरिष्यन्तिकुलेवृद्धिर्भविष्यति ॥ ११

દેવી—હે પુત્ર, તને નિરંતર પુત્ર ઉત્પત્તિ થશે. આશ્વિન માસમાં શુક્લ પક્ષમાં તથા વિશેષે કરી આઠમને દીવસે તથા વિવાહ અને શુભ કાર્યમાં બલિદાન યુક્ત જે માણસ મારી પૂજા કરશે, તેના કુલની વૃદ્ધિ થશે. ૧૦–૧૧

॥ वैश्यउवाच ॥

ममकुलेचहेमातःसदात्वंकुलदेवता
तवपूजांकरिष्यामिविवाहशुभकार्ययोः ॥ १२

વૈશ્ય—હે માતા મારા કુલમાં તું નિરંતર કુલ દેવતા છે અને વિવાહ તથા શુભ કાર્યમાં હું તમારી પૂજા કરીશ. ૧૨

॥ वसिष्ठ उवाच ॥

वैश्यायस्तुवरंदत्वादेवीरन्तर्दधौनृप

वैश्योपिहर्षमापन्नःपुत्रशोकान्निवर्त्तते ॥ १३
एवंकौशिकगोत्रेतुकमलाभूत्कुलदेवता
शृणुराजन्प्रवक्ष्यामिकथांपौराणिकांशुभाम् ॥ १४
औपमन्यवकुलेजातोवैश्योनामाधनुर्धरः
तस्यभार्याशुभाराजन्मृतवत्सासदैवहि ॥ १५
तस्याःपुत्रानजीवन्तिसर्पदष्टाम्मृताःपुन
पञ्चवर्षेजीवन्बालःसर्पदष्टोमृतोनृप ॥ १६
धनुर्धरसुतासर्वेसर्पदष्टामृतावहु
धानुर्धरातदाभार्यापुत्रशोकेनविह्वला ॥ १७
देहेनचकृशाजाताएवंचिन्तयतिहृदि
किंकरोमिक्वगच्छामिकस्यवाकथयाम्यहम् ॥ १८
पूर्वजन्मकृतांकिंचित्सर्वदंशोसुतेषुमे
रक्षकोमत्पुत्राणांत्रिलोकेपुनदृश्यते ॥ १९
पुत्रंविनागतिर्नास्तिकुलच्छेदोभवेन्मम
नाथोपिजर्जरीभूतोवयसाभवतिमम ॥ २०
पुत्रोत्पादंनकार्यन्तुकरिष्यामिनिरन्तरम्
नागिन्याःकुलदेव्यावैराधनंचकरिष्यती ॥ २१
नागिनीचश्रियाःश्रेष्ठासिद्धापुत्रदायिनी
देवीविनापुत्रपालोनैवपश्यामिकुत्रचित् ॥ २२

વશિષ્ઠ—હે રાજા, વૈશ્યને વરદાન આપી દેવી અન્તરધ્યાન થયાં અને વાણિયો પણ હર્ષ પામી પુત્રના શોકથી નિવૃત્તિ પામ્યો. આ પ્રમાણે કૌશિક ગોત્રમાં કમલાદેવી કુલ દેવતા થયાં. હે રાજન્, હું તને એક પુરાણની શુભ કથા કહુંછું તે સાંભળ. ઔપમન્યવ ગોત્રમાં ધનુર્ધર નામનો એક વૈશ્ય ઊતપન્ન થયો હતો. હે રાજા, તેની સ્ત્રી શુભા નામની હતી તે નિ-રંતર મૃતપુત્રા હતી તેને છોકરા જીવતા નહતા, અને તે છોકરાને સાપ કરડવાથી મરી જતા હતા. હે નૃપ, પછી એક છોકરો પાંચ વર્ષ સુધી જીવી સાપ કરડવાથી મરી ગયો. આવી રીતે ઘણી વખત બધા

છોકરા સાપ કરડવાથી મરણ પામ્યા. તે વખતે ધનુર્ધરની સ્ત્રી પુત્રના શોકથી વિહ્વલ બની ગઇ અને મનમાં હું શું કરૂં ક્યાં જાઉં અથવા આ વાત કોને કહું એમ વિચારમાંને વિચારમાં સુકાઇ ગઇ. મે પેલાજન્મમાં શું કર્યું છે કે મારા પુત્રને સાપ કરડે છે! મારા છોકરાનું રક્ષણ કરે એવો ત્રણ લોકમાં કોઈ જણાતો નથી. પુત્ર વિના મારી ગતિ નથી અને મારા કુલનો નાશ થાય છે અને મારા પતિ પણ ઊમરને લીધે દીવસે દીવસે ઘરડા થાય છે. માટે નાગિની કુલ દેવતાનું આરાધાન કરી પુત્રોત્પાદન કાર્ય કરીશ કારણ કે શ્રીમાલ નગરમાં નાગિની દેવી પુત્ર આપનારી છે એમ પ્રસિદ્ધ છે. દેવી વિના પુત્રનું રક્ષણ કરનાર કોઇ ઠેકાણે હું દેખતી નથી.

## ॥ वसिष्ठ उवाच ॥

एवंचिन्तयन्तीराजन्याचभार्याधनुर्धरा
नागिन्यायत्रस्थानंचसातुतत्रैवगच्छति ॥ २३
तत्रगत्वानृपश्रेष्ठपूजयामासनागिनीम
निराहारायतात्मातुदेवीपूजनतत्परा ॥ २४
पुष्पैर्धूपैश्चनैवेद्यैःपुत्रकामेनपूजिता
एवंगतेमासषट्केप्रत्यक्षाभूज्जनेश्वरी ॥ २५

**વશિષ્ઠ**—હે રાજન્, આવી ધનુર્ધરની જે સ્ત્રી વિચાર કરતી હતી તે જ્યાં નાગિની દેવીનું સ્થાન હતું ત્યાં ગઇ. હે નૃપ શ્રેષ્ઠ, ત્યાં જઇ ઊપવાસ કરી ઇંદ્રિયો નિયમમાં રાખી દેવીના પૂજનમાં આસક્ત થઇ પુષ્પ ધૂપ નૈવેદ્ય વડે નાગિનીનું પૂજન કરતી હતી. આવી રીતે, છ માસ ગયાં એટલે પુત્રની ઇચ્છાથી પૂજેલાં જગત માતા પ્રત્યક્ષ થયાં.

## ॥ देव्युवाच ॥

वरंवरयकल्याणियत्तेमनसिवर्तते
अहंतुष्टाप्रदास्यामितत्रेप्सितंवरंस्थिरम् ॥ २६

**દેવી**—હે કલ્યાણિ, જે તારા મનમાં હોય તે વરદાન માગ. હું પ્રસન્ન થયેલી તારો ધારેલો નિશ્ચલ વરદાન આપીશ.

## ॥ शुभोवाच ॥

यदितुष्टामयिदेवि वरमेकंददासिमे
बहुपुत्राम्रृतामातःसर्पेनदंशितामम ॥ २७
पुत्रजन्मनिभोमातःकिंकृतंदुष्कृतंमया
येनपुत्रानजीवन्तिरक्षांकुरुसुतेमम ॥ २८

**શુભા**—હે દેવિ, જો તમે મારા ઊપર પ્રસન્ન થયાં હો તો મને એક વરદાન આપો, હે મા, મારા ઘણા પુત્રો સાપે કરડવાથી મરી ગયા. તો હે માતા, મેં પૂર્વ જન્મમાં શું પાપ કર્યું જે પુત્ર જીવતા નથી. માટે મારા પુત્રની રક્ષા કરો.

## ॥ देव्युवाच ॥

पूर्वजन्मनिभोपुत्रिगर्हितंचत्वयाकृतम्
त्वयातेप्रेरितोभर्तासर्पबालान्पुरावधीत् ॥ २९
ससर्पइहहन्तितेपुत्रंजातंशुभानने
कुरुतस्मात्व्रतंपुत्रिसर्पसंतुष्टिकारणम् ॥ ३०
श्रावणेकृष्णपक्षेचकुरुत्वंनागपूजनम्
विवाहेपितृकार्येचकुरुतनागपूजनम् ॥ ३१
तेनपुत्रस्तवाशुचजीवतिकुलवर्धकः ॥ ३२

**દેવી**—હે પુત્રિ, પેહલા જન્મમાં તેં નિંદ્ય કામ કર્યું છે તારો પતિ તારા કહેવાથી પૂર્વે સર્પના બાળકોને મારતો હતો, તે સર્પ હે શુભાનને આ જન્મમાં તારો પુત્ર ઊત્પન્ન થાય છે કે તેને મારી નાખે છે. તેથી હે પુત્રિ, સર્પને સંતોષ પમાડનારૂં તું વ્રત કર. શ્રાવણ મહીનાના કૃષ્ણ પક્ષમાં નાગ પૂજન કર અને તમે તમારા કુટુંબના માણસો વિવાહમાં તથા શ્રાદ્ધમાં નાગનું પૂજન કરો તેથી તારો પુત્ર જલદી જીવશે.

## ॥ शुभोवाच ॥

एवमस्तुचभोदेविकरिष्यन्तिकुलेमम

ममकुलेचभोमातःसदात्वंकुलदेवता ॥ ३३
नागोपिकुलदेवश्चपूजयिष्येनिरन्तरम्
धन्येहमिहसंसारेत्वयादत्तोहिमेसुतः ॥ ३४

શુભા—હે દેવિ, એમ હો અને મારા કુલમાં એમજ કરશે. હે મા, મારા કુલમાં તું નિરંતર કુલદેવતા છે અને નાગ પણ કુલદેવ છે માટે નિરંતર પૂજીશ. આ જગતમાં મને ધન્ય છે કે મને તમે પુત્ર આપ્યો.

## ॥ वसिष्ठ उवाच ॥

एवमुक्तातदादेवीअन्तर्धानपराभवत्
शुभोपिप्राप्तिःपुत्रोविवर्धःकुलवंशकः ॥ ३५
एवंभवेत्तदाराजन्नागिनीकुलदेवता
पुनःश्रृणुप्रवक्ष्यामिवत्सस्यकुलदेवता ॥ ३६
देवीदासोहिवैश्यश्चत्रेतायांसंबभुवतुः
तस्यपुत्रःसुनन्दश्चदेवभक्तिपरायणः ॥ ३७
एकदादिवसेराजन्गतोसदेवदर्शनं
प्रवृतारजनीराजन्आगतःपण्यवर्त्मनि ॥ ३८
एतस्मिन्नन्तरेदृष्टोराक्षसोभीमदर्शनः
कम्पितश्चसुनन्दश्चराक्षसोपितदाग्रहीत् ॥ ३९
रुदन्तंविव्हलैःशब्दैर्मातस्तातइतिबहु
एतस्मिन्व्योममार्गेतुबालागौरीसमागता ॥ ४०
रुदन्तंबालकंदृष्ट्वासंदृष्ट्वराक्षसात्तदा
राक्षसंहन्तिसादेवीबालकंस्वकरंधृतम् ॥ ४१
आश्वास्यसातुतंबालंकथयामासप्रेमतः ॥ ४२

વશિષ્ઠ—આ પ્રમાણે કહેલાં દેવી અંતરધ્યાન થયાં અને શુભા પણ કુલ વંશને વૃદ્ધિ કરનાર પુત્ર પામી. હે રાજા, આવી રીતે એ ગોત્રમાં નાગિની કુલ દેવી થયાં. ફરીથી હું તને વત્સસ ગોત્રની કુલ દેવતા કહુંછું તે

સાંભળ. ત્રેતાયુગને વિષે દેવીદાસ નામનો વાણીયો તથા દેવીની ભક્તિમાં આસક્ત એવો તેનો પુત્ર સુનંદ નામનો હતો. હે રાજા, એક દીવસ તે દેવ દર્શન માટે ગયો હતો એટલામાં રાત પડી અને તે બજારના રસ્તામાં આવ્યો, એટલામાં ભયંકર રાક્ષસ જોયો તેથી સુનન્દ કંપી ઊઠયો એટલે તે વખતે રાક્ષસે હે મા હે બાપ આવી રીતે બહુ રડનાર તે સુનન્દને ભ- ક્ષણ કર્યો એટલાં આકાશ માર્ગે બાળાગૌરી આવતાં હતાં તે રડતા બાલકને રાક્ષસ પાસેથી ખુંચી લઇ હાથમાં પકડી તે દેવી રાક્ષસને મારતી હતી અને પછી છોકરાનું આશ્વાસન કરી પ્રેમ પૂર્વક કહેવા લાગી.

## ॥ देव्युवाच ॥

माभैषीस्त्वंचभोबालमाताहंचतथासुत
बालागौरीतिमन्नाम्नावसन्तीश्रीमिकेतमे ॥ ४३
आगतातत्रभाग्येनकाकतालीयवत्सुत
सखीभिःप्रेषितासङ्घेगच्छबालतवगृहम् ॥ ४४

**દેવી—**હે બાલક, તું બીતો નહી. હે પુત્ર, સખીયોયે સંઘમાં મોકલેલી બાળાગૌરી એવા મારા નામથી શ્રીમાલમાં રહેનારી હું તારી મા તારા ભાગ્યને લીધે કાકતાલીય ન્યાયવડે આવી મળી, માટે હે બાળક તું હવે તારે ઘેર જા.

## ॥ सुनन्दउवाच ॥

नगच्छामिचहेमातर्बलियोग्यत्वयाविना
प्रेषितामातरागच्छसखीभिर्मामकंगृहम् ॥ ४५
कथयत्वचपित्रेमेसर्ववृत्तान्तामीदृशम्
बलिंगृह्यगच्छदेविमा [illegible] हेतवे ॥ ४६

**સુનંદ—**હે માત, બલિ આપવા લાયક તમારા શિવાય હું એકલો નહી જાઊં અને આપને સખીયોયે મોકલેલાં છે તો આપ મારે ઘેર આવો અને આ સઘળી વાત મારા બાપને કહો. હે દેવી પછી મારા ઊ- પર પ્રસન્નતા રહે એટલા સારૂ બલીનું ગ્રહણ કરી આપ પધારો.

## ॥ वसिष्ठ उवाच ॥

देव्याचप्रेरितासखीगत्वागृहंतदा
सौनन्दंसर्ववृत्तान्तंदेवीदासेनिवेदयत ॥ ४७
तच्छ्रुत्वादेवीदासोपिहर्षोत्सवसंयुतः
बलिदानंचकाराशुदेवीतुष्टार्थहेतवे ॥ ४८
मृदङ्गगीतनादेनचकारचोत्सवंबहु
लुटन्अवनीपीठेतुजगामदेवीसंनिधौ ॥ ४९

વશિષ્ઠ—હે રાજા, તે વખતે દેવીયે મોકલેલી સખી ઘેર જઈ સુનંદનું જે વૃતાંત્ત હતું તે તેના બાપ દેવીદાસને કહ્યું. તે સાંભળી દેવીદાસ પણ હર્ષના ઊત્સવ વાલો બની તત્કાલ દેવીની પ્રસન્નતા માટે બળિદાન કરતો હતો અને મૃદંગ ગીત વીગેરે બહુ પ્રકારે ઊત્સવ કરતો હતો. પછી પૃથ્વીમાં આળોટતો આળોટતો દેવી પાસે ગયો.

## ॥ देवीदास उवाच ॥

त्वंमातर्जननीदेवित्वयादत्तोहिपुत्रकः
राक्षसभक्षितंपुत्रंत्वांविनाकोहिरक्षति ॥ ५०

દેવીદાસ—હે મા, તું જનની છે અને આ પુત્ર તેંજ આપ્યો છે, નિકર રાક્ષસે ભક્ષણ કરવા લીધેલો પુત્ર તારા વિના કોણ બચાવે.

## ॥ देव्युवाच ॥

वरंवरयभोपुत्रयत्तेमनसिवर्तते
तुष्टाहंबलिदानेनददामीतिनसंशयः ॥ ५१

દેવી—હે પુત્ર, તારા મનમાં જે હોય તે વરદાન માગ. બલિદાનથી પ્રસન્ન થયેલી હું તને આપીશ એમાં કાંઈ સંશય નહીં.

## ॥ देवीदास उवाच ॥

यदितुष्टासिभोदेविममकुलेरक्षकाभव
कुलदैवतरूपेणतवपूजांशुभादिषु ॥ ९२
वंश्यामेचकरिष्यन्तिसर्वत्रसुखभाविनः ॥ ९३

દેવીદાસ—હે દેવિ, જો પ્રસન્ન થયાં હો તો મારા કુલનું રક્ષણ કરો અને તમારી પૂજા વિવાહાદિ શુભ કાર્યમાં દરેક ઠેકાણે સુખની ઇચ્છા રાખનારા મારા વંશજો કરશે.

## ॥ वसिष्ठ उवाच ॥

एवमस्तुवणिकश्रेष्ठदेवीचान्तर्दधौनृप
अन्वितोवैश्योदेव्याचहर्षयुक्तोगमत्गृहम् ॥ ९४
इदंकुलादिमाहात्म्यंकथितंतेमयानघ ॥ ९५

વશિષ્ઠ—હે નૃપ, હે વાણીયા, એ પ્રમાણે થશે એમ કહી દેવી અંતરધ્યાન થયાં અને દેવીયે માનેલો એવો વૈશ્ય પણ હર્ષ યુક્ત બની ઘેર ગયો. હે અનઘ આ કુલ વિગેરે મહાત્મ્ય મેં તને કહ્યું.

**इति श्री स्कंद पुराणे एकाशिति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्मविभागे श्रीमाल माहात्म्ये कुल माहात्म्यं नाम सप्तषष्ठितमोऽध्यायः**

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદના બ્રાહ્મ વિભાગમાં શ્રીમાલમાહાત્મ્યમાં કુલ માહાત્મ્ય નામનો અધ્યાય ૬૭ મો પૂર્ણ થયો.



# ॥ अथ अष्टषष्टितमोऽध्यायः ॥

## અધ્યાય ૬૮ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

श्रृणुराजन्प्रवक्ष्यामिकथामेकामनोहराम्
श्रीमालेचश्रियाःक्षेत्रेवसतिचधनोत्कटः ॥ १
लक्ष्मीदासश्चतन्नामाश्रियाभक्तोहितत्परः
तस्यपत्नीविशालाक्षीरम्भानाम्नेतिविश्रुता ॥ २
पतिव्रताचसारंभाभर्तारमनुगच्छति
नगर्भोजायतेतस्यावयेनजरितोपतिः ॥ ३
दुखार्तापुत्रशोकेनसुखंनविन्दतेक्वचित्
भ्रमीभूताचसानारीमनसाचिन्तयन्तीहि ॥ ४
किंकरोमिक्कगच्छामिकस्यवाकथयाम्यहम्
भर्तावृद्धत्वमाप्तोहिपुत्रहीनावयंतथा ॥ ५
कःश्रृणोतिचमेवाक्यंदुःखीभूताभ्रमाम्यहम्
किंकृतंदुःष्कृतंपूर्वेमयापुत्रोनलभ्यते ॥ ६
पुत्रविनागतिर्नास्तिस्वर्गेनैवचनैवच
पुत्रस्योत्पादनंकार्यमन्यथादुर्गतिर्भवेत् ॥ ७
पृच्छामश्चनयंत्वद्यकाश्यपेयगुरोःपुरा
इतीचिन्तयन्तीसातुगच्छतिकश्यपाश्रमम् ॥ ८
नमस्कृत्वाकश्यपायतदारम्भावदन्निजम् ॥ ९

**વશિષ્ઠ**—હે રાજા, તને એક સુંદર કથા હું કહુંછું તે સાંભળ. પૂર્વે શ્રીમાલ નગરમાં ધનવાન્ વાણીયો હતો અને તેનું નામ લક્ષ્મીદાસ હતું તથા તે લક્ષ્મીજીની ભક્તિમાં આસક્ત હતો. તેની સ્ત્રી વીશાલ નેત્રવાળી રંભા એવે નામે હતી. તે પતિવ્રતા રંભા પતિને અનુસરતી હતી. તેને

ગર્ભ રહ્યો નહી અને પતિ ઘરડો થયો તેથી દુખથી પીડા પામી કોઈ પણ ઠેકાણે સુખ પામતી ન હતી. અને ગાંડી થઈ મનમાં વિચાર કરવા લાગી કે હું શું કરૂં કયાં જાઉં અથવા આ દુખ કોને કહું. સ્વામિ ઘરડા થયા અને હું હજુ પુત્ર વિનાની છું. મારૂં વચન કોણ સાંભળે ? હું દુઃખી થઈ ભટકુંછું. મેં પૂર્વ જન્મમાં શું કર્યું છે કે મને પુત્ર થતો નથી ! પુત્ર વિના સ્વર્ગમાં ગતિ નથી તે નથીજ નથી. માટે પુત્ર ઉત્પન્ન કરવો. જો તેમ નહી થાય તો નઠારી ગતિ થશે અને આજ તો કાસ્યપ ગુરૂ પાસે જઈ પુછું. આ પ્રમાણે વિચાર કરી તે કાસ્યપ રૂષિના આશ્રમમાં ગઈ ત્યાં જઈ કાસ્યપને નમસ્કાર કરી, તે રંભા તે વખતે પોતાની વાત કહેવા લાગી.

## ॥ रम्भोवाच ॥

लोकेगुरोकृपालुस्त्वंशास्त्रवेदावदन्तिहि
पतिर्मेजरयावृद्धोमेपुत्रःकथंभवेत् ॥ १० ॥
किंकरोमिचहेब्रह्मन्पुत्रसन्तानहेतवे

રંભા—હે ગુરૂ, તમને વેદ તથા શાસ્ત્ર જગતમાં દયાવાન્ કહે છે, તો મારા પતિ ઘડપણને લીધે વૃદ્ધ થયા છે, તો મને પુત્ર કેમ થાય અને હે બ્રહ્મન્ પુત્ર સંતાન માટે હું શું કરૂં તે કહો.

## ॥ काश्यपउवाच ॥

माशोकंकुरुरम्भेत्वंत्वयिपुत्रोभविष्यति
योगेश्वरीकुलेदेवीकश्यपेपुत्रदायिनी ॥ ११ ॥
राधनंकुरुकल्याणितवगोत्रंचकश्यपम्
तस्मात्तुभ्यंकुलदेवीपुत्रदात्रीभविष्यति ॥ १२ ॥

કાશ્યપ—હે રંભા, તું શોક ન કર. તારે વિષે પુત્ર થશે. કશ્યપ ગોત્રમાં યોગેશ્વરી કુલ દેવી પુત્ર આપનારી કહેવાય છે, તો હે કલ્યાણી તું તેનું આરાધન કર. કારણ કે તારૂં ગોત્ર કાસ્યપ છે તેથી કુલ દેવી તને પુત્ર આપનારી થશે.

## ॥ वसिष्ट उवाच ॥

तच्छ्रुत्वावचनंरंभाकृत्वाकार्यंनिरन्तरम्
देवीमाराधयामासगन्धपुष्पैश्चसंयुता ॥ १३
धूपैर्दीपैश्चनैवेद्यैर्बलिदानेनसंयुतैः ॥
देवीपूजांचकाराशुपुत्रसन्तानहेतवे ॥ १४
एवंप्रयतमानायास्त्रस्त्रिवर्षंगतम्
ततोदेवीप्रसन्नाभूत्प्रत्यक्षापरमेश्वरी ॥ १५

વશિષ્ઠ—તે વચન સાંભળી રંભા દરરોજ પોતાનું નિત્ય કર્મ કરી નિયમ તત્પર થઇ દેવીનું આરાધન કરતી હતી. ગંધ પુષ્પ ધુપ દીપ નૈવેદ્ય અને બલિદાન વડે કરી તત્કાલ પુત્ર પ્રાપ્તિ માટે દેવીનું પૂજન કરતી હતી. આવી રીતે પ્રયત્ન કરનારી તે રંભા ત્રણ વર્ષ અહીં ગયાં ત્યાર પછી પરમેશ્વરી પ્રસન્ન થઇ પ્રત્યક્ષ થયાં.

## ॥ देव्युवाच ॥

भविष्यामितवसुतोबुद्धिमान्सुविचक्षण ॥ १५

દેવી—હે રંભા, તને બુદ્ધિમાન્ ડાહ્યો પુત્ર થશે.

## ॥ वसिष्ट उवाच ॥

तस्यादेव्याःप्रसादेनरंम्भासंतुष्टिमाप्नुयात्
तस्याःकुलेकुलदेवीयोगेश्वरीततोऽभवत् ॥ १६
वणिक्सुवर्णकाराणामन्येषांकुलदेवीतु
गुरोर्गोत्रेचयादेवीयाजमानेपिसाभवेत् ॥ १७
यायाकार्येणसंतुष्टाकार्यंकृत्वाप्रसिद्धितां
एवंहिगोत्रमादेवीकथिताचमयानघे ॥ १८
यांश्रुत्वामानवोभक्त्यासर्वपापैःप्रमुच्यते

વશિષ્ઠ—તે દેવીના વરદાનથી રંભા સંતોષ પામી. ત્યારથી તેના કુલમાં યોગેશ્વરી કુલદેવી થયાં. એ શિવાયના બીજા વાણિયા તથા સોની લોકો કે જેની કુલદેવી શ્રીમાલ પુરાણમાં કહેલી નથી તેની કુલદેવી ગુરૂના કુલમાં જે હોય તે કુલદેવી યજમાનને પણ સમજવી. જે જે કાર્યવડે સંતોષ પમાડાયેલી તે તે કાર્ય કરીને પ્રસિદ્ધ થઈ. આ પ્રમાણે હે નિષ્પાપી રાજા મેં તને ગોત્રની દેવી કહી જે સાંભળવાથી માણસ સર્વ પાપમાંથી મુક્ત થાય છે.

इति श्री स्कंद पुराणे एकाशिति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाल माहात्म्ये कुलदेवीकथनं नाम अष्टषष्टितमोध्यायः ।

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશીહજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાલ માહાત્મ્યમાં કુલદેવી કથન નામનો અધ્યાય ૬૮ મો.

---

## ॥ अथ एकोनसप्ततितमोध्यायः ॥

### અધ્યાય ૬૯ મો.

### ॥ वसिष्ठ उवाच ॥

शृणुराजन्प्रवक्ष्यामिगोत्रादिकुललक्षणम्
देव्यादिकुलदेवाश्चविप्राणांकुलदेवता ॥ १
गोत्रेसनकसेदेवीवरुणाऽनन्दशर्मच
वत्सश्चयक्षदेवश्चजननीलोविनायकः ॥ २
वाल्मिकेश्वरशम्भुश्चआनन्दभैरवोकुले
भारद्वाजेबन्धुक्षणीदेवीचक्षिवशर्मच ॥ ३
दुधिविनायकोदेवोयक्षरामेश्वरःसदा

नवलखेश्वरशम्भुश्चईशानभैरवो कुले ॥ ४
पाराशरेवटयक्षणीच्देवीशर्माचत्रातकः
नर्कविनायकोदेवोयक्षश्चित्रेश्वरःकुले ॥ ५
पारेश्वरशिवोदेवःसिद्धिदाताचभैरवः
कौशिकेकमलादेवीमवशर्मसदाकुले ॥ ६
स्वर्गविनायकोदेवोयक्षकामेश्वरस्तथा
त्र्यम्बकेश्वरशम्भुश्चभैरवःकालएवच ॥ ७
वत्सगोत्रेबालगौरीमित्रशर्माकुलेनृप
गनाग्रिग्रोयक्षदेवोगोवत्सलविनायकः ॥ ८
दुधेश्वरश्चशंम्भुश्चमङ्गलमूर्त्तिस्तुभैरवः
नागिन्यौपमन्यवेस्याद्भूतशर्मावदन्तिच ॥ ९
सिद्धिविनायकोदेवउपयायक्षकस्तथा
भूर्भुवेश्वरुरुद्रश्चभैरवोवटुकोकुले ॥ १०
योगेश्वरीकाश्यपेचभ्रातशर्मनिरन्तरम्
मृत्युविनायकोदेवोयक्षश्चलक्ष्मणेश्वरः ॥ ११
काश्यपेश्वरशम्भुश्चजटिलोभैरवःकुले
गौतमेनिम्बजादेवीदासशर्मकुलेध्रुवम् ॥ १२
साध्यविनायकोदेवोदमयन्तिश्चयक्षकः
चण्डेश्वरमहादेवोभैरवोग्रामपालकः ॥ १३
क्षेमंकरीचशाण्डिल्येशामशर्मवदन्तिच
उदयविनायकोदेवत्रिशूलिचैवयक्षकः ॥ १४
जयेश्वरमहादेवोऽतिताङ्गश्चभैरवः
चन्द्रासेचमहालक्ष्मीनागशर्मशुभंकुले ॥ १५
ढुण्ढिराजगणेशोपिकुलेचदेवयक्षकः
भगुतेश्वरशम्भुश्चभैरवोविजयोकुले ॥ १६

चामुण्डालौडवान्गोत्रेगुप्तशर्मवदान्तिहि
कारिविनायकोदेवोयक्षकश्चवनेश्वरः ॥ १७
भूनेश्वरोमहादेवजुञ्जालभैरवोकुले
खराननामुद्गलेचघोसशर्मवदेत्सुधीः ॥ १८
आर्यविनायकोदेवोहर्यक्षयक्षकस्तथा
गङ्गेश्वरश्चशम्भुश्चभैरवोदेववत्सलः ॥ १९
सुरभिवगस्थलीदेवीदत्तशर्मकपिञ्जले
उभयांविघ्नराजोऽपिदुर्द्धरोयक्षकोनृप ॥ २०
नागेश्वरोमहादेवोरक्ताङ्गभैरवोकुले
हरितसेदत्तचण्डीदेवशर्मशूभंकुले ॥ २१
अर्जुनविनायकोदेवःसूर्ययक्षोवदेद्बुधः
जागेश्वरःशिवोराजन्भैरवोवटपालकः ॥ २२
श्रीमालइष्टशादेवाविप्राणांकुलदेवताः
गोत्रेचतुर्दशेराजन्कथिताश्चपृथक्पृथक् ॥ २३
शर्मगोत्रेऽवटङ्कश्चदेवीरुवश्चयक्षकः
वेदाःप्रवरागणेशश्चभैरवश्चतथानृप ॥ २४
चक्रीचैवप्रदृश्यतेश्रीमालेवसतांद्विजाम्
यद्दृष्ट्वातुविप्राणांकुलंविज्ञायतेध्रुवम् ॥ २५
व्यवहारंचाश्रियाक्षेत्रेचाक्रमध्येप्रवर्तते ॥ २६

तत्रतावश्चक्रीप्रदृश्यते.

## प्रथमश्चक्री..

१ ओझाशल्या २ व्यवाडीमाघे ३ त्रवाडीभोपल ४ त्रवाडी काणोद्रा ५ ओझाटोकर ६ व्यवाडीमेर ॥ २७ ॥

## द्वितीयश्चक्री.

१ त्रवाडीदशोत्तर २ भवाडीअयत्तर ३ वोराजाजडोला ४ व्यासउबलीया ५ व्यासबाकुलीया ६ वोरामंभट ॥ २८

## त्रितीयश्चक्री.

१ त्रवाडीलोहातर २ त्रवाडीसखाउत्र ३ त्रवाडीकाशिपिय ४ त्रवाडीपावडोत्र ५ त्रवाडीउपलिया ६ दवेगोदा ॥ २९

## चतुर्थश्चक्री.

१ जोशीचण्डेशा २ त्रवाडीभीया ३ दवेमनावतर ४ वोरापेटा ५ त्रवाडीटोकर ६ त्रवाडीसंगडा ॥ ३० ॥

## पञ्चमश्चक्री.

१ त्रवाडीटोकर २ त्रवाडीवाकुलिया ३ ओझाभोपल ४ आवस्तीकाणोद्रा ५ त्रवाडीशल्या ६ व्यासमाधे ॥ ३१

## षष्ठश्चक्री.

१ दवेहाडी २ दवेकणेर्या ३ आवस्तीअग्निहोत्री ४ त्रवाडीजोसलिया ५ जोशीपश्चलिया ६ त्रवाडीकर्चण्डा ॥ ३२

## सप्तमश्चक्री.

१ ओझाबाकुलिया २ व्यासभोपल ३ त्रवाडीनारेचा ४ जोशी पांडेचा ५ दवेजबाउआ ६ दवे कोचर ॥ ३३

# अष्टमश्चक्री.

१ जोशी भोपल २ व्यासपुरेचा ३ ओझा नवलखा ४ व्यास नवलखा ५ ठाकुर नरतेचा ६ दवे बेलिया ॥ ३४

# नवमश्चक्री.

१ त्रवाडी उनामडीया २ त्रवाडी वाचडीया ३ दवे फाटीया ४ वोरा किडीया ५ जोशी नरतेचा ६ ओझा वाघलिया ॥ ३५

# दशमश्चक्री.

१ ठाकुर कपिञ्जल २ ठाकुर भिया ३ दवे गौतमीया ४ ओझा आचडीया ५ त्रवाडी वाटमुहालिया ६ त्रवाडी जाजडोला ॥ ३६

# एकादशश्चक्री.

१ दवे पुञ्च्छतोड २ दवे नारेचा ३ दवेपाठक ४ दवे लापसा ५ दवे मुहत्वारमणेचा ६ दवे मटकर ॥ ३७

# द्वादशश्चक्री.

१ दवे उनामणा २ दवे पनोलिया ३ दवे दलवडा ४ दवे द्वितीया ५ दवे पांगानेरीया ६ दवे शांचलवाडिया ॥ ३८

# त्रयोदशश्चक्री.

१ जोशी गौतमीया २ दवे धांधलवाडीया ३ वोरा पण्ड्या ४ दवे वांतर ५ व्यास कोचर ६ दवे कीजीया ॥ ३९

# चतुर्दशाश्वक्री.

१ दवे बातर २ दवे पुराणाचा ३ दवे जीवाणेजा ४ दवे नर्णकोया ५ दवे केलवाडीया ६ दवे खाडीया ॥ ४०

## एतच्चक्रीतुश्रीमालेद्विजानांवर्ततेन्टप

**વશિષ્ઠ**—હે રાજા સાંભળ હું તને બ્રાહ્મણોનું ગોત્ર વિગેરે કુલનું લક્ષણ તથા દેવી વિગેરે. કુલ દેવતા કહુંછું.

૧. શનકસ્ ગોત્રમાં કુલદેવી વરૂણા, શર્મ નંદ, યક્ષ વત્સ, તથા વિનાયક જનનીલા, ભૈરવ આનંદ તથા રૂદ્ર વલ્મિકેશ્વર છે.

૨. ભારદ્વાજ ગોત્રમાં બંધુક્ષણી દેવી, શિવ શર્મ, દુધિ ગણપતિ, રામેશ્વર યક્ષ, નવલખેશ્વર શંકર અને ભૈરવ ઇશાન છે.

૩. પારાશર ગોત્રમાં વટયક્ષણી દેવી, ત્રાત શર્મ, નર્ક વિનાયક, ચિત્રેશ્વર યક્ષ, પારેશ્વર શિવ અને સિદ્ધિદાતા ભૈરવ છે.

૪. કૌશિક ગોત્રમાં કમલા દેવી, ભવ શર્મ, સ્વર્ગ વિનાયક, કામેશ્વર યક્ષ, ત્ર્યંબકેશ્વર શંભુ, તથા કાલ ભૈરવ છે.

૫. વત્સસ્ ગોત્રમાં બાલગૌરી દેવી, મિત્ર શર્મ, ગનપ્રિય યક્ષ, ગોવત્સલ ગણપતિ, દુધેશ્વર શંભુ અને મંગલમૂર્તિ ભૈરવ છે.

૬. ઓપમન્યવ ગોત્રમાં નાગિની દેવી, ભૂત શર્મ, સિદ્ધિ વિનાયક, ઊપયા યક્ષ, ભૂર્ભુવેશ્વર શંકર અને બટુક ભૈરવ કહે છે.

૭ કાશ્યપ ગોત્રમાં યોગેશ્વરી દેવી, ભ્રાત શર્મ, મૃત્યુ વિનાયક, લક્ષ્મણેશ્વર યક્ષ, કાશ્યપેશ્વર શંકર તથા જટિલ ભૈરવ છે.

૮. ગૌતમ ગોત્રમાં નિંબજા દેવી, દાસ શર્મ, સાધ્ય ગણપતિ, દમયન્તિ યક્ષ, ચણ્ડેશ્વર શંભુ અને ભૈરવ ગ્રામપાલક નામે છે.

૯. શાંડિલ્ય ગોત્રમાં ક્ષેમંકરી કુલદેવી, શામ શર્મ, ઉદય વિનાયક, ત્રિશૂલી યક્ષ, જયેશ્વર નામે મહાદેવ, તથા અતિતાગ નામે ભૈરવ છે.

૧૦. ચંદ્રાસ ગોત્રમાં મહાલક્ષ્મી કુલ દેવી, નાગ શર્મ, ઢુંઢિરાજ ગણપતિ, દેવ નામે યક્ષ, પ્રયુતેશ્વર શંકર, તથા વિજય નામે ભૈરવ કુલદેવતા છે.

૧૧. લોડવાન્ ગોત્રમાં ચામુંડા દેવી, ગુમ શર્મ, કારિ વિનાયક, ધનેશ્વર નામે યક્ષ, ભૂતેશ્વર મહાદેવ અને જાંબુલ ભૈરવ કુલદેવતા છે.

૧૨. મુદ્ગલ ગોત્રમાં ખરાનના દેવી, ઘોસ શર્મ, આર્ય ગણપતિ, હર્યક્ષ નામે યક્ષ, ગંગેશ્વર નામે શંભુ, તથા દેવવત્સલ નામે ભૈરવ કુલદેવતા છે.

૧૩. કપિંજલ ગોત્રમાં સુરભિભગસ્થલી નામની કુલદેવી, દત્ત શર્મ, ભિ-ભય વિઘ્નરાજ, દુર્ધર યક્ષ, નાગેશ્વર મહાદેવ, તથા રક્તાંગદ ભૈરવ કુલદેવતા છે.

૧૪. હરિતસ્ ગોત્રમાં દત્તચંડી દેવી, દેવ શર્મ, અર્જુન નામે ગણપતિ, સૂર્ય નામનો યક્ષ, જાગેશ્વર નામે શંકર અને વટપાલક નામે ભૈરવ છે, એમ વિદ્વાન કહે છે.

શ્રીમાલ નગરમાં આ પ્રમાણે દેવો બ્રાહ્મણોના કુલદેવતા છે. હે રાજા, તે ચૌદ ગોત્રમાં જુદા જુદા મેં તને કહ્યા. હે રાજા, તેવી રીતે ગોત્ર, શર્મ, અવટંક, દેવી, યક્ષ, વેદ, પ્રવર, ગણપતિ તથા ભૈરવ અને ચકી શ્રીમાલમાં રહેનારા બ્રાહ્મણોની હું તને કહુંછું કે જે જોવાથી બ્રાહ્મણોનું કુલ નિશ્ચે થાય છે. અને શ્રીમાલ નગરમાં વ્યવહાર પણ ચકી જોઇને થાય છે.

## તેમાં પ્રથમ ચકી બતલાવાય છે.

### ચકી પેહેલી જેમાં નીચે પ્રમાણે છ અટકો છે.

૧ ઓઝા શલ્યા. ૨ ત્રવાડી ગાધે. ૩ ત્રવાડી ભોપલ. ૪ ત્રવાડી કાણોદ્રા ૫ ઓઝા ટોકર. ૬ ત્રવાડી મેર. આ પહેલી ચકીની અટકો.

### ચકી બીજી જેમાં નીચે પ્રમાણે છ અટકો છે.

૧ ત્રવાડી દશોત્તર. ૨ ત્રવાડી અયતર. ૩ વેરા જાજડોલા. ૪ વ્યાસ ડગલીયા. ૫ વ્યાસ બાકુલીયાં. ૬ વેરા ભંભટ. આ બીજી ચકીની અટકો.

### ચકી ત્રીજી જેમાં નીચે પ્રમાણે છ અટકો છે.

૧ ત્રવાડી લોહાતર. ૨ ત્રવાડી સખળેત્ર. ૩ ત્રવાડી કાશિપિય. ૪ ત્રવાડી પાવડોત્ર ૫ ત્રવાડી ઉપલિયા ૬ દવે ગોદા. આ ત્રીજી ચકીની અટકો.

### ચકી ચોથી જેમાં નીચેની અટકો છે.

૧ જોશી ચણ્ડેશા. ૨ ત્રવાડી ભિયા. ૩ દવે મનાવતર. ૪ વેરા પેટા. ૫ ત્રવાડી ટોકર. ૬ ત્રવાડી સંગડા આ પ્રમાણે છઁ અટકો ચોથી ચકીની સમજવી.

## ચકી પાંચમી જેમાં નીચેની અટકો છે.

૧ ત્રવાડી ટોકર. ૨ ત્રવાડી બાકુલીયા. ૩ ઓઝા બોપલ. ૪ આવસ્તી કાણોદ્રા. ૫ ત્રવાડી શલ્યા. ૬ વ્યાસ ગાધે. આ ૭ અટક પાંચમા ચકીની સમજવી.

## ચકી છઠી જેમાં નીચેની અટકો છે.

૧ દવે હાડી. ૨ દવે કણેર્યા. ૩ આવસ્તી અગ્નિહોત્રી. ૪ ત્રવાડી જોસલિયા. ૫ જોશી પંચલિયા. ૬ ત્રવાડી કર્યંણ્ડા. આ ૭ અટક વાળા છઠી ચકીના.

## સાતમી ચકીની અટકો નીચે પ્રમાણે.

૧ ઓઝા બાકુલીયા. ૨ વ્યાસ બોપલ. ૩ ત્રવાડી નારેચા. ૪ જોશી પાંડેચા. ૫ દવે જંપાળીઆ. ૬ દવે કોચર. આ ૭ અટકો સાતમી ચકીની છે.

## આઠમી ચકીની અટકો.

૧ જોશી બોપલ. ૨ વ્યાસ પુરેચા. ૩ ઓઝા નવલખા. ૪ વ્યાસ નવલખા. ૫ ઠાકોર. નરતેચા ૬ દવે બેલિયા. એ પ્રમાણે ૭ અટકો આઠમી ચકીની છે.

## નવમી ચકી.

૧ ત્રવાડી ઊનામડીયા. ૨ ત્રવાડી બાચડીયા. ૩ દવે ફાટીયા. ૪ વોરા કિડીયા. ૫ જોશી નરતેચા. ૬ ઓઝા વાઘલિયા. એ ૭ અટક નવમી ચકીની છે.

## દશમી ચકી.

૧ ઠાકુર કપિંજલ. ૨ ઠાકુર બિયા. ૩ દવે ગૌતમીયા. ૪ આચરિયા ઓઝા. ૫ વાટમુહાલિયા ત્રવાડી. ૬ ત્રવાડી જાજડોલા. આ પ્રમાણે ૭ અટકો દશમી ચકીની છે.

## ચકી અગીયારમી.

૧ દવે પુચ્છતોડ. ૨ દવે નારેચા. ૩ દવે પાઠક. ૪ દવે લાપસા. ૫ દવે મુહત્વારમણેચા. ૬ દવે મટકર. આ ૭ અટક અગિયારમી ચકીની સમજવી.

## ચક્રી બારમી.

૧ દવે ઊનામણા. ૨ દવે પનોલિયા. ૩ દવે દલવડા. ૪ દવે દ્વિતીયા. ૫ દવે પાંચાનેરીયા. ૬ દવે શાંચલવાડીયા. આ ૭ અટકો બારમી ચક્રીની સમજવી.

## ચક્રી તેરમી.

૧ જોશી ગૌતમીયા. ૨ દવે ધાંધલવાડીયા. ૩ વોરા પંડ્યા. ૪ દવે વાંતર. ૫ વ્યાસ કોચર. ૬ દવે કીજીયા. આ ૭ અટક તેરમી ચક્રીની છે.

## ચક્રી ચોદમી.

૧ દવે વાતર. ૨ દવે પુરાણાચા. ૩ દવે જીવાણેજા. ૪ દવે નર્ણેઓયા. ૫ દવે કેલવાડીયા. ૬ દવે ખાડીયા. આ ૭ અટક ચૌદમી ચક્રીની છે.

હે રાજા, શ્રીમાલ નગરમાં બ્રાહ્મણોની આ ચક્રી કહેલી છે.

**शृणुराजन्प्रवक्ष्यामिविप्राणांचहितायवै**
**चतुरशीत्यवटंकागोत्रेगोत्रेपृथक्पृथक्**
**तथाप्रवरवेदाश्चशाखाश्चैवविशेषतः**

હે રાજન્, સાંભળ, બ્રાહ્મણોના કલ્યાણ માટે હું એ ચોરાશી અટક દરેક ગોત્રમાં જુદી જુદી કહુંછું તથા તે દરેક ગોત્રમાં જુદા જુદા વેદ પ્રવર અને શાખા કહું છું તે સાંભળ.

## ॥ सनकस् गोत्रस्य ॥

**त्रवाडी टोकर ओझा टोकर त्रवाडी बाकुलिया व्यास बाकुलिया ओझा बाकुलिया दवे मटकर दवे उनामणा त्रवाडी शांगडा त्रवाडि जेसलिया व्यास डबलीया इत्यवटङ्काःसहोत्र गृच्छमद गार्च्छमद इतित्रयःप्रवराः ऋग्यजुः सामवेदाः आश्वलायनी माध्यन्दिनी कौथमी शाखाश्च**

**૧. સનકસ્** ગોત્રની ત્રવાડી ટોકર, ઓઝા ટોકર, ત્રવાડી બાકુલિયા, વ્યાસ બાકુલિયા, ઓઝા બાકુલિયા, દવે મટકર, દવે ઉનામણા, ત્રવાડી શાંગડા, ત્રવાડી જેસલીયા, વ્યાસ ડબલીયા, એટલી અટકોછે; સહોત્ર, ગૃચ્છમદ અને ગાર્છમદ એ નામનાં ત્રણ પ્રવર છે; રૂગ્વેદ, યજુર્વેદ અને સામવેદ ત્રણ વેદ છે; અને આશ્વલાયની, માધ્યંદિની તથા કૌથમી એવી ત્રણ શાખાઓ છે.

# भारद्वाज गोत्रस्य.

आङ्गिरस बार्हस्पत्य भारद्वाज इतित्रयः प्रवराः ऋग्यजुःसामाथर्ववेदाः आश्वलायनी माध्यन्दिनी कौथुमी स्वान्तरायणी शाखाः ओझा भोपल व्यास भोपल त्रवाडी भोपल जोशी भोपल त्रवाडी उनामडा त्रवाडी भिया त्रवाडी चोषाछर त्रवाडी निणाकोद्या ओझा नवलखा व्यास नवलखा दवे फाडिया दवे नहरेचा वोहोरा पेटा इत्यवटङ्काश्च.

૨. ભારદ્વાજ ગોત્રનાં આંગિરસ, બાર્હસ્પત્ય અને ભારદ્વાજ એ ત્રણ પ્રવર છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ; આશ્વલાયની, માધ્યંદિની, કૌથુમી, સ્વાન્તરાયણી એ ચાર શાખાઓ; ઓઝા ભોપલ, વ્યાસ ભોપલ, ત્રવાડી ભોપલ, જોશી ભોપલ, ત્રવાડી ઉનામડા, ત્રવાડી ભીયા, ત્રવાડી ચોષાછર, ત્રવાડી નિણાકોદ્યા, ઓઝા નવલખા, વ્યાસ નવલખા, દવે ફાડિયા, દવે નહરેચા, વોહોરા પેટા, આટલી અટકો છે.

# ॥ पाराशरगोत्रस्य ॥

वसिष्ठ शक्ति पाराशर इतित्रयः प्रवराः ऋक् सामवेदौ आश्वलायनी कौथुमी शाखे त्रवाडी गाधे व्यास गाधे त्रवाडी नारेचा जोशी जपलिया ओझा चण्डिशा इत्यवटङ्काश्च

૩. પારાશર ગોત્રનાં વશિષ્ટ, શક્તિ અને પારાશર એ ત્રણ પ્રવર; ઋગ્વેદ અને યજુર્વેદ એ બે વેદ; આશ્વલાયની અને કૌથુમી બે શાખા; ત્રવાડી ગાધે, વ્યાસ ગાધે, ત્રવાડી નારેચા, જોશી જેપલિયા, ઓઝા ચંડિશા, એ પ્રમાણે અટકો છે.

# ॥ कौशिकगोत्रस्य ॥

विश्वामित्र देवराज उदल इतित्रयः प्रवराः ऋक्सामवेदौ

आश्वलायनी कौथुमी शाखे ओझाशल्यां त्रवाडीशल्या आवस्ति काणोद्रा जोशी नरत्तेचा त्रवाडी काणोद्रा ठाकुर नरतेचाः इत्यवटङ्काश्च.

૪. કૌશિક ગોત્રના વિશ્વામિત્ર, દેવરાજ, ઉદલ એ પ્રમાણે ત્રણ પ્રવર: ઋગ્વેદ અને સામવેદ બે વેદ; આશ્વલાયની અને કૌથુમી બે શાખાઓ; ઓઝા શલ્યા, ત્રવાડી શલ્યા, આવસ્તિ કાણોદ્રા, જોશી નરતેચા, ત્રવાડી કાણોદ્રા અને નરતેચા ઠાકુર એ પ્રમાણે અટકો છે.

## ॥ वत्ससगोत्रस्य ॥

भृगुच्यवन और्व आप्नवान् जामदग्न इति पञ्चप्रवराः यजुः सामवेदौ माध्यन्दिनी कौथुमी शाखे त्रवाडी दशोत्तरा आवस्ति अग्निहोत्री दवे कणिरिया जोशी पाडेचा त्रवाडी सघाउत्र इत्यवटङ्काश्च.

૫. વત્સસ્ ગોત્રનાં ભૃગુ, ચ્યવન, ઔર્વ, આપ્નવાન્, જામદગ્ન એ પાંચ પ્રવર: યજુર્વેદ અને સામવેદ બે વેદ; માધ્યંદિની અને કૌથુમી બે શાખા; ત્રવાડી દશોત્તર, આવસ્તિ અગ્નિહોત્રી, દવે કણિરિયા, જોશી પાડેચા, ત્રવાડી સધાઉત્ર એટલી અટકો છે.

## ॥ औपमन्यवगोत्रस्य ॥

औपमन्यव इत्येकः प्रवरः सामवेदः कौथुमी शाखा त्रवाडी मेर इत्येकोऽवटङ्कश्च. ॥

૬. ઓપમન્યવ ગોત્રનું ઓપમન્યવ એ નામે એક પ્રવર; સામવેદ; કૌથુમી શાખા; અને ત્રવાડી મેર એ અટક છે.

## ॥ काश्यपगोत्रस्य ॥

काश्यप वत्सानैरुत इतित्रयः प्रवराः सामाथर्व इति द्वौवेदौ

कोथुमी स्वान्तरायणी शाखे त्रवाडी जाजडोला त्रवाडी आर्द्रयाचि त्रवाडी काशमिदवाडिया त्रवाडी वटसुहालिया जोशी चण्डेशा जोशी पावडोत्र जोशी पञ्चलीया वोरा भांभट त्रवाडी लोहर त्रवाडी वाचडीया त्रवाडी करचण्डा वोरा जाजडोला इत्यवटङ्काश्च.

૭. **કાશ્યપ** ગોત્રનાં કાશ્યપ, વત્સા, નૈરૂત, એ ત્રણ પ્રવર; સામવેદ અને અથર્વવેદ એ બે વેદ; કૌથુમી અને સ્વાન્તરાયણી શાખા; ત્રવાડી જાજડોલા, ત્રવાડી આર્દ્રયાંચિ, ત્રવાડી કાશમિદવાડિયા, ત્રવાડી વટસુહાલિયા, જોશી ચંડેશા, જોશી પાવડોત્ર, જોશી પંચલીયા, વોરા ભાંભટ, ત્રવાડી લોહર, ત્રવાડી વાચડીયાં, ત્રવાડી કરચંડા, વોરા જાજડોલા. એ પ્રમાણે અટકો છે.

## ॥ गौतमगोत्रस्य ॥

औतिथ्य आङ्गिरस गौतम इतित्रयः प्रवराः यजुर्वेदः माध्यन्दिदिनी शाखा दवे लंपाउवा दवे शांचलवाडिया ठाकुर लापशा दवे पञ्चतोड दवे गौतम जोशी गौतम इत्यवटङ्काश्च.

૮. **ગૌતમ** ગોત્રના ઓતિથ્ય, આંગિરસ, ગૌતમ, એ ત્રણ પ્રવરછે; યજુર્વેદ; માધ્યંદિની શાખા; દવે લંપાઉવા, દવે શાંચલવાડિયા, ઠાકુર લાપશા, દવે પંચતોડ, દવે ગૌતમ, જોશી ગૌતમ. એ પ્રમાણે અટકો છે.

## ॥ शांण्डल गोत्रस्य ॥

असैल्य देवल शाण्डल इतित्रयः प्रवराः यजुर्वेद इत्येकोवेद माध्यद्निनी शाखा दवे किडीया वोरा किडिया वोरा पेटा धांधलवान्दिया वोरा पण्ड्या इत्यटङ्काश्च.

૯. **શાંડલ** ગોત્રનાં અસૈલ્ય, દેવલ, શાંડલ એ ત્રણ પ્રવર; યજુર્વેદ; માધ્યંદિની શાખા; દવે કીડીયા, વોરા કીડીયા વોરા પેટા, ધાંધલવાડિય વોર પંડયા એ પ્રમાણે અટકો છે.

## ॥ चंद्रास गोत्रस्य ॥

आत्रिया गविष्ठ पूर्णे तीर इतित्रयः प्रवराः यजुः सामवेदौ माध्यन्दिनी कौथुमी शाखे दवे अरणियाहाडी दवे केलवाडिया दवे वांतर जोशीवांतर इत्यवटङ्काश्च.

૧૦. ચંદ્રાસ ગોત્રનાં આત્રિયા, ગવિષ્ટ, પૂર્ણેતીર. એ ત્રણ પ્રવર; યજુર્વેદ અને સામવેદ એ બે વેદ; માધ્યંદિની અને કૌથુમી બે શાખા; દવે અરણિયા હાડી, દવે કેલવાડિયા, દવે વાંતર, જોશી વાંતર એ અટકો છે.

## ॥ लौडवान् गोत्रस्य ॥

आङ्गिरस ओतिथ्य लौडवान् इतित्रयः प्रवराः यजुर्वेदो माध्यन्दिनी शाखा दवे कोचर न्यास कोचर दवे पाठक इत्यवटङ्काश्च.

૧૧. લૌડવાન્ ગોત્રનાં આંગિરસ, ઓતિથ્ય, અને લૌડવાન્ એ ત્રણ પ્રવર, યજુર્વેદ; માધ્યંદિની શાખા, દવે કોચર, વ્યાસ કોચર, દવે પાઠક એ અટકો છે.

## ॥ मुद्गल गोत्रस्य ॥

आङ्गिरस भारम्य मौद्गल इतित्रयः प्रवराः यजुर्वेदो माध्यन्दिना शाखा दवे वाडिया दवे चांपानेरिया दवे द्वितीया दवे गोधा इत्यवटङ्काश्च.

૧૨. મુદ્ગલ ગોત્રનાં આંગિરસ ભારમ્ય, મૌદ્ગલ, એ ત્રણ પ્રવર; યજુર્વેદ; માધ્યંદિની શાખા, દવે વાડીયા, દવે ચાંપાનેરીયા, દવે દ્વિતીયા, દવે ગોધા, એ અટકો છે.

## ॥ कपिञ्जल गोत्रस्य ॥

वसिष्ठ भारद्वाज रुद्रप्रमद इतित्रयः प्रवराः ऋग्यजुः सामवेदा आश्वलायनी माध्यंदिनी कौथुमी शाखाः दवे पनोलिया दवे द-लवटा दवे मुनारमणेचा दवे कुमाणेचा दवे जीवाणेचा दवे खाडिया ठाकुर भिया ओझा वाघलिया दवे मनाउत्र ठाकुर कपिञ्जल इत्यवटङ्काश्च.

૧૩. કંપિંજલ ગોત્રનાં વશિષ્ઠ, ભારદ્વાજ, રુદ્રપ્રમદ, એ ત્રણ પ્રવરઃ ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ એ ત્રણવેદ; આશ્વલાયની માધ્યંદિના અને કૌથુમી શાખાઃ દવે પનોલિયા, દવે દલવટા, દવે મુંત્તારમણેચા, દવે પુમાણેચા, દવે જીવાણેચા, દવે ખાડીયા, ઠાકુરભિયા, ઓઝાવાઘલિયા, દવે મનાઉત્ર, ઠાકુર કપિંજલ એ અટકો છે.

## ॥ हरितसुगोत्रस्य. ॥

हरितसेत्येकः प्रवरः ऋग्वेदः आश्वलायनी शाखा ओझा आचडीया इत्येकोऽवटङ्कश्च.

૧૪. હરિતસ્ ગોત્રનું હરિતસ્ એક પ્રવર, ઋગ્વેદ, આશ્વલાયની શાખા, ઓઝાઆચડીયા એ અટક છે.

तत्र आश्वलायनी शाखा ऋग्वेदस्य यजुर्वेदस्य माध्यन्दि-नीसामवेदस्य कौथुमी अथर्ववेदस्य स्वान्तरायणी चेति ऋग्वेद स्यापस्तम्बसूत्रं यजुर्वेदस्यकात्यायनं सामवेद स्यलाटयायन मथर्व वेदस्यार्वटकञ्चेति.

તેમાં ઋગ્વેદની આશ્વલાયની શાખા, યજુર્વેદની માધ્યંદીની, સામ-વેદની કૌથુમી, અથર્વેદની સ્વાન્તરાયણી, ઋગ્વેદનું આપસ્તંવસૂત્ર, યજુર્વેદનું કાત્યાયન, સામવેદનું લાટયાયન અને અથર્વવેદનું અર્વટક છે.

चतुरशीत्यवटङ्कागोत्राणितुचतुर्दश

मयातेकथिताराजन्श्रीमालेचयथाभवन्

एवंचतुर्वेदाविदाःश्रीमालेतुद्विजावसन्
अष्टौऋग्वेदिकासंख्याषट्विंशतिस्तुयाजुषी
पञ्चोनाखलुपञ्चाशत्सामगाचभवेन्नृप ॥
पञ्चसंख्यातुश्रीमालेत्रसेच्चाथर्ववेदिकी
एतत्प्रमाणंविप्राणामवटङ्कभवेत्तदा
ऋग्वेदिसप्तसाहस्रंयाजुषंद्वादशंस्मृतम्
द्वाविंशतिस्तुसाहस्रंवसेत्तत्रतुसामगम्
चतुसहस्रमाथर्वविप्राणांश्रीनिकेतने
एतत्प्रामाणिकीसंख्यावसन्तितत्रैवध्रुवम्
अङ्गोपनिषत्सहितचतुर्वेदविदास्तथा
वसन्तस्तुद्विजास्तत्रधर्मशास्त्रेणसंयुताः
एतत्तेकथितंराजन्माहात्म्यंविप्रसञ्ज्ञकम्
यच्छ्रुत्वामानवोभक्त्याप्रज्ञावान्जायतेसदा

હે રાજા, મે તને જે શ્રીમાલ નગરમાં બ્રાહ્મણોની ચોરાશી અટકો તથા ચૌદ ગોત્ર હતાં તે કહ્યાં. આવી રીતના ચારે વેદ જાણનારા બ્રાહ્મણો શ્રીમાલમાં રહેતા હતા. તેમાં આઠ અટકોના રુગ્વેદી અને છવીશ અટકના યજુર્વેદી તથા પીસતાળીશ અટકના સામવેદી અને પાંચ અટકના અથર્વવેદી છે. આ પ્રમાણે સંખ્યા અટકોની હતી. સાત હજાર તેમાં રુગ્વેદીની સંખ્યા, બાર હજાર યજુર્વેદની, બાવીશ હજાર સામવેદની, અને ચાર હજાર અથર્વવેદની. આવી રીતે પીસતાળીશ હજાર બ્રાહ્મણો ત્યાં વસે છે. અંગ ઉપનીષદ સાથે ચારેવેદના ભણેલા બ્રાહ્મણો ધર્મ શાસ્ત્ર પ્રમાણે ત્યાં વરતતા હતા. હે રાજન્, આ મેં તને બ્રાહ્મણોનું ગોત્રાદિ માહાત્મ્ય કહ્યું જે સાંભળવાથી માણસ બુદ્ધિમાન્ થાય છે.

**इतिश्री स्कन्दपुराणे एकाशीति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्मविभागे श्रीमाळ माहात्म्ये विप्रगोत्रादि लक्षण न्नाम एकोन सप्ततितमोध्याय.**

આવી રીતે શ્રી શ્રીમાળ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાળ માહાત્મ્યમાં વિપ્ર ગોત્રાદિ લક્ષણ નામનો અધ્યાય ૬૯ મો.

# ॥ अथ सप्तितमोऽध्यायः ॥

## અધ્યાય ૭૦ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

शृणुराजन्प्रवक्ष्यामिवैश्यादिकुललक्षणम्
गोत्रादिकुलदेवश्चत्रिंशद्गोत्रेतुयत्स्मृतम् ॥ १
षडशीतिश्चावटङ्कागोत्रगोत्रेपृथक्पृथक्
त्रिंशद्गोत्रेप्रवक्ष्यामिशृणुश्चैकाग्रमानसः ॥ २
व्यापारैःकर्मकार्यैश्चस्थापितास्तत्रतत्रवै
शाखाःसर्वाःप्रवर्तन्तेवैश्यानांश्रीनिकेतने ॥ ३

વશિષ્ઠ—હે રાજન્ હું તને વાણિયા વિગેરેના કુળનું લક્ષણ કહુંછું અને તેમનું ગોત્ર તથા કુળદેવતા ત્રીશ ગોત્રમાં જે કહ્યું છે તે કહુંછું તે તું સાંભળ. છાશી અટકો ત્રીસ ગોત્રમાં જુદી જુદી રીતે છે તે હું તને કહું તે તું એક ઠેકાણે મન રાખી સાંભળ. તે શ્રીમાળ નગરમાં વાણિયાઓના વ્યાપાર તથા તે કામને અનુસરી સઘળા વિભાગ ત્યાં ચાલે છે.

**कडवा नरठेचा गोकलिया काणोद्रा इत्यवटङ्कान्वितस्य कौशिकगोत्रस्य सहस्रप्रवरस्य कमलेश्वरी कुलदेवी.**

કડવા નરડેચા, ગોકલીયા કાણોદ્રા, એ અટકવાળાનું કૌશિક ગોત્ર હજાર શાખા અને કુળદેવી કમળેશ્વરી છે.

**कुपलियागोदा, कांबाबेलडिया, मुजडिया द्वितीया, सराफ**

चापानेरिया इत्यवटङ्कान्वितस्य मुद्गल गोत्रस्य सहस्र प्रवरान्वितस्य खराननना कुलदेवी. ॥

કુપલિયાગોદા કાબાઍલડીયા, મુન્જડીયા દ્વિતીયા, સરાફ ચાંપાનેરીયા આ અટકો મુદ્દગલ ગોત્રની છે અને મુદ્દગલ ગોત્રને હજાર શાખા તથા કુળદેવી ખરાનના છે.

पटवाशल्या पारख खाजलिया इत्यवटङ्कांकितस्य विश्वामित्र गोत्रस्य सहस्र प्रवरस्य कुलदेव्याम्बिका.॥

વિશ્વામિત્ર ગોત્રની પટવા શલ્યા તથા પારખ ખાજલીયા એ અટક હજાર પ્રવર અને અંબિકા કુલદેવી છે.

पटवा आचडीया इत्यवटङ्काङ्कितस्य हरितसूगोत्रस्य सहस्र प्रवरस्य सिद्धचामुण्डा कुलदेवी.

હરિતસ્ ગોત્રની પટવા આચડિયા અટક, હજાર પ્રવર અને કુલદેવી સિદ્ધ ચામુંડા છે.

पुनमियाकाशमि, गोपुरावावडोत्र, वाचडीया भोभठ, सुराणा लोहर, गांधि चण्डेशा पटवा पञ्चलिया इत्यवटङ्काङ्कितस्य-सहस्र प्रवरस्य योगेश्वरी कुल देवी.

**કાશ્યપ** ગોત્રની પુનમિયા કાશમિ, ગોપુરા વાવડોત્ર, વાચડીયા, ભોભટ, સુરાણા લોહર, ગાંધિચણ્ડેશા, પટવા પંચલિયા, એ અટક, હજાર પ્રવર અને યોગેશ્વરી કુલદેવી છે.

कांशटिया भिया, चोदरी कोया, कमलिया चोखा छर, मेता नहरेचा, बार परापेटा, इत्यवटङ्कांकितस्य भारद्वाजगोत्रस्य सहस्रप्रवरस्य बंधुक्षणी कुलदेवी.

**ભારદ્વાજ** ગોત્રની કાંશટિયાભિયા, ચોદરીકોયા, કમલિયા ચોખાછર, મેતા નહરેચા બારપરા પેટા એ અટકો, હજાર પ્રવર અને કુલદેવી બંધુક્ષણીછે.

सांकालिया पुञ्चत्रोड, दोसी सांचलिया, नापडीया गौतम

मणियार जमलेचा इत्यवटङ्काङ्कितस्य गौतम गोत्रस्य निम्बजा कुलदेवी.

**ગૌતમ** ગોત્રની સાંકલીયા પુંચત્રોડ, દોસી સાંચલીયા, નાંદીયા ગૌતમ, મણિયાર જમલેચા એ અટકો, હજાર પ્રવર અને કુલદેવી નિંબજાછે.

शाहहुंपलिया, मादलीया नरोचा, कलापरागदे, कडवा मापरिया, झामरिया केटल, इत्यवठङ्काकितस्य पाराशर गोत्रस्य सहस्र प्रवरस्य वटयक्षणी कुलदेवी.

**પારાશર** ગોત્રની સાહહુંપલીયા, માદલીયા નરોચા, કલા પરાગદે, કડવા માપરીયા, ઝાલરીયા કેટલ એ અટકો હજાર પ્રવર અને કુલદેવી બંધુક્ષણી છે.

झवेरी उनामणा, लीवा भोपल, ताण्डव्या चांचड लाखरीया कानेचा इत्यवटङ्कान्वितस्य आङ्गिरस् गोत्रस्य सहस्र प्रवरस्य माहेश्वरी कुलदेवी.

**આંગિરસ** ગોત્રની ઝવેરી ઉનામણા, લોવા ભોપલ, તાણ્ડવ્યાચાંચડ લાખરીયા કાનેચા એ અટકો હજાર પ્રવર અને માહેશ્વરી કુલદેવી છે.

कुण्डलीया कोचर, लापसिया पाठक, धूणिया गंगेचा इत्यवटङ्कान्वितस्य लौडवान् गोत्रस्य सहस्र प्रवरस्य कालीचा-मुण्डा कुलदेवी.

**લોડવાન** ગોત્રની કુંડલીયા કોચર, લાપસીયા પાઠક, ધૂણિયા ગંગેચા એ અટક હજાર પ્રવર અને કુલદેવી કાલી ચામુંડા છે.

राजपर भीडा, शाहपुरामनोलिया, लुखडदलवाडा जवेर बाधपिया इत्यवटङ्कान्वितस्य वसिष्ठ गोत्रस्य सहस्र प्रवरस्य वाराही कुलदेवी.

**વશિષ્ઠ** ગોત્રની રાજપરભીડા, શાહ પુરામનોલીયા, લુખડદલવાડા, જવેર બાધપિયા એ અટકો હજાર પ્રવર અને વારાહી કુલદેવી છે.

नाबरीया पण्ड्या, वछवा कडिया, वछवा वणकुरा, वात्र

लिया मुडेचा इत्यत्रटङ्कान्तितस्य शाण्डिल गोत्रस्य सहस्रप्र वरस्य कुलदेवी क्षेमङ्करी

**શાંડિલ** ગોત્રની નાબરીયા પંડ્યા, વછ વાકડિયા, વછ વાવણ કુટા, પાવલિયા મુડેચા એ અટકો હજાર પ્રવર અને ક્ષેમંકરી કુલદેવી છે.

पुनायां भापाणेचा इत्यवटङ्कान्वितस्य भार्गव गोत्रस्य सहस्र प्रवरस्य महालक्ष्मी कुलदेवी.

**ભાર્ગવ** ગોત્રની પુનાયાં ભાપાણેચા, એ અટક, હજાર પ્રવરો અને મહાલક્ષ્મી કુલ દેવી છે.

वोरा रावटसुहालिया, मोदी करचण्डा, मण्डलिया अयातर, इत्यवटङ्कान्वितस्यवात्सायन गोत्रस्य सहस्र प्रवरस्य वटेश्वरी कुलदेवी.

**વાત્સાયન** ગોત્રની વોરા રાવટ સુહાલિયા, મોદીકરચણ્ડા, મંડલીયા અયાતર એ ત્રણ અટકો હજાર પ્રવર અને વટેશ્વરી કુલદેલી છે.

भडसालवाचडिया, ध्यानि जाजडोला, कुकडखिजरीया. इत्यवटङ्काकितस्य सारस्वत गोत्रस्य सहस्र प्रवरस्य कुलदेवी आर्याचण्डी.

**સારસ્વત** ગોત્રની ભડસાલ વાચડિયા, ધ્યાનિ જાજડોલા, કુકડ ખિજરીયા એ ત્રણ અટકો, હજાર પ્રવર અને આર્યાચંડી કુલ દેવી છે.

देवपुरावान्तड, सरायचुरमिया, इत्यवटङ्कान्वितस्य आत्रिस् गोत्रस्य सहस्र प्रवरस्य सुरेश्वरी कुलदेवी

**આત્રિસ્** ગોત્રની દેવપુરા વાંતડ, સરાય ચુરમિયા એ બે અટકો, હજાર પ્રવર અને સુરેશ્વરી કુલ દેવી છે.

कागडीया धमकर इत्यवटङ्कान्वितस्य उखर गोत्रस्य सहस्र प्रवरस्य सिद्धेश्वरी कुलदेवी

**ઉખર** ગોત્રની કાગડીયા ધમકર એ અટક હજાર પ્રવર અને કુલ દેવી સિદ્ધેશ્વરી છે.

धाधलिया पाढा इत्यवटङ्कान्वितस्य अदलस् गोत्रस्य सहस्र प्रवरस्य मुक्तिलिङ्गा कुलदेवी

અદલસ્ ગોત્રની ધાંધલિયા પાઢા અટક, હજાર પ્રવર, અને મુક્તિ લિંગા કુલ દેવી છે.

मेता टोकरिया, पारेख जेसलिया, कापडीया मटकर, दानिसांगडा, परवार जमसकुटा माण्डण आलुचा, इत्यवटङ्कान्वितस्य सनकस् गोत्रस्य सहस्र प्रवरस्य वरुणा कुलदेवी

સનકસ્ ગોત્રની પારેખ જેસલિયા, કાપડીયા મટકર, દાનીસાંગડા પરવાર લમસકુટા, માંડણ આલુચા, એ અટકો, હજાર પ્રવર અને વરૂણા કુલ દેવી છે.

गांधीबाकुलिया, शाहपुराफुलवटा, कांबलीया माञ्चेचाञ्चड अजरामरीया इत्यवटङ्कान्वितस्य गृच्छमदगोत्रस्यसहस्र प्रवरस्य कुलदेवी सुंदेची.

ગૃચ્છમદ ગોત્રની ગાંધિ બાકુલિયા, શાહપુરા ફૂલવટા, કાંબલીયા માંચેચા. ચાંચડ અજરામરીયા એ અટકો, હજાર પ્રવર અને સુંદેચી કુલદેવી છે.

लुणियामेरइत्यवटङ्कान्वितस्य औपमन्यवगोत्रस्य सहस्र प्रवरस्य नागिनी कुलदेवी.

ઓપમન્યવ ગોત્રની લુણિયામેર એ અટક, હજાર પ્રવર તથા નાગિની કુલદેવી છે.

चवडिया अग्निहोत्री इत्यवटङ्कान्वितस्य सहस्र प्रवरस्य वत्सस्गोत्रस्य बालागौरी कुलदेवी.

વત્સસ્ ગોત્રની ચવડિયા અગ્નિહોત્રી એ અટક, હજાર પ્રવર અને બાલાગોરી કુલ દેવી છે.

दिवल केलवाडिया कठवा अरणाया, इत्यवटङ्कान्वितस्य चन्द्रास्गोत्रस्य सहस्र प्रवरस्य कुलदेव्यात्मचण्डी.

**ચંદ્રાસ** ગોત્રની દિવલ કેલવાડિયા, કઠવા અરણાયા, એ બે અટકો, હજાર પ્રવર અને આતમ ચંડી કુલ દેવી છે.

**खाडिया मण्डलेचा, कापडिया रूपेचा; षागलिया त्रिकमिया, कमलपुरकुन्तेचा, इत्यवटङ्कान्वितस्य बार्हस्पत्यगोत्रस्य कुलदेव्या आत्मचण्डी.**

**બાર્હસ્પત્ય** ગોત્રની ખાડીયા મંડલેચા, કાપડીયા રૂપેચા, ષાગલીયા ત્રિકમીયા, કમલપુરા કુન્તેચા એ અટકો, હજાર પ્રવર અને આતમ ચંડી કુલ દેવી છે.

**दान्तिषड् शल्या इत्यवटङ्का न्वितस्य देवराज गोत्रस्य सहस्र प्रवरस्य कुलदेव्या नन्दिनी.**

**દેવરાજ** ગોત્રની દાંતિ ષડ્શલ્યા એ અટક, હજાર પ્રવર અને આનંદિની કુલ દેવી દેવરાજ ગોત્રની છે.

**भीमपरा सघाउत्र इत्यवटङ्कान्वितस्य आप्लुवान् गोत्रस्य सहस्र प्रवरस्य दिशीपालेश्वरी कुलदेवी.**

**આપ્લવાન્** ગોત્રની ભીમપરા સઘાઊત્ર એ અટક, હજાર પ્રવર અને દિશીપાલેશ્વરી કુલ દેવી છે.

**चोदरी दशोत्तरीया इत्यवटाङ्कान्वितस्य जामदग्नगोत्रस्य सहस्र प्रवरस्य दत्तेश्वरी कुलदेवी.**

**જામદગ્ન** ગોત્રની ચોદરી દશોત્તરીયા એ અટક, હજાર પ્રવર અને દત્તેશ્વરી કુલ દેવી છે,

**माकडिया मनाउत्र, भोगलीयारमणेचा, नागपुरारमणेचा, मेता कपिंजलीया इत्यवटङ्कान्वितस्य कपिञ्जल गोत्रस्य सहस्र प्रवरस्य सुरभि बगस्थली कुलदेवी.**

**કપિંજલ** ગોત્રની માકડિયા મનાઊત્ર, ભોગલિયારમણેચા, નાગપુરારમણેચા, મેતા કપિંજલીયા એ અટક, હજાર પ્રવર અને સુરભી બગસ્થલી કુલ દેવી છે.

लाखडि आपसा, जवेर लपाचडीया, इत्यवटङ्कान्वितस्य अतिथ्यम् गोत्रस्य सहस्र प्रवरस्य दुर्गा कुलदेवी

અતિથ્યસ્ ગોત્રની લાખડી આપસા, જવેર લપાચડીયા. એ અટકો હજાર પ્રવર અને દુર્ગા કુલ દેવી છે.

मोदि जीवाणेचा, मापाखाडीया इत्यवटङ्का कितस्य सहस्र प्रवरस्य इंद्रमस् गोत्रस्य भूतेश्वरी कुलदेवी

ઇંદ્રમસ્ ગોત્રની મોદી જીવાણેચા માપાખાડીયા એ અટકો, હજાર પ્રવર અને ભૂતેશ્વરી કુલ દેવી છે.

एतत्प्रमाणाःश्रीमालेवैश्यास्तात्रवसन्नृप
शाखागोत्रेपृथक्देवीवदिताचमयानघ
पुनःशृणुप्रवक्ष्यामिश्रीमालेचधनोत्कटा
षटशीतिस्तुशाखावैगोत्रेचाष्टादशेनृप
कुलदेवीप्रवक्ष्यामिगोत्रेगोत्रेपृथक्पृथक्
पितृस्थानादिकर्मादिशाखासर्वाप्रवर्तते

હે રાજા, આટલી જાતના વૈશ્ય શ્રીમાલ નગરમાં રહેતા હતા. હે અનઘ, મેં દરેક ગોત્રમાં જુદી જુદી દેવીયો કહી. ફરીને કહુંછું તે સાંભળ. શ્રીમાલમાં અઢાર ગોત્રમાં છાશી પ્રકારના ધનોત્કટા ( ધનવાન્ ) વૈશ્ય છે અને તેની દરેક ગોત્રમાં જુદી જુદી કુલ દેવી હું કહું છું તેમના સઘળા ભેદ બાપ દાદાના ઠેકાણાથી તથા કર્મોને લીધે થયેલા છે.

जवेर टोकरीया, जाडिया बाकलिया, चडवाडवालिया, मुःगणियामटकर, धुलिया सांगाडिया, मादलिया मसकट, दामपुरा उनामणा, नागपुरा जेसलिया, खापरीया अजामर, काणेचा यमकर इत्यवटङ्कान्वितस्य सनकमूगोत्रस्यानेकप्रवरस्य कुलदेवी वरुणा.

સનકસ્ ગોત્રની જવેર ટોકરીયા, જડીયા બાકલિયા, ચડવાડબલીયા, મુગણીયા મટકર, ધૂલિયાસાંગડીયા, માદલિયામસકટ, દામપુરા ઊનામણા, નાગપુરા જેસલીયા, ખાપરીઆ અજામર, કાણેચા યમકર એ અટકો અનેક પ્રવર અને વરૂણા કુલ દેવી છે.

दामपुरा भोपल; लाडण उनामणा, भीमपुरा चोखाछर, काचछा नवलखा लुखडीयाभाटीयां, रापुरापेटा, नावरीया नहरेचा, इत्यवटङ्कान्वितस्यानेक प्रवरस्य भारद्वाज गोत्रस्य कुलदेवी बंधुक्षणी

ભારદ્વાજ ગોત્રની દામપુરા ભોપલ, લાડણ ઉનામણા, ભીમપુરા ચોખાછર, કાચછા નવલખા, લુખડીયા ભાટીયા, રાપુરાપેટા, નાવરીયા નહરેચા એ અટક, હજાર પ્રવર અને બંધુક્ષણી માતા.

कलपरिगादे, कुकुट मारेचा, जडिया च्वाण्डीशा, राजपुरा उपलिया, मटकरिया कुलवट इत्यवटङ्कान्वितस्य पाराशर गोत्रस्य अनेक प्रवरस्य कुलदेवी वटयक्षणी.

પારાશર ગોત્રની કલપરિગાદે, કુકટ મોરેચા, જડીયા ચંડીશા, રાજપુરા ઊપલીયા, મટકરીયા કુલવટ એ અટક અનેક પ્રવર અને વટયક્ષણી કુલ દેવી છે.

चितोडीया शल्या, साहपरा काणोद्रा, काबानरतेचा, पावलियाकोल, कामपुराजमलेचा, डायलवणकट इत्यवटङ्कान्वितस्य कौशिक गोत्रस्यानेकप्रवरस्य कमलेश्वरी कुलदेवी

કૌશિક ગોત્રની ચિતોડીયા શલ્યા, સાહપરા કાણોદ્રા, કાબાનરતેચા, પાવલીયા કોલ, કામપુરા જમલેચા, ડાયલ વણકટ એ અટક, અનેક પ્રવર અનેક કમલેશ્વરી કુલ દેવી છે.

तारकस् दशोत्तरीया, बारपरा कणेरिया, जवेरपाडेचा, बापासंघाउत्र, कागमीया अग्निहोत्र इत्यवटङ्कान्वितस्य वत्सस् गोत्रस्यानेक प्रवरस्य नागिनी कुलदेवी

વત્સસ્ ગોત્રની તારકસ્ દશોત્તરીયા, બાર પરાકણેરીયા, જવેર પાડેચા, બાપા સંઘાઉત્ર, કાગમીયા અગ્નિહોત્ર, એ અટક અનેક પ્રવર અને નાગિની કુલદેવી છે.

नागपुरा जाजडोला तुतरीया एयातर गोपुरा काशपिया मण्डलेचा वटसुहा लाडपरा चण्डेशा बिअलीया वावडोत्र इत्यवटङ्कान्वितस्य काश्यप योत्रस्यानेक प्रवरस्य योगेश्वरी कुलदेवी.

**કાશ્યપ** ગોત્રની નાગપુરા બ્રજડોલા, તુતરીયા એયાતર, ગોપુરા કાશપીયા, મંડલેચા વટસુલા, લાડપરા ચંડેશા, બીજલીયા વાવડોત્ર એ અટકે અનેક પ્રવર અને યોગેશ્વરી કુલદેવી છે.

**लाभरीया भांभट कीचड पंचलीया त्र्यम्बकीया लोहर, देवपुरा वाचडीया पालडीया करचंडा चाचड घुमटीया इत्यत्रटङ्कान्वितस्य सारस्वत गोत्रस्यानेक प्रवरस्यात्मच्छन्दा कुलदेवी.**

**સારસ્વત** ગોત્રની લાંભરીયા ભાંભટ, કીચડ પચલીયા, ત્ર્યંબકીયા લોહર, દેવપુરા વાચડીયા, પાલડીયા કરચંડા, ચાચડ ધુમટીયા એ અટક અનેક પ્રવર અમે આત્મછંદા કુલ દેવી છે.

**कडवा शांचलीया क्रोगट लाफशा कलापरापुञ्चतोड दाडमीया गोतमीया भायल लमकराया चोदरीचुरमरीया इत्यत्रटङ्कान्वितस्य गौतम गोत्रस्यानेकप्रवरस्य कुलदेवी निम्बजा.**

**ગૌતમ** ગોત્રની કડવા શાંચલીયા, કોગટ લાફસા, કલાપરા પુંચતોડ દાડમીયા ગૌતમીયા, ભાયલ લમકરીયા, ચોદરી ચુરમરીયા એ અટક અનેક પ્રવર અને નિંબજા કુલદેવી છે.

**तरकट धांधलीया लहीया पण्ड्या खजुरीया किडल शाण्डिलस्गोत्रस्यानेक प्रवरस्य कुलदेवी क्षेमङ्करी.**

**શાંડિલ્ય** ગોત્રની તરકટધાંધલીયા, લટીયાપંડયા, ખજુરીયા કીડલ, એ અટકો, અનેક પ્રવર અને ક્ષેમંકરી કુલ દેવી છે.

**कुजटीयाअर्णया, जुगलियाकेलपडीया, लुपरियाचान्तर लाखडीया मुण्डेचा इत्यत्रटङ्कान्वितस्य चन्द्रास् गोत्रस्यानेक प्रवरस्य महालक्ष्मी कुलदेवी.**

**ચંદ્રાસ્** ગોત્રની કુજટીયાઅર્ણુયા, જુગલીયા કેલપડીયા, લુપરીયા ચાંતર, લાખડીયામુંડેચા, એ અટકો, અનેક પ્રવર અને મહાલક્ષ્મી કુલદેવીછે.

**दामपुरा कोचरीया कातालिया पाठक जवेरी रूपेचा इत्यत्रटङ्कान्वितस्यलौडवान्गोत्रस्यानेक प्रवरस्य चामुण्डा कुलदेवी.**

**લૌડવાન્** ગોત્રની દામપુરા, કોચરીયા, કાલલીઆપાઠક, જવેરીરૂપેચ્યા એ અટકો, અનેક પ્રવર અને ચામુંડા કુલદેવી છે.

**तालपरी गोदा मेहल वेलडीया कुवडीया द्वितीया सडवाचांपानेरीया इत्यवटङ्कान्वितस्य मौदलम् गोत्रस्यानेक प्रवरस्य खरानना कुलदेवी.**

**મૌદલસ્** ગોત્રની તાલપરી ગોદા, મેહલ, વેલડીયા, કુબડીયા દ્વિતીયા, સડવા ચાંપાનેરીયા, એ અટકો, અને ખરાનના કુલદેવી છે.

**मणियारकोया, पुनायताभिया, राजपुराभिया कलापुरानुतडा, बालपरामचरिया फोगट नावरीया इत्यवटङ्कान्वितस्य आंगिरम् गोत्रस्यानेक प्रवरस्य सिद्धचामुण्डा कुलदेवी**

**આંગિરસ્** ગોત્રની મણિયારકોયા, પુનાયતાભિયા, રાજપુરા ભિયા, કલાપુરા નુતડા, બાલપરા મચરિયા, ફોગટ નાબરીયા, એ અટકો અનેક પ્રવર અને ચાંમુંડા કુલદેવી છે.

**भोगलियारमणेचा, पटवारिपनोलिया, चोदरीपुमावेचा, पागलिया दलवडा मुंजट जीवाणेचा इसवटङ्कान्वितस्य कपिञ्जल गोत्रस्यानेकप्रवरस्य बगस्थली चामुण्डा कुलदेवी.**

**કંપિંજલ** ગોત્રની ભોગલિયા રમણેચા, પટવારી પનોલીયા, ચોદરી પુમાવેચા પાગલીયા દલવડા, મુંજટ જીવાણેચા, એ અટકો અનેક પ્રવર અને બગસ્થલી ચામુંડા કુલદેવી છે.

**चासणिया पावडिया तलवडाभीडा पाडलीया मनाउत्र साकलिया बाधलीया मुञ्चलीया कपिञ्जल इत्यवटङ्कान्वितस्य वशिष्ठ गोत्रस्यानेक प्रवरस्य कुलदेवी दत्तेश्वरी.**

**વસિષ્ઠ** ગોત્રની ચાસણીયા પાવડીયા, તલવડા ભીડા, પાડલીયા મનાઉત્ર, સાકલીયા બાધલીયાં, મુંચલીયા કપિંજલ એ અટક અનેક પ્રવર અને દત્તેશ્વરી કુલદેવી છે.

**देवपुरा मावेचा जडियाकुन्तेचा इत्यवटङ्कान्वितस्य भार्गव गोत्रस्यानेक प्रवरस्य सिद्धेश्वरी कुलदेवी.**

ભાર્ગવ ગોત્રની દેવપુરા માવેચા જડીયા કુનેચા એ અટક અનેક પ્રવર અને સિદ્ધેશ્વરી કુલદેવી છે.

**पटवारचडीया इत्यवटङ्कान्वितस्य हरितस् गोत्रस्यानेक प्रवरस्यकुलदेवी आर्याचण्डी.**

હરિતસ્ ગોત્રની પટવાર ચડીયા એ અટક અનેક પ્રવર અને આર્યાચંડી કુલદેવી છે.

**एतत्प्रमाणाः श्रीमाल मष्टादश गोत्रजाः**
**परशाखाशतयुत्ता वसन्तिचधनोत्कटाः**
**एतत्ते कथितंराजन्माहात्म्यं गोत्रलक्षणम्**
**यच्छ्रुत्वामानवो भक्तया सर्वपापैः प्रमुच्यते.**

આ પ્રમાણુના શ્રીમાલમાં અઢાર ગોત્રના બીજા અનેક ભેદ સાથે ધનોત્કટા વૈશ્યો રહે છે. હે રાજન્. આ મેં તને ગોત્રના લક્ષણનું માહાત્મ્ય કહ્યું. જે મનુષ્ય ભક્તિ વડે આ સાંભળે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે.

**इतिश्री स्कन्द पुराणे एकाशीति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्मविभागे श्रीमालमाहात्म्ये वैश्यधनोत्कटवैश्यानां गोत्र देवी लक्षणं नाम सप्ततितमोऽध्यायः**

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાળ માહાત્મ્યમાં વાણિયા તથા ધનોત્કટા વૈશ્યનાં ગોત્ર તથા દેવીના લક્ષણનો અધ્યાય ૭૦ મો.

---

# ॥ अथ एकसप्ततिमोऽध्यायः ॥

## અધ્યાય ૭૧ મો.

## ॥ वसिष्ठ उवाच ॥

**श्रृणुराजन्मवक्ष्यामिकोकिलंमतमुत्तमम्**
**गौतमादिकुलाचारंवर्ततेश्रीनिकेतने ॥ १**

महालयादिश्राद्धेचविवाहेयज्ञमण्डपे
नागानापूजनंकुर्यात्द्विपार्वणंश्राद्धमाचरेत् ॥ २
यथैवकोकिलःपित्रामात्रात्यक्तःप्रवर्धते
परैःसचमृतःपश्चादाप्नुयात्स्वपितुःकुलम् ॥ ३
पित्रादत्तातथाकन्याभर्तृगोत्रमुपैतिच
साकन्याम्रियमाणातुपितृगोत्रमुपालभेत् ॥ ४
सपिंडीकरणात्पूर्वंचतुर्थीकर्मणोपरम्
भर्तृकंभजतेगोत्रमेषकोकिलनिर्णयः ॥ ५
मातुःसपिण्डनंकुर्यात्कुतएवतुकोकिलः
मातुःपित्रासहैवस्यातजीवतितुनतद्भवेत् ॥ ६
तत्रप्रमातामहेनैतच्चैषकोकिलनिर्णयः
मृत्तिकापञ्चलिङ्गानिवटस्यरोपणंतथा ॥ ७
लक्ष्मीगौर्यादिमूर्त्तिश्चपूज्यातत्रविवाहके
मङ्गलानामष्टकंतत्रअच्छाशागौरिपूजनम् ॥ ८
कुलेवादिककार्यन्तुविवाहात्प्रथमेदिने
कुर्युःश्रीमालिनसर्वेऽत्याज्यंवस्त्रमधौतकम् ॥ ९
क्षौरकर्मादिककर्मचण्डीकर्मतथैवच
दशाहपिंडकंकर्मकुर्यात्तन्नवमेहनि ॥ १०
क्षिप्रागोधूमपूपैस्तुदशाकर्मविशेषतः
एकादशंसपिण्डश्चसर्वतुल्यंप्रवर्तते ॥ ११
एतत्प्रमाणंश्रीमालेगौतमंकुललक्षणम्
कोकिलंचविदित्वायकर्तव्यन्तुश्रीमालिभिः ॥ १२
तस्मात्कोकिलांस्मृतिदृष्टाकर्मसमाचरेत्
तस्याकर्मानुसारेणवर्ततेश्रीनिकेतने ॥ १३
एतत्प्रमाणंवर्तन्तेयेचतत्रजनानृप

तेषांलक्ष्मीमसमांचवर्ततेचसदाकुले ॥ १४
एतत्तेकथितोराजन्कुलाचारोयथास्थितः
यंश्रुत्वामानवोभक्त्याकुलविख्यापितोभवेत् ॥ १५

**વસિષ્ઠ**—હે રાજા, હું તને ઉત્તમ કોકિલમત કહુંછું તે સાંભળ તથા શ્રીમાલનગરમાં જે ગોતમ વિગેરેના કુલનો આચાર ચાલે છે તે પણ કહુંછું તે સાંભળ. મહાલય શ્રાદ્ધમાં ( ભાદરવા વદના શ્રાદ્ધમાં ) વિવાહમાં તથા યજ્ઞ વાસ્તુ વિગેરેમાં નાગનું પૂજન કરવું ( વૃદ્ધિ શ્રાદ્ધમાં તથા મહાલયમાં કંકુલ નાગનો એક ચટ મુકી તેનું પૂજન કરવું.) અને જ્યાં પાર્વણ કરવું ત્યાં એ પાર્વણથીજ શ્રાદ્ધ કરવું. જેમ કોયલ મા બાપે ત્યાગ કર્યા પછી બીજા કાગડા વિગેરેથી વૃદ્ધિ પામે છે અને મરે છે એટલે પાછો પોતાના વંશમાં આવે છે તેમ બાપે કન્યાદાન આપેલી કન્યા ધણીના ગોત્રને પામે છે અને તે કન્યા મરી જાય એટલે પાછી બાપના ગોત્રમાં આવે છે. સપીંડી કરણના પહેલાં અને ચતુર્થી કર્મ થયું ત્યાંથી આરંભીને તે સ્ત્રી ધણીના ગોત્રમાં ગણાય છે અને સપીંડી કરણથી પાછી બાપના ગોત્રમાં જાય છે. આવો કોકિલ સ્મૃતિનો નિર્ણય છે કોકિલ સ્મૃતિવાળાએ માનું સપીંડીકરણ કોની સાથે કરવું ? તો તે સપીંડન માના બાપ સાથે કરવું અને જો તે બાપ જીવતો હોય તો તેની સાથે ન થાય એટલે તેવી જગ્યાએ માના બાપના બાપની સાથે સપીડીકરણ કરવું એવો કોકિલ મત છે. તેમજ વિવાહમાં માટીની પાંચ મૂર્તિયો કરવી તેના ઉપર વડનું ડાળખું મુકવું અને પછી ત્યાં લક્ષ્મી ગૌરી વિગેરેનું પૂજન કરવું તેમજ આઠ મંગળ કરવા અને અચ્છાશા તથા ગૌરી પૂજન કરવું તેમજ વિવાહને પેહેલે દીવસે કલેવા વિગેરે કરવા. આ પ્રમાણે સઘળા શ્રીમાલીઓએ કરવું, તેમજ લગ્નમાં જે કન્યાયે પહેર્યું હોય તે વસ્ત્ર ધોવું નહી તેમ કાઢી પણ નાખવું નહી. મરણાશૌચ પછી જે ક્ષૌર કર્મ કરાવવાનું તે નવમે દીવસે કરાવવું તથા નવરાત્રીના પારણા વિગેરે પણ નવમે દીવસે કરવાં અને દશાહ પીંડ કર્મ જે છે તે પણ નવમે દીવસેજ કરવું તેમાં ફક્ત દશાહ કર્મમાં ખીચડી અને ઘઉના લોટની બાટીયો એ વધારેમાં લેવું. પછી એકાદશા તથા સપીંડી કરણ બધાના પ્રમાણે કરવું. આ પ્રમાણે ગોતમ વિગેરેના કુળનું જે લક્ષણ છે તે તથા કોકિલ મતને બરાબર જાણી શ્રીમાળમાં સર્વ શ્રીમાળીયોએ વરતવું. ગ્રંથનો વધારો થઇ જાય માટે અહીં વધારે વિવેચન કરવામાં આવ્યું નથી માટે કોકિલ સ્મૃતિને જોઈ કર્મ કરવું

કારણ કે તેના કર્મને અનુસરી શ્રીમાળમાં ચાલે છે. હે રાજા, આ પ્રમાણે શ્રીમાળનગરમાં જે કોઇ વર્તે છે તેને લક્ષ્મી પ્રસન્ન થઈ સદા તેના કુળમાં વસે છે. હે રાજા, આ પ્રમાણે મેં તને શ્રીમાલિનો કુલાચાર કહ્યો જે ભક્તિવડે સાંભળવાથી માણસ કુળમાં પ્રખ્યાત થાય છે.

**इतिश्री स्कन्द पुराणे एकाशीति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाळ माहात्म्ये गौतमादि कुलाचार कथनं नामैक सप्ततितमोऽध्यायः**

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાળ માહાત્મમાં ગૌતમાદિ કુલાચાર કથન નામનો અધ્યાય એકોતેરમો.

---

# ॥ अथ द्विसप्ततितमोऽध्यायः ॥

## અધ્યાય ૭૨ મો.

## ॥ वशिष्ठ उवाच ॥

शृणुराजन्प्रवक्ष्यामिसर्वासंख्याश्रीमालिकी
यत्रब्रह्मादयोदेवागङ्गाद्याःसरित स्तथाः ॥ १
प्रभासादिनितीर्थानिवशिष्ठाद्यास्तपोधनाः
सहस्रंविघ्नराजानाक्षेत्रपालाश्चतुर्गुणाः ॥ २
चतुरशीतिश्चण्डिकाःसहस्राणिसरांसिच
एकादशसहस्राणिलिङ्गानांतत्रसन्तिवै ॥ ३
एकोनमेकसाहस्रंमुख्यदेवालयेनृप
अष्टादशंचसाहस्रंदुर्गाणांतत्रसन्तिवै ॥ ४
ब्रह्मशालासहस्राणिचत्वारिविविधामता
पण्याविक्रयशालानामष्टसाहस्रकंतथा ॥ ५

पञ्चाशत्खलुपञ्चोना सहस्राणि द्विजन्मनाम्
श्रीमाले च श्रिया: पूज्या वसन्ति च निरन्तरम् ॥ ६
चतुरशीत्यवटङ्का: गोत्राणां च चतुर्दशम्
चतुर्दशगोत्रजा देवा गोत्रे गोत्रे पृथक् पृथक् ॥ ७
शर्मदेवी शिवो यक्षगणेशो भैरवो नृप
प्रवरा वेदशाखाश्च गोत्रे गोत्रे पृथक् पृथक् ॥ ८
चतुर्वेदाश्च साङ्गाश्च त्वुपनिषत्सहितास्तथा
सर्वशास्त्राणि वर्तन्ते श्रीमाले श्रीनिकेतने ॥ ९
सप्तसाहस्रकी संख्या ऋग्वेदी श्रीनिकेतने
संख्या तु यांजुषी तत्र सहस्रं द्वादशं नृप ॥ १०
सामवेदद्विजनामां तु सहस्रे द्वे च त्रिंशतिः
चतुःसहस्रविप्राणामथर्वेदोपि तत्र वै ॥ ११
श्रीमाले ह्यागता विप्रा आहुता विष्णुना श्रिया
एतत्प्रामाणिकी संख्या तेषां च वादिता मया ॥ १२
भिशद्गोत्राणि वैश्यानां वसन्ति श्रीनिकेतने
दशोनमेकलक्षं हि संख्या चोक्ता पुरा नृप ॥ १३
त्रिंशद्गोत्रजा देवी वैश्यानां तत्र सन्ति वै
अष्टसाहस्रकी संख्या चतुःषष्ठ्याधिका तथा ॥ १४
अष्टादशगोत्रजास्तत्र वसन्ति च धनोत्कटाः
अष्टादशगोत्रदेवी च कुले च सुखदायिनी ॥ १५
एतत्प्रमाणा श्रीमाले श्रीसर्गवसातिर्नृप
विप्रग्रहाप्रमाणेन कृत्वा भागा: श्रिया पुरा ॥ १६
विप्रभागानुसारेण वर्तन्ते श्रीनिकेतना?
अन्यलोकाश्च सन्त्यत्र तच्छृणु त्वं समासतः ॥ १७
सहस्रे द्वे च कंसारा श्रीमाले च वसन्ति हि

नन्दसाहस्रकीसंख्यावसन्तिनगरनायिकाः १८
क्षत्रिकुलानांतत्रैवसहस्रंषड्त्रिंशकम्
रंगकाःपञ्चसाहस्रंसहस्रपंचसोमपाः ॥ १९
तत्रप्रजापतीनान्तुवसेत्पञ्चसहस्रकम्
सूत्रधारत्रिसाहस्रंसहस्रंक्षौरकारकाः ॥ २०
सहस्रंरजकानान्तुवनमालीचतुर्गुणम्
अन्यजातिर्वसेत्तत्रश्रीमालेश्रीनिकेतने ॥ २१
पञ्चाशत्सहस्राणिवैश्यसंख्यान्यजातिषु ॥
तदर्धंशूद्रसंख्याचह्यन्यजातिर्वसेन्नृप ॥ २२
सप्तलक्षंचसौधानांद्विलक्षाःपणवस्तथा
सार्धकोटिश्चतीर्थानांश्रीमालेश्रीनिकेतने ॥ २३
पञ्चयोजनविस्तारंचतुरस्रंसमंततः
चतुरशीतिर्द्वाराणिप्राकारस्तत्रवेष्टितः ॥ २४
षोडशैःपुरसंविष्टंपुरंतत्रैवशोभितम्
आसनमेकसाहस्रंसभानामुपसेवितम् ॥ २५
कथितास्वल्पसंख्यातेमुख्यमुख्यादिकान्नृप
एतत्प्रमाणंश्रीमालमुत्तमंचमरुस्थले ॥ २६
एतन्मयासमासेनभूपालकथितंतव
सार्धकोटिश्चतीर्थानांकःसंख्यावेत्तितत्त्वतः ॥ २७
श्रीमालमुत्तमंक्षेत्रंश्रीदत्तंब्रह्मवित्तमे
यत्रैतत्पठ्यतेनित्यंश्रूयतेवाजनाधिप ॥ २८
वासस्तत्रनसंदेहोदेव्यःश्रीविष्णुनासह
देवास्तत्रचश्रीमालेइच्छन्तिवसतिंसदा ॥ २९
येषांवासस्तुश्रीमालेमानुषाणांचजायते
मृत्युलोकेचधन्यास्तेभवन्तिहिनृपोत्तम ॥ ३०
श्रीमालंमानवालोकेनपश्यन्तिनराधमाः

तेषामिदंकज्ञानेनंबहुपापक्षयोभवेत् ॥ ३१
प्राप्तेकालियुगेराजन्श्रीमालेश्रीनिकेतने
गौतमोजैनधर्मंचश्रियाःक्षेत्रेवदिष्यति ॥ ३२
स्वधर्मंत्याजितोलोकोजैनधर्मेचरिष्यति
कलिमागत्यश्रीमालेज्ञात्वागच्छेतदाश्रियाः ॥ ३३
आगत्यगुर्जरेलक्ष्मीःपट्टणेनिवसिष्यति
श्रियांगतेतुश्रीमालंशून्यसर्वंभविष्यति ॥ ३४
भिन्नमालेतितन्नामभविष्यतिकलौयुगे
एतन्मयासमासेनकथितंनृपसत्तम ॥ ३५
इदंश्रीमालमाहात्म्यंभक्तियुक्तःशृणोतियः
सर्वपापविनिर्मुक्तोविष्णुलोकंगमिष्यति ॥ ३६

વશિષ્ટ—હે રાજા ! હું તને શ્રીમાલનગરની દરેક સંખ્યા કહુંછું તે તું સાંભળ. જે નગરમાં બ્રહ્માદિ દેવો ગંગા વિગેરે નદિયો તથા પ્રભાસ વિગેરે તીર્થ અને વશિષ્ટ વિગેરે તપ રૂપી ધનવાળા રૂષિયો રહે છે તે શ્રીમાલનગરમાં એક હજાર ગણપતિ છે અને તેથી ચાર ગણા (ચાર હજાર) ક્ષેત્રપાલ છે, ચોરાશી ચંડિકા દેવી તથા એક હજાર સરોવર છે. અગિઆર હજાર મહાદેવના લિંગ છે. હે રાજા, નવસે ને નવાણું તો મુખ્ય દેરાં તેમાં છે. વળી તેજ નગરમાં દુર્ગાદેવીનાં અઢાર હજાર દેવલ છે અને વિવિધ પ્રકારની વેદશાલાઓ ચાર હજાર છે; તેમજ અઢાર હજાર ચકટાં છે; તેમજ પીસતાલીશ હજાર બ્રાહ્મણ જેઓ ચોરાશી અટકના છે તે ત્યાં શ્રીમાલ નગરમાં લક્ષ્મીયે પૂજાયેલા નિરંતર રહે છે, અને તેના ચૌદ ગોત્ર છે, અને ચૌદ ગોત્રના દેવો શર્મ દેવી શંકર યક્ષ ગણપતિ ભૈરવ જુદા જુદા દરેક ગોત્રમાં છે તથા વેદ અને શાખાઓ પણ જુદી જુદી દરેક ગોત્રમાં છે; તેમજ લક્ષ્મીના સ્થાન તે શ્રીમાલ નગરમાં અંગ સાથે ચારે વેદ તથા ઊપનિષદ અને સર્વ શાસ્ત્ર પણ છે. તેમાં રુગ્વેદી સાત હજાર છે, યજુર્વેદી બાર હજાર, સામવેદી બાવીશ હજાર, અને અથર્વ વેદના બ્રાહ્મણ ચાર હજાર છે. વિષ્ણુ તથા લક્ષ્મીજીયે બોલાવેલા બ્રાહ્મણો છે તેમની આ ઉપર પ્રમાણે સંખ્યા મેં તને કહી. તેમજ શ્રીના સ્થાન શ્રીમાલ નગરમાં ત્રીશ ગોત્રના વાણીયા રહે છે. હે રાજા, જેની સંખ્યા

મેં તેનું હજાર પૂર્વે કહી છે, અને તેત્રીશ ગોત્રની દેવી પણ ત્યાં રહે છે. અને ધનોત્કટ ( લક્ષ્મીવાન્ ) અઢાર ગોત્રના આઠ હજારને ચોસઠ રહે છે. અને કુલમાં સુખ આપનારી અઢાર ગોત્રની દેવી પણ ત્યાં રહે છે. આ પ્રમાણે બ્રાહ્મણ શિવાયની વસતિ એ લક્ષ્મીથી ઉત્પન્ન થયેલી છે. શ્રીમાલમાં રહેનારાઓ પ્રથમ બ્રાહ્મણોના ઘર પ્રમાણે ભાગ કરી આપેલા તે ભાગને અનુસરીને વર્ત્તે છે. બીજા લોક પણ ત્યાં રહે છે તે તને કહુંછું તે તું સાંભળ. શ્રીમાલનગરમાં બે હજાર કંસારા રહે છે અને નવ હજાર નગર વેશ્યાઓ રહે છે અને છત્રીશ હજાર ક્ષત્રી કુટુંબ છે. પાંચ હજાર રંગારા તેમજ પાંચ હજાર ( સોમપા ) રહે છે. તેમજ પાંચ હજાર કુંભાર રહે છે, ત્રણ હજાર નટ રહે છે અને એક હજાર હજામ છે; તેમજ એક હજાર ધોબી અને ચાર ગણા ( ચાર હજાર ) માલી રહે છે. તેમજ બીજી જાત પણું શ્રીમાલમાં વસે છે. તે અન્ય જાતિમાં પાંચ હજાર વૈશ્ય તેના અડધા ( અઢી હજાર ) બીજી જાતના શુદ્ર રહે છે. હે રાજા, સાત લાખ મોટી હવેલીયો છે અને બે લાખ દુકાનો છે. શ્રી લક્ષ્મીજીના નિવાસ સ્થાન તે શ્રીમાલમાં દોઢ કરોડ તીર્થ છે. એ નગર પાંચ યોજન ફરતુ ચારે પાસે ચોખંડું છે અને તેને ચોરાશી દરવાજા છે, તથા કોટ છે સોલ. સભાની બેઠકો વપરાતી એક હજાર છે. હે રાજા, આવી રીતે મેં તને મુખ્ય મુખ્ય થોડી થોડી સંખ્યા કહી. આવી રીતનું શ્રીમાલનગર મારવાડમાં ઉત્તમ છે. હે રાજા, અમે તને થોડામાં બધું કહ્યું. તેમાં દોઢ કરોડ તીરથની સંખ્યા ખરે ખરી કોણ જાણે છે? એવું શ્રીમાલ નગર લક્ષ્મીજીયે ઉત્તમ વેદ જાણનારા બ્રાહ્મણોને આપ્યું. આ વર્ણન જે ઠેકાણે ભણાય પાઠ થાય અથવા શ્રવણ થાય ત્યાં શ્રી વીષ્ણુ સંગાતે લક્ષ્મીનો નિવાસ છે એમ સમજવું એમાં કાંઇ સંદેહ નહી. તે શ્રીમાળમાં દેવો પણ વાસની નિરંતર ઇચ્છા રાખે છે. જે માણસોનો એ શ્રીમાળમાં વાસ થાય છે હે રાજા આ મૃત્યું લોકમાં તેઓને ધન્ય છે. જે અધમ માણસો શ્રીમાળનગરને જોઇશકતા નથી તેમને આ જ્ઞાન થાવ તો તેમના પાપનો ક્ષય થાય છે. હે રાજા, કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે શ્રી નિવાસ શ્રીમાળનગરમાં લક્ષ્મીજીના ક્ષેત્રમાં ગૌત્તમ રૂષિ જૈન ધર્મ કહેશે અને સ્વધર્મથી ભ્રષ્ટ થયેલા માણસો તે ધર્મ આચરશે. કલિયુગ આવ્યો એમ જાણી લક્ષ્મીજી ગમન કરશે અને ગુજરાતમાં આવી પાટણમાં નિવાસ કરશે. લક્ષ્મીજી ગયા પછી સઘળું શ્રીમાલનગર શૂન્ય થશે અને કલિયુગમાં તેનું ભિન્નમાલ એવું નામ થશે. હે રાજા, આ મેં તને થોડામાં કહ્યું. આ શ્રીમાલ

માહાત્મ્ય જે કોઇ ભક્તિ યુક્ત થઇ સાંભળશે તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુ લોકમાં જશે.

इतिश्री स्कन्द पुराणे एकाशीति साहस्त्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाल माहात्म्ये क्षेत्र प्रशंसन नाम द्विसप्ततितमोऽध्यायः

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતાયાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાલ મહાત્મ્યમાં ક્ષેત્રપ્રશંસન નામનો અધ્યાય બોતેરમો. ૭૨.

---

# ॥ अथ त्रिंसप्ततितमोऽध्यायः ॥

## અધ્યાય ૭૩ મો.

## ॥ मांधातोवाच ॥

किंदृशंजैनंश्रीमालेगौतमाद्भिविष्यति
तत्कथयमेब्रह्मन्सर्वज्ञस्त्वंतपोधन ॥ १
गौतमोब्रह्मविज्ञातःश्रीमालेपूज्यमानद्विजैः
कथंसगौतमोजैनंप्रसिद्धंकुरूतेप्रभो २
दिक्षायांगौतमोब्रह्मन्कारणंकिंधरिष्यति
द्विजधर्मःश्रियाक्षेत्रेगौतमाधिष्ठितोपुरा ॥ ३
श्रीमालस्यप्रतिग्राहंददौचगौतमायवै
सर्वैश्चब्राह्मणैःस्वामीस्थापितोगौतमोवरः ॥ ४
वयोवृद्धस्तपोवृद्धोविद्यावृद्धोहिगौतमः
सर्वधर्मेप्रसिद्धोसौकुलधर्मेविशेषतः ॥ ५
स्मार्तपौराणिकेधर्मेप्रसिद्धोगौतमोद्विजः

स्वधर्मन्तुपरित्यज्यजैनंकिंधारयिष्यति ॥ ६
अग्रेचकिंनैवजैनंगौतमंकिंकरिष्यति ॥
ममसन्देहमुत्पन्नंछेत्तुंत्वमर्हसिप्रभो ॥ ७

**માંધાતા**—હે તપોધન, શ્રીમાલનગરમાં ગૌતમથી આરંભીને જૈન ધર્મ કેવી રીતે થશે તે મને કહો, કારણ કે, હે બ્રહ્મન્, આપ સર્વજ્ઞ છૌ. શ્રીમાલ નગરમાં દ્વિજોયે પૂજેલો અને વેદને સારી રીતે જાણનાર ગૌતમ છે, તો તે ગૌતમ હે મહારાજ જૈન ધર્મને કેમ પ્રસિદ્ધ કરે ? હે મહારાજ, ગૌતમ દિક્ષા લેવામાં શું કારણ લાવશે ? કારણ કે દ્વિજનો ધર્મ પૂર્વે શ્રીમાલમાં ગૌતમને આધિન હતો અને શ્રીમાલનગરનું દાન પણ લક્ષ્મીજીયે ગૌતમને આપ્યું હતું અને સઘળા બ્રાહ્મણોએ ગૌતમને પોતાનામાં મુખ્ય સ્વામી માન્યો હતો; ઉમરમાં વૃદ્ધ, તપમાં વૃદ્ધ અને વિદ્યામાં પણ ગૌતમજ વૃદ્ધ હતો તેમજ સર્વ ધર્મમાં પ્રસિદ્ધ હતો તથા કુલ ધર્મમાં વિશેષ પ્રસિદ્ધ તેમજ સ્મૃતિમાં કહેલા ધર્મમાં તથા પુરાણના ધર્મમાં પણ પ્રસિદ્ધ તે ગૌતમ હતો, તે પોતાનો ધર્મ છોડી જૈન ધર્મ કેમ ધારણ કરશે ? પહેલાં જૈન ધર્મ શું નહોતો યા નહોતો તો તે શું ગૌતમે કર્યો એવી રીતનો મને બહુ સંદેહ છે તો તે સંદેહને મટાડવા હે પ્રભુ તમો સમર્થ છો.

## ॥ वशिष्ट उवाच ॥

शृणुराजन्प्रवक्ष्यामिकथांपौराणिकींशुभाम्
याचमांकथितापूर्वंकश्यपेनमहात्मना ॥ ८
साचतेकथयिष्यामोविस्तरेणत्वयंनृप
कल्पान्तरकथाराजन्शृणुचैकाग्रमानसः ॥ ९
कल्पेकल्पेचहेराजन्श्रीमालंभवितापुनः
गौतमादिजैनधर्मंकल्पेकल्पेयुगान्तके ॥ १०
भविष्यतिसदाराजन्श्रीमालेश्रीनिकेतने
प्रथमंऋषभोदेवोजैनधर्मप्रवर्तकः ॥ ११
एकादशसहस्राणिशिष्याणांधारितोमुनिः
जैनधर्मस्यविस्तारोकरोतिजगतितले ॥ १२

कलियुगेधर्महीनाजातावैबहुलाजना
योजातोकपिलोराजन्विज्ञायबहुजैनकम् ॥ १३
सजैनंखण्डनंकृत्वासर्वज्ञःकपिलोमुनिः
जैनंविहायस्त्वंधर्मंस्थापयामासविस्तरात् ॥ १४
स्वेस्वेधर्मेचयेलोकास्थापिताकपिलेनवै
धर्मयुक्ताचतेलोकावर्तन्तेधर्मकैःस्वकैः ॥ १५
एतत्प्रमाणावर्तन्तेगतेकलियुगेनृप
एकदादिवसेराजन्देशकाश्मिरकेपुनः ॥ १६
आशयःकलिनोज्ञात्वाजानितोऽम्बिकयासुतः
योजातोस्मिमहावीरोजैनधर्मप्रवर्तकः ॥ १७
अरिहन्तधर्मेणैवध्यायञ्चसाधुरूपकैः
बद्धाञ्जलिपुटोभूत्वावदातिनम्रितैर्वचै ॥ १८

વશિષ્ટ—હે રાજન, સાંભળ હું તને જુની પુરાણુની કથા કહુંછું જે કથા મને પૂર્વે માહાત્મા કાશ્યપે કહી હતી તે હું તને વિસ્તારથી કહીશ. બીજા કલ્પની તે કથા હે રાજા હું તને કહુંછું તે તું એકાગ્ર ચીત્તથી સાંભળ. હે રાજન, દરેક કલ્પે કલ્પે શ્રીમાળ નગર થશે અને દરેક કલ્પના યુગના અન્ત ભાગમાં ગોતમથી આરંભીને જૈન ધર્મ લક્ષ્મીના સ્થાન શ્રીમાલનગરમાં થશે. પ્રથમ રૂપભદેવ જૈન ધર્મને પ્રવર્તાવનાર અગિયાર હજાર શિષ્યો સાથે. જગતમાં જૈનધર્મોને ફેલાવશે અને તેથી કરી કળિયુગમાં ઘણા માણસો ધર્મહીન થયા ત્યાર પછી જે કપિલમુનિ થયા તે જગતમાં બહુ જૈનધર્મ જાણી તે જૈનધર્મનું ખંડન કરી સર્વજ્ઞ કપિલમુનિ જૈનધર્મને છોડાવી પોતાનો ધર્મ વિસ્તાર પૂર્વક સ્થાપન કરતા હતા અને તેથી પોતાના ધર્મમાં જે જે લોકોને કપિલમુનિયે સ્થાપન કર્યા તે લોકો ધર્મ યુક્ત થઇ પોતાના ધર્મથી વર્તવા લાગ્યા. હે રાજન, આવી રીતે કળિયુગ આવે લોકો વરતવા લાગ્યા. ત્યાર પછી હે રાજા એક દીવસ કળિયુગનો આશય જાણી કાશ્મિર દેશમાં અંબિકાયે પુત્ર ઊતપન્ન કર્યો તે મહાવીર નામે અરિહન્ત ધર્મવડે જૈનધર્મને પ્રવર્ત્તાવનારા થયા તે બે હાથ જોડી નમ્ર સાધુના જેવા વચનથી બોલ્યા.

## ॥ महावीर उवाच ॥

किंकुर्वामोत्वयंमातस्तत्वकार्यंवदस्वमे ॥

મહાવીર—હે મા, હું તારૂં શું કાર્ય કરૂં તે મને કહો.

## ॥ गौर्युवाच ॥

यादृशंतवरूपञ्चतादृशंकुरुभोसुत
वहुतीतास्तेधर्मेभविष्यन्तिकलौयुगे ॥ १९
जिनःस्वकेनजनितउत्सङ्गेनमयातव
धारितःसाधुरूपत्वंध्यायज्जैनंचतेहृदि ॥ २०
तस्मात्वंजैनधर्मंचविस्तीर्णंकुरुभोऽनघ
दयाधर्मेणसंयुक्तअरुहन्तंध्यायत्वंहृदि ॥२१
पूजयन्तिचत्वांलोकाजैनधर्मेप्रवर्तितम
तवधर्मःकलियुगेबहुलश्चभविष्यति ॥ २२
ममाज्ञयावनंगच्छतपसिचास्थितिंकुरु
तवतपप्रभावेनजैनसिद्धोभविष्याति ॥ २३
वन्दितात्वंकलौलोकैधर्मलाभोभविष्यति
तवतपप्रभावेनलोकोधर्मेचरिष्याति ॥ २४
तपोगच्छस्वभोपुत्रावितरागःस्मरन्कुरु
तपगच्छंचतेलोकावदिष्यन्तितदासुत ॥ २५

ગૌરી—હે પુત્ર, જેવું તારૂં સ્વરૂપ છે તેવું તું કર. તારા ધર્મમાં કલિયુગમાં બહુઅતીતો થશે. મેં તારે માટે મારા ખોળાથી જીન ઉત્પન્ન કરેલો છે તેથી હે પુત્ર તું તારા હૃદયમાં જૈનનું ધ્યાનકરી સાધુનું રૂપ ધારણકરી જૈનધર્મનો વિસ્તાર કર અને દયા ધર્મથી યુક્ત થઇ હૃદયને વિષે અરહન્તનું ધ્યાન કર. જૈનધર્મમાં પ્રવર્તેલા તને લોક પૂજશે અને કલિયુગમાં તારો ધર્મ બહુ થશે. મારી આજ્ઞાથી. તું વનમાં જા અને ત્યાં તપ કર. તારા તપના બળથી જૈનધર્મ સિદ્ધ થશે અને કળિયુગમાં વંદન કરાયેલો તું ધર્મ લાભ

આપનાર થઇશ તારા તપની સામર્થ્યથી લોક ધર્મનું આચરણ કરશે. હે પુત્ર રાગને છોડી તપ માટે જા અને ત્યાં અરહન્તનું સ્મરણ કર. હે પુત્ર, ત્યારે તારો તપોગચ્છ છે એમ લોકો કહેશે.

## ॥ वसिष्ठ उवाच ॥

गौर्याश्चवचनंश्रुत्वावीरोवनेगमिष्यति
अरिहन्तस्मरणेराजन्तपःकर्तुंसमुद्यति ॥ २६
महावीरोतपोतिष्ठन्बहुकालेगतेसति
निराहारोजितात्माचसर्ववस्त्रंत्यजेन्नृप ॥ २७
स्त्रीपुंभेदादिरहितोपरमरूपोभवेत्तदा
एवंचसमहावीरोमहोग्रमकरोत्तपः ॥ २८
तस्यतपःप्रभावेनकिञ्चिज्जैनंप्रवर्तते
महावीरोयदाजातोदेशेकाश्मिरकेयदा ॥ २९
ततःप्रभृतिमारभ्यजैनधर्मःप्रवर्तते
इदृशंजैनधर्मंचवर्ततेस्वल्पमात्रकम् ॥ ३०

વસિષ્ઠ—ગૌરીનું વચન સાંભળી વીર વનમાં જશે. અને ત્યાં જઈ અરિહન્ત સ્મરણને વિષે તપ કરવાનો ઊદ્યોગ કરશે. મહાવીરને ઊપવાસ કરી ઇંદ્રિયો વશ કરી તપ કરતાં બહુ વખત ગયો એટલે સર્વ વસ્ત્રનો ત્યાગ કરી સ્ત્રી પુરૂષનાં ભેદથી રહીત બની પરમરૂપ થયા. આવી રીતનું મહાવીર મહા ઉગ્રતપ કરતા હતા તેના તપના મહીમાથી કાંઇક થોડો જૈન ધર્મ પ્રવર્તે છે અને મહાવીર જ્યારથી કાશ્મિર દેશમાં થયા, ત્યારથી આરંભીને જૈનધર્મ પ્રવર્તવા માંડયો. આવી રીતનો ઘણોજ થોડો જૈનધર્મ વરતતો હતો.

एकदासप्तचाद्बानिदुर्भिक्ष्यमभवन्नृप
महाकालंचभूम्यान्तुनान्नादिजायतेयदा ॥ ३१
नवर्षन्तितदामेघाअन्नंनभवतिन्नृप
दुखितान्नृपसर्वेपिश्रीमालवासिनोजनाः ॥ ३२
किंकुर्वामःक्वगच्छामःकथयामोहिकस्यवा

नवर्षन्तिचाम्बुवाहाअन्नंनजगातितले ॥ ३३
प्रलयोवर्ततेकिंवाधुनापिसमयंविना
अन्तकालोहिलोकानांदृश्यतेजगत्तीतले ॥ ३४
सर्वेश्रीमालिनोलोकाकथयामोब्राह्मणान्निति
मनासिनिश्चित्यतेसर्वेगताब्राह्मणसंनिधौ ॥ ३५

હે રાજા—એક વખત સાત વર્ષનો દુકાળ પડયો અને તે મોટા વખતમાં જે વખતે પૃથ્વીમાં અન્ન વિગેરે ન ઉત્પન્ન થતું તે વખત વરસાદ પણ આવતો નહી. અને તેથી અન્નપણ ન થતું તે વખતે સર્વ શ્રીમાલના રહેવાશીયો શું કરીયે કયાં જઇએ અથવા કોને કહીયે કારણકે વરસાદ વરસતો નથી જગતમાં અન્ન નથી માટે સમય વિનાનો હાલમાં પ્રલયનો વખત છે જગતમાં લોકના અન્તકાળનો વખત જણાય છે. આવી રીતે શ્રીમાળી લોકો વિચાર કરી છેવટે બ્રાહ્મણો પાસે જઇયે એમ મનમાં નિશ્ચય કરી બ્રાહ્મણો પાસે ગયા.

## ॥ जनाऊचुः ॥

भूसुरास्थापितादेवैर्युष्माकंगुरुवोभुवः
नवर्षन्तिचाम्बुवाहानान्नंचभवतिप्रभो ॥ ३६
किंकुर्वामोवयंलोकाह्यन्तकालोहिदृश्यते
अन्नंविनाकिंजीवेमस्वाहारवासिनोजनाः ॥ ३७

લોક—હે ભૂદેવો, તમોને દેવોએ જગતના ગુરૂ સ્થાપેલા છે. હે સ્વામી વરસાદ વરસતો નથી અન્ન થતું નથી માટે અમે લોકો શું કરીએ, આ અન્તકાળ જણાય છે. સારૂ સારૂ ભોજન કરનારા અમો અન્નવિના કેમ જીવીયે?

## ॥ विप्राऊचुः ॥

यूयंवयंहिसर्वेपिकथयामोगौतमायवै
गौतमोऽस्माकंविप्राणांमध्येमुख्यःप्रतिष्ठितः ॥ ३८
तपःकर्मणिनियतःसर्वकालेप्रवर्तते

प्रातःकालेमबीजानिभूमौक्षिपतिगौतमः ॥ ३९
मध्यान्हेतच्छालीनांभोजनंकुरुतेमुनिः
इद्दशोगौतमोलोकावर्ततेश्रीनिकेतने ॥ ४०
माशुचंकुरुतलोकागौतमःपालयिष्यति
ततःश्रीमालिनःसर्वेगच्छामोगौतमाश्रमम् ॥ ४१
इतिनिश्चित्यतेलोकागतागौतमगाश्रमम्
आगतानांचलोकानांगौतमःसंमुखोगतः ॥ ४२
सादरंचचकाराशपृच्छतितत्रगौतमः
सर्वेऽपिब्राह्मणालोकाद्विजसङ्घनसंयुताः
धन्यत्वंममभाग्यस्यद्विजाअत्रसमागताः ॥ ४३

બ્રાહ્મણ—અમે અને તમે સઘળાઓ ગૌતમને કહીયે. ગૌતમ અમારા બધા બ્રાહ્મણોમાં મુખ્ય છે અને દરેક વખતે તપ કર્મમાં આસક્ત રહે છે અને સવારમાં બીજ જમીનમાં આવે છે ને બપોરે તેની ડાંગરનું પોતે ભોજન કરે છે. આની રીતે ગૌતમ શ્રીમાળનગરમાં વર્તે છે. માટે હે લોકો, શોક ન કરો, ગૌતમ પાલન કરશે. ત્યાર પછી સર્વે શ્રીમાળિ લોકો ચાલો ગૌતમાશ્રમમાં જઈએ એમ નિશ્ચય કરી ગૌતમના આશ્રમમાં ગયા. આવેલા તે લોકોની સામા ગૌતમ ગયા અને તત્કાળ આદરમાન કરી ત્યાં ગૌતમ પુછે છે કે બ્રાહ્મણો સાથે સઘળા લોકો આવ્યા તેથી મારા ભાગ્યને ધન્ય છે કે આજ અહીં દ્વિજો આવ્યા.

## ॥ द्विजा ऊचुः ॥

तपोवृद्धावयोवृद्धाविद्यावृद्धाश्चब्राह्मणा
द्विजानांकथयामासुर्गौगौतमोमुख्यनायकः ॥ ४४
तेनश्रीमालिनोलोकाआगताशरणंतव
दुर्भिक्षेपालितुंलोकान्त्वंविनाकःसमर्थयेत् ॥ ४५
त्वंगुरुश्चद्विजेंद्राणांलोकानांचविशेषतः

वयंलोकाश्चतेभिक्षाआगतास्तवसंनिधौ
द्विजानांवचनंश्रुत्वाह्युवाचगौतमस्तदा ॥ ४६

દ્વિજો—વયોવૃદ્ધ તપોવૃદ્ધ અને વિદ્યાવૃદ્ધ બ્રાહ્મણો કહેતા હતા કે બ્રાહ્મણોમાં ગૌતમ મુખ્ય છે, તેથી, આ શ્રીમાલિ લોકો તમારે શરણે આવ્યા છે. દુર્ભિક્ષમાં લોકનું પાલન કરવા તારાવિના કોણ સમર્થ હોય ? તું બ્રાહ્મણોનો ગુરૂ છે અને બાકીના લોકોને વિશેષે કરીને ગુરૂ છે. અમે લોકો અને તમારી ભીક્ષા એટલા માટે તમારી પાસે આવેલા છીએ. તે વખતે આવી રીતનું દ્વિજનું વચન સાંભળી ગૌતમ બોલ્યા.

## ॥ गौतम उवाच ॥

भोभोविप्राश्चभोलोकाधन्योहमागतेनहि
युष्मदस्मत्पालनेचसमर्थईश्वरःसदा ॥ ४७
शालीर्भवन्तिह्यत्रैवमध्यान्हेभोजनंभवेत्
अत्रैवभोजनंसर्वेकुर्वन्तुहिनिरन्तरम् ॥ ४८

ગૌતમ—હે બ્રાહ્મણો, હે લોકો, તમારા આવવાથી હું ધન્યછું તમારૂં અને અમારૂં પાલન કરવામાં ઇશ્વર સમર્થ છે. અહીંજ ડાંગર થાય છે અને બપોરે ભોજન થાય છે. માટે દરરોજ બધા અહીં ભોજન કરો.

## ॥ वसिष्ठ उवाच ॥

गौतमस्यवचःश्रुत्वासर्वेहर्षत्वमागताः
धन्योस्तिगौतमोलोकेश्रीमालश्रीनिकेतने ॥ ४९
श्रीमालस्यप्रतिग्राहःप्रमाणोगौतमेनहि
पालिताश्चप्रजासर्वाःसप्तकालेषुप्रत्यहम् ॥ ५०
गौतमोमभवेल्लोकेपालनेकःसमर्थयेत्
इत्येवंश्लाघयन्तोहिवसन्तिगौतमाश्रमे ॥ ५१
एवंप्रवर्तमानेनसकालोव्यतीतोभवेत्
व्यतीतेसप्तदुर्भिक्षेववर्षुर्वारिदाबहु ॥ ५२

सजलामेदिनीजाताचान्नेनपरिपूरिता
एवमन्नोदकेनैवसुभिक्षंश्रीनिकेतनम् ॥ ५३
यदाजातंतदातत्रद्विजानूचुर्द्विजस्त्रियः
पालिताःसप्तदुर्भिक्षंयूयंचगौतमेनवै ॥ ५४
अहिल्यागौतमीभार्यात्वंदिष्यतिनिरन्तरम्
पालितासप्तदुर्भिक्षेसर्वेश्रीमालिनोजनाः ॥ ५५
ममनाथंविनासर्वेमृत्युमेष्यन्त्यसंशयम्
इतिस्त्रीभिरेरिताविप्रामातिभ्रशास्तदाभूवन् ॥ ५६
परस्परंवदन्तिचाकिंकुर्वामोह्यगौतमे
द्विजाःसर्वेसुसंमील्यगुह्यंकृत्वापरस्परम् ॥ ५७
अपराधोगौतमेदेयस्तेनवक्तुंक्षमाभवेत्
इदृशींकुर्वतेबुद्धिसर्वेश्रीमालिनोद्विजाः ॥ ५८
कुर्वतेमामुर्षींधेनुंगौतमकारणेनवै
साधेनुःशालभक्षार्थंसमीपेगौतमेगता ॥ ५९
शालीर्भक्षन्तींतांदृष्ट्वाधेनुंचगौतमस्तदा
वारयामासदर्भेणसाधेनुपतितातदा ॥ ६०
मृत्युंप्राप्ताचसाधेनुरपराधंगौतमेददुः ॥ ६१

વશિષ્ઠ—(ગૌતમનું વચન સાંભળી સૌ ખુશી થયાં ) અને લક્ષ્મીના નિવાસ સ્થાન શ્રીમાલનગરમાં ગૌતમને ધન્ય છે અને શ્રીમાલનો ગૌતમે પ્રતિગ્રહ કર્યો તે પ્રમાણ છે. સાત વર્ષના કાળમાં ગૌતમે સર્વ પ્રજાનું પાલન કર્યું આવી રીતનાં વખાણ કરતા કરતા તેઓ ગૌતમના આશ્રમમાં વસે છે આવી રીતે વરતતાં તે સાત વર્ષ વીતી ગયાં અને સાત વર્ષના દુઃષ્કાળ વીતિગયો એટલે વરસાદ ઘણો વરસવા લાગ્યા. અને પૃથ્વી જલથી ભરાઇ ગઈ તેમજ અન્નથી પણ પરિપૂર્ણ થઇ. આવી રીતે અન્ન અને જલથી શ્રીમાળનગર સુભિક્ષ થયું તે વખતે બ્રાહ્મણોની સ્ત્રિઓ બ્રાહ્મણ પ્રત્યે બોલી. હે માહારાજ, તમારે ગૌતમે સાત વર્ષના કાળમાં રક્ષણ કર્યું તેથી ગૌતમની સ્ત્રી અહિલ્યા દરરોજ કહેશે કે સઘળાં શ્રીમાલીઓનું સાત વર્ષના

દુકાળમાં મારા પતિયે રક્ષણ કર્યું. જો મારો સ્વામી ન હોત તો બધા મૃત્યુ પામત. આવી રીતે સ્ત્રીયોયે જ્યારે બ્રાહ્મણોને કહ્યું એટલે બ્રાહ્મણ બુદ્ધિહીન થયા અને પરસ્પર બોલવા લાગ્યા કે ગૌતમને શું કરીયે? આવી રીતે પરસ્પર બ્રાહ્મણો મળી ગુહ્ય વિચાર કર્યો કે ગૌતમને કાંઇક અપરાધ આપવો કે જેથી એ બોલે નહી. અને મારી માગે આવી રીતે વિચાર કરી સર્વે શ્રીમાળી બ્રાહ્મણો ગૌતમને માટે મનુષ્યની ગાય બનાવી તે ધેનું ડાંગર ખાવા ગૌમત તરફ ગઇ તે વખતે ગાયને ડાંગર ખાતી જોઇ ગાયને દર્ભવડે પાછી વાળવા માંડી ત્યારે તે ધેનું પડી ગઇ અને મરણ પામી તેનો અપરાધ ગૌતમને આપ્યો.

## ॥ ब्राह्मणा उचुः ॥

हिंसाकृतात्वयाधेनोर्भोभोवैगौतमद्विज
अतोविप्रैस्त्वयास्माकंभुज्यतेनैवपाङ्क्तिषु ॥
तस्मात्त्वंद्विजपङ्क्तिभ्योबहिर्भवद्विजोत्तम ॥ ६२

બ્રાહ્મણો—હે ગૌતમ તે ગાયની હીંસા કરી માટે બ્રાહ્મણો તારી સાથે પક્તિમાં જમતા નથી તેથી હે વિપ્ર તું બ્રાહ્મણની પક્તિથી દુર થા.

## ॥ वशिष्ट उवाच ॥

तच्छ्रुत्वागौतमोविप्रोध्यानमाश्रित्यतत्क्षणम
द्विजानांकौतुकंदृष्ट्वाप्युवाचब्राह्मणान्प्राति ६३

વશિષ્ઠ—તે સાંભળી ગૌતમે તત્કાળ ધ્યાન કરી જોયું તો બ્રાહ્મણનું કાવતરૂં જાણી તે પ્રત્યે બોલ્યો.

## ॥ गौतमउवाच ॥

युष्माभिःसहपङ्क्तिस्यात्तथादिशतभोद्विजाः
यत्यत्कार्यंचवदथतत्तत्कार्यंकरोम्यहम ॥ ६४

ગૌતમ—હે બ્રાહ્મણો તમારી સાથે જેવી રીતે પંકતી વેહેવાર થાય તેવી રીતે મને બતલાવો. તમે જે જે મને કરવાનું કહેશો તેતે હું કરીશ.

## ॥ ब्राह्मणाऊचुः ॥

भागीरथ्याजलेस्नात्वागोदावर्यास्तथापुनः
अष्टोत्तरकृतःस्नानंशुद्धोभवासिगौतम ॥ ६५
अस्यागोश्चर्मभोविप्रधारितस्त्वंचवैपुनः
प्रदक्षिणीकृत्यभूमिंचपङ्क्तियुक्तोभवेद्विज ॥ ६६

બ્રાહ્મણો—હે ગૌતમ, તું ગંગામાં સ્નાન કરી એકશો આઠવાર ગોદાવરીમાં સ્નાન કરવાથી શુધ થા; અને વળી આ ગાયનું ચામડું ઓઢી પૃથ્વીની પ્રદક્ષિણા કરી તું પંક્તિ લાયક થા.

## ॥ वसिष्ठ उवाच ॥

भागीरथीकृतस्नानोगौतमोविप्रप्रेरितः
गोदावर्याअष्टशतंस्नानंकृत्वाद्विजोत्तमः ॥ ६७
भूमीप्रदक्षिणांराजन्चकारस्वात्मशुद्धये
भूम्याःप्रदक्षिणायान्तुगोचर्मनैवधारितम् ॥ ६८
तेनाविप्रैर्गौतमायपङ्क्तिलाभोनदीयते ॥ ६९
गौतमोपितदागच्छेत्श्रीसमीपेश्रीयालये ॥
तत्रगत्वाश्रियंप्राहदीनवाक्यैःसुरेश्वरीम् ॥ ७०

વસિષ્ઠ—બ્રાહ્મણની આજ્ઞાથી ગૌતમે ગંગામાં સ્નાન કર્યું તથા ગોદાવરીમાં એકશોઆઠ વખત સ્નાન કરી પોતાની શુદ્ધિ માટે હે રાજા પૃથ્વીની પ્રદક્ષિણા કરી, પરંતુ પૃથ્વીની પ્રદક્ષિણામાં ગાયનું ચામડું ઓઢયું નહી જેથી બ્રાહ્મણોએ ગૌતમને પંક્તિ ન આપી. તે વખતે ગૌતમ શ્રીમાળનગરમાં લક્ષ્મી પાસે ગયા અને ત્યાં જઈ સુરેશ્વરી લક્ષ્મી પ્રત્યે ગરીબ વચનોથી બોલ્યા.

## ॥ गौतम उवाच ॥

अपराधितमीयमिथ्याश्रीमालवासिभिर्द्विजैः
किंकरोमिचभोदेवितवसान्निधिमागतः ॥ ७१

सप्तकालेषुहेमातरुषितंतैर्ममाश्रमे
तस्मिन्‌कालेव्यतीतेतुह्यपराधंचमेददुः ॥ ७२

ગૌતમ—હે દેવિ, શ્રીમાળવાસિ દ્વિજોએ મારે વિષે ખોટે અપરાધ મુકયો માટે કયાં જાઉ ? તારી પાસે આવ્યોછું. સાત વર્ષના દુકાળમાં તેઓ લોક મારા આશ્રમમાં રહ્યા અને તે વખત પુરો થયો એટલે મને અપ-રાધ આપ્યો.

## ॥ देव्युवाच ॥

पञ्चोनाखलुपञ्चाशत्सहस्राणिद्विजन्मनाम्
दशोनमेकसाहस्रंवैश्यानांचतथैवच ॥ ७३.
भोजिताश्चत्वयातस्मिन्कालेदुर्भिक्षकेसदा
तथापितेचापराधोदत्तःश्रीमालवासिभिः ॥ ७४
स्त्रिबुध्यासावृत्तिस्तुतेषांजाताद्विजन्मनाम्
अतस्त्वंजैनधर्मंचश्रीमालेवर्तयिष्यसि ॥ ७५
विष्णुधर्मविहीनस्तुलोकस्तत्रभविष्यति
त्वयैवपालिताविप्राअपराधंत्वयिददुः
लक्ष्मीहीनाभविष्यन्तितस्मात्श्रीमालवासिनः ॥ ७६

દેવી—પીસતાળીહજાર બ્રાહ્મણ તથા નેવું હજાર વૈશ્ય એ લોકોને કા-ળમાં તેં નિરંતર જમાડયા તોપણ શ્રીમાળી લોકોએ તને અપરાધ આપ્યો તો તે વૃતિ તે દ્વિજોની સ્ત્રીની બુદ્ધિથી થઇ એથી તું શ્રીમાળને વિષે જૈન ધર્મ પ્રવંર્તાવીશ અને ત્યાંના લોક વિષ્ણુ ધર્મથી હીન થશે અને તેંજ પા-લન કરેલા બ્રાહ્મણોએ તારે વિષેજ અપરાધ આપ્યો તેથી તે શ્રીમાળીયો લક્ષ્મી હીન થશે.

## ॥ गौतम उवाच ॥

अहंगच्छामिभोमातर्देशेकाश्मिरकेधुना
जैनधर्मंकरिष्यामिश्रीमालेचनिरन्तरम् ॥ ७७

दुःखीभवतिश्रीमाल्लीममदोषोनदीयते
तवाज्ञयाविनादेविनकिंचित्कुरुमोवयम्
दुःखितोऽहंचविप्रेभ्यःकरोमिजैनधर्मकम् ॥ ७८

ગૌતમ—હે મા, હવે હું કાશ્મિર દેશમાં જાઉછું અને ત્યાર પછી શ્રીમાળમાં નિત્ય જૈન ધર્મ કરીશ તો તેથી શ્રીમાળ દુઃખી થાય તેનો દોષ મને આપશો નહીં. હે દેવી, તારી આજ્ઞા શિવાય હું કાંઇ પણ કરતો નથી પણ બ્રાહ્મણોથી દુઃખી થયેલો હું જૈન ધર્મ કરૂં છું.

## ॥ देव्युवाच ॥

त्वंजानासिभोपुत्रइदंनवेद्मिसांप्रतम्
तत्रैवयादृशीचेच्छातादृशंत्वंकुरुसुत ॥ ७९
त्वयिजैनेप्रवृत्तेतुद्विजावैदुःखिनोसुत
परंमद्वचनंपुत्रश्रृणुत्वंकथयामिते ॥ ८०
ममश्रीमालमाहात्म्यखण्डनंनकरिष्यसि
श्रीमालवैश्यसमूहस्तवधर्मेचरिष्यति ॥ ८१
यस्तुममधर्महीनस्यात्तस्मैशापंददाम्यहम्
मद्धर्मप्रयुक्तोलोकोतवधर्मेचरिष्यति ॥ ८२
ममसाहात्म्यंश्रीमालेंश्रृण्वत्तोभक्तितत्पराः
मयिभक्तिप्रभावेनह्यागमिष्यन्ममालये ॥ ८३
ईदृशास्तवधर्मेयेचरिष्यन्तिकलौयुगे
तेषांगृहेममावासोपुत्रपौत्रादिवर्धनम् ॥ ८४

દેવી—તે તું જાણે, હાલમાં હું એ ન જાણું. તારી જેવી ઇચ્છા તે પ્રમાણે તું કર. તું જૈન ધર્મમાં પ્રવૃત્ત થઇશ ત્યારે દ્વિજો દુઃખી થશે; પરંતુ મારૂં આટલું હું તને કહું છું તે તું સાંભળ, તે એ કે મારા શ્રીમાળ માહાત્મ્યનું ખંડન કરીશ નહીં. શ્રીમાળના વાણીયાઓ બધા તારો ધર્મ પાળશે અને તેમાં જે મારો ધર્મ નહીં પાળે તેને શાપ દઇશ. મારા ધર્મ યુક્ત બની લોક તારા ધર્મમાં પ્રવર્ત થશે અને ભક્તિ પૂર્વક મારા શ્રીમાળ

માહાત્મ્યનું શ્રવણ કરશે અને મારે વિષે ભક્તિ રાખી જે મારા મંદીરમાં જશે, આવી રીતે જે કળિયુગને વિષે તારો ધર્મ પાળશે તેને ઘેર મારો વાસ રહેશે તથા તેના પુત્ર પુત્રાદિ સંતતિની વૃદ્ધિ થશે.

## ॥ गौतम उवाच ॥

श्रीमालखण्डनंमातर्नकरिष्यामिकुत्रचित्॥ ८५

ગૈતમ—હે માત, શ્રીમાળ માહાત્મ્યનું ખંડન હું કદિ પણ નહીં કરૂં.

## ॥ देव्युवाच ॥

गच्छगच्छद्विजश्रेष्ठदेशेकाश्मिरकेधुना
गौर्यापुत्रोमहावीरस्त्वांनशिष्यंकरिष्यति ॥ ८६
जैनधर्मंचश्रीमालेचरिष्यन्तिकलौयुगे
त्वयैवबोधितावैश्याकेचिज्जैनंचमन्वते ॥ ८७
केचिद्वैश्याविष्णुधर्मंचरिष्यन्तिनिरंन्तरम्
श्रीमालेईदृशावैश्याभविष्यन्तिकलौयुगे ॥ ८८
धर्मशास्त्राणिजैनानित्वत्कृप्तानिभवन्तिहि

દેવી—હે દ્વિજ શ્રેષ્ટ, કાસ્મિર દેશમાં તું જા. હાલમાં ગૌરીપુત્ર મહાવીર ત્યાં છે તે તને શિષ્ય કરશે અને શ્રીમાળમાં કળિયુગમાં જૈન ધર્મનું આચરણ લોકો કરશે. કેટલાક વાણીયાઓ તારા બોધથી જૈનધર્મને માનશે અને કેટલાક વિષ્ણુ ધર્મનું આચરણ કરશે. કળીયુગમાં શ્રીમાળી વાણીયા એવી રીતના થશે અને જૈનનાં ધર્મ શાસ્ત્ર પણ તારાં બનાવેલા થશે.

## ॥ वसिष्ठ उवाच ॥

इत्युक्तोगौतमस्तत्रगन्तुमचलितस्तदा
तद्ज्ञात्वाचद्विजासर्वेदेवींगत्वमसस्वनुः ॥ ८९

વશિષ્ઠ—આ પ્રમાણે દેવીયે ગૌતમને કહ્યું એટલે ગૌતમ જવાને

માટે તૈયાર થયો. તે વખતે તે વાત જાણી સઘળા દ્વિજો દેવી પાસે જઈ બોલ્યા.

## ॥ द्विजाऊचुः ॥

किंदत्ताचभोदेवित्वयाज्ञागौतमायवै
जैनधर्मंचस्वीकर्तुंश्रीमालेश्रीनिकेतने ॥ ९०
त्वयादत्तेतुश्रीमालेजैनधर्मोभविष्यति
श्रीमालवासीलोकश्चधर्महीनोभविष्यति ॥ ९१
गौतमोनानिवृतःस्यादस्माभिवारितोबहु
वारयंत्वंचभोमातर्जैनधर्माच्चगौतमम् ॥ ९२
माकुरुजैनधर्मंचविप्राणांदुःखदायकम् ९३

દ્વિજો—હે માતા, શ્રી નિવાસસ્થાન શ્રી શ્રીમાળનગરમાં જૈનધર્મ સ્વીકારવાની શું તમે ગૌતમને આજ્ઞા આપી? તમારા દાન કરેલા આ શ્રીમાળનગરમાં જ્યારે જૈનધર્મ પ્રવર્તશે ત્યારે શ્રીમાળવાસી લોકો ધર્મહીન થશે અને ગૌતમને હમે ઘણા વાર્યા પરંતુ તેઓ તેથી પાછા ફરતા નથી. માટે હે મા, એ જૈનધર્મથી ગૌતમને તમે નિવૃત્ત કરો અને બ્રાહ્મણોને દુઃખ આપનાર જૈનધર્મને ન કરો.

## ॥ देव्युवाच ॥

भोविप्रानकृतंसाधुगौतमेचापराधितम्
सांप्रतंपालितायूयंदुर्भिक्षैःसप्तवत्सरैः ॥ ९४
तस्मिन्नपराधितंविप्रैर्गर्हितंतत्कृतंबहु
युष्मद्दोषेणभोविप्रागौतमंधारितोजिनम् ॥ ९५
जीनधर्मप्रवृत्तेतुद्विजादुःखीभवन्तिहि
जैनधर्मप्रवृत्तास्तुश्रीमालवर्तिनोनराः ॥ ९६
तदागच्छामिश्रीमालान्ममदोषोनदीयते

पुत्रोगौतमोज्येष्ठस्तपधर्मेवर्ततेसदा ॥ ९७
अपराधितंचयुष्मद्भिर्धर्मोनश्यतितेनवै
श्रीमालेजैनधर्मस्तुकलौवर्तिष्यतेयदा ॥ ९८
तदागच्छामिश्रीमालान्ममदोषोनदीयते
युष्मत्कृतंचयुष्मद्भिर्भोक्तव्यमेवकिंत्ततः ॥ ९९

**દેવી**—હે બ્રાહ્મણો, તમે ગૌતમને જે અપરાધી બનાવ્યો એ સારૂં કર્યું નહી. હાલમાં તમને સાત વર્ષના દુષ્કાળમાં પાળ્યા. તેજ ગૌતમને તમે અપરાધ આપ્યો એ ઘણુંજ ખોટું કર્યું તમારાજ દોષે હે વિપ્રો ગૌતમને જૈનધર્મ ધારણ કરાવ્યો અને તે જૈનધર્મ પ્રવૃત્ત થશે એટલે બ્રાહ્મણો દુઃખી થશેજ. જ્યારે શ્રીમાળના રહેનાર જૈનધર્મમાં પ્રવૃત્ત થશે ત્યારે હું શ્રીમાળમાંથી જઇશ. એમાં મને દોષ દેશો નહીં. મુખ્ય પુત્ર ગૌતમ તપધર્મમાં વર્તે છે અને તમોયે તેનો અપરાધ કર્યો માટે તમારો ધર્મ નાશ પામશે. અને જ્યારે કળીયુગ આવશે અને જૈનધર્મ પ્રવૃત્ત થશે તે વખતે હું શ્રીમાળમાંથી જઇશ એમાં મને દોશ ન દેવો; કારણ કે તમારૂં કરેલું તમારે ભોગવવું એમાં તેથી બીજું શું.

## ॥ द्विजाऊचुः ॥

मतिहीनावयंमातःस्त्रीणांचवशवर्तिनः
गौतमेपराधितंदेविकिंकुर्वामोन्यथाभवेत् ॥ १०० 
तवपुत्रावयंदेवितत्रैवाधिष्ठिताःपुरा
बुद्धिभ्रष्टाअद्यजातादग्धितोगौतमश्चवै ॥ १०१
तस्मात्त्वंजननिमातरपराधोक्षमस्वहि
श्रीमालवासिनामस्तिपितासगौतमोमुनिः ॥ १०२

**બ્રાહ્મણો**—હે મા, સ્ત્રીને વશ થયેલા અમે બુધિહીન થયા. અને ગૌતમનો અપરાધ કર્યો, પરંતુ હે દેવિ, હવે તે કેમ મીથ્યા થાય? હે માતા, હમે તારા પુત્ર છીયે અને પૂર્વે આશ્રય કરીને રહ્યા છીયે તે હાલમાં બુદ્ધિહીન થયા અને વળી ગૌતમને પાછા દગ્ધ કર્યા માટે હે મા તું જ-

નની છે માટે અમારો અપરાધ ક્ષમા કર. શ્રીમાળવાસી લોકોને ગૌત્તમ પીતા તુલ્ય છે.

## ॥ देव्युवाच ॥

किंकुर्वामोयुष्माद्भिर्गौतमोदग्धितोपुरा
गौतमंप्रार्थयित्वाचजैनधर्मान्निवारयत ॥ १०३

દેવી—હું શું કરૂં, તમે પ્રથમ ગૌતમને દગ્ધ કર્યા છે માટે ગૌતમની પ્રાર્થના કરી તમે તેને જૈનધર્મથી પાછા વાળો.

## ॥ वशिष्ठ उवाच ॥

श्रियाचप्रेरिताविप्रागौतमंप्रत्यभाषत ॥ १०४

વશિષ્ઠ—લક્ષ્મીયે પ્રેરણા કરેલા બ્રાહ્મણો ગૌત્તમ પ્રત્યે બોલ્યા.

## ॥ द्विजाऊचुः ॥

गौतमत्वंद्विजश्रेष्टपितात्वंसर्वदामम
जिनधर्मंविहायत्वमपराधंक्षमस्वभोः ॥ १०५
मोहापराधितंविप्रैर्मतिहीनैस्तवप्रभो
तस्मात्त्वंहिक्षमांकर्तुंजैनधर्मान्निवर्तय ॥ १०६
त्वयिजिनेप्रवृत्तेचतवधर्मोविनश्यति
तवशिष्यामुनिराजदुःखिताचभवन्तिहि ॥ १०७
तवधर्मविहीनंतुश्रीमालंतुयदाभवेत्
तदागच्छेच्चश्रीमालाद्देवीश्रीःकुलदेवता ॥ १०८
श्रियांगच्छत्यांश्रीमालंस्थानभ्रष्टंभविष्यति
तस्मात्क्षमस्वापराधंजैनधर्मान्निवर्तय ॥ १०९

બ્રાહ્મણો—હે દ્વિજ શ્રેષ્ટ ગૌત્તમ, તું અમારો સર્વદા પિતા છે માટે જૈનધર્મ છોડી અમારો અપરાધ ક્ષમા કર. હે પ્રભો, બુદ્ધિ ભ્રષ્ટો બ્રાહ્મણોયે

અજ્ઞાનથી તમારો અપરાધ કર્યો તેથી ક્ષમા કરવા માટે તમો જૈનધર્મથી નિવૃત્ત થાઓ. અને તમે જ્યારે જૈનધર્મમાં પ્રવૃત્ત થશો ત્યારે તમારો ધર્મ નાશ પામશે. હે મુનિરાજ, તમારા શિષ્યો દુઃખી થશે અને તમારા ધર્મથી હીન જ્યારે શ્રીમાળ થશે ત્યારે શ્રીમાળથી શ્રી કુળદેવી લક્ષ્મીજી જશે અને લક્ષ્મી જશે એટલે શ્રીમાળનગર સ્થાન ભ્રષ્ટ થશે, તેથી અપરાધ ક્ષમા કરો અને જૈનધર્મથી નિવૃત્તી પામો.

## ॥ गौतम उवाच ॥

भोभोविप्रावचोब्रूतकिमद्यदीनवाक्यदैः
विनापराधेनदग्धोहंभुञ्जतांतादृशंफलम् ॥ ११०
गच्छाविप्राश्चभोदुष्टाअद्यमांवारयेतकिम् ।
पूर्वंकिंनैवपश्यन्तिचापराधःकृतोमया
जैनंकाश्मिरकंगत्वागृह्णेऽहंवीरदीक्षया ॥ १११

ગૌત્તમ—હે બ્રાહ્મણો, આજ મને ગરીબ વાક્યોથી શું કહોછો ? મને વિના અપરાધે દગ્ધ કર્યો માટે તેવું ફળ ભોગવો. હે દુષ્ટ બ્રાહ્મણો, જાઓ આજ મને શું વારોછો ? પ્રથમ શું મારો અપરાધ કરતી વખતે નહોતા જોતા ? માટે હું કાશ્મિરમાં જઈ વીર પાસે દીક્ષા લઈ જૈનધર્મ ગ્રહણ કરીશ.

## ॥ विप्रा ऊचुः ॥

त्वंतातस्त्वंप्रभोविप्रस्त्वंस्वाहात्वंचहीश्वरः
जैनधर्मंत्यजतातविप्राणांवृत्तिहारकम् ॥ ११२

બ્રાહ્મણો—હે ગૌત્તમ, તું પિતા છે તું બ્રાહ્મણ છે તું સ્વાહા છે અને તું ઇશ્વર છે. માટે હે તાત વિપ્રોની વૃત્તિને હરણ કરનાર જૈનધર્મનો ત્યાગ કર.

## ॥ गौतम उवाच ॥

जैनंनमुञ्चेभोविप्रायूयंगच्छतस्वंगृहम्
श्रीमालवासिलोकेषुयुष्मद्वृत्तिर्भविष्यति
श्रियायास्थापितापूर्वंनैवखण्डांकरोमिताम् ॥ ११३

ગૌતમ—હે બ્રાહ્મણોં હું, જૈનધર્મ છોડનાર નથી. તમો તમારે ઘેર જાઓ. શ્રીમાળવાસી લોકમાં તમારી વૃત્તિ થશે તે જે લક્ષ્મીજીયે પ્રથમ સ્થાપેલી છે તે હું ભાગી નહી નાખું.

## ॥ वसिष्ठ उवाच ॥

गौतमस्यवचःश्रुत्वाचाहिल्यामवदन्द्विजाः ॥ ११४

વશિષ્ઠ—ગૌતમનું વચન સાંભળી બ્રાહ્મણો અહિલ્યા પ્રત્યે બોલ્યા.

## ॥ द्विजाऊचुः ॥

अहिल्येमौताविप्राणामपराधंक्षमस्वनः
गौतमोजैनधर्मंचमाकरोतश्रीनिकेतने ॥ ११५

બ્રાહ્મણો—હે બ્રાહ્મણોની મા અહિલ્યા, અમારો અપરાધ ક્ષમા કરો અને ગૌતમ શ્રીમાળમાં જૈનધર્મ ન કરો.

## ॥ अहिल्योवाच ॥

पुयंगच्छतभोविप्राकिंपृष्टेआगतेनहि
वारितुंकःसमर्थोस्तिभविष्यतोप्रवृत्तिषु ॥ ११६
अहमार्याभविष्यामिगौतमःसाधुरेवहि
नांदिमुखादिश्राद्धेषुममपूजांकुरुतवै ॥ ११७
श्रीमालेजैनधर्मंचगौतमादिंप्रवर्तते
श्रीमालवासिलोकानांयुष्मदवृत्तिर्भवेदिह ॥ ११८

અહિલ્યા—હે બ્રાહ્મણો તમો ઘેર જાઓ • પાછળ આવવાર્થી શું ભવિષ્યમાંથી વારવાને કોણ સમર્થ છે હું આર્યા થઈશ અને ગૌતમ સાધુ થશે. નાંદી મુખ વિગેરે શ્રાદ્ધમાં મારૂં પૂજન તમો કરો શ્રીમાળમાં જૈનધર્મ ગૌતમથી આરંભી પ્રવર્તશે અને શ્રીમાળવાસી લોકોંમાં તમારે વૃત્તિ રહેશે.

## ॥ द्विजाऊचुः ॥

आर्यानाम्नातत्रपूजांकरिष्यामोनिरन्तरम्
नान्दीमुखादिश्राद्धेषुसर्वकार्येषुभाक्तितः ॥ ११९

**બ્રાહ્મણો**—અમે આર્યા નામથી તમારી પૂજા કરીશું અને નાંદીમુખ વિગેરે શ્રાદ્ધમાં તથા સર્વ કાર્યોમાં પણ ભક્તિથી પૂજન કરીશું.

## ॥ वसिष्ठ उवाच ॥

विप्राश्चस्वगृहंराजन्आगताःश्रीनिकेतने
अदृष्टमीदशन्नियमितोनानिवर्तते ॥ १२०
गौतमोपिततोराजन्गतोकाश्मिरकेततः
महावीराद्दीक्षयाचधत्तेजैनंमनेप्सितम् ॥ १२१
इदृशोगौतमोराजन्जैनधर्मोप्रवतर्त्ते
श्रीमालेजैनधर्मश्चगौतमेनप्रसिद्धितः ॥ १२२

**વશિષ્ઠ**—હે રાજા બ્રાહ્મણો શ્રીમાળમાં પોતાને ઘેર આવ્યા અને વિચાર કર્યો કે અદૃષ્ટ એવું છે માટે એ નિવૃત્ત થતો નથી ત્યાર પછી ગૌતમ પણ કાશ્મિર ગયો અને મહાવીર પાસેથી દીક્ષા લઇ મનનો ધારેલો જૈનધર્મ ધારણ કર્યો. હે રાજા આવી રીતનો ગૌતમનો જૈનધર્મ પ્રવર્તે છે શ્રીમાળમાં જૈનધર્મ ગૌતમે પ્રસિદ્ધ કર્યો.

**इतिश्री स्कन्द पुराणे एकाशीति साहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्म विभागे श्रीमाळमाहात्म्ये गौतमादि जैनधर्म प्रवृत्तिनाम त्रिसप्ततितमोऽध्यायः**

આ પ્રમાણે શ્રી શ્રીસ્કંદ પુરાણમાં એકાશીહજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મ વિભાગમાં શ્રીમાળમાહાત્મ્યમાં ગૌતમાદિ જૈનધર્મ પ્રવત્તિ નામનો અધ્યાય ૭૩ મો.

# ॥ अथ चतुःसप्ततितमोऽध्यायः ॥

## અધ્યાય ૭૪ મો.

## ॥ मांधातोवाच ॥

किंयुगेचमहावीरोजैनधर्मंचकारह
गौतमश्चकदातस्माद्दीक्षांजग्राहवाडवः ॥ १
श्रीमालेजिनधर्मश्चकथंसगौतमोऽकरोत्
तन्मेसर्वंसमाचक्ष्वमनासिमेकूतूहलम् ॥ २

માંધાતા—હે મહારાજ કયા યુગમાં મહાવીર જૈનધર્મ કરતો હવો અને ગૌતમ તેની પાસેથી ક્યારે દીક્ષા ગ્રહણ કરતો હતો તથા તે શ્રીમાળમાં જૈનધર્મ શી રીતે ગૌતમે કર્યો તે સઘળું મને કહો મારા મનમાં કૌતક થાય છે.

## ॥ वसिष्ट उवाच ॥

द्विसहस्रागताराजन्नद्बाःकलियुगेयदा
तदाजातोमहावीरोदेशेकाश्मिरकेनृप ॥ ३
गौतमोपितदातत्रधारितुंजैनधर्मकम्
श्रियावाक्येनसंतुष्टोजगामश्रीनिकेतनात् ॥ ४
काश्मिरदेशंगत्वाचगौतमोमुनिसत्तमः ॥
महावीरमनुप्राप्यचाब्रवीत्प्राञ्जलिस्तदा ॥ ५

વશિષ્ઠ—હે રાજા કલિયુગનાં જ્યારે બે હજાર વર્ષ ગયાં ત્યારે કાશ્મિર દેશમાં મહાવીર ઊત્પન્ન થયો અને જૈનધર્મ ધારણ કરવા ગૌતમ પણ તે વખતે લક્ષ્મીજીના વાક્યથી સંતુષ્ટ થઈ શ્રીમાળથી ત્યાં ગયો. ગૌતમમુની કાશ્મીરમાં જઈ મહાવીર પાસે બેશી તે વખતે હાથ જોડીને બોલ્યો.

## ॥ गौतम उवाच ॥

भोभोस्वामिन्महावीरदीक्षांदेहिममप्रभो
जैनधर्मसंगृहीतुमागतस्तवसंनिधौ ॥ ६

ગૌતમ—હે સ્વામી મહાવીર મને દીક્ષા આપો હું જૈનધર્મ ગ્રહણ કરવા તમારી પાસે આવ્યો છું.

## ॥ महावीर उवाच ॥

किंकारणेनविप्रेन्द्रधार्यतेजैनधर्मकः ॥
ब्राह्मणस्त्वंश्रियाःक्षेत्रेश्रीमालिज्ञातिसञ्ज्ञकः ॥ ७
अहिल्यातवभार्याचकृतपूर्वपरिग्रहा
यदिक्रुधाभवेत्सातुभस्मीभूताभवेमहि ॥ ८
नदीक्षांतेददौविप्रतदहिल्याज्ञयाविना ॥ ९

મહાવીર—હે વિપ્રેન્દ્ર શા કારણથી તું જૈનધર્મ ધારણકરે છે. તું શ્રીમાળનગર શ્રીમાળીજાતિ બ્રાહ્મણ છે અને તેં પ્રથમ પરણેલી અહિલ્યા તારી સ્ત્રી છે તે જો કોપાયમાન થાય તો અમને બાળી ભસ્મ કરે માટે તે અહિલ્યાની આજ્ઞા શિવાય હું તને દીક્ષા નહીં આપું.

## ॥ गौतम उवाच ॥

ममसङ्केममकान्ताप्रष्टेस्तित्वंनशङ्कय
स्वधर्मंचपरित्यज्यतवधर्मंचरिष्यति ॥ १०
द्विजाःश्रीमालिनःसर्वेमिथ्याहिंसांददुर्मयि
पालिताःसप्तकालेषुबुद्धिहीनाःस्त्रिभिस्तदा ॥ ११
श्रीमालवासिनोविप्राःपङ्क्तिर्मेनददुःसदा
तस्मादहंमहावीरआगतस्तवसंनिधौ ॥ १२
दीक्षांदेहिमहावीरअद्यैवत्वंदयांकुरु
तवधर्मंश्रियक्षेत्रेकरिष्यामिप्रसिद्धताम् ॥ १३

**ગૌતમ**—મારી સાથે મારી પાછળ મારી સ્ત્રી છે માટે તમે કશ શંકા ન રાખો તે પોતાનો ધર્મ છોડી તારો ધર્મ આચરશે. સઘળા શ્રીમાળીલોકો મને મિથ્યા હીંસા આપતા હતા અને સાતકાળ સુધી મે એમનું રક્ષણ કર્યાં છતાં સ્ત્રિની બુદ્ધિથી બુદ્ધિહીન બની મને શ્રીમાળી બ્રાહ્મણોયે પંક્તિ ન આપી તેથી હું તમારી પાસે આવ્યો છું માટે હે મહાવીર દીક્ષા આપો અને કૃપા કરો તારો ધર્મ હું શ્રીમાળનગરમાં પ્રસિદ્ધ કરીશ.

## ॥ महावीर उवाच ॥

अहिल्येदेवरुपात्वमाज्ञांदेहिममोपरि
जिनधर्मेतेनाथस्यदीक्षार्थंचकृपांकुरु ॥ १४

**મહાવીર**—હે અહિલ્યા તું દેવ રૂપ છે માટે મારા ઉપર કૃપા કર અને તારા નાથને જૈન ધર્મમાં દીક્ષા માટે આજ્ઞા આપ.

## ॥ अहिल्योवाच ॥

दीक्षार्थंममनाथस्यचागतातत्रसंनिधौ
दीक्षांदेहिचभोनाथममनाथेमयासह ॥ १५

**અહિલ્યા**—મારા સ્વામીની દીક્ષાને અર્થે હું તમારી પાસે આવી છું માટે મને અને મારા સ્વામીને દીક્ષા આપો.

## ॥ गौतम उवाच ॥

किस्मिन्नर्थेत्वयाकान्तेधार्यतेजिनदीक्षकाम् ॥ १६

**ગૌતમ**—હે કાન્તા તું શા માટે જૈન દીક્ષા ધારણ કરે છે.

## ॥ अहिल्योवाच ॥

पूर्वेहंब्रह्मणःपुत्रीब्राह्मणस्यकुलेऽजनि
निमित्तेनत्वयानाथपाणिग्राहःकृतोमम ॥ १७

धिगहंनाथसंसारेपाणिग्राहस्तवप्रभो
उत्तमंब्राह्मणंधर्मंत्यक्तुंतंमंस्थिताचया ॥ १८
त्वयाद्विजानांदुःखेनआगताचेहस्थानके
अहंभार्याभविष्यामित्वन्तुसाधुर्भवद्विज ॥ १९
स्वामिनाचविनानाथसंसारेकिंकरोम्यहम्
त्वांविनेहतुसंसारेदृश्यतेसर्वशून्यता ॥ २०
संसारेसर्वभोगादित्वयासहगतंप्रभो
तस्मात्नाथेहसंसारेत्वांविनाकिंकरोम्यहम् ॥ २१

અહિલ્યા—હે નાથ હું પ્રથમ બ્રહ્માની પૂત્રી હતી તે બ્રાહ્મણના કુળમાં જન્મી અને નિમિત્તને લીધે તમે મારી સાથે લગ્ન કર્યું હે સ્વામિ તે તમારી સ્ત્રી મને ધિઃક્કાર છે તે બ્રાહ્મણોના દુઃખને લીધે તમારી સાથે આ ઠેકાણે ઉત્તમ બ્રાહ્મણ ધર્મને ત્યાગ કરવાને ચાલી આવી હું આર્યા થઇશ અને તમો સાધુ થાઓ હે નાથ સ્વામિ શિવાય સંસારમાં શું કરૂં તમારા શિવાય સંસારમાં સહું શુન્ય દેખાય છે અને હે પ્રભુ સંસાર વિષે સઘળા ભોગ વિગેરે તમારી સાથે ગયા તેથી હે નાથ આ સંસારમાં તમારા વિના શું કરૂં.

## ॥ वसिष्ठ उवाच ॥

गोतमोऽहिल्ययासाकंजैनदीक्षांदधेनृप
गौतमोह्यभवत्साधुरहिल्याआर्यकाभवत् ॥ २२
गौतमोवत्सरारार्जनद्वधिकानवतिस्तदा
साधुरूपेणभुक्त्वाचह्यन्तेमुक्तिमवाप्नुयात् ॥ २३
धृत्वादीक्षांगौतस्तुतपःकर्तुंसमुद्यतः
वनमाश्रित्यसंसाधुर्दयाधर्मेणसंयुतः ॥ २४
निराहारोर्जितात्माचसरस्वतींपुपूजहि
व्यतीतेवत्सरेपूर्णेप्रत्यक्षाभूत्सरस्वती ॥ २५
उवाचपरमप्रीतागौतमायवरंददौ ॥ २६

**વશિષ્ટ**—હે રાજા ગૌતમ અહિલ્યા સાથે જૈન દીક્ષા ધારણ કરતો હતો અને ગૌતમ સાધુ થયો તથા અહિલ્યા આર્યા થઇ હે રાજા ગૌતમ બાણુ વર્ષ જૈનધર્મ ભોગવી અન્તે મોક્ષને પામ્યો, ગૌતમ દીક્ષા લઇ તપ કરવાને તૈયાર થયો દયા ધર્મ યુક્ત થઈ વનમાં જઇ ઉપવાસ કરી આત્માને નિયમમાં રાખી સરસ્વતીનું આરાધન કરતો હતો. આવી રીતે એક વર્ષ વિતી ગયું એટલે સરસ્વતી પ્રત્યક્ષ થઈ અને અન્યત પ્રસન્ન થઈ ગૌતમને વરદાન આપ્યું.

## ॥ देव्युवाच ॥

वरंवरयभोपुत्रयत्तेमनसिवर्तते
तवतपःप्रभावेनतुभ्यंवरंददाम्यहम् ॥ २७

**સરસ્વતી**—હે પુત્ર તારામનમાં જે હોય તે વરદાન માગ તારા તપના સામર્થ્યને લીધે હું તને વરદાન આપીશ.

## ॥ गौतम उवाच ॥

यदितुष्टाचभोदेविवरमेकंचदेहिमे
मयाकृताविजैनानिशास्त्राणिसिद्धिमाप्नुयुः ॥ २८
तववासश्चभोदेविजिव्हाग्रेवर्ततांमम ॥ २९

**ગૌતમ**—હે દેવિ જો તમો પ્રસન્ન થયાં હોતો મને એક વરદાન આપો તે એકે મારા કરેલા જૈન શાસ્ત્ર સિદ્ધિ પામો અને હે દેવિ તારો વાસ મારી જીભાગ્રે હો.—

## ॥ सरस्वत्युवाच ॥

भोभोगौतमपुत्रत्वंसाधुरूपेणातिष्ठसि
अतस्त्वत्कृतंसर्वंशास्त्रंजैनेचरिष्यति ॥ ३०

**સરસ્વતી**—હે ગૌતમ પુત્ર તું સાધુ રૂપ છે એથી તારા કરેલાં સર્વ શાસ્ત્ર જૈન ધર્મમાં પ્રવર્ત શે.

## ॥ वसिष्ठ उवाचं ॥

एवंदेवीवरंदत्वाह्यन्तर्धानपराभवत
गोतमोपिततोराजन् आगतःश्रीनिकेतने ॥ ३१
शिष्यैसहस्त्रैःमहितोजैनधर्मःप्रवर्तकः
आर्ययासंयुतोराजन्दयाधर्मेणसंयुतः ॥ ३२
दधानोमुमतिंमुखेबिभ्राणोदण्डकंकरे
शिरसोमुण्डनंकृत्वाकुक्षौचकुञ्जिकांदधन् ॥ ३३
इदृशैसर्वशिष्यैश्चआर्ययाचतथान्रृप
श्रियाद्वारेसमागत्यस्तुतिंकर्तुंसमुद्यतः ॥ ३४

વશિષ્ઠ—આવી રીતે વરદાન આપી દેવી અન્તર્ધ્યાન થયાં હે રાજા ત્યાર પછી હજાર શિષ્યો સાથે તથા આર્યા અહિલ્યા સાથે દયા ધર્મયુક્ત થઇ જૈન ધર્મને પ્રવર્તવનાર ગૌતમ પણ શ્રીમાળ નગરમાં આવ્યો મ્હોઢે મુમુચી બાંધનાર હાથમાં દંડ ધારણ કરનાર માથાનું મુંડન કરાવનાર કાખમાં પીચ્છી ધારણ કરનાર એવી રીતના સઘળા શિષ્યો તથા આર્યા અહિલ્યા સાથે લક્ષ્મીજી પાસે આવી સ્તુતિ કરવા લાગ્યો.

## ॥ गौतम उवाच ॥

नमस्तेतुमहामायेनमस्तेविष्णुवल्लभे
विप्रदुःखेनहेमातर्मयाजैनःसमाश्रितः ॥ ३५
अपराधंचमेमातःक्षमस्वपरमेश्वरि
त्वंमाताचअहंपुत्रआगतस्तवसंनिधौ ॥ ३६
धिङ्ममजीवितंमातर्येनस्वंकर्मत्याजितम्
अहंदुष्टोकुबुद्धिश्चजीवितोपिमृतःखलु ॥ ३७
स्थापितोपिमयामातस्त्याजितोपिमयाधुना
अतस्त्वंविश्वमातर्मेह्यपराधंक्षमस्वभो ॥ ३८

ગૌતમ—હે મહામાયા તમને નમસ્કાર હે વિષ્ણુ વલ્લભે તમને નમસ્કાર કરૂંછું હે મા મેં બ્રાહ્મણોનાં દુઃખથી જૈન ધર્મ સ્વીકાર્યો છે માટે હે પરમેશ્વરી મારા અપરાધની ક્ષમા કરો તું મા અને હું પુત્ર તારી પાસે આવ્યોછું હે મા મારા જીવતરને ધિ'કાર છે કે જેણે પોતાનું કર્મ ત્યાગ કર્યું હું દુષ્ટ કુબુધિ અને જીવતાં છતાં પણ મરેલોજ છે કે મેંજ ધર્મ સ્થાપન કર્યો અને તે હાલમાં મેંજ છોડી દીધો એથી હે જગતમાતા મારો જે અપરાધ છે તેને આપ ક્ષમા કરો.

## ॥ वसिष्ठ उवाच ॥

गौतमंसाधुरूपेणदृष्ट्वादेवीतदानृप
नेत्राभ्यांजलंमुञ्चन्तीगौतमंप्रत्युवाचह ॥ ३९

વશિષ્ઠ—હે રાજા તે વખતે ગૌતમને સાધુ જોઈ લક્ષ્મીજી આંખમાંથી આંસુ પાડી ગૌતમ પ્રત્યે બોલ્યાં

## ॥ देव्युवाच ॥

गच्छगच्छचहेपुत्रअदृशोभवमेसदा
पश्यन्त्याःसाधुरूपेणसहतेमेमनोनहि ॥ ४०
ममधर्मेणसंयुक्तंतत्रधर्मंसाधयस्वभो
श्रीमालवासिविप्राणांयावृत्तिःस्थापितापुरा ॥ ४१
तस्यास्त्वंखण्डनंनैवकरिष्यसिकदाचन
याहिपुत्रस्वकेस्थानेआर्याशिष्यैःसमायुतः ॥ ४२

લક્ષ્મીજી—હે પુત્ર જા મારાથી તું અદૃષ્ય રહે કારણ કે સાધુ રૂપથી તને જોતાં મારૂં મન સહન કરી શકતું નથી? અને હે પુત્ર મારા ધર્મયુક્ત તારા ધર્મને સિદ્ધ કર શ્રીમાળી બ્રાહ્મણોની જે વૃત્તિ મેં પ્રથમ સ્થાપન કરી છે તેનું તું ખંડન કોઇ દીવસ પણ કરીશ નહીં પુત્ર આર્યા તથા શિષ્યો સાથે તારે ઠેકાણે જા.

## ॥ वसिष्ठ उवाच ॥

देव्याश्चवचनंश्रुत्वागौतमोपितदानृप
गच्छतिस्मासनेराजन्स्थितिंकुर्तुंन्निरन्तरम् ॥ ४३
गौतममागतंश्रुत्वाकेचित्वैश्यास्तदानृप
जग्मुश्चगौतमंद्दष्टुंनेमुश्चगोतमंप्रति ॥ ४४
ऊचुश्चपरमप्रीत्यावैश्याश्चगौतमंप्रति

વશિષ્ટ—હે રાજા દેવીનું વચન સાંભળી તે વખતે ગૌતમ પોતાને આસને સ્થિતિ કરવા માટે જતો હવો ત્યાર પછી ગૌતમને આવેલા સાંભળી કેટલાક વૈશ્ય ગૌતમને જોવા જતા હવા અને ગૌતમને નમસ્કાર કરતા હવા અને પરમ પ્રીતિવડે વૈશ્યો ગૌતમ પ્રત્યે બોલતા હવા.

## ॥ वैश्या उचुः ॥

भोभोगौतमविप्रेंद्रकिंकृतमीद्दशंत्वया ॥ ४५
श्रीमालेद्विजवर्याणांवरंविद्मश्चत्वांवयम्
श्रियाःपुत्रस्यज्येष्ठस्यस्मृतिरीद्दशीकिंतव ॥ ४६

વૈશ્યો—હે વિપ્રેન્દ્ર ગૌતમ તમોયે આ શું કર્યું શ્રીમાળમાં બ્રાહ્મણોમાં મુખ્ય અમો તમને જાણીયે છીયે અને લક્ષ્મીના મોટા પુત્ર તમારી આવી બુદ્ધિ ક્યાંથી.

## ॥ गौतम उवाच ॥

कुच्छितंकिंवदामोऽत्रकिंकृतंगर्हितंमया
जीवधर्मोमयासाध्योनुग्रहेनाश्रियाःसदा ॥ ४७
गच्छतभोस्वकेस्थानेऽहिंसाधर्मोममप्रियः

ગૌતમ—અરે તમે આવું ખોટું શું બોલોછો મે શું નિંદાકામ કર્યું છે મારે નિરંતર લક્ષ્મીજીના અનુગ્રહથી જીવ ધર્મ સિદ્ધ કરવાનો અને અહિંસા ધર્મ એમને પ્રિય છે માટે તમો તમારે ઠેકાણે જાઓ.

## ॥ वैश्याऊचुः ॥

नगच्छामोवयंस्वामिनूत्वांविनाह्याश्रमंकचित ॥ ४८
त्वयैवपालितानूनंत्याजमत्वांकथंप्रभो
त्वंगच्छग्राममध्येचकुर्वामआश्रमंतव ॥ ४९

વૈશ્ય—હે સ્વામિ, તમારા શિવાય અમો આશ્રમમાં જવાના નથી તમેજ અમોને પાળ્યા તો તે તમારો અમે કેમ ત્યાગ કરીયે? તમો ગામમાં ચાલો હમો તમારાસારૂ આશ્રમ કરીયે છીયે.

## ॥ वशिष्ठ उवाच ॥

तच्छ्रुत्वागौतमोराजन्नागतोग्राममध्यके
दशद्वारस्थानकेराजन्चक्रुस्तेसाधुमाश्रमम् ॥ ५०
गौतमस्तत्रस्थानेचास्थितिंकृत्वाह्युवासह
तत्रास्थित्वाजैनधर्मश्रीमालेतुचकारह ॥ ५१
जैनधर्मस्यशास्त्राणिबहूनिह्यकरोत्तदा
कल्पसूत्रकृतंतत्रभगवतीसूत्रमेवच ॥ ५२
महावीरजन्मसूत्राणिकृतानिगौतमेनहि
अन्यानिबहुशास्त्राणिकृतानिजिनधर्मके ॥ ५३
चतुरशीतिर्गच्छशाखाकृताचगौतमेनवै
गच्छेषुहिचसर्वेषुतपगच्छोहिमुख्यकः ॥ ५४
षटूआराकृतातत्रजैनधर्मेप्रसिद्धिताः ॥
तीर्थंकरचतुर्विंशासंख्योक्तागौतमेनच ॥ ५५
श्रीमालेचश्रियाक्षेत्रेजैनोगौतममाश्रितः
संबभुवन्नृपश्रेष्ठसंप्रवृत्तेकलियुगे ॥ ५६
केचिद्वैश्याजैनधर्मेप्रवृत्ताःश्रीनिकेतने
केचिद्वैश्याश्चलोकाश्चविष्णुधर्मेतुतत्पराः ॥ ५७

इदृशोजैनधर्मश्चगौतमादिर्भवेन्नृप
श्रीमालेचश्रियाक्षेत्रेप्रवृत्तेजैनधर्मके ॥ ५८
विष्णुधर्मविहिनन्तुदृष्ट्वानगरमात्मनः
श्रीश्चगच्छेतश्रीमालात्स्वेच्छयाचनृपोत्तम ॥ ५९
श्रियांगतायांश्रीमालंसर्वंशून्यंभविष्यति ॥ ६०

**વશિષ્ઠ**—હે રાજા, તે સાંભળી ગૌતમ ગામમાં આવ્યા અને તે વૈશ્યોએ દશમા દરવાજા પાસેની જગ્યામાં રૂડો આશ્રમ કર્યો. તે જગ્યામાં ગૌતમ સ્થિતિ કરીને રહ્યા અને ત્યાં રહે શ્રીમાળમાં જૈન ધર્મ પ્રવર્તાવવા લાગ્યા. તે વખતે જૈનધર્મનાં ઘણાં શાસ્ત્ર ગૌતમે કર્યા તેમાં કલ્પ સૂત્ર, ભગવતી સૂત્ર તથા મહાવીરનાં જન્મ સૂત્ર ગૌતમે કર્યા. એ શિવાય બીજાં ઘણાં સૂત્ર જૈનધર્મમાં કર્યા. વળી ગૌતમે ચોરાશી ગચ્છના ભેદ કર્યા તે સર્વ ગચ્છમાં તપ ગચ્છ મુખ્ય છે તેમજ જૈન ધર્મમાં પ્રસિદ્ધ છ આરા કર્યા અને ગૌતમે ચોવીશ તીર્થંકરની સંખ્યા કહી. શ્રી ક્ષેત્ર શ્રીમાળમાં જૈનધર્મ ગૌતમનો આશ્રય કરી હે રાજા કળીયુગમાં પ્રવર્ત્યો. શ્રીમાળ નગરમાં કેટલાક વૈશ્ય જૈનધર્મમાં પ્રવર્ત્યા અને કેટલાક વૈષ્ણવ ધર્મમાં રહ્યા. હે રાજા આવી રીતે પ્રથમ ગૌતમથી આરંભીને જૈનધર્મ થયો. લક્ષ્મીના ક્ષેત્ર શ્રીમાળ નગરમાં જૈનધર્મ પ્રવૃત્ત થયો તે વખતે શ્રીમાળ નગર વૈષ્ણવ ધર્મથી રહિત દેખી હે રાજા લક્ષ્મી પોતાની ઇચ્છાથી શ્રીમાળમાંથી જશે અને શ્રી લક્ષ્મીજી જશે એટલે સઘળું શ્રીમાળ શુન્ય થશે.

**इति श्री स्कन्दपुराणे एकाशितिसाहस्र्यां संहितायां तृतीय परिच्छेदे ब्राह्मविभागे श्रीमाळमाहात्म्येगौतमादि जैनधर्मप्रवृत्ति नामाचतुःसप्ततिमो ऽध्यायः**

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મવિભાગમાં શ્રીમાળમાહાત્મ્યમાં ગૌતમથી આરંભી જૈનધર્મ પ્રવૃત્તિ નામનો અધ્યાય ૭૪ મો.



# ॥ अथ पञ्चसप्ततितमोऽध्यायः ॥

## અધ્યાય ૭૫ મો.

## ॥ मांधातोवाच ॥

गौतमादिजैनधर्मोमहांश्चैकथितस्त्वया
अधुनाश्रोतुमिच्छामिश्रीमालानुग्रहंप्रभो ॥ १
श्रीमालंचश्रियाःक्षेत्रंपुराणंदैर्वानिर्मितम्
भविष्यतिकथंशून्यमुत्पन्नंकौतुकंमम ॥ २
तस्मात्त्वंकृपयाब्रूहिएतत्सर्वंसमासतः ॥ ३

માંધાતા—હે મહારાજ, તમોયે મને ગૌતમાદિ જૈનધર્મ કહ્યો. હાલમાં હું શ્રીમાળનો અનુગ્રહ સાંભળવાની ઇચ્છા રાખુંછું. લક્ષ્મીનું ક્ષેત્ર શ્રીમાળનગર ઘણું જુનું અને દેવે નિર્માણ કરેલું તે કેમ શુન્ય થશે તે મને કૌતુક લાગે છે. તેથી કૃપાવડે એ સઘળું મને સમાસથી કહો.

## ॥ वसिष्ठ उवाच ॥

परिपूर्णेचश्रीमालेचातुर्वर्ण्येनसंयुते
आगतंचकलिंज्ञात्वाकामक्रोधादिकैर्गुणैः ॥ ४
प्रेरयिष्यतिवैश्यन्तुह्यात्मनोगमनायवै
देव्याचप्रेरितोराजन्श्रीमालेचागमिष्यति ॥ ५
सुनन्दनामावैश्यश्चजातोनन्दकुलेशुभे
धनवान्बहुलोराजन्पट्टणापुरवासीच ॥ ६
तत्रगत्वाश्रियाअर्थेतपःकर्तुंव्यवस्यति
तस्मैतुष्टातुसादेवीईदृशंचवदिष्यति ॥ ७

વસિષ્ઠ—હે રાજા, પરિપૂર્ણ ચાર વર્ણ યુક્ત શ્રીમાળનગરમાં કામ ક્રોધ લોભ વિગેરે ગુણોથી કળિ આવ્યો જાણી પોતાના ગમન માટે વૈશ્યને

પ્રેરણા કરશે અને દેવીયે પ્રેરણા કરેલો શુભ નંદકુળમાં ઉત્પન્ન થયેલો પાટણનો રહીશ ધનાઢ્ય સુનંદ નામે વાણીયો શ્રીમાળનગરમાં આવશે અને ત્યાં જઈ લક્ષ્મીજીને માટે તપ કરશે. તેને પ્રસન્ન થઈ તે લક્ષ્મીજી આગળ પ્રમાણે કહેશે.

## ॥ देव्युवाच ॥

वरंवरयभद्रंतेयत्तेमनसिवर्तते ॥ ८

દેવી—તારૂં કલ્યાણ થાઓ જે; તારા મનમાં હોય તે વરદાન માગ.

## ॥ वैश्य उवाच ॥

यदितुष्टासिभोदेविवरमेकंचदेहिमे
ममदेशेचभोमातःस्थितिंकुरुनिरन्तरम् ॥ ९

વૈશ્ય—હે દેવિ, જો તમો પ્રસન્ન થયાં હો તો એક વરદાન આપો. તે એકે હે મા મારા દેશમાં તમો નિરંતર વાસ કરો.

## ॥ देव्युवाच ॥

आगमिष्येचतेदेशेपट्टणेगुर्जरेमया
स्थितिंतत्रकरिष्यामितवदेशेनिरन्तरम् ॥ १०

દેવી—મારાથી તારા દેશ ગુર્જરમાં અવાશે અને ત્યાં આવી તારા દેશમાં નિરંતર રહીશ.

## ॥ वशिष्ट उवाच ॥

एवंदत्वावरंदेवीवैश्यायापिनृपोत्तम
द्विजाज्ञयाविनादेवीश्रीमालान्नैवगच्छयेत ॥ ११
तस्याअर्थेतुमादेवीभारद्वाजकुलेद्विजम्
करिष्यतिबुद्धिहीनंपश्चात्तंचवदिष्यति ॥ १२

વસિષ્ઠ—હે નૃપોત્તમ, આવી રીતે વૈશ્યને વરદાન આપ્યું તોપણ.

બ્રાહ્મણની આજ્ઞાવિના દેવીયે શ્રીમાળ નગરથી ન જવાય તેથી તે આજ્ઞા માટે દેવી ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણને બુદ્ધિહીન બનાવી તેની પ્રત્યે બોલશે.

## ॥ देव्युवाच ॥

आज्ञादेहीतिभोविप्रगच्छामोगुर्जरेत्वयम्

હે બ્રાહ્મણ—મને આજ્ઞા આપો. હું ગુજરાતમાં જાઊંછું.

## ॥ विप्र उवाच ॥

तुभ्यमाज्ञांचभोदेविकिमर्थंवेददाम्यहम् ॥ १३

બ્રાહ્મણ—હે દેવિ, તમોને શા માટે હું આજ્ઞા આપું ?

## ॥ देव्युवाच ॥

तुभ्यंविप्रसुनन्दस्तुदास्यतेविपुलंधनम् ॥ १४

દેવી—હે વિપ્ર, તને સુનન્દ બહુ ધન આપશે.

## ॥ वसिष्ठ उवाच ॥

निष्काणांनवलक्षाणिसुनन्दात्संप्रगृह्यच
धनलुब्धोद्विजवरःश्रियैआज्ञांददौतदा ॥ १५
तज्ज्ञात्वाब्राह्मणाःसर्वेशीघ्रंतत्रसमागताः

વશિષ્ઠ—હે રાજા, સુનન્દ પાસેથી નવલાખ મોહોર લઈ ધન લુબ્ધ તે બ્રાહ્મણ લક્ષ્મીજીને આજ્ઞા આપતો હતો તે વખતે એ વાત જાણી સઘળા બ્રાહ્મણો ત્યાં આવ્યા.

## ॥ द्विजा ऊचुः ॥

केनकारणेनवैविप्रआज्ञादत्ताश्रियैत्वया
त्वादृशाश्चश्रियाक्षेत्रेवसान्तिबहुलाजनाः ॥ १६
त्वांविनादुष्टकेनापिदत्ताज्ञानश्रियैकदा ॥ १७

**બ્રાહ્મણો**—હે બ્રાહ્મણ, શા કારણથી તેં લક્ષ્મીજીને આજ્ઞા આપી તારા જેવા શ્રીમાળનગરમાં ઘણા મનુષ્ય રહેછે. હે દુષ્ટ, તારા શિવાય કોઇયે કોઇ દિવસ લક્ષ્મીજીને આજ્ઞા આપી નહીં.

## ॥ देव्युवाच ॥

भोभोविप्राश्चभोलोकाविप्रेदोषोनदीयताम्
अस्माकमीदृशीन्रातिर्गच्छामःखण्डगुर्जरे ॥ १८

**દેવી**—હે બ્રાહ્મણો, અને હે લોકો, બ્રાહ્મણને દોષ ન આપો: અમારીજ એવી મરજી છે કે ગુજરાત ખંડમાં જવું.

## ॥ वसिष्ठ उवाच ॥

द्विजाएतत्समाकर्ण्यश्रीमालेलङ्घनोद्यताः ॥
देवीमूचुस्तदातत्रनमस्कृत्यपुनःपुनः ॥ १९
त्वांविनामातःश्रीमालेकरवामनहिस्थितिम्
त्वांविनाह्यत्रश्रीमालेकिंकुरुमोवयंजनाः ॥ २०
त्वयिगतायांश्रीमालेनिर्धनंचभविष्यति

**વશિષ્ઠ**—બ્રાહ્મણો આ સાંભળી ઉપવાસ કરવા લાગ્યા અને ત્યાં આગળ વારંવાર નમસ્કાર કરી દેવી પ્રત્યે બોલ્યા. હે મા, તારા વિના અમો શ્રીમાળમાં નહીં રહીયે તારા વિના અમે શ્રીમાળમાં શું કરીયે ? તું જાહશ એટલે શ્રીમાળ નિર્ધન થશે.

## ॥ देव्युवाच ॥

भोभोविप्राश्चभोलोकामाशोकंकुरुतात्रवै
श्रीमालवासीलोकस्तुममभक्तिंकरिष्यति ॥ २१
मयाचपूरितोविप्रायुष्मान्वैपूजयिष्यति
श्रीमालपुस्तकंयेतुपुजयिष्यन्तिवैजनाः
ममसाहात्म्यंशृण्वन्तिभक्तियोगेनतत्पराः ॥ २२

तेषांगृहेमदाहंतुनिवत्स्यामिनिरन्तरम्
येषुकार्येषुमांपुत्राःस्मरिष्यथयदायदा ॥ २३
तदातदाचतत्कार्यंपुरयिष्येह्यसंशयम् ॥ २४

**દેવી—**હે બ્રાહ્મણો, હે લોકો, તમો અહીં શોક ન કરો. શ્રીમાળના રહીશ લોકો મારી ભક્તિ કરશે અને હું તેના મનોરથ પૂર્ણ કરીશ. તે લોક તમોને પૂજશે. જે માણસો શ્રીમાળમાહાત્મ્યના પુસ્તકની પૂજા કરશે અને મારૂં માહાત્મ્ય ભક્તિ યુક્ત થઇ સાંભળશે તેને ઘેર હું નિરંતર વાસ કરીને રહીશ. હે પુત્રો જે જે કાર્યમાં જ્યારે જ્યારે તમો મારૂં સ્મરણ કરશો ત્યારે ત્યારે તે તે કાર્ય હું તમારૂં નિશ્ચે પૂર્ણ કરીશ.

## ॥ वसिष्ठ उवाच ॥

ईदृशश्चश्रियाविमैःसंवादोचभविष्यति ॥ २५
अग्निखाक्षिभूमितेऽद्धवत्सरेविक्रमेतथा
वैशाखेशुक्लपक्षेचह्यष्टम्यांचशुभेदीने
गमिष्यतिचसादेवीपट्टणेखंडगुर्जरे ॥ २६
श्रियांगतायांश्रीमालंकान्तिहीनंभविष्यति
यत्रगमिष्यतिश्रीस्तुलोकस्तत्रगमिष्यति ॥ २७
लोकेगतेतच्छीमालंशून्यंसर्वंभविष्यति
भिन्नमालइतिनामभविष्यतिततोनृप ॥ २८
श्रियांगतायांतेलोकाभविष्यन्तिहिनिर्धनाः
एवंविधाश्चतेलोकास्थानभ्रष्टाभवन्तिहि ॥ २९.
क्षत्रियाश्चैववैश्याःश्चश्रीमालवासिनोनृप
गोत्रहीनाःकर्महीनाभविष्यन्तिकलौयुगे ॥ ३०
ब्राह्मणास्तत्रवैराजनकृपिकर्मरताःसदा
संध्यागायत्रीकंजाप्यवेदहीनाभवन्तिहि ॥ ३१
कर्महीनाश्चतेलोकाइच्छाधर्मंचरन्तिहि
एतत्प्रमाणंश्रीमालमाहात्म्यंकथितंतव ॥ ३२

**વસિષ્ઠ**—હે રાજા, આ પ્રમાણે બ્રાહ્મણોની સાથે લક્ષ્મીજીનો સંવાદ થશે અને વિક્રમ સંવત્સરના બારશેને ત્રીજી સાલના વૈશાક સુદિ ૮ ને દીવસે દેવી ગુજરાત ખંડમાં પાટણ નગરમાં જશે અને લક્ષ્મીજી જશે એટલે શ્રીમાળનગર તેજ વિનાનું થશે. જ્યાં લક્ષ્મીજી જશે ત્યાં લોક જશે. અને લોક જશે એટલે સઘળું શ્રીમાળ શૂન્ય થશે. અને હે રાજા ત્યાર પછી તેનું ભીનમાળ એવું નામ પડશે લક્ષ્મીજી જશે એટલે શ્રીમાળી લોકો નિર્ધન થશે અને નિર્ધન થશે એટલે સ્થાન ભૃષ્ટ થશે. હે રાજા ક્ષત્રીયો અને વૈશ્યો કલિયુગમાં ગોત્રહીન અને કર્મહીન થશે અને બ્રાહ્મણો કૃષિ કર્મ કરશે અને સંધ્યા ગાયત્રીનો જપ કરી વેદહીન થશે. અને કર્મહીન થયેલા તે લોકો પોતાની મરજી માફક ધર્મ આચરણ કરશે. આ પ્રમાણે મેં તને શ્રીમાળમાહાત્મ્ય કહ્યું.

## ॥ शिव उवाच ॥

एतन्मयासमासेनकथितंचतवानघ
श्रीमालमुत्तमंक्षेत्रंसर्वतीर्थादिसंयुतम् ॥ ३३
नश्रीमालसमंक्षेत्रमन्यमस्तीहभूतले
वासस्तत्रैवचेच्छन्तिदेवावैश्रीनेकेतने ॥ ३४
श्रीमालवासिनोलोकाधन्याःसन्त्यवनीतले
मानुषींचतनुंप्राप्यदेवभोगाश्चभुञ्जते ॥ ३५
श्रीमालवासिनोभोगादेवानामपिदुर्लभाः
श्रीमालेचश्रियाःक्षेत्रेश्रियायुक्तोवसेद्धरिः ॥ ३६
तत्रब्रह्मादयोदेवावसन्तिचनिरन्तरम्
भक्तियुक्तोमनुष्योहिश्रीमालंचशृणोतियः ॥ ३७
गन्धपूष्पाक्षतैर्धूपैर्दीपैश्चपूजयिष्यति
तस्यगृहेश्रियावासोभविष्यतिनिरन्तरम् ॥ ३८
अश्वमेधसहस्रेषुनरमेधशतेषुच
पुष्करादिषुतीर्थेषुगंगादिषुसरित्सुच ॥ ३९
स्नानेनयत्फलंप्रोक्तंश्रुत्वातत्फलमाप्नुयात्

श्रीमालपुस्तकंगेहेलिखित्वायोन्यवेशयेत् ॥ ४०
पुस्तकस्थासदालक्ष्मीस्तत्रैववसतिध्रुवम्
इदंश्रीमालमाहात्म्यंयेशृण्वन्तिजनानृप ॥ ४१
तेषांप्रीतामहालक्ष्मीःसंपत्सर्वांप्रयच्छति ॥ ४२

**શંકર**— હે અનઘ સ્કંદ, મેં તને આ વિસ્તારથી કહ્યું સર્વ તીર્થયુક્ત શ્રીમાળ ક્ષેત્ર ઉત્તમ ક્ષેત્ર છે શ્રીમાળના જેવું બીજું ક્ષેત્ર પૃથ્વીમાં કોઇ નથી. તે શ્રી નિવાસ સ્થાનમાં દેવો વાસની ઇચ્છા રાખે છે. શ્રીમાળનગરના લોકોને પૃથ્વીમાં ધન્ય છે કે જેઓ મનુષ્ય દેહ પામ્યા છતાં દેવ ભોગને ભોગવે છે. શ્રીક્ષેત્ર શ્રીમાળમાં લક્ષ્મી સાથે વિષ્ણુ રહે છે ત્યાં બ્રહ્માદિ દેવો પણ નિરંતર રહે છે. જે માણસ ભક્તિ યુક્ત થઇ શ્રીમાળમાહાત્મ્ય સાંભળશે તથા ગંધ પૂષ્પ ધુપ દીપવડે શ્રીમાળમાહાત્મ્યના પુસ્તકનું પૂજન કરશે તેને ઘેર લક્ષ્મીજીનો નિરંતર વાસ થશે. હજાર અશ્વમેધ કરવાથી જે પુન્ય કહ્યું છે તથા સો નરમેધ કરવાથી જે પુન્ય કહ્યું છે તેમજ પુષ્કર વિગેરે તીર્થોમાં તથા ગંગા વિગેરે નદીયોમાં સ્નાન કરવાથી જે પુન્ય કહેલું તે પુન્ય શ્રીમાળમાહાત્મ્ય સાંભળવાથી પ્રાપ્ત થાય છે. જે માણસ શ્રીમાળ-માહાત્મ્યનું પુસ્તક લખાવી પોતાના ઘરમાં રાખેછે તેને ઘેર પુસ્તકમાં રહેલાં લક્ષ્મી નિરંતર વાસ કરી રહેછે. હે રાજા, આ શ્રીમાળમાહાત્મ્ય જે માણસો સાંભળે છે તેમને મહાલક્ષ્મી પ્રસન્ન થઈ સર્વ પ્રકારની સંપત્તિયો આપેછે.

**इति श्री स्कन्दपुराणे एकाशीतिसाहस्र्यां संहिताया तृतीय परिच्छेदेब्राह्मत्रिभागे श्रीमाल माहात्म्ये भिन्नमालमाहात्म्यं नाम पञ्चसप्ततितमो ऽध्यायः**

॥ संपूर्णमिदं श्रिमालमाहात्म्यम् ॥

આ પ્રમાણે શ્રી સ્કંદ પુરાણમાં એકાશી હજાર સંહિતામાં ત્રીજા પરિચ્છેદમાં બ્રાહ્મવિભાગમાં શ્રીમાળમાહાત્મ્યમાં ભિન્નમાલ માહાત્મ્ય નામનો અધ્યાય ૭૫ મો.

શ્રીમાળમાહાત્મ્ય સંપૂર્ણ.

# શ્રીમાળનગરનું ધોળ.

## " તારો માંડવો મોટેરો રચાવ, ઘેર મોટા વેવાઇઓ આવશેરે "

## એ રાગમાં ગાવાનું.

જીરે પ્રથમ પેહેલાં પ્રણમીએ પ્રેમથીરે;
જીરે ગૌરીપુત્ર ગુણસાગર ગણેશ, શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે વર્ણન કરીયે વિસ્તારી વિવેકથીરે;
જીરે મહિમા જેનો ગાય હમેશ, શ્રીમાળનગર સોહામણુંરે. ૧
જીરે મહાપૂરી એ છે મરૂ દેશમાંરે,
જીરે જ્યાં છે લક્ષ્મી નારાયણનો વાસ, શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે શોભા જેની સ્વર્ગપુરી સમાન છે;
જીરે ચળકે કોટ સોનાનો ચોપાસ; શ્રીમાળનગર સોહામણુંરે. ૨
જીરે રચના રૂડી વિશ્વકર્માએ રચીરે;
જીરે પૂરાં પાંચ જોજનમાં વિસ્તાર; શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે અષ્ટ સિદ્ધિ નવે નિધિ ત્યાં રહેરે;
જીરે ભર્યા ભલા રત્નોના ભંડાર; શ્રીમાળનગર સોહામણુંરે. ૩
જીરે મોટા મોટા મહેલ સાત માળનારે;
જીરે ઠામો ઠામ પારસ મણિના થંભ; શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે છજાંને અગાશી ઉંચી છાજતીરે;
જીરે જેને જોતાં ઉર ઉપજે અચંબ; શ્રીમાળનગર સોહામણુંરે. ૪
જીરે તોરણ મોતીનાં બાંધ્યાં ટોડલેરે;
જીરે લક્ષ્મીની દીસે છે લીલા લેહેર; શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે ધજાને પતાકા તણી પંક્તિયોરે;
જીરે સુવર્ણ ગારે લીંપ્યાં ઘર ચોફેર; શ્રીમાળનગર સોહામણુંરે. ૫

---

૧. આ ગીત દરેક શુભ પ્રસંગે તથા વેવાઇને માંડવે જમવા જતાં રસ્તામાં ગાવા જેવું છે, માટે બાળકીઓને મોહૃે કરાવવું. શ્રીમાળી ન્યાતિના ભૂષણ રૂપ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ. સી. આઇ. ઈ. એમણે આ ધોળ રચીને "શ્રીમાળી શુભેચ્છક" નામના ચોપાનિયામાં છપાવ્યું હતું. ત્યાંથી અત્રે ઉતારી લીધું છે.

જીરે ઘરોઘર આગળ નજર બાગમાંરે;
જીરે પક્ષી રૂડાં કરે છે કલોલ;　　શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે હીરા મણિયે જડિયાં હેમ પાંજરાંરે;
જીરે મેના પોપટ બોલે મધુરા બોલ; શ્રીમાળનગર સોહામણુંરે. ૬
જીરે મંડપ મનોહર છાયો ફૂલડેરે;
જીરે ઘેર ઘેર આનંદ ઉછવ થાય;　શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે વાજાં વાજે વિધવિધ વધાઈનાંરે;
જીરે ગોરી મળી મંગળ ગીતો ગાય; શ્રીમાળનગર સોહામણુંરે. ૭
જીરે ઘેર ઘેર ઘૂમે હાથી ઘોડલારે;
જીરે પાલખીને રથનો નહિ પાર;　શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે વિધવિધ કેરો વૈભવ શો વખાણીએરે;
જીરે દેવ દેવી જેવાં નરને નાર;　　શ્રીમાળનગર સોહામણુંરે. ૮
જીરે વાટે વાટે ફૂલડાં રૂડાં વેરીયાંરે;
જીરે ચૌટાને બજારે શોભા ચોક; શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે જાણે લાવી વૈકુંઠ વસાવીયુંરે;
જીરે લાખો વસે લખેશરી લોક;　શ્રીમાળનગર સોહામણુંરે. ૯
જીરે શ્રીમાળી સોની, શ્રીમાળી વાણિયારે;
જીરે વિપ્ર ત્યાં શ્રીમાળી વિદ્યાવંત; શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે ચોરાશી અવટંક ચૌદ ગોત્રનારે;
જીરે ચારે વેદ પાઠી આદીઅંત;　શ્રીમાળનગર સોહ.મણુંરે. ૧૦
જીરે આવે જોવા અમર ચઢી આકાશમાંરે;
જીરે નિરખી નિરખી હરખે હૈડામાંય; શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે લાયક લક્ષ્મી લીલા ચૌદ લોકનીરે;
જીરે તેનો સર્વે આવી વશિ છે ત્યાંય; શ્રીમાળનગર સોહામણુંરે. ૧૧
જીરે દીવાળીના દીવસ સદા દેખાયછેરે,
જીરે આનંદ આનંદ આઠે જામ;　શ્રીમાળનગર સોહામણુંરે;
જીરે જોવા જેવી જુક્તિ જ્યાં છે અતીઘણીરે;
જીરે દેખી રીઝે દલપતરામ;　　શ્રીમાળનગર સોહામણુંરે. ૧૨